# પ્રસ્તાવના

પરમાત્માના અનુગ્રહથી વેદાંતશાસ્ત્રના એક અતિ ઉપયોગી ગ્રંથનું ભાષાંતર ગુજરાતી ભાષાભિજ્ઞ વર્ગ સમક્ષ મૂકવાનો સુયોગ પ્રાપ્ત થાય છે. આ વિસ્તૃત ગ્રંથ આ પ્રકારે સંપૂર્ણ રૂપમાં પ્રકટ થવાની આશા દુરાશા જ હતી, છતાં પ્રારંભમાં જ આ ગ્રંથ કોઈ વિલક્ષણ ઘટનાના યોગે મારી પાસે આવ્યો. એ પ્રસંગનું વિશેષ નિરૂપણ કંઈક અસ્થાને લાગશે તેથી ટૂંકમાં જ જણાવીશ કે મારા હસ્તમાં આ અપૂર્વ ગ્રંથ મૂકી તેનું ભાષાંતર કરવાની પાછળથી પ્રેરણા જાગૃત કરનાર ઉરણ-નિવાસી **સ્વામીશ્રી જીવન્મુક્તજી** મહારાજને જ તેનો પ્રથમ યશ ઘટે છે; અને તેમની એ પ્રેરણાનિમિત્ત હૃદય સ્વાભાવિક ઉપકારાવનત થાય છે. પૂર્વેથી આ મહાત્મા સાથે કોઈ પરિચય નહોતો, પરંતુ **અવધૂત શ્રીહંસદેવજી**–જેમની સાથે પણ કંઈ જ સંબંધ તે કાળે નહોતો,–ઉરણ પધારવાના હતા તે નિમિત્ત મારે ઉરણ જવાનું થયું. મહાત્મા સાથે સ્વાભાવિક જ્ઞાનચર્ચા થઈ અને તેઓએ આ ગ્રંથનું ભાષાંતર કરવા સામાન્ય પ્રેરણા કરી. મારા સ્નેહી બંધુ શ્રીયુત જગન્નાથ પ્રભાશંકર પંડિત પણ તે સમયે સાથે હતા. તેમના 'પ્રાત:કાલ' માસિકમાં ભાષાંતર પ્રકટ કરવા તત્કાળ તેમણે ઇચ્છા દર્શાવી અને તેનો આરંભ થયો–સં. ૧૯૭૫ના જ્યેષ્ઠ માસમાં.

ત્યારથી આજપર્યંત 'પ્રાત:કાલ'ના કોઈ કોઈ અંકોમાં તે પ્રકટ થયું. પરંતુ અનેક સ્નેહીજનોને તેમ જ 'પ્રાત:કાલ'ના વાચકવર્ગને ગ્રંથની વસ્તુ બહુ રમ્ય અને આચરણીય જણાવા લાગી. વેદાંતના મર્મોને ઉકેલવામાં સરળતા અને રસિકતા-ભરેલી શૈલીએ તેમના વિશે આ વિષયમાં રસ ઉત્પન્ન કર્યો અને ગ્રંથને પૂર્ણ રૂપમાં પ્રકટ કરવાની ઇચ્છાનો ઘોષ સર્વના હૃદયમાંથી એકસરખો આવતો જણાયો. વિસ્તૃત ગ્રંથને પ્રકટ કરવામાં પ્રતિબંધક અનેક હેતુઓ જણાયા છતાં અનેકની સદભિલાષાના બળથી આજે આ રૂપમાં તે પ્રકટ થાય છે.

આ ગ્રંથનું ભાષાંતર ચાલતું ત્યારે વેદાંતવિષયક ઘણી બાબતોના સ્પષ્ટીકરણ-પ્રસંગે પૂજ્ય, બ્રહ્મવિદ્વર શ્રીમાન નર્મદાશંકરભાઈ સાથે ચર્ચા ચાલતી અને તેમના પ્રખર જ્ઞાનનો લાભ મળતો, ત્યારથી જ આ વેદાંતના રત્નસમૂહથી ભરેલા ગ્રંથની 'પ્રસ્તાવના અથવા આમુખ લખવાનું કાર્ય તેમને સોંપવામાં મારી વૃત્તિનો નિર્ણય થયો હતો. વેદાંતના ગહન વિષયમાં તેમના જેવા પ્રૌઢ જ્ઞાનવાન, અનુભવી પુરુષના હાથે એ કાર્ય થાય તો જનસમાજને આ ગ્રંથ કાંઈ વિશેષ પ્રકાશક થઈ પડે એ દૃષ્ટિથી જ તેમના પ્રતિ એ માગણી કરી હતી. પ્રસંગ એવો આવી પડ્યો કે, તે લખવાના સમયમાં તેમની શરીરપ્રકૃતિ અસાધારણ શિથિલ થવાનો યોગ પ્રકટ્યો. છતાં જરા સ્વસ્થ થતાં તેમણે તે સ્વીકૃત કાર્ય કરી આપ્યું એ તેમના મહદ્ ઉપકારનું સ્મરણ પણ આ સ્થાને પુનઃપુનઃ વૃત્તિમાં જાગ્રત થયા વિના રહેતું

નથી શાસ્ત્રીય વિષયોની કેટલીક ટિપ્પણી પણ તેમણે આપેલી છે, જે આ સાથે જોડેલી છે તેમનો આમુખ અનુભવપ્રકાશને પણ સુંદર રીતે પ્રકાશિત કરે છે, એ વિદ્વાન વાચકવર્ગને સ્પષ્ટ થયા વિના રહેશે નહિ બ્રહ્મજ્ઞાની થઈ બેસનારા અનેક બ્રહ્મજ્ઞાનીઓને પોતાના અનુભવને 'પ્રમારૂપ-અપ્રમારૂપ' સત્યજ્ઞાનરૂપ કે મિથ્યા જ્ઞાનરૂપ સમજનાને સાચી કસોટી ઉપર કસી જોવાની અગત્ય છે વેદાંતના પાના-પોથી વાચી બ્રહ્મજ્ઞાની થઈ બેસનારા ઘણે ભાગે યથાર્થ અનુભવથી દૂર હોય છે અને મિથ્યા કલ્પનામા જ રમનારા હોય છે, ત્યારે યથાર્થ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુ દ્વારા જ્ઞાનને ગ્રહણ કરનારા વિરલ અધિકારીઓના હૃદયમા સાચો અનુભવ સુવર્ણ સમાન ઝળકે છે અને કસોટી ઉપર આવતા પોતાના સત્યસ્વરૂપને દર્શાવે છે

ગ્રથ અને ગ્રથકારના સબધમા મારા ઉપર તેઓશ્રીએ છોડી દીધેલુ છે, છતા તેમના ઉદ્ગારો ટૂકાણમા પણ તે સબધમા આવી ગયા છે અને તે એવા મર્મસ્પર્શી સુદર ભાવવાળા છે કે મારે એ સબધમા વિશેષ લખવાની ભાગ્યે જ અગત્ય રહે તેમ છે

આ ગ્રથ વેદાંતનો કોઈ શાસ્ત્રીય ગ્રથ નથી. જેને શાસ્ત્રીય જ્ઞાનમાત્રની જરૂર છે, તેમને શાસ્ત્રીય પ્રક્રિયાઓ, શાસ્ત્રીય ઊહાપોહ અને નિર્ણયો દર્શાવનાર અનેક ગ્રથો ઉપલબ્ધ છે આ ગ્રથ શાસ્ત્રીય પદ્ધતિરહિત કદાચ હશે, પરતુ તેની મહત્તા મારા હૃદયથી કેટલાક કારણોથી ઓછી નથી પરતુ કેટલેક અંશે તો અધિક છે आत्मा वाऽरे द्रष्टव्य श्रोतव्य मन्तव्य निदिध्यासितव्य । એ શ્રુતિનો પ્રબોધ સુદર રીતે ચરિતાર્થ કરવામા આ ગ્રથ અત્યત સહાયક છે, એ સાચા તત્ત્વાભ્યાસીઓની દૃષ્ટિમા આવ્યા વિના રહેશે નહિ 'આ સસારરૂપ દેહમદિરમા હુ કોણ છુ' એ પ્રશ્ન ગુરુ પાસે શિષ્યભાવે મૈત્રેય આરભમા જ કરતો આ ગ્રથમા જણાય છે અને તેના સમાધાન અર્થે એક જ ઉત્તરથી પરાશર ગુરુએ જણાવ્યુ કે 'વાસ્તવિક તો દેહથી લઈને અજ્ઞાનપૂર્વકના જે જે પદાર્થ તે કહ્યા તે સર્વ મનવાણીને ગોચર છે તારુ સ્વરૂપ અવાઙ્મનસગોચર અર્થાત્ મનવાણીથી અગોચર છે' આરભથી જ આત્મસ્વરૂપની આમ સુદર રીતે લક્ષણા કરાવી અનેક દૃષ્ટાંતો, કથાઓ, ઉપકથાઓમા 'तत्त्वमसि તુ તે ચૈતન્ય (બ્રહ્મ) આત્મા છે' એ દૃઢ કર્યું છે અને જેમ જેમ તેનામા 'હુ ચૈતન્ય આત્મા છુ, હુ નિત્ય નિર્વિકાર નિર્વિકલ્પ સાક્ષી, ચેતન છુ' એ ભાવના દૃઢ થતી જાય છે, તેમ તેમ વારવાર ગુરુ પ્રતિ પુનઃપુનઃ એ ભાવવાળા મર્મવાક્યો ઉચ્ચારી પોતાની ગુરુપ્રબોધિત બુદ્ધિ એ નિશ્ચયમા દૃઢતી પ્રતીત કરાવે છે અનેક પ્રસગો ઉપસ્થિત કરી આ રીતે પરાશર ગુરુ મૈત્રેયના હૃદયમા વારવાર બ્રહ્મભાવ દૃઢ કરે છે, જગતનો મિથ્યા ભાવ દર્શાવે છે, જગતરૂપે પણ પરમાત્મા જ સભર વ્યાપક છે, એ વગેરે ભાગો તેની મહિમા આદર કરે છે આમ કરવા માટે અનન્ય પુનરુક્તિઓથી ભરેલો કેટલોક વિનાકારણ વિસ્તાર પામેલો આ ગ્રથ જણાશે, પરતુ મનન-નિદિધ્યાસન ઉપર જ તેનો પ્રધાન મોરચો હોવાથી અને જેને તત્ત્વજ્ઞાનને વાતમાથી અનુભવમા જ ઉતારવુ છે તેને તે જ અત્યત ઉપયોગી હોવાથી તેનુ મૂલ્ય અમૂલ્ય છે

વેદાંતતત્ત્વજ્ઞાનનો વિષય એટલે શુષ્કતા. સામાન્ય વાચક આ દૃષ્ટિથી જ તેને જુએ છે. કોઈ અધિકારી તેમાં પ્રવેશ કરવા યત્ન કરે છે, તોપણ આરંભમાં તો જાણે કોઈ પ્રવાસી હિમગિરિના એકાંત પ્રદેશોમાં ફરતો હોય તેવી સ્થિતિને અનુભવે છે. તેનાં ભવ્ય શિખરો, ગહન ગુફાઓ અને પ્રગાઢ વનરાજીઓ તેના હૃદય ઉપર ભવ્યતા અને પ્રૌઢતાની છાયા નાખે છે, પરંતુ તેના અલૌકિક સૌંદર્યને તે ધીમેધીમે જ અનુભવી શકે છે, છતાં એ સૌંદર્યના અનુભવમાં જેમ જેમ તેની દૃષ્ટિ કેળવાય છે, તેમ તેમ તેમાં અપૂર્વ રસનિષ્પત્તિ થાય છે. વેદાંતમાર્ગનું પણ તેમ જ છે. એક વાર તેના અપૂર્વ સૌંદર્ય પ્રતિ દૃષ્ટિ પડવી જોઈએ! પછીથી તેના સૌંદર્યથી મુગ્ધ થયેલી વૃત્તિ વારંવાર તેના રસાનુભવમાં પ્રવૃત્ત થયા કરશે. વેદાંતમાર્ગના પ્રવેશક અધિકારીઓના ચિત્ત ઉપર આ સૌંદર્યની ઝલક નાખવાનું કાર્ય આ ગ્રંથ બહુ ઉત્તમ પ્રકારે કરે છે. લેખક મહાત્માનો એ અપૂર્વ જ્ઞાનવિભવ દર્શાવે છે.

દેવગણ, ઋષિગણ અને જળચર, સ્થળચર અનેક પ્રાણીઓને અનેક પ્રસંગે સભા ભરીને વાદ કરતાં દર્શાવ્યાં છે, સ્થૂલ દેહની ઇંદ્રિયોને પણ અનેક અધ્યાત્મસિદ્ધોના રૂપે સંવાદમાં યોજી છે, એટલું જ નહિ પરંતુ માયા અને પરમાત્માને પણ વાદમાં આણી સર્વના મુખે એક ચેતન્ય વસ્તુ જ સત્ છે અને તે જ 'મારું તમારું સર્વનું સ્વરૂપ છે' એ જ નિશ્ચય સર્વના મુખે કરાવી સર્વ બ્રહ્મમય દર્શાવવાનો સુંદર યત્ન કરેલો છે. આ યત્ન કરવામાં કોઈકોઈ સ્થળે એકલી તત્ત્વદૃષ્ટિથી નહિ પરંતુ વ્યાકરણદૃષ્ટિથી તે જ ભાવ પ્રકટ કરી હું એ ચૈતન્યવસ્તુ છુ એવો ભાવ શબ્દોની વ્યુત્પત્તિમાંથી પણ પ્રકટ કરી બતાવવામાં આવ્યો છે. એમ કરવા જતાં વ્યાકરણદોષનો સ્વીકાર કરતા છતાં તેના તાત્પર્ય પ્રતિ જ દૃષ્ટિ આપવાની અગત્ય છે, એ સુજ્ઞ વાચકોએ અવશ્ય ધ્યાનમાં રાખવું ઘટે છે.

ષડ્દર્શનોમાં વેદાંતદર્શનની સર્વોત્કૃષ્ટતા, કર્મ, ભક્તિ અને જ્ઞાનમાં જ્ઞાનની વિશિષ્ટતા એ વગેરે બહુ સુંદરરૂપે આમાં સિદ્ધ કરવામાં આવ્યું છે. તેમાં પ્રચલિત અનેક વાદો પ્રતિ ઉપહાસ કે તીક્ષ્ણ કટાક્ષો નથી; પરંતુ પક્ષપાતરહિત અનુભવનો જ પ્રકાશ છે. આ ઉપરાંત વિરક્તતાના નામની પાછળ અનેક વેશધારી સાધુ-સંતોની પ્રચલિત રૂઢિઓ, તેમાં રહેલા મિથ્યાભિમાન આદિ દોષો પણ મૃદુ ભાવે દર્શાવી તે સર્વને તેનું સાચું સ્વરૂપ દર્શાવવાનો પ્રયત્ન કરવામાં પણ 'પક્ષપાતરહિત અનુભવપ્રકાશ' જ કર્યો છે.

કર્મની સિદ્ધિ નૈષ્કર્મ્યમાં જ રહેલી છે, ભક્તિનું પર્યવસાન સ્વમહમિદં च खलु वासुदेवः। એમાં જ થાય છે અને જ્ઞાન તો અવાચ્ય પદમાં જ સ્થાપે છે એ બાબતોનો ઉકેલ આ ગ્રંથના અધ્યયનથી થયા વિના રહેશે નહિ અને તેથી કરીને 'અનુભવશિખરે' જવાના આગ્રહધારી મુમુક્ષુઓને કીડીના વેગવાળા અન્ય માર્ગો ત્યાગી આ વિહંગમાર્ગે યત્ન કરવાનો દૃઢ વેગ પ્રકટશે અને વ્યોમવિહારી થવાં પરોક્ષ જ્ઞાનને પામી પરિણામે અપરોક્ષાનુભૂતિની દ્યુતિ તેમનામાં જાગશે ન

નિઃસંશય છે.

અનુભવપ્રકાશના કર્તા મહાત્મા વિશુદ્ધાનંદજી 'કાલી કમલીવાળા'ના નામથી અતિ પ્રસિદ્ધ છે. તેમનું જીવન યથાર્થ સાધુજીવન હતું. તેમની સાધુસેવા અને લોકસેવાની પ્રવૃત્તિઓ હૃષીકેશ–હરદ્વારના યાત્રિક સંતો અને સજ્જનોને સુવિદિત છે. તેમના જીવન સંબંધી વિશેષ હકીકત મેળવવા હૃષીકેશ મેં લખી જોયું; અન્ય સાધનો દ્વારા પણ તપાસ કરી, પરંતુ કોઈ વિશેષ હકીકત જાણી શકાયું નથી. મૂળ ગ્રંથમાંની સ્વામી યુગલાનંદવિહારીએ લખેલી ટૂંકી 'રૂપરેખા'નો સાર નીચે પ્રમાણે છે :

'આ મહાપુરુષે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કર્યા પછી ઘણો સમય દેશાટન, તીર્થાટનમાં વ્યતીત કર્યો અને પછી હૃષીકેશમાં આવી નિવાસ કર્યો. ત્યાં અનેક વિચારવાન વિદ્વાન સંત પુરુષોના સંગમાં બ્રહ્મવિચારમાં નિમગ્ન રહેતા. એ સ્થાન પ્રતિ ક્રમેક્રમે તેમની પ્રીતિ વૃદ્ધિને પામી અને ત્યાં જ પોતાનો સર્વ સમય વ્યતીત કર્યો. તેમના નિવાસ સમયે હૃષીકેશમાં વસનારા સાધુ–મહાત્માઓને અનેક પ્રકારનાં કષ્ટો સહન કરવાં પડતાં. ત્યાંનાં જંગલી ફળફળાદિથી નિર્વાહ કરવો, પહાડની ગુફાઓમાં પડી રહેવું, અનેક શારીરિક કષ્ટસમયે યથાપ્રાપ્તમાં નિભાવી લેવું વગેરે અનેક કઠિનતાઓ હતી. સંતોનાં આવાં કષ્ટોની નિવૃત્તિ અર્થે અને તેમના સુખ અર્થે ત્યાં ક્ષેત્ર સ્થાપન કરવા નિશ્ચય કર્યો અને તેઓ કલકત્તા ગયા. કલકત્તાના પ્રસિદ્ધ મહાજન શેઠ સૂર્યમલને ઉપદેશ કરી હૃષીકેશમાં અન્નક્ષેત્ર સ્થાપિત કર્યું અને ત્યારથી સંતોને કોઈ પ્રકારે કષ્ટ પડતું નથી. પ્રસિદ્ધ લક્ષ્મણ ઝુલાનો પુલ, હરિદ્વારમાં ધર્મશાળા વગેરે તેમના જ ઉપદેશના ફળરૂપ છે.

'અનેક સાધુ બ્રાહ્મણ તથા દીનદુઃખી જનોને જોઈને તે અતિ વિહ્વળ થતા અને તેમની સેવામાં તત્પર થતા. કેવળ લૌકિક સહાય જ નહિ પરંતુ પોતાના ઉપદેશામૃતથી અનેક દુરાચરણી અધમ જનોને સન્માર્ગમાં સ્થાપિત કરતા. તેમનાં વચનનો પ્રભાવ જ એવો હતો કે, તેમના ઉપદેશને શ્રવણ કર્યા પછી કોઈ પણ મનુષ્ય પુણ્યમાર્ગે પ્રયાણ કર્યા વિના રહેતો નહિ.

'આત્મજ્ઞાનનો ઉપદેશ કરવામાં તે એટલા કુશળ હતા કે મુમુક્ષુઓ થોડા જ સત્સંગમાત્રથી આત્મસાક્ષાત્કારને અનુભવતા.

'કોઈ ધર્મમત કે વેશ માટે આગ્રહ નહોતો. તેઓ માત્ર બે 'કામળી' રાખતા. સર્વધર્મ પ્રતિ સમભાવ રાખી સદાચરણ માટે સર્વને સરખો ઉપદેશ કરતા.

'પોતાના અંતસમયમાં પોતાના વિચારો સ્થાયી રહે એ હેતુથી એક ગ્રંથ ઉપદેશરૂપ 'પક્ષપાતરહિત અનુભવપ્રકાશ' તેમણે રચ્યો છે.'

લેખક મહાપુરુષને તત્ત્વજ્ઞાનના વિષયની કઠિનતા, ગૃહસ્થાશ્રમીને એ સાધનમાં વારંવાર વિચારના દ્રષ્ટા થઈ આવવાની વિષમમવિધાપ્રતમિદમ્ જેવી ગંભીરતા જણાઈ છે અને તેથી એમને ઉપદેશ કરતાં સદાચરણનો જ પ્રધાન બોધ કર્યો છે.

ગ્રંથ અને ગ્રંથકાર સંબંધમાં હવે વિશેષ પ્રસ્તાવની અગત્ય નથી. ગ્રંથના વિવિધ ભાવોને લઈને ઉપર પિંજણ થઈ શકે. પરંતુ પ્રિય વાચક! આપની મતિમાં એ સઘળું સ્વભાવથી જ વાંચતાંવાંચતાં સ્ફુરશે. અંતમાં આપને એ જ જણાવવાનું કે શાસ્ત્રાધ્યયન અવશ્ય કરજો. શાસ્ત્રાધ્યયન મતિને નિર્મળ કરશે, પરંતુ તેની શબ્દજાળનાં કોકડાની ગૂંચો ઉકેલવામાં મિથ્યા કાલક્ષેપ ન કરશો. વળી જો તેમાં પંડિતાઈ પામશો તો મિથ્યાભિમાનની વૃદ્ધિ જ થશે, જે અભિમાનનો સર્વથા ત્યાગ જ ઇષ્ટ છે. સાથેસાથે સાધનાભ્યાસમાં યોજનાર આ ગ્રંથનું અધ્યયન અવશ્ય કરજો. ગ્રંથના શબ્દ એક મહાપુરુષની વાણી છે એ વિસરશો નહિ. તેમાં લેખકનો સત્ય સંકલ્પ પણ ભળેલો છે. આવી વાણીમાં રહેલું ચૈતન્ય જ અજ્ઞાનાવરણનાં પડોને ભેદવાનું અપૂર્વ બળ ધરાવે છે. શબ્દબ્રહ્મના માહાત્મ્યને સમજનારાઓને તે સુસ્પષ્ટ છે. તમને તે અજ્ઞાત હોય તો પુનઃપુનઃ એ જ કહેવાનું કે આ ગ્રંથનું જરા સ્થિરતાથી અવલોકન કરો અને શબ્દબ્રહ્મની ચમત્કૃતિનો અનુભવ ગમ્ય થયા વિના તમને રહેશે નહિ અને પરિણામે ब्रह्मैवाहं ब्रह्मैव त्वं ब्रह्मैवैकं नान्यत्किंचित् એ અનુભવના શિખર ઉપર વિરાજશો.

અંતમાં, આ ગ્રંથને પ્રકટ થવામાં પણ સ્નેહીવર્ય બંધુ શ્રીયુત જગન્નાથ પંડિતે કેટલીક અનુકૂળતા કરી આપી છે, તેથી તેમનો તે નિમિત્ત ઉપકાર આ સ્થળે પ્રદર્શિત કરી યથાશક્તિ ઋણમુક્ત થવું યોગ્ય જણાય છે.

હવે જેના અનુગ્રહમાત્રથી જ અદ્વૈત વાસના ઉત્પન્ન થાય છે, એવા પૂજ્યતમ, પ્રિયતમ સદ્ગુરુ પરમાત્મા **શ્રીમન્નૃસિંહાચાર્યજી** પ્રતિ, એ અદ્વૈત વાસનાના બીજકને અંકુરિત કરનાર શ્રીમાન વિશ્વવંદ્ય પ્રતિ તથા તેને ફળવતી કરવા કરુણામૃતનું સિંચન કરનાર શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન પ્રતિ, જેમણે આ પુસ્તકની પ્રસિદ્ધિમાં અનેક પ્રકારની સાહાય્ય અર્પવા કૃપા કરી છે, તેમના પ્રતિ, આર્દ્રહૃદયની અનેક પ્રણામાંજલિપૂર્વક એ અવાચ્યપદના મહિમાને વાચ્ય ગ્રંથરૂપે આપ સર્વ બંધુ-ભગિની સમક્ષ મૂકીને વિરમું છું. ॥ ૐ ॥

સં. ૧૯૮૩ વૈશાખ શુદ્ધ ૧, } ચુનીલાલ જયશંકર ચોક્સી
તા. ૨-૫-૧૯૨૭ મુંબઈ.

# આમુખ

આ ગ્રંથને લગતી અથવા ગ્રંથકારને લગતી બાબતોની પ્રસ્તાવના ગ્રંથના અનુવાદ કરનાર પોતે જ લખનાર છે, તેથી મારે આ આમુખમા તે સંબંધી કાંઈ કહેવાનુ નથી આ ગ્રંથ વિસ્તારવાળો જ્યારે છપાયો હતો ત્યારે હુ અવલોકી ગયો હુ તે ઉપરથી કયા દૃષ્ટિબિંદુથી આ ગ્રંથ જોવામા આવે તો તે વાચકને ઉપયોગી થઈ પડશે, એ બાબત આ પ્રવેશક ભૂમિકામા હુ ચર્ચવા માગુ છુ

આપણા શાસ્ત્રો ત્રણ વર્ગમા પડે છે —(૧) અધિભૂતશાસ્ત્રો જેવા કે ન્યાય–વૈશેષિક, જ્યોતિ શાસ્ત્ર, ચિકિત્સાશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, વગેરે, (૨) અધિદૈવશાસ્ત્ર જેવા કે મંત્રશાસ્ત્ર, દેવતામીમાંસા, ઉપાસનાશાસ્ત્ર, ધર્મતંત્રો વગેરે, (૩) અધ્યાત્મશાસ્ત્ર- જેવા કે સાંખ્ય, યોગ, વેદાન્તશાસ્ત્ર વગેરે. અધિભૂતશાસ્ત્રો પ્રત્યક્ષને આધારભૂત લે છે, પરંતુ તેની પ્રમાણમર્યાદા તર્કમા સમાયેલી છે અધિદૈવશાસ્ત્રો કેવળ શબ્દપ્રમાણ ઉપર જીવે છે અધિભૂતશાસ્ત્રો જ્યારે તીવ્ર બુદ્ધિની અપેક્ષા રાખે છે, ત્યારે અધિદૈવશાસ્ત્રો દૃઢ શ્રદ્ધાની અપેક્ષા રાખે છે અધિભૂતદૃષ્ટિ પ્રસંગે જડવાદી થાય છે, અધિદૈવદૃષ્ટિ પ્રસંગે અંધશ્રદ્ધાવાળી બને છે અધ્યાત્મ શાસ્ત્ર તર્કને સ્વીકારે છે, પરંતુ તેનુ રાજ્ય તે ચિત્ત ઉપર થવા દેતુ નથી તે શાસ્ત્ર શબ્દના પ્રામાણ્યને પણ માને છે, પરંતુ શ્રદ્ધાસુંદરીને તર્કની સાંકળ વચ્ચે ચાલવા દે છે તે ઉપરાંત તે અનુભવ ઉપર પોતાના સિદ્ધાંતોનુ પ્રામાણ્ય વડે છે તર્ક વડે સિદ્ધ થયેલો નિર્ણય અને શ્રદ્ધા વડે સ્વીકારાયેલો શાબ્દિક નિર્ણય, અનુભવની કસોટી ઉપર ચઢવો જોઈએ વસ્તુના સ્વભાવ ગુણ અને સામર્થ્યને આપણે મર્યાદાવાળી ઇંદ્રિયોના અધ્યક્ષરૂપ જીવ સર્વજ્ઞ પરમેશ્વરની પેઠે નિરાવરણ પ્રત્યક્ષ અનુભવી શકતા નથી, અને તેથી આપણે તર્કનો અને શબ્દપ્રમાણનો આશ્રય લેવો પડે છે, તેમા કાંઈ જાતનો દોષ નથી પરંતુ આપણે તર્કના અતિશય વડે નાસ્તિક થવામાથી બચવુ અને શબ્દપ્રામાણ્યની જડતામાથી પણ છૂટવુ જોઈએ, આ બંને સાધનો આપણા અનુભવના ભાગ છે તે કંઈ અંગી નથી ચશ્મા નેત્રના સહાયક છે જો નેત્ર ન હોય તેને તે કંઈ દેખાડી દેતા નથી તેમ અનુભવરૂપ ત્રીજુ દિવ્ય નેત્ર ન હોય તો તર્ક અને શબ્દ કંઈ પાર જણાવી શકે તેમ નથી તર્કની અને શબ્દની —બુદ્ધિની અને શ્રદ્ધાની —કસોટી અનુભવ જ કરે છે પરંતુ અનુભવ પ્રમારૂપ છે કે અપ્રમારૂપ છે—સત્યજ્ઞાનરૂપ છે કે મિથ્યાજ્ઞાનરૂપ છે,—એ બાબતમા સાવધ રહેવાની જરૂર છે ઘણા અધ્યાત્મશાસ્ત્રના અભ્યાસકો પોતાના મનના તરંગોને સાચા અનુભવરૂપ માની લે છે તેઓ ભ્રમનો રાજ્ય અને તત્ત્વજ્ઞાનનો ભેદ પણ કરી શકતા નથી તેવા અધિદૈવ શાસ્ત્રના ધર્મવાદી કરતા કોઈ રીતે ચઢિયાતા હોતા નથી સાચા વધારાની અનુભવના

પ્રામાણ્યની ચોકસી કરે છે અને સત્યજ્ઞાન અને આભાસજ્ઞાનનો વિવેક કરે છે. સત્યજ્ઞાન અને આભાસજ્ઞાન બંને બુદ્ધિના જ પ્રતિભાસો છે. પરંતુ પ્રમાજ્ઞાન વસ્તુના સ્વભાવ, ગુણ અને કર્મને અનુસરે છે, જ્યારે મિથ્યા જ્ઞાન (અપ્રમા) વસ્તુના સ્વભાવ, ગુણકર્મને અનુસરતું નથી.

સત્યજ્ઞાન અથવા પ્રમા ઇંદ્રિયજન્યપ્રત્યક્ષજ્ઞાન જ હોવું જોઈએ એવો કંઈ નિયમ નથી. તે નિર્ણયાત્મક બુદ્ધિરૂપ પણ હોઈ શકે છે. ઇંદ્રિયોથી અગોચર પદાર્થ પણ સત્યજ્ઞાનનો વિષય બની શકે છે;' માત્ર તેના સત્યપણાની ખતરીની પદ્ધતિ આપણે જાણવી જોઈએ. જેમ ચક્ષુરિન્દ્રિયથી ન જણાય તેવાં કિરણો—'એક્સ રેઝ' બીજાં સાધનો વડે અનુભવમર્યાદામાં આવે છે અને તેથી પ્રમાજ્ઞાનનાં વિષય બને છે. ઝાંઝવાનું જળ ચક્ષુરિન્દ્રિયથી અનુભવાતું છતાં મિથ્યા જ્ઞાનરૂપ સમજાય'છે. સૂર્ય અસાધારણ મોટો છતાં થાળી જેવડો ઇંદ્રિયગોચર થાય છે, પરંતુ તેનું અસાધારણ મોટાપણું વિજ્ઞાને કરીને સમજાય છે. આ પ્રમાણે અગોચર વિષય ગોચર થાય છે. પ્રસંગે ગોચર વિષય તદ્દન ખોટો ઠરે છે અને પ્રસંગે ગોચર વિષય તેની દેખાતી મર્યાદા કરતાં અન્ય સાચા રૂપમાં સમજાય છે. પહેલા પ્રસંગમાં બાહ્ય ઇંદ્રિયની અશક્તિ અગોચર પદાર્થને ગોચર થવા દેવામાં પ્રતિબંધક હોય છે; બીજા પ્રસંગમાં બાહ્ય ઇંદ્રિયની રચના અને બાહ્ય સંજોગો ભ્રમપ્રતીતિ ચાલુ રાખવામાં નિમિત્તો છે; ત્રીજા પ્રસંગમાં બાહ્ય ઇંદ્રિયની શક્તિની મર્યાદા સાચા અનુભવની પ્રતિબંધક છે. પરંતુ આ ત્રણેમાં સત્ય વસ્તુનો નિર્ણય આપણી બુદ્ધિ કરી શકે છે એટલે કે 'એક્સ રેઝ' છે એમ જાણી શકીએ છીએ, ઝાંઝવાનું જળ દેખાવા છતાં વસ્તુત નથી એમ સમજી શકીએ છીએ; સૂર્ય થાળી જેવડો દેખાવા છતાં તે અસાધારણ મોટો છે એમ સમજીએ છીએ. આ સત્યજ્ઞાન અથવા અનુભવને અધ્યાત્મશાસ્ત્રમા—પરોક્ષ અને અપરોક્ષ એમ બે પ્રકારનું માનવામાં આવે છે. એ બન્ને જ્ઞાન પ્રમાણભૂત છે એટલે સાચાં છે. પરંતુ જેમ અરુણોદય થયા વિના સૂર્યોદય થતો નથી, તેમ પરોક્ષ જ્ઞાન વિના અપરોક્ષ જ્ઞાન ઉદય પામતુ નથી.

બાળકના પ્રથમ અનુભવમાં ઝાંઝવાનુ જળ આવે ત્યારે તે તેને સાચું માની પોતાનાં માબાપને તે તરફ જવા વારવાર કહે છે, તેવા પ્રસંગે તેના મિથ્યાપણાનો નિશ્ચય બાળકને અનેક રીતે માબાપ કરાવી શકે છે. તેને તે જ સ્થાને બાળકને ઊભો રાખી સૂર્યપ્રકાશ ઓછો થતાં ભ્રમને અળપાયેલો દેખાડે છે; જેટલે અંતરે તે જળના જેવો ભાસ થાય તેટલે અંતરે ચાલીને જતાં જળ આઘું ગયેલુ દેખાડે છે—આ વગેરે અનેક લૌકિક ઉપાયો વડે બાળકના અંત કરણમાં આ દેખાતુ જળ જળ નથી, પરંતુ આભાસમાત્ર છે એવો દૃઢ નિશ્ચય જગવવામાં આવે છે. ત્યાર પછી બાળકનો અને પ્રૌઢ માબાપનો ઝાંઝવાના જળના મિથ્યાપણાનો અનુભવ સરખો બને છે. જો કે પ્રતીતિ જેવી ને તેવી કાયમ રહે છે. આ જ ન્યાય અધ્યાત્મશાસ્ત્રમાં પણ પ્રવર્તે છે.

અધ્યાત્મશાસ્ત્રની વેદાંતશાખાની મર્યાદાના ત્રણ પાયાના સિદ્ધાંતો છે :—(૧)

આ જગત જેમ ખારી ભૂમિ ઉપર ઝાંઝવાનું જળ ભાસે તેવું, બ્રહ્મતત્ત્વ ઉપર ભાસતો એક વિવર્ત છે અને જેમ ઝાંઝવાનું જળ મિથ્યા છે તેમ જગત પણ મિથ્યા છે, (૨) ભૂમિ જેવી સાચી છે તેવું બ્રહ્મતત્ત્વ પરમાર્થસત્ય છે, (૩) આ પરમાર્થસત્ય વસ્તુ કોઈ આપણાથી ભિન્ન પદાર્થ નથી, પરંતુ તે આપણો ખરો આત્મા છે. જગન્મિથ્યાત્વ, બ્રહ્મસત્યત્વ અને જીવબ્રહ્મનું એકપણું—આ ત્રણ સિદ્ધાંતો જ્યારે દૃઢ પરોક્ષ જ્ઞાનરૂપ બને, ત્યારે વેદાંતશાસ્ત્રના અભ્યાસકે પચાસ ટકાનો વિજય મેળવ્યો કહેવાય અને તે અપરોક્ષ જ્ઞાનરૂપ બને ત્યારે તેણે સો ટકા સિદ્ધિ મેળવી 'વિદ્વાન' પદવીને મેળવી ગણાય.

'બ્રહ્મવિદ્' અથવા 'વિદ્વાન' પદવી મેળવ્યા પછી વિદ્યાની ચઢિયાતી બે પાયરીઓ હોય છે અને તે બ્રહ્મવિદ્વરિયાન, બ્રહ્મવિદ્વરિષ્ઠ એ સંજ્ઞાવાળી હોય છે. આ ત્રણે પદવી અપરોક્ષ જ્ઞાનની છે; તેમાં પહેલી તે ઉદયભૂમિકા છે, બીજી પૂર્વાહ્નભૂમિકા છે અને ત્રીજી મધ્યાહ્નના સૂર્ય જેવી છે.

આ ગ્રંથમાં પરોક્ષજ્ઞાનની અરુણોદયભૂમિકાનું ચોક્કસ નિરૂપણ છે અને અપરોક્ષ અનુભવની ઉદય, પૂર્વાહ્ન અને મધ્યાહ્નભૂમિકાનાં રૂપો અને રંગોનાં તેમાં છાયાચિત્રો છે.

આ ગ્રંથકારે વેદાંતશાસ્ત્રનાં પ્રમેયો અથવા જાણવા યોગ્ય મુદ્દાઓનું જાણે એક સાજન અથવા વરઘોડો કાઢી ડંકા–નિશાન બજાવવાનું મુખ્ય કામ કર્યું હોય તેમ જણાય છે. મોટા વરઘોડામાં ડંકા–નિશાન જેના હાથમાં હોય, તે પછવાડેનું સાજન કેમ આવે છે, શોભા કેવી છે, વગેરે જોવા રહેતો નથી, પણ જ્યાં જવાનું છે તે તરફ જ પોતાના ડંકા–નિશાનવાળા ઘોડાને ચલાવે છે અને સઘળો વરઘોડો તેની પછવાડે આવે છે, તેમ આ મૂળ ગ્રંથના કર્તાએ વેદાંતશાસ્ત્રના ત્રણ ડંકા બજાવવામાં જ ધ્યાન રાખ્યું છે. ગ્રંથનો સંદર્ભ અથવા અનુબંધ કેવો રહ્યો છે તે ઉપર તેમણે ભાગ્યે લક્ષ આપ્યું જણાય છે. તેની વ્યુત્પત્તિઓ કેટલેક સ્થળે કલ્પિત છે, પરંતુ આખ્યાનો, ઉપાખ્યાનો, સંવાદો, કથાઓ, ઉપકથાઓના ભંડારમાંથી જ તે લીધેલી છે.

**'હું નિર્વિકાર, નિર્વિકલ્પ, અચલ, અસંગ બ્રહ્મચૈતન્ય છું.'**

આ સર્વોત્તમ રત્નનો મુકુટ માથા ઉપર રાખી પોતે સ્વરાજ્યને મેળવવા લાયક છે એમ તે દર્શાવી શક્યા છે. તેમણે શરીરે ભલે 'કાળી કામળી' પહેરી ફકીરી દર્શાવી હોય, તો પણ તેનો ભીતર–આત્મા—सर्वात्मत्वमहाविभूतिसहितं स्यादीश्वरत्वं स्वतः । सिद्धयत्तत्पुनरष्टधापरिणतं चैश्वर्यमव्याहतम् । એ દક્ષિણામૂર્તિ સ્તોત્રની ફલશ્રુતિ પ્રમાણે સર્વોત્તમભાવની અદ્ભુત વિભૂતિવાળો જણાય છે. મુકુટનાં રત્નો બરાબર જડાયાં નથી, આડાંઅવળાં બેઠાં છે, પણ તે ખોટાં નથી પણ સાચાં છે.

ગ્રંથકર્તાએ પોતાના અનુભવપ્રકાશને 'પક્ષપાતરહિત' સંજ્ઞા આપી છે. તેનું કારણ એવું જણાય છે કે અધિભૂત શાસ્ત્રનો ઝોક જગતના સાચાપણા ઉપર છે અને અધિદૈવશાસ્ત્રનો ઝોક પરમેશ્વરની જગતકારણતા ઉપર—તેની ઉપાસના ઉપર

છે. આ બન્ને પ્રકારની દૃષ્ટિઓ એકએક બાજુએ ઢળતી હોવાથી પક્ષપાતવાળી છે, તે દૃષ્ટિઓ સુંદર મોહમય કટાક્ષવાળી છે. એક જગતના કલ્પિત સૌંદર્યના મોહમાં આપણને ડુબાડે છે. બીજી દૃષ્ટિ પરમેશ્વરના સગુણરૂપમાં સાયુજ્ય પામવાના મોહને આપણામાં જગવે છે. અધ્યાત્મદૃષ્ટિ શિવના ત્રીજા નેત્ર જેવી જગતને બાળે છે અને પોતાના આત્મસમાન કોઈ બીજો દેવ નથી એ દેખાડી પ્રકારે દેવાધિદેવ પોતે છે એવું દર્શાવી યથાર્થ પરમેશ્વરભાવને જગવે છે.

આ ગ્રંથ તીવ્ર વૈરાગ્યભાવવાળો કદાચ જણાશે, તોપણ તેમાં ઘણા કોમળ ભાવોને ઉત્પન્ન કરે એવા પુરાણોના રમ્ય પ્રસંગો છે. તે મિથ્યા ધર્મના આડંબરને ત્યજાવે તેવો છે, ઇતિહાસના ઘણા અધ્યાત્મમર્મોને પ્રકટ કરે છે અને બીજા વેદાંત-ગ્રંથોની પેઠે સ્ત્રીનિંદાથી ભરેલો નથી.

ગુજરાતી ભાષામાં વેદાંતશાસ્ત્રના નિર્ણયો આખ્યાન-ઉપાખ્યાનવડે રમૂજી ભાષામાં સમજાવે તેવી શૈલી અનુવાદ કરનાર વિદ્વાને સ્વીકારી છે અને કઠિન શબ્દોના ટિપ્પણ વડે સિદ્ધાંત સમજવામાં સુગમતા કરી આપી છે.

હું ધારું છું કે, અધ્યાત્મશાસ્ત્રનાં રસિક સ્ત્રીપુરુષોને આ ગ્રંથ ઘણા મધુર ભાવોને પ્રકટાવી આખરે શાંતરસની નિષ્પત્તિ કરવામાં ઉપકારક થઈ પડશે.

બોરીવલી,
૨૪-૪-'૨૭

**નર્મદાશંકર દેવશંકર મહેતા**

# અનુક્રમ

## પાંચમો સર્ગ

## સાતમો સર્ગ

## આઠમો સર્ગ

| વિષય | પૃષ્ઠ |
|---|---|



## કિંચિત્ બહિર્ કથાનો સાર

॥ ॐ ॥

# પક્ષપાતરહિત અનુભવપ્રકાશ

## પહેલો સર્ગ

એક પ્રસંગે કોઈ એક એકાંત સ્થાનમાં વસિષ્ઠના પૌત્ર અને શક્તિના પુત્ર પરાશર યથેચ્છ બેઠા હતા. તે સમયે મિત્રાનો પુત્ર મૈત્રેય આવ્યો. તેણે વેદવિધિથી પરાશરને પોતાના ગુરુ જાણીને તેમના પ્રત્યે પોતાની પૂર્ણ શ્રદ્ધાથી શિષ્યભાવ ધારણ કર્યો. હાથ જોડીને શિષ્ય-રીતિને અનુસરીને તેણે તેમને પ્રશ્ન કર્યો:

હે ભગવન્! આ સંસારરૂપી દેહમંદિરમાં હું કોણ છું? શું હું શ્રોત્રાદિક (કાન વગેરે) જ્ઞાનેંદ્રિયોના સમૂહરૂપ છું? અથવા એકએક જ્ઞાનેંદ્રિય છું? વાક્આદિક (વાણી વગેરે) કર્મેંદ્રિયોના સમૂહરૂપ છું કે એકએક વાક્આદિક ઇંદ્રિયરૂપ છું? પ્રાણાદિ વાયુઓના સમુદાયરૂપ છું કે એકએક પ્રાણાદિ વાયુરૂપ છું? મન આદિ ચતુષ્ટય (ચાર) અંતઃકરણરૂપ છું કે મનબુદ્ધિ આદિ એકએકરૂપ હું છું? સ્થૂલ–સૂક્ષ્મરૂપ જે આકાશાદિ પંચમહાભૂત છે તેના સમુદાયરૂપ છું કે આકાશાદિ એકએક રૂપ છું? અથવા તે પંચભૂતના કાર્યરૂપ જે દેહ તે હું છું કે કામ, ક્રોધ આદિ પચીસ પ્રકૃતિરૂપ છું કે સ્થાવરરૂપ છું કે જંગમ-રૂપ છું કે વ્યાપકરૂપ છું કે પરિચ્છિન્નરૂપ છું? (મર્યાદિત) પરમાણુ-રૂપ છું કે અપરમાણુરૂપ છું? ભૂતપિશાચાદિરૂપ છું? કોઈનું પ્રતિબિંબ છું કે બિંબરૂપ છું?

હે ભગવન્! હું જીવ છું? ઈશ્વર છું કે બ્રહ્મ છું? જડરૂપ છું કે ચેતનરૂપ છું? સર્વશક્તિમાન છું કે સર્વશક્તિરહિત છું? માયા અને અવિદ્યાના સંબંધવાળો છું કે તેમના સંબંધથી રહિત છું? માયા અથવા અવિદ્યાથી મોહિત છું કે અમોહિત છું? સુખદુઃખનાં કારણ એવા ધર્માધર્મવાળો છું કે તેથી રહિત છું? ધર્માધર્મનાં કાર્યરૂપ એવા સુખદુઃખનો ભોક્તા છું કે અભોક્તા છું? ક્રિયાવાન છું કે અક્રિય છું? શાંતિ આદિ મનના ધર્મરૂપ છું કે ધર્મી(ધર્મવાળો)રૂપ છું કે તેનાથી રહિત છું? સમાધિરૂપ છું કે વિક્ષેપરૂપ છું કે તેનાથી રહિત છું? રૂપાદિક વિષયરૂપ છું કે તેનાથી રહિત છું? નિત્ય છું કે અનિત્ય છું? દશ્ય છું કે દ્રષ્ટા છું કે દશ્ય–દ્રષ્ટા બનેરૂપ છું કે તેનાથી રહિત છું? બ્રાહ્મણાદિક વર્ણવાળો છું કે બ્રહ્મચારી આદિ આશ્રમી છું કે તેનાથી રહિત છું?

હે દીનબંધુ! કૃપાળુ ગુરુ! આ દેહમાં હું સગુણરૂપ છુ કે નિર્ગુણરૂપ છું? દેવ છું કે મનુષ્યરૂપ છું? સ્ત્રી છું, પુરુષ છું કે નપુંસકરૂપ છું? બીજાથી જોવામાં આવી શકું છું કે નહિ? ગ્રહણરૂપ છું કે ત્યાગરૂપ છું? ઇયત્તા–મર્યાદા–વાળો છું કે ઇયત્તારહિત છું? સારાંશ કે હું અનંત છું કે અંતવાળો છું? મધુર રસાદિરૂપ છું કે તેનાથી રહિત છું? ઋષિ છું કે મુનિ છું? અનેક શાસ્ત્રરીતિ પ્રમાણે પચીસ, એકસો પચીસ કે સત્તાવીસ પ્રકૃતિરૂપ છું કે તેનાથી રહિત છું? વ્યાપક છુ કે અવ્યાપક છું? અસંગ છું કે સંગી છું? હું મૃત્યુ પામું છું કે નહિ? આંખ આદિ જ્ઞાનેંદ્રિયોના પ્રકાશક અને અભિમાની સૂર્યાદિ દેવતારૂપ છું કે તેનાથી રહિત છું? વાક્આદિક કર્મેંદ્રિયોના અભિમાની અગ્નિ આદિ દેવતારૂપ છું કે તેનાથી રહિત છું? તેજ પ્રમાણે મન વગેરે અંતઃકરણ-ચતુષ્ટયના અભિમાની ચંદ્રમાદિ દેવતારૂપ છું કે નહિ? મન વગેરેના સંકલ્પાદિ ધર્મરૂપ છું કે નહિ? તાત્પર્ય કે પંચજ્ઞાનેંદ્રિય, પંચકર્મેંદ્રિય, અંતઃકરણચતુષ્ટય, શબ્દાદિક ચતુર્દશ (શ્રોતાદિક ઇંદ્રિયોના વિષય) તથા તેમના ચતુર્દશ (ચૌદ) દેવતા આદિ ચતુર્દશ ત્રિપુટીરૂપ છું કે નહિ, કે તેનાથી રહિત છું? અથવા શ્રોત્રાદિ ઇંદ્રિયોના બધિરત્વાદિક (બહેરાપણું વગેરે) ધર્મરૂપ છું કે તેનાથી રહિત છું? દૂર છું, સમીપ છું, લાંબો છું, પહોળો છુ, ઊર્ધ્વ(ઊંચો)રૂપ છું કે અધો(નીચો)રૂપ છું? દિશા અથવા ઉપદિશારૂપ છું કે તેનાથી રહિત છું? પ્રયાગાદિ તીર્થરૂપ છું કે નહિ? અથવા તો પ્રયાગાદિ તીર્થોના અભિમાની વેણીમાધવ આદિક છું કે નહિ? વક(વાંકો)રૂપ છું કે અવકરૂપ છું? માતારૂપ

છું, પિતારૂપ છું, પુત્રરૂપ છું કે માતાપિતાદિ ભાવથી રહિત છું? સાત વ્યાહૃતિરૂપ[1] ભૂઃ આદિ ઉપરના લોક છું કે અતલ આદિ નીચેના લોક છું? તે તે લોકમાં રહેવાવાળો છું કે નહિ? રસાદિ સાત ધાતુરૂપ છું કે નહિ? આકાશાદિ પંચભૂતોના શબ્દાદિ ગુણરૂપ છું કે તેનાથી રહિત છું? કોઈ ઉત્તમ પદાર્થરૂપ છું, મધ્યમ છું કે કોઈ નિકૃષ્ટ (નીચ) પદાર્થ છું? જાગ્રતરૂપ છું કે સ્વપ્નરૂપ છું? સુષુપ્તિરૂપ છું કે તુરીયરૂપ છું કે તુરીયાતીત છું? જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિના અભિમાની વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ નામનો જીવ છું કે જાગ્રદાદિ અવસ્થાના અભિમાનથી રહિત છું? વ્યષ્ટિ સ્થૂલ શરીર છું કે વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર છું કે વ્યષ્ટિ કારણ શરીર છું કે સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, સમષ્ટિરૂપ છું કે તેનાથી રહિત છું? પંચકોશરૂપ છું કે તેનાથી રહિત છું? વૈખરી, મધ્યમા, પશ્યંતી અને પરા[2] વાણીરૂપ છું કે તેનાથી રહિત છું? સમષ્ટિ કારણ શરીર છું કે સમષ્ટિ સૂક્ષ્મ શરીર છું કે સમષ્ટિ સ્થૂલ શરીર છું કે સમષ્ટિ સ્થૂલાદિ શરીરોના અભિમાની, ક્રમથી વિરાટ, હિરણ્યગર્ભ કે ઈશ્વર છું? કે સમષ્ટિ સ્થૂલાદિ અભિમાનથી રહિત છું? સત્ત્વગુણરૂપ છું, રજોગુણરૂપ છું, તમોગુણરૂપ છું કે તેનાથી રહિત છું? અમાનિત્વ આદિ દૈવી સંપત્તિરૂપ છું કે દંભાદિ આસુરી સંપત્તિરૂપ છું? છ ઊર્મિવાળો છું કે નહિ? છ ભાવ[3] વિકારોવાળો છું કે નહિ? શ્રોત્રાદિક ઇંદ્રિયોના તથા મનાદિકનો હું વિષય છું કે નહિ? તાત્પર્ય કે મન આદિ ઇંદ્રિયો વડે હું જાણવામાં આવી શકું છું કે નહિ? સ્વપ્રકાશ છું કે પરપ્રકાશ છું? કર્મવાન છું કે નથી? કર્મ-ઉપાસનાનાં ફળનો ભોક્તા છું કે નહિ? તથા કર્મ અને ઉપાસનાનો કર્તા હું છું કે કોઈ બીજો? હું નિષ્કર્તવ્ય (કર્તવ્યવિનાનો) છું કે સકર્તવ્ય છું? બંધરૂપ છું, મોક્ષરૂપ છું કે તેનાથી રહિત છું? કારણસ્વરૂપ છું, કાર્યસ્વરૂપ છું કે તેનાથી રહિત છું? ગુરુના ઉપદેશથી અથવા શાસ્ત્ર દ્વારા હું જાણવામાં આવી શકું છું કે

---

૧. મંત્રદેવતાના સંક્ષેપમાં રૂપ, ગુણ અને કર્મ જણાવનાર બીજાક્ષરો.

૨. વૈખરી=ઉચ્ચારના ક્રમથી બીજો સાંભળનાર સમજી શકે એવી સ્પષ્ટ વાણી; મધ્યમા=ઉચ્ચારના ક્રમથી ઉદય પામેલી પરંતુ બોલનાર પોતે જ સમજી શકે એવી વાણી; પશ્યંતી=ઉચ્ચારની જરૂર વિનાની, પરંતુ વિચારમાં એકીવખતે (અક્રમભાવે) અર્થનું ભાન કરાવનાર વાણી અને પરા=જેમાં શબ્દ અને અર્થ સંયુક્ત છે, છૂટા પડ્યા જ નથી એવી વાણી.

૩. જરા, મરણ, ક્ષુધા તૃષા, શોક અને મોહ એ ૭ વિકારો.

નહિ? દેશ, કાળ અને વસ્તુસ્વરૂપ છું કે તેનાથી રહિત છું? નામરૂપ-સ્વરૂપ છું કે તેનાથી રહિત છું?

હે ભગવન્! હું આદિ છું કે અનાદિ છું? સચ્ચિદાનંદસ્વરૂપ છું કે નહિ? ચજ્ઞદાનાદિરૂપ છું કે તેનાથી રહિત છું? પંડિત છું કે અપંડિત? સ્વામી છું કે દાસ છું? સ્થાવર છું કે જંગમ? બાળક છું, યુવાન છું કે વૃદ્ધ છું? બાળકાદિ અવસ્થારૂપ છું કે નહિ? સુંદરરૂપ છું કે અસુંદરરૂપ છું? અંધકારરૂપ છું કે પ્રકાશરૂપ છું? સુખદુઃખરૂપ છું કે તેનાથી રહિત છું? લક્ષ્યરૂપ છું કે વાચ્યરૂપ[1] છું? હેયોપાદેયરૂપ[2] છું કે તેનાથી રહિત છું? કર્મરૂપ છું કે અકર્મરૂપ છું? સર્વ જગતનું ઉપાદાનકારણ અજ્ઞાન અથવા માયારૂપ છું કે તેનાથી રહિત છું? આ સર્વ કહેવાયેલા પદાર્થોમાં હું કોણ છું? હે શાંતિદાયક કૃપાળુ! સર્વના હિતેચ્છુ અને સર્વ શિષ્યોના સંતાપનો નાશ કરનારા કરુણાનિધિ! હે અજ્ઞાનનાશક દીનબંધુ! હે યથાર્થદર્શક! હે સંશય-વિધ્વંસક સદ્ગુરુ! આપ કૃપા કરીને મને આ સંશયરૂપ સમુદ્રથી પાર કરો; કારણ કે મેં આપનું શરણ ગ્રહણ કર્યું છે.

આ પ્રકારની શ્રદ્ધાવાન શિષ્ય મૈત્રેયની રસભરી વાણી સાંભળી શ્રીપરાશર મુનિએ સર્વ પ્રશ્નોનું કેવળ એક જ ઉત્તરથી સમાધાન કર્યું:

હે મૈત્રેય! આગળ તેં દેહથી લઈને અજ્ઞાન સુધી જે સર્વ પદાર્થો કહ્યા છે, તે તું નથી; કારણ કે અજ્ઞાન અને અજ્ઞાનના કાર્યરૂપ જે સર્વ પદાર્થ છે તે પરસ્પર વ્યભિચારી (અર્થાત્ ભેદવાળા) છે, પરસ્પર અપેક્ષાવાળા છે, પોતપોતામાં કાર્યકારણભાવવાળા છે, ચેતનના દૃશ્યરૂપ છે, દેશકાલવસ્તુપરિચ્છેદવાળા છે, છ પ્રકારના વિકારવાળા છે અને અતિશયતાદિ દોષવાળા છે. તે ભ્રમજ્ઞાનના વિષયરૂપ છે, જડ છે, કહેવામાત્ર છે, માત્ર સ્વપ્નવત્ પ્રતીત થનારા છે, અવિદ્યાના પરિણામરૂપ છે, ચેતનના વિવર્ત(ફેરફાર)રૂપ છે અને રજ્જુમાં સર્પની માફક તારા સ્વરૂપમાં તેમની કેવળ મિથ્યા પ્રતીતિમાત્ર થાય છે. તે સ્વપ્નના દેખાવ જેવા જ છે, વસ્તુતઃ સત્ય નથી. હે મૈત્રેય! વાસ્તવમાં તો, દેહથી લઈને અજ્ઞાનપૂર્વકના તેં જે જે પદાર્થો કહ્યા છે, તેમ જ અન્ય પણ જે અનેક પદાર્થો છે, તે સર્વ મનવાણીને ગોચર છે અને તારું સ્વરૂપ તો અવાઙ્મનસગોચર (મનવાણીથી અગોચર) છે. તેને સાક્ષાત્

૧. લક્ષ્ય=લક્ષણાથી સમજાય તેવો; વાચ્ય=શબ્દની વાચક શક્તિથી સમજાય તેવો.

૨. હેયોપાદેય=હેય+ઉપાદેય=ત્યજવા અથવા મેળવવા યોગ્ય.

કહેવાને તો હું પણ સમર્થ નથી. તેમ જ તું પણ તેને સાક્ષાત્ દશ્યરૂપે જાણવાને સમર્થ નથી; કારણ કે સર્વ જીવો જે વિષયસુખને નિત્ય અનુભવે છે, તે શબ્દસ્પર્શાદિક વિષયજન્ય સુખ છે, એમ છતાં કોઈ પણ તેને ય સાક્ષાત્ દશ્યની માફક કહેવાને તથા જાણવાને સમર્થ નથી થતું, ત્યારે આત્મસ્વરૂપસુખ કોઈ પ્રકારે મનવાણીના વિષયરૂપ નથી તેને વિદ્વાન સાક્ષાત્ કોઈ દૃષ્ટાંત વિના શી રીતે કહી શકશે કે મુમુક્ષુ જાણી શકશે? આમ કહેવાનું કે જાણવાનું કશું જ બની શકશે નહિ. હાલ કોઈ એક દૃષ્ટાંતથી તેનું કથન અને જાણવાનું બંને થઈ શકે છે. જે જગતની ઉત્પત્તિ, પાલન અને સંહારરૂપ વ્યવહાર કરનારો છે, તે જ જગતનો સ્વામી પરમાત્મા છે. આ જગત તો તેની જ મનથીય અચિંત્ય એવી રચના છે.

આ તટસ્થ લક્ષણના દૃષ્ટાંતથી જે પ્રમાણે પરમાત્માનું સ્વરૂપ જાણવામાં આવે છે અને જે પ્રમાણે ચિત્રોને જોઈને તે ચીતરેલાં હોવાનું અનુમાન કરવામાં આવે છે, તે જ પ્રમાણે હે સુબુદ્ધિમાન મૈત્રેય! જેના વડે સુખદુઃખ આદિ સર્વ પદાર્થો સિદ્ધ થાય છે, તે જ તારું સ્વરૂપ છે. વળી જે મનના સ્ફુરણથી પ્રથમ સ્વતઃ (આપોઆપ) સિદ્ધ છે અને જે મનનાં શુભઅશુભ સ્ફુરણોના સાક્ષીરૂપે નિર્વિકાર (રહેલ) છે, તેમજ જે મનના સ્ફુરણના અભાવના અવધિરૂપે સ્થિત છે, તે તારું સ્વરૂપ છે. ચક્ષુઇંદ્રિય છ પ્રકારના રૂપના ઓછાવત્તાપણાનું પરિણામ કરે છે, છતાં તે એ રૂપથી ભિન્ન છે અને સર્વ રૂપના વિકારોથી રહિત છે; તે તો તે રૂપનો ઉપચારક (સહાયક, પ્રકાશક) દૃષ્ટારૂપ છે. તે જ પ્રમાણે શ્રોત્રઇંદ્રિય શબ્દના ઓછાવત્તાપણાનું પરિમાણ કરે છે, છતાં તે એ શબ્દથી ભિન્ન છે અને શબ્દના વિકારોથી રહિત છે; તે તો તે શબ્દના ઉપચારક જ્ઞાતારૂપ છે. હવે ઘ્રાણેંદ્રિય (નાક) ગંધના ઉત્તમ તથા મધ્યમ ભાવનું તેમજ ગંધની ઉત્પત્તિ તથા નાશનું પરિમાણ કરે છે, છતાં તે ગંધથી ભિન્ન છે અને સર્વ ગંધના વિકારોથી રહિત છે; તે તો તે ગંધના ઉપચારક દ્રષ્ટારૂપ છે. રસનાઇંદ્રિય (જીભ) છ પ્રકારના રસના ઓછાવત્તાપણાનું પરિમાણ કરે છે, છતાં તે રસથી ભિન્ન છે અને સર્વ રસના વિકારોથી રહિત છે; તે તો તે રસના મુખ્ય જ્ઞાતા એવા આત્માની ઉપાધિરૂપ છે, તેથી તે ગૌણ જ્ઞાતા છે અને રસથી ભિન્ન છે. 'ત્વચાઇંદ્રિય (ચામડી) સ્પર્શ વિષયના ઓછાવત્તાપણાનું પરિમાણ કરે છે, છતાં તે સ્પર્શના સર્વ વિકારોથી રહિત છે; તે તો સ્પર્શ વિષયની ઉપચારક જ્ઞાતા છે અને સ્પર્શથી ભિન્ન છે.

આમ છે, કેમકે રૂપ આદિ પદાર્થો ભિન્ન દેશમાં રહેલા છે અને રૂપ આદિનું પરિમાણ કરનાર ચક્ષુ આદિ ઉપચારક દ્રષ્ટા ભિન્ન દેશમાં અર્થાત્ દેહમાં રહેલા છે. આથી ચક્ષુ આદિ ઇંદ્રિયરૂપ દ્રષ્ટા રૂપ આદિના ગુણદોષને સ્પર્શ કરતા નથી અને રૂપ આદિ પદાર્થો પોતાના દ્રષ્ટારૂપ ચક્ષુ આદિને જાણતા ય નથી. હવે તે જ પ્રમાણે પ્રત્યક્ આત્મા પણ આ દેહરૂપી સંઘાતને વિશે રહ્યો છે. તે મનવાણીનાં કથન-ચિંતનથી રહિત સ્થિત છે. છતાં કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, લજ્જા, અલજ્જા, ધૃતિ, ભય, અભય, શાંતિ, અશાંતિ, યથાર્થ જ્ઞાન, અયથાર્થ જ્ઞાન, સ્મૃતિ, અસ્મૃતિ, દંભ, અદંભ, માન, અમાન, મનમાં શુભ-અશુભ સ્ફુરણ, હર્ષ, શોક, ધ્યાન, અધ્યાન, બંધ, મોક્ષ, ગ્રહણ, ત્યાગ, જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, મૂર્છા, સમાધિ આદિક–સારાંશ કે, દૈવી–આસુરી ગુણ અથવા મન સહિત મનના સર્વ ધર્મ આ પ્રત્યક આત્માથી જ સિદ્ધ થાય છે. તાત્પર્ય એ કે, જેના વડે આગળ કહેલા સર્વ પદાર્થો જાણવામાં આવે છે, તે જ તારું સ્વરૂપ છે.

એ પ્રત્યક આત્મા તારું સ્વરૂપ છે–તે પ્રત્યક આત્મા દુઃખસુખ આદિ પદાર્થોનું ત્રાજવાંની જેમ પરિમાણ કરે છે, છતાં મન આદિ તેનું પરિમાણ કરી શકતાં નથી. તે પ્રત્યક આત્મા તો મનઆદિનો સાક્ષી છે; પ્રકાશક છે અને મહાકાશથી અભિન્ન એવા ઘટાકાશની જેમ તે પરમાત્માથી અભિન્ન છે. એ પ્રત્યક આત્મા તારું સ્વરૂપ છે–તે પ્રાણ આદિના ક્ષુધાપિપાસા (ભૂખતરસ) આદિ ધર્મોને જાણે છે અને પ્રાણ અપાન આદિના ન્યૂન–અધિક ભાવને ય જાણે છે. એ પ્રત્યક આત્મા તારું સ્વરૂપ છે–તે બહિર્ઘટના દ્રષ્ટાની જેમ શરીર તથા શરીરના શયનાદિક સર્વ ધર્મોને જાણે છે; અને વળી તે ચક્ષુ આદિ ઇંદ્રિયોના મંદ બધિરત્વ (બહેરાપણું) આદિ સર્વ ધર્મોની ન્યૂનતા–અધિકતાના અંતરને જાણવાવાળો છે. એ પ્રત્યક આત્મા તારું સ્વરૂપ છે–તે શરીરાત્મક પંચમહાભૂતોને તેમજ શરીરની અંદર રહેવાવાળા પંચમહાભૂતોનાં કાર્યરૂપ ક્રોધાદિક પચીસ, કે સત્તાવીસ કે એકસોપચીસ પ્રકૃતિઓને અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળને સિદ્ધ કરે છે. તે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં થયેલા, થનારા તેમજ થતા પદાર્થોને સિદ્ધ કરે છે. એ પ્રત્યક આત્મા તારું સ્વરૂપ છે–તે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત આદિ અંતઃકરણને તેમજ અંતઃકરણની સાત્ત્વિક આદિ વૃત્તિઓને સિદ્ધ કરે છે. જે સગુણ અથવા નિર્ગુણ પરમેશ્વરના ધ્યાન–અધ્યાનનો અંતરસાક્ષી જ્ઞાતા છે અને વળી જે ભાવ–અભાવને

તેમજ અસ્તિત્વવાળા ને અસ્તિત્વવિનાના પદાર્થોને સિદ્ધ કરે છે, તે જ તારું સ્વરૂપ છે. જે સાત્વિકી વૃત્તિઓની ઉત્પત્તિ-અનુત્પત્તિને, રાજસી વૃત્તિઓની ઉત્પત્તિ-અનુત્પત્તિને તેમજ તામસી વૃત્તિઓની ઉત્પત્તિ-અનુત્પત્તિને જાણે છે, તે પ્રત્યક સ્વરૂપ તારું છે. સાત્વિકી વૃત્તિ અંતઃકરણથી ઉદય પામીને નાશ થઈ હોય અને પછી રાજસી, કે તામસી કે સાત્વિકી વૃત્તિ હજી ઉદય પામી નહિ હોય, એ સંધિમાં રહીને ઉંબરામાં મૂકેલા દીપકની જેમ (દીપકદેહલી-ન્યાયે[1]) સાત્વિકી વૃત્તિઓના અહિતભાવને તેમજ બીજી રાજસી કે તામસી કે સાત્વિકી વૃત્તિઓના અનુદયને સ્વપ્રકાશરૂપ કરી સિદ્ધ કરે છે, તે જ તારું સ્વરૂપ છે. તે જ પ્રમાણે રાજસી વૃત્તિ ઉદય પામીને નાશ થઈ હોય અને પછી સાત્વિકી કે રાજસી કે તામસી વૃત્તિ હજી ઉદય પામી નહિ હોય, એ સંધિગાળામાં જે શાંતરૂપ નિર્વિકલ્પ પ્રકાશ કરીને પૂર્વોક્ત વ્યવહારને સિદ્ધ કરે છે, તે સતરૂપ તારું સ્વરૂપ છે. તાત્પર્ય કે, સર્વ વૃત્તિઓના સંધિકાળમાં રહીને જે દીપકદેહલી-ન્યાયે સર્વ વૃત્તિઓના ભાવ-અભાવને સિદ્ધ કરે છે, તે પ્રત્યક આત્મા તું છે.

એ પ્રત્યક આત્માનું મન કદી મનન કરી શકતું નથી, બુદ્ધિ તેનો નિશ્ચય કરી શકતી નથી, ચિત્ત તેનું ચિંતન કરી શકતું નથી અને અહંકાર તેને અહંપણારૂપ કરી શકતો નથી; કારણ કે હજી આદિ, જાતિ, ગુણ અને ક્રિયાદિ સંબંધવાળા પદાર્થોનું જ ચિંતન કરી શકે છે. ત્યારે આ પ્રત્યક આત્મા તો જાતિ, ગુણ અને ક્રિયાદિ સંબધવાળા દશ્ય પદાર્થોથી રહિત છે, તેમનો દ્રષ્ટા છે. વળી નિયમ છે કે દશ્ય દ્રષ્ટાનો પ્રકાશ કરી શકતું નથી, ઊલટું દ્રષ્ટા જ દશ્યનો પ્રકાશ કરે છે. સૂર્ય અને દીપક વગેરે આનાં પ્રસિદ્ધ દષ્ટાંત છે. આથી મન આદિના સાક્ષી દ્રષ્ટા આત્માને આગળ કહેલાં મન આદિ પ્રકાશ કરી શકતાં નથી. પણ મન, બુદ્ધિ આદિકના ભાવાભાવને તેમ જ તેમના ન્યૂન-અધિક ભાવને અને મન આદિકના શાંતિ, અશાંતિ, ધૃતિ, અધૃતિ વગેરે ધર્મોને જે જાણે છે, તે સત્ય વસ્તુ જ તારું સ્વરૂપ છે. આ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ આદિ પ્રપંચ જેના વડે સિદ્ધ થાય છે અને જેના વડે પંચકોશનું પરિમાણ થઈ શકે છે તેમજ જે પંચકોશથી અતીત છે, પંચકોશનો સાક્ષી છે, તેનો પ્રકાશક કે સ્વામી છે, તે જ

૧. ઉંબરામાં મૂકેલો દીવો જેમ બન્ને ખંડને પ્રકાશ આપે છે, તેમ આત્મા વૃત્તિઓના અસ્ત તથા ઉદયના સંધિકાળમાં રહી બન્ને અવસ્થાને પ્રકાશે છે-સિદ્ધ કરે છે.

ચૈતન્યવસ્તુ તારું સ્વરૂપ છે.

હે શિષ્ય ! સર્વ પદાર્થ વ્યભિચારી (ભેદવાળા) છે, તેથી મિથ્યા છે. જે અવ્યભિચારી (અભેદ) વસ્તુ છે, તે જ સત્ય છે. ઘટમાં પટ નથી અને પટમાં ઘટ નથી. પરંતુ સર્વ ઘટપટ આદિમાં મૃત્તિકા(માટી) અનસ્યૂત (વ્યાપક) અવ્યભિચારી છે, તે જ પ્રમાણે અજ્ઞાનથી લઈને દેહ પર્યંતના સર્વ પદાર્થો પરસ્પર એકબીજામાં રહેલા નથી; અર્થાત્ સર્વનો સર્વમાં અભાવરૂપ વ્યભિચાર છે તેથી તે મિથ્યા છે, પરંતુ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ, પ્રત્યક્ આત્મા એ સર્વ પૂર્વોક્ત પદાર્થોમાં અનુસ્યૂત અવ્યભિચારી છે, તેથી તે સત્ય છે. દાખલા તરીકે ભૂષણ (ઘરેણું) વ્યભિચારી છે, પરંતુ સુવર્ણ (સોનું) અવ્યભિચારી છે. બીજાં પણ દૃષ્ટાંતો છે તે કહું છું. વર્તમાન જાગ્રત અવસ્થાને સિદ્ધકર્તા પ્રત્યક આત્માનો જાગ્રત અવસ્થા સાથે અન્વય અર્થાત્ અભેદ છે, તો સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા, મરણ, સમાધિ આદિ અવસ્થાઓનો એ જાગ્રત અવસ્થામાં વ્યતિરેક અર્થાત્ અભાવ છે. આમ જાગ્રત અવસ્થાને સિદ્ધ કરનાર આત્મામાં પણ તે અવસ્થાઓનો વ્યતિરેક અર્થાત્ અભાવ છે, તેવી જ રીતે સ્વપ્નાવસ્થામાં આત્માનો સ્વપ્નઅવસ્થા સાથે અન્વય અર્થાત્ અભેદ છે અને જાગ્રત, સુષુપ્તિ, મરણ, મૂર્છા અને સમાધિની અંદર વ્યતિરેક અર્થાત્ અભાવ છે. તેમ જ સ્વપ્નાવસ્થાનો પોતાના આત્મા સાથે વ્યતિરેક જ છે. વળી તેવી જ રીતે સુષુપ્તિ અવસ્થાને સિદ્ધ કરનાર પ્રત્યક્ આત્માનો સુષુપ્તિથી અન્વય છે; અર્થાત્ તે તેમાં પણ રહેલો છે, અને જાગ્રત, સ્વપ્ન, મરણ, સમાધિ આદિક અવસ્થાઓ સુષુપ્તિ અવસ્થાથી ભિન્ન છે, તેમજ તેનો ઉક્ત આત્માથી પણ વ્યતિરેક અર્થાત્ ભેદ છે. સારાંશ કે જ્યારે જાગ્રત અવસ્થા હોય છે, ત્યારે સ્વપ્નાદિક અવસ્થાઓનો અભાવ હોય છે; પરંતુ જાગ્રતને સિદ્ધ કરનાર કેવલ આત્મસ્વરૂપનો કયારેક અભાવ હોતો નથી; તે તો હાજરાહજૂર છે. ઊલટો આત્મા વડે જ સ્વપ્નાદિકનો અભાવ અને જાગ્રતનો ભાવ સિદ્ધ થાય છે. તે જ પ્રમાણે જ્યારે સ્વપ્નાવસ્થા હોય છે, ત્યારે જાગ્રતાદિ અવસ્થાઓનો અભાવ હોય છે; પરંતુ સ્વપ્નને સિદ્ધ કરનાર આત્માનો અભાવ હોતો નથી. ઊલટા જાગ્રતાદિ અવસ્થાઓના અભાવને તથા સ્વપ્નના ભાવને સિદ્ધ કરનાર આ પ્રત્યક્ આત્મા જ છે. તે જ પ્રમાણે જે કાલમાં સુષુપ્તિ હોય છે, તે કાલમાં સ્વપ્નાદિક અવસ્થાઓનો અભાવ હોય છે; પરંતુ સુષુપ્તિને સિદ્ધ કરનાર આત્માનો અભાવ હોતો નથી. ઊલટું સુષુપ્તિના ભાવને અને સ્વપ્નાદિકના અભાવને પ્રત્યક્ આત્મસ્વરૂપ જ

સિદ્ધ કરે છે. એ જ પ્રમાણે જ્યારે સમાધિનામની ચિત્તની એકાગ્ર અવસ્થા હોય છે, ત્યારે જાગ્રતાદિ અવસ્થાઓનો અભાવ હોય છે ખરો; પરંતુ તે કાલમાં જાગ્રતાદિક વિક્ષેપ અવસ્થાઓના અભાવને તથા સમાધિરૂપ એકાગ્રતાના ભાવને સિદ્ધ કરનાર પ્રત્યક્ આત્માનો અભાવ હોતો નથી. એ જ રીતે મરણાદિક અવસ્થાઓ પણ જાણી લેવી.

આ જ પ્રમાણે ઘટાદિક પદાર્થોનો પટાદિક પદાર્થોમાં અભાવ છે અને પટાદિક પદાર્થોનો ઘટાદિક પદાર્થોમાં અભાવ છે; પરંતુ જે સચ્ચિદાનંદ શબ્દના પર્યાયરૂપ આ અસ્તિ, ભાતિ, પ્રિય શબ્દોના અર્થરૂપ પ્રત્યક્ આત્મા છે તેના વડે જ તે ઘટપટાદિકની સિદ્ધિ થાય છે અને તેનો અભાવ ક્યારે ય નથી. તેવી જ રીતે જ્યારે સત્ત્વગુણ પ્રવર્તતો હોય છે, ત્યારે રજોગુણ અને તમોગુણ હોતા નથી, પરંતુ સત્ત્વગુણના ભાવને તથા રજોગુણ અને તમોગુણના અભાવને જે સિદ્ધ કરનાર પ્રત્યક્ આત્મા છે, તેનો અભાવ નથી. વળી જ્યારે રજોગુણ પ્રકટે છે, ત્યારે સત્ત્વ તથા તમોગુણનો અભાવ હોય છે; પરંતુ રજોગુણના ભાવને તથા સત્ત્વ અને તમસના અભાવને સિદ્ધ કરનાર આત્માનો અભાવ નથી. તેવી જ રીતે જ્યારે તમોગુણ આવે છે, ત્યારે સત્ત્વ તથા રજોગુણનો અભાવ હોય છે; પરંતુ તમોગુણના ભાવને તથા રજ તથા સત્ત્વગુણના અભાવને જે આત્મા સિદ્ધ કરે છે, તેનો અભાવ નથી; તે જ પ્રમાણે જ્યારે અજ્ઞાન હોય છે, ત્યારે જ્ઞાન હોતું નથી અને જ્યારે જ્ઞાન હોય છે, ત્યારે અજ્ઞાન હોતું નથી; પરંતુ તેને સિદ્ધ કરનાર આત્મા હાજરાહજૂર સર્વદા હોય છે. તેવી જ રીતે શુભ સંકલ્પ, ચિંતન, નિશ્ચય અને શુભ અહંપણું જ્યારે હોય છે, ત્યારે અશુભ સંકલ્પ, અશુભ નિશ્ચય, અશુભ ચિંતન અને અશુભ અહંપણું હોતું નથી. તે જ રીતે જ્યારે અશુભ સંકલ્પ, નિશ્ચય, ચિંતન કે અહંપણું હોય છે, ત્યારે શુભ સંકલ્પ, નિશ્ચય, ચિંતન અને અહંપણું હોતું નથી; પરંતુ તેને સિદ્ધ કરનાર આત્માનો ક્યારેક અભાવ થતો નથી. તે સદા હાજરાહજૂર હોય છે. તે જ પ્રકારે કામવૃત્તિનો ઉદય થતાં ક્રોધાદિક વૃત્તિઓનો અભાવ પ્રકટે છે અને જ્યારે ક્રોધવૃત્તિ ઉદય પામે છે, ત્યારે કામાદિક વૃત્તિઓનો અભાવ થાય છે; પરંતુ તેમને સિદ્ધ કરવાવાળા આત્માનો અભાવ થતો નથી. એ જ રીતે સર્વ પદાર્થોનું જાણવું. સારાંશ એ જ કે જો સમ્યક્ વિચાર કરે તો એ જ સિદ્ધ થાય છે કે ઘટ અને ભૂષણાદિક સર્વ કલ્પિત પદાર્થો, મૃત્તિકા, સુવર્ણાદિક જે પોતપોતાનાં અધિષ્ઠાન છે તેને વિષે હોતા નથી.

કેવળ સુવર્ણાદિક અધિષ્ઠાન જ હોય છે, પરંતુ આ વાત અલૌકિક બુદ્ધિના નેત્રો વડે જોઈ શકાય છે અને બુદ્ધિરૂપી ચક્ષુથી એ દેખી શકાતી નથી. હે મૈત્રેય ! જે પદાર્થ એક કાલમાં હોય અને અન્ય કાલમા ન હોય અને તે જ પ્રમાણે જે પદાર્થ એક દેશમાં કે કોઈ દેશમાં હોય અને કોઈમાં ન હોય, તેવી જ રીતે જે પદાર્થ કોઈ વસ્તુમા હોય અને કોઈ વસ્તુમાં ન હોય, તે પદાર્થ વ્યભિચારી અર્થાત્ મિથ્યા હોય છે અને જે સર્વ દેશમાં, સર્વ કાળમાં હોય અને સર્વ વસ્તુમાં હોય તે જ વસ્તુ અવ્યભિચારી અર્થાત્ સત્ય હોય છે.

જે સર્પ, દંડ, માળા, રેલો, વૃક્ષનું મૂળ વગેરે પદાર્થો પરસ્પરમાં વ્યભિચારી અર્થાત્ ભિન્ન છે અને રજ્જુથી પણ ભિન્ન છે. તાત્પર્ય કે સર્પની પ્રતીતિના સમયમાં દંડની પ્રતીતિ થતી નથી અને દંડની પ્રતીતિના સમયમાં સર્પાદિકની પ્રતીતિ થતી નથી, તે જ રીતે માળાની પ્રતીતિ હોય છે, ત્યારે સર્પદંડાદિકની પ્રતીતિ હોતી નથી, પરતુ જે રજ્જુ છે તેનો અભાવ કોઈ કાળમાં નથી. ઈદં (આ) રૂપ રજ્જુ સર્પાદિકમાં અનુસ્યૂત અર્થાત્ વ્યાપક હોય છે. તે જ પ્રમાણે ભૂષણોનો પણ પરસ્પરમાં વ્યભિચાર અર્થાત્ ભેદ છે; કારણ કે દરેક પોતપોતાનાથી જુદાં છે, પરંતુ કલ્પિત ભૂષણોને સિદ્ધ કરનાર સુવર્ણનો ભૂષણોમાં વ્યભિચાર એટલે અભાવ નથી, ઈત્યાદિ અનેક દૃષ્ટાંતો છે. માટે હે શિષ્ય ! જે કલ્પિત તથા વ્યભિચારી જાગ્રતાદિક સત્ય, અસત્ય સર્વ પદાર્થોને સિદ્ધ કરનાર પરમાત્મા, મહાકાશથી અભિન્ન ઘટાકાશની માફક સર્વત્ર અવ્યભિચારી, પ્રત્યક્ આત્મવસ્તુ છે તે જ તારું સ્વરૂપ છે. જે પ્રત્યક્ષાદિ પ્રમાણોથી જાણવામાં આવતો નથી, પરંતુ જેના વડે પ્રત્યક્ષાદિ પ્રમાણો સિદ્ધ થાય છે અને જેની સત્તામાત્રથી પ્રમાતા, પ્રમાણ, પ્રમેય, જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, દ્રષ્ટા, દર્શન, દૃશ્ય ઇત્યાદિ ત્રિપુટીઓ સિદ્ધ થાય છે, તે ચૈતન્ય તારું સ્વરૂપ છે. જે પ્રત્યક્ષાદિ છ પ્રમાણોથી જાણવામાં આવે છે, તે માયારૂપ છે. જેનુ કાર્ય જગત છે, તે તારું રૂપ નથી. સર્વ જગતનુ ઉપાદાનકારણ અજ્ઞાન તથા સુષુપ્તિકાલનુ આવૃત્ત[1] સુખ સુષુપ્તિમાં જેની સત્તાથી સિદ્ધ થાય છે તથા જાગ્રતમાં પણ ભ્રમ–અભ્રમ, ભૂલ–અભૂલ અથવા સ્મરણ–અસ્મરણરૂપ જ્ઞાનઅજ્ઞાન જેના વડે સિદ્ધ થાય છે, તે જ તારુ સ્વરૂપ છે.

૧ ઢંકાયેલુ–વીટળાયેલું.–સુષુપ્તકાલમા સુખનું ભાન થતાં જાગ્રતમા તે કાળના સુખનો અનુભવ જાણવામાં આવતો હોવાથી આવૃત્ત સુખ.

હે શિષ્ય ! મસ્તક ઉપર ચંદન લગાડીએ છીએ, તો શીતળતા થાય છે, પગને અગ્નિનો સ્પર્શ થાય છે અથવા પગમાં કાંટો વાગે તો દાહ થાય છે. હવે મસ્તકની શીતળતા તથા પગમાં દાહ એ બન્નેને એકી વખતે જે બુદ્ધિના ઉપાયવાળા ચૈતન્ય વડે જાણી શકાય છે, તે જ નિરાકાર, સચ્ચિદાનંદ, પૂર્વોક્ત શીતલાદિક પદાર્થોના ભાવાભાવને જાણનાર, પ્રત્યક્ આત્મા તારું સ્વરૂપ છે. હે શિષ્ય ! જો એમ કહો કે સર્વ પદાર્થોને બુદ્ધિ જાણે છે, તો તેમ નથી; કારણ કે જે બુદ્ધિને પ્રકાશે છે, તે જ સર્વ પદાર્થોને પ્રકાશે છે; પણ બુદ્ધિ આદિ કોઈને પણ પ્રકાશી શકતાં નથી. જો કોઈ એક બારીવાળું મકાન છે, અથવા તો છિદ્રોવાળો ઘટ છે. હવે અંધારી રાત્રિએ દીવો મૂક્યો છે અને બારીના અથવા છિદ્રોના આગળના ભાગમાં સ્વાભાવિક રીતે અનેક પ્રકારના લીલાપીળા રંગવાળા પદાર્થ મૂક્યા છે; તો વિચાર કર, કે તે બારીમાં અથવા છિદ્રમાં મૂકેલા લીલાપીળા પદાર્થો શા વડે પ્રકાશે છે ? બારીઓ વડે તે બારીના આગળના ભાગમાં મૂકેલા પદાર્થોનો પ્રકાશ થતો નથી. તેમ જ મકાનની દીવાલો વડે પણ તે આગળ મૂકેલા પદાર્થો અને મકાનની અંદર રહેલા પદાર્થો પ્રકાશતા નથી. વળી મકાનની અંદર જે પલંગ, વાસણ વગેરે અનેક પદાર્થો હોય છે, તેમના વડે પણ બારીઓના આગળના ભાગના તે પદાર્થો કે મકાન પ્રકાશતાં નથી. તેલના આધારરૂપ જે મૃત્તિકારૂપ કાચનું પ્યાલું હોય છે, તેના વડે પણ કોઈ પદાર્થ પ્રકાશતા નથી. વળી ભરેલા તેલ વડે પણ પોતાના આધારરૂપ કાચનું પ્યાલું તથા કોઈ પદાર્થ પ્રકાશતા નથી. પરંપરાએ રૂની વાટ પણ પોતાને પ્રકાશતી નથી. વળી સાક્ષાત્ કે પરંપરાએ પોતાના આધારરૂપ તેલ, પ્યાલા તથા મકાન વગેરે પદાર્થો, મકાનની દીવાલો તથા બારીઓના અગ્રભાગમાં મૂકેલા પદાર્થો તથા મકાનની અંદરના પલંગ વગેરે પદાર્થો ય કોઈ પણ રીતે પ્રકાશતા નથી. તેમ જ બારીઓના અગ્રભાગમાં મૂકેલા લીલાપીળા પદાર્થોથી પણ કોઈ પણ પદાર્થ પ્રકાશતા નથી. હવે ચંપાની કળી જેવી અગ્નિરૂપ મહાન જ્યોતિ શેષ રહેલી છે; તે જ્યોત જ બત્તી ઉપર આરૂઢ રહી બારીઓના અગ્રમાં મૂકેલા લીલાપીળા રંગવાળા પદાર્થોને, બારીઓને, દીવાલોને, મકાનને, મકાનની અંદરના પલંગાદિ પદાર્થોને, કાચના પ્યાલાને, તેલને તથા આગળ કરેલી બત્તીને–સર્વને પ્રકાશે છે. પૂર્વોક્ત રીતે અન્ય કોઈ પદાર્થ પ્રકાશ કરતો નથી. દીપકની શિખાને અન્ય શિખા પણ પ્રકાશતી નથી. આ દૃષ્ટાંત અપરોક્ષ, સર્વને અનુભવસિદ્ધ

છે. તે જ પ્રમાણે પંચભૂતનું કાર્ય આ દેહમંદિર છે. શ્રોત્રાદિ ઇંદ્રિયો બારીઓ જેવી છે. શબ્દસ્પર્શાદિક શ્રોત્રાદિ ઇંદ્રિયોના વિષય બારીના આગળના ભાગમાં મૂકેલા પદાર્થોના જેવા છે. ચામડી દીવાલરૂપ છે. માંસ ચૂનાના ગારા જેવું છે. પૃષ્ઠમાં રહેલું દીર્ઘ અસ્થિ તે મોભ જેવું છે. નાનાં નાનાં હાડકાં છે તે વળીઓ જેવાં કાષ્ઠરૂપ છે. પચીસ પ્રકૃતિઓ એ દેહમંદિરમાં મૂકેલા પલંગ, વાસણ વગેરે સમાન છે. (૧) પ્રાણ, (૨) શ્રદ્ધા, (૩) સૂક્ષ્મ આકાશ, (૪) વાયુ, (૫) જ્યોતિ, (૬) અપ, (પાણી) (૭) પૃથ્વી, (૮) ઇંદ્રિય, (૯) મન, (૧૦) અન્ન, (૧૧) વીર્ય, (૧૨) તપ, (૧૩) મંત્ર, (૧૪) કર્મ, (૧૫) નામ અને (૧૬) લોકલોકના વિષય, એ સોળ કળાઓ છે. અથવા પાંચ જ્ઞાનેંદ્રિય, કર્મેંદ્રિય, પાંચ પ્રાણ અને એક અંતઃકરણ ગણતાં જે સોળ થાય છે તે ષોડશકલા વાળું સૂક્ષ્મ શરીર છે. તે કાચ જેવું છે. આમ સોળ તત્ત્વો છે. અંતઃકરણમાં મન અને બુદ્ધિ બે ગણીએ તો સત્તર થાય છે. વળી ચાર અંતઃકરણ ગણીએ તો ઓગણીસ તત્ત્વ થાય છે. તેની મધ્યમાં પ્રાણ છે. તે રુધિરતુલ્ય છે; કારણ કે જેમ શરીરમાં રુધિર (લોહી) વ્યાપક છે, તેમ પ્રાણ પણ શરીરમાં વ્યાપક છે. અંતઃકરણ તેલની જગાએ છે, બુદ્ધિ બત્તી તુલ્ય છે. જે અજ્ઞાન છે તે મંદિરમાં આકાશ તુલ્ય છે. બત્તીમાં ચડેલો અગ્નિ જ બત્તી સાથે સર્વ પદાર્થોને પ્રકાશે છે, તે જ પ્રમાણે બુદ્ધિ પર આરૂઢ રહેલો પ્રત્યક્ ચૈતન્ય આત્મા જ બુદ્ધિ સહિત દેહ આદિ અજ્ઞાન પર્યંત સર્વ જડ–અનાત્મ પદાર્થોને પ્રકાશે છે. તેથી બુદ્ધિ આદિ સર્વ પદાર્થોને જાણવાવાળા એ સાક્ષી આત્માને તારું સ્વરૂપ જાણ. હે શિષ્ય ! પ્રત્યક્ ચૈતન્ય, સ્વયંજ્યોતિ તારું સ્વરૂપ છે. તે સુખદુઃખ, હર્ષશોક તથા ધર્માધર્મનું જ્ઞાતા છે, તેના વડે ગ્રહણ અને ત્યાગ બન્ને સિદ્ધ થાય છે, તેમ જ તેના વડે જ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને શરીર તથા તે ત્રણે શરીરના ધર્મોનો પ્રકાશ થાય છે અને તેને કોઈ પણ દૃશ્ય પદાર્થ પ્રકાશી શકતો નથી. તાત્પર્ય કે બુદ્ધિ, આકાશ, કાળ, દિશા અને અતિ સૂક્ષ્મ અજ્ઞાન આદિ સર્વ અનાત્મ પદાર્થોને, તેમ જ પૃથ્વી, અપ, તેજ, વાયુ અને તેના કાર્યરૂપ દેહ, પર્વતાદિક અતિ સ્થૂલ પદાર્થોને, એ સર્વને આત્મા સમાનપણે પ્રકાશે છે. જુઓ, આપણા લોકોની દૃષ્ટિથી એ પરમાણુ અતીંદ્રિય (ઇંદ્રિયથી પાર) છે અને દેહ તથા પર્વત વગેરે અતિ સ્થૂલ છે. પરંતુ સૂર્યની દૃષ્ટિએ પરમાણુ સૂક્ષ્મ નથી અને દેહ તથા પર્વત વગેરે સ્થૂલ નથી; કારણ કે સૂર્ય પરમાણુ આદિ

પદાર્થોને તેમ જ પર્વતાદિક પદાર્થોને સમાનપણે પ્રકાશે છે; તે જ પ્રમાણે પૃથ્વી આદિક કાર્યોની અપેક્ષાએ પૃથ્વી આદિ કાર્યોના કારણરૂપ જે અજ્ઞાન તે અનાદિ, અતુચ્છ તથા સૂક્ષ્મ છે, પણ ચૈતન્યની અપેક્ષાએ તે તેમ નથી. અસ્તિ, ભાતિ, પ્રિય, સમાન, ચૈતન્ય, સ્વ-મહિમામાં સ્થિત રહીને તું અંતઃકરણરૂપ અવિદ્યામાં, માયાદિક ઉપાધિના યોગથી, જીવત્વભાવ, ઈશ્વરત્વભાવ, બ્રહ્મભાવ, સર્વ દૃશ્યનો સાક્ષીભાવ તથા સચ્ચિદાનંદાદિક ભાવ ધરે છે. વિશેષરૂપે અંતઃકરણમાં તથા માયામાં તારું સ્ફુરણ થાય છે; પરંતુ સમાન-વિશેષ ભાવમાં ચૈતન્ય તો સમસ્વરૂપ રહે છે. ઉપાધિ વડે જ સમાન-વિશેષ ભાવ છે-વાસ્તવમાં નથી. જેમ કે રૂપમાત્ર સમાન અગ્નિ સર્વ ઘટપટાદિક પદાર્થોમાં, સૂર્ય-કાંત મણિમાં તેમ જ સૂર્યમાં સમ છે; પરંતુ સૂર્ય અને સૂર્યકાંત-મણિના સંયોગરૂપ ઉપાધિથી સમાન અગ્નિ જ દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતા વગેરે વિશેષ અગ્નિભાવને પામે છે. બાકી અગ્નિ પોતે તો પોતાના સ્વરૂપથી સમાન-વિશેષભાવમાં સમ છે. તાત્પર્ય કે જે બુદ્ધિ આદિ સર્વ અનાત્મ દૃશ્ય પદાર્થોની મર્યાદા અર્થાત્ પરિમાણ કરે છે અને જેની મર્યાદા અથવા પરિમાણ બુદ્ધિ આદિક અનાત્મ પદાર્થોથી થઈ શકતાં નથી, તે જ તારું સ્વરૂપ છે; કારણ કે દૃશ્યથી જ દૃશ્યની મર્યાદા કાઢી શકાય છે; દૃશ્યથી દૃષ્ટાની મર્યાદા થઈ શકતી નથી. જે ચક્ષુ આદિ ઇંદ્રિયો વડે જ રૂપાદિક દૃશ્ય પદાર્થોની મર્યાદા થઈ શકે છે, પણ રૂપાદિક દૃશ્ય પદાર્થો વડે ચક્ષુ આદિ ઇંદ્રિયોરૂપ ગૌણ (આત્માની અપેક્ષાએ) દૃષ્ટાની મર્યાદા થઈ શકતી નથી. જે ચૈતન્ય પુરુષ સર્વ દેશકાલ અને વસ્તુમાં અસ્તિ, ભાતિ અને પ્રિયરૂપે, તે દેશકાલનું અધિષ્ઠાન હોઈ સર્વદા હાજરાહજૂર છે, જે હૃદય વિષે મન આદિકનો સાક્ષી છે, જે મનથી ચિંતી શકાતો નથી અને છતાં જે મન આદિકને જોવાવાળો છે, તે ચૈતન્ય પુરુષને તારું સ્વરૂપ-બ્રહ્મ જાણ; પણ જે મનવાણીના કથનચિંતનમાં આવી શકે છે, તેને અજ્ઞાન, માયા અને તત્કાર્યપ્રપંચ જાણ. તે તારું સ્વરૂપબ્રહ્મ નથી, તે તો સંસારી માયાનું સ્વરૂપ છે.

હે શિષ્ય! દેહ આદિ માયા સુધીના સર્વ દૃશ્ય અનાત્મપદાર્થો એક કાળમાં હોય છે અને બીજા કાળમાં હોતા નથી. તે જ પ્રમાણે સર્વ પદાર્થો એક દેશમાં હોય છે અને બીજા દેશમાં હોતા નથી. આમ સર્વ અનાત્મ પદાર્થો પોતપોતામાં વ્યભિચાર ભાવવાળા છે. તેથી તે સર્વ પદાર્થ મિથ્યા, જડ અને અપ્રકાશસ્વરૂપ છે ને દુઃખરૂપ છે તથા માયાના કાર્યરૂપ છે. તે ઉત્પત્તિ, વિનાશ અને ન્યૂનાધિક

સ્વભાવવાળા છે. વળી તે પોતપોતામાં વિરોધી–અવિરોધી સ્વભાવવાળા અને તુચ્છરૂપ છે. તેથી તે સર્વ મિથ્યા છે. પરંતુ જે ચૈતન્ય છે તે આગળ કહેલા સર્વ પદાર્થોના સ્વભાવથી અતીત છે; તેથી તે સત્ય છે. આગળ કહેલા સર્વ પદાર્થોનું ઉપાદાનકારણ માયા છે, અજ્ઞાન છે. પોતાના કાર્યની અપેક્ષાએ એ માયા અનાદિ અને અતુચ્છ છે તેને જ અવ્યભિચારી કહે છે, તે સર્વ દેશકાલવસ્તુમાં વ્યાપક છે, અતીદ્રિય છે અને સૂક્ષ્મ છે. છતાં જ્યાં સુધી હૃદયપ્રદેશમાં પ્રત્યક્ આત્માથી અભિન્ન બ્રહ્મવસ્તુનો બોધ નથી થયો, ત્યાં સુધી જ એ અજ્ઞાન અથવા માયામાં અનાદિપણું આદિ આગળ કહેલા ધર્મો છે. જે ગુફામાં અથવા બ્રહ્માંડ માં જ્યાં સુધી દીવાનો અથવા સૂર્યનો ઉદય નથી થયો, ત્યાં સુધી જ અંધકારમાં અનાદિપણુ વગેરે ધર્મો છે, પરંતુ જ્યાં દીપક અથવા સૂર્યનો ઉદય થાય છે કે તરત જ ગુફામાં અથવા બ્રહ્માંડમાં અધકાર શોધવા છતાં પણ મળતો નથી; તેવી જ રીતે જ્યારે હૃદયપ્રદેશમાં જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થાય છે, ત્યારે અજ્ઞાન અથવા માયાનો અત્યંત અભાવ હોય છે; કારણ કે ઘટાદિકની માફક અજ્ઞાન પણ આત્મામાં કલ્પિત છે. અને એવો નિયમ છે કે જે કલ્પિત છે, તે મિથ્યા જ હોય છે. તેથી કાર્યકારણરૂપ કલ્પિત પ્રપંચને સત્તાસ્ફૂર્તિ આપવાનો આત્મા–ચૈતન્યનો સમાન ધર્મ છે, ન્યૂનાધિક નથી. તે જ પ્રમાણે કલ્પિત પદાર્થોમા પણ, સ્વઅધિષ્ઠાનમાં કલ્પિતત્વ ધર્મ પણ સમાન જ છે, ન્યૂનાધિક નથી; અર્થાત્ કલ્પિત પદાર્થોમાં કાર્યકારણભાવ સ્વસ્વપદાર્થો ની માફક હોતો નથી. તેથી કરીને અજ્ઞાનાદિ દેહ પર્યંત સર્વ પદાર્થ વ્યભિચારી હોવાથી મિથ્યા છે અને તું ચૈતન્ય, એકરસ, અવ્યભિચારી, આનદસ્વરૂપ છે.

હે શિષ્ય ! તું સાક્ષીચૈતન્ય આત્મા જ અસ્તિ, ભાતિ, પ્રિય, સમાન રૂપ વડે સમાન અગ્નિની માફક સર્વ દેશમાં, સર્વ કાળમાં તથા સર્વ વસ્તુમાં હાજરાહજૂર અને અપરોક્ષ રહેલો છે. આ વાત વિદ્વાન પુરુષો જાણે છે. અસ્તિ, ભાતિ, પ્રિય, સમાનરૂપ તું જ સચ્ચિદાનંદ, અંતઃકરણનામક ઉપાધિને વિષે, બુદ્ધિ આદિના સાક્ષીરૂપે વિશેષ સ્ફુરણ પામે છે, પરતુ સમાન-વિશેષમા તારા ચૈતન્યમાં ભેદ નથી. જેને સર્વત્ર વ્યાપક, રૂપમાત્ર, સમાન અગ્નિ જ કાષ્ઠમથનાદિ (લાકડાં ઘસવાથી) દ્વારા દાહકતા, ઉષ્ણતા, પ્રકાશતા વગેરે વિશેષ રૂપે સ્થિત થાય છે, પરંતુ અગ્નિનો સમાન અથવા વિશેષ સ્વરૂપથી ભેદ નથી. તે જ પ્રમાણે સૂર્યપ્રકાશ સર્વમાં એકરસ વ્યાપક છે, પરતુ

તેજ પ્રકાશ સૂર્યકાંતમણિના સંબંધથી વિશેષ રૂપતાને પામે છે, તેજ પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વત્ર સામાન્ય ચૈતન્ય આત્મા પોતાના મહિમામાં સ્થિત રહે છે; પણ અંતઃકરણરૂપ અવિદ્યા માયાદિક ઉપાધિના યોગથી જીવભાવ, ઈશ્વરભાવ, બ્રહ્મભાવ તથા સર્વ દશ્ય-પ્રપંચના સાક્ષીભાવ અને સચ્ચિદાનંદભાવ ઇત્યાદિ વિશેષરૂપે અંતઃકરણમાં તથા માયામાં સ્ફુરાયમાન થાય છે. છતાં સામાન્ય–વિશેષ ભાવોમાં સામાન્ય ચૈતન્ય સ્વરૂપે તો તે સમાન જ છે; કારણ કે જે સમાનવિશેષ ભાવ છે, તે ઉપાધિ વડે જ વાસ્તવમાં નથી.

હે શિષ્ય! તું અવાઙ્–મનસગોચર[૧] ચૈતન્ય આનંદસ્વરૂપ છે. તારા જ આનંદની કણિકા લઈને આ સર્વ પ્રપંચ આનંદવાળો થઈ રહ્યો છે. તાત્પર્ય કે જે આ અસત, જડ અને દુઃખરૂપ સર્વ જગત છે, તે તારા સચ્ચિદાનંદ સ્વરૂપ વડે જ સત્, ચિત્ અને આનંદરૂપ થઈ રહ્યું છે. હે સાધુ! અન્નના બનેલા લાડુ, જલેબી વગેરે મિષ્ટ પદાર્થો જાતે મિષ્ટતાથી રહિત છે, છતાં તે એક ગોળ વડે જ મિષ્ટ બને છે; કંઈ તાવેથો, કઢાઈ વગેરે બીજા કોઈ સાધન દ્વારા તેમનામાં મિષ્ટતા આવતી નથી. વળી ગોળ પણ બીજા પદાર્થ વડે મિષ્ટ બનતો નથી; કારણ કે તે તો સ્વરૂપથી જ મિષ્ટ છે. તેજ પ્રમાણે દેહાદિક સર્વ પદાર્થો તારા ચૈતન્ય આત્મા વડે જ શોભાયમાન થઈ રહેલા છે. જે દશ્યનો તું દ્રષ્ટા છે તેને કોઈ પણ દશ્ય પદાર્થ શોભાયમાન કરી શકતો નથી. તેથી જ કરીને તારા સ્વરૂપરૂપ પ્રત્યક્ આત્મા સ્વયંપ્રકાશ-રૂપ છે. હે બુદ્ધિમાન શિષ્ય! પંચમહાભૂત પોતાના કાર્યરૂપ ભૌતિક પદાર્થોમાં લૌકિક દૃષ્ટિથી પ્રવિષ્ટ (પ્રવેશેલો) છે, તેમ અપ્રવિષ્ટ (ન પ્રવે-શેલો) પણ છે. સુવર્ણ પોતાના કાર્યરૂપ ભૂષણોમાં પ્રવિષ્ટ છે તેમ અપ્રવિષ્ટ પણ છે. મૃત્તિકા પોતાના કાર્યરૂપ સર્વ ઘટની અંદર પ્રવિષ્ટ છે તેમ અપ્રવિષ્ટ પણ છે. રજ્જુ પોતાના અધ્યસ્ત (આરોપેલા) સર્પાદિકમાં પ્રવિષ્ટ છે તેમ અપ્રવિષ્ટ પણ છે. સ્વપ્નદ્રષ્ટા પોતાના વિવર્ત સ્વપ્નપદાર્થો માં પ્રવિષ્ટ છે તેમ અપ્રવિષ્ટ પણ છે. એવાં અનેક દૃષ્ટાંતો છે. તેજ પ્રમાણે સર્વ નામરૂપાત્મક જગતનું વિવર્ત ઉપાદાનકારણ સચ્ચિદાનંદ સ્વરૂપ તારો આત્મા પણ પોતાનામાં કલ્પિત નામરૂપ સંબંધવાળા અને ક્રિયાવાન સર્વ પદાર્થોમાં પ્રવિષ્ટ તેમ અપ્રવિષ્ટ બને છે. પ્રવિષ્ટ કેવી રીતે છે તે સાંભળ.

નામરૂપ સંબંધવાળા અને ક્રિયાવાન જગતરૂપ ભૂષણોનો એવો

---

૧ મનવાણીથી જોઈ–જાણી શકાય નહિ તેવું.

કોઈ અવયવ નથી જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ બ્રહ્માત્માસુવર્ણથી ખાલી હોય. તાત્પર્ય કે તું અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માસુવર્ણ છે. તું નામરૂપાત્મક જગતરૂપી ભૂષણોમાં એવી રીતે વ્યાપક થઈ રહેલો છે કે જાણે નામરૂપાત્મક ભૂષણોનું સ્વરૂપ તારા આત્મારૂપ સુવર્ણથી કંઈ જુદું જ નથી. એમ માનો કે આત્માએ તેનો અત્યંત અભાવ કરી દીધો છે. આ વાત બુદ્ધિમાન જાણે છે. અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સુવર્ણ વિના નામરૂપ ભૂષણો શોધવાથી ક્યાંય મળતાં નથી; કારણ આત્મરૂપ સુવર્ણ નામરૂપ ભૂષણોની અંદર વ્યાપક છે. તેથી કરીને જ કહ્યું છે કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ બ્રહ્મસુવર્ણ, નામરૂપ ભૂષણોને વિષે પ્રવિષ્ટ છે તેમ અપ્રવિષ્ટ પણ છે; કારણ કે પ્રવિષ્ટપણું એક વસ્તુમાં બીજી વસ્તુનું થઈ શકે છે. પરંતુ અસ્તિ, ભાતિ, પ્રિયસ્વરૂપ બ્રહ્મરૂપી સુવર્ણ નામરૂપાત્મક ભૂષણથી પૃથક્ (જુદું) છે જ નહિ. વળી અસ્તિ, ભાતિ, પ્રિયસ્વરૂપ બ્રહ્મરૂપી સુવર્ણનું નામરૂપાત્મક જગતરૂપી ભૂષણોમાં પ્રવિષ્ટપણું પણ સંભવતું નથી. અજ્ઞ (અજ્ઞાની જનો) પ્રવિષ્ટપણું અને અપ્રવિષ્ટપણું બન્ને વિરુદ્ધ ધર્મો એક અધિકરણ[1]માં સમજી શકતા નથી; પરંતુ આ સર્વ વર્ણન મુમુક્ષુઓના બોધને માટે છે; કારણ કે નામરૂપ અને કલ્પિત પદાર્થોના અધિષ્ઠાન આત્માની તે તે કલ્પિત પદાર્થોમાં અવ્યાપકતા જણાય છે અને કલ્પિત પદાર્થો જ પ્રધાનપણે જણાય છે. તેથી તે કલ્પિત પદાર્થોમાં અધિષ્ઠાન આત્માની અનુસ્યૂતતા, અસંગતા, સત્યરૂપતા તથા મુખ્ય પ્રતીયમાનતા (ચોક્કસ દેખાવાપણું), કે પ્રધાનતા અને અદ્વૈત-રૂપતાનો બોધ થાય તેને માટે જ આ યુક્તિનું વર્ણન કરવામાં આવેલું છે. અધિષ્ઠાનના અજ્ઞાનથી આ નામરૂપાત્મક કલ્પિત પ્રપંચ પ્રતીત થાય છે. તુચ્છરૂપતા તથા અત્યંતાભાવનો બોધ થાય, તે માટે આ વર્તન છે. અધિષ્ઠાનથી પૃથક્ એ પ્રપંચની સત્તાનો અભાવ છે અને અધિષ્ઠાન-ની પ્રતીતિપૂર્વક જ કલ્પિત પદાર્થોની પ્રતીતિ (દેખાવાપણું) થાય છે. અધિષ્ઠાનની પ્રાપ્તિ વડે જ સર્વ કલ્પિત પદાર્થોની પ્રાપ્તિ થાય છે. અધિ-ષ્ઠાનના સ્ફુરણથી જ કલ્પિત પદાર્થોની સ્ફૂર્તિ હોય છે. વળી અધિષ્ઠાનનાં શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કારથી જ અધિષ્ઠાનમાં કલ્પિત સર્વ પદાર્થોનું શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કાર થાય છે. આ વગેરે તત્ત્વનો મુમુક્ષુઓને બોધ થાય તે માટે જ પ્રવિષ્ટ, અપ્રવિષ્ટ ઇત્યાદિ પૂર્વોક્ત શ્રુતિનો પરિશ્રમ છે. વાસ્તવમાં તો પ્રવિષ્ટતા, અપ્રવિષ્ટતા આત્મામાં છે જ નહિ. દૃષ્ટાંત તથા દાર્ષ્ટાંત (દૃષ્ટાંતથી સમજાવવામાં

૧ જેના આશ્રયે ધર્મો રહેલા છે તે આધાર.

આવે તે વસ્તુ) વિષે એ અર્થ સર્વ વિદ્વાનોને અનુભવસિદ્ધ છે. માટે હે અધિકારી જનો ! જો તમે એમ માનતા હો કે, અમે આત્માને જાણીએ છીએ, તો તમે નથી જાણતા; કારણ કે જે જાણવામાં આવે છે તે દૃશ્ય થાય છે અને જડ, અનિત્ય, કોઈના કાર્યરૂપ, મિથ્યા, વ્યભિચારી તથા ન્યૂનાધિક ભાવ આદિ વિશેષણોવાળો થાય છે. જો તમે આગ્રહથી આત્માને જ્ઞાનનો વિષય જ માનશો તો વેદાદિ સર્વ શાસ્ત્ર અને વિદ્વાનોના અનુભવથી વિરોધ આવશે; કારણ કે કોઈ પણ શાસ્ત્ર કે વિદ્વાને આત્માને દૃશ્ય માન્યો નથી. તેથી આત્મા જ્ઞાનના વિષયરૂપ છે એમ માનવું એ વિપરીતબુદ્ધિ છે, યથાર્થ નથી. માટે એમ જ જાણો કે સર્વ પ્રકારે આત્મા–તમારું સ્વરૂપ–અવાઙ્મનસગોચર છે. જે વસ્તુ મન આદિ વડે જાણવામાં ન આવે, જે સ્વયં અપરોક્ષ હોય અને મન આદિ જેના દ્વારા જાણી શકાય; અર્થાત્ ઊલટાં મન આદિને જે પ્રકાશે, તે વસ્તુ જ સ્વયં પ્રકાશસ્વરૂપ હોય છે. એવું લક્ષણ આ બુદ્ધિ આદિના સાક્ષી આત્મામાં જ ઘટે છે, અન્ય દૃશ્યવસ્તુમાં ઘટતું નથી.

હે શિષ્ય ! તું ચૈતન્ય આત્મસ્વરૂપ સુષુપ્તિ અને સ્વપ્નકાલમાં પણ સૂતો નથી. જો તું સૂઈ જાય તો તું સૂતો હતો એવું તને જ્ઞાન કેવી રીતે થાય ? એટલા માટે આ દેહમંદિરમાં તું તેલ અને બત્તી વિના ચૈતન્યદીપક સર્વદા અખંડજ્યોતિ છે. હે સાધુ સ્વભાવવાળા અધિકારી જનો ! જો એક ઉદાસીન પુરુષ ઉચ્ચ મંદિરના ચોથા માળ પર ઊંચી જગામાં રહ્યો છે, તેની નીચે ચારે તરફથી ચાર રસ્તા પડે છે. તે ચારે રસ્તામાં પોતપોતાની કામના અનુસાર કોઈ જર, જોરુ કે જમીનને મેળવવા માટે, અથવા કોઈ મોક્ષને વાસ્તે એમ અનેક પ્રકારનાં સ્ત્રી, પુરુષો, રાજા, સાધુ, પંડિત, વૈશ્ય; હસ્તી, ઘોડા, રથ, ભંગી વગેરે આમતેમ જાય–આવે છે. વળી ત્યાં શાંતિમાન અને અશાંતિમાન, તેમ ક્રોધી, આળસુ, અભિમાની અને દંભી, અર્થાત્ અશુભ ગુણવાન તથા શુભ ગુણવાન સ્ત્રી–પુરુષ જાય–આવે છે, તેમ જ ત્યાં અનેક પ્રકારના નાટક કરનારાઓ જતા–આવતા હોય છે, વાજાં વગાડનારા જતા આવતા હોય છે. સારાંશ કે તામસ અને સાત્ત્વિક પદાર્થો સહિત અનેક સ્ત્રીપુરુષો ત્યાં જતાં–આવતાં હોય છે. વળી અનેક પ્રકારના ઐંદ્રજાલિક[1] લોકો પોતાના ગુણદોષ સાથે ત્યાં આવતા–જતા હોય છે. તે રસ્તામાં અનેક પ્રકારના શુદ્ધ–અશુદ્ધ પદાર્થો પણ પડેલા હોય છે અને અનેક પ્રકારના વિવાહ પણ થતા રહેતા હોય છે. પરંતુ ઊંચે

૧ નજરબંધીના ખેલ કરનારા.

વિરાજેલા પેલા પુરુષને તે આ ગુણદોષવાળા સ્ત્રીપુરુષાદિક પદાર્થોનો, નિત્ય સ્થિત ઉચ્ચ મંદિરનો તેમ જ રસ્તાના પણ ગુણદોષનો સ્પર્શ પણ નથી થતો. હવે અન્ય દેહોની દૃષ્ટિથી આ પંચભૌતિક મનુષ્ય-શરીરને ઉચ્ચ મંદિરને સ્થાને રાખો. પંચ જ્ઞાનેંદ્રિય તથા પંચ કર્મેંદ્રિયનાં જે છિદ્ર છે તેને રસ્તા સમાન ગણો અથવા કહો, તો જ્ઞાનેંદ્રિયના વિષયરૂપ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ તેમ જ કર્મેંદ્રિયોના વિષયરૂપ શબ્દઉચ્ચારણ, ગ્રહણ, ત્યાગ, ગમનાગમન, મલ-મૂત્રત્યાગ ઇત્યાદિ તથા મનાદિકના વિષય તે સર્વ રસ્તા સમાન છે. અથવા તો સાત્ત્વિક, રાજસ અને તામસ સ્વભાવને લીધે જ સર્વ દેહ, ઇંદ્રિય અને મનાદિકની પ્રવૃત્તિનિવૃત્તિ થાય છે, એમ જાણો. તેથી સત્ત્વ, રજ અને તમોગુણને જ રસ્તા સમાન ગણો. દેહરૂપ મંદિરમાં પંચભૂતને ચૂના–પથ્થર સમાન જાણો. માયા અથવા અજ્ઞાનને આ ભૂમિરૂપ જાણો. હવે સમષ્ટિ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણશરીરના અભિમાની જે વિરાટ, હિરણ્યગર્ભ, ઈશ્વર અથવા સ્થૂલ, સૂક્ષ્મ, કારણ શરીરના અભિમાની જે વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ છે તે મંદિરના અભિમાની પુરુષની સમાન જાણો. પોતપોતાના મત અનુસાર સમષ્ટિ અથવા વ્યષ્ટિ સ્ફુરણાત્મક જીવ અથવા ઈશ્વરની સ્ફુરણા છે, તે જ મંદિરને રચનાર પુરુષ સમાન છે. તથા દશ ઇંદ્રિય, પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન એ પાંચ પ્રાણ, તથા નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય એ પાંચ ઉપપ્રાણ, ચતુષ્ટય અંતઃકરણ તથા પચીસ વા એકસો પચીસ અથવા સત્તાવીસ જે પ્રકૃતિ છે, તે ભિન્ન ભિન્ન આવતાજતા મનુષ્યોને સ્થાને છે. ચક્ષુ આદિક ઇંદ્રિયોની તથા ચક્ષુ આદિ ઇંદ્રિયોના સૂર્યાદિ દેવતાઓની જે પોતપોતાના વિષયમાં સ્વતંત્ર પ્રવૃત્તિનિવૃત્તિ છે, તે જ પોતાની કામના સમાન છે. સુખદુઃખ, હર્ષશોક, માનઅપમાન, બંધમોક્ષ ઇત્યાદિને સાંસારિક પદાર્થો (જર, જોરુ, જમીન) સમાન સમજવા. તથા પુણ્ય–પાપ, રસ્તાની શુદ્ધિઅશુદ્ધિ સમાન છે તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિની અપેક્ષાએ જે ચોથી તુરીય અવસ્થા છે તે ચોથા માળ સમાન પૂર્વોક્ત સર્વ દૃશ્યના ન્યૂનાધિકભાવને જાણો. હવે પૂર્વોક્ત સર્વ પદાર્થોના ભાવાભાવને, તેમજ તેમના સર્વ ધર્મોને જે જાણે છે, તે 'સચ્ચિદાનંદ, સાક્ષી, સ્વપ્રકાશ, નિર્વિકાર, નિર્વિકલ્પ, આત્મા છે, તે જ ઉદાસીન પુરુષની માફક સ્થિત છે અને તે તારું સ્વરૂપ છે અર્થાત્ તે તું જ છે.' હે શિષ્ય! તું ચૈતન્ય આત્મા સર્વ પદાર્થોમાં સ્થિત છતા પણ નિર્વિકાર સ્થિત છે. જેમ આકાશ કાજળની

કોટડીમાં રહેલું છે, છતાં નિર્વિકાર અચલ સ્થિત છે.

હે શિષ્ય! જો આકાશમાં સપ્તઋષિઓથી માંડીને સર્વ સૂર્ય, ચંદ્રાદિ નક્ષત્ર અને તારામંડળનું ચક્ર દિનરાત ફર્યા કરે છે. રાત્રિના આદિકાલમાં જે સ્થાનમાં જે નક્ષત્ર જોવામાં આવે છે, તે રાત્રિના મધ્યમાં અન્ય સ્થાનમાં તેમ જ રાત્રિના અંતમાં વળી અન્ય સ્થાનમાં જોવામાં આવે છે. તેથી જાણી શકાય છે કે તારાઓનું ચક્ર ફરતું જ રહે છે; પરંતુ ધ્રુવનો તારો અચલ-એકરસ રહે છે. જો ધ્રુવ પણ અન્ય તારાઓની માફક ચલ હોય તો તેનું નામ જ ધ્રુવ નહિ પણ અધ્રુવ થાય. તે જ પ્રમાણે માયા અથવા અજ્ઞાનરૂપ આકાશમાં નક્ષત્ર-તારાની માફક દેહાદિક પદાર્થોનું ચક્ર નિરંતર ફરતું રહે છે. કેવી રીતે તે સાંભળ. અનેક વાર શરીરમાં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિઅવસ્થા પ્રકટે છે, વળી મટી જાય છે. પુનઃ પ્રકટે છે, પુનઃ શમી જાય છે. તે જ પ્રમાણે બાળક, યુવા અને વૃદ્ધ અવસ્થા અનેક અનેક શરીરોમાં અનેક વાર પ્રાપ્ત થાય છે ને વળી મટી જાય છે. તે જ પ્રમાણે કોઈ વાર ભવિષ્યકાળ વર્તમાનરૂપ થઈ જાય છે, તો તે જ વર્તમાન ભૂતકાળ થઈ જાય છે અને વળી ફરીથી ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ થતા જ રહે છે. તે જ પ્રમાણે સાત્ત્વિકાદિ ગુણો પણ વારંવાર બદલાયા કરે છે. જે જાગ્રતાદિ અવસ્થાઓ બદલાય છે તે જાગ્રતાદિ અવસ્થાઓના અંતર્ભૂત સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીર પણ બદલાય છે. તેના અભિમાની વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ તેમ જ પંચકોશની પણ અદલાબદલી થાય છે. તે જ પ્રમાણે વૈખરી, મધ્યમા, પશ્યન્તી અને પરા નામની વાણીની અદલાબદલી થાય છે. તે જ પ્રમાણે ગ્રહણ, ત્યાગ, દિન, રાત, જ્ઞાન, અજ્ઞાન, કામ, ક્રોધ, લોભ, મોહ, શાંતિ આદિની પણ અદલાબદલી થાય છે. તાત્પર્ય કે કવચિત્ દૈવી ગુણોનું અને કવચિત્ આસુરી ગુણોનું ચક્ર નિરંતર ફરતું રહે છે. કદી સંયોગ થાય છે, કદી વિયોગ થાય છે, તો સંયોગનો વિયોગ થઈ જાય છે અને વિયોગનો સંયોગ થાય છે. તે જ પ્રમાણે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારનું ચક્ર પણ ફર્યા કરે છે. આથી જ કરીને પૂર્વોક્ત સર્વ ચક્ર મિથ્યા છે, પરંતુ જેના વડે પૂર્વોક્ત સર્વ ચક્ર ફરતું સિદ્ધ થાય છે અથવા અદલબદલ થતું સિદ્ધ થાય છે, '**તે જ ચૈતન્ય નિર્વિકાર, નિર્વિકલ્પ, અચલ, અસંગ તારું સ્વરૂપ છે.**' જો પ્રત્યક્ આત્મા પણ પૂર્વોક્ત ચક્રવત્ ચલાયમાન થાય તો તે અનિત્ય થઈ જાય.

ઇતિ પક્ષપાતરહિત અનુભવપ્રકાશનો પ્રથમ સર્ગ

## બીજો સર્ગ

હે મૈત્રેય! આ જ પ્રસંગ ઉપર એક ઇતિહાસ કહું છું, તે અમૃત સમાન છે. જ્યારે બુદ્ધિરૂપી કાનથી તે સાંભળીશ અને વિચારરૂપી પાત્રથી તેનું પાન કરીશ, ત્યારે તું અમૃતરૂપ થઈ અમૃતભાવને પામીશ. પરંતુ જોજે, એક કાનથી સાંભળી બીજા કાનેથી કાઢી નાખીશ નહિ. એમ કરીશ, તો તારું પ્રયોજન સિદ્ધ થઈ શકશે નહિ.

### ધ્રુવાખ્યાન

સ્વયંભૂ મનુના કુળમાં ઉત્તાનપાદ અને પ્રિયવ્રત નામના બે ભાઈઓ ચક્રવર્તી રાજા થઈ ગયા. ઉત્તાનપાદ રાજાને બે સ્ત્રીઓ હતી: એકનું નામ સુરુચિ અને બીજીનું નામ સુનીતિ. સુરુચિ રાજાને અત્યંત પ્રિય હતી. સુનીતિથી ધ્રુવ નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો, તે તેના પિતાને અત્યંત પ્રિય હતો. એક દિવસ જ્યારે રાજા સિંહાસન ઉપર બેઠા હતા, ત્યારે ધ્રુવ આવીને રાજાના ખોળામાં બેસી ગયો. તે વખતે સુરુચિ પણ રાજાની પાસે બેઠી હતી. સુરુચિથી આ વાત સહન ન થઈ તેથી તેણે ધ્રુવને કહ્યું: 'અરે! તું રાજાના ખોળામાંથી ઊતરી જા, નહિ તો તારા પ્રાણ જશે. જો રાજાના ખોળામાં બેસવાની તારી ઇચ્છા હતી તો તારે મારે પેટે જન્મ લેવો હતો.' એટલાથી જ્યારે ધ્રુવ ખોળામાંથી ઊતર્યો નહિ, ત્યારે સુરુચિએ ધ્રુવના મુખ ઉપર એવો તમાચો લગાવ્યો કે તે મૂર્છા ખાઈને પૃથ્વી ઉપર પડ્યો. શુદ્ધિમાં આવ્યા પછી તે રુદન કરતોકરતો પોતાની માતા પાસે ગયો. ધ્રુવને વ્યાકુળ જોઈને માતા બોલી: 'પુત્ર! તું શા કારણથી વ્યાકુળ થયો છે?' ત્યારે ધ્રુવે બધી હકીકત કહી સંભળાવી એટલે તેની માતાએ કહ્યું: 'હે પુત્ર! સુરુચિએ સત્ય કહ્યું છે, કારણ કે તારા ગ્રહ નીચ હતા તેથી જ તેં મારે પેટે જન્મ લીધો છે. નહિ તો તેના ઉદરથી જ તું જન્મ લેત. સાંભળ, હવે ક્રોધ કરવાથી શું થવાનું છે? રાજ્ય અને યશ આદિ ઐશ્વર્ય તો જે તપ કરે છે તેને જ મળે છે. માટે જો રાજ્યાદિક પદાર્થો ભોગવવાની તારી ઇચ્છા હોય તો ગોવિંદનું ભજન કર, તેથી તારી સઘળી કામનાઓ પૂર્ણ થશે. તું પૂછે કે ભજન કેવી રીતે કરું, તો સાંભળ: તારા પોતાના આત્મા સાથે સર્વ પદાર્થોને તું ગોવિંદસ્વરૂપ જાણ.'

માતાનું આ વચન સાંભળીને ધ્રુવ વનમાં ગયો. સપ્તઋષિ બ્રહ્માના પુત્ર બેઠા હતા. તેમને જોઈને ધ્રુવે નમસ્કાર કર્યા. તેમણે જ્યારે પૂછ્યું

ત્યારે તેણે તેમને પોતાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. કહ્યું: 'હે ભગવન્! મને ગોવિંદના ભજનનો ઉપદેશ કરો.' ઋષિઓએ કહ્યું: 'અરે ધ્રુવ! હજી તો તું બાળક છે અને તેથી જ તને વૈરાગ્ય થયો છે. શીતોષ્ણાદિ દ્વંદ્વ હજી સહન કર્યાં નથી અને સંસારનાં સુખ ભોગવ્યાં નથી, તેથી તું ઉપદેશને યોગ્ય નથી.' ત્યારે ધ્રુવે આગ્રહથી જણાવ્યું: 'જો તમે ઉપદેશ નહિ કરો તો હું પ્રાણનો ત્યાગ કરીશ.' ઋષિઓએ જ્યારે ધ્રુવનો આ દૃઢ નિશ્ચય જોયો, ત્યારે તેઓ આશ્ચર્યથી પરસ્પર કહેવા લાગ્યા, કે આ ધ્રુવ જરૂર નારાયણને મળશે. એક ઋષિએ કહ્યું: 'તારે આમ કરવાનું શું પ્રયોજન છે?' ધ્રુવે કહ્યું: 'હે ભગવન્! હું ઇચ્છું છું કે મને અને મારાં માતપિતાને એવું સ્થાન મળે કે જે મનુષ્યે અત્યાર સુધી મેળવ્યું જ ન હોય.' ઋષિએ કહ્યું: 'હે ધ્રુવ! જો તું પોતાને ત્યાગીને ગોવિંદને શરણે રહે તો તારી ઇચ્છા પૂર્ણ થાય.' અત્રિઋષિ બોલ્યા: 'હે ધ્રુવ! જે સર્વ દૃશ્યથી અતીત છે તથા સર્વમાં વ્યાપક છે તેને પોતાના મનમાં એવી રીતે જાણ કે સર્વ તે જ છે. આ નિશ્ચય વડે જ તું વાંછિત પદને પામીશ.' વળી અન્ય ઋષિઓએ કહ્યું: 'હે ધ્રુવ! જગત જેને શરણે રહેલું છે, તેનું જ તું એકાગ્ર ચિત્ત વડે સ્મરણ કર તેથી તું પરમપદને પામીશ. હે ધ્રુવ! તું સર્વ કામનાઓથી રહિત થા અને સર્વ જગત વિષ્ણુમય જાણ. જે કોઈ સંસારથી આશારહિત થઈને અને નિષ્કામ રહીને પ્રેમસંયુક્ત જનાર્દનનું ધ્યાન કરે છે, તે મનવાંછિત ફળ પામે છે. તેથી તું પણ જો જગતની દૃષ્ટિ ઉઠાવી લઈને સગુણ કે નિર્ગુણ જનાર્દનમાં મનને જોડીશ તો તારું કાર્ય સિદ્ધ થશે.'

આ પ્રકારે મુનિઓએ અનેક પ્રકારનો બોધ આપીને મંત્રઉપદેશ કર્યો. તે મંત્ર આ છે: ॐ नमो नारायणाय। હવે ધ્રુવે દૃઢ નિશ્ચયને ધારણ કરીને તપનો આરંભ કર્યો, તે વખતે ધ્રુવનો સઘળો વૃત્તાંત સાંભળીને તેના પિતાએ પોતાના એક સેવકને મોકલ્યો અને કહેવડાવ્યું કે તું આ રાજ્યનો ચોથો ભાગ લે અને આ ધારણ કરેલા નિશ્ચયનો ત્યાગ કર. પરંતુ ધ્રુવે માન્યું નહિ. ફરી કહેવડાવ્યું, કે અર્ધ રાજ્ય લે અને આ પ્રતિજ્ઞા છોડી દે, તોપણ ધ્રુવે માન્યું નહિ. ફરી વાર કહ્યું: સર્વ રાજ્ય લે, તોપણ તેણે માન્યું નહિ. તે તો પોતાના મનમાં વિચારવા લાગ્યો કે, 'અહો! સંસારથી આશારહિત થઈને હજુ એક પગ જ હરિ તરફ રાખ્યો છે, ત્યાં મને આખું રાજ્ય મળે છે. તો જો હું સમ્યક્ પ્રકારે–સારી રીતે હરિનું ચિંતન કરું તો હું અવશ્ય

અનંત ફળ પામીશ. આમ અત્યંત દૃઢ નિશ્ચય ધારણ કરીને ધ્રુવ કઠિન તપ કરવા લાગ્યો. એટલે સુધી કે તેણે એક અંગૂઠા ઉપર સર્વ શરીરનો ભાર રાખી દીધો. હવે આ સઘળી હકીકત સાંભળીને ઇંદ્રાદિક દેવતાઓ આશ્ચર્ય પામ્યા. તેમને ભય લાગ્યો, કે આ બાળક અમારું સ્વર્ગ છીનવી લેશે. તેથી ઇંદ્રાદિક દેવતાઓએ ધ્રુવના તપનો નાશ કરવા માટે રાક્ષસ, અગ્નિ, વાયુ, અપ્સરા, કામદેવ આદિ દ્વારા અનેક વિઘ્ન મોકલ્યાં. પરંતુ ધ્રુવ આ વિઘ્નોથી જરાય ચળ્યો નહિ; કારણ કે તે વખતે ધ્રુવ પોતાના અભિમાનવાળો નહોતો. તે જાણતો હતો: 'ગુપ્ત અને પ્રકટ સર્વત્ર એક નારાયણ જ છે. આમ જો સર્વ નારાયણ છે, તો ભય કોનાથી થાય? ભય તો બીજાથી થાય છે. જેમકે જ્યાં સર્વ અગ્નિ જ અગ્નિ હોય અને બીજી કાષ્ઠાદિ વસ્તુ જ ન હોય, ત્યાં અગ્નિ કોને બાળે? અગ્નિ કંઈ અગ્નિને બાળે જ નહિ. તે જ પ્રમાણે જ્યાં સર્વ વાયુ જ હોય અને વાયુ વિના બીજી વસ્તુ જ ન હોય, તો પછી વાયુ કોનું શોષણ કરે? તેમ જ જ્યાં જળ વિના અન્ય વસ્તુ જ ન હોય અને કેવળ જળ હોય તો તે કોને ગાળે? જળ જળને ગાળી શકે નહિ.' આ રીતે મહાત્મા ધ્રુવ સ્થૂલસૂક્ષ્મપરિચ્છિન્ન[1] અહંકારનો ત્યાગ કરીને 'પોતાના સહિત સર્વ નારાયણ છે' એ દૃઢ ભાવના વડે 'અગ્નિ આદિ સર્વ જગત નારાયણ જ છે' એમ જોવા લાગ્યો. હવે તેને ભય કે મોહ ક્યાંથી થાય? આ જ વખતે તેની માતા પણ આવી અને બહુ વિલાપ કરીને કહેવા લાગી: 'હે પુત્ર! સંસારમાં મારે એક તું જ છે. તું આ કઠિન તપ છોડી દે અને મને સુખી કર. તું આ તારું શરીર શા માટે સૂકવી નાખે છે?' માતાનાં આવા પ્રકારનાં અનેક વચનો સાંભળતાં છતાં પણ તે મોહવશ ન થયો. વળી રાક્ષસાદિ પણ જે આવ્યા તે એમ જ જોતા હતા કે આ ધ્રુવ નથી, પરંતુ જાણે ભગવાન વિષ્ણુ જ બેઠા છે. વિષ્ણુને દેખીને તો રાક્ષસો વગેરે ઊલટા ભયભીત થયા.

તે પછી ઇંદ્રાદિ દેવતાઓ વિષ્ણુ પાસે ગયા. તેમણે તેને ધ્રુવનો સર્વ વૃત્તાંત કહ્યો અને પોતાની દશા પણ જણાવી. વિષ્ણુએ તે વાત સાંભળીને દેવતાઓને વિદાય કર્યા અને પોતે દેવતાઓની પ્રેરણાથી તેમ જ ધ્રુવની ધ્યાનરૂપ દોરીના ખેંચાણથી જ્યાં ધ્રુવ તપ કરતો હતો ત્યાં આવી પહોંચ્યા. પોતે જુએ છે તો ત્યાં ધ્રુવ નથી પરંતુ સાક્ષાત્ નારાયણ જ છે! આ પ્રકારની ધ્યાનની પ્રબળતા જોઈને વિષ્ણુએ પ્રસન્ન

૧ ભિન્ન.

થઈને કહ્યું : 'હે પુત્ર! તને ધન્ય છે કે આ દશ્યમાન પદાર્થોમાંથી પ્રીતિ ઉઠાવીને તેં મારામાં મનને જોડ્યું છે. આથી તારી ઇચ્છા હોય તે વર માગ.' આ વચન સાંભળીને ધ્રુવે નેત્ર ઉઘાડ્યાં અને જોયુ કે હું જેનું અંતરમા ધ્યાન કરતો હતો તે જ રૂપ બહાર ઊભું છે. જોતામાં જ તેના શરીરે રોમાંચ થયાં. તે પ્રેમથી મસ્ત જેવો બની ગયો. મનથી પ્રભુને શરણ પડ્યો અને પ્રાર્થના કરવા લાગ્યો: 'હે પ્રભો! હું તો બાળક છું. હું વેદપુરાણ કંઈ શીખ્યો નથી. હું આપની સ્તુતિ કેવી રીતે કરી શકું! પરંતુ સ્તુતિ આપની એ જ છે કે હું ધ્રુવ છું જ નહિ–કેવળ આપ જ છો. હે ભગવન્! આપ સર્વ જગતના અધિષ્ઠાન છો. આપના વિષે આવાગમનનો માર્ગ નથી, આપ વ્યાપક સર્વના અંતર્યામી છો. યોગીઓના ધ્યાનમાં આપ વિરાજો છો. હે ભગવન્! હું ભ્રમથી આપને બહાર શોધતો હતો, પરંતુ એટલુ નહોતો જાણતો કે આપ મારા મનમાં જ સંતાઈ રહેલા છો. દ્વૈત–અદ્વૈત સર્વ આપ જ છો. આપ જ આ સર્વ જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરવાવાળા છો, છતાં આપ નિર્વિકાર છો. મને અત્યંત આનંદ થાય છે કે યોગીઓને દુર્લભ છતાં આપ મારાં નેત્ર સન્મુખ ઊભા છો.'

આ પ્રકારની ધ્રુવની સ્તુતિ સાંભળીને વિષ્ણુએ કહ્યુ: 'હે ધ્રુવ! તારી ઇચ્છામાં આવે તે વર માગ.'

ધ્રુવે કહ્યું: 'હે પ્રભુ! આદિ ને અંત આપ જ છો. આપ સર્વ સ્થિતિને જાણો છો. તથાપિ હે ભગવન્! મને માતાપિતા સાથે એવું સ્થાન આપો કે તે સર્વથી ઉચ્ચ પદ હોય અને ત્યાં જઈને એક કલ્પ પર્યંત નીચે પડું નહિ.'

વિષ્ણુએ કહ્યું: 'તથાસ્તુ. હે ધ્રુવ! દેહત્યાગ પછી તને નિશ્ચળ પદ મળશે. સૂર્યચંદ્ર જ્યાં સુધી ગતિમાન છે, ત્યાં સુધી તે પદ સ્થિર રહેશે.'

આ પ્રકારનું વરદાન મળવાથી એક વાર તો ધ્રુવને કંઈક અહંકાર ઉત્પન્ન થયો કે હું સૌથી ઉચ્ચ છું. પરંતુ તે જ વખતે તેના તપના પ્રતાપથી તથા પ્રભુદર્શનના પ્રતાપ વડે તેનું અંતઃકરણ નિરહંકાર થયું. એવા નિરભિમાન અને શુદ્ધ અંતઃકરણવાળો ધ્રુવ પુનઃ પ્રભુને પ્રશ્ન કરવા લાગ્યો : 'હે સ્વામીનાથ! અટલ–નિશ્ચલ પદને લેનાર હું કોણ છું? તે નિશ્ચલ પદને આપનાર આપ કોણ છો? અટલ પદનું સ્વરૂપ શું છે? જગતનું સ્વરૂપ શું છે? હે યથાર્થવક્તા! યથાર્થ કહો કે હું કોણ છું? મારો આ સંદેહ દૂર કરો.'

વિષ્ણુએ કહ્યુંઃ હે 'ધ્રુવ ! આ વાતનું તારે શું પ્રયોજન છે ? આ પ્રશ્નનો ઉત્તર આપતાં નથી તું રહેતો, નથી હું રહેતો, નથી આ જગત રહી શકતું કે નથી અટલ પદ રહી શકતું. માટે આ વાત ન પૂછ. બીજો કંઈ પ્રશ્ન કર.'

ધ્રુવે કહ્યુંઃ 'જે થાય તે ખરું, પરંતુ પ્રશ્નનો ઉત્તર મને યથાર્થ આપો.'

વિષ્ણુએ કહ્યું : 'હે ધ્રુવ ! વાસ્તવમાં તો નથી તું, નથી હું કે નથી જગત–આ સઘળું ભ્રમમાત્ર છે. તે વાસ્તવિક સત્ય નથી. સત્ય તો માત્ર તારું, મારું તથા સર્વ જગતનું જે અવાઙ્‌મનસગોચર સાક્ષીસ્વરૂપ છે તે જ છે. તેના વિના બધું માત્ર વાણીના વિલાસરૂપ છે. જેમ રજ્જુમાં રજ્જુથી ભિન્ન એવા મિથ્યા સર્પાદિક વાણીના વિલાસમાત્ર છે. આ જ કારણથી હે ધ્રુવ ! તું અદ્વૈત છે !'

ધ્રુવે કહ્યું : 'એ તો મારી કામના પૂરી ન થઈ. મેં વ્યર્થ ભ્રમથી જ નિશ્ચય કરી લીધો કે વિષ્ણુએ મને નિશ્ચલ પદ આપ્યુ છે, સ્વપ્નદ્રષ્ટામાં સ્વપ્નનર કલ્પિત હોય, હવે સ્વપ્નદ્રષ્ટા એ સ્વપ્નનરને નિશ્ચલપદ આપે અને એ તે પદને ગ્રહણ કરે, આ તો ભ્રમમાત્ર છે; આ પણ એવું જ થયું.'

વિષ્ણુએ કહ્યું : 'હે ધ્રુવ ! તું અટલ પદવીનો ત્યાગ ન કર, કારણ કે જ્ઞાની પુરુષને જે પદાર્થો પ્રારબ્ધ વડે આવી મળે છે તેનાથી જ તે પ્રસન્ન રહે છે.'

ધ્રુવે પૂછ્યું : 'જો સર્વ તું જ છે, તો પછી જ્ઞાની અજ્ઞાની જુદાં ક્યાં છે ? પણ મને કહો કે મારું સ્વરૂપ શું છે ?'

વિષ્ણુએ કહ્યુંઃ 'મોટા આશ્ચર્યની વાત છે કે સ્વપ્નનર સ્વપ્નદ્રષ્ટાને પૂછે કે હે સ્વપ્નદ્રષ્ટા ! મારું સ્વરૂપ શું છે ? કહે. સર્પ રજ્જુને પૂછે કે મારું સ્વરૂપ શું છે ? ભૂષણ સુવર્ણને પૂછે કે મારું સ્વરૂપ શું છે ? પરંતુ આ સ્વપ્નનર, ભૂષણ તથા સર્પાદિક જડ છે તેથી પોતે જાણતા નથી કે અમે સર્વથા સ્વપ્નદ્રષ્ટાદિક રૂપ છીએ. હે ધ્રુવ ! જો કદાચિત્ સ્વપ્નનર વગેરે ઊંચા હાથ કરીને બૂમો પાડે અને કહે કે અમે સ્વપ્નદ્રષ્ટારૂપ નથી પરંતુ સ્વપ્નદ્રષ્ટાથી ભિન્ન અમારી સત્તા છે, તો તેમની વાત સાંભળીને વિદ્વાન પુરુષો હસશે અને કહેશે કે આ તો વૃથા પ્રલાપ કરે છે. જો કલ્પિત નામરૂપાદિ કહે કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ જે અધિષ્ઠાન છે તે રૂપ અમે નથી, તો તેનું કહેવું હાસ્યને પાત્ર જ છે; હે ધ્રુવ ! તે જ પ્રમાણે તું મને પૂછે છે, હું કોણ છું એ પણ

હાસ્યનો જ વિષય છે. હે ધ્રુવ ! અહં( હું )ભાવ, ત્વં( તું )ભાવનો મારામાં અવકાશ જ નથી. કેવળ સ્વયંપ્રકાશસ્વરૂપ અદ્વિતીય હું છું.'

ધ્રુવે કહ્યું : 'ત્યારે તો મેં દેહને કષ્ટ નકામું જ આપ્યું; કારણ કે કેવળ આપ અદ્વિતીય જ છે, તો પછી હું છું જ નહિ અને જો હું નથી તો પછી અટલ પદવી, હું, ભજન તથા આલોક-પરલોકનું શું પ્રયોજન છે ?'

વિષ્ણુ કહે : 'બાળકોની માફક વિલાપ ન કર. અવિદ્યા વડે જે કામ થયું તે થયું, તેનો પશ્ચાત્તાપ શા માટે કરવો પડે ? જે કંઈ તેં કર્યું, તે તારી વાસનાના બળથી કર્યું છે. મેં તો તને કશું આપ્યુ જ નથી.'

ધ્રુવ બોલ્યો : 'આશ્ચર્ય છે કે જ્ઞાનનેત્રરહિત એવા એ મૂર્ખ અંધને આપે આંધળા કૂવામાં નાખ્યો; કારણ કે આપ ચૈતન્યથી પૃથક્ આ અટલ પદવી સહિત સંપૂર્ણ જગત આંધળા કૂવા જેવું જ છે અને મિથ્યા છે. માટે હે પ્રભુ ! હવે તો એ ઉપાય કહો કે જેનાથી આ અંધકૂપમાંથી હું બહાર નીકળું !'

વિષ્ણુ બોલ્યા : 'નીકળવાનો ઉપાય એ જ છે કે તારા પોતાની સાથે તથા આ અટલ પદવી સાથે સંપૂર્ણ જગતને ગોવિંદ જાણ અને પશ્ચાત્તાપનો ત્યાગ કર. હે ધ્રુવ ! જ્યાં સુધી નિદ્રા દૂર ન થાય, ત્યાં સુધી સ્વપ્નનરને સ્વપ્નનાં સ્થાનોમાં કંઈ ને કંઈ યાત્રા કરવી જ પડે છે અને બુદ્ધિમાનોને સ્વપ્નસ્થાનોમાં ન્યૂનાધિક ભાવ હોતો જ નથી. હે ધ્રુવ ! 'સર્વ શરીર સહિત સ્વપ્નજગત્ત મિથ્યા છે અને સ્વપ્નદ્રષ્ટા જ સત્ય છે,' એવું જાણવું એ જ અંધકૂપમાંથી બહાર નીકળવું છે.'

ધ્રુવે કહ્યું : 'ત્યારે કાંઈ ચિંતા નથી. જો સર્વ ગોવિંદ છે તો પશ્ચાત્તાપ પણ ગોવિંદ છે, અને ન પશ્ચાત્તાપ પણ ગોવિંદ છે !'

વિષ્ણુ કહે : 'હવે હું જાઉં છું ! તારું કલ્યાણ થાઓ ! અન્ય સંત તને મળશે !'

આ પ્રમાણે કહીને વિષ્ણુ અંતર્ધાન થયા, અને ધ્રુવ કોઈ વનમાં વિચરવા લાગ્યો. વિચરતાં વિચરતાં ધ્રુવ વિચાર કરવા લાગ્યો કે, સંત પુરુષો ચાહનાવિનાના હોય છે, તો મને ચાહનાવાળાને સંત કેવી રીતે મળશે ? ચાહનાવાળા પુરુષથી તો વૃક્ષ પણ ભય પામે છે. માટે હુ ચાહનારહિત થાઉં તો સંતસંગ મળશે. વળી નિશ્ચય કર્યો કે સર્વ નારાયણ છે. જો સર્વ નારાયણ છે તો લોકપરલોકનુ શું પ્રયોજન ?

હે મૈત્રેય ! ધ્રુવ એવા એવા વિચાર કરી રહ્યો હતો, એટલામાં વામદેવાદિ સંત ત્યાં આવ્યા. એ સંત પુરુષો દેહઅભિમાનરૂપી વસ્ત્ર-

વિનાના નગ્ન હતા અને આવું કહેતા હતા, કે અમે અવાઙ્‌મનસગોચર છતા પણ સર્વરૂપ છીએ; તથા સર્વરૂપ છતાં અમે દ્રષ્ટા અ–સર્વરૂપ છીએ. સ્વપ્નપ્રપંચથી અવાઙ્‌મનસગોચર છતાં પણ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નમાં સર્વરૂપ છે, તથા સર્વરૂપ થવા છતાં પણ તે અ–સર્વરૂપ છે. તે જ પ્રમાણે અમે સર્વ ભોક્તા છતાં અ–ભોક્તા છીએ, અ–ભોક્તા છતાં ભોક્તા છીએ, વિકલ્પરહિત છતાં પણ નિર્વિકલ્પ છીએ. નીચ–ઉચ્ચ, ગ્રહણ–ત્યાગ સર્વરૂપ અમે જ છીએ. આ સંપૂર્ણ નામરૂપ પ્રપંચ અમારા સ્વરૂપભૂત સૂર્ય અથવા મણિના કિરણોનો પ્રકાશ છે. વિકારવાળા થઈને સ્વમાયા વડે પ્રતીતિમાં આવવા છતા પણ અમે નિર્વિકાર છીએ. ચાલતા છતાં અમે અચલ છીએ, અચલ છતા અમે ચાલીએ છીએ. ઉપાધિ દ્વારા કર્તા છતા અમે અકર્તા છીએ, અકર્તા છતાં અમે કર્તા છીએ. નિદ્રા સહિત છતાં અમે નિદ્રારહિત છીએ, નિદ્રારહિત છતાં સનિદ્ર છીએ. (આ પ્રકારે સર્વ પદાર્થોને ઉલટપાલટ કરી લેવા.) શરીર સહિત છતાં અમે અશરીર છીએ, માયા અવિદ્યા સહિત છતા અમે માયા અવિદ્યારહિત છીએ. નિર્ગુણરૂપ છતાં અમે સ્વમાયા વડે સગુણ-રૂપ છીએ, મનવાણીના વિષયરૂપ પણ અમે જ છીએ. અરૂપ છતાં અમે રૂપવાળા છીએ. અરસ છતા અમે સ–રસ છીએ. સશબ્દ છતાં અશબ્દ છીએ, અશબ્દ છતા સશબ્દ છીએ. અસ્પર્શ છતાં સસ્પર્શ છીએ, સસ્પર્શ છતાં અસ્પર્શરૂપ છીએ. સગંધ છતાં અમે નિર્ગંધ છીએ, નિર્ગંધ છતા સગંધ છીએ. સ્વપ્નદ્રષ્ટા નિદ્રા વડે સ્વપ્નમાં સર્વરૂપ પ્રતીત થતા છતા પણ વાસ્તવ રીતે શુદ્ધ નિર્વિકાર, નિર્વિકલ્પ, અદ્વિતીય અને અસર્વરૂપ છે, તે જ પ્રમાણે અમે પણ છીએ. પંચકોષથી રહિત છતા પણ અમે ચૈતન્યરૂપ પંચકોશરૂપ છીએ. અપંચકોશરૂપ છતા પણ અમે પંચકોશરૂપ છીએ. ષડ્‌ભાવવિકારો[1]થી રહિત છતા અમે ચૈતન્ય ષડ્‌ભાવવિકારરૂપ છીએ ષડ્‌ભાવવિકારરૂપ છતા પણ અમે ષડ્‌ભાવવિકારોથી રહિત છીએ. સત્ત્વ, રજ તથા તમોગુણ, તે ગુણોના કાર્ય જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા સ્થૂલ, સૂક્ષ્મ, કારણશરીર તથા ઇંદ્રિય, તેમ જ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર, તથા પ્રાણ અને પ્રકૃતિઓ એ બધાના સંગી છતા અમે અસંગી છીએ, તાત્પર્ય કે સર્વ નામ-રૂપસ્વરૂપ છતા પણ અમે નામરૂપથી રહિત છીએ, અને સર્વ નામ-રૂપરહિત છતા પણ અમે ચૈતન્ય નામરૂપસ્વરૂપ છીએ. સર્વ શબ્દ,

૧ હોવું (અસ્તિ), ઉત્પન્ન થવું, વધવું, રૂપાંતર થવું, ક્ષય અને નાશ એ છ ભાવવિકાર છે

સ્પર્શ, રૂપ, રસ, ગંધ તથા પૃથ્વી, અપ (પાણી), તેજ, વાયુ, આકાશ, અહંકાર, મહત્તત્ત્વ તથા પ્રકૃતિરૂપ પણ અમે ચૈતન્ય જ છીએ અને તે સર્વથી રહિત પણ અમે ચૈતન્ય જ છીએ. સ્વપ્નદ્રષ્ટાની માફક કામ–ક્રોધાદિકરૂપ પણ અમે જ છીએ, તથા તેનાથી રહિત તેના સાક્ષીરૂપ પણ અમે જ છીએ. યમનિયમાદિ દૈવી ગુણરૂપ તથા દંભાદિ આસુરી ગુણરૂપ પણ અમે જ છીએ, તથા તેનાથી રહિત તેના સાક્ષીરૂપ અસંગી અમે ચૈતન્ય જ છીએ. જ્ઞાન–અજ્ઞાન, શુભ-અશુભાદિ સર્વ દ્વંદ્વરૂપ સ્વપ્ન પણ અમે જ છીએ, તથા તેનાથી રહિત તેના દ્રષ્ટારૂપ પણ અમે જ સ્વપ્નદ્રષ્ટા છીએ. સ્વપ્નમાં બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિ મૂર્તિરૂપ થવા છતાં અમે સ્વપ્નદ્રષ્ટા અસંગ, નિર્વિકાર, તેના પ્રકાશક, ચૈતન્ય સાક્ષીભૂત છીએ. ષડ્ઊર્મિરૂપ છતાં પણ અમે ષડ્-ઊર્મિવિનાના છીએ.

જીવ તથા ઈશ્વરરૂપ છતાં અમે ચૈતન્યરૂપે જીવઈશ્વરભાવથી રહિત છીએ. આત્મા–અનાત્માના ભેદવાળા છતાં ચૈતન્યરૂપે અમે તે ભેદથી રહિત છીએ. કાયિક, વાચિક, માનસિક સર્વ ચેષ્ટા કરતા છતાં પણ અમે ચૈતન્યઆત્મા અકર્તા છીએ. સ્ફુરણરૂપ છતાં વાસ્તવિક રીતે અસ્ફુરણ છીએ. માયા વડે મહાકર્તા, મહાભોક્તા, મહાત્યાગી અમે ચૈતન્ય આત્મા વાસ્તવમાં અકર્તા, અભોક્તા, અત્યાગી છીએ. સર્વ દેશ, કાલ, વસ્તુરૂપ છતાં અમે પૂર્ણ ચૈતન્યઆત્મા વાસ્તવિક દેશ, કાલ, વસ્તુથી તથા તેના ભેદથી રહિત છીએ. ધર્મ–અધર્મ ઉભયરૂપ છતાં અમે ધર્મઅધર્મથી રહિત છીએ. સુખદુઃખરૂપ છતાં અમે અનંત આત્મા વાસ્તવિક સુખદુઃખથી રહિત છીએ. સમુદ્ર અથવા તળાવડીમાં પડતાં સૂર્ય અથવા આકાશના બિંબની માફક અમારા ચૈતન્યરૂપ સૂર્યનો માયા–અવિદ્યામાં જે આભાસ પડે છે તેને જીવ, ઈશ્વર કહે છે; અને તે આભાસમાં જ સર્વજ્ઞત્વ આદિ ધર્મો રહેલા છે. સૂર્ય અથવા આકાશનો આભાસ સમુદ્ર અથવા તળાવડીમાં પડે છે, અને સમુદ્ર અથવા તળાવડીના આભાસરહિત તેની સર્વ ચેષ્ટાથી તો સૂર્ય અથવા આકાશરૂપ બિંબ નિર્લેપ, અસંગ, શુદ્ધ અને નિર્વિકાર રહે છે. તે જ રીતે અમે બિંબભૂત ચૈતન્ય, માયા અવિદ્યા સહિત છતાં જીવઈશ્વર આભાસોની સર્વ ચેષ્ટાથી રહિત, નિર્વિકાર અને નિર્વિકલ્પ છીએ. ચૈતન્યરૂપ અમે જ આ નામરૂપ જગતની સ્વમાયા વડે ઉત્પત્તિ, પાલન અને સંહાર કરીએ છીએ, છતાં સ્વપ્નદ્રષ્ટાવત્ નિર્વિકાર રહીએ છીએ. જેમ સ્વપ્નજગતનો સ્વપ્નદ્રષ્ટા જ પૂજ્ય છે, તેમ અમે નિત્યસુખ.

ચિદ્રૂપ આત્મા જ આ સર્વ જગતના પૂજ્ય છીએ.

જેમ તાંત્રિક પુરુષ જડ પૂતળીઓની ચેષ્ટા કરાવે છે, તેમ અમે ચૈતન્યઆત્મા આ મન આદિ જડ જગતની ચેષ્ટાઓ કરાવીએ છીએ. આધારરહિત છતાં અમે સર્વાધાર છીએ. સર્વ મનઆદિક નામરૂપ જગતના પ્રકાશક, દ્રષ્ટા અને અધિષ્ઠાનરૂપ ચૈતન્યરૂપ પણ અમે જ છીએ. ચૈતન્યરૂપ અમારો કોઈ પ્રકાશક દ્રષ્ટા કે અધિષ્ઠાન નથી અને તેથી જ અમે ચૈતન્ય સ્વયપ્રકાશ છીએ. ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળમાં વર્તનાર પદાર્થોને સિદ્ધ કરનાર અમે જ છીએ, અમને સિદ્ધ કરનાર કોઈ જ નથી. જેમ સૂર્યમા દિવસરાત્રિ હોતાં જ નથી, તેમ અમારા ચૈતન્યસ્વરૂપમાં જ્ઞાનઅજ્ઞાન હોતા જ નથી. ઊલટું જેમ સૂર્ય વડે જ દિવસરાત્રિની સિદ્ધિ થાય છે, તેમ ચૈતન્યરૂપ અમારા વડે જ જ્ઞાનઅજ્ઞાનની સિદ્ધિ સિદ્ધ થાય છે.

સુખદુઃખના સાક્ષી ચૈતન્યઆત્મા અમારે સુખદુઃખની પ્રાપ્તિ કે નિવૃત્તિ માટે કઈ પણ કરવા જેવુ નથી. જુઓ, બે મનુષ્યના ટટામાં સાક્ષી પુરુષને તે મનુષ્યોનાં હાનિલાભમાં કંઈ પણ કરવાપણું હોતું નથી; કારણ અકર્તવ્યમાં કર્તવ્યબુદ્ધિ ભ્રાંતિ જ છે.

ભ્રાંતિની નિવૃત્તિ કરવા માટે વેદાંતશાસ્ત્રનુ વિચારરૂપ ચિંતન એ જ મુખ્ય સાધન છે, અન્ય જપતપ આદિ તેના સાધનરૂપ નથી. જુઓ, અધકારને દૂર કરવા માટે કેવળ દીપક પ્રકટાવવાની જ જરૂર છે, અન્ય સાધનની અપેક્ષા નથી.

સુખદુઃખ પ્રારબ્ધ વડે મળે છે. સ્રી, પુત્રરૂપ ઇષ્ટ પદાર્થ તથા જ્વરાદિક અનિષ્ટ પદાર્થ એ સુખદુઃખનાં સાધન છે. આનો અનુભવ કરતાં છતાં અમે ચૈતન્ય સમરૂપ છીએ. આ સમતારૂપ પુષ્પો વડે જ નિત્ય નિજાત્માદેવનું સહજ પૂજન થાય છે. પોતાના સ્વરૂપને સમ્યક્ રીતે અપરોક્ષ જાણવું એ પુષ્પો છે. એ પુષ્પોથી જ સમ્યક્ દેવનું પૂજન થાય છે. અથવા તો આત્મદેવની પ્રસન્નતાને માટે શમદમાદિક દૈવી ગુણો જ પુષ્પો છે. જન્મ, મરણ, હર્ષ, શોક, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, બધ, મોક્ષ, શ્રવણ, મનન, નિદિધ્યાસન આદિ સર્વ આત્મદેવની આગળ ધરવાનાં પુષ્પો છે. હેય–ઉપાદેયબુદ્ધિરહિત[1] પ્રારબ્ધના વેગથી જે પ્રાપ્ત થાય તેનો આત્મદેવને ભોગ ધરાવવો અને પોતાનો પરિછિન્ન અહંકાર આત્મદેવને અર્પણ કરવો, એ જ તે દેવની પૂજા છે. એમ જ જાણો કે ચૈતન્યરૂપ અમે મનની પાસે બેઠા છીએ, નિરંતર મનરૂપ

૧. ત્યજવુ અને મેળવવુ એવી બુદ્ધિ વિના.

પૂજારીની પૂજાના દ્રષ્ટા છીએ અને તે પૂજારીના પણ દ્રષ્ટા છીએ.

આગળ જે વિચાર અને કથનચિંતન કર્યું છે, તે સર્વ માયારૂપ મનનો ધર્મ છે. ચૈતન્યરૂપ અમે તે કથનચિંતનથી રહિત છીએ. આ દેહરૂપી ઘટનું જ ગમન–આગમન છે. ફૂટવું પણ તેમાં જ છે. ઘટમાં રહેલા માત્ર જળનું જ શુદ્ધપણું અથવા મલિનપણું છે અથવા તેનું જ સ્થિરપણું કે ચલિતપણું છે; વાસ્તવિક રીતે જળમાં પડતા પ્રતિબિંબમાં તે કંઈ જ નથી. ત્યારે ઘટાકાશરૂપ અસંગ, ચૈતન્યબિંબ અમારામા તે કઈ રીતે હોઈ શકે? ન જ હોઈ શકે. તેથી અમારા અમને જ નમસ્કાર છે! અમને જ સર્વ દશ્ય નમસ્કાર કરે છે. અમારો જ જય છે! સ્વપ્નદ્રષ્ટાને જ સ્વપ્નસૃષ્ટિ નમસ્કાર કરે છે; કારણ સ્વપ્નદ્રષ્ટા વિના સ્વપ્નસૃષ્ટિ સિદ્ધ જ નથી થતી. એટલે તેને જ નમસ્કાર છે, તે જ પ્રમાણે આ મિથ્યા નામરૂપ પ્રપચના પૂજ્ય અમે જ છીએ. આ પંચ-ભૂતરૂપ સંઘાતના દેવાલયમાં અમે સાક્ષીચૈતન્ય જ લિંગરહિત–શિવ-લિંગ છીએ. કર્મ, ઉપાસના, જ્ઞાન એ ત્રણે કાંડ વડે અમે (નિત્યસુખ, ચિદ્દરૂપ આત્મા) જ મુમુક્ષુઓને પ્રાપ્ત થવા યોગ્ય છીએ. જુઓ, વૃક્ષ ફળ, પત્ર અને પુષ્પની ઉત્પત્તિ અને નાશમા તટસ્થ છે. જેમનું તેમ રહે છે. હવે આ દેહ, ઇંદ્રિય અને સુખદુઃખાદિ સુષુપ્તિ આદિ અવસ્થાઓમાં અભાવવાળાં હોય છે અને જાગ્રતાદિમા ઉત્પત્તિવાળાં હોય છે, તો જાગ્રતાદિ અવસ્થાઓનાં ઉત્પત્તિનાશ હોય છે, પરંતુ આત્મારૂપ અમે તો તટસ્થ છીએ–જેમના તેમ રહીએ છીએ!'

હે મૈત્રેય! આ પ્રકારની ઉત્તમ, ઉદાર, અમૃતરૂપ વાણી સાભળીને ધ્રુવ આશ્ચર્ય પામ્યો. તેનાં રોમ ઊભા થઈ ગયાં અને શાસ્ત્રરીત પ્રમાણે વિનયપૂર્વક મહાપુરુષોને તે મળ્યો.

હે મૈત્રેય! માતાનુ વચન સાંભળી ધ્રુવને વિરાગ ઉત્પન્ન થયો. તને મે અનેક વચનો કહ્યા છે, તોપણ તને વિરાગ ઉત્પન્ન થયો નહિ.

મૈત્રેય કહેઃ પણ મને ધ્રુવની માફક કોઈએ દુઃખ દીધું નથી કે વિરાગ ઉત્પન્ન થાય. હશે, ધ્રુવની કથા કરો.

પરાશરે કહ્યું: ધ્રુવની કથા એ જ કહે છે કે, 'પોતાના સહિત સર્વને (નિશ્ચય વડે) વાસુદેવ જાણ.'

મૈત્રેય કહે' જાણવાથી વાસુદેવ થવાતું નથી. સ્વતઃસિદ્ધ જ સર્વ વાસુદેવ છે. જાણવાનુ પ્રયોજન ક્યાં છે? જે કૃત્રિમ છે તે વિનાશી છે; જે અકૃત્રિમ છે તે અવિનાશી છે. હુ આત્મા, અપેક્ષાવાળા શબ્દોના અર્થથી રહિત છું. મારામાં જાણવા ન–જાણવાપણું છે જ નહિ.

પરાશર કહે: વાહ! તેં દેહઅભિમાનરૂપી કપટની કફની પહેરી છે, તું ખાનપાનાદિક વિષયોમાં બંધાયેલો છે અને કહે છે કે હું જ વાસુદેવ છું! એ તો કપટ છે.

મૈત્રેય કહે: હું તે જ કારણથી સર્વવ્યાપક છું. કામનામાં, સર્વ વિષયોમાં, ચાહનામાં તેમ જ અચાહનામાં, ખાનપાનમાં અને કપટ કરનારમાં ઇત્યાદિ સર્વમાં હું વ્યાપક છું.

પરાશર કહે: જ્યાં સુધી હે મૈત્રેય! તું જીવતાં મરે નહિ અને મરીને જીવે નહિ, ત્યાં સુધી અમૃત (નિશ્ચયરૂપ) મેળવી શકીશ નહિ. મરવું એટલે સાંગોપાંગ દેહાભિમાનનો ત્યાગ. ત્રિકાલાબાધ્યરૂપ[૧] શિવ, સાક્ષીરૂપ આત્મા હું છું, કદાચિત્ પણ દેહાદિક સંઘાત[૨] હું નથી: આવો દૃઢ નિશ્ચય તે જ જીવન છે. હે મૈત્રેય! જે માણસ ચાહનાઓમાં બંધાયેલો છે, તે કદી પણ નારાયણ, સાક્ષી, નિજ આત્માને ઓળખી શકતો નથી. અજ્ઞાન મનુષ્ય કહે છે, મેં રાત્રિદિવસ ગોવિંદનુ ભજન કર્યા કર્યું, પરંતુ મને કંઈ દર્શન થયાં નહિ. મૂર્ખ! વિચારનેત્રથી રહિત અંધ! ગોવિંદ આત્મા તને શી રીતે મળે? કારણ કે ગોવિંદને પ્રાપ્ત કરનાર ગોવિંદસ્વરૂપ જ હોય છે. તેમના સહવાસથી તેમનો અભ્યાસ તું કરતો નથી, પરંતુ ઊલટો વિષય સુખની પ્રાપ્તિનો જ અભ્યાસ કર્યા કરે છે. માતાપિતાદિ સંબંધીઓને મૃત્યુ પામ્યા પછી અગ્નિમાં તું જળાવે છે; તેમ છતાં તારા શરીરની પણ એ જ દશા થશે તે તું સમજતો નથી. ઊલટી તેં તો માતાપિતાદિકમાં અહંતામમતા વધારી છે! હવે શરીરને નાશવાન અને પોતાને અવિનાશી જાણ અને બંધમોક્ષના કર્તવ્યથી રહિત થા. અરે! પણ તું તો માને છે હું પરમઋષિ છું, હું પંડિત છું, પરમહંસ છું. તો પછી જેમાં મનવાણીનો પ્રવેશ નથી, તે તત્ત્વને દેહઅભિમાની તું શી રીતે જાણી શકીશ? હે મૈત્રેય! જે અવાઙ્‌મનસગોચર પદમાં સંતપુરુષો સ્થિત હોય છે તે પદને તો વેદ પણ લજ્જાયમાન થઈને જ કથન કરે છે! જેણે પોતાનું તે સ્વરૂપ જાણ્યુ છે, તેની વાણી શમી જાય છે. પોતાના સ્વરૂપને જાણવાની લજ્જાથી તેઓ રહિત થયા હોય છે. આ દેહરૂપ વસ્ત્રથી રહિત તેઓ નગ્ન હોય છે, અને નિજ સ્વરૂપમાં મગ્ન હોય છે.

મૈત્રેય કહે: ધ્રુવની કથા કહો.

પરાશર કહે: ધ્રુવની કથા એ જ છે કે 'સર્વ હરિમય જાણવું.'

૧ ત્રણે કાળમાં બાધ ન થાય અર્થાત્ કાયમ રહે તે. ૨ શરીર વગેરેનો સમૂહ.

હે મૈત્રેય! માતાપિતાદિક સર્વ જગતની લજ્જાને ત્યાગી ધ્રુવ ગોવિંદ-સ્વરૂપ થઈ ગયા, પરંતુ તારી શી શક્તિ છે કે તું તેના જેવો થાય?

મૈત્રેય કહે: હું તેના જેવો નથી થવાનો પરંતુ તમે તેની કથા કહો.

પરાશર કહે: જો તેના જેવા થવું નથી, તો પછી તેની કથા સાંભળવાનું પ્રયોજન પણ શું છે?

મૈત્રેય કહે: ત્યારે તમે મારા ગુરુ છો, તેના જેવો મને કરો.

પરાશર કહે: તારી શ્રદ્ધા જગતના પદાર્થમાં છે, મારામાં નથી. તેથી શી રીતે તને તેના જેવો કરું?

મૈત્રેય કહે: હે ગુરો! મને અતીત કરો. તમારો શિષ્ય બનાવો અને મંત્રઉપદેશ કરો. શિખાસૂત્રનો ત્યાગ કરાવી મને પરમહંસ બનાવો. મને ભેખનાં ભગવાં વસ્ત્ર આપો અને કંઠી બાંધો.

પરાશર કહે: મારે એ કરવાનું કંઈજ પ્રયોજન નથી; કારણ કે એક પૈસાનું ગેરુ લાવી કપડાં રંગી લે, શિખા તથા દાઢીમૂછ હજામને બોલાવી ઉતરાવી નાંખ, યજ્ઞોપવીતને જાતે જ ઉતારી નાંખ. ઘણાયે ભેખધારીઓ હોય છે તેમાંથી કોઈનો ચેલો થઈ જા. કંઠી તો પૈસાની દશ મળશે, તો તે લઈને બાંધી દે. મંત્ર જોઈએ તો તે જ ભેખધારીઓ પાસેથી સાંભળી લે. હે મૈત્રેય! ઇંદ્રિયાદિના બહારના વ્યવહારોનો ત્યાગ કરવાથી અતીત થવાતું નથી; કારણ કે દેહઇંદ્રિય આદિનો સંઘાત એ જ કર્મ છે. તે કર્મોથી અતીત થઈ શકાતુ નથી. દેહનાં સ્વાભાવિક કર્તવ્યોના ત્યાગથી જો અતીત થવાતું હોત તો આળસુ, દરિદ્રી, રોગી, ચિંતાતુર, મૂર્છિત ઇત્યાદિ મનુષ્યો (દેહનાં કર્તવ્યોના ત્યાગને લીધે) અતીત જ ગણાત. પરંતુ અતીત થવાનું ફળ જન્મમૃત્યુની નિવૃત્તિ છે, તે કંઈ તેનાથી થતી નથી. તેથી કાયિક, વાચિક, માનસિક ચેષ્ટાઓમાં જે પરિછિન્ન અહંકાર (ભિન્ન મર્યાદિત) છે, તેનો ત્યાગ કર; તેમ કરીને જ તું બરાબર અતીત થઈ શકશે. કારણ કે પ્રથમ 'અહં' (હું) પ્રકટે છે, પછી 'ત્વં' (તું) અને 'મમ' (મારું) આવે છે. પરંતુ જો 'અહં' જ ન હોય તો ત્વં અને મમ અને મમતાના વિષયો—દેહપુત્રાદિ પદાર્થ ક્યાંથી હોય? ન જ હોય, માટે અહંકારનો ત્યાગ કર. હે મૈત્રેય! જે અજ્ઞાન આદિ દેહ પર્યંત કાર્યકારણ-પ્રપંચને પહેરતો નથી અને જે તેના વિનાનો નગ્ન છે, તે જ અતીત છે. જેમ આકાશ સર્વમાં સ્થિત છતાં સર્વથી અતીત (નગ્ન) છે, જેમ રજ્જુમાં સર્પાદિની પ્રતીતિ થાય છે છતાં

રજ્જુ તો સર્પાદિથી અતીત અર્થાત્ નગ્ન જ છે, તેમ તું ચૈતન્યઆત્મા આ દેહાદિ પ્રપંચથી નગ્ન છે અને તે જ અતીત છે; અન્ય કોઈ અતીત નથી.

મૈત્રેય કહે: હું બળી મરું છું! દુઃખથી છૂટી જઈશ અને સુખને પામીશ. અતીત તો નથી થતો, પરંતુ દેહને બાળી મૂકું છું.

પરાશર કહે: હે મૈત્રેય! આ અનાદિ સંસારમાં લાખો વખત તારી તેમ જ સર્વ લોકોની કાયા ઉત્પન્ન થઈ છે અને બળીને ભસ્મ થઈ ગઈ છે તથા પૃથ્વીમાં મળી ગઈ છે; પરંતુ હજી કંઈ દુઃખ મટયું નથી. માટે જડ દેહને બાળી મૂકવાથી દુઃખ મટતું નથી. હે મૈત્રેય! રાફડાને મારવાથી, બાળવાથી કે ગાળવાથી કંઈ સર્પ મરતો નથી. વિષ સર્પમાં છે, રાફડામાં નથી તે જ પ્રમાણે દેહરૂપી રાફડામાં અહંકારરૂપ સર્પ છે. તેમાં જ જન્મ, મરણ, બંધ, મોક્ષ, અહં, ત્વં, હર્ષ, શોક તથા સુખદુઃખાદિક વિષ છે. દેહરૂપ રાફડામાં એ વિષ નથી. જ્યારે જ્ઞાનાગ્નિ વડે એ અહંકારરૂપ સર્પને બાળીને ભસ્મ કરીશ, ત્યારે અહંકારરૂપ સર્પની સાથે પંચભૂતદેહરૂપ રાફડો પણ ભસ્મીભૂત થઈ જશે. અહંકારરૂપ કારણનો નાશ થવાથી નામરૂપ જગત જે કાર્ય છે તેનો અનાયાસે પોતાની મેળે જ નાશ થશે. દીવાનો પ્રકાશ કરવાથી અંધકારનો સહજ નાશ થઈ જાય છે. પ્રકાશ થતાની સાથે જ અંધકાર ચાલ્યો જાય છે. જણાતું પણ નથી કે તે ક્યાં ગયો! માટે મૈત્રેય! દેહને વિષે અહંકાર એ જ સર્વ અનર્થોનું મૂળ છે. તેને જ તું બાળીને ભસ્મ કર અને પછી જે પદ શેષ રહેશે, તેમાં મનવાણીનો પ્રવેશ નથી તો તેનું હું વર્ણન શું કરું અને તે તું સાંભળે પણ શું? માટે અહંકારને બાળવાથી જ સુખ થાય છે, દેહને બાળવાથી નહિ. દેહને બાળવાથી જ જો સુખ થતું હોય તો બળનાર સર્વ તેમ જ સતીને સુખ થવું જોઈએ, પરંતુ તે થતું નથી. કારણ કે આવાગમનથી છૂટવું એનું જ નામ સુખ છે. માટે તારે સુખી થવા માટે અહંકારને જ ભસ્મ કરવો જોઈએ, તો જ તું સુખી થઈશ.

મૈત્રેય કહે: મારા ચૈતન્યસ્વરૂપમાં અહંકાર છે જ નહિ અને જે વસ્તુ ઊપજી જ નથી તેનો ત્યાગ કરવાની વાત કરવી, એ લજ્જાનું કામ છે. જો મારામાં અહંકાર નથી જ તો પછી શેનો ત્યાગ કરું અને શું ગ્રહણ કરું? જેમ આકાશ ભૂતભૌતિક પદાર્થોને ગ્રહણ પણ નથી કરતું અને ત્યાગ પણ નથી કરતું, તેમ જ મારે પણ છે. હે

ગુરો! મલનો સ્પર્શ થયા વિના જ મલને દૂર કરવાનો ઉપાય કરવો, એ મૂર્ખતા જ છે. ગ્રહણત્યાગથી રહિત એવા હું નિર્વિકલ્પ અને નિર્વિકાર ચૈતન્યમાં અહંકારનો સહજ અત્યંતાભાવ છે. લાખો પ્રકારના અહંકાર, કોટિ પ્રકારના સંકલ્પો, કોટિ પ્રકારના નિશ્ચયો, હજારો જાતનાં ચિંતનો, હજારો જાતના શોકમોહાદિ, હજારો જાતનાં ખાનપાન અને શયનાદિક તેમ જ ચક્ષુ આદિ ઇંદ્રિયોના રૂપદર્શનાદિક અનેક પ્રકારના વ્યવહારો—સારાંશ કે મન આદિક ધર્મી તથા તે અનાત્મ મન આદિના સંકલ્પાદિક ધર્મો—એ બધું અવાઙ્મનસગોચર હું ચૈતન્યપૂર્ણ આકાશને વિષે થતા વીજળી તથા મેઘની માફક હજારો વખત ઊપજીને અળપાઈ જાય છે અને ફરી ઉત્પન્ન થાય છે; છતા એ બધું હુ ચૈતન્યઆકાશનું એક રોમમાત્ર પણ છેદી શકતા નથી. જેઓ ભૂતાકાશમાં મેઘ, વીજળી, વર્ષા, આંધી, અંધકાર, પ્રકાશ, સૂર્ય, ચંદ્ર, તારામંડળ, સ્વર્ગ, નરક ઇત્યાદિ મલિન અને શુદ્ધ એવા અનેક પદાર્થો ઉત્પન્ન થાય છે અને ફરી નાશ પામે છે, પરતુ આકાશ તો જેમનુ તેમ નિર્લેપ રહે છે. વળી જુઓ, સમુદ્રમાં તરંગ, બુદ્બુદ, ફીણ વગેરે ઉત્પન્ન થઈ શમી જાય છે, પરંતુ સમુદ્ર જેમનો તેમ જ રહે છે. તે જ પ્રમાણે હું ચૈતન્યમહાસાગરમાં અનંત બ્રહ્માંડરૂપી તરંગો ઉત્પન્ન થઈને શમી જાય છે, પરંતુ હું ચૈતન્ય જેમનું તેમ રહુ છું.

પરાશર કહે: હે મૈત્રેય! મોટું આશ્ચર્ય છે કે અહકાર વિના અથવા અંતઃકરણ વિના 'હું નિર્વિકલ્પ ચૈતન્યમા અહકાર છે જ નહિ અને જગતરૂપ તરંગો ઊપજવાથી કે શમવાથી મારામાં હાનિ કે લાભનો સભવ નથી,' એ વાત તું નિર્વિકલ્પ ચૈતન્યને જાણવામાં આવી છે. હે મૈત્રેય! હું ચૈતન્યમાં અહંકાર નથી એવું જાણવું, એ જ અહંકાર છે. માટે જ કહું છું કે તુ અવાઙ્મનસગોચર નિજ સ્વરૂપમાં આ જાણવારૂપ જે અણછતો મિથ્યા અહંકાર છે તેનો પણ ત્યાગ કર એટલે તું સુખી થાય.

મૈત્રેય કહે: હું સુખી થતો નથી, કારણ કે સુખી થવું ન થવું, એ પણ અહંકાર જ છે.

પરાશર કહે: એ જ પ્રકારે સત પુરુષો સમજે છે. પરંતુ તું તો નિર્વિકલ્પને સવિકલ્પ સમજે છે અને સવિકલ્પને નિર્વિકલ્પ જાણે છે. હે મૈત્રેય! તું સમ્યગ્દર્શી થા, જેથી સંતપદવીને પામે.

મૈત્રેય કહે: જો હું જ નથી તો પછી સંતપદવી ક્યાં છે અને સત પણ ક્યાં છે?

પરાશર કહે: જો તું જ નથી તો તારો અભાવ છે એ પણ તેં શી રીતે જાણ્યું? જો કે વંધ્યાપુત્ર અને શશશૃંગ (સસલાનુ શિંગડું) પોતાના અભાવને જાણતાં નથી. તું તો ચૈતન્ય, ભાવરૂપ અર્થાત્ સત્યરૂપ છે; પરંતુ તું કાંઈ ચૈતન્યમાં જાણવાનો માર્ગ નથી. કારણ કે તું સચ્ચિદાનંદસ્વરૂપથી ભિન્ન, અસત્, જડ, દુઃખરૂપ સર્વ કલ્પિત પદાર્થો છે અને કલ્પિત પદાર્થો પોતાના અધિષ્ઠાનને જાણી શકતા નથી. કેવલ ચૈતન્યઅધિષ્ઠાન પોતાનામાં કલ્પિત પદાર્થોને જાણે છે તે પણ બુદ્ધિ દ્વારા; બાકી અદ્વૈત હોવાથી તે પણ જાણતુ નથી. કારણ કે મનની કલ્પનારૂપ વિકારથી આત્મા નિર્વિકાર, નિર્વિકલ્પ છે. જાણે તો નિર્વિકલ્પ ન કહેવાય. તેથી કરી જાણતો છતાં સ્વપ્નદ્રષ્ટાવત્ આત્મા નિર્વિકલ્પ છે. રજ્જુમાં કલ્પિત સર્પ, દંડમાળા પોતાના અધિષ્ઠાન રજ્જુને તથા શુક્તિ(છીપ)માં કલ્પિત રજત પોતાના અધિષ્ઠાન શુક્તિને જાણતાં નથી. સ્વપ્નનર સ્વપ્નદ્રષ્ટાને જાણતા નથી, પરંતુ સ્વપ્નદ્રષ્ટા ચૈતન્ય જ જાણે છે. સ્વપ્નનર પોતાના અધિષ્ઠાનને જાણતા નથી કે અમારો કોઈ સ્વામી છે કે નહિ. રૂપવાન છે કે નહિ, તે મહાન છે કે તુચ્છ છે, સત્ય છે કે અસત્ય છે. હવે તે જ પ્રમાણે આત્મામાં કલ્પિત પદાર્થો પોતાના અધિષ્ઠાનને જાણતા નથી. તે જ પ્રમાણે અધિષ્ઠાન રજ્જુ, શુક્તિ, સુવર્ણાદિક પણ પોતામાં કલ્પિત સર્પ, દંડ, માલા, રજત, ભૂષણ વગેરે પદાર્થોનેય જાણતાં નથી. પોતાનામાં કલ્પિત સ્વપ્નનર, ઘટ, પટ સર્પાદિક છે કે નહિ? તે રૂપવાન છે કે નહિ? કોઈ બીજાએ મારામાં તેની કલ્પના કરી છે કે નહિ? તે પદાર્થો દીર્ઘ કાલથી પ્રતીતિમાન છે કે અલ્પકાળથી જ દેખાય છે? તે ઉત્પન્ન થઈને નાશ પામે છે કે નહિ? તે સુખરૂપ છે કે દુઃખરૂપ છે? તે વ્યાવહારિક સત્તાવાળા છે કે પ્રાતીતિક (માત્ર દેખાવપૂરતી જ) સત્તાવાળા છે? તે સત્યરૂપ છે કે અસત્યરૂપ છે? તે અનાદિ છે કે આદિવાળા છે? તે સૂએ છે, જાગે છે, મૂર્છા પામે છે કે નહિ? બંધમોક્ષવાળા છે કે નહિ? તે માયા એટલે અજ્ઞાનના કાર્યરૂપ છે કે નહિ? તે દશ્યરૂપ છે કે નહિ? તે હર્ષશોકને આપનાર છે કે નહિ? તે ક્રિયાવાન છે કે નહિ? તે વિકારવાળા છે કે નહિ? તે પોતપોતામાં કાર્યકારણવાળા છે કે નહિ? આ અને એવા બીજા અનેક વિકલ્પોને સ્વપ્નદ્રષ્ટા જાણતો નથી; અથવા ઉપાધિ દ્વારા તે જાણે છે તોપણ વાસ્તવથી તે જાણતો નથી; કારણ તે અદ્વિતીય અને નિર્વિકાર છે. જાણવું તો દ્વૈતથી જ થઈ શકે છે.

સ્વપ્નકલ્પિત પદાર્થોની અધિષ્ઠાનથી પૃથક્ સત્તા હોતી જ નથી, પરંતુ તે પદાર્થોના સ્થાનમાં સ્વપ્નદ્રષ્ટા જ હોય છે. સ્વપ્નનર, ઘટ, પટ, રજ્જુ, સર્પાદિકનો તેમાં અત્યંતાભાવ હોય છે. બલકે સ્વપ્નદ્રષ્ટા પોતાને પણ જાણતો નથી, કારણ તેમાં આત્માશ્રયદોષ આવે છે. જાણવું જુદો પદાર્થ છે; જેને જાણવામાં આવે છે તે પણ જુદો પદાર્થ છે અને જાણનાર પણ જુદો પદાર્થ છે. જાણવાની ક્રિયા અહંકારની ત્રિપુટી વિના બનતી નથી અને આત્મામાં અહંકાર છે જ નહિ. તો હે મૈત્રેય! તું ચૈતન્યઅધિષ્ઠાન શી રીતે જાણે છે કે કલ્પિત અહંકારાદિ મારામાં છે જ નહિ? મધુરતા, શીતલતા તથા દ્રવતારૂપ જલ અન્ય વડે પોતામાં કલ્પાયેલા તરંગોને જાણતું નથી, તો અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ તું આત્મામાં અન્ય વડે કલ્પાયેલા જગતને કેવી રીતે જાણી શકે? જો મંદિરમાંનો દીપક, મંદિર તેમ જ મંદિરમાં રહેલા પદાર્થોને જાણતો નથી અને પોતાના મહિમામાં સ્થિત હોય છે, તે જ પ્રમાણે મંદિરમાં રહેલા પદાર્થો પણ પોતાના પ્રકાશક દીપકને પણ જાણતા નથી, તેમ જ પોતાને પણ જાણતા નથી, તે જ પ્રમાણે તારે સમજવું.

મૈત્રેય કહે: ઠીક છે, એ રજ્જુ આદિ અધિષ્ઠાન તથા દીપક વગેરે તો જડ પદાર્થ છે, પરંતુ હું તો ચૈતન્ય છું, તેથી દૃષ્ટાંત વિષે રજ્જુ આદિના વિવર્તરૂપ પદાર્થો અને હું ચૈતન્યના વિવર્તરૂપ પદાર્થો, તેમ જ સ્વપ્નના પદાર્થો પોતાના અધિષ્ઠાનને બરાબર ઓળખી શકતા નથી કે કલ્પનાથી ઉપજાવનાર અમારો સ્વામી કોણ છે; પરંતુ સ્વપ્નપદાર્થોની સિદ્ધિ તો તેના અધિષ્ઠાન ચૈતન્ય સ્વપ્નદ્રષ્ટા વડે જ થઈ શકે છે, બીજાથી નહિ. જો હું સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નમા પદાર્થોને પ્રકાશું નહિ, તો સ્વપ્નપદાર્થોને એકબીજાનું જ્ઞાન જ થવું ન જોઈએ; કારણ કે અવિદ્યા અથવા અંતઃકરણમાં ચૈતન્યનો આભાસ પડવાથી પણ સ્વપ્નકલ્પિત પદાર્થોનો પ્રકાશ થવો શકય નથી. કારણ આભાસ પણ અવિદ્યાબુદ્ધિની માફક જડ છે અને જડ કલ્પિત વસ્તુને પ્રકાશી શકે નહિ. તે વિના બીજું કોઈ સ્વપ્નકાલે પ્રકાશક છે પણ નહિ; તેથી કરીને બાકી ચૈતન્ય શેષ રહે છે તે જ હું સ્વપ્નદ્રષ્ટા, અને તેના વડે જ સ્વપ્નના અહંકારાદિકની સિદ્ધિ થાય છે. તે જ પ્રમાણે સુષુપ્તિ, સમાધિ આદિ અવસ્થાઓમા પણ અજ્ઞાન અને સમાધિનું સુખ પણ હું ચૈતન્ય વડે જ સિદ્ધ થાય છે. જો કે જાગ્રતની માફક સુષુપ્તિમાં તથા સમાધિમાં કહેવું, સાંભળવું અને ચિંતન કરવું બનતું નથી, તેમ પોતાને દ્રષ્ટા, સાક્ષીપ્રકાશ, નિર્વિકાર, નિર્વિકલ્પ, સત્‌ચિત્‌આનંદસ્વરૂપ, જ્ઞાની, અજ્ઞાની

ઇત્યાદિ વિશેષણોયુક્ત માનવું પણ બનતું નથી. વળી દૃશ્યને જડ, અસત્, દુઃખરૂપ, કલ્પિત પણ માનવું બનતું નથી; કારણ કે કહેવાનાં અને ચિંતન કરવાનાં સાધન વાક્ તથા મન આદિ તે બધા પોતાના ઉપાદાનકારણ અજ્ઞાનમાં લીન હોય છે. આમ છતાં સુષુપ્તિમાં અજ્ઞાન તથા આવૃત્તિ સુખનો અનુભવ થાય છે અને સમાધિમાં નિરાવરણ સુખનો અનુભવ થાય છે, તેનો બાધ નથી થતો અને તેના અનુભવવાળી સ્મૃતિ થાય છે. જો કલ્પિત પદાર્થોના જ્ઞાતા અને પ્રકાશક ચૈતન્યને માનવામાં ન આવે, તો સ્વપ્નપદાર્થોના ન્યૂનાધિક વૃત્તાંતનું જ્ઞાન, સુષુપ્તિના અજ્ઞાનનું જ્ઞાન અને સમાધિના સુખનું જ્ઞાન વગેરે અનુભવસિદ્ધ વાતોમાં વિરોધ આવશે. તેથી હું નિર્વિકાર ચૈતન્ય વડે જ કલ્પિત અહંકારાદિકના ભાવાભાવની સિદ્ધિ થાય છે, બીજાથી નહિ.

પરાશર કહેઃ હે મૈત્રેય! અવાઙ્મનસગોચર જે તારું, મારું તથા આખા જગતનું સ્વરૂપ છે તેનો ઉપાધિ વિના પ્રકાશ્યપ્રકાશભાવ[1] થઈ શકે જ નહિ. સુષુપ્તિમાં જો કે અંતઃકરણ જાગ્રતની માફક નથી, તોપણ અજ્ઞાનમાં તે સંસ્કારરૂપે સ્થિત રહે છે અને તે કાળમાં અજ્ઞાન એ જ ઉપાધિ છે. તે જ પ્રમાણે વિદ્વાનોની સમાધિની અવસ્થામાં પણ અંતઃકરણ જો કે જાગ્રતની માફક સ્પષ્ટ જણાતું નથી તેમ જ તેમાં સ્વરૂપના અજ્ઞાનની અવસ્થાની માફક અજ્ઞાન પણ હોતું નથી, તોપણ પ્રારબ્ધના ક્ષય સુધી ટકવાવાળું અને જ્ઞાનાગ્નિથી જળી ગયેલું અજ્ઞાન તે અવસ્થામાં પણ બળેલા પટની જેમ ઉપાધિરૂપે રહે છે. આમ તેને અવિદ્યાલેશ પણ કહે છે. જેમ અશ્વત્થામાના બાણથી બળેલો અર્જુનનો રથ શ્રીકૃષ્ણરૂપ પ્રતિબંધને લીધે પૂર્વના જેવો જ સર્વને પ્રતીત થતો હતો. તે જ પ્રમાણે જ્ઞાનાગ્નિથી બળી ગયેલો કાર્યકારણસંઘાત પણ પ્રારબ્ધરૂપી કૃષ્ણના પ્રતિબંધથી તે વિદ્યમાન સરખો પ્રતીત થાય છે. કાર્યકારણસંઘાતની આવી જે પ્રતીતિ છે, તે જ ઉપાધિ છે. હે મૈત્રેય! પ્રારબ્ધરૂપી ઉપાધિનો ક્ષય થતાં એટલે કે ઉપાધિથી નિર્મુક્ત થતાં વિદેહકૈવલ્યમાં પૂર્વોક્ત વ્યવહાર થતો નથી. તે અવસ્થાનું કંઈ દષ્ટાંત જ નથી કારણ સમાધિ અને સુષુપ્તિમાં તો પૂર્વે કથન કર્યું તે પ્રકારની ઉપાધિ પણ હોય છે, પરંતુ આમાં કશું જ હોતું નથી. માટે હે મૈત્રેય! તું શ્રવણ કરતો છતાં, સ્પર્શ કરતો છતાં, દેખતો છતાં, રસ લેતો છતાં અને સૂંઘતો છતાં પોતાને નિર્વિકાર અને નિર્વિકલ્પ જાણ! હે મૈત્રેય! કલ્પિત ઉપાધિને સત્કારીને ઉપાધિથી યુક્ત થયેલો જે વિશેષ અગ્નિ છે તે જ કાષ્ઠ-

1. જણાવતો અને જણાવનાર.

આદિકનો દાહ, ઉષ્ણુતા, પ્રકાશ આદિ વ્યવહારો કરી શકે છે. ઉપાધિથી રહિત અગ્નિ તો સર્વત્ર સમાન છે અને તે અગ્નિ, દાહ, ઉષ્ણતા, પ્રકાશાદિ વ્યવહારો કરી શકતો નથી, તેથી ઉપાધિ વડે જ કલ્પિત અહંકારાદિના ભાવાભાવનો અનુભવ થઈ શકે છે, ઉપાધિ વિના તે થઈ શકે નહિ. આમ છતાં જે ઉપાધિ સહિત અગ્નિ છે અને જે અગ્નિ ઉપાધિથી રહિત છે, તે બેમાં ભેદ નથી. જે ભેદ છે તે વ્યવહારમાં છે. જો વાયુ ચાલતો હોય ને અટકેલો હોય, તે બેમાં વાયુરૂપે કશો જ ભેદ નથી, પરંતુ જ્યારે વાયુ ચાલે છે, ત્યારે તે દેખાય છે, સ્થિર હોય છે ત્યારે તે દેખાતો નથી. હવે ઘટાદિ ઉપાધિ સાથે તેમ જ તે ઉપાધિ વિના આકાશ જ છે અને પોતાને એકરસ જાણે છે. તેમ જ તું પણ ઉપાધિ સાથે અને ઉપાધિ વિના એક જ છે માટે હે મૈત્રેય! માયા સાથે, અહંકારાદિક કલ્પિત ઉપાધિ સાથે તેમ જ કલ્પિત માયા અંતઃકરણાદિક ઉપાધિ વિના છતાં તું તારા નિજાત્મસ્વરૂપને નિર્વિકાર અને નિર્વિકલ્પ જાણ. (એ જ સંતજનોનો નિશ્ચય છે.)

મૈત્રેય કહે: ધ્રુવની કથા કહો, સંત અને ધ્રુવની વચ્ચે શી ચર્ચા થઈ?

પરાશર કહે: ધ્રુવની કથા તો આ જાણ: 'આપ સહિત સર્વ હરિ છે.' હે મૈત્રેય! ચાહનાથી રહિત થા, ગ્રહણત્યાગનો ત્યાગ કર, દેહઅભિમાનરૂપી વસ્ત્રથી નગ્ન થા અને નિશ્ચય કર કે નિર્વિકલ્પ, નિર્વિકાર ચૈતન્યમાત્ર હું છું. તેને બંધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ માટે કિંચિતમાત્ર પણ કર્તવ્ય નથી. (કારણ કે બંધમોક્ષાદિ વ્યવહાર ભ્રમમાત્ર છે.) તું આ નિશ્ચયરૂપ કફનીને ધારણ કર અને સૂક્ષ્મ અહંકારને ભસ્મ કર.

મૈત્રેય કહે: જો હું જ નથી, તો અહંકારને કોણ બાળશે?

પરાશર કહે: હું નથી એમ જોવું, એનું જ નામ અહંકારને બાળવો. જો હું જ નથી તો અહંકાર ક્યાં છે? પછી શેષ જે પદ રહે છે તેમા મનવાણીનો પ્રવેશ નથી. હે મૈત્રેય! જે પ્રમાણે આકાશ સર્વ પ્રકારે, સર્વ પદાર્થોથી અતીત છે, તે જ પ્રમાણે તું અતીત થા. જે માણસ કહે છે કે હું શિવને જાણું છું, તે જ ગૃહસ્થ[1] છે; કારણ કે શિવને જાણવાનો માર્ગ જ નથી. શિવને જ્ઞાનના વિષયરૂપ કરવું એ જ ગૃહસ્થપણું છે. એમ જાણનાર જ ગૃહસ્થ છે; કારણ કે તેણે નિજસ્વરૂપ શિવને જ્ઞાનના વિષયરૂપ, દૃશ્ય અને મિથ્યા જાણ્યા છે.

૧ સંસારી.

હે મૈત્રેય! જ્યાં ગ્રહણુત્યાગની ઇચ્છા નથી ત્યાં પોતે જ પોતાના સ્વરૂપે છે. તે જ નગ્ન છે કે જે શરીર છતાં પણ આ લોક અને પરલોકની ચાહનાથી રહિત છે. હે મૈત્રેય! આટલું કહેવાનું પ્રયોજન એ જ છે કે તું પોતાના સ્વરૂપને જાણે અને મનુષ્યદેહને દુર્લભ જાણી ગોવિંદનું ભજન કરે. તું પૂછે કે ગોવિંદનું ભજન એટલે શું? તો એ જ કે 'આપ સહિત સર્વ ગોવિંદ છે, ગોવિંદ વિના બીજું કશું જ નથી,' એમ જાણવું, એ જ ભજન છે. જો સર્વ ગોવિંદ છે, તો ખાવું, પીવું, દેવું, લેવું, સૂવું, જાગવું, બેસવું, ચાલવું, ધ્યાન કરવું, ન કરવું ઇત્યાદિક સર્વ ભજન જ છે.

હે મૈત્રેય! જો તને નગ્ન થવાની ઇચ્છા હોય તો સૂક્ષ્મ અહંકારનો ત્યાગ કર અને જાણ કે ન હું છું, ન મારું કોઈ છે. કારણ જન્મમરણ સૂક્ષ્મ અહંકારથી જ થાય છે. સૂક્ષ્મ અહંકાર શું છે અને તું પૂછે, તો અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ જે આપણું વાસ્તવ સ્વરૂપ છે, તેનાથી દશ્યને ભિન્ન જાણવું તે સૂક્ષ્મ અહંકાર છે અને તેનો પણ ત્યાગ કરવો એ જ ત્યાગ છે. હે મૈત્રેય! હું ઇચ્છું છું કે ભ્રમ તથા શરીરની પ્રીતિનો ત્યાગ કર અને ગોવિંદમાં મળી જા. જો ઘટાકાશ, ભ્રમથી સિદ્ધ એવા મર્યાદિત ઘટાકાશપણાને ત્યાગી મહાકાશમાં મળી જાય છે અર્થાત્ ભેદરૂપ હોવા છતાં પણ તે પુનઃ અભેદરૂપ થઈ જાય છે, તે જ પ્રમાણે તું નિજ સ્વરૂપમાં ભળી જા.

મૈત્રેય કહે: ધ્રુવની કથા કહો.

પરાશર કહે: તારે ધ્રુવની કથાનું શું પ્રયોજન છે? તું પોતે તો શરીરના ભ્રમમાં બંધાવા માગે છે, જાણે ધ્રુવ જેવો થાઉં, પણ તેનાથી શાંતિ નહિ થાય. જ્યારે દેહઅભિમાનરૂપ ભ્રમનો ત્યાગ કરીશ, ત્યારે તું ધ્રુવ જ છું. માટે દશ્ય અહંકારથી અતીત થા; તો નિર્વાણપદને પામીશ.

મૈત્રેય કહે: જો સર્વ હું જ છું, તો નિર્વાણપદની પ્રાપ્તિ તથા અનિર્વાણરૂપ બંધ, ભ્રમ પણ હું જ છું, તો પછી ત્યાગું શું અને ગ્રહણ શું કરું? અથવા તો (વાણ) બાણરૂપ સંઘાતથી રહિત હું જાતે જ નિર્વાણ છું, તો નિર્વાણપદ કેવી રીતે મેળવું? પણ ભ્રમના ત્યાગનો ઉપાય જણાવો.

પરાશર કહે: જેમ અંધકારને દૂર કરવાનો ઉપાય દીપક પ્રકટાવવો એ જ છે, તેમ દશ્ય અહંકારથી રહિત થવું એ જ ભ્રમના ત્યાગનો ઉપાય છે.

મૈત્રેય કહે: ઢીલ શા માટે કરો છો? જે કંઈ કહેશો તે કરું છું.

પરાશર કહે: મારા હાથમાં દંડકમંડલ નથી. હું સંન્યાસી નથી, વૈરાગી નથી. હું લૌકિક અતીત પણ નથી તો પછી તને અતીત શી રીતે કરું?

મૈત્રેય કહે: તો હું શું કરું? ક્યાં જઉં?

પરાશર કહે: કંઈ કર નહિ. અલૌકિક અતીત થા. હે મૈત્રેય! જો તારું માથું અને દાઢીનું મુંડન કરાવું તો વાળ તો ફરીથી ઊગશે, કારણ કે નખકેશ તો સ્વાભાવિક પોતાની મેળે વધે છે અને હું મંત્ર તો શીખ્યો નથી કે તને ભણાવું.

મૈત્રેય કહે: હું રડીશ.

પરાશર કહે: દ્રષ્ટા દુઃખરૂપ દશ્યને પોતાનું રૂપ જાણે છે, એ જ રોવું છે! દ્રષ્ટા દશ્ય સાથે એકતા પામેલો નથી એમ જાણવું, એ જ હસવું છે! પૂર્ણને અપૂર્ણ, અસંગને સંગી, સત્‌ચિત્‌સુખરૂપને અસત્ જડ અને દુઃખરૂપ જાણવું, એ જ રોવું છે. તેથી તું એ પ્રકારના રોવાથી અતીત થા, નિરાળો થા.

મૈત્રેય કહે: મોટું આશ્ચર્ય છે! હું અતીત થવા માગું છું તો તમે કરતા નથી અને વળી કહો છો, અતીત થા. શું કરું? હું તો સમજ્યો હતો કે ગૃહની સર્વ સામગ્રીનો મેં ત્યાગ કર્યો છે અને ઈશ્વર કૃપા કરશે તે હું પરમશાંતિને પામીશ. મને આ અટલાદિ પદવીઓની પણ ચાહના નથી. જગતનાં સુખોની ઇચ્છાથી રહિત છું. કેવળ એ જ ઇચ્છા છે કે સ્વરૂપને પ્રાપ્ત કરું.

પરાશર કહે: વિલાપ ન કર. ધ્રુવની માફક નિશ્ચય કર. મૂળને શોધ, એમ સ્વરાજ્યમાં સ્થિર થવાય. પણ સ્વરૂપને પ્રાપ્ત કરવું એ પણ નિર્લજ્જોનુ જ કામ છે; કારણ કે કાર્યકારણસંઘાતરૂપ વસ્ત્રથી રહિત થવું, એ જ નગ્નાવસ્થા છે અને તે નિર્લજ્જોનુ કામ છે. હું પંડિત નથી કે તને અનેક પ્રકારના સિદ્ધાંત તથા કથાઓ સંભળાવું. પણ સિદ્ધાંત એ જ છે કે સર્વ તું જ છે; અન્ય કશું છે જ નહિ.

મૈત્રેય કહે: મને બ્રહ્મચારી બનાવો.

પરાશર કહે: જે બ્રહ્મને પોતાનું રૂપ જાણે છે, તે જ બ્રહ્મચારી છે. જો ઘટાકાશ મહાકાશને પોતાના રૂપ જાણે, પણ તેથી અન્ય ન જાણે. બ્રહ્મ વિશે ચારીપણું-ફરવાપણું શું?

મૈત્રેય કહે: કંઈ ઉપદેશ કરો.

પરાશર કહે: હું શ્રોતાને જોતો નથી-કેવલ હું જ છું, ત્યાં કોને

ઉપદેશ કરું?

મૈત્રેય કહે: હું તમારાથી ભય પામ્યો છું. હવે પ્રશ્ન કરીશ તો દીનતાપૂર્વક કરીશ.

પરાશર કહે: હા, સર્વને ભસ્મીભૂત કરી શકું એવી શક્તિ તો હું ધરાવું છું; પરંતુ કપટીઓના જેવો ભય ન ધર. એવો ભય ધર કે તેથી જીવ, ઈશ્વર, બ્રહ્મ, માયા, જગત ઇત્યાદિ ભેદનો ત્યાગ થાય અને દ્વૈતભયથી રહિત એવી અભયરૂપ સ્થિતિને તું પામે.

મૈત્રેય કહે: એ કામ મારાથી નહિ થઈ શકે.

પરાશર કહે: તારાથી નહિ થાય તો ચૈતન્યથી બીજું કોણ છે કે તેનાથી તે થઈ શકશે?

મૈત્રેય કહે: જીવ અને ઈશ્વર એ બંને શાસ્ત્રપ્રમાણથી સિદ્ધ છે તેનો કેવી રીતે ત્યાગ કરું?

પરાશર કહે: જીવ, ઈશ્વર સહિત જગત તારી અવિદ્યાથી જ પ્રતીત થાય છે. નહિ તો જીવ કે ઈશ્વર કયાં છે? જીવ–ઈશ્વરની એકતા પણ શ્રુતિસિદ્ધ છે. તે કંઈ અપ્રમાણ નથી, પરંતુ તારા ચૈતન્ય-રૂપમાં તો જીવ–ઈશ્વરભાવ છે જ નહિ. સત્ય જાણે તો તું ચૈતન્ય જ અવિદ્યા વડે જીવસંજ્ઞાને પ્રાપ્ત થયો છે અને માયા વડે ઈશ્વરસંજ્ઞાને પ્રાપ્ત થાય છે. દાખલા તરીકે એક જ આકાશ ઘટરૂપ ઉપાધિથી ઘટાકાશસંજ્ઞાને પામે છે અને મઠરૂપ ઉપાધિથી મઠાકાશ સંજ્ઞાને પામે છે; પરંતુ તેમાં વાસ્તવ ભેદ નથી. હે મૈત્રેય, તું જ્યારે પોતાના સ્વરૂપને સમ્યક્ પ્રકારે જાણીશ, ત્યારે જીવ–ઈશ્વરની સંજ્ઞા શોધવા છતાં પણ તને મળશે નહિ!

મૈત્રેય કહે: જો જીવ–ઈશ્વર અવિદ્યાથી જ ઉત્પન્ન થયા છે તો તેમાં મારો શો દોષ છે? સ્વપ્નમાં નિદ્રાદોષ વડે જીવઈશ્વરની પ્રતીતિ થાય છે, તેથી સ્વપ્નદ્રષ્ટાના એક રોમનું પણ છેદન થતું નથી. તો તે પ્રમાણે મારામાં શી હાનિ–વૃદ્ધિ છે?

પરાશર કહે: બરાબર તેમ જ છે. સ્વપ્ન અને જાગ્રતમાં પણ વાસ્તવ સ્વપ્નપદાર્થ સ્વપ્નદ્રષ્ટાને સ્પર્શ કરતા નથી, છતાં નિજસ્વરૂપના અજ્ઞાને કરીને ભ્રમને કારણે પોતે નિર્વિકલ્પ, નિર્વિકાર છતાં પોતાને સવિકલ્પ અને સવિકાર માને છે; મહાન છતાં પોતાને તુચ્છ માને છે, પછી ભ્રમની નિવૃત્તિ થાય છે. એટલે તે પોતાને જેવો હતો તેવો માને છે. હવે તે હર્ષશોક કરતો નથી. હે મૈત્રેય! બીજું કશું કર્તવ્ય ન કર. ભ્રમની નિવૃત્તિ માટે જ્ઞાનરૂપી દીપકને જાગ્રત કર.

મૈત્રેય કહે: આપના કહેવાથી થાય છે કે હું ભ્રમનો ત્યાગ કરું અને અભ્રમને ગ્રહણ કરીને કંઈક બનું; પરંતુ યથાર્થમાં તો હુ સ્વયં-પ્રકાશ, અદ્વિતીય છું. મારામા ગ્રહણત્યાગનો માર્ગ નથી. પહેલાં મેં આપને પ્રશ્ન કર્યો હતો કે મોક્ષનો ઉપાય કહો. ત્યારે આપે કહ્યું હતું કે તું આપ સ્વયંપ્રકાશસ્વરૂપ છે. બંધમોક્ષરૂપ અધકારની નિવૃત્તિ પ્રાપ્તિ વાસ્તે તારે કંઈ પણ કર્તવ્ય નથી. હવે આપ કહો છો કે કઈ કર, જેથી કંઈ થાય.

પરાશર કહે: એ જ કર કે ન હું છું, ન જગત છે, ન જીવ છે, ન બ્રહ્મ છે: એક અદ્વિતીય નારાયણ છે.

મૈત્રેય કહે: જો પરિચ્છિન્ન અહંકારરૂપ જીવ નથી તો નારાયણથી શું પ્રયોજન છે? પરંતુ હું તો જીવત્વના અહંકારમાં બધાયેલો છું. શી રીતે કહું કે 'જીવ બ્રહ્મ છે?'

પરાશર કહે: જીવબ્રહ્મનુ રૂપ શું છે?

મૈત્રેય કહે: મેં જીવબ્રહ્મનુ રૂપ જોયુ નથી.

પરાશર કહે: જો રૂપ જોયુ નથી તો નામ શી રીતે પડ્યુ?

મૈત્રેય કહે: સાંભળીને કહું છુ.

પરાશર: જેનાથી તેં સાંભળ્યુ છે તેને જીવબ્રહ્મનુ રૂપ પૂછ.

મૈત્રેય કહે: તેણે પણ સાંભળીને જ કહ્યું છે.

પરાશર કહે: બધા સાભળીને જ કહે છે, પરતુ મૂળને શોધતા નથી. મૂર્ખ! જેવી રીતે સાંભળીને તેં જીવબ્રહ્મનો નિશ્ચય કર્યો છે, તેવી જ રીતે મારી પાસેથી પણ સાંભળીને જ તું નિશ્ચય કર કે 'જીવ બ્રહ્મરૂપ' છે અને જો તને જોવાની જ ઇચ્છા હોય તો અતીત થા.

મૈત્રેય કહે: મને વૈરાગ્ય થયો છે. એમ થાય છે કે હુ ગૃહસ્થ મટી ઉદાસીન થાઉં.

પરાશર કહે: જે ભૂત, મૃગ, વનચર આદિ અનેક જીવ વનમા ફરે છે, તેની પક્તિમાં તું પણ પ્રવેશ કર. હે મૈત્રેય! જે સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ આદિકમાં રહે છે તેને લોકો ગૃહસ્થ કહે છે, તે ભૂલ છે. ગૃહ શરીરને કહે છે. જે શરીરના અહકારમાં બધાયેલો છે, તે જ ગૃહસ્થ છે અને જે તે અહકારથી મુક્ત છે તે વૈરાગી છે. હે મૈત્રેય! એક આશ્રમને ત્યાગવો અને બીજો ગ્રહણ કરવો, તેવી જ રીતે એક નામનો ત્યાગ કરવો અને બીજું નામ રાખવું. વળી સફેદ રગનાં વસ્ત્ર છોડવાં અને બીજા રગનાં વસ્ત્ર પહેરવાં, યજ્ઞોપવીત તોડવુ અને કંઠી આદિ બીજા કોઈ પદાર્થ બાધવા, શાસ્ત્રપ્રતિપાદ્ય સબધીઓની

પ્રીતિ છોડી અશાસ્ત્રોક્ત સંબધીઓ બનાવી તેમની સાથે પ્રીતિ કરવી; આમ સર્વને પોતાના આત્મારૂપ જાણી પ્રીતિ ન કરવી, પરંતુ રાગપૂર્વક પ્રીતિ કરવી એ બધો વ્યવહાર વિદ્વાનોને હસવા જેવો છે. હે મૈત્રેય ! તે જ અતીત છે કે જે 'આપ સહિત સર્વને આત્મારૂપ જાણે છે.' જે શરીરના અહંકારમાં બંધાયેલો છે અને ચાહનાથી અચાહ થયો નથી તે મારાં વચન સાંભળી પ્રસન્ન થતો નથી; પરંતુ જે નામરૂપ બંધનથી છૂટો થયો છે તે તો પોતે સુખસ્વરૂપ છે.

જ્યારે નામરૂપનો ભેદ મટે છે ત્યારે જીવવું, મરવું એ ભ્રમરૂપ જણાય છે; કારણ કે નામરૂપ સ્વપ્રકાશ નથી, પરંતુ પરપ્રકાશ છે. તારાથી જ તે પ્રકાશ પામે છે, માટે આ નામરૂપાત્મક દેહાદિકના અહંકારનો ત્યાગ કર. આ અહંકાર જ ચોરાશી યોનિમાં ભ્રમણ કરાવે છે. હે મૈત્રેય ! આદિ, મધ્ય, અંત, આપ સહિત સર્વને નારાયણ જાણ. જો અસ્તિ ભાતિ, પ્રિયરૂપ અધિષ્ઠાન સર્વ નારાયણ છે, તો કલ્પિત અહંકાર જુદો ક્યાં રહે છે ? તેથી અહંકાર પણ નારાયણ છે, એવું ભાન એ જ અહંકારનો ત્યાગ છે. નામરૂપ કલ્પિત ભૂષણ સુવર્ણરૂપ છે અથવા તો સુવર્ણમાં ભૂષણ છે જ નહિ, કેવળ સુવર્ણ જ છે અને તે પોતાના મહિમામાં સ્થિત છે, એ પ્રકારે જાણવું એ જ ભૂષણનો ત્યાગ છે. હે મૈત્રેય ! ઘટપટાદિક પદાર્થ મૃત્તિકાદિરૂપ છે એમ જાણવું અથવા મૃત્તિકાદિ વિષે ઘટપટાદિનો અત્યંત અભાવ જાણવો, એ જ ઘટપટાદિનો ત્યાગ છે. સ્વપ્નદ્રષ્ટામાં કલ્પિત સ્વપ્નપદાર્થ સ્વપ્નદ્રષ્ટારૂપ છે; અથવા સ્વપ્નદ્રષ્ટામાં સ્વપ્નપદાર્થ છે જ નહિ; કારણ કે અધિષ્ઠાનમાં કલ્પિત પદાર્થ માત્ર પ્રતીતિરૂપ જ હોય છે, પરંતુ સ્વરૂપે પૃથક્ સત્તાવાળા હોતા નથી; કારણ કે જાગવાથી સ્વપ્નપદાર્થોની પ્રતીતિનો અત્યંત અભાવ થાય છે. જો પદાર્થ હોત તો જાગતા છતાં પણ તેનો અભાવ ન થાત.

હે મૈત્રેય ! કલ્પિત પદાર્થોના ત્યાગમાં શારીરિક કે માનસિક કર્તવ્યની જરૂર નથી. નિજાત્મ અધિષ્ઠાનના જાણવા માત્રથી જ કલ્પિતની નિવૃત્તિ થઈ જાય છે. આથી કરીને બંધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ વાસ્તે શારીરિક કર્તવ્ય કંઈ જ નથી. કેવળ બોધરૂપ આત્માને જાણવો, એ જ કર્તવ્ય છે. હે મૈત્રેય ! એમ પણ ન સમજીશ, કે કલ્પિત પદાર્થ મને પ્રતીતિમા જ ન આવે ત્યારે જ અથવા કલ્પિત પદાર્થનો નાશ થશે ત્યારે જ હું જ્ઞાની થઈશ. કલ્પિત પદાર્થની પ્રતીતિ થતાં પણ તેને અધિષ્ઠાનરૂપ જાણવા, અથવા તો તેના મિથ્યાત્વને—અભાવને—જાણવો એ જ કલ્પિત પદાર્થોનો નાશ કે ત્યાગ છે અને એ જ જ્ઞાનીપણું છે.

હે મૈત્રેય! કોઈ કોઈ એમ માને છે કે જે ખાય છે, પીએ છે, આપે છે, લે છે, સર્વ વ્યવહાર કરે છે, સારાખોટાને સારુંખોટું જાણે છે, સ્ત્રીને સ્ત્રી જાણે છે, પુરુષને પુરુષ જાણે છે, તે જ્ઞાની નથી. વળી તે માને છે, જેને શીતોષ્ણ જણાય છે, જેને ષડ્રસની પ્રતીતિ થાય છે, જેને ખાનપાનાદિકની ઇચ્છા થાય છે, તે જ્ઞાની નથી. તેઓ માને છે, જેને જ્ઞાન થયુ હોય તે તો જંગલમાં જ રહે છે. તેને કોઈની સાથે બોલવાનું પણ પ્રયોજન ન હોય. એને સુગંધ-દુર્ગંધ જણાતાં નથી. તાત્પર્ય કે મન, ચક્ષુ આદિ ઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહાર પણ તે કરતા નથી! આવા આવા અનેક વિકલ્પવાળા તર્કો તે લોકો ઉઠાવે છે; પણ આવા પ્રકારનાં અનુમાન કરનારાઓ અથવા તો તે પ્રમાણે કરનારાઓ શાસ્ત્રના સિદ્ધાંતને જ જાણતા નથી. આમ એ લોકો તો જ્ઞાનને એક જાતનો રોગ સમજે છે! જેમ કોઈ રોગી મનુષ્ય ચેષ્ટારહિત જડ જેવો થઈ જાય છે, તેમ જ્ઞાનરૂપ રોગથી પણ મનુષ્ય જડ જેવો થાય છે! અજ્ઞાનીઓનું આ પ્રકારનું સમજવું શાસ્ત્ર-અનુભવથી વિરુદ્ધ છે. હે મૈત્રેય! સર્વ પ્રકારના કાયિક, વાચિક અને માનસિક તેમ જ દેહ, ચક્ષુરાદિ ઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહાર જ્ઞાની-અજ્ઞાનીના સરખા જ હોય છે. તેમાં કેવળ દૃષ્ટિમાત્રનો ભેદ હોય છે, બીજો ભેદ હોતો નથી. ધર્માત્મા-અધર્માત્માના દેહ, ચક્ષુ આદિ ઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહારમાં ભેદ હોતો નથી, પરંતુ દૃષ્ટિનો ભેદ હોય છે; જેમકે ધર્માત્મા રૂપને ધર્મપૂર્વક ચક્ષુઇંદ્રિયથી જુએ છે અને અધર્માત્મા અધર્મપૂર્વક જુએ છે. તેમાં રૂપને જોવાનું બન્નેનું સરખું છે, માત્ર દૃષ્ટિનો ભેદ છે; જેમ જે ઝવેરી છે અને જે ઝવેરી નથી તે બન્ને નીલા-પીળા રંગના હીરા તથા રત્નાદિ જુએ છે, છતાં બન્નેની દૃષ્ટિમાં ભેદ છે. જો ભ્રમવાળા સ્થાનમાં રજ્જુને જોવામાં ચક્ષુનો સંબંધ સરખો છે, છતાં સદોષ ચક્ષુવાળાને તેમાં સર્પ જણાય છે અને નિર્દોષ ચક્ષુવાળાને રજ્જુ જ જણાય છે, તેવી જ રીતે જ્ઞાની-અજ્ઞાનીની દૃષ્ટિમાં વિવેકનો જ ભેદ હોય છે; દેહ, ચક્ષુ આદિ ઇંદ્રિયોના દર્શનવ્યવહારનો ભેદ હોતો નથી. અથવા તો જ્ઞાનીના માથા ઉપર કંઈ શિંગડાં ઊગતાં નથી કે તેથી વિલક્ષણતા પ્રકટતી નથી. દર્શનાદિ વ્યવહારમાં તો દેહઇંદ્રિયાદિના રોગ વિના કંઈ અંતરાય પડતો નથી. હે મૈત્રેય! જો ઇંદ્રિયાદિના વ્યવહારમાં અંતરાય માનવામાં આવે, તો તેમાં વિલક્ષણતા હોય, પણ પૂર્વે થઈ ગયેલા વામદેવ આદિ પરમહંસોના, વસિષ્ઠાદિક બ્રહ્મર્ષિઓના અને જનકાદિક રાજર્ષિઓનાં દેહચક્ષુ આદિ ઇંદ્રિયોના વ્યવહાર તો વર્તમાન

વિદ્વાન પુરુષોના સમાન જ સાંભળવામાં આવે છે. એટલું જ નહિ, બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિકના દર્શનાદિ વ્યવહાર પણ આપણા જીવોના જેવા જ સાંભળવામાં આવે છે, તે વિલક્ષણ નથી આવતા. પરંતુ આદિ ઈશ્વરની નિયતિ જ એવી થઈ છે કે દેહઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહાર બ્રહ્માથી લઈને કીડી પર્યંતના અને જ્ઞાની-અજ્ઞાની સર્વ જીવોના સમાન જ થશે. આ ઈશ્વરસંકેતનું ઉલ્લંઘન આજ પર્યંત કોઈ કરી શકતું નથી.

હે મૈત્રેય! કોઈ પણ શાસ્ત્રમાં તથા કોઈ પણ વિદ્વાને સર્વ જીવોના પોતપોતાના વર્ણાશ્રમાનુસાર દેહચક્ષુ આદિ ઇંદ્રિયના ધર્મપૂર્વક થતા દર્શનાદિ વ્યવહારનો નિષેધ કર્યો નથી. તેમ જ અનુભવસિદ્ધ વસ્તુનો નિષેધ થઈ પણ શકતો નથી. અધર્મપૂર્વક થતા દેહચક્ષુ આદિ ઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહારનો નિષેધ છે. તેથી પોતાના સ્વરૂપને સારી રીતે જાણીને પછી તું જો, સાંભળ, સ્પર્શ કર, રસ લે, ગંધ સૂંઘ, ગ્રહણ-ત્યાગ કર, બોલ, ચાલ, તાત્પર્ય કે એ પછી જ તું કાયિક, વાચિક, માનસિક સર્વ વ્યવહાર કર એટલે આકાશની માફક તું પણ નિર્લેપ રહીશ અને તેનો તને બાધ થશે નહિ.

હે મૈત્રેય! ભ્રમસિદ્ધ જે બંધમોક્ષાદિ છે તે વાસ્તવ રીતે તારા આત્મામાં છે જ નહિ. તેથી કરીને બંધરૂપ દુઃખની નિવૃત્તિને અર્થે તેમ જ મોક્ષરૂપ સુખની પ્રાપ્તિને અર્થે તારે કંઈ પણ કર્તવ્ય જ નથી. નિદ્રાદોષથી સ્વપ્નકાળે જે બંધમોક્ષાદિ અનેક પદાર્થ પ્રતીત થાય છે, તેમની નિવૃત્તિ-પ્રાપ્તિને માટે સ્વપ્નદ્રષ્ટાને કંઈ જ કરવાનું નથી. તેવી જ રીતે તારે પણ કંઈ કરવાનું નથી. સ્વપ્નદ્રષ્ટા સ્વરૂપે જ બંધમોક્ષથી રહિત છે, પરંતુ ભ્રમ વડે તે પોતાને બંધમોક્ષવાળો માને છે. માટે હે મૈત્રેય! તું સમ્યક્‌દર્શી (સારી રીતે જોનારો-સ્વરૂપને જાણનારો) થા; અસમ્યક્‌દર્શી ન થા; કારણકે સમ્યક્‌દર્શી જે પદાર્થ જેવો છે તેવો જ તેને જાણે છે અને અસમ્યક્‌દર્શી છે કંઈ ને જાણે છે કંઈ!

મૈત્રેય કહે: સર્વ વિષયોની ધર્મપૂર્વક પ્રાપ્તિ છતાં પૂર્વે તેમ જ હાલમાં પણ મહાત્માઓ તેનો ત્યાગ કેમ કરે છે?

પરાશર કહે: પૂર્વના પુરુષો જ્ઞાનના વિરોધી વિષયોનો ત્યાગ કરતા, તેમ જ હાલના પણ કરે છે અને તે યોગ્ય પણ છે. પરંતુ ચક્ષુ આદિ ઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહારનો તો ત્યાગ થઈ જ શકતો નથી; કારણકે જ્યાં ઇંદ્રિયાદિ ધર્મો છે, ત્યાં ચક્ષુ આદિ ઇંદ્રિયોના દર્શનાદિ ધર્મ પણ હોવાના જ. ધર્મી છતાં ધર્મનો અભાવ હોતો નથી. તેમ જ કેવળ ધર્મપૂર્વક ચક્ષુ આદિ ઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહાર જ્ઞાનના વિરોધી

પણ નથી. માત્ર અધર્મ જ વિરોધી છે. ઊલટા ધર્મપૂર્વક થતા દર્શનાદિ વ્યવહાર તો જ્ઞાનના સાધક છે. જો ધર્મપૂર્વક ચક્ષુ આદિ ઇંદ્રિયોના વ્યવહાર કરવાથી દુર્ગતિ થતી હોય તો થવા દે, કારણ તેની નિવૃત્તિનો ઉપાય કોઈ જ નથી; ફક્ત શરીરના નાશથી જ તે નાશ પામે છે.

હે મૈત્રેય! આ એક ગુપ્ત વાત હું તારી આગળ પ્રકટ કરું છું: નથી તું મૈત્રેય, નથી હું પરાશર, કે નથી કોઈઃ કેવળ એક નારાયણ જ છે; એવો જેને નિશ્ચય થયો છે, તે જ અતીત છે. તેથી તું અતીત થા.

મૈત્રેય કહે: આપ એવી વાત કરો છો કે તેમાં અતીત પણ નથી અને ગૃહસ્થ પણ નથી. વળી પાછા આપ અતીત થવાની વાત કરો છો.

પરાશર કહે: જે જાણે છે કે પોતાના સહ સર્વ ગોવિંદ છે, તે જ અતીત છે. પોતાના સહ સર્વને ગોવિંદ જાણવામાં પણ મનનું ચિંતન છે. તેનાથી પણ તું અતીત અર્થાત્ નિર્વિકલ્પ છે. અને તું એ જાણીશ તો પછી અતીત કે ગૃહસ્થ કયા છે? ગોવિંદ જ છે.

મૈત્રેય કહે: જો હું જ નથી તો પછી નારાયણને કોણ જાણે કે સર્વ ગોવિંદ નિર્વિકલ્પ નારાયણ છે? કારણ કે જાણવું તે જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન આદિ ત્રિપુટી વિના બનતું નથી અને સ્વરૂપમાં ત્રિપુટી છે જ નહિ, તો જાણવું શી રીતે બને?

પરાશર: જો સર્વ તું જ છે તો ત્રિપુટી પણ તું જ છે. સ્વપ્નમાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની ત્રિપુટીના ભાનપૂર્વક સર્વ પદાર્થોની પ્રતીતિ થાય છે. પરંતુ નિદ્રાદોષથી જ સ્વપ્નદ્રષ્ટા જ સર્વ ત્રિપુટીરૂપ પ્રતીત થાય છે, વાસ્તવમાં તે ત્રિપુટીરૂપ થયો જ નથી, પરંતુ પોતે પોતાના મહિમામાં જ સ્થિત છે. તે જ પ્રમાણે તું સ્થિત છે માટે હે મૈત્રેય! સ્વપ્નમાં જણાતા પદાર્થોથી સ્વપ્નદ્રષ્ટા અતીત અર્થાત્ જુદો છે. તેવી જ રીતે જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેયરૂપ ત્રિપુટી તથા આ કાર્યકારણસંઘાતથી અતીત અર્થાત્ ભિન્ન એવો તું પોતાને સાક્ષી દ્રષ્ટા જાણ, એ જ અતીત થવું છે. જો તું અતીત નહિ થાય, તો કાળ તને દુઃખ દેશે.

મૈત્રેય કહે: કાળનો ભય મને રહ્યો નથી, કારણ કે નામરૂપ તો હું–અધિષ્ઠાનમાં કલ્પિત છે. તેવા કાળમાં સત્તા નથી. કાળ પણ નામ-રૂપ સ્વરૂપ છે. કલ્પિત નામરૂપ કાળ હું–અધિષ્ઠાનને દુઃખ આપી શકે તેમ નથી. ઊલટા અધિષ્ઠાન વડે નામરૂપ કંપાયમાન થાય છે; અર્થાત્ નામરૂપ કાળની હું–અધિષ્ઠાન વડે જ સિદ્ધિ થાય છે. જેમ રજ્જુમાં કલ્પિત સર્પાદિક રજ્જુને દુઃખ આપી શકતા નથી, તેમ જ કલ્પિત સર્પાદિકના

ગુણદોષ રજ્જુને સ્પર્શ કરતા નથી; પરંતુ ઊલટી રજ્જુ વડે જ સર્પાદિકની સિદ્ધિ થાય છે. તે જ પ્રમાણે કલ્પિત કાળ હું–અધિષ્ઠાન ચેતન્યને શી રીતે દુઃખ આપશે ? નહિ જ આપે. વળી સર્વ નામરૂપ નારાયણ છે, તો કાળ પણ નામરૂપ સ્વરૂપ છે; અને તે કાળ પણ નારાયણરૂપ થયો, તો નારાયણ નારાયણને દુઃખ દે જ નહિ. દાખલા તરીકે નામરૂપ સર્વ આભૂષણ સુવર્ણરૂપ છે અને સુવર્ણ સુવર્ણને દુઃખ દેતું જ નથી.

પરાશર કહે : હવે તું ધ્રુવ થયો. ધ્રુવની કથા સાંભળ.

મૈત્રેય કહે : હું અતીત થાઉં છું. આપનો લેખ મને કૃપા કરીને આપો.

પરાશર કહે : અતીતમાં લેખ–અલેખ છે નહિ. માયામાં લેખ–અલેખ છે. જે માયારૂપ લેખથી અતીત છે તે જ અતીત છે.

મૈત્રેય કહે : સારું, કથા કહો.

પરાશર કહે : તને નિશ્ચય નથી, તેથી તને ભસ્મ કરવા યોગ્ય છે.

મૈત્રેય કહે : હું તો છું જ નહિ. ઈશ્વર જ છે; ઈશ્વરને ભસ્મ કરો.

પરાશર કહે : આ પરિચ્છિન્નરૂપ સૂક્ષ્મ અંધકારરૂપી જે કાઇ છે, તેને જ ભસ્મ કરવું હતું; કંઈ દેહાદિક સંઘાતને ભસ્મ કરવાનું મારું તાત્પર્ય નહોતું. સારું થયું કે તું ભસ્મીભૂત થયો. હે મૈત્રેય ! આપ્તકામ, અચાહ, સ્વતઃ મસ્તીમાં રહેનાર સંત, સ્વાભાવિક વિચરતાં ધ્રુવને મળી ગયા; કંઈ રાજ્યપુત્ર ધ્રુવને મળવાની કામનાથી તે ગ્રહ નહોતા. આ નિષ્કામના-સંબંધમાં એક ઇતિહાસ સાંભળ.

## જડભરતનું ઉપાખ્યાન

એક સમયે મહાત્મા જડભરતે દેવરાજ ઇંદ્રની શાસ્ત્રોક્ત તપશ્ચર્યા કરી. ત્રણ માસ વીત્યા એટલે ઇંદ્રે દર્શન દીધાં અને કહ્યું : જે ઇચ્છા હોય તે વર માગ.

જડભરત સાંભળીને હસ્યા અને કહ્યું : હે ઇંદ્ર ! તમે જો દયાળુ થયા છો તો કહો કે હું વર લેવાવાળાનું સ્વરૂપ શું છે ? તેમ જ તમે વર આપવાવાળાનું સ્વરૂપ શું છે ? વર કયાંથી આપશો ? કોના બળથી વર આપશો ? તમારી અને અમારી આકૃતિ તો સમાન જ છે. તો પછી વર આપનાર તમે ઉપાસ્ય અને વર લેનાર હું ઉપાસક, એ વિલક્ષણતા શાથી છે ?

ઇંદ્ર કહે : હે જડભરત ! મારા નિમિત્તે તેં કઠિન તપ કર્યું છે.

હવે તું પૂછે છે કે તું કોણ છે? મેં તો સાંભળ્યું હતું કે જડભરત પરમહંસ છે, પણ જોઉં છું તો તું પરમહંસ પણ નથી અને ભરત પણ નથી. તે બંનેને છોડી તું એકલો જડ છે કારણ કે જડ પદાર્થ નથી પોતાને જાણતો કે નથી પરને જાણતો. હે જડભરત! 'હું વર લેવાવાળો કોણ છું, તું વર આપવાવાળો કોણ છે,' એ પ્રકારની સ્ફૂર્તિ અંતરમાં જે વડે સિદ્ધ થાય છે, તે જ તારું અને મારું સ્વરૂપ છે. તે સ્વરૂપ જેવું જાણવું જોઈએ તેવું હું જાણું છું, તું જાણતો નથી. તેથી કરીને તું ઉપાસક, વર લેવાવાળો છે અને હું વર આપવાવાળો ઉપાસ્ય છું. હે જડભરત! તારું પૂછવું આવું છે: જાણે ઘટાકાશને ઘટાકાશ પૂછે, સમુદ્રના તરંગને તરંગ પૂછે, સ્વપ્નનર સ્વપ્નનરને પૂછે. તેથી એ સર્વ અયોગ્ય છે; કારણ કે સર્વ પ્રકારે પૂછનાર તું તેમ જ જેને પૂછવામાં આવે છે તેનું સ્વરૂપ એક જ છે. ઉપાધિની દૃષ્ટિથી પણ એક જ છે. તેમ જ ઉપહિત વસ્તુ અર્થાત્ ઉપાધિવાળા આત્માની દૃષ્ટિથી પણ એક જ છે. તું કોણ છે, હું કોણ છું, એ પ્રકારે પૂછવાનું તો જ્યાં વિલક્ષણતા હોય છે ત્યાં જ બને છે. વિલક્ષણતા વિના આ પ્રકારનો પ્રશ્ન પૂછવો એ મૂર્ખતા છે. તેં તને પોતાને શું પંચભૂતરૂપ જાણ્યો? ચૈતન્યરૂપ જાણ્યો? દૃશ્ય અથવા દ્રષ્ટારૂપ જાણ્યો? સત્ય કે અસત્યરૂપ, કાર્ય અથવા કારણરૂપ કે કલ્પિત અથવા અધિષ્ઠાનરૂપ જાણ્યો? અથવા બીજાને તેં પંચભૂત વિનાનો જાણ્યો કે ચૈતન્ય વિનાનો જાણ્યો છે? અથવા તો દૃશ્યદ્રષ્ટા વિનાનો કે કલ્પિત અથવા અધિષ્ઠાન વિનાનો જાણ્યો છે? અથવા કાર્યકારણ વિનાનો અથવા સત્યઅસત્યરહિત જોયો છે? તેથી તું પૂછે છે કે હું કોણ છું? તું કોણ છે? બુદ્ધિરહિત જીવ! જાણ કે સર્વ હું જ છું! સર્વ રીતે સર્વ સૃષ્ટિ મારું જ સ્વરૂપ છે! અન્યથા છે જ નહિ. પૂર્વે કહેલાં જલ તરંગાદિની માફક જ આ છે. હે જડભરત! સંતોનો સંગ કર એટલે પોતાના સ્વરૂપને જાણીશ.

જડભરત કહે: ઉપદેશ કરો.

ઇંદ્ર કહે: ઉપદેશ એ જ કે કલ્પિત નામરૂપનો ત્યાગ કરીને તું પોતાના સહ સર્વને નારાયણ જાણ. સમુદ્રના તરંગોનો ઉપદેશ એ જ કે સર્વ નામરૂપનો ત્યાગ કર. આપ સહિત સર્વ તરંગોને જળરૂપે જાણો. ખાંડના બનાવેલા જડભરતને સ્વરૂપપ્રાપ્તિ માટે એ જ ઉપદેશ છે કે પોતાના સહિત સર્વ ખાંડનાં બનેલાં રમકડાંને સાકરરૂપ જાણો.

આટલું સાંભળી જડભરત મૂગો રહ્યો.

તે જ વખતે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ, દેવતાઓ સહ ત્યાં આવ્યા. પછી બ્રહ્માએ કહ્યું: 'જડભરત! કંઈ આત્મનિરૂપણ[1] કર. મૂગો ન રહે.'

જડભરત કહે: ત્રિપુટીભ્રમ વિના આત્મનિરૂપણ થતું નથી, અને અદ્વૈત આત્મામાં ત્રિપુટીભ્રમ છે જ નહિ. તો પછી નિરૂપણ શી રીતે કરું?

બ્રહ્મા કહે: આ કલ્પિત ત્રિપુટી તું ચૈતન્યઆત્મામાં નથી તો શામાં છે?

અધિષ્ઠાન વિના કલ્પિતની પ્રતીતિ થતી નથી. તેથી કરીને આ કલ્પિત નામરૂપ જગતનું તું જ ચૈતન્ય અધિષ્ઠાન છે. તું ચૈતન્યથી પૃથક આ કલ્પિત જગતનું અધિષ્ઠાન છે જ નહિ. મન આદિ કલ્પિત ભૂષણોનુ અધિષ્ઠાન સુવર્ણરૂપ આત્મા જ છે, બીજું નહિ. હે સાધુ! દૃષ્ટિ કરીને જો. તું ચૈતન્ય અધિષ્ઠાનરૂપ આત્મામાં આ કલ્પિત નામરૂપ સંસારની પ્રતીતિ થાય છે; છતાં તું ચૈતન્ય અધિષ્ઠાનમાં કશો દોષ કે બગાડ થતો નથી. દાખલા તરીકે સદોષ નેત્રવાળો પુરુષ રજ્જુમાં સર્પની કલ્પના કરે છે, છતાં રજ્જુ વિષવાળી થતી નથી. પણ જેમ ને તેમ નિર્વિકાર રહે છે; કારણ કે વાસ્તવિક રીતે રજ્જુમાં સર્પનો અભાવ જ છે. સ્વપ્નપ્રપંચની પ્રતીતિ થતાં છતાં સ્વપ્નદ્રષ્ટાને કંઈ તેનો ભાર-બોજ જણાતો નથી; કારણ કે જે મન તે નામરૂપ કલ્પે છે, તેને જ તેની પ્રતીતિ થાય છે, બીજાને કંઈ થતી નથી. જે અધિષ્ઠાન નામરૂપ પ્રપંચની કલ્પના કરતું નથી તે અધિષ્ઠાનને કંઈ નામરૂપ પ્રપંચની પ્રતીતિ નથી. પરંતુ નામરૂપ પદાર્થોની કલ્પનાનું અધિષ્ઠાન તો સ્વપ્નદ્રષ્ટા જ રહેશે; બીજું નહિ. માટે હે જડભરત! આત્માનું નિરૂપણ કરવાથી તારા ચૈતન્ય આત્માની ટાંગ તૂટવાની નથી. ભય ન ધર. હે જડભરત! કોઈએ માનસિક કલ્પના કરી તારા માથા પર પર્વત મૂક્યો હોય તો કહે તને એ પર્વતનો ભાર લાગશે કે નહિ લાગે? બીજાએ કલ્પના કરી મૂકેલા પર્વતનો ભાર તને લાગે તો તો તારી બુદ્ધિ હસવાને યોગ્ય છે. તે જ પ્રમાણે આત્મનિરૂપણ કરનાર અને તે નિરૂપણમાં ગુણદોષનો વિચાર કરનાર જુદો છે. શ્રવણ કરનાર શ્રોત્રેંદ્રિય છે. દેખનાર વળી જુદો છે. એ અને એના સંઘાતમાં સર્વ ઇંદ્રિયોના વ્યવહારની ભિન્નભિન્ન કલ્પના થાય છે, તેથી અસંગ, નિર્વિકાર, નિર્વિકલ્પ સ્વમહિમામાં સ્થિત તને શી પીડા છે? ઊલટું આત્મનિરૂપણ કરવું ન કરવું એ તો મન વગેરે નટોનું તારી આગળ નાટક છે. હે જડભરત! તું પોતાને મન આદિ નટોના નાટકરૂપ તમાસાને જોનારો

૧. આત્મસ્વરૂપનું વર્ણન.

જાણ. તું જાતે નાટકના નટરૂપ ન થા. તેમ જ પોતાને નાટકકર્તા પણ ન જાણ. વળી નાટકરૂપ પણ તને પોતાને ન માન. હે જડભરત! આ મન આદિ પોતપોતાના વ્યવહારમાં પ્રવૃત્ત થાય છે અને તે વ્યવહારોમાં હાનિલાભ પણ થાય છે; પણ તું વિકારરહિત સાક્ષીઆત્માને આ મન વગેરે કંઈ હાનિ કરતાં નથી. તું એનો નાહક રાગદ્વેષ ન કર. તું તારા મહિમાને જો, એમનો સંતાપ ન કર. તારા લાખો યત્નથી પણ તેમના વ્યવહારની નિવૃત્તિ નહિ થાય. હે જડભરત! સંતાપ આપનાર પણ મન છે અને લેનાર પણ મન છે. સંતાપને લેનારદેનારનો સાક્ષીભૂત હું ચૈતન્યઆત્મા છું, મારો કશો દોષ નથી, એવો નિશ્ચય કર.

જે સરકારે રાજ્યની વ્યવસ્થા માટે હિંદુસ્તાનના ભાગ કરી ઇલાકા જુદા પાડ્યા છે અને તે ઇલાકાના અભિમાની મર્યાદાપાલક વિવિધ હાકેમ (ગવર્નર) મુકરર કર્યા છે; પ્રજા સહિત તે હાકેમોના ઉપર વિશેષ સત્તાધારી મુખ્ય હાકેમ (વાઈસરૉય) નીમેલા છે અને તેમની આજ્ઞામાં તે હાકેમો સહ સર્વ પ્રજા રહી છે; તે પ્રજા પોતપોતાના સંસ્કાર અનુસાર સુખદુ:ખ, રાગદ્વેષાદિક ભોગવે છે. તે પ્રજાનાં દુઃખાદિની નિવૃત્તિ તથા સુખની પ્રાપ્તિ માટે કાયદા વગેરે રચાયા છે અને તે અનુસાર વર્તનારને લૌકિક વ્યવહારમાં સુખ રહે છે અને તે ન ધારણ કરનારને દુઃખનો અનુભવ થાય છે; તેમા વાઈસરૉય એમ કહેતો નથી કે તમે આમ કરો કે ન કરો, આમા તમને હાનિલાભ થશે કે નહિ થાય ઇત્યાદિ. પૂર્વોક્ત વાઈસરૉય અથવા સરકાર પોતાના સ્વસ્થાનમા સુખપૂર્વક સ્થિત રહે છે. જો તે ગરીબ પ્રજા વર્ગ સાથે લડાઈ કરે છે તો તેમાં તેનુ પોતાનુ મહત્ત્વ જાય છે, તે પ્રમાણે પંચભૂતનું આ શરીર છે, તે હિંદુસ્તાન સમાન છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય, એ ચાર અવસ્થાઓ ઇલાકા જેવી છે. અથવા સમષ્ટિ, વ્યષ્ટિ, સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ શરીર અથવા તેની ચાર અવસ્થાઓ તે ચાર ઇલાકા જેવી છે. અથવા તો જગતરૂપ ૐકારની અકાર, ઉકાર, મકાર અને અર્ધમાત્રારૂપ ચાર માત્રા તેના જેવી છે તે ચાર અવસ્થાઓના વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને પ્રત્યગાત્મા, તે હાકેમ જેવા છે. અથવા તો વ્યષ્ટિઅભિમાની વિશ્વાદિથી અભિન્ન જે સમષ્ટિઅભિમાની વિરાટ, હિરણ્યગર્ભ, ઈશ્વર અને ઈશ્વરસાક્ષી તે હાકેમો જેવા છે. દશ ઇંદ્રિય, પંચ પ્રાણ, પંચ ઉપપ્રાણ, ચતુષ્ટય અંતઃકરણ; વૈખરી, મધ્યમા, પશ્યંતી, પરા એ ચાર પ્રકારની વાણી; પચીસ, એકસો પચીસ કે સત્તાવીસ તત્ત્વવાળી પ્રકૃતિ; સત્ત્વ, રજસ અને તમસ આદિ ગુણવાળી

પ્રજારૂપ માયા, અજ્ઞાન, પ્રકૃતિ, પ્રધાન, અવિદ્યા ઇત્યાદિ નામવાળી માયા, હિંદુસ્તાનની પૃથ્વીરૂપ છે અને તેના અધિપતિ મુખ્ય હાકેમરૂપ ચૈતન્યમાત્ર તું છે. તું નિર્વિકાર, નિર્વિકલ્પ, ચેતન્યઅધિપતિની સત્તા સ્ફૂર્તિ વડે મનાદિ સર્વ પ્રજાના વ્યવહાર સિદ્ધ થાય છે, એ કાયદો છે અથવા તું આમ જાણ. જાગ્રતાદિ ચાર અવસ્થા છે, તેના ચાર અભિમાની મુખ્ય 'કમિશ્નર' છે શબ્દાદિ વિષય ચોકીદાર છે. પચીસ પ્રકૃતિ પ્રજા છે ઇંદ્રિયો તેહમીલદાર છે. તેના અભિમાની સૂર્યાદિ દેવતા 'ડેપ્યુટી કમિશ્નર' છે ચતુષ્ટય અંતઃકરણ કમિશ્નર છે. તેના અભિમાની ચંદ્રમાદિ દેવતા સેક્રેટરી છે પ્રાણ ટપાલ છે ગાગલ બ્રહ્મ મુખ્ય ગવર્નર (વાઈસરૉય) છે વેદ કાયદા છે અને શુદ્ધ બ્રહ્મ સર્વોપરી સમ્રાટ છે, તે તુ છે સર્વ ચક્ષુમનાદિ પ્રજાનો તથા તેમના દર્શનાદિ, સંકલ્પવિકલ્પાદિ, સમાધિવિક્ષેપાદિ સર્વ ધર્મોનો, સ્વમહિમામાં સ્થિત તુ ચૈતન્યસમ્રાટને તેનો સ્પર્શ પણ નથી થતો હે જડભરત! તો તુ નાહક ચક્ષુ, મન, આદિ જે તારી પ્રજા જેવા છે તેનો રાગદ્વેષ શા માટે કરે છે? મન વિક્ષેપવાન ન થાય, એકાગ્ર થાય, બુદ્ધિ મારા નિશ્ચય ન કરે, ચિત્ત પરમેશ્વરનુ જ ચિંતન કરે, મિથ્યા અહંકાર ન થાય, અહંકાર જ થાય, ચક્ષુ સારા રૂપને જ જુએ, નઠારા ન જુએ, એ બધાનો ન્યાયપૂર્વક વિચાર કરી જોઈશ તો એ બધુ ભ્રમમાત્ર છે અને ભ્રમથી જ તુ તારો સ્વભાવ એવો માને છે બાકી એ સ્વભાવ તો તારી પૂર્વોક્ત પ્રજાનો છે જો બુદ્ધિ સારા પદાર્થોનો જ નિશ્ચય કરે અથવા સમાધિ જ કરે, ખોટા પદાર્થોનો નિશ્ચય કે વિક્ષેપાદિ ન જ કરે, તો તે ખોટા પદાર્થોનો નિશ્ચય, તેમ જ વિક્ષેપ આદિ બુદ્ધિ વિના કોણ કરે તે કહે તુ આત્માનો ધર્મ સંકલ્પાદિ કરવાનો નથી તેમ જ અન્ય ઇંદ્રિયોનો પણ એ ધર્મ નથી. તો મન આદિ વિના નિશ્ચિત વ્યવહારો કેવી રીતે થઈ શકે? ન જ થઈ શકે તે જ પ્રમાણે ચક્ષુ આદિ સારા રૂપ જ જુએ તો નઠારાને કોણ જુએ? કારણ કે દર્શનાદિ વ્યવહાર ચક્ષુ વિના અન્યને છે જ નહિ. હે જડભરત! તુ ચૈતન્ય, નિર્વિકાર, સાક્ષી આત્માએ જ કલ્પિત મનાદિ પ્રજાના હર્ષશોકાદિકવાળા જુદાજુદા સ્વભાવ રચ્યા છે આમ મનાદિકનુ અસ્તિત્વ છે છતા તેના ધર્મનો અભાવ કે અન્યથાપણુ તું તેના રચનારથી પણ નહિ થઈ શકે. જો સ્વપ્નદ્રષ્ટાએ જ સ્વપ્નના મન, ચક્ષુ આદિ ઇંદ્રિયો તેમ જ તે ઇંદ્રિયોના ધર્માદિક ભિન્નભિન્ન કલ્પ્યા છે, છતા તે સ્વપ્નપદાર્થોનો રચનાર સ્વપ્નદ્રષ્ટા પણ તે સ્વપ્નપદાર્થોનો કે તેમના સ્વભાવનો અભાવ

કે અન્યથાપણું સ્વપ્નકાળે કદાપિ કરી શકશે નહિ. જો એ અન્યથા કરે તો એક દોષ પોતાના સંકેતનો પોતે જ ભંગ કર્યાનો અને બીજો દોષ પદાર્થોની વ્યવસ્થાનો ભંગ કરવાનો આવે, ત્રીજો દોષ પોતાની પ્રતિજ્ઞાભંગનો આવે અને વળી પોતાનામાં ભ્રમ વિપ્રલિપ્સાદિ (છેતરાવું) દોષની પણ પ્રાપ્તિ થાય છે. વળી એમ પણ નથી કે મનાદિ દૃશ્ય સ્વપ્નપદાર્થોના સ્વભાવ પ્રમાણે વર્તવાથી સ્વપ્નદ્રષ્ટાને હાનિ છે, અથવા તો મનાદિકનો સ્વભાવ અન્યથા કરવાથી સ્વપ્નદ્રષ્ટાને લાભ છે, માટે સ્વપ્નદ્રષ્ટાએ તેનો સ્વભાવ અન્યથા કરવા માટે અર્થાત્ વિષયલંપટ મન તથા ઇંદ્રિયોના સ્વભાવને બદલવાને સજ્જનોની જેમ તેમને અંતર્મુખ સ્વરૂપાકાર કરવાનો પ્રયત્ન કરવો ઘટે. મનાદિક દૃશ્ય સ્વપ્નપદાર્થો દ્રષ્ટાને જરાય હાનિલાભ કરી શકતા નથી. તે જ પ્રમાણે જાગ્રત આદિમાં વર્તનાર આ મન વગેરે પદાર્થ તું તારા ચૈતન્યરૂપ સાક્ષી આત્માને કોઈ પણ પ્રકારે જરા પણ હાનિલાભ કરી શકતા નથી.

અનેક પ્રકારના અંધકાર આદિ પદાર્થ થાય કે અળપાય તેથી આકાશને કંઈ પણ લાભહાનિ થતી નથી, તે જ પ્રમાણે હે જડભરત! બુદ્ધિ આદિક આત્મનિરૂપણ કરે તો તું ચૈતન્યઆકાશનું શું બગડે છે? કશું જ બગડતું નથી. જો બગડે છે એમ માને તો તે ભ્રમ છે. માટે નિઃસંગ થઈ આત્મનિરૂપણ કર.

જડભરત કહે: હે બ્રહ્મા! તું કોણ છે? તું જગતની ઉત્પત્તિ શી રીતે કરે છે?

બ્રહ્મા કહે: સાક્ષાત્ માયાના કાર્યભૂત પંચભૂતોના કાર્યરૂપ આ સંઘાત[1] હુ નથી, પરંતુ જે વડે આ સંઘાતની તથા સંઘાતના વ્યવહારોની સત્તાસ્ફૂર્તિ થાય છે તે ચૈતન્યઆત્મા હુ છું. હે જડભરત! તું સ્વપ્નમાં સ્વપ્નપદાર્થો રચે છે તેમાં માટી, ગારો, પથ્થર વગેરે ક્યાંયથી લેતો નથી, તેમ જ અસ્થિ, માંસ, મેદ, મજ્જા, વીર્યાદિ સપ્ત ધાતુ પણ કંઈ લેતો નથી. વળી ક્યાંયથી તું પૃથ્વી, અપ, તેજ આદિ પંચભૂત લેતો નથી કે સ્ત્રી-પુરુષના સંયોગ દ્વારા તે ઉત્પન્ન કરતો નથી. તેમ જ સૂક્ષ્મ સ્વપ્નનાડીમાં સ્વપ્ન પદાર્થોને યોગ્ય અન્ય દેશ, કાલ, વસ્તુ વગેરે કારણ પણ હોઈ શકતાં નથી તેથી સ્વપ્નમાંના સ્વપ્નપદાર્થો બીજી કોઈ રીતે તું રચતો નથી, પરંતુ નિદ્રાદોષસંયુક્ત કેવળ સ્ફુરણ વડે જ તું તે રચે છે. તે જ પ્રમાણે હુ ચૈતન્ય, મન આદિકનો સાક્ષી આત્મા, કોઈ માટી, ગારો પથ્થરાદિક સામગ્રી ક્યાંયથી લઈને આ જગત રચતો

૧ એકત્ર વર્તનાર સમૂહ.

નથી; કેવળ માયારૂપ સ્ફુરણ વડે હું આ નામરૂપ જગત રચું છું. આમ સ્ફુરણથી જ જગતની ઉત્પત્તિ છે તેથી તે મિથ્યા છે. જો કે વર્તમાનકાલમાં સ્ત્રી–પુરુષના સંયોગથી પુત્રાદિકની અને બીજથી વૃક્ષની ઉત્પત્તિ ઇત્યાદિ યોગ્ય કારણોથી કાર્યની ઉત્પત્તિ પ્રતીત થાય છે અને કેવળ સ્ફુરણથી જ આ જગતની ઉત્પત્તિ પ્રતીત થતી નથી, તોપણ એમ કહો કે નિદ્રા પ્રાપ્ત થતાં જ પોતે સ્વપ્નમાં પોતાને એક ક્ષણમાં પુત્ર–પૌત્ર સહિત જુએ છે; પોતે બાગબગીચા, નદીઓ, દેશકાલ વગેરે જુએ છે, ત્યારે ત્રીસચાળીસ વર્ષમાં ઉત્પન્ન થનાર પુત્રપૌત્રાદિ એક ક્ષણમાં કઈ સ્ત્રીથી ઉત્પન્ન થાય છે? તેમ જ વૃક્ષ, પર્વતાદિ કયા બીજમાંથી ઉત્પન્ન થાય છે? કેવળ નિદ્રારૂપ અવિદ્યાસ્ત્રીબીજ વગેરેમાંથી તે પદાર્થો ઉત્પન્ન થાય છે, અન્ય કોઈ પણ કારણમાંથી તે ઉત્પન્ન થતા નથી. પાછળથી જાગતાં તે પદાર્થો નિદ્રારૂપ અવિદ્યામાં લીન થાય છે. માટે નિદ્રારૂપ અવિદ્યા દ્વારા સ્વપ્નદ્રષ્ટા જે ચૈતન્ય, તે દૃઢ સ્ફુરણ વડે કાર્યકારણરૂપે પ્રતીત થાય છે. વાસ્તવમાં સ્વપ્નપ્રપંચ આદિમાં પણ નથી; તેમ જ જાગ્યા પછી અંતમાં પણ નથી; મધ્યમાં અવિદ્યા વડે અનેક પ્રકારે તે પ્રપંચ થાય છે. છતાં પણ આદિઅંતની માફક તેનો અભાવ જ સમજવો. તે જ પ્રમાણે આ જાગ્રતપ્રપંચ સમજવો. બલકે સ્વપ્નપ્રપંચથી પણ જાગ્રત પ્રપંચ અતિ તુચ્છ છે. જો સ્વપ્નપ્રપંચનાં તો નિદ્રારૂપ અવિદ્યા સહિત દેશકાલાદિક કારણ પણ મળી આવે છે, પરંતુ દેશકાલાદિક ભેદરહિત કેવળ સચ્ચિદાનંદ નિજાત્માના અજ્ઞાન વડે જ રજ્જુમાં સર્પ દેખાય છે, તે જ પ્રમાણે જાગ્રત જગતની પ્રતીતિ થાય છે, માટે તે અતિ તુચ્છ છે. સિદ્ધાંત એ જ છે કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી ભિન્ન જે નામરૂપ જગતની પ્રતીતિ થાય છે તે જ સ્વપ્ન છે, તે જ મિથ્યાદૃષ્ટિ છે, તે જ માયા છે.

મધુરતા, દ્રવતા, શીતલતારૂપ જળથી ભિન્ન જે ફીણ, બુદ્બુદ (પરપોટા), તરંગ આદિ નામરૂપની પ્રતીતિ છે, તે યથાર્થદૃષ્ટિ નથી, પરંતુ મિથ્યાદૃષ્ટિ જ છે. પણ જ્યારે મધુરતા, દ્રવતા, શીતળતારૂપ જળની દૃષ્ટિ થાય છે, ત્યારે તરંગાદિ નામરૂપનો અત્યંત અભાવ પ્રતીત થાય છે; પછી કેવળ જળ જ પ્રતીત થાય છે અને તે જ યથાર્થદૃષ્ટિ છે. તે જ પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ નિજાત્માની દૃષ્ટિ થાય છે, ત્યારે પૃથ્વી આદિ કલ્પિત નામરૂપ જગતનો અત્યંત અભાવ પ્રતીત થાય છે. શેષ અસ્તિ, ભાતિ, પ્રિય નિજાત્મા જ ભાસે છે, તે જ યથાર્થદૃષ્ટિ છે. આ સ્થળે જાગ્રત સ્વપ્નના, તેમ જ વ્યાવ-

હારિક[1] પ્રાતિભાસિક[2] પદાર્થોના ભેદનું કથન કરવાનો આશય નથી; પરંતુ પૂર્વોક્ત સિદ્ધાંતના અર્થે જ તેનું ચિંતન ઉપયોગી હોવાથી કર્યું છે.

હે સાધુ! સ્વપ્નમાં જ રજ્જુ આદિ વિષે સર્પાદિક પ્રાતિભાસિક પ્રતીત થાય છે, તથા ઘટાદિ વ્યવહાર પ્રતીત થાય છે તેમ જ સ્વપ્નમાં જ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, સમાધિ અને વિક્ષેપાદિ બુદ્ધિની અવસ્થાઓ પ્રતીત થાય છે. વળી બંધ, મોક્ષ, શાસ્ત્ર, ગુરુ, સમુદ્ર, નદીઓ, પર્વત, હાથી, ઘોડા, ઘટપટાદિ, દેશ, કાલ, કાર્યકારણભાવ તથા અનેક પ્રકારના પદાર્થ અનાદિ જાગ્રતના જેવા જ પ્રતીત થાય છે. પરંતુ સ્વપ્નમાં સ્વપ્નાંતરના પદાર્થો તથા રજ્જુ આદિમાં કલ્પિત સર્પાદિને મિથ્યા અર્થાત્ પ્રાતિભાસિક જાણે છે, એટલે કે તે પ્રતીત-માત્ર થાય છે. અને ઘટપટાદિ વ્યવહારક અર્થાત્ વ્યવહારક સત્યરૂપે પ્રતીત થાય છે. દેશકાલાદિક સર્વ પદાર્થોના કારણરૂપે પ્રતીત થાય છે અને સકલ પદાર્થો કાર્યરૂપે પ્રતીત થાય છે. ગુરુ શાસ્ત્રબંધની નિવૃત્તિ કરનાર અને મોક્ષની પ્રાપ્તિ કરાવનાર દેખાય છે અને પોતે પોતાને અકૃતાર્થ જાણે છે. કોઈ પદાર્થ અનાદિ તો કોઈ સાદિ પ્રતીત થાય છે. તથા રાજા, રંક, રાણી, જ્ઞાની, અજ્ઞાની, જીવ, ઈશ્વર બધું જાગ્રત-વત્ પ્રતીત થાય છે; પરંતુ તે અવિદ્યાનું જ પરિણામ છે–તે સઘળું ચૈતન્યનો વિવર્ત છે. નિદ્રાદોષથી એક ક્ષણમાત્રમાં સર્વ પદાર્થોની પ્રતીતિ થાય છે, તો તેમાં કાર્યકારણભાવ તથા પ્રાતિભાસિક, વ્યાવહારિક અર્થાત્ સત્‌અસત્‌ના ભેદ નથી, છતાં કોઈ પદાર્થમાં સત્‌પણું, કોઈમાં અસત્‌પણું, કોઈમા કારણપણું, કોઈમાં કાર્યપણું, કોઈમાં અનાદિપણું, કોઈમાં આદિપણું ઇત્યાદિ પ્રતીત થાય છે. આ સઘળો અવિદ્યાનો મહિમા છે. પદાર્થોમાં ભેદ નથી. નિદ્રા જેમ સ્વપ્નના પદાર્થોનુ કારણ છે, તેમ અવિદ્યા જાગ્રત જગતના પદાર્થોનું કારણ છે. નિદ્રાના દૃષ્ટાંતને જાગ્રતમાં ઘટાવી લેવું

હે સાધુ! અહીં જાગ્રતસ્વપ્નનો ભેદ નથી. અસમ્યક દર્શન એ સ્વપ્ન છે અને સમ્યક્ દર્શનનું નામ જાગ્રત છે. સ્વપ્નની અપેક્ષાથી આ જાગ્રત છે અને જાગ્રતની અપેક્ષાથી તે સ્વપ્ન છે. તમે જ કહો કે જાગ્રત કોણ થયુ? સ્વપ્ન કોને થયુ? તાત્પર્ય કે ન કોઈ જાગ્રત કે ન કોઈ સ્વપ્ન છે. પોતપોતાના વર્તમાનમાં બંને જાગ્રત છે. પરકાલમાં બન્ને સ્વપ્ન છે.

૧ સંસારનાં પ્રયોજન સિદ્ધ કરે એવા. ૨ કોઈ પ્રયોજન સિદ્ધ ન કરે અને દેખવામાત્ર હોય તે.

જાગ્રતાદિનુ રૂપ જ કહેવું હોય તો બાહિર (બાહ્ય) સ્ફુરણનુ નામ જાગ્રત છે અને આંતર સ્ફુરણનું નામ સ્વપ્ન છે. એ બનેથી રહિત નિજ કારણમાં લીન વૃત્તિનું નામ સુષુપ્તિ છે અને એ ત્રણે વૃત્તિના સાક્ષીનુ નામ તુરીય છે. માટે હે જડભરત! વ્યષ્ટિ જીવ અથવા સમષ્ટિ ઈશ્વરનાં સ્ફુરણમાત્ર જ આ નામરૂપ જગતની ઉત્પત્તિ છે. માટીગારાથી ઈશ્વરે કે જીવે આ બનાવ્યું નથી, તેથી જ તે મિથ્યા છે.

કામધેનુ તથા કલ્પતરુની નીચે પુરુષને સકલ્પમાત્રથી જ ખાન, પાન, પુત્ર, સ્ત્રી આદિ સર્વ પદાર્થની પ્રાપ્તિ થાય છે. તેનો વિચાર કરી જો. અપરોક્ષ કામધેનુ કે કલ્પતરુની પાસે આ ખાનપાનને યોગ્ય પ્રત્યક્ષ પદાર્થો ધરેલા પણ નથી હોતા. તેમ જ ત્યાં ક્યાયથી તે લાવવામા પણ નથી આવતા, કે તેના શરીરમાથી કાઢીને આપવામા નથી આવતા. તાત્પર્ય કે તે પદાર્થનું અન્ય કંઈ સ્થૂલ કારણ પ્રત્યક્ષ નથી હોતુ. તેથી એ સિદ્ધ થાય છે કે સત્યસંકલ્પ ઈશ્વરે આદિમાં જ એ સકલ્પ કરેલો છે કે કર્મવશ પુરુષ કામધેનુ અથવા કલ્પતરુની નીચે સ્થિતિ કરી જે કોઈ પદાર્થોનો સકલ્પ કરે, તે પદાર્થો તે પુરુષને અપરોક્ષ પ્રાપ્ત થાય–એ પ્રકારની સ્ફુરણા જ તેનું કારણ છે. તે જ પ્રમાણે તપસ્વી પુરુષોના વર કે શાપ, સિદ્ધ પુરુષોના સકલ્પસિદ્ધ પદાર્થો અને માયાવી પુરુષોની એ જ રીત જાણવી. માટે હે સાધુ! આ નામરૂપાત્મક જગત સ્ફુરણમાત્રથી જ પ્રતીત થાય છે, અન્ય કોઈ તેનુ સ્વરૂપ જ નથી. સારાશ કે તુ ચૈતન્ય, સૂર્ય અથવા મણિ સ્વ મહિમામા સ્થિત છે અને સ્ફુરણરૂપ જગત તારાથી ભિન્ન નથી. જેમ સૂર્યના કિરણો સૂર્યથી ભિન્ન નથી, મણિનો પ્રકાશ મણિથી ભિન્ન નથી, તેમ સ્ફુરણરૂપ જગત તારાથી ભિન્ન નથી. પરતુ જો સત્ ઈશ્વરથી અભિન્ન જગતને સત્ માનશો તો 'સત્‌ની પ્રાપ્તિની ઇચ્છામાત્રથી સસારનો ત્યાગ કરવો,' એ વેદનુ કથન નિષ્ફળ થશે વળી બીજું સત્‌ની પ્રાપ્તિ માટેના પ્રયત્ન પણ નિષ્ફળ જશે; કારણુ કે સત્ સસાર તો યત્ન વિના જ જીવોને પ્રાપ્ત છે. તેને પ્રાપ્ત કરવાનો યત્ન નિષ્ફળ છે. વળી મત્‌ની નિવૃત્તિ પણ ન થાય, તો પછી સંસારની નિવૃત્તિ કેમ થાય?

બ્રહ્મા કહે· હે જડભરત! તારુ સ્વરૂપ શું છે?

જડભરત કહે· બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક નામ જેના વડે સિદ્ધ થાય છે, તે જ મારુ સ્વરૂપ છે.

વિષ્ણુ કહે: જેમ સર્વ નામરૂપ ભૂષણોમાં સુવર્ણ વ્યાપ્ત છે, તેમ હું સર્વ નામરૂપ-જગતમાં વ્યાપક છું.

જડભરત કહે: હું ચૈતન્યના પ્રકાશ વડે જ તમે બ્રહ્મા, વિષ્ણુ, શિવ વગેરે સર્વ નામરૂપ પ્રકાશ રાખી શકો છો. તમે કેવળ વૃથા અભિમાન કરો છો કે અમે આ જગતનાં ઉત્પત્તિ, પાલન અને સંહાર કરીએ છીએ. કારણ રજ્જુરૂપ અધિષ્ઠાનના જ્ઞાન તથા અજ્ઞાનથી જ સર્પ, દંડ, માલા વગેરે પદાર્થોની ઉત્પત્તિ, પાલન અને સંહાર થાય છે. આ પ્રકારનું જ્ઞાન, અજ્ઞાન, તમસ્, પ્રકાશ, હું ચૈતન્યસૂર્યમાં નથી, તેથી કેવળ ભ્રમ છે, તેવી જ રીતે તમે તેમ જ આ સંસારની પ્રવૃત્તિનિવૃત્તિ હું ચૈતન્યઅધિષ્ઠાનના જ્ઞાનઅજ્ઞાનથી જ થાય છે. માટે જ તમને ભ્રમ થયો છે કે અમે શરીર વડે જગતની ઉત્પત્તિ આદિ કરીએ છીએ.

શિવ કહે: હે જડભરત! તને જડભરત કેમ કહે છે?

જડભરત: જડ વસ્તુ સ્ફુરણથી રહિત હોય છે તેથી કરીને સ્ફુરણરહિત હું ચૈતન્યને જડ કહે છે. જુઓ મધુરતા, શીતલતા, દ્રવતા વડે જળ સર્વ નામરૂપ ફેન અને બુદ્બુદ તરંગાદિને ભરી રહે છે, તેવી રીતે મારા અને મારા અસ્તિ, ભાતિ, પ્રિય સચ્ચિદાનંદસ્વરૂપથી હું સર્વ નામરૂપ જગતને ભરી રહ્યો છું. તેથી હું ચૈતન્યને ભરત કહે છે.

હે બ્રહ્મા! શિવ! વિષ્ણુ! તમારું સ્વરૂપ શું છે?

શિવ કહે: ગંગાને ધારણ કરેલી, અર્ધાંગી ગિરિજા સહિત, રુંડમાલાવાળી, ત્રિનેત્રયુક્ત નીલકંઠવાળી, ભૂતપિશાચની સેનાથી વીંટળાયેલી, સગુણ ઉપાસના કરનાર ભક્તજનોને અતિ પ્રિય, શાંતિ અને મંગલની આપનારી, કોટિ કામથી પણ અત્યંત સુંદર, દૂધના ફીણ જેવી અતિ ગૌર જે મારી મૂર્તિ છે, તે જગત સહિત નામરૂપ માયામાત્ર છે અથવા પંચભૂતરૂપ છે. આ નામરૂપ મૂર્તિસ્વરૂપ-સંઘાત કલ્યાણસ્વરૂપ હું વ્યાપક ચૈતન્યનું વાસ્તવ સ્વરૂપ નથી; પરંતુ ચૈતન્યરૂપે હું આ અસત્, જડ, દુઃખરૂપ (મૂર્તિ) સંઘાત વિષે સચ્ચિદાનંદરૂપે. સંઘાતના સર્વ વ્યવહારોના સાક્ષીરૂપે, દ્રષ્ટા, પ્રકાશક, અસંગ આત્મારૂપે પ્રેરક નિર્વિકલ્પ નિર્વિકારરૂપે છું, તેવી જ રીતે સર્વ નામરૂપ સંઘાતોમાં હું ચૈતન્યસાક્ષી આત્મા એકરૂપે સ્થિત છું. બ્રહ્માથી માંડી કીડી પર્યંતના આ સર્વ નામરૂપ જગતમાં હું અધિષ્ઠાન સ્વમહિમામાં સ્થિત છું—દ્વૈત છે નહિ.

નિર્વિકલ્પ, નિર્વિકાર, સાક્ષી, અસંગ, સચ્ચિદાનંદ આદિ જે

અધિષ્ઠાનનાં વિશેષણો છે, તથા કલ્પિત નામરૂપ જગતનાં પણ જે દશ્ય મિથ્યાત્વ વગેરે વિશેષણો છે, તે સર્વ મુમુક્ષુઓના બોધને અર્થે જ છે. તે માત્ર વાચારંભણ-પ્રતીતિમાત્ર છે. વાસ્તવથી તે એક પણ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું આત્માનાં વિશેષણો નથી. સુવર્ણ અને ભૂષણનું પૃથક્ સ્વરૂપ કહેવું અને પછી બંનેની એકતા કહેવી તે કેવળ બોધ માટે જ છે. વાસ્તવમાં તો ભિન્નતા છે જ નહિ.

આ પ્રકારની અમૃતરૂપ, પક્ષપાતથી રહિત, યથાર્થ મહાદેવજીની ગંભીર વાણીને શ્રવણ કરીને સર્વ પોતપોતાના સ્વરૂપમાં સ્થિત થઈ બ્રહ્મા, વિષ્ણુ આદિ પણ તેમની સ્તુતિ કરવા લાગ્યા.

એટલે વિષ્ણુ બોલ્યા: હે સાધુ! શંખ, ચક્ર, ગદા, પદ્મ, લક્ષ્મીધર, સર્વ ભૂષણોથી અલંકૃત, મોરમુકુટવાળી, ચતુર્ભુજ શ્યામસુંદર મૂર્તિ મારું સ્વરૂપ નથી. હું ચૈતન્ય, સાક્ષી, વ્યાપક સર્વાત્મા છું.

તે જ પ્રમાણે બ્રહ્માએ કહ્યું: આ દશ્યમાન મૂર્તિ છે તે હું નથી. આ સંઘાતનો હું સાક્ષી ચૈતન્ય આત્મા છું.

આ પ્રકારે એ સભામાં નિશ્ચય થયો, કે દેહાદિક સંઘાત તે આપણું વાસ્તવ સ્વરૂપ નથી. દેહાદિક સંઘાત માયાનું કાર્ય હોવાથી મિથ્યા છે, તથા દશ્યરૂપ છે. આપણે તો આ સંઘાતના સાક્ષી, દ્રષ્ટા, ચૈતન્યઆત્મા, સત્યસ્વરૂપ છીએ.

હે મૈત્રેય! તું પણ એ જ નિશ્ચય કર કે આ પંચભૂતવાળો દેહાદિક સંઘાત હું નથી, પરંતુ દેહાદિકનો સાક્ષી, ચૈતન્ય, નિર્વિકાર, નિર્વિકલ્પ, સ્વતઃસિદ્ધ, અકૃત્રિમ, જ્ઞાનસ્વરૂપ આત્મા છું.

હે મૈત્રેય! એ સંત ધ્રુવની પાસે ગયા હતા તે પોતાના સ્વરૂપને જાણીને જ ગયા હતા.

મૈત્રેય: સ્વરૂપ તો એક છે. એક વિષે આવવું-જવું કેમ થઈ શકે?

પરાશર: આવવું-જવું પણ સ્વરૂપ વિષે જ થાય છે. તે ઉપર એક કથા સાંભળ.

## પરાશર તથા વામદેવનો સંવાદ

એક સમય વામદેવ એક હાથમાં દંડ અને એક હાથમાં કમંડળ લઈને, સ્વાભાવિક જ વન વિષે વિચરતા હતા. મેં તેમને જોયા, હું હસ્યો. મેં પૂછ્યું: હે મમ સ્વરૂપ! આપને કોઈ સાથે રાગદ્વેષ તો છે નહિ, તો પછી આ દંડ હાથમાં કેમ લીધો છે?

વામદેવે કહ્યું: સચ્ચિદાનંદસ્વરૂપ આત્માથી આ પૃથક્ જાણનાર બુદ્ધિરૂપી રાક્ષસીને દૂર કરવાને માટે દંડ લીધો છે, અથવા તો અધર્મમાં પ્રવૃત્ત જે અશુદ્ધ મન છે, તેને અંતર શુદ્ધ મનરૂપ દંડ વડે વેદરીતિ અનુસાર હડાવી ધર્મમાં જોડું છું. એટલે મનનો ઉપશમ[1] એ આંતર દંડ છે અને આ બાહ્ય દંડ તે આંતર દંડના ચિહ્નરૂપ છે. તેમ જ આ દંડ તારા નાશને માટે છે; કારણ કે તે સર્વ શિવ છતાં, રાગદ્વેષ અને દંડતાની શિવમાં તું કલ્પના કરે છે. તારી બુદ્ધિ વિપરીત થયેલી છે, તેથી તને દંડ દેવો યોગ્ય છે. જેમ ધર્માત્મા પુરુષમા કોઈ વિપરીત બુદ્ધિવાળો કલંક લગાડે તો તેને દંડ દેવો યોગ્ય છે, તે જ પ્રમાણે મનવાણીથી અગોચર, બુદ્ધિ આદિકના સાક્ષી દ્રષ્ટા આત્મામાં તું દ્વૈતની કલ્પના કરે છે, તેથી દંડને યોગ્ય છે.

મેં કહ્યું: કર્તવ્ય વિના આ આત્મા શિવ કેવી રીતે થઈ શકે?

વામદેવ કહે: હે પરાશર! શિવ અર્થાત્ કલ્યાણ નામરૂપ અકલ્યાણનો સાક્ષી આ આત્મા સ્વતઃસિદ્ધ શિવ છે. કર્તવ્ય વડે શિવ થતો નથી. ઘટાદિકના વ્યવહારરૂપ અકલ્યાણથી રહિત ઘટાકાશ સ્વતઃસિદ્ધ મહાકાશસ્વરૂપ છે, તેમ જ આત્મા સ્વતઃસિદ્ધ શિવસ્વરૂપ છે. કર્તવ્ય વડે જે પ્રાપ્ત થાય છે તે તો અશિવ છે, તેનો કાલાંતરે નાશ થાય છે; તે સતસ્વરૂપ હોતુ નથી. એ તો રસાયણિક યોગથી લોહને સુવર્ણ કરીએ એટલે એ સુવર્ણ ફરી પાછું લોહરૂપ થઈ જાય છે.

મેં કહ્યું: કમંડળ કેમ લીધું છે?

વામદેવ બોલ્યા: ભ્રાંતિ-નિદ્ધ આત્મામાં બંધની નિવૃત્તિ અને મોક્ષની પ્રાપ્તિના કર્તવ્યના વિચારરૂપ ભ્રાંતિ હોય છે. વળી ગોવિંદથી અતિરિક્ત મન ઉપર નિશ્ચય હોય છે. તે સર્વને હું આ કમંડળથી ધોઉં છું. અથવા કર અર્થાત્ હાથનુ મંડલ જેમ મહામંડલની અપેક્ષાથી તુચ્છ છે, તેમ સંસારરૂપ મંડલ પોતાના સ્વરૂપની અપેક્ષાથી તુચ્છ છે, તે દર્શાવવાને આ કમડળુ છે:

મેં કહ્યું: જો સર્વ શિવ છે, તો પછી શિવને ધુઓ છો શા માટે?

વામદેવ બોલ્યા: જો સર્વ શિવ છે તો ધોવું ન ધોવુ પણ શિવ છે. જેમ હાથીના પદમાં સર્વ પદ સમાય છે, તેમ સર્વ શિવમાં સર્વ અર્થ સમાઈ જાય છે.

મેં કહ્યું: હે વામદેવ! તમે ક્યાંથી આવ્યા છો? ક્યાં જશો?

૧ મનને શમાવવું તે.

વામદેવ કહે: ન કોઈ દિશાથી આવ્યો છું, ન ક્યાંય જવાનો છું. આકાશ સમાન પૂર્ણ છું. પૂર્ણમાં આવવાનું નથી. અપૂર્ણમાં જ જવાનું-આવવાનું થાય છે.

મેં કહ્યું: આવવું-જવું તો પ્રત્યક્ષ દેખાય છે, છતાં કહો છો કે મારામાં આવવું-જવું નથી!

વામદેવે કહ્યું: આવવું, જવું, તપશ્ચર્યા કરવી તેમ જ ખાન-પાનાદિ એ પણ આત્મા જ છે; બીજું છે જ નહિ. આ દેહમાં આવવું-જવું, ખાવુંપીવું, લેવુંદેવું, ટૂંકમાં સુખદુઃખ ભોગવવાં વગેરે પ્રત્યક્ષ દેખાય છે, છતાં વિચાર કરીને જોતાં તે સર્વ પંચભૂત અને તેના કાર્યરૂપ છે અને તે સ્વરૂપરૂપ જ છે. સ્વપ્નનરોનું આવવું-જવું વગેરે સ્વપ્નદ્રષ્ટાથી ભિન્ન કેવળ પ્રતીતિમાત્ર છે. તેથી જ આ કાર્ય પણ પ્રતીતિમાત્ર છે. વાસ્તવમાં તો સ્વપ્નનરો સાથે તેમની સર્વ ચેષ્ટાઓ સ્વપ્નદ્રષ્ટારૂપ જ છે. જેમ કે તરંગાદિ સાથે તેમની સર્વ ચેષ્ટાઓ પણ જલરૂપ છે.

હે મૈત્રેય! હવે ધ્રુવનો વૃત્તાંત સાંભળ. એ સંતોમાં એક હું હતો, દત્તાત્રેય અને વામદેવ પણ હતા. બીજા પણ અનેક સંતો હતા. જ્યારે ધ્રુવે આવીને સંતોને દંડવત્ પ્રણામ કર્યા, ત્યારે મેં કહ્યું, તું જાણે છે કે આ લોકો સંત છે પણ અમે સંત નથી. જો અમે સંત હોત, તો તારી માફક અટલ પદવી માગત. જે દેહાદિક પ્રપંચ ચળરૂપ છે, તે નિશ્ચય અચળ થતો નથી, અને જે અચળરૂપ આત્મા છે તે ચળરૂપ થતો નથી. આથી તું વિચારી જો. બન્ને રીતે અટલ પદવી માગવી એ નિષ્પ્રયોજન છે. નિજસ્વરૂપ આત્મા ચળરૂપ જગત, દેહાદિકમાં સ્થિત છતાં અચળરૂપ છે, અને આ નામરૂપ અટલ પદવી સહિત પ્રપંચ સદા ચળરૂપ છે. આ વાર્તા અબાધ્ય છે.

ધ્રુવે કહ્યું: તમે મહાન સંત છો.

અવધૂત બોલ્યા: અમારા સ્વરૂપમાં મહાનતા, અમહાનતા તથા સંતઅસંતપણું છે નહિ.

ધ્રુવે કહ્યું: આપ કોણ છો?

અવધૂત બોલ્યા: જે તું છે.

ધ્રુવ: હું કોણ છું?

અવધૂત: હું.

ધ્રુવ: તમારું સ્વરૂપ શું?

અવધૂત: જે સ્વરૂપ તારું છે.

આ વચન સાંભળી ધ્રુવ આશ્ચર્ય પામી મૌન રહ્યો. તેથી અવધૂતે કહ્યું : મૂગો ન રહે, મૌન ધરવું ન ધરવું, એ વાણીનો ધર્મ છે.

ધ્રુવે કહ્યું : શું કરું ! વાણી ચાલતી નથી.

અવધૂત બોલ્યા : તું ઘણો કાળ અચળ રહે એ કારણથી જ તેં અટલ પદવીની ઇચ્છા કરી હતી ? હે ધ્રુવ ! તું જાતે અચળ છતાં તેં અટલ પદવીની ઇચ્છા કરી તો લજ્જા ન આવી ! મૂર્ખ ! તેં કદી સાંભળ્યું છે કે આત્માનો નાશ થાય છે ? આત્માનો નાશ કદી નથી. ઘટાકાશ ઘટાદિક પદાર્થોની અચળતાની ઇચ્છા કરે અથવા અચળ છતાં તે પદાર્થોના નાશમાં અચળ રહેવાની ઇચ્છા કરે એ ભ્રમ છે. તેમ જ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નપદાર્થો વિષે અચળ રહેવાની ઇચ્છા કરે એ પણ ભ્રમ છે. વૃક્ષ પોતાનાં ફળ–ફૂલ–પાનને અચળ રહેવાની ઇચ્છા કરે તે અસંભવિત છે, તેમ દેહની અચલ રહેવાની ઇચ્છા પણ અસંભવિત છે. કલ્પ પર્યંત કદી દેહ ટકે તોપણ અંતમાં તેનો નાશ છે.

હે ધ્રુવ ! સામાન્ય મનુષ્યો પણ મલિન સ્થાનનો તરત ત્યાગ કરવાની ઇચ્છા કરે છે. કારણ કે મલિન સ્થાન રોગનું કારણ છે, હવે મળમૂત્રરૂપ આ દેહ નરકરૂપ છે, અતિ મલિન છે, તેં તો તેમાં ઘણો કાળ રહેવાની ઇચ્છાથી આ તપ કર્યું છે. હે ધ્રુવ ! મહાત્માઓ આ દેહના ત્યાગ પછી કદી કોઈ પણ દેહને ધારણ કરવાની ઇચ્છા કરતા નથી, પરંતુ તેં ઇચ્છા કરી છે એથી તું ધન્ય ! ! તારી બુદ્ધિ તો હસવાયોગ્ય છે ! હવે તને આ અનાત્મદેહમાં આત્મબુદ્ધિ થશે, અશુચિમાં શુચિબુદ્ધિ થશે, દુઃખમાં સુખબુદ્ધિ થશે અને ચલદેહમાં અચલબુદ્ધિ ઇત્યાદિ વિપર્યયબુદ્ધિ થશે, તે સાથે હું સહુથી મોટો છું, એ પ્રકારનો તને અહંકારરોગ થશે, પણ તે રોગથી તું અનંત કલ્પ પર્યંત દુઃખ પામશે. હે ધ્રુવ ! હું નથી ઇચ્છતો કે આ મારો દેહ સદાકાળ રહે અથવા ન રહે, કારણ હું અવિનાશી ચૈતન્યપુરુષ છું ! મારામાં કર્તવ્ય નથી. મારો નાશ નથી. જેમ ઘટાકાશ ઘટ રહે ન રહે, છતાં એકરસ છે તેમ દેહ રહે ન રહે, છતાં હું એકરસ છું. હે ધ્રુવ ! કલ્પિત દૃશ્ય પદાર્થોથી અધિષ્ઠાન સ્વતઃસિદ્ધ મોટું હોય છે. સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નપદાર્થો કરતાં સ્વતઃસિદ્ધ કશા પણ યત્ન વિના જ મહાન છે, તેમ જ અચલ છે. તે અચલતાની પ્રાપ્તિ અર્થે તપ કરે તો ભ્રમ છે. તું સચ્ચિદાનંદ, દ્રષ્ટા, ચૈતન્ય, સત્ય, અચલ પુરુષ આ નામરૂપ કલ્પિત અસત્, જડ, દુઃખરૂપ દૃશ્યપ્રપંચથી સ્વતઃસિદ્ધ મહાન છે. કર્તવ્ય વડે આમ થવાનો નથી. હે ધ્રુવ ! જ્યારે ઈશ્વરે તારા ઉપર કૃપા કરી તો

તેં શું માગ્યુ? તેં વિચાર ન કર્યો કે આ અટલ પદવી કેવી છે? જો કોઈ એક દેશમાં ઘણો ઊંચો પર્વત છે, તેના શિખર ઉપર એક સુંદર મદિર છે અને તે મદિરમાં એક પુરુષ બેઠો છે, તેવી આ તારી અટલ પદવી છે. એમાં શી વિશેષતા છે? હે ધ્રુવ! તું સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા દેશ, કાલ, વસ્તુપરિચ્છેદરહિત પૂર્ણ અટલ પદવીને વિષે નહોતો કે તેં અટલ પદવીની ઇચ્છા કરી? આકાશ પણ કોઈ ઉચ્ચ પર્વત ઉપરના મદિરમાં બેસવાની ઇચ્છા કરે તેવી તારી ઇચ્છા છે, એ કેવળ ભ્રમ છે. આકાશ ઉચ્ચનીચ સર્વ સ્થળમાં સ્વભાવથી જ વ્યાપક છે, યત્ન વડે નહિ.

હે ધ્રુવ! આ લોકના સર્વ અજ્ઞાન જીવોને દુઃખ આપનાર શ્રોત્રાદિક ઇદ્રિયો છે, મન તેમ જ શબ્દાદિ પંચ વિષયો છે, ષડ્ ઊર્મિઓ છે, છ વિકાર છે, અધ્યાત્મ આદિ તાપ છે અને કાલનો ભય વગેરે છે અને તે ઇદ્રિયના વિષયોના સંયોગવિયોગથી સુખ-દુઃખ થાય છે. ઇષ્ટ વિષયના સયોગથી સુખ થાય છે, તો અનિષ્ટના સયોગથી દુઃખ થાય છે. ન્યૂનાધિક ભાવવાળી પંચભૂતની આ સૃષ્ટિ છે, તે સર્વ શત્રુરૂપ છે અને તે તો અટલ પદવીમાં રહેતાં છતાં, આ શરીર છે ત્યા સુધી તારી સાથે જ રહેશે. તો પછી અટલ પદવીમા શી વિશેષતા આવી? નામરૂપ પ્રપંચ તો અહીં પણ છે, તેમ જ તારી અટલ પદવીમાં પણ છે, તો પછી તેની વિશેષતા ક્યાં રહી? વૈકુંઠાદિ લોક કે અટલ પદવીમાં નામરૂપ જગત ન હોત તો તો અટલ પદવીની ઇચ્છા ઠીક જ હતી; પરંતુ તેના નામરૂપ છે તેથી અટલ પદવીની ઇચ્છા તેં વ્યર્થ કરી.

હે ધ્રુવ! સર્વ દુઃખોથી રહિત તું ચૈતન્યઆત્મા એ જ અટલ પદવી છે. તું ચૈતન્યમણિ અન્ય કોઈ અટલ પદવી જ નથી. સ્વપ્નામા ચલઅચલ પદવીના જેવી જ આ અચલ પદવી છે! તાત્પર્ય કે કોઈ પદાર્થની ઘણો કાળ સ્થિતિ જણાય છે અને કોઈની થોડો કાળ જણાય છે, પરંતુ સર્વ સ્વપ્નના પદાર્થો ક્ષણમાત્રમાં થવાના સ્વભાવવાળા છે તેમ સમાન કલ્પિત છે તેથી તે તુચ્છ છે. એક સ્વપ્નદ્રષ્ટા જ કેવળ અચલ પદવીરૂપ છે, અન્ય નહિ.

ચલરૂપ ઘટાપટાદિની અપેક્ષાથી વિષ્ણુએ આપેલું સ્થાન અટલ પદવી છે; પરંતુ તે અનાદિ અનત તું ચિદ્ઘનની અપેક્ષાથી નથી, તેમ જ માયાની અપેક્ષાથી પણ નથી; કારણ કે તારી અટલ પદવી તો માયાનું જ કાર્ય છે.

ધ્રુવે પૂછ્યું : હવે સ્વરૂપને શી રીતે પામું?'

દત્તાત્રેય બોલ્યા : જે માર્ગે તેં અટલ પદવી મેળવી છે, તે જ માર્ગે તારા સ્વરૂપને શોધ.

ધ્રુવ કહે : માર્ગ બતાવો.

વામદેવ કહે : સ્વરૂપને પામવાનો એ જ માર્ગ છે કે 'આપ સહિત સર્વ ગોવિંદ જાણો.'

ધ્રુવ કહે : મને વૈરાગ્યનો ઉપદેશ કરો.

હે મૈત્રેય! મેં કહ્યું, વૈરાગ્ય એ જ છે કે સંઘાત સહિત હું પરિચ્છિન્ન ધ્રુવ નથી, જો તું નથી તો પરમ વૈરાગ્યનો વૈરાગ્ય છે. હે ધ્રુવ! પરિચ્છિન્ન અહંકારનો અભાવ થતા જે શેષ પદ રહે છે, તેમાં મનવાણીનો માર્ગ નથી કે તને કહું.

ધ્રુવ કહે : હું નથી તો કોણ છે?

મેં કહ્યું : હું છું.

ધ્રુવે કહ્યું : જો તમે છો તો હું કેમ નથી?

મેં કહ્યું : પરમાત્મા એક છે, બે નથી, તેથી અહં-ત્વંથી રહિત અદ્વિતીય છું.

ધ્રુવ કહે : જો તમે અદ્વિતીય છો, તો હું પણ અદ્વિતીય છું.

મેં કહ્યું : જો તું અદ્વિતીય છે, તો હવે કહે, અટલ પદવી ક્યાં છે?

ધ્રુવ કહે : કહેવામાત્ર છે.

મેં કહ્યું : તો અટલ પદવીની ઇચ્છા કેમ કરી?

ધ્રુવ કહે : જે થયું તે થયુ. મને મુક્તિની ઈચ્છા છે. ઉપદેશ કરો.

મેં કહ્યું : ઉપદેશ એ જ છે કે આપ સહિત જાણ કે સર્વ હરિ છે, પરંતુ વાસનાનો ત્યાગ કર.

ધ્રુવ કહે : વાસનાનો ત્યાગ કેવી રીતે કરું? પિશાચની માફક તે મનને વળગી છે.

મેં કહ્યું : એવો વિરાગ ઉત્પન્ન કર કે હું છું જ નહિ. જો તું જ નથી તો વાસના ક્યાં છે? અથવા તો એમ જ જાણ. 'સર્વ હું જ છું.' જો સર્વ તું જ છે તો પછી વાસના ક્યાં છે જે ત્યાગવી પડશે? અથવા તો અંતઃકરણના ધર્મ સહિત અંતઃકરણનો દ્રષ્ટા, પ્રકાશક આત્મા છું, એવું જાણ.

હે ધ્રુવ! જ્યારે તંત્રી( સારંગી )નો વગાડનાર કોઈ હોય છે તો જ તંત્રી વાગે છે; તે નથી હોતો તો તંત્રી શબ્દ કરતી નથી, તે જ પ્રમાણે જ્યારે તું માયાના ગુણો સાથે મળીને કંઈ કરે છે, તો જ

કંઈ થાય છે; વાસના પણ ત્યારે જ થાય છે. જ્યારે તું જ કરતો નથી, તો વાસના ક્યાં છે? જે માલ લાવે છે તે જ જકાત ભરે છે. જે નથી લાવતો, તે જકાત પણ નથી ભરતો. માલ પર જકાત છે, માલ વિના જકાત નથી.

હે ધ્રુવ! સચ્ચિદાનંદ શબ્દોના પર્યાયરૂપ જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ નિજાત્મતત્ત્વ છે, તેનાથી ભિન્ન જે કંઈ પ્રતીત થાય છે તે સર્વ માયાનું સ્વરૂપ છે; તે તત્ત્વ નથી. જો મધુરતા, દ્રવતા, શીતળતા રૂપ જળથી ભિન્ન જે કંઈ તરંગાદિની પ્રતીતિ થાય છે તે મિથ્યા છે; તે જળનું સ્વરૂપ નથી. અંતર્બાહ્ય જે નામરૂપ પ્રપંચ છે, તે તું ચૈતન્યદેવ વડે જ પ્રકાશિત થાય છે.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! ધ્રુવે દેહાદિ વિષેના અહંમમ અભિમાનનો ત્યાગ કરીને પુનઃ તે ત્યાગનો પણ ત્યાગ કર્યો; પરંતુ તેં કદી પણ અહંકારનો ત્યાગ ન કર્યો.

મૈત્રેયે કહ્યું: જો મને અહંકાર હોય તો હું ત્યાગું. અહંકાર તો પંચભૂતનો છે. હું શી રીતે ત્યાગું? પંચભૂત અહંકારનો ત્યાગ કરે કે ન કરે; મને તેનાથી શું? વળી બીજાની વસ્તુ ત્યાગ કરવાનો મને અધિકાર પણ નથી; કારણ દરેક જીવ પોતપોતાની વસ્તુનો ગ્રહણ ત્યાગ કરવા સ્વતંત્ર છે; બીજાની વસ્તુનો ત્યાગ કરવામાં બીજો માલિક નથી.

પરાશર કહે: અહંકારનો ત્યાગ નહિ કરે, તો કાળ તને દુઃખ દેશે.

મૈત્રેય: અહંકાર જેને હોય તેને કાળ દુઃખ દે કે ન દે. બીજાની પચાતમાં હું ચૈતન્યને શી મતલબ છે? સૂર્યમાં અંધકાર હોય અને સૂર્યને એ અંધકાર દુઃખ દેતો હોય, તો સૂર્ય અંધકારનો ત્યાગ કરવાનો કે નાશ કરવાનો ઉદ્યમ કરે; પરંતુ સૂર્યમાં અંધકાર છે જ નહિ, તો પછી અંધકારને દૂર કરવાનો સૂર્યનો ઉદ્યમ નિષ્ફળ છે. ઘુવડ સાથે સૂર્યને શી પચાત? તમે મારામાં નાહક અંધકારની કલ્પના કેમ કરો છો? જો ઘુવડની સાથે સૂર્ય લડાઈ—ઝઘડાઈ કરે તો વિદ્વાનો સૂર્યને હાસ્યાસ્પદ જ ગણશે. તે જ પ્રમાણે હું નિર્વિકલ્પ ચૈતન્ય સાક્ષીઆત્મામાં અહંકાર છે જ નહિ. એવા અનસ્તિત્વવાળા (અણછતા) અહંકારને ત્યાગવાનો પ્રયત્ન નિષ્ફળ છે, હાસ્યને પાત્ર છે.

પરાશર કહે: હે મૈત્રેય! અહંકારનું શું સ્વરૂપ છે?

મૈત્રેય કહે: હું ચૈતન્યને તેની શી ખબર? અહંકારવાળાને

અહંકારના સ્વરૂપની ખબર હશે; તેમને પૂછો. રાજાને તેલમૂળાનો ભાવ પૂછવો એ નાદાની છે.

પરાશર કહે: તું કોણ છે?

મૈત્રેય કહે: મોટું આશ્ચર્ય છે કે આપ પૂછો છો કે 'તું કોણ છે?' ઘટાકાશ ઘટાકાશને પૂછે કે તું કોણ છે એવો જ આ ન્યાય છે. જોકે ઘટ અનેક છે, તથાપિ તે ઘટોમાં રહેનાર આકાશ એક જ છે. વળી વિચારથી ઘટ પણ અનેક નથી; મૃત્તિકારૂપે એક જ છે, ઉપાધિ વડે જ અનેક છે.

પરાશર કહે: અહંકારમાં તું બધાયેલો છે અને કહે છે કે હું ચૈતન્ય છું. તને લજ્જા નથી આવતી?

મૈત્રેય કહે: લજ્જા તો તેને છે જે બંધનમાં છે છતાં જાણે છે કે હું મુક્ત છું! જે મુક્તને મુક્ત જાણે છે અને બંધનયુક્તને બદ્ધ જાણે છે, તેને લજ્જા નથી. ઊલટું હું ચૈતન્યઅધિષ્ઠાન વિષે કલ્પિત અહંકારાદિક વડે જે થયો નથી, તેવા બધનનું તમે આરોપણ કરો છો, એ તમને લજ્જારૂપ છે.

જેમ કલ્પિત સર્પ, દંડ, માળા આદિ પોતાના અધિષ્ઠાન રજ્જુને બાંધી શકતાં નથી, તેમ જ પરસ્પર એકબીજાને પણ બાંધી શકતાં નથી અને તેથી સર્પાદિક વડે રજ્જુમાં બંધનો આરોપ કરવો એ કેવળ હાંસી જ છે. સ્વપ્નના અહંકારાદિ સ્વપ્નદ્રષ્ટાને નથી બાંધી શકતા, તેમ વાસ્તવ અહંકારાદિ આત્માને પણ ન જ બાંધી શકે. જેમ આકાશને મહાન બળવાન વાયુ, અગ્નિ, જળ વગેરે શોષણ કરી શકતા નથી, દાહ કરતા નથી કે ગાળી શકતા નથી, તેમ જ દેવતા, દૈત્ય, રાક્ષસાદિ પણ આ મહાન આકાશને બાંધી શકતા નથી, તો તુચ્છ જીવ આકાશને બાંધે,એ કેમ કહેવાય? ભૂતાકાશને બાંધવાનો ઉદ્યમ સર્વથા નિષ્ફળ છે; કારણ કે આકાશ સ્વરૂપથી જ નિર્બંધ[1] છે. તે જ પ્રમાણે આ પંચભૂત કે ભૂતાકાશ હું ચૈતન્યની પાસે સુમેરુ પર્વત જેવાં અતિ સ્થૂલ છે, તો એવા અતિ મહાન અને સૂક્ષ્મ હું ચૈતન્યઆત્માને તુચ્છ પચભૂતોના કાર્યરૂપ અહંકારાદિક અથા પંચવિષય કે પંચભૂત કેમ બાંધી શકશે? કદી નહિ બાંધી શકે.

જેમ દેવતા, દૈત્ય, રાક્ષસાદિ પોતપોતામાં એકબીજાને બાંધી શકે છે, પરંતુ આકાશને બાંધી શકતા નથી, તેમ અહંકારાદિકનો પણ પોતપોતામાં બધમોક્ષ થાય છે. આકાશ સમાન અતિ સૂક્ષ્મ હું

૧ બાંધી ન શકાય તેવું.

ચૈતન્યસાક્ષી આત્માનો બંધમોક્ષ થતો નથી. હું ચૈતન્ય નિત્યમુક્ત છું; પરંતુ ધ્રુવની કથા કહો.

પરાશર કહે: કથા ધ્રુવની એ જ કે આપ સહિત સર્વ હરિ છે એમ જાણ.

વામદેવે કહ્યું: હે ધ્રુવ! તારું સ્વરૂપ શું છે?

ધ્રુવે કહ્યું: જે જે મનવાણીના કથનચિંતનમાં આવે છે, તે તે મારું રૂપ નથી; તે જગતનું સ્વરૂપ છે. તેથી કરીને મનની સાત્ત્વિક અથવા રાજસી અથવા તામસી વૃત્તિનું કોઈ સ્ફુરણ હોતું નથી. તે અવસ્થામાં જે સાક્ષીરૂપ, ચૈતન્યઆત્મા છે, તે હું છું. વળી જ્યારે મનમાં જે રાજસ, તામસ કે સાત્ત્વિક સ્ફુરણ થાય છે અને નષ્ટ થાય છે, તેમ જ જે પાછાં વારંવાર ઉદય અને નાશ પામે છે, તે મનમાં સ્ફુરણની સર્વ અવસ્થામાં જે નિર્વિકાર નિર્વિકલ્પ સાક્ષીચૈતન્ય આત્મા છે, તે હું છું. તે જ મારું સ્વરૂપ છે. બાકી આ બધું દેખાતું નામરૂપ જગત તો સ્વપ્નજગત સમાન મિથ્યા છે.

વામદેવે કહ્યું: જો સર્વ ગોવિંદ છે, તો વચમાં કંઈ મિથ્યા અને કંઈ સત્ય, એવા ભેદની કલ્પના કેમ કરે છે?

ધ્રુવે ઉત્તર આપ્યો: જો સર્વ ગોવિંદ છે તો ભેદની કલ્પના પણ ગોવિંદ છે. પછી ભજનનું શું પ્રયોજન છે?

મેં કહ્યું: હે ધ્રુવ! સર્વ દૃશ્ય જગત પરમાત્મા ઈશ્વરનું ભજન કરે છે. તેને અલ્લા, ખુદા શબ્દોથી સબોધે છે. તે પરમાત્મા ઈશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ છે. તે સર્વવ્યાપી અંતર્યામી છે. જો પરમાત્માને એવા સ્વરૂપવાળા નહિ માનો તો અંતર્યામી ઈશ્વર, પરમાત્મા, અસત્, જડ, દુઃખરૂપ અને પરિચ્છિન્ન સિદ્ધ થશે અને પરમાત્માનું એવું સ્વરૂપ કોઈ શાસ્ત્રી તથા વિદ્વાનને મંજૂર નથી.' તેથી જ એ સચ્ચિદાનંદ, સર્વવ્યાપક, અંતર્યામી, બુદ્ધિ આદિ સર્વ નામરૂપ દૃશ્યના સાક્ષી, દ્રષ્ટા, ચૈતન્ય છે. આ સાક્ષીચૈતન્યથી ભિન્ન, દેહથી લઈ માયા સુધી કાર્યકારણરૂપ દૃશ્યપ્રપંચમાં ઉપર કહ્યો કોઈ ગુણ ઘટતો નથી. ચાહે તો પિંડ-બ્રહ્માંડ શોધી વળો.

વળી પૂર્વોક્ત વિશેષણોથી યુક્ત પરમાત્માને આ નામરૂપ દૃશ્ય બ્રહ્માંડથી બહાર માનશો, તો પરમાત્મા વિષે સર્વવ્યાપકતા, સર્વ અંતર્યામિતા[1] સિદ્ધ નહિ થાય. જે સર્વ જડ પદાર્થોનું નિયમન કરે છે, તે જ ચૈતન્ય પરમાત્મા છે, અન્ય નહિ. જો ચૈતન્ય 'પરમાત્મા

[1] અંતરમાં રહીને બહારના રૂપનું નિયમન કરવાપણું.

બ્રહ્માંડથી બહાર હોય, તો આ સર્વ જડ પદાર્થો ચેષ્ટા શી રીતે કરે? કદી ન કરી શકે. પ્રત્યક્ષ વિરોધ જ જણાયે. ચૈતન્ય વિના જડની ચેષ્ટા કેમ સંભવે? સારગ્રહીને આગ્રહ હોતો નથી. જે વસ્તુમાં પૂર્વોક્ત વેદોક્ત સચ્ચિદાનંદાદિક વિશેષણ ઘટી શકશે, તે જ પરમાત્મા સર્વને માનવા યોગ્ય છે. આત્મા કે અન્યથી કંઈ ભાઈચારો નથી (કે તેને મનાવવા આગ્રહ હોય), પરંતુ સરળ બુદ્ધિથી વસ્તુનિર્ણય કરવો જોઈએ. તેથી વિવાદને છોડીને ન્યાયરીતિથી વિચારજો. પૂર્વોક્ત વિશેષણો સાક્ષીચૈતન્યઆત્મામાં જ યથાર્થ રીતે ઘટી શકશે, અન્યમાં નહિ. પરમાત્મા ચૈતન્યપુરુષે આ નામરૂપ જગતને રચીને સ્વયં તેમાં પ્રવેશ કર્યો એવા ભાવનુ શ્રુતિવાક્ય છે. એટલે જેમ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નના પદાર્થોને રચીને પોતે તેમાં પ્રવેશ કરે છે, જેમ મહાકાશ કુલાલ-(કુંભાર)રચિત ઘટમાં પ્રવેશ કરી ઘટાકાશસંજ્ઞાને પ્રાપ્ત થાય છે, તેમ પરમાત્મા જગતમાં પ્રવેશ કરે છે. એ પરમાત્માને પૃથ્વી નથી જાણતી; પરંતુ પરમાત્મા તેને જાણે છે અને તેની અંદર સ્થિત થઈ તેનું નિયમન કરે છે. તે જ તમારો આત્મા, અંતર્યામી, અમૃતસ્વરૂપ છે. તે જ પ્રમાણે જે મનની અંદર સ્થિત થઈ મનનું સુયોગ્ય નિયમન કરે છે અને મનને જાણે છે તે અંતર્યામી, તમારો આત્મા અમૃતસ્વરૂપ છે. આ જ પ્રમાણે પ્રાણાદિકમા પણ તેની સ્થિતિ સમજી લેવી. તે જ પ્રમાણે એકવીસવારં પુનઃ પુનઃ બ્રાહ્મણવેદભાગમાં અંતર્યામી પરમાત્માનુ આત્મારૂપે પરમાત્માનુ કથન કરેલુ જ છે. તે જ પ્રમાણે છાંદોગ્ય ઉપનિષદના અધ્યાયમાં પુનઃ પુનઃ પરમાત્મા ચૈતન્યનું. આત્મારૂપ ચૈતન્યનું જ કથન કરેલું છે. તે જ પ્રમાણે છાદોગ્ય ઉપનિષદના છઠ્ઠા અધ્યાયમાં પુનઃ પુનઃ નવ વાર પરમાત્માને આત્મરૂપ ચૈતન્ય જ કથન કરેલો છે. તે જ પ્રમાણે સામવેદના કેન ઉપનિષદમા વારંવાર આત્માનું જ બ્રહ્મરૂપે કથન કરેલું છે, અને કહ્યું છેઃ હે અધિકારી જનો! જે મનબુદ્ધિથી જાણવામાં નથી આવતો અને જે મનબુદ્ધિને જાણે છે, તેને તમે બ્રહ્મ જાણો. જેની તમે ઇંદ્રરૂપે ઉપાસના કરો છો તે બ્રહ્મ નથી.

આ પ્રમાણે અનેક શ્રુતિકથન છે. જો તે જૂઠું હોત, તો શ્રુતિ કદી પણ વારંવાર કહેત નહિ. જૂઠી વાતો કરવાનું કામ બાવલાંઓનું છે. શ્રુતિ તો સત્યવક્તા છે. આત્માને બ્રહ્મથી ભિન્ન માનશો તો બ્રહ્મ અનાત્મ ઠરશે. આત્માને ઘટવત્ અને પૂર્ણવસ્તુ બ્રહ્મથી પૃથક્ કહેશો તો આત્મા પરિચ્છિન્ન, મિથ્યા, ઘટવત્ થઈ જશે. આથી કરીને ઘટાકાશ અને મહાકાશની સમાન આત્મા અને બ્રહ્મ એ નામ જુદાં છે, વસ્તુ

એક જ છે.

તાત્પર્ય કે સચ્ચિદાનંદસ્વરૂપ વસ્તુથી જ જગતની ઉત્પત્તિ, પાલન, અને સંહાર થાય છે, અન્યથી નહિ. તેથી એ જ સિદ્ધ થાય છે કે જે સચ્ચિદાનંદ વસ્તુ છે તેને પરમાત્મા કહો, ચાહે તેને પરમેશ્વર કહો, ચાહે ઈશ્વર કહો, ચાહે અલ્લા કહો, ખુદા કહો. ચાહે આત્મા કહો, સાક્ષીચૈતન્ય કહો, ચાહે પ્રત્યક્ આત્મા કહો કે ચાહે બુદ્ધિ આદિ સર્વનામરૂપથી દશ્ય પદાર્થોના દ્રષ્ટા કહો. એ કેવળ નામનો ભેદ છે, વસ્તુનો નહિ; વસ્તુ તો એક જ છે. તે જ પ્રમાણે દેહ, બુદ્ધિ આદિ માયા પર્યંત સર્વ નામરૂપ જગત પણ દશ્યત્વરૂપતાએ એક જ છે.

હે ધ્રુવ! જ્યારે તું પોતાને બુદ્ધિ આદિ નામરૂપનો દ્રષ્ટા અને સાક્ષીચૈતન્ય જાણે છે, ત્યારે તો સમજ કે બ્રહ્માથી લઈને કીડી સુધી સર્વ દશ્ય તારા સચ્ચિદાનંદસ્વરૂપનું જ પૂજનયજન કરે છે. તારા નિમિત્ત જ તે તપશ્ચરણ કરે છે. તારી જ સર્વ પ્રાર્થના કરે છે. તું ચૈતન્યનું ગુલામ સર્વ દશ્ય છે, તું તેમનો નથી. તો તું ચૈતન્ય આ દશ્ય-ગુલામનું ભજન કેમ કરે છે? જે પુરુષ પોતાના ગુલામની આગળ પ્રાર્થના કરે છે, તેને તે લજ્જાભરેલું છે. નહિ તો હે ધ્રુવ! તું તને બુદ્ધિ આદિનો દ્રષ્ટા, સત્, ચિદ્, આનંદસ્વરૂપ ન જાણ. જો પોતાને સચ્ચિદાનંદ માનવાથી તારું કાંઈ બગડતું હોય, તો તું પોતાને અસત્, જડ, દુઃખરૂપે જાણે એ જ ઠીક છે. પછી તું જડ, અસત્, દુઃખરૂપ દશ્યની, સત્, ચિત્, આનંદરૂપ પરમેશ્વર પાસે જ પ્રાર્થના તથા ભજનાદિ વ્યવહાર થઈ શકે છે; અન્યથા નહિ. પરંતુ તું અસત્, જડ, દુઃખરૂપ દશ્ય મન આદિકનો દ્રષ્ટા, અસત્ જડ દુઃખરૂપ દશ્ય કેમ થઈ શકે? ન જ થઈ શકે. પછી તો તારી ઇચ્છા હોય તે કર. હે ધ્રુવ! જો તું પોતાને સતચિતઆનંદરૂપ નહિ માને, તો તેનાથી ભિન્ન અસત્, જડ, દુ:ખરૂપ પોતાને માનવો જ પડશે.

ધ્રુવે કહ્યું: પરમેશ્વરમાં મહાનતા અને પોતાનામાં અલ્પતાની ભ્રાંતિ જીવોને તેમ જ મને થાય છે.

મેં કહ્યું: હે ધ્રુવ! મહાનતા અલ્પતાની આ બાબતમાં વાત જ નથી. એક અસત્ જડ દુઃખરૂપ વસ્તુ છે અને બીજી સતચિતઆનંદરૂપ દ્રષ્ટા પદાર્થ છે. એ બે જ વાત છે. ત્રીજી કોઈ વસ્તુ જ નથી. આ બન્ને પરસ્પર વિલક્ષણ છે. એક હોતા નથી. સચ્ચિદાનંદ પરમેશ્વર પરમાત્મા છે અને અસત્, જડ, દુઃખ, દશ્ય જગત છે. બન્નેનો વિચાર કર. બુદ્ધિ કહે તે પોતાને માન. પરંતુ જે દશ્ય જગતને તું

જુએ છે અને જાણે છે, તે દશ્ય છે; તું નથી. તું દ્રષ્ટા છે, એમાં જીવઈશ્વરની શી મતલબ છે? હે ધ્રુવ! દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતા એ અગ્નિનું સ્વરૂપ છે; તે અગ્નિથી ભિન્ન પૃથિવી, જળ, વાયુ, આકાશ આદિ પદાર્થો તથા તેનાં કાર્યોનું તે સ્વરૂપ નથી. બુદ્ધિમાન જ્યાં જ્યાં દાહકતા, ઉષ્ણતા અને પ્રકાશકતા જુએ છે, ત્યાં ત્યાં તે અગ્નિને જુએ છે. એમ નથી કે નાની સરખી ચિનગારીમાં જે દાહકતા અને પ્રકાશતા છે, તે અગ્નિ નથી. તેમ સૂર્ય, વડવાનલ તથા મહાન કાષ્ઠઆરૂઢ જે લૌકિક અગ્નિ છે, તેમાં જ દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતારૂપ અગ્નિ છે, એવું નથી. સારગ્રાહી, સરળ, બુદ્ધિમાન વિદ્વાન લોક એમ જ જાણે છે કે જે દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતારૂપ અગ્નિ ચિનગારીમાં છે, તે જ દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતારૂપ અગ્નિ સૂર્યમાં છે અને તે જ દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતારૂપ અગ્નિ મહાન કાષ્ઠઆરૂઢ અગ્નિમાં છે. હે સાધુ! મહાનતા, અલ્પતા, દીપકત્વ (પ્રકાશ) ઉપાધિમાં છે, દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતારૂપ અગ્નિમાં નથી. નાની સરખી ચિનગારીમાં રહેતો અગ્નિ થોડીક દાહકતા અને પ્રકાશકતા કરે છે અને તે જ અગ્નિ સૂર્યમાં રહી સમગ્ર બ્રહ્માંડને દાહ, ઉષ્ણતા અને પ્રકાશ આપે છે. અગ્નિ જ્યાં છે, ત્યાં સૂર્યમાં કે દીપકમાં એકરૂપ જ છે. તે જ પ્રમાણે હે સાધુ! જેવી રીતે આ દેહને વિષે બુદ્ધિ આદિના સાક્ષી, દ્રષ્ટા, ચૈતન્ય, બંધમોક્ષરહિત, નિર્વિકલ્પ, નિર્વિકાર, સ્વાભાવિક સ્વમહિમામાં સ્થિત છે, તે જ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને સૂર્યાદિ દેવોના દેહમાં, કીડીના દેહમાં, રાક્ષસાદિનાં શરીરોમાં, પક્ષી આદિનાં શરીરોમા, એ જ સાક્ષીચૈતન્ય આત્મા નિર્વિકલ્પ, નિર્વિકારરૂપે સ્થિત છે. દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતારૂપ જે અગ્નિ દીપકમા રહીને ઘરને તથા ઘરની અંદરના પદાર્થોને પ્રકાશિત કરે છે, તે જ અગ્નિ સૂર્યમાં રહીને સમગ્ર બ્રહ્માંડને તથા બ્રહ્માંડના અંતવર્તી પદાર્થોને પ્રકાશિત કરે છે; તે જ પ્રમાણે ચૈતન્ય આત્માનું છે.

હે ધ્રુવ! જે અનાદિ દશ્યને તું પોતે જાણે છે, તેનો તું સાક્ષી છે. ઘટદ્રષ્ટાની માફક તું પોતે તે દશ્ય શી રીતે હોઈ શકે?

હે ધ્રુવ! પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ વગેરે પંચભૂતોની દૃષ્ટિથી પણ તારી અટલ પદવીની અધિકતા નથી; કારણ ઉચ્ચનીચ સર્વ પચભૂત છે. ઊચા સુમેરુ આદિ બ્રહ્મલોકના સ્થાનમાં પંચભૂત કંઈ વિશેષ નથી. નીચેના પાતાળ લોકમાં કે મધ્યવર્તી મનુષ્યલોકમાં કંઈ ઓછા નથી. તેથી અટલ પદવીનો તારો યત્ન નિષ્ફળ છે. તે જ

પ્રમાણે માયાની દૃષ્ટિથી પણ તારી અટલ પદવી નિષ્ફળ છે; કારણ કે નીચઊંચ અટલ પદવી સહિત સર્વ સ્થાન નામરૂપ પ્રપંચ અર્થાત્ માયાનું કાર્ય છે અને તેથી મિથ્યા છે. શું અટલ પદવી કંઈ માયાનું કાર્ય નથી? માયાનું જ કાર્ય છે. હે ધ્રુવ! હવે પૂર્વોક્ત રીતિ અનુસાર એ નિશ્ચય કર કે હું અને આ સર્વ ચૈતન્ય આત્મા છું. અટલ પદવી ક્યાં છે? હે ધ્રુવ! સંતપુરુષો અટલ પદવીથી મુક્ત છે અને પોતાના સ્વરૂપમાં મગ્ન છે.

હે ધ્રુવ! એક સમય કોઈ નિમિત્ત કાઢીને શિવે મને કહ્યું: 'હે પરાશર! તને ત્રિલોકનું રાજ્ય આપું છું.'

મે કહ્યું: રાજ્યથી શું થશે?

શિવે કહ્યું: જે ઇચ્છા કરીશ તે મળશે. તારે કોઈ ચાહના રહેશે નહિ.

મેં કહ્યુ: જ્યારે હુ ઈશ્વર થઈશ, ત્યારે તમે ત્રણે દેવતાઓને મત્સર થશે કે પરાશર તો સંસારનો ઈશ્વર થઈ બેઠો છે. તેથી રાજ્ય લેવાનુ મને શું પ્રયોજન છે? કારણ કે અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ માટે ઇચ્છા થાય છે. હે શિવ! હું ચૈતન્ય આત્મા આ નામરૂપ અનંતકોટિ બ્રહ્માંડરૂપ પ્રપંચનો સ્વતઃસિદ્ધ સ્વામી છું. કોઈ કૃત્રિમ સ્વામી નથી, કારણ કે હું શુદ્ધ ચૈતન્ય આત્મા વડે જ આ બુદ્ધિ આદિ જડ પ્રપંચની ચેષ્ટા થાય છે, અન્યથી નહિ. જેમ પૂતળીઓને નચાવનાર ચૈતન્ય પુરુષ રાજા છે, તેમ અનંતકોટિ બ્રહ્માંડરૂપ પૂતળીઓનો હું રાજા છુ. બીજા ચૈતન્યનો તો અભાવ છે. તમારી ત્રિલોકી તો મારા રાજ્યમાં અંતર્ભૂત થઈ જાય છે. તેનો તો હું સ્વતઃ રાજા છું, તે મારું જ સ્વરાજ્ય છે!

ધ્રુવે કહ્યું: હે પરાશર! તમે મારી પાસેથી અટલ પદવી લો.

મેં કહ્યુ: મને શું પ્રયોજન છે કે હું એક જગામાં બધાઉં! સંત તો સ્વતંત્ર વિચરે છે, તે પરાધીન હોતા નથી. લૌકિક પુરુષો પણ બળવાન પુરુષોએ આપેલાં સાંકેતિક[1] સ્થાનોમાં અત્યંત દુઃખ પામે છે, તો હું સ્વેચ્છાચારીને બંધનરૂપ તારી અટલ પદવી કેમ દુઃખરૂપ નહિ થાય?

ધ્રુવે પુનઃ દત્તાત્રેયને કહ્યું: તમે અટલ પદવી લો.

[1] આધિકારિક (અમુક પ્રયોજન સિદ્ધ કરવા માટે નિર્માણ થયેલુ તે).

અવધૂત બોલ્યા : એ અવિદ્યા તને જ છે, મને અટલ પદવીની ઇચ્છા નથી.

તે જ પ્રમાણે વામદેવને કહ્યું : તમે અટલ પદવી લો.

વામદેવે કહ્યું : એ નીચ બુદ્ધિ તને જ છે. જો સર્વ એક આત્મા જ છે, તો પછી ચલાચલ ક્યાં છે?

ત્યારે ધ્રુવ બાળક સમાન પુકારવા લાગ્યો; કોઈ અટલ પદવી લો. તે વખતે પશુ, પક્ષી, વૃક્ષાદિકે જવાબ દીધો કે અંતરબહાર એક ચૈતન્ય આત્મા જ છે, ચલ અચલ છે ક્યાં કે અમે અચલને લઈએ અને ચલને છોડી દઈએ?

ધ્રુવ મૃતક (શબ) સમાન બેશુદ્ધ થઈ પૃથ્વી ઉપર પડી ગયો.

મેં કહ્યું : હે ધ્રુવ! બાળક સમાન વિલાપ કેમ કરે છે? તું આકાશની માફક વ્યાપક ચૈતન્યરૂપ છે, તારામાં ગ્રહણત્યાગ નથી. તું એકરસ, નિર્વિકાર, નિર્વિકલ્પ સ્વમહિમામાં સમસ્થિત છે. અચલ પદવીને લેવાવાળાં તો મનાદિક છે, તેને જ સુખદુઃખ થશે; તને કશું જ નહિ. તું નિર્વિકાર, નિર્વિકલ્પ, ચૈતન્ય બીજા મનાદિકના વ્યવહારમાં લિપ્ત હોય, તેમ શા માટે કરે છે? મનુષ્યોના ઘટપટાદિ પદાર્થોની લેણદેણમાં આકાશ લપટાતું નથી અને લપટાયુ એમ માને તો હસવા યોગ્ય છે. તે જ પ્રમાણે તારે સમજવું. હે ધ્રુવ, આત્મવિચારશીલ પુરુષ આ અસત્ સંસારમાં શરીરના પ્રારબ્ધ વડે જે કંઈ પ્રાપ્ત થાય છે, તે ગ્રહણત્યાગબુદ્ધિથી રહિત રહીને ભોગવે છે. તે તેમાં કંઈ ખેદ માનતા નથી; કારણ કે ભોક્તા, ભોગ, ભોગ્ય, દ્રષ્ટા, દર્શન, દશ્ય ઇત્યાદિ ત્રિપુટીના અનાત્મધર્મ છે. અસંગ, નિર્વિકાર, સાક્ષી, ચૈતન્ય આત્માનો એ ધર્મ નથી. હે ધ્રુવ! સ્વપ્નપદાર્થોનો શો હર્ષશોક? ઊઠ, પોતાના સ્વરૂપની ગંભીરતાનો વિચાર કર. મૃગતૃષ્ણાના તરંગોને ન પકડ. આ શરીરને કોઈ નહિ ને કોઈ સ્થળે રહેવાનુ જ છે; જેમ ગુજરી તેમ ખરી. આમ પણ સારું જ છે, તેમ પણ સારું જ છે. તને ફાવે ત્યાં રહે. એ પોતાના સ્વરૂપનો જ વિલાસ છે; કોઈ અનાત્મ પદાર્થોનો વિલાસ નથી. સંસાર–ઉપવનમાં ફાવે ત્યાં વિહર, પણ કર્તૃત્વભોક્તૃત્વના અભિમાનરૂપ પુષ્પને તોડીશ નહિ. એ પુષ્પ તોડીને સુગંધ લેવામાં મજા નથી. અહંકારરહિત રહી તેને જોવામાં જ મજા છે. કર્તૃત્વભોક્તૃત્વરૂપ પુષ્પોને તોડવાથી તે ઉપવનનો અહંકારરૂપ માલિક તને દુઃખ આપશે. એ કાયદાની વાત છે અને તે ઠીક છે, અઠીક નથી; કારણ કે કર્તૃત્વભોક્તૃત્વના અભિમાનથી દુઃખ થવું જ જોઈએ.

આ સંસારરૂપ ઉપવન એ કાંઈ તું ચૈતન્યનો ધર્મ નથી, એ મનનો ધર્મ છે. અન્વયવ્યતિરેકથી[1] સંસાર મનોમાત્ર છે. તું તારા રસ્તાથી ચાલ. તાત્પર્ય કે જેવું નિર્વિકાર, નિર્વિકલ્પ, સર્વ દૃશ્યના ધર્મોથી રહિત તારું સ્વરૂપ છે, તેવો સાંગોપાંગ દૃઢ નિશ્ચય કર એટલે તું જીવન્મુક્ત થઈને ફરીશ. પણ વિપરીત વર્તન કરીશ, અર્થાત્ નામરૂપ દૃશ્યના ધર્મ તારા પોતાના જાણીશ, તોપણ તું દુઃખી થઈશ. હે ધ્રુવ! હવે અમે ઇચ્છેલા સ્થાનમાં જઈએ છીએ; તું પણ વાંચ્છેલા સ્થાનમાં જા.

હે મૈત્રેય! આ અમૃત સમાન ઉપદેશ શ્રવણ કરીને ધ્રુવ પોતાના સ્વરૂપમય અમૃતભાવને પામ્યો અને તે સ્થિરઅસ્થિર પદાર્થોમાં સમતાને પ્રાપ્ત થયો. હે મૈત્રેય! જે સતપુરુષોનાં વચન બુદ્ધિથી સાંભળે છે, તે તત્કાળ જ સ્વસ્વરૂપની પ્રાપ્તિરૂપ અમૃતભાવને પ્રાપ્ત થાય છે.

ઇતિ અનુભવપ્રકાશનો પરાશર મૈત્રેયના સંવાદરૂપ બીજો સર્ગ

---

૧ એક હોય ત્યા બીજો હોય જ એ અન્વયવ્યાપ્તિ છે; ધૂમ છે તેથી અગ્નિ હોવો જ જોઈએ એ દૃષ્ટાંત પ્રમાણે. એકના અભાવે બીજાનો અભાવ હોવો જ જોઈએ તે વ્યતિરેકવ્યાપ્તિ છે.

# ત્રીજો સર્ગ

મૈત્રેય : હે ગુરો ! આ સંસારરૂપ બંધનગૃહથી કેમ મુક્ત થવાય તે કહો.

પરાશર : હે મૈત્રેય ! અપરોક્ષબંધનની નિવૃત્તિ માટે અને સુખની પ્રાપ્તિ સારુ સ્વરૂપનું સમ્યક્ જ્ઞાન એ જ સાધન છે. સર્વ શાસ્ત્ર, સંત તથા વિદ્વાનોના અનુભવથી એ સિદ્ધ થયેલું છે, બીજું સાધન નથી. એ જ્ઞાનના સાધનરૂપ વૈરાગ્ય, વિવેક અને શમદમાદિ છે. લોકૈષણા, પુત્રૈષણા, વિત્તૈષણા તથા તે કોઈ એષણાઓ (વાસના, તૃષ્ણા) અંતર્ભૂત લોકવાસના, શાસ્ત્રવાસના, દેહવાસના વગેરેના ત્યાગરૂપ છે. જોકે અંધકારને દૂર કરવા માટે, નિર્ભયતાની પ્રાપ્તિ અર્થે અને અંધકારમાં રહેલા પદાર્થોના દર્શનાદિ વ્યવહાર માટે દીપક પ્રકટાવવારૂપ સાધનની જ અગત્ય છે, અન્ય કોઈ સાધનની અગત્ય નથી; તોપણ દીપકને સારી રીતે પ્રકટાવવા માટે અનેક સામગ્રીની જરૂર છે.

મૈત્રેય : એ એષણાઓનો ત્યાગ શી રીતે થાય તથા વૈરાગ્યાદિની પ્રાપ્તિ કેવી રીતે થાય ?

પરાશર : હે મૈત્રેય ! એ એષણાદિ પદાર્થસંઘાતના ધર્મ છે, તેના સાક્ષીરૂપ તું આત્માના એ ધર્મ નથી, એ પ્રકારે જાણવું એ જ તેના ત્યાગનો ઉપાય છે. અથવા તો વિચારપૂર્વક પરિચ્છિન્ન (મર્યાદિત) અહંકારનો અપરોક્ષ દેહાદિકમાં ત્યાગ કરવો, એ પરમ ઉપાય છે. જે વખતે સમ્યક્ દોષદર્શનપૂર્વક જગતના સર્વ પદાર્થોની સઘળી એષણાઓનો અંદર અને બહાર ત્યાગ થાય છે, તે જ વખતે શમદમાદિક જ્ઞાનનાં સર્વ સાધનોની પ્રાપ્તિ થાય છે. શમાદિની પ્રાપ્તિનું એષણાના ત્યાગથી જુદું સાધન નથી. તાત્પર્ય કે આસુરી સંપત્તિના ત્યાગથી જ દૈવી સંપત્તિની પ્રાપ્તિ થાય છે. વૈરાગ્યાદિ દૈવી સંપત્તિ માટે બીજું ભિન્ન સાધન નથી. રોગનું મૂળ દૂર થાય છે એટલે જ આરોગ્યની પ્રાપ્તિ થાય છે; આરોગ્ય માટે ભિન્ન સાધનની જરૂર નથી. રાત્રિના જવાથી સ્વાભાવિક જ પ્રાતઃકાલ ઉદય પામે છે.

મૈત્રેય : પદાર્થોમાં દોષદર્શન શી રીતે કરવું ?

પરાશર : શાસ્ત્રોમાં સ્ત્રી આદિ પદાર્થોના દોષોનું વર્ણન વિસ્તારથી કરવામાં આવ્યુ છે. અહીં સક્ષેપમાં એટલુ જ કહેવાનું કે સચ્ચિદાનંદ નિજ સ્વરૂપથી પૃથક્ સર્વ નામરૂપ દૃશ્ય પદાર્થોમાં અસત્ જડદુઃખરૂપતા સારી રીતે જાણવી એનું જ નામ દોષદર્શન છે. હે શિષ્ય ! દેહાદિક

સર્વ અનાત્મ (જડ) પદાર્થોમાં આત્મબુદ્ધિ, અશુચિ પદાર્થોમાં શુચિબુદ્ધિ, અનિત્ય પદાર્થોમાં નિત્યબુદ્ધિ તથા દેહાદિક સર્વ દુઃખરૂપ પદાર્થોમાં સુખબુદ્ધિ એ ચાર પ્રકારની અવિદ્યા છે; તેનો તું ત્યાગ કર. એ ચાર પ્રકારની અવિદ્યાથી ભિન્ન આત્મા નિત્ય, શુચિ, સુખરૂપ વસ્તુ છે, તે જ તારું સ્વરૂપ છે. તેને જ તું અહંરૂપે જાણ; દેહાદિ સંઘાતમાં અહં ન માન. આનું જ નામ વૈરાગ્ય છે. જેમ ફરતી કીડીને સાકરનો દલો મળી જાય તો અન્ય (કડવા) પદાર્થો સહેજે જ છૂટી જાય છે; તેમ તું જ્યારે પોતાને સુખરૂપ આત્મા જાણે છે, ત્યારે દુ:ખરૂપ પ્રપંચ બળાત્કારે છૂટી જાય છે; કારણ કે સુખમાં જ સર્વની પ્રવૃત્તિ થાય છે, દુઃખમાં નહિ. સુખરૂપ તો આત્મા જ છે, અન્ય નથી; એ સર્વ શાસ્ત્રોનો સિદ્ધાંત છે.

હે મૈત્રેય! જે શાસ્ત્ર વાંચે છે અને પોતાના સ્વરૂપને જાણતો નથી, તેનું વાચન નિષ્ફળ છે. તેમ જ જે સ્વરૂપને જાણે છે, તેને પાછળથી વાંચવું તે પણ નિષ્ફળ છે. પરાળમાંથી ધાન્ય ન નીકળે અને કોઈ પુરુષ તેને પુનઃ પુનઃ કૂટ્યા કરે તો તેનો પરિશ્રમ પણ મિથ્યા છે. વળી જેણે ધાન્ય કાઢી લીધું છે, તે પરાળને કૂટે તો તેનો પરિશ્રમ પણ મિથ્યા છે. આમ નિજ તત્ત્વને જાણ્યા વિના બન્ને પ્રકારના પરિશ્રમ નિષ્ફળ છે. હે મૈત્રેય! તારી મુક્તિ થવી પણ કઠિન છે; કારણ તારી બુદ્ધિ શાસ્ત્રપુરાણોમાં લાગી રહી છે. તું પોતાને પંડિત, પરમહંસ અને સર્વથી મોટો જાણે છે અને અન્યને મૂર્ખ જાણે છે; કારણ કે ગુરુ અને સત્શાસ્ત્રમાં તારી ભક્તિ નથી. તને સ્વરૂપની પ્રાપ્તિ થવી કઠિન છે.

મૈત્રેય કહે: હવે હું ગુરુશાસ્ત્રમાં શ્રદ્ધા રાખીશ. ઇન્દ્રિયોને વૈરાગ્ય વડે અથવા અષ્ટાંગયોગથી રોકીશ, પરંતુ તત્ત્વ-ઉપદેશ કરો.

પરાશર કહે: હે મૈત્રેય! ઇન્દ્રિયોને કેવલ હઠથી રોકવાથી મુક્તિ થતી નથી, પરંતુ શાસ્ત્રરીતિ અનુસાર સર્વ ઇન્દ્રિયોનો ધર્મપૂર્વક અને યથાયોગ્ય વ્યવહાર કરવો અને પોતાને અસંગ, નિર્વિકાર, નિર્વિકલ્પ, આત્મા જાણવો. દેહઇન્દ્રિયના વ્યવહારમાં કર્તૃત્વભોક્તૃત્વની બુદ્ધિ ન કરવી, એ વ્યવહાર વગેરે સર્વ અનાત્મધર્મો છે. તું આત્માચૈતન્ય પોતાના ધર્મમાં સ્થિત રહે. હે મૈત્રેય! જો આ દેહાદિ અનાત્મવસ્તુઓ પોતાનો ધર્મ ત્યાગતી નથી, તો તું આત્મા પોતાના અસંગ આદિ ધર્મનો કેમ ત્યાગ કરે છે? આ દેહાદિક અનાત્મવસ્તુઓ કંઈ તારું રૂપ નથી. એ તો પંચભૂતોનું સ્વરૂપ છે, અથવા તો માયાનું રૂપ છે.

હે મૈત્રેય! મળમૂત્રરૂપ દેહના અભિમાની પુરુષો મહેતરોના–ભંગીના–મોટા ભાઈ છે; કારણ કે મહેતર તો ચાર કલાક મળનું કામ કરે છે, પછી તે નથી કરતા; ત્યારે દેહાભિમાની પુરુષ તો આઠ પ્રહર અને ચોસઠ ઘડી મળમૂત્રરૂપ દેહ વિષે અહંબુદ્ધિપૂર્વક વિરાજમાન રહે છે! વિષ્ઠાના કીડાની માફક તેને તેમાં ગ્લાનિ ઊપજતી નથી! તેથી દેહાભિમાની તો મહેતરથી પણ નીચ છે. મહેતર તો મળને પોતાનાથી જુદો માને છે, પણ જે દેહાભિમાનમાં બંધાયેલા છે તેઓ તો પાયખાનારૂપ દેહનરકમાં બંધાયેલા છે! જે તેનાથી મુક્ત છે, તે જ મુક્ત છે.

હે મૈત્રેય! આ ભોગમય સંસારરૂપ એક વૃક્ષનાં ત્રણ ફળ છે: મધુર, ખાટાં અને કડુ. સાંસારિક પદાર્થો ભોગકાળમાં મીઠા છે, વિયોગકાળમાં ખાટા છે અને શરીરનાશના કાળમાં કડવા થાય છે. જો મેવા જેવા પદાર્થો મીઠા હોવા છતાં કેટલાક દિવસ પાણીમાં રહેવાથી ખાટા થઈ જાય છે અને વળી વધારે સમય જતાં તે કડવા થાય છે. માટે હે મૈત્રેય! તું અભિમાનનો ત્યાગ કર અને પવિત્ર થા; નહિ તો મહેતર જેવો ગણાઈશ. જ્યારે તું દેહાદિકના અભિમાનનો ત્યાગ કરીશ, ત્યારે તને દેહાદિકના હર્ષશોકાદિ ધર્મ પણ નહિ થાય.

આપ સહિત સર્વ જગતને હરિ જાણ, એ જ પરમ ભજન છે. અથવા હું અસંગ, નિર્વિકાર, સચ્ચિદાનંદ સાક્ષી આત્મા છું, આ અસત્ જડ દુ:ખરૂપ સંઘાતદેહ હું નથી; હું દેહાદિક દૃશ્યનો દ્રષ્ટા આત્મા છું; એ પરમ ભજન વડે તું પવિત્ર થા. તેના ઉપર એક કથા કહું તે સાંભળ.

## વેશ્યાની કથા

એક સમયે સર્વ સંતો એક પર્વત ઉપર બેઠા હતા અને બ્રહ્મવિચારમાં મગ્ન થઈ હસતા હતા કે વિચાર વિના આ અણછતો સંસાર પ્રતીત થાય છે તે વાસ્તવમાં તો છે જ નહિ, એ માયાની અદ્ભુત લીલા છે. તે જ સમયે એક વેશ્યા ત્યાં આવી. કોઈ સંતની સંગતિથી તેને આત્મજ્ઞાન થયેલું હતું અને દેહાધ્યાસપૂર્વક[1] જગતની જે વાસના તે પણ નિવૃત્ત થઈ ગઈ હતી. વળી સમ્યક અપરોક્ષ વૈરાગ્યપૂર્વક જ્ઞાનાગ્નિથી સ્થૂલસૂક્ષ્મ અહંકાર તેણે દગ્ધ કરેલા હતા અને તેણે અપરોક્ષ આત્માનુભવ પ્રાપ્ત કર્યો હતો. કોઈ નિમિત્તના

૧. દેહમાં આત્માપણાના ભ્રમવાળી.

કુસંગવશાત્ તે વેશ્યાનો ધંધો કરવા લાગી હતી; પરંતુ પુનઃ કોઈ પુણ્યપ્રકાશ વડે તે સત્સંગ દ્વારા મહાન ભાવ(સ્વરૂપ)ને પામી હતી; કારણ કે કર્મોની ગતિ અદ્દભુત છે!

આવી બ્રહ્મવિત્ વેશ્યા અમને હસતા જોઈને બોલી: હે સંતો! તમે શરીર(બાહ્ય)દૃષ્ટિથી મને જોઈ છે, પરંતુ તે શરીર તો સમ્યક્ વિચારરૂપ અગ્નિથી મારી દૃષ્ટિથી દગ્ધ થઈ ગયેલું છે. જુઓ અશ્વત્થામાના બાણના પ્રભાવથી કૃષ્ણની દૃષ્ટિથી રથ ભસ્મ થઈ ગયેલો હતો, પરંતુ અર્જુન અને લોકોની દૃષ્ટિમાં માત્ર તે તેવો જ પ્રતીત થતો હતો. ભીંત પર રંગેલાં સ્ત્રીપુરુષાદિનાં પૂતળાં દેખાવમાત્ર છે–રંગથી પૃથક્ સ્ત્રીપુરુષાદિ તેમાં નથી, છતાં બાળકોની દૃષ્ટિમાં તે ભિન્નભિન્ન સ્ત્રીપુરુષના આકાર છે; પરંતુ રંગ અને ભીંતને જાણનાર પુરુષની દૃષ્ટિમાં તે નથી. હે સાધુ! જુઓ, સ્વપ્નમાં કે જાગ્રતમાં ગાયને જોનાર ભિન્ન ભિન્ન સ્વપ્નનર અને જાગ્રત પુરુષોની દૃષ્ટિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે: ચમારની દૃષ્ટિ તેના ચામડા ઉપર જાય છે, કસાઈની દૃષ્ટિ તેના માંસ પર જાય છે અને રબારીની દૃષ્ટિ તેના દૂધ પર જાય છે. તેને થાય છે: આ ગાયમાં આટલું દૂધ છે! વળી ત્રણે વર્ણની પ્રજા તેને પૂજ્ય દૃષ્ટિથી જુએ છે. આત્મદર્શી તેને આત્મારૂપે જુએ છે. પરંતુ જાગ્રત પુરુષ અથવા સમ્યક્ આત્મબોધવાળા જાગ્રત પુરુષની દૃષ્ટિમાં સ્વપ્નના વ્યવહારોનો અત્યંત અભાવ છે. તેજ પ્રમાણે હે સંતો! તેને સ્વપ્નમાં જોનાર, જાગ્રતમાં જોનાર અને સ્વપ્નમાં જાગ્રત જોનાર એ ત્રણની દૃષ્ટિથી તેમાં ભેદ છે. તેમ, હે સંતો! આ સ્વપ્નવર્ત મારા શરીરને કોઈ વેશ્યા જાણે છે, કોઈ માતા જાણે છે, કોઈ ભગિની, કોઈ પુત્રી, કોઈ ફોઈ, કોઈ માશી અને કોઈ પત્ની જાણે છે. કોઈ વિદ્વાન પુરુષ આ મારાં રુધિર, અસ્થિ, માંસ અને મળ મૂત્રવાળા શરીરને માયાનું કાર્ય, પંચભૂતરૂપ માને છે. બ્રહ્મવેત્તા મને આત્મરૂપે જુએ છે, પરંતુ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હુંમાં આત્માની દૃષ્ટિથી આ શરીર સહિત સર્વ નામરૂપ જગતનો અત્યંત અભાવ છે. કેવળ જીવોના સ્ફુરણમાં જ મારું શરીર છે; સ્વદૃષ્ટિથી નથી. જુઓ સ્વપ્નનરોને જ નિદ્રા વડે સ્વપ્નપ્રપંચ પ્રતીત થાય છે, પરંતુ સ્વપ્નદ્રષ્ટાની દૃષ્ટિથી સ્વપ્નદશ્યનો અત્યંત અભાવ છે; અથવા જાગ્રત પુરુષની દૃષ્ટિમાં અત્યંત અભાવ છે. આથી હું ગૌતમને સંત જાણી આવી છું. તમે શરીરદૃષ્ટિ ન કરો. સર્વનાં શરીર પંચભૌતિક મળમૂત્રભર્યાં એકસરખાં જ છે. સંતોની દૃષ્ટિ પવિત્ર હોય છે, અસંતની અપવિત્ર હોય છે.

હે સંતો! વેશ્યા સંજ્ઞા શરીરની છે. હું તો અવાઙ્મનસગોચર, સર્વાધિષ્ઠાન, જગદ્વિધ્વંસક, પ્રકાશક, અવેદ્ય, સદા અપરોક્ષ, સાક્ષી, સચ્ચિદ્ઘન, વિશુદ્ધાનંદ છું. હું એમ નહોતી જાણતી કે સંત માંસ-ચામડાની દૃષ્ટિથી જોશે; કારણ કે જે પોતાના સહ સર્વ નામરૂપ પ્રપંચને હરિ જાણે છે તે જ સંત છે.

હે સંતો! પૂર્વે હું મૂર્ખતાથી હાડ, માંસ, ચામડી અને મળ-મૂત્રરૂપ આ શરીરને તથા શુદ્ધ નિર્વિકાર, નિર્વિકલ્પ અસંગ આત્માને એકરૂપ જાણતી હતી. તેજ અપરાધથી હું સંસારમાં સત્યત્વવાળી બુદ્ધિપૂર્વક મહાન ભોગોની વાસના કરી દુઃખી રહી, પરપુરુષના સંયોગ-થી સુખી અને વિયોગથી દુઃખી રહી અને પોતાને વેશ્યા સમજતી રહી; પરંતુ હવે તમારી સંતોની કૃપાથી હું પોતાને કલ્પિત બંધમોક્ષાદિ સર્વ સંસારના ધર્મોથી રહિત સચ્ચિદાનંદ આત્મા જાણું છું; પૂર્વની અજ્ઞાનઅવસ્થાનું સ્મરણ કરી હવે હું હસું છું; કારણ કે તે વખતે હું ક્યાં સમજતી હતી કે હું દેશ, કાલ, વસ્તુપરિચ્છેદથી રહિત સર્વ-કાલ એકરસ છું.

સંત દત્તાત્રેય બોલ્યા: હે વેશ્યા! તું ક્યાંથી આવી છે, ક્યાં જવાની છે અને તું ક્યાં રહે છે?

વેશ્યા બોલી: હું પોતે 'પોતાની મેળે આવી છું, પોતાનામાં જવાની છું, પોતાનામાં સ્થિત છું. જુઓ, તરંગ જળમાંથી જ આવ્યો છે, જળમાં જ જવાનો છે અને જળમાં જ સ્થિત છે.

વામદેવે કહ્યું: હે વેશ્યા! તારું મન મહાન ચંચળ છે. મનને સ્ફુરણરહિત કરીશ તો સ્વરૂપને પામીશ. સમાધિ વિના સ્વરૂપપ્રાપ્તિ કઠિન છે.

વેશ્યાએ કહ્યું: જેને સમાધિ (ચિત્તની એકાગ્રતા) કરવાથી સુખ થતું હોય અને ચિત્તના સ્ફુરવાથી દુઃખ થતું હોય, તે સમાધિ કરે અથવા ન કરે; પરંતુ હું અસંગ ચૈતન્યઆકાશને વાયુરૂપ મનના સ્ફુરણથી કે અસ્ફુરણથી હર્ષશોક નથી. હે વામદેવ! વાયુના સ્ફુરણ-અસ્ફુરણથી વાયુને સુખદુઃખ થાય અથવા ન થાય; પરંતુ સર્વથા અસંગ આકાશને તેથી હર્ષશોક નથી. જો આકાશ વાયુના સ્ફુરણ-અસ્ફુરણમાં હર્ષશોક માને, તો આકાશ વિદ્વાનોના હાસ્યને પાત્ર થઈ રહે છે. કારણ આકાશ ચલઅચલપણાથી રહિત અને પૂર્ણ છતાં, ચલઅચલ વાયુના ધર્મોને પોતાના ધર્મ માને તો તે ભ્રમ છે, ભ્રમવાળો પુરુષ સુખી થતો નથી. તેજ પ્રમાણે હું નિર્વિકાર, નિર્વિકલ્પ, પૂર્ણ, ચૈતન્ય આત્માને સમાધિઅસમાધિ કરે તે મનના ધર્મથી સુખદુઃખ

નથી. મનના ધર્મ મનને જ સુખદુઃખ આપે છે; હું કર્તવ્યરહિત, નિરપરાધીને નહિ. એવી કોઈ નીતિ ન હોય કે મૂળા, ઝેર, શરાબ, અમૃત વગેરે પદાર્થોનું ભોજન કોઈ કરે અને તેના ગુણદોષાદિ બીજાને મળે. હે વામદેવ! વિદ્વાન પુરુષને વિપરીત બુદ્ધિ હોતી નથી. વિપરીત બુદ્ધિ વિના વિપરીત વ્યવહાર થતા નથી. ઊલટો પરધર્મ તો દુઃખ આપનાર છે. સ્વધર્મ જ સુખ આપનાર છે. એ સર્વ શાસ્ત્રોનો સિદ્ધાંત છે. તેથી હું પોતાના નિત્ય ચિદ્‌રૂપ, સુખસ્વરૂપમાં સ્થિત છું. મનના સ્ફુરણઅસ્ફુરણ પરધર્મથી મને શું પ્રયોજન છે? સર્વ લોકના પ્રકાશક સૂર્યને લોકોના વ્યવહાર થાય ન થાય તેથી શું પ્રયોજન છે?

મેં પૂછ્યું: હે વેશ્યા! તારો ગુરુ કોણ છે?

વેશ્યાએ ઉત્તર આપ્યો: 'ગો' શબ્દ ઇંદ્રિયવાચક છે. 'ગો' શબ્દ અંધકારરૂપ અજ્ઞાન પણ જણાવે છે અને 'રુ' શબ્દ પ્રકાશ સૂચવે છે. તાત્પર્ય કે જે અજ્ઞાન તથા અજ્ઞાનનાં કાર્ય ઇંદ્રિયાદિક સર્વને પ્રકાશે છે, તેનું નામ ગુરુ છે. તેવો પદાર્થ ચૈતન્યસ્વરૂપ આત્મા છે. તે હું જ છું. હું ચૈતન્યદ્રષ્ટાનો દશ્ય ગુરુ થઈ શકતો જ નથી. જેમ દશ્ય સ્વપ્નપ્રપંચનો સ્વપ્નદ્રષ્ટા જ ગુરુ છે; સર્પ, દંડ, માળા આદિ પદાર્થોનો રજ્જુ જ ગુરુ છે, તે જ પ્રમાણે હે પરાશર! આ દશ્યનો દ્રષ્ટા હું ગુરુ છું. આવું પણ મેં તો મુમુક્ષુઓને સમજાવવા માટે જ કહેલું છે. હું તો અદ્વિતીય છું. મારા મૂળ અવાઙ્‌મનસગોચર સ્વરૂપમાં ગુરુશિષ્યની કલ્પના સરખી પણ નથી. જો ગુરુશિષ્યની કલ્પના માનો, તો હું ચૈતન્યઆત્મા જ સર્વ નામરૂપ દશ્યનો ગુરુ છું. હું ચૈતન્યનો અન્ય ગુરુ કોઈ નથી. સ્વપ્રકાશ આત્માં છતાં અન્ય ગુરુ માને, તો અનવસ્થાદોષ થશે. માટે હે પરાશર! ગોવિંદના ભજનનું નિરૂપણ કર.

મેં કહ્યું: ભજન એ જ કે ન તું વેશ્યા છે, ન હું પરાશર છું. એક ગોવિંદ જ છે. જેમકે મઠાકાશ કે ઘટાકાશ કોઈ નથી, માત્ર મહાકાશ જ છે.

પછી કહ્યું કે વેશ્યા! તું કોણ છે? ક્યાંથી આવી છે, ક્યાં જવાની છે?

વેશ્યા બોલી: જે તું છે, તે જ હું છું. જ્યાંથી તું આવ્યો છે અને જ્યાં જવાનો છે, ત્યાંથી હું આવી છું અને ત્યાં જ જવાની છું. જ્યાં તું રહે છે, ત્યાં જ હું રહું છું. જ્યાંથી તું જન્મ્યો છે, ત્યાંથી જ હું પણ જન્મી છું. જે તારા હાલ છે, તે જ મારા હાલ છે. તેમાં વિલક્ષણતા નથી. તેથી તારો પ્રશ્ન હાસ્યને પાત્ર છે; પરંતુ ભજન

ગોવિંદનું કરો.

મેં પૂછ્યું : તેં જાતે જ પૂર્વે કહ્યું હતું કે 'હું સર્વ દશ્યના ગુરુરૂપ છું,' તો મને ભજનથી શું પ્રયોજન છે?

વેશ્યાએ કહ્યું: હું કોઈ કર્તવ્ય જાણીને ભજનનું પૂછતી નથી, પરંતુ સંતજન જ્યાં એકઠા થાય છે, ત્યાં સ્વાભાવિક જ વચનવિલાસ થાય છે. જો મારો નિશ્ચય પૂછો તો હું સોગનપૂર્વક કહીશ કે હું પોતાને ગુરુ અને અન્યને શિષ્ય જાણતી નથી. હું અદ્વિતીય નારાયણ છું. મારામાં દ્વૈતનો માર્ગ નથી.

મેં પૂછ્યું: હે વેશ્યા! જો તું અદ્વૈત છે, તો તેં ગુરુશિષ્યની કલ્પના કેમ કરી?

વેશ્યાએ કહ્યું: ગુરુશિષ્યની કલ્પના કલ્પનામાત્ર છે. તેમાં કહ્યું તો શું બગડી ગયું? ન કહ્યું તો શી અડચણ આવી? હે પરાશર! મિથ્યા અહંકારને છોડ, તેથી તને સ્વરૂપની પ્રાપ્તિ થશે.

મેં પૂછ્યું: તેં કહેવામાત્ર વાતને કેમ પ્રમાણ કરી?

વેશ્યા બોલી: જેમ તેં કહેવામાત્રને પ્રમાણ કર્યું હતું તેમ; પરંતુ તેની શી ચિંતા? મૃગતૃષ્ણાનું જળ હોતું નથી છતાં કહેવામાં આવે છે.

અવધૂત બોલ્યા: તારા કહેવાથી ભ્રમ સિદ્ધ થયો.

વેશ્યા બોલી: અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ ભગવાનથી જે ભિન્ન પ્રતીતિ છે, તે જ ભ્રમ છે. વાસ્તવ રીતે વિચારુ છું, તો ભ્રમ પણ ક્યાં છે? ભગવાન જ છે.

અવધૂતે કહ્યું: તારા કહેવાથી જણાય છે કે જેવો ભ્રમ છે, તેવા જ ભગવાન છે, તે જ કારણથી તું વેશ્યા થઈ છે; કારણ કે તું ભગવાન અને ભ્રમને સમાન જણાવે છે.

વેશ્યાએ કહ્યું: ભગવાન અને ભ્રમ બન્ને શબ્દમાત્ર છે. હું અવાઙ્મનસગોચર આ શબ્દોથી તથા શબ્દાદિના અર્થોથી અતીત છું. પરંતુ હે અવધૂત! મારાં વચનો અને લક્ષણોનો તું દ્રષ્ટા ક્યાંથી થયો? કારણ કે સ્વપ્નદ્રષ્ટાનો અથવા જાગ્રત પુરુષનાં વચનો કે લક્ષણોનો સ્વપ્નનો પુરુષ દ્રષ્ટા થઈ શકતો નથી. સૂતેલો મનુષ્ય જાગ્રત પુરુષના હાલનો જ્ઞાતા થઈ શકતો નથી. તે જ પ્રમાણે હું જાગ્રતનો તું સૂતેલો દ્રષ્ટા કેવી રીતે થઈ શકે? તને લજ્જા નથી આવતી?

અવધૂત બોલ્યા: લજ્જાદિ સર્વ પદાર્થોને ધોઈને અવધૂત થયો છું. લજ્જા કોનાથી પામું? હું અદ્વિતીય છું.

વેશ્યાએ કહ્યું : મહા આશ્ચર્ય છે! આકાશ પોતાનામાં નીલિમા માનીને તે નીલિમાને ધોવાનો ઉદ્યમ કરે, તો તે હાસ્યને પાત્ર થાય છે. હે અવધૂત! સર્વ પદનો અહંકારમાં સમાવેશ થાય છે. જો અહંકારને તેં ધોયો અર્થાત્ ત્યાગ્યો, તો સર્વનો ત્યાગ જ છે. પછી સર્વ કર્મોને ધોવાનું સર્વનું કથનચિંતન કોણ કરશે? અહંકાર વડે જ કથનચિંતન થાય છે, અન્યથા નહિ.

અવધૂત બોલ્યા : શું કરું?

વેશ્યાએ કહ્યું : કર્તવ્યરૂપે કશું ન કર. પોતાના સ્વરૂપને સારી રીતે જાણ. જે કર્તવ્યપ્રાપ્તિરૂપે આવે છે તે મિથ્યા છે. સંત નિષ્કર્તવ્યપદમાં સ્થિત હોય છે. વાસ્તવિક રીતે તે કર્તવ્ય–અકર્તવ્યના અભિમાનથી પણ રહિત હોય છે; કારણ કે કર્તવ્ય કશું નથી. માત્ર બોદ્ધવ્ય (જાણવા યોગ્ય) જ છે. તેથી નામરૂપ દશ્યથી દૃષ્ટિ ઉઠાવી અદશ્યમાં દૃષ્ટિને લગાવ. પછી દશ્યમાન–અદશ્યમાનનો ભેદ નહિ રહે. ખાંડનાં રમકડાંનાં નામરૂપનો ત્યાગ કર્યા વિના બાળકને ખાંડનો સમ્યક્ બોધ થતો નથી. એક વખત સાંગોપાંગ તે ખાંડ છે એમ જાણ્યા પછી રમકડાંના નામરૂપના ત્યાગનુ કંઈ પ્રયોજન નથી. સર્વ ખાંડ જ છે. રમકડા તો કહેવામાત્ર છે.

અવધૂતે કહ્યું : હે વેશ્યા! તું પરમહંસ દેખાય છે.

વેશ્યાએ કહ્યું : પરમહંસ–અપરમહંસ બન્ને મારા સ્વરૂપમાં નથી. જુઓ, સ્વપ્નના પરમહંસ–અપરમહંસ બન્ને સ્વપ્નદ્રષ્ટાના સ્વરૂપમાં છે જ નહિ.

પરાશરે કહ્યું : હે મૈત્રેય! વેશ્યાનાં વચન સાંભળીને, અવધૂતની બુદ્ધિ ઊઘડી ગઈ.

પછી જડભરત બોલ્યા : હે વેશ્યા! તેં કહ્યું છે કે આત્મામાં ત્રિપુટી નથી, તો શેમાં છે? જેને વિષે ત્રિપુટીને માને અને આત્માને જુદો માને એ શું છે તે કહો. વળી એવો ચૈતન્યઆત્માથી ભિન્ન ત્રિપુટીનો આધાર છે જ નહિ. તેથી ત્રિપુટી આત્મારૂપ જ છે. પોતે જ પોતાને જુએ છે, પોતે જ પોતાને સાંભળે છે, પોતે જ પોતાનો સ્પર્શ કરે છે. એ પ્રમાણે સર્વ ઇન્દ્રિયોનું જાણવું. તાત્પર્ય કે આ ત્રિપુટીરૂપ પણ તે આત્મા પોતે જ છે. તેનો દ્રષ્ટા, અધિષ્ઠાન, આધાર પણ પોતે જ છે. જુઓ, સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા પોતે જ દ્રષ્ટા, દર્શન, દશ્યરૂપ ત્રિપુટી બને છે. જે ત્રિપુટીરૂપ બને, એવો અન્ય કોઈ જાગ્રતનો પદાર્થ સ્વપ્નમાં છે જ નહિ. માટે હે વેશ્યા! જો સર્વરૂપ આત્મા પોતે

જ છે, તો દેખવું પણ આત્મારૂપ છે.

વેશ્યાએ કહ્યું : હે જડભરત! તારી બુદ્ધિ હસવાયોગ્ય છે; કારણ કે એક આત્મામાં સર્વની કલ્પના કરે છે અને વળી ભિન્ન અભિન્ન એમ જાણે છે. કદી તેં તારા પોતાનાથી ભિન્ન અભિન્ન જાણ્યું છે? ઘટ–પટાદિ પદાર્થ ભિન્નભિન્ન જણાય છે. મોટા, નાના, શુદ્ધ, અશુદ્ધ, આગળ, પાછળ તેમ જ દેશકાલાદિ ભેદવાળા પ્રતીત થાય છે; છતાં તે પંચભૂતરૂપ છે; અર્થાત્ એક રૂપ જ છે. તું હસે છે શા માટે? રુદન કર.

એટલે વામદેવ તથા જડભરત બંને રુદન કરવા લાગ્યા.

પરાશરે કહ્યું : હે મૈત્રેય! તે સમયે મેં કહ્યું : હે મિત્રો! રુદન શા માટે કરો છો? તમારા સ્વરૂપમાં રોવુંહસવું સમાન છે. હસવાને છોડી દેવું અને રોવાનું ગ્રહણ કરવું એ અયોગ્ય છે.

વેશ્યાએ કહ્યું : હે સંતો! સ્વપ્નનરોના હસવા વગેરેના વ્યવહાર સ્વપ્નદ્રષ્ટાની દૃષ્ટિમાં સમાન છે. હે પરાશર! જો રાગદ્વેષપૂર્વક હસવુ–રોવું થાય, તો તે મૂર્ખતા છે. જો સમતાને લીધે હસવું–રોવું હોય તો ઠીક જ છે. જુઓ નાટકમાં નટ સ્વાંગ અનુસાર કદી રડે છે, કદી હસે છે; પરંતુ તે નટને નાટકનું હસવુ–રોવું વિલાસમાત્ર છે, પ્રસન્નતાનું કારણ છે. વળી તે નટ અને નાટકને જોનાર વિદ્વાન દ્રષ્ટા પુરુષોને પણ નટનું નાટકમાં હસવું–રોવું વિલાસમાત્ર છે. સ્વયં નટ પણ હસવા–રોવાનો સર્વ વ્યવહાર કરવા છતા નટત્વનિશ્ચયથી ચલાયમાન થતો નથી. બાળકોને જ નટનું હસવું–રોવું હર્ષશોકનું કારણ હોય છે.

હે પરાશર! સમદૃષ્ટિને લીધે વિદ્વાન પુરુષોની જે જે રાગદ્વેષ-રહિત ચેષ્ટાઓ હોય છે, તે સર્વ મુમુક્ષુઓને ઉપદેશરૂપ હોય છે; કારણ કે આ મુમુક્ષુ પુરુષો વિચાર કરે છેઃ આ વિદ્વાન પુરુષોએ એવું કોઈ સમતારૂપ અમૃતપાન કર્યું છે, તેથી તેઓ સર્વ ન્યૂન, અધિક, લૌકિક, પારલૌકિક, કાયિક, વાચિક, માનસિક, શુભાશુભ, સુખદુઃખ, હસવું, રોવું વગેરે અવસ્થાઓમાં હમેશાં શાંતરૂપ સમાન જ છે. તેઓ વિભ્રમગતિને કદાપિ પ્રાપ્ત થતા નથી. સમતારૂપ અમૃતના પ્રતાપથી તેઓ બ્રહ્મા, વિષ્ણુ, શિવ આદિ સહિતના ઐશ્વર્યની ઇચ્છા નથી કરતા તો અન્ય ઐશ્વર્યનું શું કહેવું? વળી એવા ઐશ્વર્યની તેઓ અનિચ્છા પણ કરતા નથી. તેઓ ગ્રહણત્યાગબુદ્ધિથી રહિત છે, સ્વતંત્ર છે. તેઓ નિત્ય જન્મમરણરૂપ ભયથી પણ રહિત હોય છે.

વેશ્યાએ કહ્યું: મહા આશ્ચર્ય છે! આકાશ પોતાનામાં નીલિમા માનીને તે નીલિમાને ધોવાનો ઉદ્યમ કરે, તો તે હાસ્યને પાત્ર થાય છે. હે અવધૂત! સર્વ પદનો અહંકારમાં સમાવેશ થાય છે. જો અહંકારને તેં ધોયો અર્થાત્ ત્યાગ્યો, તો સર્વનો ત્યાગ જ છે. પછી સર્વ કર્મોને ધોવાનું સર્વનું કથનચિંતન કોણ કરશે? અહંકાર વડે જ કથનચિંતન થાય છે, અન્યથા નહિ.

અવધૂત બોલ્યા: શું કરું?

વેશ્યાએ કહ્યું: કર્તવ્યરૂપે કશું ન કર. પોતાના સ્વરૂપને સારી રીતે જાણ. જે કર્તવ્યપ્રાપ્તિરૂપે આવે છે તે મિથ્યા છે. સંત નિષ્કર્તવ્યપદમાં સ્થિત હોય છે. વાસ્તવિક રીતે તે કર્તવ્ય–અકર્તવ્યના અભિમાનથી પણ રહિત હોય છે; કારણ કે કર્તવ્ય કશું નથી. માત્ર બોદ્ધવ્ય (જાણવા યોગ્ય) જ છે. તેથી નામરૂપ દૃશ્યથી દૃષ્ટિ ઉઠાવી અદૃશ્યમા દૃષ્ટિને લગાવ. પછી દૃશ્યમાન–અદૃશ્યમાનનો ભેદ નહિ રહે. ખાંડના રમકડાના નામરૂપનો ત્યાગ કર્યા વિના બાળકને ખાંડનો સમ્યક્ બોધ થતો નથી. એક વખત સાંગોપાંગ તે ખાંડ છે એમ જાણ્યા પછી રમકડાના નામરૂપના ત્યાગનું કંઈ પ્રયોજન નથી. સર્વ ખાંડ જ છે. રમકડાં તો કહેવામાત્ર છે.

અવધૂતે કહ્યું: હે વેશ્યા! તું પરમહંસ દેખાય છે.

વેશ્યાએ કહ્યું: પરમહંસ–અપરમહંસ બન્ને મારા સ્વરૂપમા નથી. જુઓ, સ્વપ્નના પરમહંસ–અપરમહંસ બન્ને સ્વપ્નદ્રષ્ટાના સ્વરૂપમા છે જ નહિ.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! વેશ્યાનાં વચન સાંભળીને, અવધૂતની શુદ્ધિ ઊઘડી ગઈ.

પછી જડભરત બોલ્યા: હે વેશ્યા! તેં કહ્યું છે કે આત્મામાં ત્રિપુટી નથી, તો શેમાં છે? જેને વિષે ત્રિપુટીને માને અને આત્માને જુદો માને એ શું છે તે કહો. વળી એવો ચૈતન્યઆત્માથી ભિન્ન ત્રિપુટીનો આધાર છે જ નહિ. તેથી ત્રિપુટી આત્મારૂપ જ છે. પોતે જ પોતાને જુએ છે, પોતે જ પોતાને સાંભળે છે, પોતે જ પોતાનો સ્પર્શ કરે છે. એ પ્રમાણે સર્વ ઇંદ્રિયોનું જાણવું. તાત્પર્ય કે આ ત્રિપુટીરૂપ પણ તે આત્મા પોતે જ છે. તેનો દ્રષ્ટા, અધિષ્ઠાન, આધાર પણ પોતે જ છે. જુઓ, સ્વપ્નમાં સ્વપ્નદ્રષ્ટા પોતે જ દ્રષ્ટા, દર્શન, દૃશ્યરૂપ ત્રિપુટી બને છે. જે ત્રિપુટીરૂપ બને, એવો અન્ય કોઈ જાગ્રતનો પદાર્થ સ્વપ્નમાં છે જ નહિ. માટે હે વેશ્યા! જો સર્વરૂપ આત્મા પોતે

જ છે, તો દેખવું પણ આત્મારૂપ છે.

વેશ્યાએ કહ્યું : હે જડભરત! તારી બુદ્ધિ હસવાયોગ્ય છે; કારણ કે; એક આત્મામાં સર્વની કલ્પના કરે છે અને વળી ભિન્ન અભિન્ન એમ જાણે છે. કદી તેં તારા પોતાનાથી ભિન્ન અભિન્ન જાણ્યું છે? ઘટ–પટાદિ પદાર્થ ભિન્નભિન્ન જણાય છે. મોટા, નાના, શુદ્ધ, અશુદ્ધ, આગળ, પાછળ તેમ જ દેશકાલાદિ ભેદવાળા પ્રતીત થાય છે; છતાં તે પંચભૂતરૂપ છે; અર્થાત્ એક રૂપ જ છે. તું હસે છે શા માટે? રુદન કર.

એટલે વામદેવ તથા જડભરત બંને રુદન કરવા લાગ્યા.

પરાશરે કહ્યું : હે મૈત્રેય! તે સમયે મેં કહ્યું : હે મિત્રો! રુદન શા માટે કરો છો? તમારા સ્વરૂપમાં રોવુંહસવું સમાન છે. હસવાને છોડી દેવું અને રોવાનું ગ્રહણ કરવું એ અયોગ્ય છે.

વેશ્યાએ કહ્યું : હે સંતો! સ્વપ્નનરોના હસવા વગેરેના વ્યવહાર સ્વપ્નદ્રષ્ટાની દૃષ્ટિમાં સમાન છે. હે પરાશર! જો રાગદ્વેષપૂર્વક હસવું–રોવું થાય, તો તે મૂર્ખતા છે. જો સમતાને લીધે હસવું–રોવું હોય તો ઠીક જ છે. જુઓ નાટકમાં નટ સ્વાંગ અનુસાર કદી રડે છે, કદી હસે છે; પરંતુ તે નટને નાટકનું હસવું–રોવું વિલાસમાત્ર છે, પ્રસન્નતાનું કારણ છે. વળી તે નટ અને નાટકને જોનાર વિદ્વાન દ્રષ્ટા પુરુષોને પણ નટનું નાટકમાં હસવું–રોવું વિલાસમાત્ર છે. સ્વયં નટ પણ હસવા–રોવાનો સર્વ વ્યવહાર કરવા છતાં નટત્વનિશ્ચયથી ચલાયમાન થતો નથી. બાળકોને જ નટનું હસવું–રોવું હર્ષશોકનું કારણ હોય છે.

હે પરાશર! સમદૃષ્ટિને લીધે વિદ્વાન પુરુષોની જે જે રાગદ્વેષ-રહિત ચેષ્ટાઓ હોય છે, તે સર્વ મુમુક્ષુઓને ઉપદેશરૂપ હોય છે; કારણ કે આ મુમુક્ષુ પુરુષો વિચાર કરે છે: આ વિદ્વાન પુરુષોએ એવું કોઈ સમતારૂપ અમૃતપાન કર્યું છે, તેથી તેઓ સર્વ ન્યૂન, અધિક, લૌકિક, પારલૌકિક, કાયિક, વાચિક, માનસિક, શુભાશુભ, સુખદુ:ખ, હસવું, રોવું વગેરે અવસ્થાઓમાં હમેશાં શાંતરૂપ સમાન જ છે. તેઓ વિભ્રમગતિને કદાપિ પ્રાપ્ત થતા નથી. સમતારૂપ અમૃતના પ્રતાપથી તેઓ બ્રહ્મા, વિષ્ણુ, શિવ આદિ સહિતના ઐશ્વર્યની ઇચ્છા નથી કરતા તો અન્ય ઐશ્વર્યનું શું કહેવું? વળી એવા ઐશ્વર્યની તેઓ અનિચ્છા પણ કરતા નથી. તેઓ ગ્રહણત્યાગબુદ્ધિથી રહિત છે, સ્વતંત્ર છે. તેઓ નિત્ય જન્મમરણરૂપ ભયથી પણ રહિત હોય છે.

તેમ જ સર્વદા જગતના ભોગપદાર્થોથી રહિત હોય છે. છતાં શરદઋતુની પૂર્ણિમાના ચંદ્રની માફક તેઓ પ્રસન્નવદન રહે છે. આમ આ સર્વથી વિલક્ષણ કોઈ અદ્‌ભુત પદાર્થ આ વિદ્વાન પુરુષોને મળ્યો છે. તેથી અમને લોકોને પણ આ અમૃતનું પાન કરવાને માટે તે વિદ્વાનોનો સંગ કરવા યોગ્ય છે; નહિ તો અમારું જીવન વ્યર્થ છે. આ મુમુક્ષુ જનોને એ પ્રકારનો સમ્યક્ વિચાર પ્રકટે છે અને વિદ્વાનોમાં નિષ્કામતા, સંતોષ વગેરે જોઈને તેઓને પરમપદની પ્રાપ્તિની ઈચ્છા થાય છે. તેથી બ્રહ્મરૂપ વિદ્વાનોને હસવા–રોવારૂપ અનાત્મધર્મ તો સમ છે. જેમ આકાશ જીવોના હસવા–રોવામાં સમ છે; તેમાં હર્ષશોકરૂપ ન્યૂનાધિકતા થતી નથી.

હે મૈત્રેય! જડભરત આદિ લજ્જાયમાન થઈ ને મૌન થઈ ગયા; કારણ કે વેશ્યા અવાઙ્‌મનસગોચર પદનું કથન કરતી હતી. એ પદમાં વાણીનો પ્રવેશ નથી; તેથી મૌન થવું જ સારું છે.

પછી મેં પૂછ્યું: હે વેશ્યા! આ જીવનો સંસાર કેવી રીતે છૂટે?

વેશ્યાએ ઉત્તર આપ્યો: હું શાસ્ત્ર–વેદ ભણી નથી, પરંતુ તમારા જેવા સંત પુરુષો પાસેથી મેં સાંભળ્યું છે કે જો પોતાનો પરિચ્છિન્ન અહંકાર છૂટે તો પછી નામરૂપ સંસાર ક્યાં રહે? દાખલા તરીકે સુષુપ્તિ અને મૂર્છામાં અહંકાર નથી હોતો તો જગત પણ નથી હોતું.

પુનઃ મેં પૂછ્યું: અહંરૂપ ચિત્ત કેમ વશ થાય?

વેશ્યા બોલી: હે પરાશર! તું ચિત્તને વશ કરવાવાળો કોણ છે? ચિત્તાદિ જડ, દૃશ્ય છે કે દ્રષ્ટા છે? જો ચિત્તાદિ દૃશ્યનો તું દ્રષ્ટા છે, તો ચિત્તને વશ કરવાનું તારે શું પ્રયોજન છે? કારણ કે તું તો ચિત્તાદિ દૃશ્યનો દ્રષ્ટા છે. તને ચિત્ત કંઈ લાકડી મારે તેમ નથી. તારા ઉપર કંઈ જાદુમંત્ર કરતું નથી. તે તારો રસ્તો નથી રોકતું, તને ઝેર નથી આપતું, તને આવરણ નથી કરતું, તેમ પોતાનો દૃશ્યત્વરૂપ અને બંધમોક્ષાદિ ધર્મ પણ તે તને નથી આપતું. અથવા તો તું દ્રષ્ટાની નજદીક પણ નથી. વળી એ ચિત્ત તું દ્રષ્ટાને અહિતકારી નથી સમજતું, પરંતુ હિતકારી સમજે છે; કારણ કે દ્રષ્ટાચૈતન્યવડે જ જડ દૃશ્યની સિદ્ધિ થાય છે, બીજી રીતે નહિ. એ જ દ્રષ્ટાનું દૃશ્ય ઉપર હિતકારીપણું છે. દૃશ્ય ચિત્ત તું દ્રષ્ટાને કોઈ ઉપાલંભ (ઠપકો) પણ આપતું નથી; તમે અમને બરાબર પ્રકાશ નથી આપતા. જેમકે ઘટપટાદિ પ્રકાશ્ય વસ્તુઓ સૂર્ય–દીપકાદિ પ્રકાશકોને ઉપાલંભ નથી આપતા. તાત્પર્ય કે આપણે સર્વ પ્રકારે આકાશ સમાન છીએ,

તેનો બગાડ કોઈ કરતું નથી. ચિત્તાદિ કોઈ પ્રકારે તેને પીડા આપતા નથી. તો પછી વિનાપ્રયોજન બીજાને હરકત કરવી એ નાલાયકનું કામ છે. નાહક અપરાધ વિના બીજાથી શત્રુપણું કરવું એ પાપ છે. જેમ ધીવર (માછી) માછલીઓ અને પક્ષીઓને વિનાઅપરાધે જાળમાં ફસાવે છે તેમ તું ન કર. ધીવરની જેમ ન કર. તારામાં ચિત્તાદિ દશ્ય છે નહિ, તો પછી તું વશ કોને કરે છે? શુદ્ધ સ્ફટિકમણિ પોતામાં કલ્પિત લાલિમાને દૂર કરવાનો ઉપાય કરતો નથી અને જો કરે છે તો તે ભ્રમ છે, તેજ પ્રમાણે તારો કલ્પિત ચિત્તાદિને વશ કરવાનો ઉપાય ભ્રમમાત્ર છે. અથવા જો તું પોતાને ચિત્તાદિદશ્ય જાણે છે, તો ચિત્તાદિ દશ્ય તું જાતે જ છે. પછી વશ કોને કરે? જો વશ કરે તો પોતાના ધર્મોને અથવા પોતાને વશ કરે કે ન કરે એ સરખું જ છે, અને તેથી દ્રષ્ટાને હાનિલાભ કશું પણ નથી. ચૈતન્યદ્રષ્ટાની આગળ ચિત્ત તો વશવર્તી જ છે. વશવર્તીને પુનઃ વશવર્તી કરવું, એ લજ્જાનું કામ છે. દળેલાને ફરી દળવું એ હાંસી છે. સ્વપ્નપદાર્થોની પ્રતીતિ સ્વપ્નદ્રષ્ટાચૈતન્યને અધીન જ છે; સ્વતઃ છે જ નહિ. ચિત્તાદિ દશ્ય પોતાના ધર્મોને અથવા પોતાને રોકશે તો તારું મરણ નિઃસંદેહ થશે. જુઓ! દેહ જો મળમૂત્રત્યાગરૂપી દેહના ધર્મનો ત્યાગ કરે તો દેહનુ અવશ્યમેવ મૃત્યુ થાય, તેમાં આકાશને કંઈ લાભહાનિ નથી. પોતાના શરીરને શરીરી ચેતન વિના વશ કરે, એ ન્યાય તને લાગુ પડશે. તેથી કરીને જો તું અધિષ્ઠાનકલ્પિત ચિત્તને વશ કરવા ઇચ્છે છે, તો તારા સ્વરૂપને સારી રીતે જાણ. અધિષ્ઠાનના જ્ઞાનથી કલ્પિતની નિવૃત્તિ બળાત્કારે પણ થઈ જાય છે. કલ્પિતની નિવૃત્તિ માટે જુદું સાધન નથી. જો તું સર્વ રીતે પોતાને પૂર્ણ આત્મા જાણે છે, તો મન ભટકીને સ્વતઃ શાંત થઈ જાય છે. જેમ મધ્યસમુદ્ર વિષે જહાજ ઉપર કાગડા ઊડે છે, ત્યારે તે ચારે બાજુ સમુદ્ર દેખે છે અને આમતેમ પોતાના બળથી ભટકે છે, પરંતુ તે જ્યારે બીજો આધાર દેખતા નથી, ત્યારે થાકીને જ્યાંથી ઊડ્યા હતા તે જ જહાજ ઉપર ફરી બેસે છે. એ જ પ્રમાણે હરિદૃષ્ટિ–પૂર્ણદૃષ્ટિ વિના મનને વશ કરવાનો કોઈ અન્ય ઉપાય નથી. તરંગાદિના નિજસ્વરૂપ જળને જાણીએ એટલે તરંગાદિ વશ કરી શકાય છે. નિજસ્વરૂપ આત્મામાં કલ્પિત સર્પાદિકરૂપ જડ પદાર્થોના અધિષ્ઠાનરૂપ રજ્જુના જ્ઞાનથી જ મનરૂપ સર્પ વશ થાય છે; અર્થાત્ તેની નિવૃત્તિ થાય છે. સ્વપ્નદ્રષ્ટા સમ્યક્ જાગ્રત થતાં જ સ્વપ્નસૃષ્ટિ સહિત સ્વપ્નમનનુ વશીકરણ અનુભવે છે.

પરાશરે કહ્યું : હે મૈત્રેય ! વેશ્યાએ સત્ય જ કહ્યું છે. જો કોયલામાં અગ્નિના વિયોગથી જ અનિર્વચનીય,[1] અન્ય કારણ વિના, કલુપતા અર્થાત્ કાળાશ ઉત્પન્ન થઈ છે, તે કાળાશ અન્ય કોઈ ઉપાયથી ટળતી નથી. જે અગ્નિના વિયોગથી તે કાળાશ થઈ છે તે જ અગ્નિનો કોયલામાં પ્રવેશ થાય છે. એટલે કોયલાની કાળાશ દૂર થાય છે. ત્યારે એ માલૂમ પણ પડતું નથી કે કાળાશ ક્યાં ગઈ અને કોયલો ક્યાં છે ! તાત્પર્ય કે તે પોતાનું નામરૂપ વિલાવીને એક અગ્નિરૂપ થાય છે, તે જ પ્રમાણે સચ્ચિદાનંદરૂપ અગ્નિના વિયોગથી, મનરૂપ કોયલામાં કર્તૃત્વભોક્તૃત્વરૂપ વિલક્ષણ કલુપતા ઉત્પન્ન થઈ છે. તે કર્તૃત્વભોક્તૃત્વરૂપ કલુપતા યજ્ઞ, દાન, તપ, હોમ, તીર્થ, જપ, ધ્યાન, વેદાધ્યયન, શમ, દમ, વૈરાગ્યાદિ કોઈ પણ સાધનથી દૂર નથી થતી; પરંતુ જે સચ્ચિદાનંદ સ્વરૂપના અજ્ઞાનથી, મન અથવા મન–ઉપાધિવાળા ચૈતન્યમા કલુપતારૂપ આવરણ થયેલુ છે, તેના જ્ઞાનથી જ તે કલુપતારૂપ આવરણ દૂર થશે. અન્ય ઉપાયથી તે દૂર થશે નહિ. તાત્પર્ય કે આપ સહિત સર્વ મનાદિકને હરિરૂપ જાણવામાં આવે તો મનાદિ પોતાના નામરૂપનો ત્યાગ કરી હરિરૂપ થયા પછી એ નહિ જણાય કે મનાદિક પોતાના ધર્મો સહ ક્યાં ગયાં ! હે મૈત્રેય ! જો નામરૂપ મન સહિત સર્વ સંસારને મિથ્યા જાણ્યો અને પોતાના સ્વરૂપને ત્રિકાલાબાધ્ય સત્ જાણ્યું, તો પછી મન ક્યાં જશે ? ઊલટું તે તો મિથ્યા દુઃખરૂપથી હઠીને સુખસ્વરૂપ આત્મામા જ બળાત્કારે લય પામશે. હે મૈત્રેય ! મૃત્તિકાબુદ્ધિ જ ઘટાદિક નામરૂપના અભાવનુ કારણ છે. કોઈ પથ્થર વડે ઘટાદિકને ચૂર્ણ નથી કરતા કે તે મૃત્તિકારૂપ થાય. તે બન્યો–બનાવ્યો કામ આપ્યા કરે છે અને નામરૂપની પ્રતીતિવાળો છતાં મૃત્તિકારૂપ અનુભવાય છે, એ જ દિવ્યદષ્ટિ છે, કારણ કે કારણદષ્ટિ દિવ્યદષ્ટિ છે, અન્ય નહિ.

હે મૈત્રેય ! ફરીથી પણ વેશ્યાએ કહ્યુ : હે સતો ! જે સમયે સસારની સર્વ ચાહના છોડીને એક ભગવાનની ચાહના થઈ, તે જ વખતે વેશ્યાદિ સંજ્ઞા દૂર થઈ, કારણ કે ગોવિંદથી જુદું જે કઈ દષ્ટિએ આવે છે તે મલિનતા છે. જે મૂઢ છે તે જ દશ્યમાનમાં પ્રીતિ કરે છે, વિચારવાન પ્રીતિ કરતા નથી. હે પરાશર ! તું આ દશ્યમાનમાં કેમ દષ્ટિ કરે છેઃ હુ પરમહંસ છું, હુ ઋષિ છું, હું બ્રાહ્મણ છુ, હું પંડિત છું, હુ કુલીન છું, હુ જ્ઞાની છું, ઇત્યાદિ છું અને આ વેશ્યા

૧ કોઈ પણ પ્રકારે વર્ણન ન થઈ શકે તેવુ.

નીચ છે, દુરાચારિણી છે, ઇત્યાદિ કેમ જુએ છે ? તું એમ જાણ કે દશ્યમાન આ શરીર અતિ મલિન છે, કૃમિ છે, તે ભસ્મ થવાનું છે. ગોવિંદથી જુદી જે પ્રતીતિ છે, તે જ મલિનતા છે.

મેં કહ્યું : હે વેશ્યા ! તેં જ પૂર્વે કહ્યું કે હું સર્વરૂપ અદ્વિતીય આત્મા છું, તો મલિનતા, કૃમિ અને ભસ્મ પણ તું જ છે.

વેશ્યાએ કહ્યું : એ સર્વ કહેવામાત્ર છે. બાકી હું ચૈતન્ય સર્વ પદથી અતીત છું.

મેં કહ્યું : જો તારા વિષે સર્વ પદ નથી, તો તારાથી ભિન્ન કોણ છે, જેમાં સર્વ પદ હોય ?

વેશ્યાએ કહ્યું : તને સર્વ–અસર્વ પદ દૃષ્ટિમાં કેમ આવ્યાં છે ?

મેં કહ્યું : જેમ તને મલિનતા, કૃમિ, ભસ્મ દૃષ્ટિમાં આવ્યાં તેમ.

પુનઃ વેશ્યાએ કહ્યું : તું પરમહંસ છે.

મેં કહ્યું : એવું ન કહે, એ કલ્પના મારા વિષે નથી. એ કલ્પના તારા વિષે છે તેથી તેં પોતાને વેશ્યા જાણી છે અને મને પરમહંસ જાણે છે ! હે વેશ્યા ! તું મનવાણી વડે જે જે કથનચિંતન કરીશ, તે તે અહંકારનું રૂપ છે અથવા માયાનુ સ્વરૂપ છે. જ્યાં સુધી મનવાણીની વિષમતા છે, ત્યાં લગી દશ્યનુ સ્વરૂપ છે. હું આત્મા, મન અને વાણીથી અગોચર છું. જેમ તેં સાંભળીને વેશ્યાપણું દૃઢ કર્યું છે અને સ્વપ્નમાં પણ તું પોતાને અન્ય નથી જાણતી, તે જ પ્રમાણે તું જ્યારે પોતાના સ્વરૂપને દૃઢપણે જાણીશ, ત્યારે મુક્તિની ઇચ્છા ન કરવા છતા મુક્તિને પામીશ. જો ઘટાકાશ સમ્યક્ પોતાના સ્વરૂપને સારી રીતે જાણે છે, તો પછી ઘટ ફૂટે કે ન ફૂટે છતાં નિઃસંદેહ તે મહાકાશ-સ્વરૂપ છે. એમ નથી કે ઘટાકાશ ઘટમાં પદાર્થ હોવાને લીધે, નિર્વિકાર નથી : તે સદા નિર્વિકાર છે. તેથી હે વેશ્યા ! આ સ્થૂલ, સૂક્ષ્મ અહંકારને નિરહંકારરૂપ હિમાલયમાં લઈ પ્રજાળી દે અને નિરહંકારરૂપ ભસ્મ લગાવ, તેથી પાપથી નિર્મળ થઈ શોભાયમાન થવાશે.

વેશ્યાએ કહ્યું : હિમાલયમાં અનેક જીવ મરે છે, પરંતુ પાપથી છૂટતા નથી. તેથી હિમાલયમાં બળવાનું કંઈ પ્રયોજન નથી. મારું બળવું તારા વચનથી જ થશે. વેશ્યા નામ મનરૂપી નગરમાંથી કાઢી નાખો, વાસ્તવમાં તો હું ચૈતન્ય આત્મા સ્વાભાવિક જ શોભાયમાન છું; યત્નથી મારે શોભાયમાન થવાનું નથી.

મેં કહ્યું : હું એવો અતીત હકીમ નથી કે આ વેશ્યા નામ નિવૃત્ત કરું અને સચ્ચિદાનંદ નામ રાખું. જો કોઈ ગૃહસ્થ અતીત

પાસે અતીત થવાને જાય છે, તો તે અતીત તે ગૃહસ્થનું નામ કાઢીને બીજું નામ ઘુસાડે છે! આમ તે એક નામરૂપ ભ્રમને કાઢે છે અને બીજા નામરૂપ ભ્રમને વધારે દૃઢ કરી ઘાલે છે! તેમાં વિશેષતા શી થઈ? કંઈ જ નહિ. સચ્ચિદાનંદ આદિ સર્વ નામરૂપ કલ્પિત ભ્રમ છે, સત્ય નથી. જેનાથી સચ્ચિદાનંદ આદિ સર્વ નામરૂપ સિદ્ધ થાય છે, તે અવાઙ્મનસગોચર તારું સ્વરૂપ છે. હે વેશ્યા! તું અહંપણાનો ત્યાગ કર. પુનઃ તે ત્યાગનો પણ ત્યાગ કર, એટલે તું પોતાના સ્વરૂપને પામશે.

પરાશર કહે: હે મૈત્રેય! તે વેશ્યા થોડોક સમય પણ સંતોની સંગતિ કરીને પોતાના સ્વરૂપને પામી, પરંતુ તારો તો હજી સુધી તેમાં પ્રવેશ ન થયો! મારો ઉપદેશ વ્યર્થ ગયો.

મૈત્રેય કહે: તમે મારા ગુરુ છો. મારો અહંકાર નિવૃત્ત કરો.

પરાશર કહે: અહંકાર તારો છે. હું શી રીતે નિવૃત્ત કરું? હે મૈત્રેય! આ તો આવી વાત છે વાંદરો ચણાની મૂઠી ભરે છે અને ઘડા માંથી તેનો હાથ નીકળતો નથી! પણ જો મૂઠી છોડે તો તરત હાથ છૂટી જાય. મૂઠી છોડવી ન છોડવી વાંદરાના મુખત્યારની વાત છે, બીજાની નહિ. હે મૈત્રેય! હું તારો અહંકાર નિવૃત્ત કરું કે મારો? તારો અહંકાર મને દુઃખ આપતો નથી. જેને અહંકાર દુઃખ આપશે તે પોતાની મેળે તેનો ત્યાગ કરશે. જો કોઈ માણસ કોઈ મજૂરને ચાર આના આપે અને તેના માથા ઉપર બોજો ઉપડાવે, પણ તે મજૂરથી જો બોજો સહન નહિ થાય, તો લાચાર થઈને તે નીચે પટકી દેશે હજાર મહોર આપશો, તોપણ તે નહિ ઊંચકે, કારણકે તેના શરીરથી તે સહન થઈ શકતું નથી તેથી તે લાચાર છે. તે જ પ્રમાણે જ્યારે અહંકાર તને દુઃખ આપશે, ત્યારે તું પોતે જ તેનો બળાત્કારે ત્યાગ કરીશ.

મૈત્રેય કહે: જો મુમુક્ષુઓના અહંકારાદિ વિકાર આપ નિવૃત્ત નથી કરતા, તો તમને આચાર્ય કેમ માનો છો?

પરાશર કહે: સત્ત્વ, રજ અને તમઆદિ ગુણોના પ્રકાશક આત્મામાં આચારવિચાર નથી, તે તો સંઘાતના ધર્મ છે; પરંતુ મારી કૃપાની આશા રાખ. આગળ પ્રશ્ન ન કર. નિત્ય-અનિત્યનો સવાલ ન કર. જે કહું તે સત્ય માન.

મૈત્રેય કહે: જ્યાં સુધી મારો સંદેહ નિવૃત્ત ન થાય અને વાત દિલમાં બેસે નહિ, ત્યાં સુધી હું ચૂપ થવાનો નથી. વેદમાં લખ્યું

પણ છે કે જ્યાં સુધી શિષ્યનો સંશય ન મટે ત્યાં સુધી શિષ્યે ચૂપ ન રહેવું અને ગુરુએ પણ ક્રોધરહિત રહીને તેને ઉપદેશ કરવો.

મૈત્રેયનું આ વચન સાંભળીને પરાશરે મૈત્રેયના કેશ પકડી તેને સારી રીતે શિક્ષા કરી. તેથી મૈત્રેયે કહ્યું: હે પરાશરજી! મોટું આશ્ચર્ય છે કે દૈત્યાદિ ક્રૂર હિંસક જીવ પણ પોતાના દેહનું પોતે ભક્ષણ નથી કરતા તો તમે તમને પોતાને કેમ શિક્ષા કરો છો?

પરાશર: શું તું મને તુચ્છ સમજે છે? હમણાં તને ભસ્મ કરું છું.

મૈત્રેય કહે: ભસ્મને ભસ્મ શું કરશો? હું તો છું જ નહિ, કોને ભસ્મ કરો છો? પરંતુ હું એમ નહોતો જાણતો કે તમે માનને ચાહો છો. હવે નમ્રતા સહિત પ્રશ્ન કરીશ. મારી રક્ષા કરો.

પરાશર કહે: તેથી જ તને ઉપદેશ નથી કરતો; કારણ કે તને કંઈ નિશ્ચય નથી. જેને આત્મામાં નિશ્ચય હોય, તે દેહનો નાશ થાય તો પણ નિશ્ચયનો ત્યાગ નથી કરતો. પેલો દૈત્યપુત્ર તું બ્રાહ્મણ કરતાં સોગણો ભલો હતો; કારણ કે પિતાએ તેને અનેક વાર શિક્ષા કરી, પરંતુ તે નિશ્ચયથી ચલાયમાન ન થયો.

મૈત્રેયે કહ્યું: હે ગુરુ! મને તેની કથા કહો કે તે શું થયું છે.

## પ્રહ્‌લાદાખ્યાન

પરાશર કહે: હે મૈત્રેય! પૂર્વે દિતિના ઉદર વિષે બે પુત્ર ઉત્પન્ન થયા હતા. એકનું નામ હિરણ્યાક્ષ હતું. તેને વિષ્ણુ ભગવાને વરાહનું રૂપ ધારણ કરીને માર્યો હતો. તે પછી બીજો હિરણ્યકશિપુ ત્રિલોકનું રાજ્ય કરવા લાગ્યો. સર્વ ઇંદ્રાદિ દેવતાઓ તેની આજ્ઞામાં હતા અને દેવતાઓ જે યજ્ઞનો ભાગ લેતા હતા, તે પણ તે લેવા લાગ્યો હતો. ઇંદ્રાદિ દેવતાઓ તેના ભયથી સ્વર્ગનો ત્યાગ કરીને પૃથ્વી પર રહેવા લાગ્યા હતા. એ હિરણ્યકશિપુના ઘરમાં પ્રહ્‌લાદ નામનો પુત્ર ઉત્પન્ન થયો હતો. જ્યારે પ્રહ્‌લાદ ભણવા યોગ્ય થયો, ત્યારે તેના પિતાએ તેને શીખવાને માટે ગુરુની પાસે મોકલ્યો. પછી કેટલાક દિવસો વીત્યે હિરણ્યકશિપુએ ગુરુ સહિત પ્રહ્‌લાદને બોલાવીને પૂછ્યું:

હે પુત્ર! જે ગુરુથી શીખ્યા હો તે કહી સંભળાવો.

પ્રહ્‌લાદે કહ્યું: હે પિતાજી! આ જે સ્થૂલ સૂક્ષ્મ દૃશ્યમાન જગત છે, તેને સ્વપ્ન સમાન અસત્ ભ્રમરૂપ જાણ્યું છે, અને એક અદ્વિતીય વિષ્ણુ(વ્યાપક આત્મા)ને જ મેં સત્ય જાણ્યા છે 'સર્વ વિષ્ણુ છે.'

આ વચન સાંભળી હિરણ્યકશિપુ ક્રોધે ભરાયો. તેનાં નેત્ર લાલ થઈ ગયાં, તેણે શુક્રાચાર્યને કહ્યું: હે બ્રાહ્મણ! આને શું શિખવાડયું છે? વિષ્ણુ જે મારા જીવનો લેનાર છે તેનું આ ભજન કરે છે અને હું જે ત્રિલોકીનો રાજા છું તેનું આ વિસ્મરણ કરે છે!

શુક્ર બોલ્યા: દૈત્યેન્દ્ર! ક્રોધ ન કરો. એની બાળકઅવસ્થા છે, પણ નિશ્ચયથી હું તેને ફેરવીશ. હવે તમને જ યાદ કરશે.

પુનઃ હિરણ્યકશિપુએ કહ્યું: હે પુત્ર! જે ગુરુ શિખવાડે તે જ શીખજે; નહિ તો તારા પ્રાણ જશે.

પ્રહ્લાદે કહ્યું: હે પિતાજી! કોઈની શક્તિ નથી કે મને મારે. આકાશની સમાન જગત વિષે જે વ્યાપક વિષ્ણુ આત્મા છે; તેને કોણ મારે એમ છે? કોણ તેને દુઃખ આપે તેમ છે?

હિરણ્યકશિપુ કહે: રે નીચ બાળક! મને મૂકીને એ કોણ વિષ્ણુ છે કે તેનું તું વારંવાર નામ લે છે? કહે.

પ્રહ્લાદ કહે: હે પિતા! વિષ્ણુ અખિલ જગત વિષે મનના સાક્ષી છે અને ઇંદ્રિયોથી અગોચર છે. વિચારનેત્ર વિના તે તમને શી રીતે દેખાય? યોગેશ્વરો વિષ્ણુઆત્માને પરમપદ કહે છે. હે પિતાજી! તમે, હું કે આ જગત છે જ નહિ; મૂલ અને સારરૂપ ભગવાન વિષ્ણુ આત્મા જ છે.

હિરણ્યકશિપુ કહે: મૂર્ખ! તારા મનને પાપે ઘેર્યું છે, તેથી તું ઊલટું માને છે. નહિ તો સંત કહે છે કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ત્રણે પ્રણવથી ઉત્પન્ન થયા છે, તેથી તે જડ છે, દૃશ્ય છે અને તું ચૈતન્ય આત્મા છે. ભગવાન તો માયામાં છે. પોતાને ત્યાગી માયામાં લીન કેમ થાય છે?

એટલુ કહીને હિરણ્યકશિપુએ દૈત્યોને કહ્યું કે આ પાપીને દૃષ્ટિથી દૂર કરો અને ગુરુને ઘેર લઈ જાઓ.

કેટલાક દિવસ પછી ફરીથી પ્રહ્લાદને બોલાવ્યો અને પૂછ્યું: શું ભણ્યો?

પ્રહ્લાદે કહ્યું: ભણવું, ન ભણવું, સાંભળવું, જોવું, લેવું, દેવું, ખાવું, પીવું, સૂવું, જાગવું, ઊંઘવું, સ્પર્શ કરવો, એ સર્વ વિષ્ણુ છે.

પ્રહ્લાદનું વચન સાંભળી તે અત્યંત ક્રોધે ભરાયો. તેણે રાક્ષસોને હુકમ કર્યો કે આ બાળકનો ઘાત કરો. એને કાળે ઘેર્યો છે. અમારા કુળમાં તે અગ્નિ છે.

રાક્ષસોએ અનેક પ્રકારની શાસના (શિક્ષા) કરી અને ભય દેખાડ્યો, પરંતુ પ્રહ્‌લાદના રોમમાત્રનો બિગાડ ન થયો.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! પ્રહ્‌લાદની માફક તને જ્યારે શિક્ષા થશે, ત્યારે તરત તું કહીશ કે હું બ્રહ્મ નથી, જીવ છું; પરંતુ દૈત્યપુત્ર પોતાના નિશ્ચયથી ફર્યો નહિ.

મૈત્રેયે કહ્યું: એને શો લાભ થયો કે તેણે એટલી શિક્ષા સહન કરી? કારણ કે નામરૂપ ભ્રમમાત્ર છે. વસ્તુ સત્ છે. એને દંડ કેમ ન થાય? પોતાના સ્વરૂપને ત્યાગીને બીજાને પોતાના સ્વરૂપમાં સ્થાપવા એ ભૂલ છે. પણ એની કથા કહો.

પરાશર કહે: હે મૈત્રેય! ફરી હિરણ્યકશિપુએ પ્રહ્‌લાદને બોલાવીને કહ્યું: હે પુત્ર! નીચ બુદ્ધિને ત્યાગ. વેરીને રસ્તે ન જા, હજી પણ તારું કઈ બગડયું નથી. તને હું નિર્ભય કરીશ.

પ્રહ્‌લાદે કહ્યું: 'હું' તો મૂળે જ નથી. જે છે તે સર્વ ભય-અભયાદિ વિષ્ણુ આત્મા છે.

ત્યારે ક્રોધયુક્ત થઈ તેણે આજ્ઞા કરી કે આને સર્પાદિક પાસે મરાવો. પછી જ્યારે સર્પાદિ લાવવામાં આવ્યા, ત્યારે પ્રહ્‌લાદ, સર્પાદિ સહિત સર્વ જગતનું વિષ્ણુ–આત્મારૂપે આ પ્રમાણે ધ્યાન કરવા લાગ્યો:

'જે પ્રમાણે મારા શરીરમા મન આદિના પ્રકાશક અવિનાશી વિષ્ણુ છે, તે જ પ્રમાણે સર્પાદિમાં પણ છે. તથા બ્રહ્માથી લઈને કીડી પર્યંતનાં શરીરોમાં તે જ વિષ્ણુ આત્મા છે. વિષ્ણુથી પૃથક્ શું છે? સર્પાદિકથી વિષ્ણુ પૃથક્ ક્યાં છે? સર્વ વિષ્ણુ આત્મા છે.'

એ રીતે સર્પાદિકથી પણ પ્રહ્‌લાદને કશું ન થયુ. પછી તેને અગ્નિમા નાખ્યો, પહાડ ઉપરથી ગબડાવ્યો, સિંહ–વ્યાઘ્રની પાસે નાખી જોયો, હિમાલયનાં મહાન ભયંકર સ્થાનોમાં તેને નાખ્યો; આ ને એવાં મૃત્યુના અનેક કારણો સામે તેને ધરવામાં આવ્યો. પરંતુ પ્રહ્‌લાદને કઈ જ ખેદ ન થયો, કારણકે તે આપ સહિત સર્વ વિષ્ણુરૂપે જાણતો હતો. ખેદ તો બીજાથી થાય. (એકત્વમાં ક્યાંથી થાય?)

હિરણ્યકશિપુએ ગુરુને કહ્યું કે એને સામ, દામ, દંડ, ભેદ વગેરે રાજનીતિથી શિક્ષા કરો. શુક્રાચાર્યે તેમ કર્યું, પરંતુ પ્રહ્‌લાદનો નિશ્ચય ફર્યો નહિ એટલું જ નહિ પણ તે ઊલટો દૃઢ થયો.

એક સમયે અધ્યયનશાળાથી શુક્ર કોઈ કામે બહાર ગયા હતા. તે વખતે અવકાશ લઈને બાળકોને પ્રહ્‌લાદ કહેવા લાગ્યો: હે રાક્ષસ-પુત્રો! સર્વરૂપ વ્યાપક વિષ્ણુ આત્મા જ છે. તમે કે હું છે જ નહિ.

તે વિષ્ણુનું ભજન કરો. જો પૂછતા હો કે ભજન શું, તો આપ સહિત સર્વને વિષ્ણુ આત્મા જાણવા એ જ પરમ ભજન છે.

બાળકોએ કહ્યું : હે પ્રહ્લાદ! આ સમય તો રમવાનો છે, ભજનનો નથી.

પ્રહ્લાદે કહ્યું : હે દૈત્યપુત્રો! મનુષ્યજન્મ દુર્લભ છે, વારંવાર તે પ્રાપ્ત થતો નથી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ તથા વિષય અને વિષયોને ગ્રહણ કરવાવાળી શ્રોત્રાદિ ઇંદ્રિયો સર્વ યોનિમાં મળે છે. વિષયજન્ય ઇંદ્રિય સંબંધી સુખ બ્રહ્માથી માંડી કીડી પર્યંત સર્વને છે. એ સુખ છે તે વૈષયિક સુખ છે અને તે સર્વ યોનિમાં મળે છે, કોઈમાં ન મળે એમ નથી. તેથી તેને માટે યત્ન કરવો નિષ્ફળ છે. હે દૈત્યપુત્રો! પુરુષનું આયુષ્ય સો વર્ષનું હોય છે, તેમાંથી અર્ધ આયુષ્ય સૂવામાં જાય છે અર્થાત્ ૫૦ વર્ષ તો રાત્રિમાં કપાઈ જાય છે. બાકી ૫૦ રહ્યાં તેમાંથી બાર વર્ષ રમતમાં જાય છે, બારથી સોળ વૃદ્ધઅવસ્થામાં જાય છે અને બાકી રહેલાં પચીસ વર્ષમાં પારલૌકિક સાધના, વિદ્યોપાર્જન, દેશોન્નતિનો પ્રયત્ન, દેશાટન, ભોગવિલાસ વગેરે થાય છે. ભજન એ જ પચીસ વર્ષમાં થઈ શકે છે. આધ્યાત્મિક રોગો–વિકારો–નું જોર પણ તે જ અવસ્થામાં હોય છે; પરંતુ શરીર ક્ષણભંગુર છે. વીજળીના ચમકારાની માફક તે ક્ષણમાં નષ્ટ થઈ જાય છે. કદી શરીર જન્મે છે તો કદી મરે છે. કદી બાળક, યૌવન કે વૃદ્ધાઅવસ્થા આવે છે. કદી જાગ્રત, કદી સ્વપ્ન-સુષુપ્તિ, કવચિત્ મૂર્છા, સમાધિ હોય છે. તો કોઈ વાર હસવું, રોવું, હર્ષ, શોક હોય છે. કોઈ વાર સુખ, દુઃખ તો કદી ક્ષુધા, તૃષા, હાનિ, લાભ વગેરે સુખદુઃખવાળી અવસ્થાઓ આવે છે. હજારો સુખની અવસ્થાઓ આવે છે અને હજારો દુઃખની પણ આવે છે; પરંતુ તે સર્વ આ શરીરરૂપ સંઘાતની અવસ્થાઓ હોય છે.

વળી બાળકઅવસ્થા અત્યંત જડરૂપ છે. તેમાં શુભાશુભનું કંઈ જ્ઞાન હોતું નથી. શાસ્ત્રમાં એ અવસ્થામાં અનેક દુઃખો વર્ણવેલાં છે. તે જ પ્રમાણે યૌવન અવસ્થામાં અનેક કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકારાદિ દુઃખદાયક વિકારનું શાસ્ત્રમાં વર્ણન થયું છે. તેમ જ વૃદ્ધાવસ્થામાં અંગ ક્ષીણ થઈ જવું વગેરે દોષોનું નિરૂપણ છે. તેથી હે દૈત્યપુત્રો! જે ભજન, દાન, તપાદિક નથી કરતા, તેને અવસર ચૂકયે મૃત્યુના કાળમાં પશ્ચાત્તાપ જ થાય છે.

(જીવ) માતાના ગર્ભમાં જઠરાગ્નિ આદિ નિમિત્તથી મહાન દુઃખ પામે છે. માથું નીચું અને પગ ઉપર રાખી તે ઊંધે માથે

લટકે છે. તે મળમૂત્રના કુંડમાં પડ્યો રહે છે પછી બહુ દુઃખી થવાથી ગર્ભથી છૂટવા માટે તે ભ્રમથી પોતાના ચૈતન્યસ્વરૂપથી ભિન્ન એવા પરમેશ્વરની કલ્પના કરે છે અને પ્રાર્થના કરે છે, કે હે સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મા ! પૂર્વે મેં અનેક મળમૂત્રરૂપ દેહોમાં દેહાભિમાન કરેલું છે. તે દેહાભિમાનના ફળરૂપ આ ગર્ભવાસ છે. જો હું દેહાભિમાન ન કરત, તો દુઃખરૂપ આ ગર્ભવાસ ન પામત. આ ગર્ભવાસથી મને મુક્ત કરો.

તેથી સર્વ દુઃખોનું કારણ દેહાભિમાન જ છે, અન્ય નથી; દેહાભિમાની દેહનો પણ બાપ છે. માટે હે બાળકો ! તમારે કદી દેહાભિમાન ન કરવું. તમારે તો આપ સહિત સર્વ જગતને વિષ્ણુરૂપ આત્મા જાણવું તેથી જન્મમરણરૂપ બંધનથી છુટાશે. દેહાભિમાનનો ત્યાગ કર્યા વિના અન્ય તપાદિ સાધનોથી બંધનરૂપ સંસારબંધથી નહિ છુટાય.

આ દુર્લભ મનુષ્યશરીરમાં તમે સંતતિ અને પેટપૂરણમાં પરાયણ રહો અને જો પોતાના મૂળ સ્વરૂપ આત્માને નહિ જાણો, તો તમે અનંત કુક્કુર (કૂતરાં), શુકર(ભૂંડ)ની દુઃખમય યોનિઓને પામશો અને મનુષ્યજન્મ મળેલો નિષ્ફળ જશે. કોઈ પુણ્યને યોગે કોઈને અકસ્માત્ ચિંતામણિ હાથ આવે અને તે તેથી કોઈ પ્રયોજન સિદ્ધ ન કરે પણ તેને ગુમાવી દે, તો તે અત્યંત નાલાયકીનું કામ છે. માટે મનુષ્યદેહ પ્રાપ્ત કરીને વિચાર કરવો એ કર્તવ્ય છે. હું કોણ છું, આ દેહાદિક પ્રપંચ શું છે, હું ક્યાંથી આવ્યો છું અને ક્યાં જવાનો છું, એ રીતે જો પોતાના સ્વરૂપને ન જાણીએ, તો પછી મનુષ્યદેહ મળ્યાનો લાભ શો ?

હે બાળકો ! અત્યંત મળમૂત્રરૂપ અને અપવિત્ર એવા આ શરીરનો અહંકાર ત્યાગો અને એક આત્મા વિષ્ણુને પવિત્ર જાણો. અંતર અને બહાર એ આત્મા જ છે. એ આત્માનો પિતા નથી કે માતા નથી. તેનો ભાઈ નથી કે પુત્ર નથી. તેનો કોઈ વર્ણ નથી કે આશ્રમ નથી કે નથી તેની બાલકાદિ અવસ્થા. એ સર્વ શરીરના ધર્મ છે, આત્માના નહિ. આત્મા નિત્ય, નિર્લેપ, પ્રકાશરૂપ છે. ઉપાધિયુક્ત સર્વ વિષ્ણુ આત્મા છે. (ઉપાધિરહિત તે નિર્વિકાર શુદ્ધ છે.) જેમકે નિદ્રારૂપ અવિદ્યારૂપી ઉપાધિ વિના સ્વપ્નદ્રષ્ટા નિર્વિકાર શુદ્ધ છે. ઉપાધિ સહિત સર્વ સ્વપ્નપ્રપંચરૂપ પણ સ્વપ્નદ્રષ્ટા જ છે. શરીરાદિકના અભિમાનનો પ્રબંધ હોવાથી તે પ્રત્યક્ષ ભાસતો નથી. શુદ્ધ સ્ફટિકમાં કોઈ રીતનો રંગ હોતો નથી, પરંતુ લાલ પુષ્પ વગેરેના યોગથી તે લાલ દેખાય છે

બાકી વાસ્તવમાં તે શુદ્ધ છે, તે જ પ્રમાણે આત્મામાં દૃશ્યમાન નામરૂપ-પ્રપંચ વાસ્તવમાં છે જ નહિ. બુદ્ધિ આદિ ઉપાધિના સંબંધથી જ તે આત્મામાં પ્રતીત થાય છે. જે આ નામરૂપ ભ્રમ, પ્રપંચમાં સત્યત્વની પ્રતીતિ કરે છે, તે જન્મમરણના બંધનમાં પડે છે. માટે હે બાળકો! તમે હમણાંથી જ નારાયણપરાયણ થઈ જાઓ અને આશા છોડી મનને આશારહિત કરો એ જ યોગ્ય છે.

અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ નારાયણઆત્માથી જે પૃથક્ છે, તેને મૃગતૃષ્ણાના જળ જેવું જાણો. આત્માને સર્વ અવસ્થાથી ન્યારો સાક્ષીરૂપ જાણો. જ્યારે આ નિશ્ચયને દૃઢતાથી ધારણ કરશો, ત્યારે તમે અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ એ ત્રણ તાપથી છૂટશો; કારણ કે એ સર્વ ઉપાધિ શરીરની છે. શરીરનું અભિમાન છૂટે છે તો એ સર્વ ઉપાધિઓથી તે મુક્ત થાય છે. માટે દ્વૈતનો વિચારમાત્ર ત્યજો. જે કંઈ જુઓ, સાંભળો, સૂંઘો, સ્પર્શ કરો, રસ લો, તેમ જ જે કાંઈ લેવું, દેવું, ગ્રહણ, ત્યાગ વગેરે વ્યવહાર કરો, તે સર્વ વિષ્ણુઆત્મા જાણો—બીજું કોઈ છે જ નહિ. સ્વપ્નના જૂના સર્વ વ્યવહાર સ્વપ્નદ્રષ્ટા આત્મ-રૂપ છે. ઘટાકાશ પોતાને મહાકાશ જાણે છે. જેણે બુદ્ધિ આદિના સાક્ષીસ્વરૂપ પોતાના આત્માને બ્રહ્મરૂપ સમ્યક્ જાણ્યો છે, તે આ ભ્રમરૂપ સંસારમાં જન્મમરણને પામતો નથી.

પરાશર બોલ્યા: હે મૈત્રેય! તે જ વખતે શુક્રાચાર્ય આવ્યા. તેમણે જોયું તો સર્વ બાળકો અધ્યયનશાળામાં આ જ ભજન કરી રહ્યા હતા: આ સર્વ નામરૂપ વિષ્ણુ આત્મા જ છે; અમે પણ સર્વવ્યાપી વિષ્ણુઆત્મા છીએ; વિષ્ણુઆત્મારૂપ અમારાથી અહં—ત્વંરૂપ જગત ભિન્ન નથી, વિષ્ણુરૂપ અમારા આત્માનો મણિની પ્રભા જેવો આ નામરૂપ પ્રપંચ પ્રકાશ છે.

હે મૈત્રેય! બાળકોની આ અવસ્થા જોઈને શુક્રાચાર્યે પ્રહ્લાદની શાળામાં જે બન્યું હતું તે હિરણ્યકશિપુને કહી સંભળાવ્યું; પરંતુ તેમણે પોતાની નિર્દોષતા બતાવવા હિરણ્યકશિપુને સાથે લઈ જઈને તે બતાવ્યું નહિ.

પાઠશાળામાં પ્રહ્લાદની આ અવસ્થા સાંભળીને હિરણ્યકશિપુ અત્યંત ક્રોધયુક્ત થયો, તેણે રસોઇયાઓને હુકમ કર્યો કે પ્રહ્લાદને ભોજનમાં ઝેર આપો અને તેનો નાશ કરો. તે રસોઇયાઓએ તેમ કર્યું અને પ્રહ્લાદને બોલાવીને ભોજન આપ્યું. પ્રહ્લાદ તો આ જ ભોજન કરતો હતો: ભોજન પણ વિષ્ણુ જ છે, ભોજન બનાવનાર

પણ સર્વવ્યાપી વિષ્ણુ છે, વિષ પણ વિષ્ણુ છે, અમૃત પણ વિષ્ણુ છે, હું પણ વિષ્ણુ છું તથા હિરણ્યકશિપુ પણ વિષ્ણુ છે. તાત્પર્ય કે સર્વ નામરૂપ પ્રપંચ વિષ્ણુઆત્મા છે, અન્ય દ્વૈત નથી.

હે મૈત્રેય! તેથી વિષ ઊલટું અમૃતરૂપ થઈ ગયુ અને વિષની તેને કશી અસર ન થઈ. કારણ સર્વ જગત મનોમાત્ર છે. મનમાં જેવી દૃઢ ભાવના કરીએ તેવી ભાવના અનુસાર તે પ્રત્યક્ષ થાય છે. અન્ય કોઈ બાહ્ય પ્રપંચ છે જ નહિ. મનમાં સ્વપ્નવત્ જ પ્રપચ છે. હે મૈત્રેય! ભૃંગી કીડો (ભ્રમરી) અન્ય વિજાતીય કીડાને નિરંતર દૃઢ ભાવનાથી પોતાનારૂપ કરી દે છે, તો આ તો નામરૂપ પ્રપંચ અગાઉથી જ (સ્વરૂપે જ) અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ વ્યાપક વિષ્ણુસ્વરૂપ આત્મા છે. કેવળ મનના ભ્રમથી જ વિપર્યય (ઊંધી) કલ્પના હતી. જે મને નિજ સ્વરૂપમાં વિપરીત ભાવના કરી હતી, તે જ મન જો સર્વ નામરૂપ જગતમાં સાંગોપાંગ નિજસ્વરૂપ વિષ્ણુઆત્માની ભાવના કરે, તો નામરૂપ પ્રપંચ વિષ્ણુઆત્માનું સ્વરૂપ કેમ ન જણાય? અવશ્ય જણાય. હે મૈત્રેય! ઉપાસનારૂપ ભક્તિ પણ એ જ છે કે આપ સહિત સર્વ નામરૂપ પ્રપંચને ઉપાસ્યરૂપ જાણવો, તેથી જ શાંતિ પ્રકટે છે, રાગદ્વેષ મટી જાય છે, દુઃખોની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

હે મૈત્રેય! પ્રહ્‌લાદને વિષથી દુઃખ ન થયુ; કારણ કે વિષ તથા પોતાના સહિત સર્વને પ્રહ્‌લાદ વિષ્ણુરૂપ જાણતો હતો. વળી જેમ પોતે પોતાના શરીરને કોઈ દુઃખ આપતું નથી, તેમ વિષ્ણુ પોતાને તો પોતે દુઃખ ન જ આપે; માટે હે મૈત્રેય! તું પણ વિચાર કરી દૃઢ નિશ્ચય કર કે સર્વ નામરૂપ પ્રપચ, અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું આત્મા છું. અથવા સર્વ નામરૂપ પ્રપચથી હું અસંગ, નિર્વિકાર, નિર્વિકલ્પ, સચ્ચિદાનંદ સાક્ષી આત્મા, સ્વમહિમામાં સ્થિત છું—અસત્, જડ, દુઃખરૂપ આ દેહાદિ પ્રપંચ હુ નથી.

ધન્ય છે તે દૈત્યપુત્રને કે તે આવી દશામાં ય પોતાના નિશ્ચયથી ચળ્યો નહિ અને મનવચનશરીરથી પોતાના સ્વરૂપમાં જ સ્થિત રહ્યો. તને જો વિષ આપે તો તું તત્કાલ કહે કે હુ બ્રહ્મ નથી પણ જીવ છું.

મૈત્રેયે કહ્યું: હે ગુરુ! ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એ ત્રણે કાળમાં સર્વ નામરૂપ જગત હું જ છું, તો જીવ પણ હુ જ છું, પ્રહ્‌લાદ પણ ક્યાં છે? આપની બુદ્ધિમાં ભેદ પડ્યો છે કે શું આપ

પ્રહ્લાદથી મને જુદો સમજો છો ?

પરાશરે કહ્યું : હે પાખંડી! પ્રહ્લાદ સમાન્ તારું મન શુદ્ધ નથી. તું પાપીનું દર્શન કરવા યોગ્ય નથી, તેથી પાપ છે.

મૈત્રેય કહે: સત્ય છે. એથી વિશેષ પાખંડ કર્યું છે કે હું ચૈતન્ય માયા વડે સર્વ નામરૂપ પ્રપંચને ઉત્પન્ન કરી તેનું પાલન અને સંહાર કરું છું, છતાં સ્વરૂપથી કંઈ પણ ઉત્પન્નાદિ કરતો નથી! સર્વનો ભોક્તા છતાં હું અભોક્તા છું. નિજસ્વરૂપથી મનવાણીનો અવિષય છતાં હું જ માયા વડે મનવાણીના વિષયરૂપ પણ છું. શરીરદૃષ્ટિથી ચાલતો છતાં સ્વરૂપદૃષ્ટિથી હું અચળ છું. કર્તા છતાં હું અકર્તા છું. સર્વ મનવાણીશરીરાદિક દૃશ્યની ચેષ્ટાઓ કરતો છતાં પણ હું અક્રિય, અસંગ અને સાક્ષી છું. જુઓ સ્વપ્નદ્રષ્ટા, સ્વપ્નદૃશ્યની ચેષ્ટાઓ કરતો છતાં અસંગ અને અક્રિય છે. વળી એક બીજું પણ મારું પાખંડ છે. છું તો હું પોતે જ, છતાં હું મારાથી ભિન્ન તત્પદ (પરમેશ્વરનું પદ), ત્વંપદ અને બ્રહ્મને કલ્પું છું તથા અસત્, જડ, દુઃખરૂપ દૃશ્યને પોતાની સત્તાસ્ફૂર્તિ વડે ઊલટું સચ્ચિદાનંદરૂપ કરી બતાવું છું. જુઓ પારસમણિ લોહને સુવર્ણ કરી બતાવે છે અને ઐન્દ્રજાલિક (જાદુગર) માયિક પદાર્થોને સત્ય કરી બતાવે છે. હું ચૈતન્ય આત્મા દેશ, કાલ, વસ્તુભેદથી રહિત છતાં સ્વમાયા વડે દેશ, કાલ તથા વસ્તુભેદવાન હું જ છું. એ જ હું ચૈતન્યનું મહાન પાખંડ છું, હુ ચૈતન્ય (અવાઙ્મનસગોચર) સ્વપ્રકાશ હોવાથી મનઇંદ્રિયોના દર્શન માટે અયોગ્ય છું. તેમ જ સર્વ દર્શન પણ મારું જ છે. જે પુરુષ હું ચૈતન્યઆત્માને સમ્યક્ બ્રહ્મરૂપ નથી જાણતો, તેને ભ્રમમાત્ર, ચોરાશી લક્ષ યોનિમાં જન્મમરણરૂપ પાપ થાય છે. માટે હે પરાશરજી! મને જે આપે પાખંડી, દર્શનને અયોગ્ય અને પાપી કહ્યો છે, તે પૂર્વોક્ત રીતે ઠીક જ કહ્યો છે.

પરાશરે કહ્યું : હે મૈત્રેય! કથા સાંભળ. હિરણ્યકશિપુએ શુક્રાચાર્યને બોલાવીને કહ્યું કે આ બાળકનો કોઈ પણ ઉપાયથી નાશ કરો, ઢીલ ન કરો. ત્યારે શુક્રાચાર્યે પ્રહ્લાદને કહ્યું: હે પુત્ર! તારો પિતા ત્રિલોકીનો પ્રકટ રાજા છે. બીજાનું તારે શું કામ છે? પિતાનું શરણ લે અને શત્રુની મિત્રતાનો ત્યાગ કર, નહિ તો તારો નાશ થશે. પિતા પરમગુરુ છે, તેની આજ્ઞાનો ભંગ ન કર.

હે મૈત્રેય! તું પણ મારાથી ભય પામ; કારણ કે શુક્રાચાર્ય તો એક શક્તિવાળા હતા અને હું હજાર શક્તિવાળો છું. શુક્રાચાર્યે તો

મારી પાસેથી ઉપદેશ લીધો હતો!

મૈત્રેયે કહ્યું : હું ચૈતન્ય આત્માના ભયથી, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ, યમ, સમુદ્ર, નદીઓ, બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક સર્વ દૃશ્ય ભય પામે છે. મને ભય પમાડે, એવી કોની શક્તિ છે? હું ચૈતન્ય વિના સર્વ નામરૂપ દૃશ્યની સિદ્ધિ જ નથી, તો તે ભય ક્યાંથી આપશે? ચિત્રની મૂર્તિઓ ચિતારાને ભય કેવી રીતે આપશે? અનેક પ્રકારની પૂતળીઓ તેના ચાલકને કેમ ભય આપી શકે? કદી ન આપી શકે.

અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું સર્વ નામરૂપ દૃશ્યનો દ્રષ્ટા આત્મા છું. પોતાના આત્માને દૃશ્ય ભય શી રીતે આપે?

હે પરાશર! શુક્રાચાર્ય જે વાત પ્રહ્લાદને કહેતા હતા, તે પણ આપે જ શુક્રાચાર્યને ઉપદેશ આપ્યો હશે.

પરાશર બોલ્યા : હે મૈત્રેય! હું શુક્રાચાર્યને નિર્વાણ પદનો ઉપદેશ કરતો હતો, પરંતુ કામનાને વશ હોવાને લીધે તેના હૃદયમાં નિર્વાણઉપદેશનો પ્રવેશ ન થયો. ઊલટો એ કહેવા લાગ્યો, 'મને એવી વિદ્યા શીખવો કે જેથી હું કોઈ મૂએલાંને જીવતાં કરું, કોઈને કાલવશ કરું અને મારી સંસારમાં પ્રતિષ્ઠા થાય.' આ પ્રકારની વિદ્યાનો અભ્યાસ શુક્રાચાર્યે કર્યો તેમાં મારો દોષ નથી. તેની કામનાનો જ દોષ છે.

હે મૈત્રેય! હું ગુરુનો ભય રાખ.

મૈત્રેયે કહ્યું : મારામાં મરવું, જીવવું બન્ને નથી; હું શા માટે ભય રાખું? પરંતુ પ્રહ્લાદની કથા કહો.

હે મૈત્રેય! પ્રહ્લાદે કહ્યું : હે ગુરુ! અમારી જાતિ દૃષ્ટિથી નીચી છે અને તમે ઉચ્ચ પદની વાત કરો છો, તેથી તમારો ઉપદેશ મારા મનમાં ઠસતો નથી. જે જે દૃશ્યમાન છે, ઉત્પન્ન થાય છે, વિકારવાન છે તથા કાર્યરૂપ છે તે ઘટવત નાશ પામવાના સ્વભાવવાળું છે. આત્માવિષ્ણુ તો એ પદોથી રહિત છે; તેથી તે સત્ છે. હે મહામુનિ! જે ગુરુ ઉપદેશ કરીને સત્ આત્માની પ્રાપ્તિ કરાવી શકે છે; તે જ પરમગુરુ છે; તે જ પિતા, માતા, ભ્રાતા, સુહૃદ છે. જો પિતા પક્ષપાતરહિત થઈને સત્ વસ્તુનો ઉપદેશ કરે, તો એ જ પરમગુરુ છે. જો એમ ન કરે તો તે પિતા પરમગુરુ નથી; પરંતુ શાસ્ત્રરીતિ અનુસાર પિતા માત્ર છે. તેનું પણ મન, વાણી, શરીરથી યથાયોગ્ય પૂજન કરવું, એ ધર્મ છે. પરંતુ લૌકિક પિતા બહુ કૃપા કરે તો શરીર–ઇંદ્રિયોનું પાલન કરશે; તે કંઈ પરમ પુરુષાર્થ મોક્ષ નહિ આપી

શકે. તેથી તમારી બુદ્ધિમાં ભેદ પડ્યો છે કે અજ્ઞાની પિતાને તમે પરમગુરુ સમાન કહો, પિતા મૃત્યુથી છોડાવી શકે છે? કદાપિ નહિ. ત્યારે પરમ વિદ્વાન ગુરુરૂપ પિતા મૃત્યુથી નિઃસંશય છોડાવે છે. હે શુક! પિતાનું નિરંતર ધ્યાન કરવું એવું વેદમાં કોઈ જગાએ લખ્યુ નથી, પરતુ સચ્ચિદાનંદસ્વરૂપ હરિનું ધ્યાન કરવાનુ વેદમાં લખ્યુ છે અને તે યોગ્ય છે. જે પરમાર્થને જાણે છે, તે સત્ય ઉપદેશ જ કરે છે, અસત્ય નહિ.

શુકે કહ્યું કે ગોવિંદના ભજન વડે તું શું ઇચ્છે છે? જે તારી ઇચ્છા હોય તે તારો પિતા પણ આપી શકે છે.

પ્રહલાદે કહ્યુ : તમને મારા અંતઃકરણની ખબર જ નથી. ધ્યાનભજનનુ એ જ પ્રયોજન છે કે પોતાના મૂળને પામવું. જ્યા મૂળની પ્રાપ્તિ થઈ એટલે બંધનથી છુટાયુ. સમ પદ ભજનથી જ મળે છે અને 'આપ સહિત સર્વ નારાયણ છે,' એ જ ભજન છે.

શુકે કહ્યુ : ત્વંપદ તથા તત્પદના લક્ષ્યરૂપ જે સચ્ચિદાનંદ, મન, બુદ્ધિ આદિ સર્વ આ દૃશ્યસંઘાતના સાક્ષી, દ્રષ્ટા, નિજાત્મસ્વરૂપનો પિતાએ તને પૂર્વે ઉપદેશ કર્યો છે, તે કેમ નથી માનતો?

પ્રહ્લાદે કહ્યુ : પિતા તો જ્યારે ત્યારે દેહને જ આત્મરૂપ કહીને ઉપદેશ કરે છે. તાત્પર્ય કે શ્રુતિના તાત્પર્યને જાણ્યા વિના અન્નમય કોશને જ આત્મા કહે છે. શ્રુતિએ તો અરુંધતીના દૃષ્ટાંત વડે અન્નમયથી આગળ પ્રાણ, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય કોશોને આત્મરૂપ કહ્યા છે, તેથી અન્નમયાદિક પંચકોશરૂપ આત્મા છે, એવું શ્રુતિનુ તાત્પર્ય નથી. જો એ શ્રુતિનું તાત્પર્ય હોય તો તે તો વિના યત્ને સર્વને મળેલ છે. એમ પરમપુરુષાર્થનો પ્રયત્ન નિષ્ફળ છે. માટે સત્ત્વાદિ ગુણોના કાર્યરૂપ જે જાગ્રતાદિ અવસ્થા સહિત ત્રણ શરીરરૂપી પંચકોશ છે, તે સંપૂર્ણ કાર્યકારણરૂપ પ્રપંચ મનવાણીને ગોચર છે, તેથી તે મિથ્યા છે. માટે હે અધિકારીજનો! તમારો આત્મા અવાઙ્મનસગોચર, સર્વાધિષ્ઠાન, જગદ્વિધ્વંસક, પ્રકાશક, અવેદ્યત્વ, સદાઅપરોક્ષ સાક્ષી, સચ્ચિદાનંદ વિશુદ્ધાનંદ છે તેને તમારું સ્વરૂપ જાણો. મનવાણીગોચરને પોતાનું સ્વરૂપ ન જાણો એ જ શ્રુતિનું રહસ્ય છે.

પુનઃ શુકે કહ્યું : હે પ્રહ્લાદ! હજી માન, નહિ તો તત્કાળ જ તને બાળીને ભસ્મ કરીશ.

પ્રહ્લાદે કહ્યું : કોઈ કોઈ ને જિવાડતું નથી, કોઈ કોઈ ને મારતું નથી. રક્ષા કરનાર સર્વનો એક આત્મા વિષ્ણુ છે. જેમ સ્વપ્નદ્રષ્ટા જ

સર્વ સ્વપ્નપદાર્થોની રક્ષા કે નાશ કરે છે, અન્ય જાગ્રત પુરુષ પણ તેની રક્ષા કે નાશ કરી શકતા નથી, તેમ જ સ્વપ્નપદાર્થ પણ પોતપોતાના રક્ષક થઈ શકતા નથી.

પછી શુકે શુદ્ધ થઈને મુખથી અગ્નિ કાઢ્યો અને પ્રહ્લાદ ભય પામીને વિષ્ણુને શરણ થઈ પ્રાર્થના કરવા લાગ્યોઃ હે અનંત વિષ્ણુ! આ બ્રાહ્મણથી મારી રક્ષા કરો. પુનઃ કહ્યું : હું ઊલટું જ સમજ્યો છું. જો સર્વ નામરૂપ જગત એક વિષ્ણુઆત્મા છે, તો શુક, અગ્નિ અને પ્રહ્લાદ કયાં છે કે જેનાથી ભય પામું! ત્યારે તે અગ્નિ ઊલટો શુકને જ બાળવા લાગ્યો. શુક ભયભીત થઈ વનમાં જ પ્રહ્લાદને શરણે ગયો અને બોલ્યોઃ હે યજમાન પ્રહ્લાદ! હું તારો પુરોહિત છું. આ મારો અપરાધ ક્ષમા કર. હું તારે શરણ છું.

હે મૈત્રેય! પહેલાં તો શુક ક્રોધ પામ્યા હતા, પરંતુ જ્યાં પ્રાણની અંતનોબત વાગી, એટલે પ્રહ્લાદની સ્તુતિ કરવા લાગ્યા; પરંતુ પ્રહ્લાદ બંને અવસ્થામાં સમાન રહ્યો. તે વિષમ ગતિને ન પામ્યો.

હે મૈત્રેય! તું પણ સમપદમાં સ્થિત થા. તેથી સર્વ અવસ્થામાં સમ રહેવાશે.

મૈત્રેયે કહ્યું : હું મૂળને શી રીતે પહોંચું?

પરાશર બોલ્યા : તું જાતે જ મૂળરૂપ છે. મૂળ રૂપને કેમ પહોંચાય? પહોંચવું તો ક્રિયા વડે બને છે. તું અક્રિય છે. મૂળનું તારે શું પ્રયોજન છે? પોતાને નારાયણના ભાવવિનાનો જાણીને જે કર્મ કરે છે, તે બંધનનું કારણ છે. જ્યાં સુધી તું નિષ્કર્તવ્યમાં કર્તવ્યની ભ્રાંતિનો ત્યાગ નહિ કરે, ત્યાં સુધી મૂળને પામવું કઠિન છે.

મૈત્રેય કહેઃ ભક્તિનું સ્વરૂપ કહો.

પરાશર કહેઃ હું પંડિત નથી કે તને કથા સંભળાવું.

મૈત્રેય કહેઃ પંડિત નહિ ત્યારે મૂર્ખ હશો?

પરાશર કહેઃ બંનેમાંથી એક પણ નહિ.

મૈત્રેય કહેઃ બંને નહિ તો કોણ છો?

પરાશર કહેઃ જેથી પંડિત, અપંડિત આદિ શબ્દ અને તે શબ્દોના અર્થ સિદ્ધ થાય છે, તે હું છું. મને સિદ્ધ કરનાર કોઈ નથી, હું સ્વતઃસિદ્ધ છું.

મૈત્રેય કહેઃ હું તમારો આદિઅંત કશું જાણતો નથી.

પરાશર કહેઃ ચારે વેદ તથા બ્રહ્મા, વિષ્ણુ અને શિવાદિક પણ હું અનંત ચૈતન્ય આત્માનો આદિઅંત નથી જાણતા, તો તારી શી

શક્તિ છે કે તું જાણે, કારણ કે સર્વથી આદિ હું ચૈતન્ય છું. હું ચૈતન્યથી જ વેદાદિક ઉત્પન્ન થયા છે, તો વેદ શું જાણે? પુત્ર પિતાની સ્થિતિનો જ્ઞાતા થઈ શકતો નથી.

મૈત્રેય કહે: મને સંન્યાસી કરો.

પરાશર કહે: હમણાં તો જ્ઞાનનું પ્રતિબંધક એવું તારું દેહનું અભિમાન રાઈના દાણા જેટલું થોડું સરખું છે. પણ જો તું સંન્યાસી થઈશ, તો તારું દેહાભિમાન સુમેરુથી પણ અધિક થઈ જશે. તેથી જ્ઞાન થવું દુર્લભ થશે. જે સંતો નિરપેક્ષ છે અને વૈરાગ્યપૂર્વક આત્મદર્શી છે, તે અદંડી સંન્યાસી છે, તો કોઈ સદંડી છે. તેમના તે દંડથી મનનો નિગ્રહ થાય છે. તે સર્વ દૈવીગુણસંપન્ન છે. વળી ગૃહસ્થાશ્રમમાં કોઈ સજ્જન પુરુષ હોય છે, તેમને પુણ્યપ્રતાપથી ધર્મપૂર્વક આત્મજ્ઞાન થયું હોય છે. આવા સંત અને સજ્જન પુરુષના ગુહ્ય ઉત્તમ ગુણોને પ્રાપ્ત કર્યા વિના તું કેવળ સંન્યાસગ્રહણથી જ તેમનો તિરસ્કાર કરીશ અને તેથી કરીને તું પરમ દુઃખ પામીશ. દેહાભિમાનરૂપ બિલાડીને કાઢવા માટે સંન્યાસ છે. તેને બદલે મહાન દેહાભિમાનરૂપ સિંહને ઘુસાડી દેવો એ અત્યંત મૂર્ખતા છે. એ તો આના જેવું છે: જેમ કોઈ મૂડીની વૃદ્ધિ માટે કોઈ પ્રકારનો વેપાર કરે અને તેમાં લાભ કરવાને બદલે ઊલટી મૂડીને ખોઈ નાખે તે અવિચારનું ફળ છે. તે કોઈક જ સમ્યક્ વિચારવાન પક્ષપાતરહિત સંન્યાસી થાય છે. બાકી કેવળ દંડઅભિમાની થવાથી કંઈ સુખ નથી. માટે આ દેહાભિમાનાદિકની નિવૃત્તિ માટે તું સ્વસ્વરૂપના સમ્યક્ જ્ઞાનરૂપી દંડને ધારણ કર; ઊલટું અભિમાન વધે તેવું તું ન કર. પછી તો તારી જેવી ઇચ્છા.

મૈત્રેય કહે: મને અતીત કરો.

પરાશર કહે: હે મૈત્રેય! અતીત (વેગળો) શેનાથી થાય છે? જો સ્ત્રી-પુત્રાદિક બાહ્ય કુટુંબીજનોથી અતીત થતો હોય; તો એ સ્ત્રીપુત્રાદિક તો શરીરદૃષ્ટિથી તારાથી અતીત જ અર્થાત્ ભિન્ન જ છે. પછી શરીરની અંદર રહેલાં મન, બુદ્ધિ તથા ઇંદ્રિયાદિ જે કુટુંબ છે, તેનાથીય તું ચૈતન્ય સાક્ષી આત્મા સ્વતઃ અતીત છે. તાત્પર્ય કે તું ચૈતન્ય સ્વતઃ જ નામરૂપ પ્રપંચથી અતીત છે; કોઈ કર્તવ્ય વડે તારે અતીત થવાનું નથી. આકાશ સર્વ પદાર્થોમાં સ્થિત છે છતાં સર્વથી નિર્લેપ છે. એ જ આકાશનું અતીતપણું છે. જો અતીતનો અર્થ પૂર્વોક્ત અર્થથી જુદો કરશો, તો આકાશના દૃષ્ટાંતમાં તે બેસશે નહિ; કારણ કે પદાર્થ આકાશથી જુદા રહી શકતા નથી;

એટલે આકાશ પદાર્થોથી જુદું રહી શકતું નથી. તું ચૈતન્યદેવ સર્વ આકાશાદિ નામરૂપ દશ્ય જડ પદાર્થોનો સિદ્ધ કરનાર અને નિયંતા છે. તેમજ દશ્યના અંતરે બહાર પૂર્ણ છે, છતાં તું અસંગ, નિર્વિકાર, નિર્લેપ છે. તેથી તું ચૈતન્ય જ દશ્યથી પરમ અતીત છે. ચૈતન્યવત આકાશ પણ અતીત નથી. જો તું પોતાને ચૈતન્ય ન માને અને દશ્ય માને, તો દશ્ય પણ દશ્યથી અતીત થઈ શકે નહિ, દ્રષ્ટા દશ્યથી અતીત થઈ શકે.

મૈત્રેય કહે: મને યોગ બતાવો જેથી સિદ્ધ બનું, ઘણો કાળ જીવું અને મૃત્યુ ન થાય.

પરાશર કહે: જેમાં જીવવું મરવું બન્ને નથી, એનું જ નામ યોગ. બાકી અયોગ છે. મૈત્રેય! તેં અતીત થવાની ઇચ્છા કરી તેથી તું ધન્ય છે, કારણ કે મનુષ્યજન્મ દુર્લભ છે. જે મનુષ્યશરીરમાં ભજન નથી કરતો તે પાછળથી પરતાય છે. હું એ જ ઇચ્છું છું કે તું સર્વ દેહાદિકથી અતીત થા; અર્થાત્ પોતાને તેનાથી ભિન્ન જાણ.

મૈત્રેય કહે: સર્વ કર્મોનો ત્યાગ કરીને અતીત થાઉં, પરંતુ કર્મ વડે કર્મોનો ત્યાગ થઈ શકતો નથી. કારણ કે ચૈતન્યથી ભિન્ન કર્તા, કર્મ, ક્રિયારૂપ જગત સર્વ કર્મરૂપ છે.

પરાશર: તેં જે હમણાં ચિંતન કર્યું કે હું સર્વ કર્મોનો ત્યાગ કરુ, તે ત્યાગનો પણ ત્યાગ કર. એ જ કર્મ વડે કર્મનો નાશ છે. જેમ લોહને લોહ કાપે છે, મેલને મેલ કાપે છે, તેમ કર્મ વડે કર્મ કપાય છે. ચૈતન્યરૂપ અકર્મથી કર્મરૂપ પ્રપંચ કપાતો નથી. ઊલટી અકર્મરૂપ ચૈતન્ય વડે કર્મરૂપ જગતની સિદ્ધિ થાય છે. જે મનવાણીનો વિષય છે, તે કર્મ છે. અકર્મ માત્ર ચૈતન્ય આત્મા છે, અન્ય નહિ. ગ્રહણત્યાગાદિ સર્વ કર્મ છે. જો સર્વ ચાહના શમી ગઈ તો પછી શરીર રહ્યું તોપણ શું, ને ન રહ્યું તોપણ શું? શરીર અકર્મ થઈ શકતું નથી. તેથી તું પોતાને કર્મરૂપ શરીરથી ભિન્ન અકર્મરૂપ આત્મા જાણ, એટલે તું સારી રીતે અતીત થઈ શકશે. નહિ તો પછી કોઈ પાસે અતીત(સાધુ)નો ભેખ લઈ અતીત થા. પરંતુ એ પ્રકારે જ્યારે તું અતીત થઈશ, ત્યારે અહંકાર તને બાળશે; તો સુખ કેવી રીતે પામી શકાશે?

મૈત્રેય કહે: હું શું કરુ? તમે એવુ કઈ કહો છો, જેમા મનવાણીનો પ્રવેશ નથી.

પરાશર કહે: કર્તવ્યનો ત્યાગ કર અને અતીત થા.

મૈત્રેય કહે: અતીતના ધર્મ કહો.

પરાશર કહે: 'સ્થૂલસૂક્ષ્મ અહંકારથી રહિત રહેવું, એ જ અતીતનો ધર્મ છે.' એથી અધિક હું કંઈ પંડિત નથી કે તને બતાવું. જ્યારે પુરુષ સ્ત્રી આદિ સંબંધીઓનો ત્યાગ કરે છે, ત્યારે સૂક્ષ્મ અહંકારમાં બંધાઈને પોતાને ત્યાગી માને છે. એમ તેણે ગોવિંદ ઉપર ઉપકાર કર્યો હોય તેમ તે માને છે! વળી એવું તે અભિમાન પણ કરે છે કે જેને હુ વર આપું છું તેને તે પ્રમાણે ફળ મળે છે. મને લોકો પરમ તપસ્વી જાણે છે. હુ આ દેહનો ત્યાગ કરી ઉત્તમ લોકોને પ્રાપ્ત કરીશ. હે મૈત્રેય! એવા અતીત થવાની તારી ઇચ્છા હોય તો ઠીક છે; પરંતુ હું જાણું છુ કે તેં સઘળું આયુષ આવી પંડિતાઈ વગેરે દુનિયાના કામોમા જ વિતાવ્યુ છે. હે મૈત્રેય! આવા અતીતોમાં કોઈક જ સમ્યક્ પ્રકારના અતીત હોય છે. ઘણે ભાગે તો તેઓ અનાત્માહંકારમા બંધાયેલા હોય છે અને બંધ મોક્ષથી રહિત, નિર્વિકાર આત્માથી દૂર પડ્યા હોય છે. માટે તું આ સર્વ દેહઇંદ્રિયાદિ સંઘાતની ચેષ્ટાઓ થતા છતાં પણ તને પોતાને નિર્વિકાર, નિર્વિકલ્પ, આત્મા અતીત જાણ, પુન: તે અહંકારના ત્યાગના અભિમાનનો પણ ત્યાગ કર એટલે સમ્યક્ અતીત થાય.

મૈત્રેય કહે: સંસારથી શી રીતે છુટાય?

પરાશર કહે: ગોવિંદ ગોવિંદ કરો. સંસાર છે ક્યાં? સંસારનુ તે નામ સાભળી રાખ્યુ છે. સંસારના સ્વરૂપનો વિચાર કર્યો નથી. વિચાર કર્યો નથી તેથી તને જ સંસાર જણાય છે. વિચાર કર્યા વિના ઘટ દેખાય છે. વિચાર કરે તો કેવળ મૃત્તિકા જ છે. તે જ પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા જ છે. ઘટપટાદિ સંસાર છે ક્યા?

મૈત્રેય કહે: કર્તવ્ય શું છે?

પરાશર કહે: ઘટના કર્તવ્યથી ઘટ મૃત્તિકારૂપ થતો નથી, સ્વતઃ જ મૃત્તિકારૂપ છે. વિચાર વિના ઘટ ભાસે છે. વિચાર વડે મૃત્તિકા ભાસે છે. તે જ પ્રમાણે સ્વરૂપની પ્રાપ્તિ માટે અને ભ્રમની નિવૃત્તિ માટે વિચાર જ કર્તવ્ય છે. યજ્ઞાદિ અન્ય સાધન તેમાં કામનાં નથી.

મૈત્રેય કહે: જો હું સર્વ ગોવિંદ છે એમ કહું, તો શું તમે પ્રસન્ન થશો?

પરાશર કહે: જ્યાં સુધી સ્વરૂપનો નિશ્ચય ન કરવામાં આવે ત્યાં સુધી કહેવામાત્રથી કશું સિદ્ધ થતું નથી. અન્ન ખાધા વિના,

અલ્લનું નામ લેવાથી ભૂખ મટતી નથી. હે મૈત્રેય! પોતાના સચ્ચિદાનંદસ્વરૂપ આત્માથી પૃથક્ ભગવાન, પરમેશ્વર, નારાયણ, ગોવિંદ, અલ્લા, ખુદા, શિવ, વિષ્ણુ, બ્રહ્મ, ઈશ્વરાદિ, અસત્, જડ, દુઃખરૂપ, એ ભ્રમમાત્ર છે. માટે પોતાના સચ્ચિદાનંદસ્વરૂપને અહંરૂપે જાણ્વુ. ભગવાન એમ જીભથી ન કહે. 'સર્વનામરૂપ દૃશ્યથી શ્રેષ્ઠ નિજ સ્વરૂપ આત્માને જાણે છે' તે જ સંત છે; નહિ તો અસંત છે.

હે મૈત્રેય! હવે પ્રહ્લાદચરિત્ર સાંભળ. શુક્રાચાર્ય પોતાનો જીવ બચાવીને નીકળી ગયા છે એવું સાંભળીને હિરણ્યકશિપુએ પુત્રને બોલાવ્યો અને કહ્યું: તારી પાસે શી શક્તિ છે કે તેના બળથી તું કોઈ ઉપાયથી પણ મરતો નથી? આ મંત્ર તું ક્યાંથી શીખ્યો?

પ્રહ્લાદે પિતાના ચરણ ચૂમ્યા અને કહ્યું: હે પિતા! હું મંત્ર તંત્રાદિ કશું જ જાણતો નથી, પરંતુ આપ સહિત સર્વને વિષ્ણુમય જાણું છું. એ જ મારો મંત્ર છે.

હિરણ્યકશિપુ કહે: પોતાને છોડીને બીજાના ઉપર નાંખી દેવુ એ બુદ્ધિની મંદતા છે. માટે આપ સહિત સર્વ આપ જ જાણ એટલે ત્રણ તાપથી છુટાય.

પ્રહ્લાદ કહે: સર્વ સંસારનો સાર વિષ્ણુઆત્મા છે. જેણે સારને ગ્રહણ કર્યો છે તેને જૂઠો સંસાર શી રીતે દુઃખ આપી શકશે?

આ વચન સાંભળીને રાજાએ ઘણો ક્રોધ કર્યો. ત્યાં એક પર્વત પૃથ્વીથી સો યોજન ઊંચો હતો. તે પર્વત ઉપરથી તેણે પ્રહ્લાદને ફેંકી દેવાનો હુકમ કર્યો. આજ્ઞા મળવાથી રાક્ષસોએ તે પ્રમાણે કર્યું. પ્રહ્લાદ તો જાણતો હતો કે સર્વવ્યાપક વિષ્ણુ આત્મા જ છે. તે વિચારથી તેને કશો ભય ન થયો. પુનઃ તેને તેથી પણ ઊંચા પર્વત ઉપરથી નાંખ્યો; પરંતુ કેશવે પોતાના હાથ ઉપર તેને લઈ લીધો. આ દૃઢ ઉપાસનાનુ જ ફળ છે.

વિષ્ણુએ પ્રહ્લાદને કહ્યું: જે તારી ઇચ્છા હોય તે માગ.

પ્રહ્લાદે કહ્યું: હું એવો સેવક નથી કે સ્વામી પાસે કશું માગુ. જો પિતાના નાશની માગણી કરું તો મને લજ્જા છે; કારણ કે સ્થાવરજંગમ સર્વ તમે જ છો. હિરણ્યકશિપુ છે ક્યાં? એ શરીરમાં હિરણ્યકશિપુરૂપે એ જ કહે છે: 'વિષ્ણુ ન કહે.' અહીં કહે છે; 'સર્વ વિષ્ણુ છે.' માટે એ જ માગું છું કે તું વિના અન્ય કશું ન જાણું. જો એમ કહો કે તારા ઉપર મારા ઉપકાર છે, તારી મેં અનેક ઉપદ્રવોથી રક્ષા કરી છે, તો તે પણ નથી; કારણ કે ઉપકાર, ઉપકાર્ય

સર્વ આપ જ છો, તો પછી ઉપકાર કોની ઉપર છે?

વિષ્ણુએ જાણ્યું કે પ્રહ્લાદ ચાહનાથી રહિત છે. એટલે આજ્ઞા કરી કે નેત્ર બંધ કર. પ્રહ્લાદે નેત્ર બંધ કર્યાં અને ઉઘાડીને જુએ છે, તો પોતે પિતાની પાસે ઊભો છે. હિરણ્યકશિપુ તેને જોઈને આશ્ચર્ય પામ્યો અને ક્રોધથી સામર નામના રાક્ષસને કહ્યું : 'આ બાળક કોઈ ઉપાયથી મરતો નથી અને માયાનું ભજન કરે છે, માટે તેનો મન્ત્રથી અથવા કોઈ પણ ઉપાયે નાશ કરો.' તેણે હજારો ઉપાય કર્યા. તેને થયું કે બાળકને મારું; પરંતુ બાળક મરી શક્યો નહિ. કારણ કે પ્રહ્લાદને દઢ નિશ્ચય હતો કે મન્ત્ર અને મન્ત્ર ભણનાર અને મન્ત્રથી મારવા યોગ્ય એ સર્વ વિષ્ણુ જ છે. વિષ્ણુ વિષ્ણુને તો મારે નહિ.

પ્રહ્લાદનો આવો દઢ નિશ્ચય જોઈને સુદર્શનચક્રના અભિમાની દેવતાને આજ્ઞા કરી કે પ્રહ્લાદની સર્વ પ્રકારે રક્ષા કર અને સામરનું શીશ કાપી નાંખ. સુદર્શન ચક્રે તેમ કર્યું.

આ ચરિત્ર જોઈને રાજાને આશ્ચર્ય થયુ અને તે ચિત્રની મૂર્તિ સમાન શૂન્ય બની ગયો. તેણે હુકમ કર્યો કે મારી પાસેથી એને દૂર કરો. સારાંશ કે મારવાના એવા અનેક ઉપાય કરતા છતા પ્રહ્લાદનું રોમમાત્ર પણ ઉખેડાયુ નહિ.

પુનઃ રાજાએ તેના કેશ પકડીને તેને ઘણુ શાસન કર્યું, તોપણ પ્રહ્લાદ પોતાની પ્રકૃતિથી ચલાયમાન ન થયો. રાજાના હાથમા એક ગદા હતી તે તેણે પ્રહ્લાદને મારી. પણ તે ગદાના સહસ્ર ટુકડા થઈ ગયા. પછી ગુરુ શુક્રાચાર્યે કહ્યુ : હે રાજન્! તે આટલી બધી શિક્ષા કરી તોપણ તેને કશુ વિઘ્ન થયુ નથી અને તે તો જેવો ને તેવો જ રહ્યો. નક્કી તેણે કોઈ પૂર્ણ વસ્તુને જાણી છે. તે જ તેની રક્ષા કરે છે, માટે તેની શાસનાનો ત્યાગ કર.

રાજાએ કહ્યું : જ્યાં સુધી એ મારા શત્રુનો નિશ્ચય ત્યાગશે નહિ, ત્યાં સુધી તેના નાશના ઉદ્યમને હું ત્યાગીશ નહિ. કારણ કે ત્રિલોકીનો સ્વામી હું છુ. મારા વિના એણે બીજો કોણ જોયો છે કે તેને તે વિષ્ણુ કહે છે? જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અને સમષ્ટિવ્યષ્ટિ સહિત સર્વ જગત મારા આત્માથી થયું છે. મારા આત્માથી ભિન્ન અનાત્મ ઘટવત્ વિષ્ણુ કોણ છે કે તેનુ તે નામ લે છે? અપરોક્ષ પોતાના આત્માને ત્યાગી પરોક્ષને તે જાણે છે.[1]

[1] આ વાક્યો પોતાના સ્થૂળ શરીરને સંબોધીને હિરણ્યકશિપુ બોલે છે, એ ભાવ ઉપરથી સ્પષ્ટ થશે

પછી પ્રહ્‌લાદને કહ્યું : હે પ્રહ્‌લાદ ! માયારૂપ પરોક્ષ વિષ્ણુનો ત્યાગ કર અને હું આત્માને જાણ અને તને ગુરુએ જે ઉપદેશ આપ્યો હોય તે કહે.

પ્રહ્‌લાદે કહ્યું : ગુરુએ જે કંઈ ઉપદેશ આપ્યો છે તે એ જ છે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ સર્વ રૂપઅરૂપથી પર, તેમ જ નિકટ એક વિષ્ણુ છે. આ જ પરમ અર્થને મેં જાણ્યો છે. સર્વરૂપ તે જ છે, તો પછી ચાર પદાર્થનું શું પ્રયોજન છે ? પિતાજી ! આપ પણ એ જ નિશ્ચય કરો કે ન હું છું, ન તું છે, ન આ જગત છે. એક વિષ્ણુ, અદ્વિતીય આત્મા છે. વિષ્ણુથી ભિન્ન સર્વ અવિદ્યા છે; તેનો ત્યાગ કરો અને આપ સહિત સર્વ વિષ્ણુ છે, એ વિદ્યામાં લીન થઈ પંચભૂત શરીરને મિથ્યા જાણો.

રાજાએ કહ્યું: હે મૂર્ખ ! જો સર્વ આત્મા છે, તો વિદ્યા, અવિદ્યા, શરીર, અશરીર, ત્યાગ, ગ્રહણ, પરમાર્થ, અપરમાર્થ, વિષ્ણુ, અવિષ્ણુ, પ્રહ્‌લાદ, હિરણ્યકશિપુ, સર્વ ક્યાં છે ? માટે ત્રિલોકનું રાજ્ય લે. ભિન્ન નિશ્ચયનો ત્યાગ કર અને પોતાને જાણ.

પ્રહ્‌લાદ કહે: રાજ્યલોભથી પ્રતિજ્ઞાનો ત્યાગ કરું, તે લજ્જાસ્પદ છે; કારણ કે રાજ્ય સહિત સર્વ સંસાર અનિત્ય છે. મેં તો નિત્ય વસ્તુ જાણી છે. હે પિતા ! સ્થાવર–જંગમ સર્વ વિષ્ણુ આત્મા છે. સમ, નિર્વાણ ચૈતન્ય અનંત છે. આ સર્વ તેનાથી જ થયું છે, તેમાં જ લીન થાય છે અને મધ્યમાં પણ તે જ જલતરંગરૂપે છે. જેણે એ જાણ્યું છે તે ભગવદ્રૂપ છે.

પરાશર કહે છેઃ હે મૈત્રેય ! તેં મને કદી પણ ન સંભળાવ્યું કે મારા પોતાના સહ આ સર્વ ભગવાન છે !

મૈત્રેય કહે પ્રહ્‌લાદ માત્ર જીભથી જ કહેતો હતો તેથી તેને સુખ મળતું નહોતું, કારણ કે પિતાને ભિન્ન જાણવા અને કહેવું કે ‘સર્વ ભગવાન છે’ એ સત પુરુષોની રીત નથી. હે ગુરો ! જો હું એમ કહું કે હું જ સર્વરૂપ છું તો શું મારા કહેવા પૂર્વે સર્વ હું સ્વરૂપ નહોતું કે હવે કહેવાની જરૂર છે ? જળ જાણે કે સર્વ જળ તરંગાદિરૂપ હું જ છું, અથવા તરંગાદિ જાણે કે અમે જળરૂપ છીએ તે સર્વ કહેવા માત્ર છે; કારણ કે વસ્તુતઃ તરંગ છે જ નહિ; જળ જ છે. તે જ પ્રમાણે આ નામરૂપ સઘળું અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા જ છે. તેનાથી ભિન્ન વસ્તુનો અત્યંતાભાવ છે. આ વાર્તા સ્વત સિદ્ધ છે. તે કંઈ કહેવાથી સિદ્ધ થતી નથી.

પરાશર કહે : હે મૈત્રેય ! તું પરમહંસ હોય એમ દૃષ્ટિએ આવે છે.

મૈત્રેય: દૃષ્ટઅદૃષ્ટથી અગોચર હું અરૂપ ચૈતન્યનો કોઈ દ્રષ્ટા નથી, તો હું પરમહંસ તમારી દૃષ્ટિએ શી રીતે આવ્યો ? ઠીક, પણ કથા કહો.

પરાશર કહે : પ્રહ્લાદે કહ્યું, હે પિતા ! જે કંઈ દૃશ્યમાન છે તે સર્વ એક, અનંત વિષ્ણુ જાણો. આ નિશ્ચયથી તે રૂપ થશો.

આ વચન સાંભળીને રાજા ચોકી ઉપરથી ઊઠ્યો. એને મનમાં થયું કે હું પ્રહ્લાદનો હમણાં ને હમણાં નાશ કરું. જાણે રુદ્ર ભગવાનને મહાપ્રલય સમયે સંસારના નાશની ઇચ્છા થઈ. તેણે રાક્ષસોને કહ્યું કે પ્રહ્લાદના હાથપગ બાંધો અને તેને સમુદ્રમાં ફેંકી દો. આ અભાગી માયામાં લીન છે. મેં તેના નાશ માટે આજ સુધી ઢીલ કરી. મને એમ કે હજી આ ઇચ્છાને છોડશે, પરંતુ મૃત્યુએ તેને ઘેર્યો છે. રાક્ષસોએ તે પ્રમાણે કર્યું.

પરાશર કહે: હે મૈત્રેય ! તને આવી સ્થિતિ થાય તો તું શું કહે અને શું કરે ?

મૈત્રેય કહે: ગોવિંદના ભજનમાં દુઃખ હોય તો હું તેનું નામ પણ જીભ ઉપર ન લાવું.

પરાશર કહે: હે મૂર્ખ ! તું મિત્ર મેળવવાની ઇચ્છા કરે છે અને પોતાને વચ્ચે રાખી દુઃખથી ભય માને તો મિત્ર મળવો કઠિન છે. જે પોતાનો નાશ કરે છે તે જ નિશ્ચય મિત્રને મેળવે છે. વિષ્ણુ પ્રહ્લાદની પરીક્ષા કરતા હતા કે તે પોતાના નિશ્ચયમાં ચલ કે અચલ છે. હે મૈત્રેય તે ઉપર સાંભળ.

## ઋષિની સ્ત્રીની કથા

પરાશરે પછી આ કથા કહી.

એક ઋષિની સ્ત્રી સાથે મારે પ્રીતિ હતી.

મૈત્રેય : પૂર્વે તમે જાતે જ કહ્યું છે કે પારકી સ્ત્રી સાથે પ્રીતિ કરનાર નરકમા જાય છે. હવે કહો છો કે ઋષિની સ્ત્રી સાથે મારે પ્રીતિ હતી. તેથી તમારા આગલાપાછલા કથનમા વિરોધ થાય છે.

પરાશર કહે : હે મૈત્રેય ! તારું કહેવું સાચુ છે. બ્રહ્માકાર વૃત્તિરૂપ સ્વસ્ત્રીથી ભિન્ન એવી દૃષ્ટિ પરસ્ત્રી સમાન છે. અથવા તો સ્વરૂપદૃષ્ટિથી ભિન્ન એવી દૃષ્ટિ પરસ્ત્રીરૂપ છે. પરંતુ નવીન જ્ઞાની આ બ્રહ્માકાર વૃત્તિ સાથે અત્યંત પ્રીતિ રાખે છે. એ વૃત્તિનો નિરોધ કરનાર કામક્રોધાદિક

અનેક પદાર્થ છે. નવીન જ્ઞાની તે સર્વને તથા ત્રિપુટીરૂપ સર્વ જગતને અંતઃકરણની જ્ઞાનમાત્ર વૃત્તિરૂપ જ જાણે છે. કારણ કે જ્યાં સુધી પદાર્થોનું વૃત્તિરૂપ જ્ઞાન છે, ત્યાં સુધી જ પદાર્થ છે; અન્ય કાળમાં પદાર્થો નથી. તેથી નવીન જ્ઞાની બ્રહ્માકાર વૃત્તિમાં સુખ માની પ્રીતિ કરે છે. હું અવાઙ્‌મનસગોચર, સર્વાધિષ્ઠાન, જગતવિધ્વંસક, દશ્યપ્રકાશ, અવેદ્ય, સદા અપરોક્ષ, સાક્ષી, સચ્ચિદ્દઘન, વિશુદ્ધાનંદને તો બ્રહ્માકાર વૃત્તિ કે અબ્રહ્માકાર વૃત્તિ સમાન છે. મારી દૃષ્ટિમાં તેનાથી પર કશું જ નથી; કારણ કે મારામાં શરીરઅભિમાન નથી. આપથી આપ જ છું. જે જીવ છે તેને કાળનો, ઈશ્વરનો, ધર્મરાજનો તથા શાસ્ત્રનો ભય થાય છે. મનરૂપ ચંદ્રમા, બુદ્ધિરૂપ બ્રહ્મા, ચિત્તરૂપ વિષ્ણુ, અહંકારરૂપ રુદ્ર–તાત્પર્ય કે ચક્ષુ, મન આદિ અધ્યાત્મઇંદ્રિયો, તથા તે ઇંદ્રિયોના સૂર્યચંદ્રાદિ દેવતાઓ તેમજ તેમના અધિભૂતરૂપ વિષયો, એ સર્વ ત્રિપુટીઓને મેં જ ઉત્પન્ન કરેલી છે. હું ચૈતન્યને કોઈએ ઉત્પન્ન કરેલું નથી, તેથી મને કોઈનો ભય નથી; કારણ કે હું ચૈતન્યથી કોઈ વિશેષ નથી.

હે મૈત્રેય! તે સ્ત્રીનાં દર્શન માટે હું સદા જતો હતો. એક દિવસ મને તેને જોવાની અર્ધરાત્રિએ ઇચ્છા પ્રકટી. સ્વસ્થાનેથી હું ચાલ્યો. રાત્રિ અંધારી હતી. વર્ષા વરસતી હતી; પરંતુ પ્રેમરૂપ મિત્ર મારો આગેવાન થયો. માર્ગમાં સર્પ મારા પગે વીંટળાયો. મેં જાણ્યુ કે મિત્રે મને ઘેર્યો છે. તે સર્પને મેં કંઠે લગાવ્યો. એમ જાણ્યું કે તે મારો પ્રિયતમ છે. મેં તેને કહ્યું, આવી અંધારી રાત્રિએ તારેમાટે હું આવ્યો છું. તું મને તારા ઘરમાં લઈ જા. પરંતુ હે મૈત્રેય! પ્રિયતમાનુ ઘર તો ગંગાને પેલે તીર હતુ. ચાતુર્માસમાં ગંગા સમુદ્રની માફક તરંગો ઉછાળતી હતી. પરંતુ પ્રિયતમાની પ્રીતિને લીધે ગંગા ગોપદ (ગાયના પગલા જેટલી) સમાન જણાઈ. પેલા સર્પની નાકા કરીને હુ પાર ગયો. તીર ઉપર પહોચ્યો તો ઋષીશ્વરો અને મુનીશ્વરો તપશ્ચર્યા કરતા હતા. તેમણે પૂછ્યું: તું કોણ છે? મેં કહ્યું: હું અમુક ઋષિની સ્ત્રી છું. તેમણે કહ્યુ: અર્ધરાત્રિએ તું ક્યાં ગઈ હતી અને ક્યાંથી આવી? મેં કહ્યું: ઋષિની સ્ત્રીની પાસે ગઈ હતી અને તેની પાસેથી ઊઠીને આવી છું. તેમણે પોતપોતામાં કહ્યું કે આ સ્ત્રી નથી, કોઈ જાદુગર છે. ફરીથી તેમણે પૂછ્યું: તારે ક્યાં જવાની ઇચ્છા છે? મેં કહ્યું: ઋષિની સ્ત્રી પાસે જઉં છું. આથી તે સર્વમાં વિક્ષેપ થયો અને તેમણે મને લાતો, મુષ્ટિઓથી સારી રીતે

માર માર્યો. પરંતુ મને તે માર પુષ્પ સમાન જણાયો; કારણ તે સમયે હું પરાશર નહોતો. તે લોકોએ જ્યારે સારી રીતે તપાસ કરી, ત્યારે તેમને જણાયું કે આ વસિષ્ઠનો પૌત્ર પરાશર છે. તેથી તેઓ કહેવા લાગ્યા: આવા પિતાનો પુત્ર થઈને આ રીતનો કેમ થયો છે? મેં કહ્યું: મારો કોઈ પિતા નથી, હું કોઈનો પુત્ર નથી. હું સ્વયંરૂપ છું. જો છું તો હું ચૈતન્ય સર્વદૃશ્યનો પિતા અર્થાત્ કારણ, અધિષ્ઠાન, સ્વપ્નદ્રષ્ટાવત્ છું. વસ્તુતઃ હું કારણકાર્યથી પણ રહિત છું; કાર્યકારણભાવ પણ હું જ છું. હું ચૈતન્ય દૃશ્યથી અતીત છું. તેઓએ જાણ્યું કે આ પરાશર નથી પણ કોઈ ચરિત્ર (બહુરૂપી) છે. ફરી તેમણે વધારે શિક્ષા કરી. શરીરમાં જખમ થયા. પણ મેં કશું ન જાણ્યું. તે જ વખતે પ્રિયતમા પણ આવી પહોંચી. મેં જ્યારે તેને જોઈ ત્યારે સર્વ શિક્ષાનો અગ્નિ શાંત થઈ ગયો અને વિયોગનો અગ્નિ પણ શાંત થયો. સ્ત્રીએ કહ્યું: તારી શી અવસ્થા છે? મેં કહ્યું: મૂળથી જ હું એવું કશું છે જ નહિ. જે છું તે તું જ છે. શરીરનો ત્યાગ કરીશ, પરંતુ તારી પ્રીતિનો ત્યાગ નહિ કરું. તેણે કહ્યું: જો શરીર નહિ હોય, તો મને શું કરીશ? મેં કહ્યું: તારા મનની અંદર નિવાસ કરીશ. તેણે કહ્યું: હમણાં પણ તું મારા મનમાં સાક્ષીરૂપ થઈને વસી રહ્યો છે, પછી ક્યાં વસીશ?

હે મૈત્રેય! તેની અને મારી મૂર્તિઓ બે હતી, પરંતુ મન એક જ હતું; પરંતુ તેં કદી એવી પ્રીતિરૂપ નિશ્ચય ન કર્યો.

મૈત્રેય કહે: પ્રીતિઅપ્રીતિ કરવી એ હું ચૈતન્યનો ધર્મ નથી. હું તો સમાન છું. આ ધર્મ તો મનના છે. જ્યાં દ્વેષ છે, ત્યાં પ્રીતિ પણ થાય છે. હું ચૈતન્ય એકરસ છું. હવે પ્રહ્લાદની કથા કહો.

પરાશર કહે: જ્યારે પછી પ્રહ્લાદને બાંધીને સમુદ્રમાં નાંખ્યો, ત્યારે સમુદ્ર પણ કંપી ઊઠ્યો અને પ્રહ્લાદને હરિભક્ત જાણીને તેણે તેને જરા પણ દુઃખ થવા ન દીધું. પ્રહ્લાદ કમલપત્રવત્ રહ્યો. રાક્ષસોએ આ સ્થિતિ જોઈને રાજાને તેની સ્થિતિનું વર્ણન કર્યું. રાજાએ કહ્યું: તેના ઉપર શિલાઓના પ્રહાર કરો, એટલે તે ડૂબી જાય. તે મૂર્ખાએ તે પ્રમાણે પણ કર્યું. તે સમયે પ્રહ્લાદ ગોવિંદની સ્તુતિ કરતો હતો: હે વ્યાપક, ચૈતન્ય આત્મા! બ્રહ્મા, વિષ્ણુ, રુદ્રરૂપ થઈને જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર તું જ કરે છે. સર્વરૂપ તું જ છે. સર્વથી અતીત પણ તું છે. જેમણે તને જ્ઞાનનેત્રથી જોયો નથી, તે અવતારોની પૂજા કરે છે; તેથી જ પરમાર્થસિદ્ધિ પામતા નથી.

સારાંશ કે વિષ્ણુ થઈને વિષ્ણુની પૂજા કરવી અને આપ સહિત સર્વને સમ્યક્ વિષ્ણુ જાણવા. કેમકે જો સર્વ વિષ્ણુ છે તો હું પણ વિષ્ણુ છું. ગુપ્ત, પ્રકટ સર્વ હું જ છું. આત્મા, પરમાત્મા મને જ કહે છે. તું જ ચૈતન્ય, વિષ્ણુ, આત્મા પૂર્ણ સર્વમાં સમરૂપે રહેલો છે.

હે મૈત્રેય! આ પ્રકારે પ્રહ્લાદ વિષ્ણુની સ્તુતિ કરીને વિષ્ણુમાં મળી ગયો.

મૈત્રેય કહે: જેણે વિષ્ણુની સ્તુતિ કરી તે વિષ્ણુમાં મળી ગયા. તો વિષ્ણુમાં મળવું, ન મળવું એ સ્તુતિરૂપ ખુશામતને અધીન છે. સ્વતઃ નહિ. તેથી હું મળી જવાની ઇચ્છા રાખતો નથી; કારણ કે સ્તુતિ નહિ કરું તો વિષ્ણુચૈતન્યથી વિખૂટો રહીશ. પુનઃ સ્તુતિ કરીશ, પુનઃ મળી જઈશ એવી પંચાતથી મને શું લાભ? જે જુદા અને મેળાપ થાય તેવા પદાર્થો છે, તે સર્વ અનિત્ય છે. જેમ ઘટાકાશ સદૈવ મહાકાશરૂપ છે, તેમ હું પ્રત્યક્ષ ચૈતન્ય આત્મા સદૈવ બ્રહ્મરૂપ છું-કદી પણ જુદો નથી.

પરાશર: હે મૂર્ખ! મળવું તેનો અર્થ એ જ કે ગોવિંદને પોતાના આત્મારૂપે જાણવા.

મૈત્રેય: જાણવાથી જ મળાય અને નહિ તો ભિન્ન રહેવાય? જો કહો છો કે સર્વ આત્મા નિર્વિકલ્પ છે તો જાણવુ શું, ન જાણવું શું?

પરાશર કહે: હું નથી જાણતો કે કોણ છું. પરંતુ જ્ઞાનશક્તિ ઈશ્વરની છે અને અજ્ઞાનશક્તિ જીવની છે, એ બંને કથનમાત્ર છે. જ્ઞાન પણ ક્યાં છે, અજ્ઞાન પણ ક્યાં છે? જે કંઈ છે તે નિજરૂપ છે. જ્યારે તત્ત્વની પ્રતીતિ થાય છે, ત્યારે જ્ઞાનઅજ્ઞાન બંનેનો નાશ થાય છે; પ્રજ્વલિત અગ્નિ લીલાંસૂકાં બંને કાષ્ઠને બાળી મૂકે છે. પ્રહ્લાદ જીવ, ઈશ્વર ને જગતને ઉલ્લંઘીને પોતાના મૂળને પામ્યો હતો. જ્યાં જોતો ત્યાં વિષ્ણુરૂપ પોતાના આત્માને જ જોતો હતો. હે મૈત્રેય! તું કહે કે ગોવિંદની સ્તુતિ શી રીતે કરે છે?

મૈત્રેય કહે: સ્તુતિ ત્યારે થાય કે જ્યારે સામે નિંદા પણ થતી હોય. હું ચૈતન્ય દ્વૈત જોતો જ નથી, તો સ્તુતિનિંદા શું કરું? જ્યારે પ્રહ્લાદની માફક મને દુઃખ થશે ત્યારે હું સ્તુતિ કરીશ

પરાશર કહે: તારી શી શક્તિ છે કે દુઃખમાં તું એકસરખો રહે! આપત્કાલમાં તો તું કહેશતું જ ભજન કરીશ. હવે હું તારો નાશ કરું છું. સંસારમાં એવો કોઈ દૃષ્ટિએ આવતો નથી કે તને મારાથી છોડાવે. હિરણ્યકશિપુ ભગવાનની નિંદા કરતો હતો અને

પ્રહ્લાદ સ્તુતિ કરતો હતો, તેથી ભગવાને હિરણ્યકશિપુને માર્યો અને પ્રહ્લાદને છોડાવ્યો. હું નિંદાસ્તુતિ કોઈની કરતો નથી કે તને છોડાવે અને મને મારે. તેથી તને હમણા જ ભસ્મ કરું છું.

મૈત્રેય કહે: હું મૈત્રેય ક્યાં છું? આપ જ છો. આપને આપ ભસ્મ કરો અને ખાઓ.

પરશર કહે: હું રાક્ષસ નથી કે તને ખાઉં. પરંતુ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ નિજાત્માથી પૃથક્ નામરૂપ, અસત, જડ દુઃખરૂપ દૃશ્યને મેં ખાધું છે. જો તું પણ સચ્ચિદાનંદ આત્માથી ભિન્ન ભ્રમમાત્ર દૃશ્ય થઈશ, તો તને હું વિવેકરૂપ રાક્ષસ ખાઈશ, પણ ગોવિંદનું ચિંતન કર.

હે મૈત્રેય! જ્યારે પ્રહ્લાદે એ પ્રમાણે સ્તુતિ કરી, ત્યારે વિષ્ણુ ગરુડ ઉપર આરૂઢ થઈને આવ્યા. પ્રહ્લાદે બે હાથ જોડી નમસ્કાર કર્યા અને સ્તુતિ કરવા લાગ્યો કે હે પૂર્ણ આત્મા! આપનાં દર્શન મને અમૃત સમાન છે. જેમ જેમ હું નેત્રથી જોઉં છું તેમ તેમ ધરાતો નથી.

વિષ્ણુએ કહ્યું: તારી ઇચ્છામાં આવે તે વર માગ.

પ્રહ્લાદે કહ્યું: વર એ જ આપો કે પોતાના સહિત સર્વને આપસ્વરૂપ જોઉં. જેમ વિષયી વિષયમાં પ્રીતિ કરે છે, તેમ મારી આપમા પ્રીતિ બની રહો. હે પ્રભુ! મારા પિતાએ મનમાં જે દ્વૈતભાવ દૃઢ કર્યો છે, તેની નિવૃત્તિ કરો કે તે આપને જ સર્વરૂપ જાણે.

વિષ્ણુ કહે: જેના હૃદયથી અજ્ઞાનનો પ્રતિબંધ ઊઠી જાય છે, તેને મારામા સત્વર લીન કરું છું. તને હવે નિર્વાણપદ આપું છું.

પ્રહ્લાદ કહે: જો મારા ઉપર કૃપા કરી છે, તો મારા પિતાને મારશો નહિ. તે આપમાં પ્રેમ કરે એવું કરો. તે પોતાના સહ સર્વને આપસ્વરૂપ જાણે, અન્યરૂપ નહિ–એવું કરો. જો મને પૂછો કે તું કોણ છે, તો હુ બ્રહ્માત્માસ્વરૂપ છું.

વિષ્ણુ કહે છે: અંતર બાહિર એક મન થઈને એવું કહે.

પ્રહ્લાદ કહે છે: તમારા, અમારા અને સર્વ જગતના વિષે અતર બાહિર વિભાગરહિત એક આત્મા પૂર્ણ છે.

વિષ્ણુ કહે છે:-તને જો એ દૃઢ નિશ્ચય થયો છે, તો પિતાએ તને આટલું દુઃખ આપ્યું છે તેનો ઉપાય કેમ નથી કરતો?

પ્રહ્લાદ: સત્ત્વ, રજ અને તમરૂપ માયાના આશ્રય વડે જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર થાય છે. હું ચૈતન્યમાત્ર, નિર્ગુણ અવાચ્યપદ[1] છું.

---

૧ વાણીથી ન સમજાય તેવું, વાણીથી પર.

વિષ્ણુ કહે: જ્યારે મારી પાસે આવે છે, ત્યારે કહે છે કે હું બ્રહ્માત્મારૂપ છું. જ્યારે તું પિતા પાસે જાય છે અને તે તને દુઃખ આપે છે, ત્યારે તું કહે છે કે સર્વ વિષ્ણુ છે. એ શી વાત કરે છે?

પ્રહ્લાદ કહે: આપ જ દુઃખ સહન કરો છો. તેથી એ જ યોગ્ય છે કે દુઃખસમયે આપનું ચિંતન કરું છું.

વિષ્ણુ કહે: તું ભક્ત ખરો કે શિક્ષાના સમયે મને આંગળ કરે છે! હે પ્રહ્લાદ! તારો પિતા પણ તને આત્મઉપદેશ કરે છે, તે તું કેમ નથી માનતો?

પ્રહ્લાદ કહે: શાસ્ત્રોની મર્યાદા રાખવાને માટે, ઉપાસનાની શ્રેષ્ઠતા તથા દૃઢ ભક્તિના નિશ્ચયની રીત દર્શાવવાને માટે, તેમ જ ભક્તજનોના આપ વિષેના નિશ્ચયની અને પ્રેમની રીતિ તથા આપની ભક્તજનો ઉપરની સહાયતાની નિઃસંદેહતાની રીત, એ બધું દર્શાવવાને માટે મેં પૂર્વોક્ત પ્રકાર ગ્રહણ કર્યો છે.

વિષ્ણુએ કહ્યું: કંઈ માગ.

પ્રહ્લાદે કહ્યું: આપવું એ ધર્મ ઈશ્વરનો છે, લેવું એ ધર્મ જીવનો છે. હું ચૈતન્ય એ બન્ને પદથી મુક્ત છું. માટે તારાથી શું માગું? તું શું આપી શકીશ?

વિષ્ણુએ જોયું કે તે ચાહનાથી રહિત છે. નિઃસંશય તેને સ્વરૂપ-પ્રાપ્તિ થયેલી છે.

વિષ્ણુએ કહ્યું: હે પ્રહ્લાદ! મેં અગ્નિ, જળ, ભૂમિ આદિ દેવતાઓને આજ્ઞા કરી છે કે તમે પ્રહ્લાદની રક્ષા કરો.

પ્રહ્લાદે કહ્યું: હું ચૈતન્યની રક્ષા કોણ કરે? ઊલટું, હું ચૈતન્ય જ સર્વ કલ્પિત પદાર્થોને સત્તાસ્ફૂર્તિ આપી તેમની રક્ષા કરું છું.

વિષ્ણુએ કહ્યું: હું અંતર્ધાન થાઉં છું. મારા વાંછિત સ્થળે જઉં છું.

પ્રહ્લાદે કહ્યું: તે જ કારણથી હું અવતારોની ભક્તિ કરતો નથી. કદી તે દૃષ્ટ અને કદી અદૃષ્ટ રહે છે. હવેથી આત્માથી ભિન્ન જે સદા અપરોક્ષ છે, તેનો નિશ્ચય નહિ કરું, પરંતુ આપ પધાર્યા છો તો કંઈ આત્મનિરૂપણ કરો!

વિષ્ણુ કહે: તને આત્મધર્મનું શું પ્રયોજન છે?

પ્રહ્લાદ કહે: આત્મા હું છું. મને પ્રયોજન ન હોય તો કોને હોય?

વિષ્ણુ પોતાના સ્થાનમાં ગયા અને પ્રહ્લાદ જળમાંથી નીકળી પિતાની પાસે આવ્યો. ત્યારે રાજાને આશ્ચર્ય થયું કે આ તો જળમાંથી પણ જીવતો નીકળ્યો! તેથી ક્રોધ કરી બે હાથ પકડીને એવી લપડાક

લગાવી કે પ્રહ્‌લાદ બેશુદ્ધ થઈ ગયો. અને કહ્યું કે હે અભાગ! તું જાતે આત્મસ્વરૂપ છે. વિષ્ણુને પોતાના ઉપર વ્યર્થ રાખે છે! જેમ સ્વપ્નના બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ જગત સ્વપ્નદ્રષ્ટાથી પ્રકટ થાય છે, તેમ વિષ્ણુ આદિ જગતમાત્ર તારાથી પ્રકટ થયું છે, તારા અમાયિક સ્વરૂપને ત્યાગીને તું માયામાં કેમ લીન થાય છે? આવા વિપર્યય (અવળા) જ્ઞાનથી તને લજ્જા નથી આવતી?

પ્રહ્‌લાદે કહ્યું: હે પિતા! અચિંત્ય આત્મા વિષ્ણુ કહેવાય છે, બીજું નહિ.

રાજા કહે: જળ વિષે તું વિષ્ણુને કહેતો હતો કે હું જ સચ્ચિદાનંદરૂપ આત્મા છું. હવે કહે છે, વિષ્ણુ છે. પોતાથી ભિન્ન દ્વૈતનું સ્થાપન કરવું શું યોગ્ય છે? હે પુત્ર! જો સર્વ વિષ્ણુ હોત તો સર્વ ચતુર્ભુજ મૂર્તિ જન્મથી જ એક સમાન દેખાત. તેથી જો કહે કે સર્વ પંચતત્ત્વરૂપ જગત છે, તોપણ ઠીક છે; કારણ કે વિચારથી તો સર્વ પદાર્થ માયાના કાર્ય પંચભૂતરૂપ છે. આ દૃશ્ય માયાનું છે. હે પુત્ર! તું અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી પૃથક્, વિષ્ણુ સહિત સર્વ નામરૂપ જગત છે જ નહિ તથા નામરૂપ જગત પણ તું આત્મા જ છે. એનાથી રહિત પણ તું જ આત્મા છે. હે પુત્ર! મનવાણીની વચમાં પણ તું આત્મા અગોચર છે. એવો છતાં પણ પોતાને માયારૂપ માને છે તે લજ્જાનું કારણ છે.

પ્રહ્‌લાદ કહે: હે પિતા! જ્યારે વિષ્ણુ સાથે સંવાદ કરતો હતો ત્યારે હું ક્યાં હતો?

હિરણ્યકશિપુ કહે: તું, વિષ્ણુ અને સંવાદ ત્રણે ચૈતન્યઆત્મા હું જ હતો; કારણ કે હું પૂર્ણ છું. પ્રહ્‌લાદ! આત્માવિનાનું ધ્યાન ન કર, ન સાંભળ, ન બોલ. જો તું જ આત્મા છે, તો વિષ્ણુનું આરોપણ કેમ કરે છે?

પ્રહ્‌લાદ કહે: જો એમ ન કરવામાં આવે તો ભગવાન અને સંતોને કોણ જાણે? મારા કહેવાનું પ્રયોજન એ જ છે કે એ પદનો નાશ ન થયો જોઈએ. હે પિતા! તમે, હું, જગત સર્વ પરમાત્મા છે.

હિરણ્યકશિપુ કહે: હે પુત્ર! આત્મા–પરમાત્મા તેં સાંભળીને મનમાં કલ્પિત સિદ્ધ કર્યા છે. જ્યારે તું નિવૃત્ત થઈશ, ત્યારે તે પણ નિવૃત્ત થઈ જશે. જો તું જ ન હોય તો આત્મા–પરમાત્માને શી રીતે જાણે? તેથી કરીને જે કંઈ ભાવાભાવ છે તે પણ તું જ છે. તારા અસ્તિત્વથી જ જીવ, ઈશ આદિ પદાર્થ સિદ્ધ થાય છે.

પ્રહ્લાદ કહે: જો સર્વ આત્મા છે, તો વિષ્ણુ પણ પોતાનો આત્મા છે. તો તમે કેમ નથી કહેતા કે હું વિષ્ણુ છું?

રાજાએ કહ્યું: હું સચ્ચિદાનંદરૂપ આત્મા દ્રષ્ટા છું તેથી ભિન્ન સવ, વિષ્ણુ, ચતુર્ભુજમૂર્તિ, અમૂર્તિ, આદિ દશ્યવર્ગ છે. હું દ્રષ્ટા હોઈને દશ્યરૂપ કેમ થાઉં? કદી પણ દ્રષ્ટા દશ્યરૂપ નથી થતો.

પુનઃ હિરણ્યકશિપુએ ક્રોધ કરીને કહ્યું: તારો નાશ કરું છું. કહે, તારો નારાયણ ક્યાં છે?

પ્રહ્લાદ કહે: હજી સુધી તમે તેને જાણ્યો નહિ? તમે આટલી શિક્ષા કરી છતાં જેણે મારી રક્ષા કરી તે જ નારાયણ છે! તે પ્રકટ છે. જ્યાં પ્રતીતિ કરે ત્યાં પ્રકટ જ છે.

હિરણ્યકશિપુએ પ્રહ્લાદને બન્ને હાથે બાંધી સ્તંભ ઉપર લટકાવ્યો અને ખડ્ગ ઉઘાડીને કહ્યું: હવે તારી રક્ષા કરવાવાળો નારાયણ ક્યાં છે? બતાવ.

પ્રહ્લાદે કહ્યું: તમારામાં, મારામાં, ખડગમા, સ્તંભમાં, સર્વમાં એ જ છે.

હિરણ્યકશિપુ કહે: જો પ્રકટ છે તો એ કેમ નીકળતો નથી? જો નીકળતો નથી તો એ ભ્રમરૂપ છે.

પ્રહ્લાદ કહે: જો સર્વ એ જ છે તો તુંમાં, હુંમાં, સર્વમા એ જ છે! પ્રહ્લાદે જેવું આ વચન કહ્યું કે તરત જ સ્તંભમાંથી ગભીર શબ્દ થયો!

હિરણ્યકશિપુએ શબ્દ સાંભળીને કહ્યું: 'આ જ તારો પરમેશ્વર પ્રકટ થયો છે. જોઉં છું, શું થાય છે?' શરીર વિનાશી છે. હું આકાશ સમાન ચૈતન્ય આત્માનો નાશ કોઈ કદી પણ કરી શકતું નથી; કારણ કે નાશ, અનાશ, બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિ સર્વ જગત આપણુ સ્વરૂપ હોવાથી પોતાના આત્મસ્વરૂપનો કોઈ નાશ કરી શકતું નથી, આ આત્મવિચાર કરીને હું મહાતેજસ્વી-નિર્ભય થયો.

પ્રહ્લાદે કહ્યું: હજી કંઈ બગડ્યું નથી. કહો કે સર્વ વિષ્ણુ છે.

રાજાએ કહ્યું: મારી કામના પૂર્ણ થઈ કે મારો શત્રુ સન્મુખ આવ્યો છે! હવે પીઠ બતાવવી એ શૂરા પુરુષનુ કામ નથી.

પ્રાતઃકાળમાં પૂર્વ દિશામાં જેમ સૂર્ય ઉદય થાય છે, તેમ સ્તંભમાથી નરસિંહ ભગવાન પ્રકટ થયા! બન્નેએ બહુ સમય મહાન યુદ્ધ કર્યું. બન્નેમાં કોઈ હારતું નહોતું; પરંતુ હિરણ્યકશિપુના શરીરને ભોગ આપનાર પ્રારબ્ધ-કર્મ આવી રહ્યાં હતાં, તેથી અંતમાં વિષ્ણુની

પ્રબળતા થઈ. સૂર્યના અંતર્બાહ્ય હોવાના સમયે–સધ્યાકાળે, પગની વચમાં, પોતાના પગ ઉપર તેનું શરીર રાખીને તેમણે પોતાના નખથી તેના ઉદરને ચીરી નાખ્યું. દેવતાઓએ પુષ્પની વૃષ્ટિ કરી, સ્તુતિ કરી અને પ્રહ્‌લાદને પ્રેરણા કરી કે ભગવાનના ક્રોધને શાંત કરાવો!

પ્રહ્‌લાદે કહ્યું: હે બાજીગર! આ કૌતુક તેં શું કર્યું છે!

નરસિંહ ભગવાને પ્રહ્‌લાદને બંને હાથમાં લઈને રુધિર ભરેલા મુખથી જ તેના મસ્તકને ચુંબન કર્યું અને આજ્ઞા કરી: રાજ્ય કર.

પ્રહ્‌લાદે કહ્યું: આ રાજ્યની મને ચાહના નથી. હું શી રીતે રાજ્ય કરું?

વિષ્ણુએ કહ્યું: તથાસ્તુ.

એટલુ કહી વિષ્ણુ અંતર્ધાન થયા.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! મેં તને આટલું આત્મનિરૂપણ સભળાવ્યુ, તેનો તને શો લાભ થયો? તે એક કાને સાંભળ્યુ, બીજા કાનથી કાટી નાખ્યું! મારું કહેવું અકાર્ય થયું!

મૈત્રેય કહે: આ કથાશ્રવણથી જાણ્યુ કે પરમાત્મા વિના અન્ય કશું નથી!

પરાશર કહે: ભયવાળો થા! વિષ્ણુની માયા બળવાન છે!

મૈત્રેય કહે: જો સર્વ ગોવિંદ છે, તો માયા, વિષ્ણુ, તથા આપ, હું, બળ, છળ, જગત, સર્વ ગોવિંદ છે.

પરાશર કહે: માયા તથા કુસંગની આશ્ચર્યરૂપતા સાંભળ!

જ્યારે પ્રહ્‌લાદ પિતાના સ્થાનમાં રાજ્ય ઉપર બેઠો, ત્યારે શુક્રાચાર્યે કહ્યું: હે પ્રહ્‌લાદ! સાચુ કહે. પિતાના નાશ માટે તે વિષ્ણુને કહ્યું હતું કે વિષ્ણુએ પોતે જ તેને માર્યો?

પ્રહ્‌લાદે કહ્યું: મેં નથી કહ્યુ. વિષ્ણુએ જે કઈ કર્યું તે તેમણે પોતે જ કર્યુ છે. પિતાના નાશની મને ઇચ્છા નહોતી.

શુક્રાચાર્યે કહ્યું: તારું જીવવું મરવાથી પણ બૂરું છે. જ્યા સુધી પિતાનો બદલો વેરીથી ન લે, ત્યાં સુધી તું જે કઈ ખાય પીએ તે અભક્ષ્ય છે.

પ્રહ્‌લાદે કહ્યું: કોની શક્તિ છે કે ગોવિંદની બરાબરી કરે?

શુક્રાચાર્યે કહ્યું: ગોવિંદ કયાં છે? તારા નિશ્ચય વિષે જ એ પ્રકટ છે. નહિ તો ગોવિંદ, ચતુર્ભુજ વિષ્ણુ આત્માથી શું ન્યારા છે? જો ન્યારા હોય તો અનાત્મા ઠરે. ધર્મશાસ્ત્રમાં લખ્યુ છે કે પિતાનો બદલો લીધા વિના પુત્ર જે કઈ કરે તે અયોગ્ય છે.

પ્રહ્‌લાદે કહ્યું: પહેલાં તમે કહેતા હતા, ગોવિંદનુ ભજન કરો.

હવે કહો છો કે ગોવિંદને મારો. જો હિરણ્યકશિપુમાં એને મારવાની શક્તિ ન આવી તો હું શી રીતે મારીશ?

શુક્રાચાર્યે કહ્યું: એ અહંકાર કરતો હતો. તું આત્મશક્તિવાળો છે.

હે મૈત્રેય! પ્રહ્‌લાદને પિતાએ કેટલી શિક્ષા કરી પરંતુ નિશ્ચયથી તે ચલાયમાન ન થયો. પણ થોડોક શુક્રનો સંગ થયો એટલે પ્રહ્‌લાદ કહેવા લાગ્યો, આપ આજ્ઞા કરો તો એવી શક્તિ ધરાવું છું. પછી રાક્ષસોને આજ્ઞા કરી કે વિષ્ણુને મારવા માટે શસ્ત્રઅસ્ત્ર લઈને મેદાનમાં ડેરા નાખો. પાંચ યોજન નગરની બહાર તે ઊતર્યો. અંતર્યામી વિષ્ણુએ વિચાર્યું કે પ્રહ્‌લાદ સદ્‌બુદ્ધિને ત્યાગી દુર્બુદ્ધિ થયો છે. પરંતુ શું કરવું? કુસંગ એવો જ છે! પરંતુ ભક્તની દુર્મતિ દૂર કરવી જોઈએ. નહિ તો બિરદ લજવાશે. એવો વિચાર કરીને વિષ્ણુ વૃદ્ધ બ્રાહ્મણ થયા. કૃશ રૂપ અને હાથમાં લાકડી લઈને કાંપતા કાંપતા આવ્યાં. લોકોને પૂછ્યું: આ ધામધૂમ શેની છે? લોકોએ કહ્યું: પ્રહ્‌લાદને વિષ્ણુની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા છે. તમે આગળ ન જશો; કારણ કે શુકનમાં બ્રાહ્મણ મળે તો અશુભ છે. બ્રાહ્મણે કહ્યું: પ્રહ્‌લાદ બ્રાહ્મણો પર દયાળુ છે. લોકોએ કહ્યું: પહેલાં હતો, હવે નહિ. બ્રાહ્મણે કહ્યું: મને શો ભય છે? વૃદ્ધ છું. આજ અથવા કાલ શરીરનો નાશ થવાનો જ છે. હવે એ લોકો કશું ન બોલી શકયા, અને એ બ્રાહ્મણ પ્રહ્‌લાદની નિકટ ગયો.

પ્રહ્‌લાદે પૂછ્યું: તું કોણ છે? શા કામ વાસ્તે આવ્યો છે?

બ્રાહ્મણે કહ્યું: તારે શરણે આવ્યો છું. ઈશ્વરના અન્યાયથી અતિ દુઃખી છું. તેણે મારા સર્વ કુળનો નાશ કર્યો છે. મેં સાંભળ્યું છે કે તેં પણ ઈશ્વરના નાશની ઇચ્છા કરી છે! તું ધન્ય છે! આ બુદ્ધિ તને ગુરુએ આપી છે! પણ કહે કે એનું ઠેકાણું ક્યાં છે? હું પણ તારી સાથે આવી માતાપિતાનો બદલો લઉં!

પ્રહ્‌લાદે કહ્યું: તેનું ઠેકાણું તો હું જાણતો નથી!

બ્રાહ્મણ તે સાંભળીને હસ્યો અને બોલ્યો: જેવો હું મૂર્ખ હતો તેવો જ તને પણ દેખ્યો! પરંતુ હું પ્રથમ તારા બળની પરીક્ષા કરું. આ લાકડી હું પૃથ્વી ઉપર નાખું છું. તું એને ઉઠાવીને મારા હાથમાં આપ. તો હું જાણીશ કે આ કામ પણ તારાથી થશે.

પ્રહ્‌લાદે કહ્યું: સારી વાત છે.

બ્રાહ્મણે લાકડી પૃથ્વી પર નાખી દીધી. પ્રહ્‌લાદે પોતાનું સઘળું બળ વાપર્યું; પરંતુ તે લાકડી ઉઠાવી શકયો નહિ. ત્યારે જાણ્યું કે

આ વિષ્ણુ છે!

બ્રાહ્મણના ચરણ ઉપર શિર રાખી વિનતિ કરી કહ્યું : હું આપને શરણ છું, મારો અપરાધ ક્ષમા કરો.

વિષ્ણુએ કહ્યુ : ઊલટો તું મને ક્ષમા કર. મને મારવાની તેં ઇચ્છા કરી છે.

પ્રહ્લાદે કહ્યું : એ અપરાધ મારો નથી. આ ઉપદેશ શુક્રનો છે.

વિષ્ણુએ કહ્યું : માટે જ ગુરુ જોઈ-વિચારીને કરવા જોઈએ! 'ગુરુ કીજિયે જાની! પાની પીજિયે છાની!' ગુરુ એ જ છે, જ્ઞાન-વિજ્ઞાનથી પૂર્ણ હોય.

પ્રહ્લાદે કહ્યું એવા ગુરુ ક્યા મળે?

વિષ્ણુએ કહ્યુ એક સત પોતાની મેળે જ તારી નિકટ આવશે. પરતુ તુ તેના ચરણોના દર્શનની ઇચ્છા મનમા રાખ્યા કરજે.

પરાશરે કહ્યું : હે મૈત્રેય! આવા બુદ્ધિમાન પ્રહ્લાદને માયાએ ભરમાવ્યો હતો, તો તુ કેમ ભ્રમમા ન પડે?

મૈત્રેય કહે હે ગુરુ! ભ્રમણા, ન ભ્રમણા અને માયા છે હુ અમાયારૂપ, ભ્રમણ-અભ્રમણરૂપ માયાનો સાક્ષી છુ. માયાના કાર્યરૂપ ભ્રમણ-અભ્રમણ મનના ધર્મ છે, હું ચૈતન્યના નહિ. હુ એકરસ છુ ભ્રમ અભ્રમની નિવૃત્તિ-પ્રાપ્તિવડે હુ ચૈતન્યને કઈ યત્ન કરવાનો નથી. હુ નિષ્કર્તવ્ય છુ.

પરાશર કહે નિષ્કતવ્ય અને સકર્તવ્ય એવુ કથનચિતન પણ મનનુ જ મનન છે. વાસ્તવમા તું અવાચ્યપદ છે.

મૈત્રેય કહે. પ્રહ્લાદે ભજનમા શો ભેદ કર્યો હતો કે તેને માયા લાગી?

પરાશર કહે હે મૈત્રેય! પ્રહ્લાદ પોતાને મોટો માનતો હતો. એ જ માયા છે. જ્યા હું તુ ન રહે, ત્યા માયા ક્યા છે?

મૈત્રેય કહે: પ્રહ્લાદને કોણ સત મળ્યા?

પરાશર કહે દત્ત ભગવાન આવ્યા અને નગરની સમીપ એક સ્વચ્છ સ્થાનમા સૂઈ રહ્યા રાક્ષસોએ તેમને જોઈને પૂછ્યુ, તું કોણ છે? દત્તે કહ્યુ, હુ રાક્ષસ છુ. એમાથી એક રાક્ષસ પ્રહ્લાદની પાસે આવ્યો અને કહ્યુ, એક પરમહસ આવ્યો છે. તેના વર્ણાશ્રમને અમે જાણતા નથી તમારે દર્શન કરવા યોગ્ય છે. પ્રહ્લાદ તે સાભળીને દત્તની નિકટ આવ્યો તેમને તેણે દડવત્ પ્રણામ કર્યા. મનમા તેને શકા ઊપજી કે આના વર્ણાશ્રમને હુ જાણતો નથી, તો પૂજા શી રીતે

કરું ? તેથી પૂછ્યું : હે સંત ! રૂપ આપનું શું છે ? આપ કોણ છો ? ક્યાંથી આવ્યા છો ? ક્યાં જશો ? સંતે ઉત્તર ન આપ્યો. બીજીવાર પ્રશ્ન કર્યો તોપણ ઉત્તર ન દીધો. પછી ત્રીજી વખત પૂછતાં બોલ્યા: મેં સાંભળ્યું'તું કે પ્રહ્લાદ તો પરમહંસ છે, પરંતુ જોઉં છું તો હજી માયામાં જ પડ્યો છે. કારણ કે કોઈ વર્ણાશ્રમના વિચાર કરે તો તેથી સ્થૂલ શરીરથી આગળ જતો નથી, તો પછી શરીરથી અતીત આત્મા સુધી તો તે ક્યાંથી આવે ? જો કોઈ વર્ણાશ્રમની કલ્પના માને તો પણ વર્ણાશ્રમ સ્થૂલ શરીરના જ છે. શરીર જ માયા છે. તેથી શરીર-અભિમાની તું માયામાં જ પડ્યો છે. પ્રહ્લાદે કહ્યું : હું માયાથી અતીત છું. સંતે કહ્યું : હું માયાથી અતીત છું એવું જાણવું એ પણ માયારૂપ છે. પુનઃ સંતે કહ્યું : એ પણ માયારૂપ છે, જે પૂછે છે કે તું કોણ છે, ક્યાંથી. આવે છે, ક્યાં જાય છે ? જો સર્વ ગોવિંદ છે, તો ગોવિંદ ક્યાંથી આવે ? ક્યાં જાય ? આકાશની માફક એ વ્યાપક છે. આવવું-જવું પરિચ્છિન્નમાં સંભવે છે. હે પ્રહ્લાદ ! દેહના અભિમાનરૂપ રાક્ષસ-સ્વભાવને છોડી દે. દેહાદિક સંઘાતથી ભિન્ન સાક્ષી આત્મા હું છું, એવી દૈવી બુદ્ધિને ધારણ કર તેથી દૈવભાવને પામશે.

પ્રહ્લાદે કહ્યું : હવે હું શું કરું ?

સંતે કહ્યું : એ જ કર જેથી કંઈ કરવું ન પડે.

પ્રહ્લાદે કહ્યું : એ શી વસ્તુ છે ?

સંતે કહ્યું : તે તું જ, દેહથી ભિન્ન, ચૈતન્ય, અક્રિય આત્મા છે. તુંમાં કર્તવ્ય નથી—જો ઘટથી ભિન્ન આકાશ અક્રિય છે. હે પ્રહ્લાદ, જો સર્વ ગોવિંદ છે, તું-હું નથી, તો આવવું-જવું કયાં છે ? પરંતુ તેં પર-અપરનો વૃથા અહંકાર કર્યો છે. એ જ સાંકળ તારા પગમાં પડી છે. આ અહંકાર જ આવાગમનનું બીજક છે. જેણે જ્ઞાનખડ્ગથી આ સાંકળને કાપી છે, તે સંસારથી પાર થયો છે. હે પ્રહ્લાદ ! તેં જે નામ પૂછ્યું, તે નામરૂપ અહંકાર ભ્રમ છે. સર્વ મનબુદ્ધિ આદિનો જ્ઞાતા, પ્રકાશ, એક જ હું ચૈતન્ય, સાક્ષી આત્મા છું. મારો જ્ઞાતા કોઈ નથી કે તે મારા આવવા-જવાને જાણે. તેથી હું સ્વયંપ્રકાશ છું. તેં પોતાને જે શરીરરૂપ જાણ્યો છે, તે શરીર જ્યારે પડશે ત્યારે તેની ત્રણ પ્રકારની અવસ્થા થશે : તે બળી જશે તો ભસ્મ થશે; તેને કોઈ ખાઈ જશે તો તેની વિષ્ઠા થશે; દાટેલું પડ્યું રહેશે તો તેમાં કૃમિ થશે. તો એવી મલિન વસ્તુને પોતારૂપ જાણી તું અહંકાર કરે છે કે હું રાજા છું ! આ તો પાયખાનાનો ભંગી પોતાને રાજા માને તેવી વાત

છે—એ જ માયા છે. કયાં આ અત્યંત મળમૂત્ર નરકરૂપ દૃશ્યરૂપ દેહ, અને કયાં તું શુદ્ધ ચૈતન્ય દ્રષ્ટા સાક્ષી આત્મા! તને લજ્જા નથી આવતી કે મળમૂત્રને પોતાનું સ્વરૂપ જાણે છે? હે મૂર્ખ! ભંગી પણ વિષ્ટાને પોતાના રૂપ નથી જાણતો. તું તો પંડિત છે. દેહાભિમાન જ સર્વ દુઃખોનું મૂળ છે. જો અહંકાર ન રહ્યો તો સર્વ દુઃખ પણ નષ્ટ થઈ જાય છે.

હે પ્રહ્લાદ! બહારથી કહે, હું શરીર નથી અને અંદરથી શરીર માની રાખે, તો તેથી કંઈ સારું નથી. તે ન તો જ્ઞાની છે, ન તો યોગી છે. તે કેવળ દુઃખનો ભોગી છે. તેથી નિશ્ચય જાણ કે 'શરીર કાળનો કોળિયો છે. હુ કાળનો પણ કાળરૂપ છું!' તેનાં સુખદુઃખથી ચિંતાતુર કેમ રહે છે અને મોહ કેમ કરે છે? હે પ્રહ્લાદ! શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, પંચવિષયરૂપ તન્માત્રા, દશ ઇંદ્રિય, ચતુષ્ટય અંતઃકરણ, પંચપ્રાણ, તથા સાત્ત્વિક, રાજસ, તામસ ત્રણ ગુણ—એ સર્વનું કારણ માયા છે. સારાંશ કે કાર્યકારણરૂપ પ્રપંચથી તું પર છે. શારીરિક, વાચિક, માનસિક કર્મોથી તું ચૈતન્ય મુક્ત છે. તારું સ્વરૂપ સચ્ચિદાનંદરૂપ છે, બુદ્ધિ આદિ અસત્ જડ તારું રૂપ નથી.

પ્રહ્લાદે કહ્યું: આપને માટે શય્યા લાવું. આપ શયન કરો.

અવધૂતે કહ્યું: જે સ્વાભાવિક પ્રારબ્ધથી મળે છે તેમાં હર્ષ નથી; જો કાંટા ઉપર શયન કરવું પડે તો તેથી શોક નથી. હે પ્રહ્લાદ! છત્રીસ પ્રકારનાં ભોજન મળે તોપણ ખાઉં છું, નહિ તો સૂકાં પત્તાંથી પણ નિર્વાહ કરું છું અને સંતુષ્ટ રહું છું; તેમાં હર્ષ-શોક નથી.

પ્રહ્લાદે કહ્યું: રાજ્ય કરો.

અવધૂતે કહ્યું: આ સર્વ કલ્પિત નામરૂપ મારી પ્રજા છે. રાજા, પ્રજા, દેશ, મારી દૃષ્ટિમાં નથી. હું તો પોતાના સહિત આ સર્વ વાસુદેવ જાણું છું. તેથી સ્વરાજ્ય છું. જેમ સ્વપ્નમાં સર્વ નામરૂપ સ્વપ્નદ્રષ્ટાની પ્રજા છે, તેમ સ્વપ્નદ્રષ્ટા જ સ્વરાજ્ય છે. હે પ્રહ્લાદ! આ કાર્યકારણરૂપ જગત હુ ચૈતન્યની પ્રજા છે. સત્ત્વ, રજ, તમોગુણરૂપ માયાયુક્ત હું સચ્ચિદાનંદથી ત્રિગુણાત્મક શબ્દગુણ સહિત આકાશ ઉત્પન્ન થયુ. પણ આકાશસંયુક્ત હુ ચૈતન્યથી વાયુ, વાયુવિશિષ્ટ હું ચૈતન્યથી અગ્નિ, અગ્નિવિશિષ્ટ હું ચૈતન્યથી જળ, જળવિશિષ્ટ હુ ચૈતન્યથી પૃથ્વી, પૃથ્વીવિશિષ્ટ હું ચૈતન્યથી ઔષધિ, ઔષધિવિશિષ્ટ હું ચૈતન્યથી અન્ન, અન્નવિશિષ્ટ હું ચૈતન્યથી વીર્ય અને વીર્યવિશિષ્ટ હું ચૈતન્યથી શરીર થયું. હવે એ શરીર સમષ્ટિ–વ્યષ્ટિના ભેદથી બે પ્રકારનું છે.

ફરી આકાશ આદિ પંચભૂતોના એક એક આકાશ આદિક સાત્વિક અંશથી શ્રોત્ર આદિ પંચ જ્ઞાનેંદ્રિય ઉત્પન્ન થઈ અને પંચમહાભૂતોના સાત્વિક સાક્ષી અંશથી ચતુષ્ટય અંતઃકરણ થયાં. પંચભૂતોના રાજસ અંશથી વાગ્આદિક પંચ કર્મેંદ્રિય ઉત્પન્ન થઈ અને પચભૂતોના સાક્ષી રાજસ અંશથી પ્રાણઅપાનાદિ પંચ પ્રાણ ઉત્પન્ન થયા. પંચભૂતોના તામસ અંશથી કામક્રોધાદિક પચીસ પ્રકૃતિ ઉત્પન્ન થઈ. હે પ્રહ્લાદ! એ સર્વ મારી પ્રજા છે. હું ચૈતન્ય રાજા એક,જ મારી સત્તાસ્ફૂર્તિ આપીને પૂર્વોક્ત સર્વ નામરૂપ પ્રજાનું પાલન કરું છું. પૂર્વોક્ત કોઈ પ્રજા મારું પાલન કરી શકતી નથી. તેથી સ્વરાજ્ય જ છે. જો તું પણ મારી માફક સ્વરાજ્ય ચાહતો હોય તો દેહાભિમાનનો ત્યાગ કરી પોતાને સચ્ચિદાનંદરૂપ જાણ. પોતાને ત્યાગીને તું બીજા કોનું ભજન કરે છે? તને લજ્જા નથી આવતી? ખુદ બાદશાહ થઈને તું ભ્રમથી પોતાને ભંગી માને છે! તું ચૈતન્યમાં દ્વૈતનો માર્ગ જ નથી. તું જાણે છે કે હુંપણું બન્યુ રહે અને ભજનનો રસ મેળવું, તો તે કઠિન છે. સચ્ચિદ્આનંદસ્વરૂપ તું ગોવિંદ છે. ગોવિંદને મળવાની ચાહના કરે છે એ જ તારામાં બંધન છે. પોતાના આત્મસ્વરૂપમાં મળવું, છૂટા પડવું એવુ કશું છે જ નહિ, તો પછી કોને મળવા ધારે છે? કોઈમાં મળવાનુ છે જ નહિ. 'કેડે છોકરું અને ગામ શોધ્યુ' એ ભ્રમ વિના શું છે? હે પ્રહ્લાદ! તું વર્ણાશ્રમની તપાસમાં ફરે છે, તો તને વર્ણાશ્રમ જ મળશે. તું નિજ સ્વરૂપ ક્યાથી જાણશે? ગોવિંદમાં વર્ણાશ્રમ નથી. હે પ્રહ્લાદ! તારી માફક જે વર્ણાશ્રમ રાખતા હોય તેને સંત જાણીને જા, મળ, હું વર્ણાશ્રમ રાખતો નથી. હે પ્રહ્લાદ! જે ચરણ ઉપર તેં શીશ રાખ્યુ છે, તે શીશ પણ માંસચર્મ છે અને મારા ચરણ પણ માંસચર્મ છે; તો તારા પગે લાગવાથી મને શો લાભ છે? તેનાથી ક્ષુધાતૃષાદિ, હર્ષશોકાદિ, શીતોષ્ણ કોઈ પણ ક્લેશ દૂર થતા નથી કે નથી તે કોઈ સુખ કરતા. તેથી મને તારા નમસ્કારની ઇચ્છા નથી; પરંતુ તું નિજ સ્વરૂપને જાણ, એટલે કર્તવ્યથી છૂટીશ. હે પ્રહ્લાદ! શ્રોત્રાદિ પંચજ્ઞાનેંદ્રિયો વડે જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે જાણવામાં આવે છે, મન વડે જે ચિંતનમાં આવે છે, વાણી વડે જે કથી શકાય છે અને પ્રત્યક્ષાદિ છ પ્રમાણોથી જે સિદ્ધ થાય છે, તે તારું સ્વરૂપ નથી; પરંતુ જેનાંથી એ સર્વ સિદ્ધ થાય છે, તે તારું સ્વરૂપ છે. વેદના અધ્યયનથી પણ સ્વરૂપની પ્રાપ્તિ થવી દુર્લભ છે. બુદ્ધિની ચાતુરીથી તે દુર્લભ છે, બહુશ્રુતપણાથી પણ દુર્લભ

છે અને કૃચ્છચાંદ્રાયણાદિ વ્રતોથી, તીર્થાટનથી, જપાદિક ઉપાસનાથી તેમ જ અગ્નિહોત્રાદિ કર્મોથી સ્વરૂપની પ્રાપ્તિ દુર્લભ છે. પરંતુ આત્મ-સ્વરૂપને જાણવાની ઇચ્છા સાથે શ્રદ્ધાપૂર્વક સત્સંગથી જ કર્મ વડે સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. જ્યારે તને સ્વરૂપદર્શન થશે, ત્યારે અંત-ર્બાહ્યપણાનો ત્યાગ આપોઆપ થઈ રહેશે. હે પ્રહ્લાદ! તેં એમ નિરર્થક માન્યુ છે કે મેં ઘણો કાળ ગોવિંદનું ભજન કર્યું છે, તોપણ મને શાંતિ ન મળી; તારા મનમાં કપટ છે, તો ગોવિંદ શી રીતે મળે? જીભથી નારાયણ નારાયણ કહેવા અને મનમા સંસારનાં સુખોની કામના રાખવી, એ જ કપટ છે સર્વ નારાયણરૂપ છે. વચમાં પોતા-પણું રાખવું, એ કપટ છે. એ કપટનો ત્યાગ કર, એટલે તું પોતાની મેળે પોતાને પામીશ. સંસારના માર્ગમાં પણ જો કોઈ સાથે પ્રીતિ કરી હોય છે, તો જ્યાં સુધી તેનાથી ભેદ રમ્યા નથી ત્યાં સુધી તે પ્રીતિ રહે છે. જ્યારે પરસ્પરમાં ભેદ રમાય છે, ત્યારે તે પ્રીતિ નથી પણ કપટ છે. એ હેતુથી અંતર્બાહ્ય સર્વના અંતર્યામી પ્રકાશક એક સચ્ચિદાનંદસ્વરૂપ આત્માથી પ્રીતિ કર. પોતાપણાના ભ્રમના આરોપણથી ભગવાન શી રીતે પ્રસન્ન થશે? નહિ થાય. આપોપું (પોતાપણુ) શું છે એ પૂછે તો હું પ્રહ્લાદ જીવદાસ છું, નારાયણ અમારો સ્વામી ઈશ્વર છે, એ આપોપું છે. વિચાર કરીને જો, દાસ–સ્વામી ક્યાં છે? એકરસ ચિદ્‌ઘનદેવ જ છે–મીઠાના સાગર સમાન.

પ્રહ્લાદ કહે: રૂપ, સત્તાને કોણ સિદ્ધ કરે છે?

સંત કહે: નથી તેને 'છે' સિદ્ધ કરે છે, જે 'છે' તેને કોઈ સિદ્ધ કરતું નથી. 'છે' એ જ સર્વને સિદ્ધ કરે છે. તેથી તે સ્વયપ્રકાશ છે.

પ્રહ્લાદ કહે: એ પદ શી રીતે જાણવામાં આવે?

સંત કહે: છે સદા છે જ રહે છે. આ શબ્દ તથા આ શબ્દોના અર્થ જે અવાઙ્‌મનસગોચર પદ વડે સિદ્ધ થાય છે, તે તું છે. તારા અવાઙ્‌મનસગોચર સ્વરૂપ વડે જ સર્વ નામરૂપ પ્રપંચની સિદ્ધિ થાય છે. તું સ્વયંપ્રકાશ છે. તને જાણનારો કોઈ નથી. સૂર્ય વડે જ પ્રકાશ અને અંધકાર બંને સિદ્ધ થાય છે.

હે પ્રહ્લાદ! યોગનો અર્થ મૈત્રી છે. એક માર્ગે કીડીના વેગથી જવાય છે, અન્ય માર્ગે પક્ષીના વેગથી જવાય છે. હઠયોગ કીડીનો માર્ગ છે. વિચારયોગ વિહંગમ (પક્ષીનો) માર્ગ છે. પૂર્વે તને જણાવ્યો તે વિચારયોગ છે. હઠયોગ કીડીઓ પાસેથી શીખજે, જેમ નટલોકો નટ પાસેથી શરીરની કસરત શીખે છે તેમ. એ ઉપર એક કથા સાંભળ:

## અધ્યાત્મ યોગીશ્વરોની કથા

એક વખતે હિમાલય પર્વત ઉપર હું સ્વાભાવિક વિચરતો હતો, અને ચિંતન કરતો હતો કે સર્વ શિવ છે, શિવથી ભિન્ન કોઈ વસ્તુ નથી. એમ કરતાં હું પર્વતના શિખર ઉપર પહોંચ્યો. તો અનેક યોગીશ્વરો ત્યા યોગાભ્યાસ કરતા હતા.

યોગીશ્વરો કોણ હતા, એમ તને પ્રશ્ન થાય છે, તો સાંભળ: પંચ મહાભૂત, પચીસ પ્રકૃતિ, ત્રણ ગુણ, પંચ જ્ઞાનેંદ્રિય, પંચ કર્મેંદ્રિય, પંચ પ્રાણ, અંતઃકરણચતુષ્ટય, સારાંશ કે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને સમષ્ટિ; સ્થૂલ, સૂક્ષ્મ, કારણશરીર તથા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધાદિ વિષય, તથા ચક્ષુ આદિના સૂર્યાદિ દેવતાઓ તથા પૂર્વોક્ત સર્વનાં ઉપાદાનકારણ માયા, અવિદ્યારૂપ અજ્ઞાન વગેરે મનુષ્યાકૃતિ ધરીને યોગાભ્યાસ કરતાં હતાં. એ યોગીશ્વરોની મધ્યમાં પંચ જ્ઞાનેદ્રિય અને મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર એમ નવ યોગીશ્વરો કોઈ રીતે જ્ઞાનવાન પણ હતા. જો કે મુખ્ય જ્ઞાનરૂપ તો આત્મા જ છે, તેમના જ્ઞાનરૂપ આત્માની પ્રધાન ઉપાધિરૂપ હોવાથી તેમને જ્ઞાની કહે છે, અથવા તો જ્ઞાનના સાધનરૂપ હોવાથી તેમને જ્ઞાની કહે છે. અથવા તો સત્ત્વગુણના કાર્યરૂપ હોવાથી જ્ઞાની કહેવાય છે; અન્ય પ્રકારે નહિ. બીજા સર્વ અજ્ઞાની હતા. તાત્પર્ય કે કર્મેંદ્રિયાદિ જ્ઞાનનાં સાધન નથી એ સર્વ જાણે છે અને તેથી તે અજ્ઞાની કહેવાય છે.

મેં તેમને પૂછ્યુ: હે યોગીશ્વરો! કયા પદમાં યોગ કરો છો? તેમણે ઉત્તર આપ્યો: અકારવિષે.

મેં પૂછ્યુ: અકારનું સ્વરૂપ શું છે?

તેમણે કહ્યું: ઈશ્વર અકાર સ્વર છે. સર્વ ક, ખ, ગ, ઘ, ઙ, આદિક વર્ણોમાં તે વ્યાપક છે અને સર્વ વર્ણોના ઉચ્ચારણનો તે નિર્વાહક છે. અકાર જ સતરૂપ છે, કારણકે સર્વ વર્ણોનો અકારમાં અભાવ છે, તેમનો પરસ્પરમા અભાવ છે, પરંતુ અકાર સર્વમાં અનુસ્યૂત છે. હે દત્ત! તે જ પ્રમાણે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ગુણોથી રહિત છે, અને સર્વ ગુણરૂપ પણ તે જ છે. તે જ પ્રમાણે સમષ્ટિ વ્યષ્ટિ સ્થૂલપ્રપંચ, તથા સમષ્ટિ વ્યષ્ટિ સૂક્ષ્મપ્રપંચ, તેમ જ સમષ્ટિ વ્યષ્ટિ કારણપ્રપંચ જેનાથી સિદ્ધ થાય છે, તે પૂર્વોક્ત સર્વ પ્રપંચોમાં વ્યાપક છે. પૂર્વોક્ત સર્વ દશ્યના સ્વરૂપભૂત રહીને તે પોતાની સત્તા-

સ્ફૂર્તિ વડે સર્વનો નિર્વાહ કરે છે. સર્વ દશ્યરૂપ તે જ છે તથા સર્વ દશ્યથી આકાશની માફક અસંગ પણ તે જ છે. સર્વ દશ્યનો દ્રષ્ટા સાક્ષી પણ તે જ છે, તુરીય અથવા તુરીયાતીત સંજ્ઞાનો વાચ્ય પણ તે જ છે. અકારઉપલક્ષિત[1] સત્, ચિત્, આનંદ નામો વડે તેનું જ કથન થાય છે તે પદ વિષે અમે યોગ કરીએ છીએ.

હું તે સાંભળીને હસ્યો અને કહ્યું: હે મિત્રો! પૂર્વોક્ત જે પદ કહ્યું તે તો તમારું સ્વરૂપ છે, પછી યોગ કોનાથી કરો છો? સર્વ દશ્ય તમારું ધ્યાન કરે છે. તમારે કોઈ સાથે યોગ અર્થાત્ સંબંધ ક્રિયા વડે કરવાનો છે નહિ. અધિષ્ઠાનરૂપ તમારામાંથી કલ્પિત પ્રતીતિનો અભાવ થાય છે, એટલે અધિષ્ઠાનનો કલ્પિત દશ્ય સાથે સ્વતઃ યોગ જ છે. કર્તવ્યથી તે યોગ કરવાનો નથી. જેમ ખાંડનો યોગ અર્થાત્ સંબંધ ખાંડના રમકડાં સાથે છે જ અને જેમ આકાશનો પદાર્થોની સાથે સ્વતઃ જ યોગ છે, તે કંઈ કરવો પડતો નથી, તેમ તમારો યોગ છે જ. જે અવાઙ્મનસગોચર પદ અપરોક્ષ, હાજરાહજૂર, સર્વને સિદ્ધ કરનાર છે, તે જ તમારું, અમારું તથા સર્વ જગતનું સ્વરૂપ છે. અન્ય મન આદિક દશ્ય કોઈનું સ્વરૂપ નથી.

હે પ્રહ્લાદ! પૂર્વોક્ત યોગીઓમાં પંચ જ્ઞાનેન્દ્રિય અને ચતુષ્ટય અંતઃકરણ, એ નવ યોગી જ્ઞાની હતા અને અન્ય અજ્ઞાની પ્રસિદ્ધ હતા, એ ઉપર કહેલું છે. તે જ્ઞાની યોગીશ્વરોમાં મેં કહ્યું: હે શ્રોત્રેન્દ્રિય યોગેશ્વર! મહાન શબ્દ, મધ્યમ શબ્દ અને નિકૃષ્ટ શબ્દ વા ધ્વનિરૂપ શબ્દ અથવા વર્ણાત્મકરૂપ શબ્દોનું જ તમે ધ્યાન કરી શકો છો. શબ્દરહિત જે આત્મા હરિ છે, તેનું હજાર યત્નથી પણ ધ્યાન કરી શકો તેમ નથી. જો પરમેશ્વર આત્મા તમારા ધ્યાનમાં આવે, તો હરિ આત્મા શબ્દરૂપ થવાથી અનિત્ય થઈ જશે. માટે હે શ્રોત્રેન્દ્રિય યોગીશ્વરો! તમારું નારાયણઆત્માનું ધ્યાન નિષ્ફળ છે, અથવા તો દંભ છે. શબ્દનું ધ્યાન કરવું એ જ સફળ છે તે જ પ્રમાણે હે પ્રહ્લાદ! મેં ત્વચાઇંદ્રિયયોગેશ્વરને પૂછ્યું, તમે કોનું ધ્યાન કરો છો? તમે શીતોષ્ણ, કોમળ અને કઠિનાદિ સ્પર્શવાન્ પદાર્થોનું જ ધ્યાન કરી શકો છો, સ્પર્શરહિત પૂર્વોક્ત પદ જ તમને બતાવ્યું તેનો યોગ અર્થાત્ સંબંધ તમે કદાચિત્ કરી શકતા નથી. માટે તમારે તો કહેવામાત્ર જ છે કે અમે સ્પર્શવર્જિત પદ વિષે યોગ કરીએ છીએ. વસ્તુતઃ તમે સ્પર્શનો જ યોગ કરો છો, અન્યનો નહિ.

1 અકારના સંકેતથી સમજાતા

હે પ્રહ્લાદ! પુનઃ મેં ચક્ષુઇંદ્રિયયોગેશ્વરને પૂછયું : હે દેવ! તમે સદક્તા છો, યથાર્થ કહો, તમે કોનું ધ્યાન કરો છો? તેમણે કહ્યું : હરિ વગેરેની સ્થૂલ મૂર્તિનું, તથા પૃથ્વી, અગ્નિ અને જળ એ ત્રણે ભૂતોનું, તથા તેનાં કાર્ય આદિના ષટ્ પ્રકારના રૂપનું હું ધ્યાન કરી શકું છું અને તેમને જાણી પણ શકું છું. એનાથી અધિક આંતર અરૂપપદ વિષે મારાથી યોગ થતો નથી.

મેં કહ્યું : જો તમે ષટ્ પ્રકારના રૂપથી રહિત વસ્તુમાં યોગ નથી કરી શકતા, તો નામરૂપરહિત અંતરપદ વિષે અમે યોગ કરીએ છીએ એ કહેવું નિષ્ફળ છે. યથાર્થ તો એ જ છે કે તમે બહિર્ જ ષટ્ પ્રકારનાં રૂપનો યોગ કરી શકો છો.

હે પ્રહ્લાદ! પછી મેં રસનાયોગેશ્વરને કહ્યું : હે રસજ્ઞ વિદ્વાન્! પક્ષપાતથી રહિત તમે ષટ્ પ્રકારના રસ વિષે જ યોગ કરી શકો છો; ષડ્રસરહિત આત્મપદ વિષે યોગ અર્થાત્ સંબંધ તમે કરી શકતા નથી. તેથી કરીને એ ષડ્રસને સિદ્ધ કરનાર આત્મપદ વિષે તમારા ધ્યાનનો યત્ન નિષ્ફળ છે.

પછી હે પ્રહ્લાદ! મે ઘ્રાણયોગેશ્વર કહ્યું : હે ઘ્રાણયોગેશ્વર! સુગંધિદુર્ગંધિમય પદાર્થોથી પૃથક્ વસ્તુનો યોગ અર્થાત્ સંબંધ તમારાથી કદાચિત્ પણ થઈ શકતો નથી, તેથી તમારું કહેવું પણ વૃથા છે કે અમે વ્યાપક ગંધરહિત અખંડ રૂપ વિષે યોગ કરીએ છીએ.

તાત્પર્ય કે તમે શ્રોત્રાદિ પાંચ યોગેશ્વરો તો બહિર્ શબ્દાદિક પાંચ ગુણો વિષે જ યોગ અર્થાત્ ધ્યાન કરી શકો છો. પણ શબ્દાદિ પાંચ ગુણોથી વર્જિત જે અંતર પ્રત્યક્ આત્મા વિભુ છે, તેના વિષે યોગ અર્થાત્ સંબધ તો કરી શકો તેમ નથી. સારાંશ એ જ કે શબ્દાદિ ગુણો વિષે તમે શ્રોત્રાદિ પાંચે યોગેશ્વરોનો સ્વતઃ જ દેશ-કાલવસ્તુ અનુસાર યોગ અર્થાત્ ધ્યાનસંબંધ થતો રહે છે. તેથી કરીને શબ્દાદિક ગુણો વિષે પણ યોગ અર્થાત્ ધ્યાન નિષ્ફળ છે, તો પછી શબ્દાદિ ગુણોરહિત અવાઙ્મનસગોચર આત્મપદ વિષે યોગ કરવો એ કહેવામાત્ર મિથ્યા ભ્રમ છે. યોગકથન નિષ્ફળ છે. બંને પ્રકારે તમારો યત્ન નિષ્ફળ છે, તો શા માટે ભ્રમથી પોતાનો આરામ ખોઈ નાખો છો?

હે પ્રહ્લાદ! તે જ પ્રમાણે મેં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ ચારે યોગેશ્વરોને કહ્યું : હે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર–યોગેશ્વરો! જાતિ (વર્ગ), ગુણ (ધર્મ), ક્રિયાદિ સંબંધવાન પદાર્થોનો જ તમે ચારે યોગ અર્થાત્ સંકલ્પ, વિકલ્પ, નિશ્ચય, ચિંતન, અહંપણું

કરી શકો છો. જાતિગુણક્રિયાદિ સંબંધરહિત આત્મવસ્તુમાં તમે કેવી રીતે યોગ કરી શકો છો? નથી જ કરી શકતા. લાખો યત્ન કરવાથી પણ તમે યોગ અર્થાત્ સંબંધ આત્માથી અણુમાત્ર પણ નથી કરી શકતા, તેથી અમે સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા વિષે યોગ કરીએ છીએ એ તમારું કહેવું વ્યર્થ છે. તાત્પર્ય કે તમે સર્વ જ્ઞાની–અજ્ઞાની યોગેશ્વરો એક આત્મા વડે જ પ્રકાશમાન થયા છો. જે આત્મા તમારાથી કરી પ્રકાશવાન થતો નથી, તે જ તમારું સ્વરૂપ છે. પછી યોગ કોનાથી કરો છો? તેમણે કહ્યું: તમારા કહેવાથી અમે જાણ્યું કે અકાર, ઉકાર, મકારવાચક અને સ્થૂલ, સૂક્ષ્મ, કારણ શરીરવાચ્ય, એ સર્વ વાચ્યવાચક (બોધ્યબોધક) સંસારને સિદ્ધ કરવાવાળા અમે જ નિરાકાર, સ્વપ્રકાશ, અક્રિય, એક અવિનાશી છીએ. અમારામાં આવવું, જવું, યોગ કરવો, કંઈ જ નથી.

હે પ્રહ્લાદ! એ યોગેશ્વર થોડાક સરખા ઉપદેશથી જ સ્વ-સ્વરૂપને જાણી ગયા. માટે સુખપૂર્વક પોતાના સ્વરૂપનો વિચાર એ જ વિહંગમમાર્ગ છે.

પ્રહ્લાદે કહ્યું: એકને ઊંચો અને બીજાને નીચો કહેવો તમને યોગ્ય નથી.

અવધૂતે કહ્યું: જો સર્વ તું જ છે તો ઉચ્ચનીચ ક્યાં છે? ઉચ્ચ-નીચ પણ તું જ છે. પરંતુ હું તને એવું કહું છું, જેના ઉચ્ચ કે નીચ કે વિહંગમ કે કીડી બંને માર્ગ નથી.

પ્રહ્લાદે કહ્યું: આપના ઉપદેશથી હું કૃતકૃત્ય થયો છું. મારા ચૈતન્ય-સ્વરૂપમાં ન આવવું છે, ન જવું છે, ન લેવું છે, ન દેવું છે, ન કહેવું છે, ન સાંભળવું છે, ન જીવવું છે, ન મરવું છે, ન ગ્રહણ છે, ન વિહંગમનો માર્ગ છે અને ન કીડીનો માર્ગ છે, તેમાં ન બંધ છે, ન મોક્ષ છે, ન કોઈ શત્રુ છે, ન મિત્ર છે, ન સુખ છે, ન દુઃખ છે, ન પ્રહ્લાદ છે, ન અવધૂત છે, ન દેવતા છે, ન રાક્ષસ છે, ન સ્થૂલ સૂક્ષ્મ કારણ છે; ન રોગ છે, ન દ્વેષ છે, તેનો ન પર ન અપર છે; ન જીવ છે, ન ઈશ્વર છે, તે કેવળ મનવાણીથી રહિત એક અદ્વિતીય આત્મા છે! ઉપરોક્ત ચિંતન વડે ગૂંગો–મૂંગા જેવો થયો છું! સર્વરૂપ જ છું. મારો મને નમસ્કાર હો. આપે જ વચન કરું છું, આપે જ સાંભળું છું! શું કહું? દ્વૈત છે જ નહિ. આજે જ સત્સંગ સફળ થયો છે! તમને કઈ જીભથી ઉપમા આપું? તમારામાં મનવાણીનો માર્ગ નથી. એ જ ઉપમા તમને છે કે સર્વ–અસર્વરૂપ તમે જ છો. સર્વ નામરૂપ તમારા વિષે

કલ્પિત છે, બાકી કશું થયું તો છે જ નહિ. હે સંતો! મેં આપને મારો અહંકાર અર્પણ કર્યો છે અને આપે સ્વયંપ્રકાશ થયો છું!

અવધૂત બોલ્યા: જૂઠું ન બોલ. જો સર્વ તું જ છે તો લેવું-દેવું ક્યાં છે?

પરાશરે કહ્યું: હે મૈત્રેય! એ પ્રકારે કહીને દત્તાત્રેયે કહ્યું: હવે હું જાઉં છું. પ્રહ્‌લાદે કહ્યું: તમારા વિના મારું જીવન નહિ રહે. વિષપાન કરવું કબૂલ કરું છું, પરંતુ સંતોનો સંગ ત્યજવા કબૂલ નહિ કરું. સત્સંગથી અનેક કોટિ જન્મનું ભટકવું દૂર થાય છે. લોહ પારસના સંગથી સુવર્ણ બને છે, પારસ નથી બનતું, પરતુ સંતના સંગે તો સંત થવાય છે. તેથી કરીને સંત મારા પ્રાણ છે. પ્રાણ પણ ક્યાં છે? સંત પોતે જ છે. તમે અહીં જ રહો. જાઓ નહિ. સંત દત્તાત્રેયે કહ્યું: હું પૂર્ણ છું. હું ચૈતન્યમાં જવુંઆવવું છે નહિ.

પુનઃ દત્તાત્રેય પ્રહ્‌લાદને દૃઢ બોધ થવા ઉપદેશ કરવા લાગ્યા: હે પ્રહ્‌લાદ! પરમાર્થરૂપ શિવ તું પોતે છે અને શિવને બહિર્ જોવા ચાહે છે તે શી રીતે મળે?

પ્રહ્‌લાદ કહે: હું પોતાને જાણતો નથી કે હું કોણ છું. કારણ તને પોતાપણાનો અહંકાર નથી અને હું સર્વરૂપ આપ જ થયો છું.

અવધૂત કહે: એવું જીભથી બોલે છે અને મનમાં દ્વૈતભાવ રાખે છે!

પ્રહ્‌લાદ કહે: દ્વૈત-અદ્વૈત હું ચૈતન્યમાં નથી, તમારા મનમાં છે, ગુપ્ત પ્રકટ સર્વ જો હું છું તો રસના, વાણી, મન ક્યાં છે?

અવધૂત કહે: મારું પ્રયોજન જ એ છે. કે આપ વિના કશું ન દેખે, ન સાંભળે, ન ચાખે, ન સૂંઘે, ન સ્પર્શ કરે. કારણ તારા વિના કયાય અન્ય કોઈ છે જ નહિ. જે દૃશ્યમાન છે તેને જૂઠું જાણી તેનો ત્યાગ કર; અર્થાત્ તેને મિથ્યા જાણ. આપને પોતાને સત્ય જાણ, તારું કલ્યાણ થશે. પોતાના શરીરને છોડી પોતાને સચ્ચિદાનંદરૂપ અખંડ જાણ. આપ સહિત સર્વ નામરૂપને શિવસ્વરૂપ જાણવું એ જ શિવની પૂજા છે, અથવા તો એમ સમજ કે સમષ્ટિ વ્યષ્ટિ નામરૂપ પ્રપંચ-મંદિર વિષે, પ્રત્યક્ આત્મા સ્વતઃ હું જ્યોતિર્લિંગરૂપે રહેલો છે. આભૂષણ સર્વ સુવર્ણનાં અને મધુરતા, દ્રવતા તથા શીતળતા જળનાં જેમ પૂજારી છે. તેમ સર્વ નામપ્રપંચ હું સચ્ચિદાનંદ શિવના પૂજારી છે. એવાં અનેક દૃષ્ટાંત છે, તેથી હું જ ચૈતન્ય સર્વ દૃશ્યનો પૂજ્ય છું. હું જ સૂક્ષ્મથી સૂક્ષ્મ છું અને સ્થૂલથી સ્થૂલ છું. આ નામરૂપપ્રપંચ હું

સચ્ચિદાનંદસૂર્યનાં કિરણ છે. વેદે હું ચૈતન્યનાં જ નારાયણ, ગોવિંદ, અચ્યુત, હરિ અને પરમેશ્વર વગેરે નામો કલ્પેલાં છે; પરંતુ હું નામરૂપથી વર્જિત છું. હું જ ચૈતન્ય સર્વ નામરૂપપ્રપંચનાં કર્મોના ફળનો પ્રદાતા છું. વાસ્તવિક રીતે સર્વ હું જ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વાત્મા છું અને સર્વથી અતીત પણ હું જ છું, એવા નિશ્ચયરૂપ પુષ્પો વડે આત્મદેવની પૂજા કર. જે કંઈ પ્રારબ્ધ વડે, શાસ્ત્ર અનુસાર યત્નરહિત પ્રાપ્ત થાય, તે જ કર્તૃત્વભોક્તૃત્વના અભિમાનથી રહિત રહી નિઃસંશય ભોગવ અને પોતાના સ્વરૂપને સારી રીતે જાણ. એ જ આત્મદેવનાં પુષ્પો છે, અંડજ[1], જરાયુજ[2], સ્વેદજ[3], ઉદ્‌ભિજ્જ[4] એ ચાર પ્રકારની ખાણિમાં જે ચોરાશી લક્ષ દેહ છે, તે મંદિર છે. તેમાં હું એક જ સચ્ચિદાનંદ વિષ્ણુ શિવરૂપ આત્મા વિરાજમાન છું. જેમકે સર્વ ઉપાધિમાં એક જ આકાશ વિરાજમાન છે. હે પ્રહ્લાદ ! એમ જાણ કે પંચ જ્ઞાનેદ્રિય, પંચ કર્મેંદ્રિય, પંચ પ્રાણ, ચતુષ્ટય અંતઃકરણ, હું સચ્ચિદાનંદ શિવના પૂજારી છે. એ પૂજારીઓ શબ્દાદિક નિજ નિજ વિષયરૂપી પુષ્પો લઈને હું ચૈતન્યદેવની નિરંતર પૂજા કર્યા કરે છે. હું ચૈતન્યની સત્તાસ્ફૂર્તિરૂપ પ્રસન્નતા વડે જ આ પૂજારીઓનુ ઉપજીવન અર્થાત્ શબ્દાદિકોને ગ્રહણ કરવાનું સામર્થ્ય હોય છે; અન્યથા નહિ. આ નિશ્ચય એ જ આત્મદેવની પૂજા છે. મારા સચ્ચિદાનંદસ્વરૂપની જ ચારે વેદ ભાટની માફક સ્તુતિ કરે છે. હું ચૈતન્યદેવનું જ બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક સર્વ ધ્યાન કરે છે, અને હું જ બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક છું. મરવું, જીવવું, સૂવું, ખાવું, પીવું, લેવું, દેવું, હર્ષ, શોક, માન, અપમાન, સુખ, દુઃખાદિક સર્વ સારાંશ કે કાયિક, વાચિક, માનસિક, સર્વ કર્મો, હું ચૈતન્યદેવની પૂજા છે. સર્વ નામરૂપ દશ્યનો હું ચૈતન્ય જ સ્વતંત્ર માલિક છું, તેમ દશ્યરૂપ પણ હું જ છું. કાર્યકારણરૂપ બ્રહ્માંડ જળાધારીમાં હું ચૈતન્ય જ શિવલિંગરૂપે સ્થિત છું. સૂર્યચંદ્ર હું ચૈતન્યદેવ સમીપ દીપક પ્રકાશે છે. તારામંડળ આકાશરૂપ થાળમાં હું ચૈતન્યદેવની સમીપ નાની આરતીના દીપકો છે. અઢારભાર વનસ્પતિ હું ચૈતન્યના કંઠમાં પુષ્પોની માળા છે. પૃથ્વી હું ચૈતન્યદેવનું સિંહાસન છે. દશે દિશા હું ચૈતન્યદેવની પૂજા છે. સુમેરુ આદિ પર્વતો હું ચૈતન્યનાં ભૂષણ છે. કાલ હું ચૈતન્યની ગેડી છે. સાતે સમુદ્ર હું ચૈતન્ય સમીપ જલપાત્ર છે. શબ્દમાત્ર હું ચૈતન્યદેવની નોબત બજાવી રહ્યા છે. વાયુ હું ચૈતન્યદેવનો

૧ ઈંડામાંથી ઉત્પન્ન થનાર. ૨ ઓરમાંથી ઉત્પન્ન થાય તે. ૩ પરસેવાથી ઉત્પન્ન થાય છે તે. ૪ ફૂટીને ઊગી નીકળે તે.

પંખો ખેંચી રહ્યો છે. માયા મારી શક્તિ છે. પાર્વતી, લક્ષ્મી, સરસ્વતી આદિ દેવીઓ આ શક્તિનાં અવતાર છે. વિષય-ઇંદ્રિયજન્ય સુખદુઃખનો અનુભવ-એ હું ચૈતન્યદેવનો ભોગ છે. જીવઈશ હું ચૈતન્યદેવના મુખ્ય પૂજારી છે. જગતની ઉત્પત્તિ, પાલન, સંહાર હું ચૈતન્યદેવની ક્રીડા છે. સત્ત્વ, રજ, તમ હું ચૈતન્યદેવના પહેરેગીરો છે. જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, હું ચૈતન્યદેવને રમવાનાં સ્થાન છે. તાત્પર્ય કે પૂજક, પૂજ્ય, પૂજા એ ત્રિપુટીરૂપ સામગ્રીથી સર્વ જગત હું ચૈતન્યદેવની પૂજા કરે છે અને વાસ્તવમાં ત્રિપુટીરૂપ પણ હું જ છું. અત્રિપુટીરૂપ પણ હું જ છું.

હે પ્રહ્લાદ ! સ્વપ્નમાં પૂજ્ય, પૂજક, પૂજા-સર્વ ત્રિપુટીરૂપ પ્રપંચ એક સ્વપ્નદ્રષ્ટાની જ પૂજા કરે છે; કારણ કે સ્વપ્નમાં અન્ય દેવનો અભાવ છે અને વાસ્તવમાં સ્વપ્નદ્રષ્ટા જ સર્વ પ્રપંચરૂપ છે. તેથી પૂજ્ય, પૂજક, પૂજાભાવ પણ તેનાથી ભિન્ન નથી; તે જ પ્રમાણે આ માયામાત્ર દૃશ્ય જાગ્રતપ્રપંચમાં પણ એક સચ્ચિદાનંદસ્વરૂપ દ્રષ્ટા દેવ હું જ છું. જ્યાં પૂજા થાય છે ત્યાં ચૈતન્યદેવની જ થાય છે, અન્યની નહિ.

વાસ્તવમાં જો સર્વ સચ્ચિદાનંદ તું જ છે, તો પૂજ્યપૂજકભાવ ક્યાં છે? જેમ પંચભૂતના કાર્યરૂપ કોઈ તૃણાદિ એક વસ્તુ જાણે કે સર્વ ભૂત ભૌતિક પ્રપંચ હું જ છું, તો એ પ્રકારના યથાર્થ ચિંતનમાં, શાસ્ત્રગુરુથી સંપન્ન એવો કોઈ પણ બુદ્ધિમાન વિવાદ નહિ કરે; પણ બીજો કોઈ અજ્ઞાની કરે; કારણ સર્વ પંચભૂતરૂપ જ છે. તે જ પ્રમાણે જેણે સમ્યક્ પોતાને અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ જાણ્યો છે, તે એમ ચિંતન કરે કે 'અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વાત્મા હું જ છું' તો તે યથાર્થ છે. કારણ અસ્તિ, ભાતિ, પ્રિયથી પૃથક્ કોઈ દૃશ્યમાન વસ્તુ છે જ નહિ. માટે તું પોતાને સર્વાત્મારૂપ જાણ. ધ્યાન કોનું કરે છે? ધ્યાતા, ધ્યેય, ધ્યાનરૂપ પણ તું જ છે. વળી તેનાથી રહિત પણ તું જ છે. તો પછી ધ્યાન કોનું કરે છે?

હે પ્રહ્લાદ ! વિશ્વને જોવાની ઇચ્છા ન કર. પોતાના સ્વરૂપને જાણ. જ્યારે તું પોતાના સ્વરૂપને જાણીશ, ત્યારે સર્વ દર્શન તારું જ થશે. જેમ એક ઘટને સર્વ ઘટનાં દર્શન માટે બહાર જવાની જરૂર નથી, પરંતુ તે પોતાને મૃત્તિકારૂપ જાણે તો તેને સર્વ ઘટનું સહેજ જ દર્શન થાય છે, તેમ જ સ્વપ્નદ્રષ્ટાને સ્વપ્નપદાર્થો જોવાની જરૂર નથી. પોતાના સ્વરૂપને સમ્યક્ જાણવાથી સર્વ સ્વપ્ન પદાર્થો જણાઈ જાય છે; કારણ સર્વ પદાર્થો રજ્જુમાં કલ્પેલા સર્પવત્ સ્વપ્ન-

દ્રષ્ટામાં જ કલ્પિત છે.

હે પ્રહ્લાદ ! ન તું છે, ન હું છું. સર્વ હું જ છું. પોતાના અહંકારનો ત્યાગ, એટલે આપરૂપ થવાય.

પ્રહ્લાદે કહ્યું : આપનો ત્યાગ કરી આપરૂપ કેવી રીતે થાઉં ?

દત્તે કહ્યું : પોતાનો પરિચ્છિન્ન અહંકાર જાય પછી જે શેષ રહે તે અવાઙ્‌મનસગોચર છે. માટે સર્વ સાધનોના કર્તવ્યનું ફળ એ છે કે આપ સહિત સર્વ સચ્ચિદાનંદ હરિ છે એમ જાણવું. જેને તું શોધે છે તે તું જ છે.

હું એવો અતીત નથી કે તારા રાજ્યની સંપત્તિની ઇચ્છા રાખું, મારું પ્રયોજન એટલું જ છે કે તું આપ વિના અન્ય કશું ન જુએ, ન સાંભળે. કારણ તું જ સચ્ચિદાનંદસ્વરૂપ વિના અન્ય કશું જ નથી. દૃશ્યમાનને તું અસાર, જૂઠું જાણ. પ્રત્યક્ષ આ જે દૃશ્યમાન છે, તે બ્રહ્માથી લઈને કીડી સુધી સર્વ વિષે એકરસ શિવપૂર્ણ માન.

## શિવકુબેરાખ્યાન

હે પ્રહ્લાદ ! આ પ્રસંગ ઉપર એક કથા સાંભળ. એક વખતે કૈલાસમાં શિવ કાર્તિકસ્વામી, ગણેશ અને અનેક ગણ સહિત બેઠા હતા. શિવની જટામાંથી જે ગંગા નીકળતી હતી, તે શિવ શિવ કરતી ચાલી જતી હતી. ત્યાં સર્વ પક્ષીઓ પણ શિવ શિવ શબ્દ જ બોલતા હતાં. તે વખતે કુબેરે આવીને મહાદેવને વિધિપૂર્વક દંડવત્ પ્રણામ કરીને પ્રશ્ન કર્યો : હે મહાદેવ ! જ્ઞાનેન્દ્રિયો વડે આ દૃશ્યમાન મૂર્તિ, અમૂર્તિ, સર્વ અસત્, જડ, દુઃખરૂપ પ્રપંચ જોવામાં, સાંભળવામાં, સૂંઘવામાં અને રસ લેવામાં આવે છે. વળી કર્મેન્દ્રિયો વડે પણ શબ્દઉચ્ચારણ, ગ્રહણ, ત્યાગ, ગમનાગમન, મળમૂત્રત્યાગ વગેરે પ્રપંચનું જ ગ્રહણ થાય છે. પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પણ નામરૂપ દૃશ્યપ્રપંચની જ સિદ્ધિ થાય છે. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર વડે પણ માયા અને માયાના કાર્યભૂત ભૌતિક પદાર્થોનું જ મનન, ચિંતન, નિશ્ચય અને ગ્રહણ થાય છે. તો આ સર્વથી રહિત વસ્તુને હું શી રીતે જાણું ? કેવી રીતે તેને પ્રાપ્ત થઉં, આ કહેવા તમે કૃપા કરો.

શિવે કહ્યું : હે કુબેર ! આ પ્રમાતા[1], પ્રમાણ[2], પ્રમેયરૂપ[3] ત્રિપુટી તારા નિર્વિકલ્પ, સત્‌ચિત્‌આનંદસ્વરૂપ વડે જ સિદ્ધ થાય છે. કંઈ ત્રિપુટી વડે તું ચૈતન્યની સિદ્ધિ થતી નથી. ત્રિપુટીથી પણ ત્રિપુટીની સિદ્ધિ

---

૧. સાચા જ્ઞાનને જાણનાર. ૨. સાચા જ્ઞાનનું સાધન. ૩. સાચા જ્ઞાનનો વિષય.

થતી નથી; કારણ તું જ ચૈતન્ય સ્વયં પ્રકાશરૂપ છે. જો કે ચક્ષુ, સૂર્ય આદિ પ્રમાણ પ્રકાશક અને ઘટપટાદિક પ્રકાશ્ય પોતપોતામા પ્રતીત થાય છે, તોપણ સર્વ નામરૂપ ત્રિપુટી કલ્પિત દૃશ્ય હોવાથી, તેમા પ્રકાશ્યપ્રકાશકભાવ બની શકતો નથી. સ્વપ્નની કલ્પિત ત્રિપુટી સ્વયં-પ્રકાશ સ્વપ્નદ્રષ્ટા વડે જ સિદ્ધ છે, મિથ્યા સ્વપ્નપદાર્થો વડે સ્વપ્નદ્રષ્ટાની સિદ્ધિ થતી નથી. તેમ જ પોતપોતામાં સ્વપ્ન પદાર્થોનો પ્રકાશ્યપ્રકાશકભાવ પણ બની શકતો નથી. તે જ પ્રમાણે તું ચૈતન્ય વિના જાગ્રતના કલ્પિત પદાર્થો પોતપોતામાં એકબીજાની સિદ્ધિ કરી શકતા નથી. રજ્જુમાં કલ્પેલો સર્પ દંડને અથવા દંડ સર્પને અથવા સર્પદંડ માળાને કે માળા દંડસર્પાદિને સિદ્ધ કરી શકતાં નથી. હે કુબેર! પૂર્વોક્ત સર્વ નામરૂપ પદાર્થોને તું ચૈતન્ય જાણે છે. તું ચૈતન્યને કોણ જાણે? તું સ્વયપ્રકાશ; સર્વ નામરૂપ દૃશ્યનો; અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ પ્રકાશક આત્મા છે. તું સર્વાત્માને પોતાની પ્રાપ્તિની ઇચ્છા એ લજ્જાનુ કામ છે. ફેન (ફીણ), તરંગ, બુદ્બુદ વગેરે સર્વ નામરૂપનો અને મધુરતા, દ્રવતા, શીતળતારૂપ જળ જ આત્મા છે. તે તરંગાદિ મધ્યે કોઈ તરંગ પોતાના સ્વરૂપરૂપ જળની પ્રાપ્તિની ચિંતા કરે તે મૂર્ખતા છે.

કુબેરે પૂછ્યું: બદ્ધ-મુક્ત શું છે?

શિવે કહ્યું: બન્ને તારા અહંકાર છે. તે વિના બદ્ધ, મુક્ત બન્નેનુ રૂપ નથી કે તને બતાવું.

કુબેર કહે: યોગનો ઉપદેશ કરો.

શિવ કહે: યોગ એ જ છે કે આપ સહિત સર્વ શિવ છે એ જાણ. હે કુબેર! બુદ્ધિમાનને એક સાન પણ બહુ છે. નિર્બુદ્ધિને પરમાર્થ મેળવવો કઠિન છે.

કુબેર કહે: ધારણાનુ સ્વરૂપ કહો.

શિવ કહે: ધારણાનો અર્થ નિશ્ચય છે. નિશ્ચય ધર્મ બુદ્ધિનો છે. બુદ્ધિનો હું ચૈતન્યઆત્મામાં અત્યતાભાવ છે. કહે કોણ? પરંતુ 'પોતાને તું અવાઙ્મનસગોચર સમ્યક્ જાણ' એ જ ધારણા છે.

કુબેર કહે: હે શિવ! શોકથી કેવી રીતે છૂટું?

શિવ કહે: હર્ષશોકનો દ્રષ્ટા તું સાક્ષી તેને હર્ષશોક ક્યાં છે? હર્ષશોક મનના ધર્મ છે, પોતાને મનરૂપ ન જાણ.

કુબેર કહે: મનને રોકવાનો માર્ગ કહો.

શિવ કહે: તું ચૈતન્યઆકાશને વાયુરૂપ મન શી અડચણ કરી શકે છે? કંઈ જ નહિ. મન પંચભૂતોના સાત્વિક અંશનુ કાર્ય છે.

તું પંચભૂતોથી રહિત છે. મન વડે જે બિગાડ થાય છે તે પંચભૂતોનો. તે થાય કે ન થાય તેમાં તને મનને રોકવાની શી મતલબ છે? બીજાની શુભઅશુભ ક્રિયા જોઈને તેનો પોતામાં આરોપ કરી દુઃખી થવું એ જ અજ્ઞાન છે. અથવા તો જો સર્વ સચ્ચિદાનંદસ્વરૂપ શિવ છે, તો મન અને કુબેર બન્ને ક્યાં છે? શિવ જ છે.

કુબેર કહે: જો હું નથી તો તમે ક્યાં છો? અહંભાવ હોય તો જ ત્વંભાવ થાય છે. જો અહં નથી તો ત્વં ક્યાં છે? સ્વર્ગ, નરક, બંધ, મોક્ષ, હર્ષશોકાદિ ક્યાં છે? કંઈ નથી. જે છે તે સર્વ સચ્ચિદાનંદરૂપ શિવ છે.

મહાદેવ કહે: હે કુબેર! તું કોણ છે?

કુબેર કહે: હું સચ્ચિદાનંદરૂપ શિવ છું. કારણ કે અગ્નિની સંગતિથી લાકડાનું પોતાનું રૂપ રહેતું નથી, પરંતુ તે અગ્નિરૂપ થાય છે. તેવી રીતે આપ અગ્નિ, હું કાષ્ઠ, 'આપપણું' આપને આપ્યું, આપરૂપ થયો.

શિવ કહે: જ્યાં સુધી કાષ્ઠ છે ત્યાં સુધી અગ્નિ છે. તે જ પ્રમાણે તું છે તો હું છું. જો તું નથી તો હું ક્યાં છું? હે કુબેર! જ્યાં અહંકાર (હું) નથી ત્યાં તું કોણ છે તે કહે. કુબેર મૌન થયા. કારણ આગળ વાણીને સ્થાન નહોતું.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! આ પ્રકારે જ્યારે પ્રહ્‌લાદને શિવ–કુબેરની કથાના મિષથી ઉપદેશ કર્યો, ત્યારે પ્રહ્‌લાદે કહ્યું: હે દત્ત! મેં જાણ્યું હતું કે તારી સંગતિથી મેં કંઈ મેળવ્યું છે, તે ભ્રમ હવે ઊડી ગયો; કારણ કે આદિ, અંત, મધ્ય, ગુપ્ત, પ્રકટ હું જ છું. મારી મને વંદના છે!

દત્તે કહ્યું: હવે હું જાઉં છું. પ્રહ્‌લાદે કહ્યું, જ્યાં જાઓ ત્યાં સર્વ હું જ છું.

દત્તે કહ્યું: હવે હું નથી જતો, કારણ તને પરમહંસ દેખું છું!

પ્રહ્‌લાદે કહ્યું: કાગ નથી તો હંસ ક્યાં છે?

હે મૈત્રેય! પ્રહ્‌લાદ આ વચન કહીને સ્વરૂપમાં લીન થયો અને દત્ત જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા.

ઇતિ પક્ષપાતરહિત અનુભવપ્રકાશનો તૃતીય સર્ગ

# ચોથો સર્ગ

પરાશરે કહ્યું: હે મૈત્રેય! તું પણ એવું ન જાણીશ કે સંતોનો સંગ મને હંમેશ રહ્યા કરશે. જે કાળ સંતસમાગમમાં વ્યતીત થાય છે, તે દુર્લભ જાણ.

મૈત્રેય: આપના ઉપદેશથી મીણની માફક ગળી ગયો છું. હું જાણતો હતો કે હું બ્રાહ્મણ છું. હવે કેટલુંય શોધું છું, પણ બ્રાહ્મણત્વ મળતું નથી. વળી એ પણ નથી જાણતો કે હું કોણ છું? માટે આ શરીરનો બાળીને નાશ કરું છું. હું સર્વ કર્તવ્યોથી છૂટીશ અને સ્વસ્વરૂપને પ્રાપ્ત થઈશ.

પરાશર કહે: હે મૈત્રેય!, શરીર રહેતા છતાં તું ચૈતન્ય, આપોઆપ જ શરીરનાં કર્તવ્યઅકર્તવ્યથી રહિત છે. જો આકાશ ઘટના રહેવા છતાં ઘટની ક્રિયાથી સ્વતઃ જ રહિત છે. માટે શરીર છતાં પણ આત્મા-અનાત્માના વિચારરૂપી અગ્નિ વડે શરીર સહિત શરીરનાં કર્તવ્યોને ભસ્મ કર, જેથી કર્તવ્યથી છૂટશે, અન્યથા નહિ.

## જ્ઞાનની સાધનવ્યાખ્યા

પરાશરે કહ્યું: હે મૈત્રેય! સર્વ જીવોનાં અંતઃકરણમાં મળ, વિક્ષેપ અને આવરણ એ ત્રણ દોષ રહે છે. મળ એ પાપનું નામ છે. વિક્ષેપ એ ચિત્તની ચંચળતા છે. આવરણનો અર્થ પોતાના સ્વરૂપને ન જાણવું તે છે. આ ત્રણ દોષોને દૂર કરવાને માટે હિંદુ, મુસલમાન, પારસી વગેરે સર્વનાં શાસ્ત્રોમાં ત્રણ ઉપાય લખેલા છે. મળદોષને દૂર કરવા માટે સર્વ શાસ્ત્રોમાં સત્ય ભાષણ વગેરે વાગાદિ ઇંદ્રિયોના કર્તવ્યરૂપ કર્મકાંડ બતાવેલું છે. મનની ચંચળતાને દૂર કરવાને માટે, સર્વ શાસ્ત્રોમાં અનેક પ્રકારની સગુણ, નિર્ગુણ, સચ્ચિદાનંદરૂપ પરમેશ્વરની ઉપાસના બતાવેલી છે. અથવા તો એ મળે ચિત્તને કોઈ સ્થૂલ અથવા સૂક્ષ્મ, જ્યોતિ આદિ વસ્તુમાં, ત્રિકુટિમાં અથવા હૃદયમાં, બાહ્ય અથવા અંતરમાં જોડવારૂપ ધ્યાનનો માર્ગ બતાવેલો છે. અજ્ઞાન-આવરણની નિવૃત્તિ માટે સર્વ શાસ્ત્રોમાં જ્ઞાનકાંડ પણ લખેલો છે. જે જે અંતઃકરણમાં પૂર્વજન્મના પ્રયત્નથી અથવા તો વર્તમાન જન્મના પ્રયત્નથી પૂર્વોક્ત દોષ રહેલા નથી, તેમને માટે શાસ્ત્રોનો ઉપદેશ નથી. જેનામાં મળવિક્ષેપ બે દોષ નથી, પરંતુ કેવળ પોતાના સ્વરૂપને

તું પંચભૂતોથી રહિત છે. મન વડે જે બિગાડ થાય છે તે પંચભૂતોનો. તે થાય કે ન થાય તેમાં તને મનને રોકવાની શી મતલબ છે? બીજાની શુભઅશુભ ક્રિયા જોઈને તેનો પોતામાં આરોપ કરી દુઃખી થવું એ જ અજ્ઞાન છે. અથવા તો જો સર્વ સચ્ચિદાનંદસ્વરૂપ શિવ છે, તો મન અને કુબેર બન્ને કયાં છે? શિવ જ છે.

કુબેર કહે: જો હું નથી તો તમે કયાં છો? અહંભાવ હોય તો જ ત્વંભાવ થાય છે. જો અહં નથી તો ત્વં કયાં છે? સ્વર્ગ, નરક, બંધ, મોક્ષ, હર્ષશોકાદિ કયાં છે? કંઈ નથી. જે છે તે સર્વ સચ્ચિદાનંદરૂપ શિવ છે.

મહાદેવ કહે: હે કુબેર! તું કોણ છે?

કુબેર કહે: હું સચ્ચિદાનંદરૂપ શિવ છું. કારણ કે અગ્નિની સંગતિથી લાકડાનું પોતાનું રૂપ રહેતું નથી, પરંતુ તે અગ્નિરૂપ થાય છે. તેવી રીતે આપ અગ્નિ, હું કાષ્ઠ, આપપણું આપને આપ્યું, આપરૂપ થયો.

શિવ કહે: જ્યાં સુધી કાષ્ઠ છે ત્યાં સુધી અગ્નિ છે. તે જ પ્રમાણે તું છે તો હું છું. જો તું નથી તો હું ક્યાં છું? હે કુબેર! જ્યાં અહંકાર (હું) નથી ત્યાં તું કોણ છે તે કહે. કુબેર મૌન થયા. કારણ આગળ વાણીને સ્થાન નહોતું.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! આ પ્રકારે જ્યારે પ્રહ્‌લાદને શિવ–કુબેરની કથાના મિષથી ઉપદેશ કર્યો, ત્યારે પ્રહ્‌લાદે કહ્યું: હે દત્ત! મેં જાણ્યું હતું કે તારી સંગતિથી મેં કંઈ મેળવ્યું છે, તે ભ્રમ હવે ઊડી ગયો; કારણ કે આદિ, અંત, મધ્ય, ગુપ્ત, પ્રકટ હું જ છું. મારી મને વંદના છે!

દત્તે કહ્યું: હવે હું જાઉં છું. પ્રહ્‌લાદે કહ્યું, જ્યાં જાઓ ત્યાં સર્વ હું જ છું.

દત્તે કહ્યું: હવે હું નથી જતો, કારણ તને પરમહંસ દેખું છું!

પ્રહ્‌લાદે કહ્યું: કાગ નથી તો હંસ કયાં છે?

હે મૈત્રેય! પ્રહ્‌લાદ આ વચન કહીને સ્વરૂપમાં લીન થયો અને દત્ત જેમ આવ્યા હતા તેમ ચાલ્યા ગયા.

ઇતિ પક્ષપાતરહિત અનુભવપ્રકાશનો તૃતીય સર્ગ

## ચોથો સર્ગ

પરાશરે કહ્યું : હે મૈત્રેય! તું પણ એવું ન જાણીશ કે સંતોનો સંગ મને હંમેશ રહ્યા કરશે. જે કાળ સંતસમાગમમાં વ્યતીત થાય છે, તે દુર્લભ જાણ.

મૈત્રેય : આપના ઉપદેશથી મીણની માફક ગળી ગયો છું. હું જાણતો હતો કે હું બ્રાહ્મણ છું. હવે કેટલુય શોધું છું, પણ બ્રાહ્મણત્વ મળતું નથી. વળી એ પણ નથી જાણતો કે હું કોણ છું? માટે આ શરીરનો બાળીને નાશ કરુ છું. હુ સર્વ કર્તવ્યોથી છૂટીશ અને સ્વસ્વરૂપને પ્રાપ્ત થઈશ.

પરાશર કહે : હે મૈત્રેય!, શરીર રહેતા છતાં તું ચૈતન્ય, આપોઆપ જ શરીરનાં કર્તવ્યઅકર્તવ્યથી રહિત છે. જો આકાશ ઘટના રહેવા છતા ઘટની ક્રિયાથી સ્વતઃ જ રહિત છે. માટે શરીર છતાં પણ આત્મા-અનાત્માના વિચારરૂપી અગ્નિ વડે શરીર સહિત શરીરનાં કર્તવ્યોને ભસ્મ કર, જેથી કર્તવ્યથી છૂટશે, અન્યથા નહિ.

### જ્ઞાનની સાધનવ્યાખ્યા

પરાશરે કહ્યું : હે મૈત્રેય! સર્વ જીવોના અંતઃકરણમાં મળ, વિક્ષેપ અને આવરણ એ ત્રણ દોષ રહે છે. મળ એ પાપનુ નામ છે. વિક્ષેપ એ ચિત્તની ચંચળતા છે. આવરણનો અર્થ પોતાના સ્વરૂપને ન જાણવું તે છે. આ ત્રણ દોષોને દૂર કરવાને માટે હિંદુ, મુસલમાન, પારસી વગેરે સર્વના શાસ્ત્રોમા ત્રણ ઉપાય લખેલા છે. મળદોષને દૂર કરવા માટે સર્વ શાસ્ત્રોમાં સત્ય ભાષણ વગેરે વાગાદિ ઇન્દ્રિયોના કર્તવ્યરૂપ કર્મકાંડ બતાવેલુ છે. મનની ચંચળતાને દૂર કરવાને માટે, સર્વ શાસ્ત્રોમાં અનેક પ્રકારની સગુણ, નિર્ગુણ, સચ્ચિદાનંદરૂપ પરમેશ્વરની ઉપાસના બતાવેલી છે. અથવા તો એ મળે ચિત્તને કોઈ સ્થૂલ અથવા સૂક્ષ્મ, જ્યોતિ આદિ વસ્તુમાં, ત્રિકુટિમાં અથવા હૃદયમાં, બાહ્ય અથવા અંતરમાં જોડવારૂપ ધ્યાનનો માર્ગ બતાવેલો છે. અજ્ઞાન-આવરણની નિવૃત્તિ માટે સર્વ શાસ્ત્રોમાં જ્ઞાનકાંડ પણ લખેલો છે. જે જે અંતઃકરણમાં પૂર્વજન્મના પ્રયત્નથી અથવા તો વર્તમાન જન્મના પ્રયત્નથી પૂર્વોક્ત દોષ રહેલા નથી, તેમને માટે શાસ્ત્રોનો ઉપદેશ નથી. જેનામાં મળવિક્ષેપ બે દોષ નથી, પરંતુ કેવળ પોતાના સ્વરૂપને

ન જાણુવારૂપ આવરણુદોષ જ છે, તેમને કેવળ જ્ઞાનકાંડનો જ અધિકાર છે. યજ્ઞ, દાન, તીર્થ, વ્રત, જપ, તપ, હોમ, તડાગ આદિ બનાવવા તથા સંધ્યાતર્પણાદિ કરવા એ સર્વ શારીરિક શુભ ક્રિયાઓ છે, અને તે કર્મકાંડની કોટિમાં છે. ધ્યાનયોગાદિ જે માનસ ક્રિયા છે, તે ઉપાસનાકાંડની કોટિની છે અને કેવળ આત્માને બ્રહ્મરૂપ કથન કરવામાં શાસ્ત્રનો જ્ઞાનકાંડ છે.

હે મૈત્રેય! શાસ્ત્રોમાં અનેક પ્રકારના વાક્ય લખ્યાં છે. કોઈ જગાએ જ્ઞાનકાંડ પહેલો લખ્યો છે અને કર્મ-ઉપાસના પછી લખી છે. કોઈ જગામા ઉપાસના પહેલી લખી છે અને કર્મજ્ઞાન પછી લખ્યા છે. કોઈ જગાએ કર્મ પહેલું લખ્યુ છે, અને ઉપાસના-જ્ઞાન પછી લખ્યા છે. તાત્પર્ય કે કોઈ જગાએ પહેલાં કર્મ, પુનઃ ઉપાસના; પુન: જ્ઞાન એમ ક્રમથી લખ્યા છે. કોઈ જગાએ ઊલટો ક્રમ પણ લખ્યો છે. વળી કર્મકાંડશાસ્ત્રમાં અશુભ કર્મથી નિવૃત્ત રહેવા માટે ભયાનક વાક્ય પણ લખ્યાં છે તેમ જ શુભ કર્મની પ્રવૃત્તિ માટે રોચક વાક્ય પણ લખ્યાં છે, તેમ જ યથાર્થ વાક્ય પણ લખ્યા છે. તેવી જ રીતે ઉપાસનાકાંડશાસ્ત્રમા પણ પોતાની રુચિ અનુસાર, અશાસ્ત્રીય, અનાત્મઉપાસનાના નિષેધ અર્થે ભયાનક વાક્ય પણ લખ્યાં છે. તેમા શાસ્ત્રોક્ત ઉપાસનાની પ્રવૃત્તિ અર્થે, પ્રશંસક રોચક વાક્ય પણ લખ્યા છે અને યથાર્થ વાક્ય પણ લખ્યા છે. જ્ઞાનકાંડશાસ્ત્રમા પણ જ્ઞાનના માહાત્મ્યના અને શાસ્ત્રનિષિદ્ધ પ્રવૃત્તિના નિષેધક ભયાનક વાક્ય પણ લખ્યાં છે તેમ જ જ્ઞાનમાં પ્રવૃત્તિ થવા માટે જીવતા જ મુક્ત થાય છે ઇત્યાદિ રોચક વાક્ય પણ લખ્યાં છે. વળી તેમા નિર્વિકાર, નિર્વિકલ્પ સ્વતઃ જ આ આત્મા બ્રહ્મસ્વરૂપ છે, ઇત્યાદિ યથાર્થ વાક્ય પણ લખ્યાં છે. સારાંશ કે સર્વ શાસ્ત્રોનું તાત્પર્ય પરંપરાએ અથવા સાક્ષાત્ એ જ છે કે અસત્, જડ, દુઃખરૂપ પ્રપંચભ્રમની નિવૃત્તિ દ્વારા, સ્વભાવથી જ નિર્વિકાર, નિર્વિકલ્પ, કલ્પિત બંધમોક્ષથી રહિત, હું સચ્ચિદાનંદસ્વરૂપ છું, એ નિશ્ચયનું બોધન કરવું.

હે મૈત્રેય! એવુ ન થાય કે પૂર્વોક્ત શાસ્ત્રોનાં વાક્યોની વ્યવસ્થા જાણ્યા વિના તે શાસ્ત્રોનું શ્રવણ કરીને ગુરુદત્ત પોતાના નિશ્ચયને ત્યાગ કરે. જે શરીર પડે તોપણ નિશ્ચયનો ત્યાગ ન કરે, તે જ ધીર અને બુદ્ધિમાન બલી છે, કારણ અનિત્ય શરીર તો પડનાર જ છે.

હે મૈત્રેય! આપ સહિત સર્વને સચ્ચિદાનંદ જાણવા, એ જ મુક્તિ છે અને પોતાને સચ્ચિદાનંદ ન જાણવા, પોતાનાથી મન આદિ

નામરૂપ જગત ભિન્ન જાણીને તેમાં અહંકાર કરવો, એ જ બંધ છે. તેને નિર્ભય થવું કઠિન છે.

હે મૈત્રેય! આ જગત સ્વપ્ન સમાન મિથ્યા છે અને તું સત્‌સ્વરૂપ છે. જેણે પોતાને શરીરરૂપે જાણ્યો છે, તેને નરકથી નીકળવું કઠિન છે; કારણ કે રુધિર, માંસ, અસ્થિ, મજ્જા, મળ, મૂત્રરૂપ આ શરીરનું અભિમાન તેને નરક કહે છે. સર્વ મલિન વસ્તુઓનું આ શરીરરૂપી મંદિર નરક છે. જે શરીરમાં પ્રીતિ છે તે જ નરક છે. હે મૈત્રેય! તું પોતાની ચાહના વડે મલિન દેહઅભિમાનરૂપી મહાન અંધ કૂપમાં પડ્યો છે. કોની શક્તિ છે કે તારી રક્ષા કરે? એટલા માટે આ અસાર શરીરની પ્રીતિનો ત્યાગ કર. શરીરઅભિમાન એ જ આવાગમનનું બીજ છે. પોતાના સ્વરૂપને સાંગોપાંગ જાણ, એટલે બંધમોક્ષના ભ્રમથી છૂટે, નહિ તો દુઃખ થશે. હે મૈત્રેય! આ મલિન શરીરનો વિરાગ ધરવો એ તને યોગ્ય છે.

મૈત્રેય કહે: વૈરાગ્ય, રાગ બંને બતાવો.

પરાશર કહે: વૈરાગ્ય એ જ છે કે પોતાના સચ્ચિદાનંદસ્વરૂપથી પૃથક્ જગતનો અત્યંતાભાવ જાણવો. વળી રાગ એ જ કે આપ સહિત સર્વ નામરૂપને સત, ચિત્, આનંદસ્વરૂપ જાણવું. અથવા અસત્, જડ, દુઃખમય, નામરૂપ જગતની ભાવના ત્યાગી તેની નિજાત્મામાં ભાવના કરવી એ જ રાગ છે.

મૈત્રેય કહે: હે પરાશરજી! પૂર્વોક્ત વૈરાગ્ય અને રાગાદિને જાણવા, ન જાણવા એ મનના ધર્મ છે; હું નિર્વિકાર, નિર્વિકલ્પ ચૈતન્યના નહિ. કારણ જ્યારે ગાઢ નિદ્રા અથવા સુષુપ્તિ અવસ્થા થાય છે, અથવા સમાધિ કે મૂર્છા હોય છે, ત્યારે મન પોતાના ઉપાદાન કારણ અજ્ઞાનમાં લીન હોય છે. તે કાળે ન તો રાગવિરાગની કલ્પના હોય છે, ન તો જ્ઞાનીઅજ્ઞાની, બંધમોક્ષ, હર્ષશોક, ગ્રહણત્યાગ, સુખદુઃખ, પુણ્યપાપ, જીવઈશ્વર, જડચેતન, અસતસત્, સૂક્ષ્મસ્થૂલ, માતાપિતા વગેરેની કલ્પના હોય છે. કોઈની કલ્પના હોતી નથી. પોતાના શરીરની, વર્ણાશ્રમની, દૈવી–આસુરી ગુણોની, ધર્મઅધર્મની, ઉચ્ચનીચની, નિર્વિકલ્પ–સવિકલ્પની, સ્ત્રીપુરુષની, શત્રુમિત્રની, જાતિ પાંતિની, લેવાદેવાની, જપતપની, સંસારઅસંસારની, સાક્ષીઅસાક્ષીની, દ્રષ્ટાદૃશ્યની, સ્ફુરણઅસ્ફુરણની, માયારહિત–સહિતની, આત્માઅનાત્માની, શુચિઅશુચિની, હિંદુ–મુસલમાનની કે ભ્રમઅભ્રમની કોઈ કલ્પના હોતી નથી. તાત્પર્ય એ જ કે સર્વ નામરૂપ ત્રિપુટીયુક્ત સંસારની કલ્પના જ

હોતી નથી. બાકી હું ચૈતન્ય તો તે કાલમાં પણ છું. કારણ જો પૂર્વોક્ત પ્રકારનો મારો ધર્મ જ હોત, તો તે સંસારધર્મ સુષુપ્તિકાલમા પણ મારી સાથે રહેત. તેથી અન્વયવ્યતિરેકથી એ જ કે જ્યાં મન છે ત્યાં જ પૂર્વોક્ત સંસારધર્મ છે. જ્યાં ચિત્ત નથી ત્યાં પૂર્વોક્ત સંસારધર્મ પણ નથી. હે ગુરુ! એમ પણ નથી કે હુંચૈતન્ય, સુષુપ્તિ અવસ્થામાં તો નિર્વિકલ્પ, નિર્વિકાર, બંધમોક્ષાદિ અનાત્મ ધર્મોથી રહિત છું અને હવે જાગ્રત અવસ્થામાં સવિકલ્પ, સવિકાર બંધમોક્ષાદિ સહિત થયો છું. જે હું ચૈતન્ય સુષુપ્તિ અવસ્થામાં નિર્વિકલ્પ, નિર્વિકાર, બંધમોક્ષાદિ રહિત હતો તે હાલ જાગ્રતમાં અથવા સ્વપ્નમાં પણ તે જ નિર્વિકાર, નિર્વિકલ્પ, બંધમોક્ષાદિરહિત ચૈતન્યમાત્ર છું. તેથી માયારૂપ મનના એ ધર્મો છે, ચિત્તરહિત મારા ધર્મો નથી.

રાજાઓને બેસવાનાં ચાર સ્થાન હોય છે: એક બહાર કચેરીનું સ્થાન, એક મધ્યમાં પોતાનાં માતાપિતા, ભ્રાતા વગેરે નજદીકનાં સંબંધીઓ સહિત ખાનપાનાદિ સહિત બેસવાનુ સ્થાન, ત્રીજું એક પોતાની સ્ત્રી સાથે હાસ્યવિલાસ કરવાનું અંતઃપુરનુ સ્થાન અને ચોથું પૂર્વોક્ત સ્થાનોથી રહિત એક સાત્વિક ભજનનુ સ્થાન; તેમા અન્ય કોઈ પુરુષ પણ હોતો નથી, એક રાજા જ હોય છે. તેવી રીતે કચેરીના સ્થાને જાગ્રત અવસ્થા છે. ત્યાં ઇંદ્રિયો, મન વગેરે સ્વસ્વકાર્યમાં સમ્યક્ હાજર હોય છે. શબ્દાદિ પ્રજા સહિત તેમની મધ્યમા સર્વ ઉપર આજ્ઞાકર્તા આત્મા રાજાવત્ છે. મધ્યસ્થાન સ્વપ્નાવસ્થા છે, અંતઃપુરના સ્થાને સુષુપ્તિ છે; કારણ કે ત્યા અવિદ્યારૂપ સ્ત્રી જ પોતાના કાર્યથી રહિત નિજપતિ આત્માની પાસે હોય છે. તે જ રીતે ભજનસ્થાનની જગાએ તુરીય અવસ્થા છે; કારણકે તુરીય અવસ્થામાં, માયા તથા માયાનાં કાર્ય, પ્રપંચથી રહિત, પોતાના સ્વરૂપનો વિદ્વાનને નિશ્ચય થાય છે. તૃતીય એકાંત સ્થાનમાં અથવા તો ભજનના સ્થાનમાં જે રાજા છે અને તે રાજાનો જે નિશ્ચય છે કે હું ક્ષત્રિય રાજા છું, આ સ્ત્રી પણ નહિ, પણ હું રાજા છું, તે રાજા જ્યારે કવચિત્ મધ્યસ્થાનમાં અથવા બહાર કચેરીના સ્થાનમાં આવે છે, ત્યારે પણ તે રાજા જ હોય છે અને તે જ તેનો નિશ્ચય હોય છે. તેમાં અન્યથા હોતું નથી. એમ નથી બનતું કે સાત્વિક ભજનસ્થાનમાં તે જુદો છે, મધ્યમાં પણ જુદો છે, તેમ જ અંતઃપુરમાં જુદો હતો અને બહાર કચેરીમાં જુદો થઈ ગયો છે એમ પણ બનતું નથી; પરંતુ એકરસ રાજા જ છે. સ્થાનનો ભેદ છે, પરંતુ પુરુષરાજાનો ભેદ નથી. તે જ પ્રમાણે એમ નથી કે તુરીય અવસ્થામાં તથા સુષુપ્તિ

અવસ્થામા આત્મા નિર્વિકાર; નિર્વિકલ્પ, સર્વ સંસારધર્મોથી રહિત છે અને સ્વપ્નજાગ્રતમાં આત્મારૂપ રાજા વિકારી તથા સવિકલ્પ છે. રાજાની માફક આત્મા સર્વ અવસ્થામાં સ્વભાવથી જ નિર્વિકાર, નિર્વિકલ્પ, એકરસ એક જ છે. તે મન વગેરેની સમાન વિકારી કે સવિકલ્પ થતો નથી; કારણ કે મન આદિ સ્વભાવથી જ વિકારી છે. તેથી કરીને મુમુક્ષુઓએ પોતાના સ્વરૂપને, સર્વ અવસ્થામાં નિર્વિકલ્પ નિર્વિકાર જાણવું.

હું ચૈતન્ય નિર્વિકલ્પ, નિર્વિકાર, સંસારધર્મોથી રહિત સર્વ અવસ્થાઓમા એકરસ છું. વૈરાગ્યાદિ મનની કલ્પના છે, મારી નહિ.

પરાશર કહે: હે મૈત્રેય! સર્વ નામરૂપ સંસાર તારા સચ્ચિદાનંદસ્વરૂપ વડે પૂર્ણ છે, પરંતુ તું સદા નિર્લેપ છું. આપ સહિત સર્વ સચ્ચિદાનંદસ્વરૂપ છે એ દૃઢ બુદ્ધિના નિશ્ચયનું નામ જ ભક્તિ છે તથા જ્ઞાન છે તેનાથી પૃથક્ નિશ્ચયનું નામ અભક્તિ, અજ્ઞાન છે.

## રાજા ભરતનું આખ્યાન

હે મૈત્રેય! તે ઉપર એક કથા સાંભળ. પૂર્વ જન્મમા એક વન વિષે ભરત રાજા ચિત્તની એકાગ્રતારૂપ તપ કરતા હતા અને આત્માના અનુસંધાનમા મગ્ન હતા. પરંતુ પોતાના સ્વરૂપનો અપરોક્ષ બોધ તેમને થયો નહોતો, તેથી કરીને તેમને ત્રણ જન્મ લેવા પડ્યા.

એક દિવસે તે જ વન વિષે એક સિંહ આવ્યો અને તે સિંહના ભયથી મૃગો ભાગ્યાં. ભાગતી ભાગતી એક ગર્ભિણી હરિણીના ઉદરથી (ભયને લીધે) એક બચ્ચું ભરતના આશ્રમની નજીકમા નીકળી પડ્યુ. એ બચ્ચુ માતાપિતાથી રહિત છે અને કોઈ તેનો રક્ષક પણ નથી. તે અતિ સુંદર છે. અતિ કૃપાળુ તે ભરત રાજાએ બચ્ચાની આ અવસ્થા જોઈને કરુણા કરી અને તેને પોતાના ખોળામા લઈ લીધુ. એ બચ્ચાની સાથે તેને એવો સ્નેહ થયો કે પોતાનુ ધ્યાન હતું તે પણ તે ભૂલી ગયો. તે હરિણના બચ્ચાનું જ લાલનપાલન કરવા લાગ્યો. એ અવસ્થામાં કેટલાક દિવસ વીત્યા અને બચ્ચું મોટું થયુ. એક દિવસ ભરત ફળફૂળને વાસ્તે વનમાં ગયા, ત્યાં બચ્ચુ બીજાં હરિણોની સાથે પશુસ્વભાવથી ચાલ્યુ ગયુ. ભરતે આવીને જોયુ તો બચ્ચું ન મળ્યુ. તે નિમિત્તે તે વિલાપ કરવા લાગ્યો. તેના વિના બહુ વ્યાકુલ થયો. તાત્પર્ય કે તેની કોમળતાને યાદ કરતાં કરતા, તેના ગુણ ગાતાં ગાતા, તેના પાલનપોષણની ચિંતા કરતા કરતા તે રાજાની અંતઃ-

કરણની વૃત્તિ મૃગાકાર થઈ ગઈ. હે મૈત્રેય! પ્રીતિનુ એ જ લક્ષણ છે કે તદ્રૂપ થઈ રાજાએ એ જ વાસનામા શરીરનો ત્યાગ કર્યો. ફરીને તેનો હરિણનો જન્મ થયો, પરતુ આત્મજ્ઞાનનુ બીજક તેના મનમાથી ગયુ નહોતું. તેથી કરીને જ્ઞાનપૂર્વક બીજો જન્મ થયો. પુન. જ્ઞાન પૂર્વક ત્રીજો જન્મ બ્રાહ્મણના ગૃહમા લીધો. માતા–પિતાએ પણ જન્મ નક્ષત્ર પ્રમાણે ભરત નામ જ રાખ્યુ હે મૈત્રેય! પૂર્વ અભ્યાસના બળથી તથા જ્ઞાનના પ્રતિબધકના અભાવથી, તે ગુરુઉપદેશ વિના પોતાના સચ્ચિદા નંદસ્વરૂપને સ શયવિપર્યયરહિત, આમ જાણવા લાગ્યો. 'હુ નિર્વિકલ્પ, નિર્વિકાર, સ્વત જ બધમોક્ષાદિ સ સારધર્મ તથા સસારથી રહિત, સચ્ચિદાનદસ્વરૂપ છુ'

## જ્ઞાનપ્રતિબંધકનું વર્ણન

મૈત્રેય કહે 'હે ગુરુ! જ્ઞાનના પ્રતિબધક કોને કહેવા?

પરાશર કહે હે મૈત્રેય! જ્ઞાનના પ્રતિબધક ત્રણ પ્રકારના હોય છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન. વર્તમાનકાળમા સુખદુ ખરૂપ ભોગ ભોગવ્યા હોય, અર્થાત અનુભવ કર્યો હોય. વળી એ ભોગોના જે સાધનોનો અનુભવ કર્યો હોય, તે જ સ્ત્રી આદિ પદાર્થોનુ શ્રવણ, મનન, નિદિધ્યાસનકાળમા સ્મરણ થાય અને પોતાના અર્થની તરફ ચિત્ત ન લાગે એનુ નામ ભૂતપ્રતિબધો છે એ ભૂતપ્રતિબધથી જ્ઞાન થતું નથી, કારણ કે મન એક જ છે તેથી જ્યારે મન ભૂતકાળમા અનુભવ કરેલા પદાર્થોનુ સ્મરણ કરે, ત્યારે ગુરુએ ઉપદેશેલા મહાવાક્યોના અર્થરૂપ નિર્વિકાર, નિર્વિકલ્પ, નિજસ્વરૂપ આત્માનો અનુભવ કેવી રીતે થાય? ન જ થાય.

મૈત્રેય કહે; ભૂતપ્રતિબધને દૂર કરવાના ઉપાય કહો.

પરાશર કહે હે મૈત્રેય! વિચાર દ્વારા ભૂતપ્રતિબધક પદાર્થોની સાથે અભેદરૂપે ચિતન કરવું કે, તે પદાર્થ હુ જ છું, અથવા તો પૂર્વે અનુભવેલા પદાર્થોમા સમ્યક્ દોષદૃષ્ટિ કરવી. હવે ભાવિપ્રતિબધ સાભળ.

## કર્મના ત્રણ પ્રકાર

હે મૈત્રેય! દેહઅભિમાન સાથે કરેલા કર્મોના ફળ મહા વિચિત્ર છે. એ કર્મ ત્રણ પ્રકારના છે. (૧) અનેક પૂર્વ મનુષ્યશરીરોમા અહકાર સહિત કરેલા શુભાશુભ કર્મ, તે કર્મ સસ્કારરૂપે શરીરમા રહે છે અને તે અનેક ઉચ્ચનીચ જન્મોમા સુખદુ ખરૂપ ફળ આગળ ઉપર આપે છે તે કર્મોનુ નામ સચિત કર્મ છે. તે પ્રકારના કર્મમાથી

અનેક કર્મોના સુખદુઃખરૂપ ફળ ભોગવી શકાય છે. તેમ જ એક કર્મનું ફળ એક શરીર લઈને કે અનેક શરીર લઈને પણ ભોગવી શકાય છે. કર્મોની વિચિત્ર શક્તિ છે. ( ૨ ) તે સચિત કર્મોની મધ્યમા જે આ વર્તમાન શરીરનાં એક અથવા અનેક આરંભક કર્મ છે, તેનું નામ પ્રારબ્ધકર્મ છે. ( ૩ ) વર્તમાન શરીરમાં જ્ઞાની અથવા અજ્ઞાનીથી જે કર્મ થાય છે તે ક્રિયમાણ કર્મ કહેવાય છે.

જ્ઞાનને આપવાવાળા કર્મ પણ પ્રારબ્ધકોટિમાં જ છે. જે મનુષ્યના ચાલુ શરીર પછી પણ અનેક શરીર કે એક શરીર ધારણ કરવાનાં પ્રારબ્ધકર્મ છે, તે ચાલુ શરીરમાં, જ્ઞાનનાં સાધન અને હજાર શ્રવણ, મનન, નિદિધ્યાસન કરે અથવા સત્સંગ કરે, તોપણ તેને જ્ઞાન થતું નથી. કારણ કે જેને વર્તમાન શરીરમાં પોતાના સ્વરૂપનું અપરોક્ષ સમ્યક્ જ્ઞાન થયુ છે, તેને આગળ જન્મ લેવાનો નથી, એ જ્ઞાનનો નિયમ છે. ત્યારે પ્રારબ્ધકર્મ તો હજી ચાલુ શરીરથી ઉત્તર અનેક કે એક અવશ્યમેવ ઉચ્ચનીચ જન્મ આપનાર છે, તો તે કર્મો વર્તમાન શરીરમાં જ્ઞાન ન થવા દે, એ તેનો પણ નિયમ છે.

એ પ્રારબ્ધકર્મોમા પણ, જ્ઞાનપૂર્વક પ્રારબ્ધનો ક્ષય થાય, તો અંતના જન્મમા ગુરુશાસ્ત્રની સામગ્રી મેળવીને અથવા એ સામગ્રી વિના આ જીવને વાસ્તવ જ્ઞાન થાય કે અવાતર જન્મોમાં ન થાય. એ પણ તે પ્રારબ્ધ કર્મોનો જ નિયમ છે. તેથી કરીને ગુરુ, શાસ્ત્ર, શ્રવણ, મનન અને નિદિધ્યાસનરૂપ જ્ઞાનના સાધન કરવા છતાં પણ, વર્તમાન ભરતશરીર પ્રારબ્ધરૂપ પ્રતિબધકને વશ વર્ત્યું અને ત્રીજા જન્મમાં પ્રતિબધનો ક્ષય થયો તેથી ગુરુશાસ્ત્રની સામગ્રી વિના જ એ ભરતને જ્ઞાન થયુ. ( એ ભાવિપ્રતિબધ હતો. ) માટે હે મૈત્રેય ! પ્રબળ ભાવિ પ્રતિબધને દૂર કરવાનો કોઈ ઉપાય નથી; ભોગવવાથી જ તે નષ્ટ થાય છે.

વર્તમાન શરીરમાં જ્ઞાનના પ્રતિબધક દોષ ચાર પ્રકારના હોય છેઃ (૧) કુતર્ક, (૨) દુરાગ્રહ, (૩) વિપર્યાસક્તિ અને (૪) મંદબુદ્ધિત્વ.

બ્રહ્મનિષ્ઠ બ્રહ્મશ્રોત્રિય ગુરુમા સારી રીતે શ્રદ્ધા ધરીને તેનાં સર્વ વાક્યનુ પુનઃ પુનઃ શ્રવણ કરે, પુનઃ પુનઃ મનન કરે અને પુનઃ પુનઃ નિદિધ્યાસન કરે, તો વર્તમાન જન્મમા જ પોતાના સ્વરૂપનુ સમ્યક્ અપરોક્ષ જ્ઞાન થાય.

હે મૈત્રેય ! સર્વ પ્રતિબધોથી રહિત વિદ્વાન ભરતે મનમાં વિચાર કર્યો કે રાગદ્વેષ વાણી દ્વારા જ થાય છે. મૌન રહીએ તો કોઈની સાથે રાગદ્વેષ થાય નહિ. વળી સબધીઓ પણ તેને આમ નકામો જાણીને

સબંધ જોડે નહિ તેણે વિચાર્યું

'મને ગૃહસ્થાશ્રમ ગ્રહણ કરવાની ઇચ્છા નથી, મને તો બંધન રહિત થઈને દેશાટન કરવાની ઇચ્છા છે પ્રારબ્ધને અધીન ભવિષ્યમા થનાર આ શરીરનુ એવુ જ નિર્માણ થયુ છે એ ઈશ્વરની નીતિ છે, માટે જડવત્ મૌન ધારણ કરવુ એ જ ઠીક છે ગૃહસ્થીના બંધન યત્ન વિના જ તૂટી જશે કોઈ જન્મમરણના તથા રાગદ્વેષના ભયથી હુ મૌન ગ્રહણ કરતો નથી, કારણ કે સમ્યક્ આત્મા અપરોક્ષ રીતે હજાર તરેહના રાગદ્વેષ કરવાથી પણ મળતો નથી, તો એક રાગની શી ગણતરી છે! વિદ્વાન સર્વાત્મા થયા પછી કોની સાથે રાગદ્વેષ કરે? પૂર્વે હુ અજ્ઞાની હતો તેથી ત્રણ જન્મ મળ્યા. હવે મે જાણવાયોગ્ય પદને જાણ્યુ છે રાગદ્વેષાદિ સર્વ ધર્મ આ મનના ધર્મ છે, હુ ચૈતન્યના નહિ '

## રાજા ભરત અંતિમ જન્મમાં જડભરત થયા

હે મૈત્રેય! ઉપર કહ્યા પ્રમાણે એ બ્રાહ્મણ વિચાર કરીને જાણી જોઈને જડવત્ મૂક થઈ રહ્યો તે દિવસથી લઈને લોક તથા કુટુંબના સબધીઓ તેને જડભરત કહેવા લાગ્યા ગૃહસ્થનુ ઉપનયન પણ તેને આપવામા ન આવ્યુ વળી નકામો જાણીને વિશેષ પ્રીતિ પણ છોડી દીધી જડભરતને આ વાત અનુકૂળ થઈ ગઈ સ્વતંત્ર વનો વિષે, નગરો વિષે, પર્વતો વિષે, કુંજો, નદીઓના તટો વિષે તે વિચરવા લાગ્યો જે કઈ પ્રારબ્ધઅનુસાર પ્રાપ્ત થાય તે ભોગવે, પરતુ રાગદ્વેષને વાસ થાય નહિ, કારણ કે તે આપ સહિત સર્વને પોતાના સચ્ચિદાનંદસ્વરૂપ જાણતો હતો

હે મૈત્રેય! કોઈ એક રાજા હતો કોઈ તીવ્ર કામનાવાળા અજ્ઞાની પંડિતોએ તેનો બોધ કર્યો હશે, તેથી તે દેવીની ભેટને માટે કોઈ નકામા માણસની વનમા તપાસ કરતો હતો એ રાજાને જડભરત મળી ગયા! રાજાએ અનુમાન કર્યુ, આ માણસ નકામો છે તેથી દેવીની સન્મુખ લઈ જઈને તેણે ખડ્ગ વડે ભરતનુ માથુ કાપવા માડ્યુ ત્યારે જડભરત તો હસતા હતા તેમને ભયનો કલેશ પણ નહોતો થયો ત્યા મદિરમા આકાશવાણી થઈ 'હે મૂર્ખ રાજા! આ તો બ્રહ્મનિષ્ઠ વિદ્વાન છે ઇચ્છે તો તને, મને અને સર્વ જગત ભસ્મ કરી શકે છે, કારણ કે એ બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ છે વળી સમ દર્શીસ્વરૂપ છે, તેથી એકરસ છે તું જ્ઞાનનેત્રોથી રહિત અંધ છે તું તેને શું જાણે? તું મૂર્ખ છે તું તારા અપરાધની તેની પાસે ક્ષમા

માગી લે, નહિ તો હું તને દંડ દઈશ. આ સાભળીને રાજા આશ્ચર્ય પામ્યો. તેણે ભરતની હર્ષશોકરહિત એકરસ આકાશવત્ જેવી અવસ્થા જોઈ. તેને લાગ્યું, આ કોઈ મહાપુરુષ છે, પોતાનો અપરાધ જાણીને તે શરણે થયો અને પૂછવા લાગ્યો : 'હે ભગવન્! આપ કોણ છો? મારો દોષ માફ કરો. આપે કોઈ અલૌકિક વસ્તુ મેળવી છે, તેથી શરીરનાશની અવસ્થામાં પણ આપ નિર્ભય અને પ્રસન્ન છો. હે કૃપાળુ, સમદર્શી પુરુષ! કાળના ભયથી રહિત વસ્તુનો હું દીન નવીન છું. મને ઉપદેશ કરો.'

આ પ્રકારની રાજાની સરળ વાણી સાભળીને કરુણાના સમુદ્ર જડભરતજી કહેવા લાગ્યા : હે રાજન્! અંતર જે બુદ્ધિ આદિને પરિણામ પમાડનાર છે, જે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિને; ભૂત, ભવિષ્ય, વર્તમાનને; સત્ત્વ, રજસ, તમસને અને જ્ઞાન, અજ્ઞાનને જે સિદ્ધ પ્રકાશ કરનાર છે, તે સાક્ષી આત્મા છે, તે જ કાળના ભયથી રહિત છે, તે જ સચ્ચિદાનંદસ્વરૂપ વસ્તુ છે. હે રાજન્! આ સર્વ બુદ્ધિ આદિ દશ્ય પદાર્થ જાગ્રત અને સ્વપ્નમાં હોય છે. સુષુપ્તિમાં તે પુનઃ શમી જાય છે. તે બુદ્ધિ આદિના ભાવાભાવનો અનુભવ કરવાવાળો દ્રષ્ટાવસ્તુ એકરસ છે. તેથી કરીને આ દ્રષ્ટાને સત્ કહે છે.

તેવી જ રીતે આ સર્વ બુદ્ધિથી માડીને માયા સુધી, સર્વ કાર્યકારણરૂપ સઘાત દશ્ય જડરૂપ છે. આ દશ્યને સ્વપરનુ પણ જ્ઞાન નથી. જે સત્ વસ્તુ વડે આ જડ સઘાતની ચેષ્ટા થાય છે, તથા સર્વ બુદ્ધિ આદિના વ્યવહારનુ જ્ઞાન થાય છે, તે સત્ય વસ્તુનુ નામ ચૈતન્ય રાખેલુ છે. મનવાણીથી ગોચર દુઃખરૂપ દશ્યથી, પૂર્વોક્ત સત્ ચિત્ વસ્તુ ભિન્ન છે અને તે સત્ ચિત્ વસ્તુનુ નામ આનદ રાખ્યુ છે.

સર્વ નામરૂપ દશ્યમા એ આકાશની જેમ વ્યાપક છે, તેથી આ બુદ્ધિ આદિના સત્, ચિત્, આનદ દ્રષ્ટાનુ વેદે વિષ્ણુ નામ રાખ્યુ છે.

અમંગલ અને અકલ્યાણસ્વરૂપ દશ્યથી સત્, ચિત્, આનંદ વિષ્ણુ સાક્ષી દ્રષ્ટા અને અતીત છે તેથી તેનુ શિવ એવું નામ વેદે કલ્પ્યુ છે.

સર્વ નામરૂપ દશ્યજાતિનો, સચ્ચિદાનંદ દ્રષ્ટા જ સ્વામી, પ્રેરક છે, તેથી કરીને તેનુ જ નામ વેદે ગણેશ રાખ્યુ છે.

હે રાજન્! વિષ્ણુસહસ્રનામ, શિવસહસ્રનામ ઇત્યાદિ નામનો અર્થ સત્, ચિત્, આનદ દ્રષ્ટાવસ્તુ વિષે જ ઘટી શકે છે. તેનાથી પૃથક્, અસત્, જડ, દુઃખ, પરિછિન્ન, અમગલરૂપ દશ્યવસ્તુ વિષે તે ઘટી શકતો નથી. વળી સચ્ચિદાનંદ વ્યાપક વસ્તુ વડે જ મનવાણીથી

ગોચર દૃશ્ય, વેદ સહિત જગતની ઉત્પત્તિ, પાલન તથા સંહાર થાય છે. સત્, ચિત્, આનંદ વ્યાપક વસ્તુ જ મોક્ષસ્વરૂપ છે. તેથી ભિન્ન મોક્ષનો અંગીકાર કરવાથી અસત્, જડ, દુઃખરૂપ, મોક્ષ થઈ જશે. હર્ષશોકાદિના દ્રષ્ટા સત્, ચિદ્, આનંદવસ્તુને; દૃશ્યરૂપ પૃથિવીનાં કાર્ય-શસ્ત્ર પણ છેદન કરી શકતાં નથી. જળ તેને ઓગાળી શકતું નથી. અગ્નિ તેનો દાહ કરી શકતો નથી, તેમ વાયુ તેનુ શોષણ કરી શકતો નથી. સારાંશ કે સર્વ દૃશ્યની અંદર છતા દૃશ્યના સ્પર્શથી રહિત, અહંબંધમોક્ષાદિથી રહિત અને સ્વરૂપથી જ જે નિર્વિકલ્પ અને નિરાકાર છે, તે જ તારું સ્વરૂપ છે. હે રાજન્! જે વસ્તુ મન આદિના સ્ફુરણને, સવિકલ્પ–નિર્વિકલ્પને, તથા મન આદિના વિકાર–નિર્વિકારને જાણે છે, તાત્પર્ય કે જે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયાદિ સર્વ ત્રિપુટીઓની પ્રકાશક છે, તે સત્, ચિત્, આનદ, વ્યાપક વસ્તુ છે, તે જ તવું સ્વરૂપ છે; તે જ મારું સ્વરૂપ છે; બ્રહ્મા, વિષ્ણુ, શિવ આદિનુ પણ તે જ સ્વરૂપ છે. કીડીનુ, ચાડાલનુ, સ્ત્રીનુ પણ એ જ સ્વરૂપ છે. તેથી સર્વ જગતનું એ જ સ્વરૂપ છે. હે રાજન્! માયારૂપ પંચભૂતોના વિકારરૂપ આ સંઘાત કંઈ આત્માનુ સ્વરૂપ નથી; પરંતુ પૂર્વોક્ત સત્, ચિદ્, આનદસ્વરૂપ જ આત્મા છે. દેહ અને અસત્ સંસારને અસાર સ્વપ્નવત્ જાણીને આ દેહમાં અહંબુદ્ધિ ત્યાગ. પુનઃ તે ત્યાગનો પણ ત્યાગ કર. પછી શેષ રહેશે તે અવાઙ્મનસગોચર પદ છે, તે જ તું છે.

હે રાજન્! મેં પોતાને સત્, ચિત્, આનંદસ્વરૂપ જાણ્યો છે, તેથી અસત, જડ, દુઃખરૂપ સંસારનો મને ભય નથી. મેં કંઈ અમલ ખાધો નથી કે મને કાંઈ જાદુ–મંત્ર આવડતા નથી. હુ કોઈ કલા-વિદ્યા શીખ્યો નથી કે મારામા કોઈ સિદ્ધિ નથી. વળી હું કોઈ રસાયન જાણુતો નથી કે જેથી હુ કાળ, ઈશ્વર અને શાસ્ત્રના ભયથી રહિત છું. પરંતુ હુ કેવલ સચ્ચિદાનંદ સ્વભાવથી જ, પોતાને કાલાદિક દૃશ્યમાં અસગ, નિર્વિકાર અને નિર્વિકલ્પ જાણું છુ, તેથી જ હુ નિર્ભય છું.

હે રાજન્! બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિકના પણ આ અનાત્મક, દૃશ્યમાન દેહ તો અનિત્ય છે, કાળના ગ્રાસરૂપ છે, તે દેહોનુ શુ કહેવું? તું આત્મા જ સત્, ચિત્, આનદસ્વરૂપ છે, કાળનો કાળ છે, ચિરજીવ છે. તું જ કાળ સહિત સર્વ દૃશ્યની ઉત્પત્તિ સિદ્ધ કરવાવાળો છે. તું જ ચૈતન્ય સ્વયપ્રકાશ, સ્વતઃસિદ્ધ છે, પછી કોનો ભય ધરે છે? તું દેહ વિષે અહકારરૂપ દીનતાનો ત્યાગ કર અને 'હું સચ્ચિદાનંદસ્વરૂપ અવાઙ્મનસગોચર જ સર્વાત્મા છું' એ ઉદાર નિશ્ચયને ધારણ કર.

હે રાજન્! જો તુ આ ઉદાર નિશ્ચયને ધારણ નહિ કરે, તો તેનાથી પ્રથક્ કોઈ અસત્, જડ, દુઃખરૂપ વસ્તુમા જ તારે નિશ્ચય ધારણ કરવો પડશે, કારણ કે મનને તો કોઈ નહિ ને કોઈ નિશ્ચય કરવો જ છે. કોઈ નિશ્ચય કર્યા વિના કોઈ ટકતું પણ નથી અને એક નિશ્ચય કર્યા વિના આરામ પણ નથી હે રાજન્! અસત્, જડ, દુખ રૂપ વસ્તુમા અહ નિશ્ચય કરનાર અસત્, જડ, દુખરૂપ જ થાય છે, અને હુ સત્, ચિત્ આનદ વ્યાપકસ્વરૂપ છુ, એ નિશ્ચયવાળો સત્, ચિત્, આનદસ્વરૂપ જ થાય છે, કારણ કે જેવો મનનો નિશ્ચય થાય છે, તેવી જ તેની ગતિ થાય છે. તેથી કરીને કાયિક, વાચિક, માનસિક આ સઘાતમા, શુભાશુભ સર્વ વ્યવહાર થતા ન થતા, પોતાને સર્વ વ્યવહારોનો અકર્તા, અભોક્તા, દ્રષ્ટા, સાક્ષી, અસગ, નિર્વિકાર, નિર્વિકલ્પ, સચ્ચિદાનદસ્વરૂપ જાણ. એ પણ નિશ્ચય બુદ્ધિનો જ છે. તેને પણ પોતાનુ દશ્યરૂપ જાણી અવાઙ્મનસગોચર થઈ રહે. સાક્ષ્ય સાક્ષીભાવ[1] પણ ઉપાધિ છે સ્ફુરણ કઈ ન જોઈએ અસત્, જડ, દુખ રૂપ એવા પોતાના દશ્યને વિષે તુ ભૂલથી પણ અહભાવ ન કરીશ. તને દુખ થશે પછી તો જેવી તારી ઇચ્છા.

પરાશરે કહ્યુ હે મૈત્રેય! આ પ્રકારે કહીને જડભરત મૌન થયા અને પોતાની ઇચ્છાનુસાર ચાલ્યા ગયા. રાજા પણ પોતાના સ્વરૂપમા સ્થિત થયો તે જીવન્મુક્ત થઈને, કર્તાભોક્તાની બુદ્ધિથી રહિત થઈ રાજ્યવ્યવહાર કરવા લાગ્યો હે મૈત્રેય! તું પણ આ નિશ્ચયને ધારણ કર અને દેહાભિમાનનો ત્યાગ કર.

મૈત્રેય કહે મારામા ગ્રહણ–ત્યાગ બને નથી. હુ અસ્તિ, ભાતિ, પ્રિયથી જુદુ નામરૂપ કઈ છે નહિ પછી ધારણ શેનુ કરુ અને ગ્રહણ–ત્યાગ શેનો કરુ? નિશ્ચય કરવો એ બુદ્ધિનો ધર્મ છે. બુદ્ધિ તો નામરૂપનો નિશ્ચય કરી શકે છે, નામરૂપથી રહિતનો નહિ. એટલે જે જે નિશ્ચય કરીશ તે નામરૂપનો જ કરીશ. અતમા તેથી નામરૂપની જ પ્રાપ્તિ થશે તે તો નામરૂપની અત્યારે જ પ્રાપ્તિ છે. તેમા ફળ શુ થયુ તે કહો. હુ ચૈતન્ય બુદ્ધિથી પર છુ. નિશ્ચય કોણ ધારણ કરે? ખરુ પૂછો તો હુ જ ચૈતન્ય બુદ્ધિ આદિક દશ્યથી અવાઙ્મનસગોચર રહીને પણ, બુદ્ધિ આદિક ધ્યાતા, ધ્યાન, ધ્યેય સવ દશ્યને ધારણ કરી રહ્યો છુ દળેલાનુ દળવુ શુ? પણ તે સતની કથા કહો

૧ જોનાર અને જોવાતા પદાર્થનો સબધ

## જડભરત અને રાજા રહૂગણનો વૃત્તાંત

હે મૈત્રેય! કોઈ એક રાજા હતો. તેને સુખપાલની સવારીનો છંદ હતો. તેનું નામ રહૂગણ હતું. હવે એક પર્વત હતો. તે મહાન શીતળ અને સુંદર હતો. ત્યાં સર્વ ઋતુનાં પુષ્પો હતાં તેમ જ શીતળ સુગંધ વાયુ વાતો હતો. વળી ત્યાં અનેક પક્ષીઓના શબ્દો ગુંજતા હતા. એ રાજા ગરમીના દિવસોમાં એ પર્વત ઉપર હવા ખાવા આવતો. અહીં તે પોતાના ગૃહથી પાલખીમાં બેસીને જતો. સંતોને મળતો પણ ખરો. એક દિવસ ગ્રીષ્મ ઋતુમાં પાલખી ઉપર સવાર થઈને તે પર્વતમાં હવા ખાવાને જતો હતો. મધ્યમા સુખપાલને ઉઠાવનાર ભોઈલોકો માંદા થઈ ગયા. રાજાએ સર્વ હકીકત જાણીને પોતાના માણસોને હુકમ કર્યો કે જલદી બીજા ઉઠાવનાર લઈ આવો. તે પ્રમાણે માણસો ભોઈલોકોની તપાસ કરવા લાગ્યા. એટલામાં ત્યાં બે મોટા અને તાજા મનુષ્ય જંગલમાં વિચરતા મળી આવ્યા. તેઓ હિંદુ છે કે મ્લેચ્છ તે કોઈ કંઈ ઓળખતું નહોતું. તે નગ્ન નથી તેમ તેમણે સમ્યક્ વસ્ત્ર કે ભગવાં પહેરેલા નથી–તે ન કેવલ મુંડિત છે, ન કેવલ જટાધારી છે. તે ન પંડિત, ન મૂર્ખ સમજાય છે. નથી પૂજ્ય, નથી અપૂજ્ય સમજાતા. ફકીર છે કે અમીર તે પણ સમજાતું નથી. શુદ્ધ કે મલિન, સંત કે અસંત, ત્યાગી કે ગૃહી, કઈ સમજાતા નથી. અવ્યક્ત (અસ્પષ્ટ) તેમનો નિશ્ચય છે. અવ્યક્ત તેમનુ ચિહ્ન છે. ન ઇચ્છાવાન, ન અનિચ્છિત પ્રતીત થાય છે. ન સક્તિમાન (સંગવાળા), ન અસંસક્તિમાન ભાસે છે. ન સર્વજ્ઞઅલ્પજ્ઞ પ્રતીતિમાં આવે છે. ન મૌની, ન અમૌની દેખાય છે, ન રાગવાન ન વિરાગવાન માલૂમ પડે છે. ન શ્રેષ્ઠ આચારવાન ન અશ્રેષ્ઠ આચારવાન જણાય છે. ન ભયવાન, ન અભયવાન પ્રતીત થાય છે. ન ક્રોધી, ન શાંતિમાન, ન ગુરુ ન શિષ્યભાવવાળા જણાય છે. ન વિવેકી, ન અવિવેકી, ન ધૂર્ત, ન અધૂર્ત સરખા પણ તેઓ જણાય છે. ન ધર્મી, ન અધર્મી, ન ઉદાર, ન કૃપણ, તેમ જ ન કર્મકાંડી ન અકર્મકાંડી, ન ઉપાસક, ન અનુપાસક, ન કવિ, ન અકવિ, ન કામી, ન અકામી, ન જીવ, ન ઈશ્વર તેઓ સમજાય છે. ન ભક્ત, ન અભક્ત, ન લોભી, ન અલોભી, ન સમોહી, ન અમોહી દૃષ્ટિએ આવે છે. તેઓ ન જ્ઞાની, ન અજ્ઞાની પ્રતીત થાય છે. ન સમ્યક્ કર્તા, ન અકર્તા, ન ભોક્તા, ન અભોક્તા જણાય છે. તેમા ન માની ન અમાની જણાય છે. તાત્પર્ય કે તેઓ બાહ્ય કોઈ પણ અસાધારણ લક્ષણથી જણાય છે

એમ નથી; પરંતુ તેમનું લક્ષણ સ્વસંવેદ્ય[૧] છે. જંગલી પુરુષના જેવા તે બંને વામદેવ અને જડભરત હતા. તે બંનેને પકડી રહૂગણ રાજાની સુખપાલમાં જોડી દીધા. સેવકોએ કહ્યું, જલદી-જલદી ચાલો, પણ તે તો કદી જલદી ચાલે, કદી ઊભા રહી જાય, કદી હસે, ઘડી મૌન રહી જાય. ક્યાંક પાલખી ખાંધ ઉપરથી પડી જાય. કદી વાંકા ચાલે, તો કદી સીધા જ ચાલ્યા જાય. આથી રાજા અને તેના માણસો તેમને ઘણાં ઘણાં તિરસ્કારનાં વચનો બોલ્યા. અને રાજાના મૂર્ખ ખિદમતગારો તો તેમને હાથથી તથા લાકડીઓથી મારવા પણ લાગ્યા. આમ છતાં તે તો જેવા હતા તેવા જ પ્રસન્નમુખ રહ્યા! તેમને કંઈ કે હર્ષ કે શોક ન થયો. પણ રાજા આ અવસ્થા જોઈને તત્કાલ સુખપાલથી ઊતર્યો અને દર્શન થતાં જ તેનો પ્રમાદ છૂટી ગયો. તે શુદ્ધ અંતઃકરણવાળો થઈ તેમને વિનતિ કરવા લાગ્યો: 'હે સ્વામિન્! આપ સંતોને મેં અસંતે નિષ્પ્રયોજન દુઃખ આપ્યું છે. ક્ષમા કરો અને મને સદુપદેશ આપો.'

પ્રથમ જડભરત બોલ્યા: હે રાજન્! અમારા ખભા ઉપર સુખપાલ મૂકવાથી પાપ થયું એમ તું માને છે. તે સુખપાલનુ વજન ખભા ઉપર છે, ખભાનું વજન કમર ઉપર છે, કમરનું વજન ઘૂંટણ ઉપર છે, ઘૂંટણનું વજન ચરણ ઉપર છે અને ચરણનું વજન પૃથ્વી ઉપર છે; તેથી પૃથ્વી પાસે ક્ષમા માગો, અથવા તો પૃથ્વીનો બોજો જળ ઉપર છે; કારણ કે કાર્ય પોતાના ઉપાદાનકારણમાં જ રહે છે. જો, ઘટાદિક પૃથ્વીમાં જ રહે છે. હવે જળનુ વજન અગ્નિ ઉપર રહ્યું છે, અગ્નિનો ભાર વાયુ ઉપર છે, વાયુનો ભાર આકાશ ઉપર રહેલો છે અને આકાશ સમષ્ટિ સૂક્ષ્મ અહંકાર મહત્તત્ત્વરૂપ છે. પછી મહત્તત્ત્વ માયારૂપ છે અને કલ્પિત માયા તથા માયાનાં કાર્ય બુદ્ધિ આદિનો અને સર્વ નામરૂપ દૃશ્યનો આધાર અથવા અધિષ્ઠાન તું જ સચ્ચિદાનંદ સાક્ષી છે. તેથી તું ચૈતન્ય જ પોતાના ઉપર પોતે ક્ષમા કરે અથવા ન કરે; અમે ક્ષમા શું કરીએ? અથવા હે રાજન્! સુખપાલ પણ પૃથ્વી આદિ પંચભૂતરૂપ છે અને શરીર પણ પૃથ્વી આદિ પંચભૂતરૂપ છે. પંચભૂત પંચભૂતોની ક્ષમા કરાવે અથવા ન કરાવે, પંચભૂત પંચભૂતોને ક્ષમા કરે કે ન કરે. વળી પંચભૂતરૂપ દેહ જ પંચભૂતરૂપ પાલખી ઉપર સવાર છે અને પંચભૂતરૂપ જે પાલખીને ઉઠાવનારાં અમારાં શરીર તે પણ પંચભૂતરૂપ છે. તું અસંગ, નિર્વિકાર,

૧. જાતે અનુભવાય તેવું.

નિર્વિકલ્પ, સંઘાતરૂપ ત્રિપુટીનો દ્રષ્ટા ચૈતન્યને લોકોના ઝઘડાની શી પંચાત? હે રાજન્! તેં વૃથા અહંકાર કર્યો છે કે હુ સુખપાલ ઉપર ચઢ્યો છું. વિચાર કર, સુખપાલ કયાં છે? કાષ્ઠ જ છે. કાષ્ઠ પૃથ્વીરૂપ છે, પૃથ્વી જળરૂપ છે, જળ અગ્નિરૂપ છે, અગ્નિ વાયુરૂપ છે, વાયુ આકાશરૂપ છે, આકાશ અહંકારરૂપ છે, અહંકાર મહત્તત્ત્વરૂપ છે, મહત્તત્ત્વ માયારૂપ છે અને તે માયા તુ ચૈતન્યમા રજ્જુસર્પવત્ કલ્પિત છે. તું ચૈતન્યથી તે પૃથક્ નથી. તું જ છે. કહો સુખપાલ ક્યાં છે? સુખપાલના સ્વરૂપનો વિચાર કર્યા વિના અભિમાન ન કર. તને લજ્જા નથી આવતી કે પોતાના ઉપર પોતે સવારી કરે છે?

## જગદુત્પત્તિ

હે રાજન્! તું જ ચૈતન્યના પ્રકાશથી જ આ દેહરૂપ સુખપાલ અથવા બ્રહ્માંડરૂપ સુખપાલ ઉત્પન્ન થયેલી છે. જો, સ્વપ્નદ્રષ્ટામાથી જ નિદ્રાદોષ વડે સ્વપ્નસૃષ્ટિ ઉત્પન્ન થાય છે. પ્રથમ તુ નિર્વિકાર સત્, ચિત્, આનંદમાથી માયારૂપી દોષ વડે શબ્દગુણવાળું આકાશ ઉત્પન્ન થયુ. પુન: તુ ચૈતન્યઆકાશથી સ્પર્શગુણવાળો વાયુ થયો. પુન: તું ચૈતન્યવાયુથી રૂપગુણવાળો અગ્નિ પ્રકટ થયો. પુનઃ તેજરૂપ ચૈતન્યથી રસગુણવાળું જળ ઉત્પન્ન થયુ. પુનઃ તું ચૈતન્યથી ગંધગુણવાળી પૃથિવી થઈ. પૃથિવીથી ઔષધિ, ઔષધિથી અન્ન, અન્નથી વીર્ય, વીર્યથી શરીરરૂપી સુખપાલ થઈ. અથવા તો સ્વપ્નની સમાન ક્રમ વિના જ એકી વખતે આ કારણકાર્યરૂપ સંઘાત અથવા બ્રહ્માંડરૂપ સુખપાલ તુ ચૈતન્યથી ઉત્પન્ન થઈ. ક્રમથી પણ તુ ચૈતન્યથી જ તેની ઉત્પત્તિ છે. આ ક્રમથી પણ તારાથી જ ઉત્પત્તિ છે હે રાજન્! જો લોક વિષે લૌકિક પિતા પોતાના પુત્રને ઉત્પન્ન કરે છે અને પોતાને પુત્રથી જુદો જાણે છે તથા પોતાના પુત્રાદિની ખાધ ઉપર ચઢતા લજ્જા પામે છે, તેમ તુ ચૈતન્ય આ દેહ અથવા બ્રહ્માંડરૂપ સુખપાલનો અથવા સુખપાલરૂપ પુત્રાદિનો અલૌકિક પિતા હોઈ પોતાના દેહાદિ સંઘાતરૂપ પુત્રને પોતારૂપ જાણે છે અને પોતાના પુત્રના ઉપર સવારી કરતાં પ્રસન્નતા માને છે! તને લજ્જા નથી આવતી? (દેહાદિ સંઘાત જે પોતાથી અત્યંત ભિન્ન છે, તેને પોતાના રૂપ માનવાં એ જ તેમના ઉપર ચઢવું અથવા સવારી કરવી એવો અર્થ છે.) માટે આ સંઘાતરૂપ સુખપાલને પોતાનાથી ભિન્ન માનીને અહંકાર ત્યાગ. જો કે વાસ્તવિક તો દેહનો ત્યાગ તને પૂર્વથી જ સિદ્ધ છે. જેમ ઘટાકાશનો ઘટ સાથે સંબંધ અગાઉથી છે જ નહિ, તથાપિ

ભ્રમસિદ્ધ સબધના ત્યાગને જ ભાવ છે. આ અનત્, જડ, દુખરૂપ શરીર મારુ છે, અથવા શરીર તે હુ છુ, એ જ આ શરીરરૂપી સુખ પાલની સવારી છે.

રાજાએ પૂછયું : શરીરના અહંકારથી કેવી રીતે છૂટુ ?

જડભરત તૂષ્ણીભાવને (મૌન) પામ્યા.

પરાશરે કહ્યુ : હે મૈત્રેય! જડભરત મૌન ધારી રહેતા વામદેવ બોલ્યા : હે રાજસિંહ! જેવી રીતે તું આ કાષ્ઠની સુખપાલના બેઠા છતાં અને સુખપાલના સુખદુ:ખને ભોગવતા છતા પોતાને સુખપાલથી જુદો માને છે અને સુખપાલરૂપ પોતાને કદાચિત્ પણ જાણતો નથી, તેવી જ રીતે તુ સુખપાલને ઉઠાવનાર ભોઈ લોકો, ચોપદારો તથા અન્ય સબધીઓથી પોતાને જુદો જાણે છે. વળી જો કોઈ પૂછે કે આ સુખપાલ કોની છે, તો તુ કહે છે કે 'અમારી છે,' પણ તુ એમ નથી કહેતો કે હુ સુખપાલરૂપ છુ, તેવી જ રીતે આ શરીર સુખ પાલ છે. મન, બુદ્ધિ, ચિત્ત, અહકાર, સત્ત્વ, રજ, તમ અને આઠ પ્રાણ એ દેહરૂપ સુખપાલને ઉઠાવનાર ભોઈ લોકો છે દશ ઇંદ્રિય આગળ દોડનાર ચોપદાર છે અને પચભૂતરૂપ કાષ્ઠ વડે રચેલી આ સઘાત અથવા બ્રહ્માડરૂપ સુખપાલ છે શબ્દાદિ પચવિષયરૂપ રસ્તામા મનાદિરૂપ ભોઈલોકો સુખપાલને લઈને ચાલે છે, માયારૂપ પૃથ્વી, ઇંદ્રિયરૂપ ચોપદાર, મનાદિ ભોઈલોકો તથા સઘાત અથવા બ્રહ્માડ રૂપ સુખપાલ તથા અન્ય સામગ્રી, એ સર્વનો તુ આધાર છે. હે રાજન્! પૂર્વોક્ત ભોઈ ચોપદાર સહિત અસત, જડ, દુખરૂપ આ (દેહરૂપ) સુખપાલ તારા સત્ચિત્આનદસ્વરૂપથી અત્યત ભિન્ન છે. એક નથી, તુ ચૈતન્ય પુરુષ આ શરીરરૂપી સુખપાલમા અથવા બ્રહ્માડરૂપ સુખપાલમા રહ્યા છતા અને આ સઘાતના સુખદુ:ખને અનુભવતા છતા પણ અસગ અને નિર્વિકાર છે હે રાજન્! જ્યારે તું આ સઘાતને સુખપાલની માફક પોતાનાથી જુદો જાણીશ, તેને પોતાનુ દૃશ્ય જાણીને દેહના અભિમાનનો ત્યાગ કરીશ અને પોતાને પ્રત્યક્ ચૈતન્યરૂપ જાણીશ, ત્યારે અમારી માફક તુ જીવન્મુક્ત થઈને વિચરીશ. કાષ્ઠની સુખપાલ અને પચભૂતોના વિકારરૂપ આ દેહરૂપ સુખપાલ એ જડતા વગેરે ગુણો વડે સમાન જ છે વસ્તુત એ બન્ને તુ ચૈતન્યથી ભિન્ન છે તુ પ્રત્યક્ ચૈતન્ય બનેથી જુદો છે. પરતુ તું નિશ્ચય વડે પોતાને કાષ્ઠની સુખપાલથી જુદો માને છે, પણ દેહરૂપ સુખપાલને પોતાના સ્વરૂપ જાણે છે! આ મોટુ આશ્ચર્ય છે. હા સો

બન્ને સુખપાલોથી પોતાને જુદો જાણ અથવા તો બને સુખપાલને પોતાના સ્વરૂપ જાણ. એકને પોતાના સ્વરૂપ જાણવું અને એકને ન જાણવું, એ વિચારરહિતનુ કામ છે. વિચારથી બને સમાન છે. આ તો કોઈ કહે છે કે એક જ મુરઘી અર્ધી મરેલી છે અને અર્ધી જીવતી છે, એના જેવું છે. એ જ ન્યાય તને પણ લાગુ થશે. અથવા હે રાજન્! આ કાર્યકારણરૂપ સર્વ બ્રહ્માંડ તું એક જ સચ્ચિદાનંદ પુરુષની સુખપાલ છે. દેહાભિમાની અજ્ઞાની જીવ સુખપાલને ઉઠાવનાર તારા ભોઈલોકો છે. કાળ તારો ચોપદાર છે. ચંદ્રસૂર્ય બંને મશાલ સળગાવી આગળ દોડનારા છે. તારાગણ તું ચૈતન્યને ખેલવાનાં પુષ્પ છે. આકાશ ચંદરવો છે. વાયુ પંખો કરનાર છે. સાત સમુદ્ર સહિતની મેઘમાલા તું ચૈતન્ય પુરુષને પાણી પાનાર છે. માયા તારી શક્તિ છે, ત્રણ ગુણરૂપ બ્રહ્મા, વિષ્ણુ, શિવ તું ચૈતન્ય પુરુષના નોકરો છે. દિવસ અને રાત્રિ સુખપાલને ઉઠાવવાની લાળી દાંડી છે, ભોઈલોકો એને પકડે છે. અગ્નિ તારી મશાલ ધરનાર છે. વનસ્પતિમાત્ર તારે સહેલ કરવાનો બગીચો છે. સુમેરુ આદિ પર્વત, તું ચૈતન્ય પુરુષના બ્રહ્માંડરૂપ સુખપાલના તકિયા છે. પંચ શબ્દાદિ વિષય એ સુખપાલને લાગી રહેલા ખીલા છે. પૃથિવી તારી સુખપાલમાં બેસવાની જગા છે. તાત્પર્ય કે હે રાજન્! તું આ જડ કાષ્ઠમય સુખપાલમાં સ્થિત રહ્યો છતા સુખપાલના સર્વ હાલનો જ્ઞાતા–દ્રષ્ટા સર્વ પ્રકારે ભિન્ન છે. તેવી રીતે તું ચૈતન્યપુરુષ એક જ આ દેહ સહિત, બ્રહ્માંડરૂપ અસત્, જડ, દુઃખમય સુખપાલમાં સ્થિત રહ્યો છે અને પોતાની સત્તાસ્ફૂર્તિ વડે આ કાર્યકારણબ્રહ્માંડરૂપી સુખપાલનુ પાલનપોષણ પણ તું ચૈતન્ય જ કરે છે, છતાં તેના સર્વ હાલને જાણનાર દ્રષ્ટા–સર્વરૂપથી જુદો છે.

રાજાએ કહ્યું: જો હું શરીરથી ભિન્ન છું તો હું કોણ છું?

વામદેવે કહ્યું: 'હું કોણ છું' એ બુદ્ધિના ચિંતનને, વાણીના કથનને, જેણે અંતર જાણ્યું, તે જ તું નિર્વિકલ્પ, નિરાકાર છે. તે જ હું છું. બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વનુ સ્વરૂપ એ જ છે.

## ઋષભદેવ અને રાજા નિદાઘનો સંવાદ

વામદેવે રાજા રહૂગણને કહ્યું: હે રાજન્! આ જ વિષય ઉપર એક કથા છે તે સાંભળ. એક સમય ઋષભદેવ નિદાઘ રાજાના આશ્રમ ઉપર સ્વાભાવિક જ વિચરતા આવી પહોંચ્યા. તેમને આવેલા જોઈને

રાજા નિદાઘ ઊઠીને ઊભા થયા અને તેમનુ શાસ્ત્રવિધિપૂર્વક પૂજન કર્યું અને વિનતિ કરી : 'હે મહારાજ! ભોજન કરો.' ઋષભદેવે કહ્યું: 'બહુ સારુ.' એટલે રાજાએ અનેક પ્રકારનાં ભોજન કરાવ્યાં. જમી ઊઠ્યા એટલે નિદાઘે કહ્યું: 'હે સ્વામિન્! તૃપ્ત થયા?' ઋષભદેવે કહ્યું: 'પ્રાણને ક્ષુધા હતી. તેમણે ભોજન લીધું છે. માટે પ્રાણોને પૂછ. જો તૃપ્ત થયા છે તો પ્રાણ તૃપ્ત થયા છે, હુ ચૈતન્યમાં (દ્રષ્ટા હોવાથી) ક્ષુધા, તૃપ્તિ બંને નથી.'

નિદાઘે પૂછ્યુ: આપ ક્યાં રહો છો, ક્યાં જશો? ક્યાંથી આવ્યા?

ઋષભદેવે કહ્યું: હું ચૈતન્ય, આકાશની માફક સર્વમાં પૂર્ણ છું. મારામાં આવવુંજવું નથી. દેશકાળવસ્તુભેદથી હુ મુક્ત છું.

નિદાઘે કહ્યું: નગરમાં ચાલો અને આરામ કરો.

ઋષભદેવ કહે: આ નામરૂપ બ્રહ્માંડ નગરને વિષે હું આગળથી જ સ્થિત થઈ રહ્યો છુ. હું ચૈતન્ય વિના કોઈ પણ જગા ખાલી નથી. ઘટાકાશને કહો કે તું મારા નગરમાં ચાલ તો તે લજ્જાનુ કામ છે. હે રાજન્! હું ચૈતન્ય આનંદસ્વરૂપ છુ અને અક્રિય છુ. હુમાં આરામરહિતપણું કે દુઃખ નથી કે હુ નગરમા જઈને આરામ લઉ. આ સર્વ જગત નેત્ર ઉઘાડવાથી ઉત્પન્ન થાય છે, જો સ્ફુરણા માત્ર જગત ન હોત તો સુષપ્તિમા પણ તેની પ્રતીતિ થવી જોઈતી હતી. પરંતુ નેત્ર બંધ કરવાથી તે મટી જાય છે, માટે મિથ્યા છે. એ મિથ્યાને સિદ્ધ કરવાવાળો તું ચૈતન્યસત્તા છે.

નિદાઘ કહે: મારા હર્ષશોક કેવી રીતે દૂર થાય?

ઋષભદેવ કહે: હર્ષશોક મનના છે. હર્ષશોકનો દ્રષ્ટા તું ચૈતન્યના નથી.

નિદાઘ કહે: જન્મમરણ કેવી રીતે મટે?

ઋષભદેવ કહે: જન્મમરણાદિ ષટ્વિકાર આ સંઘાતના છે; તું નિર્વિકાર સાક્ષી ચૈતન્યના નથી. પછી તે મટવાના ક્યાં? જો ઘટાકાશ કહે, મારાં જન્મમરણ કેવી રીતે છૂટે, તો તે વિચારવિનાની વાત છે. વિચાર કરતાં ષટ્વિકાર ઘટના છે: નિર્વિકાર ઘટાકાશના નથી.

નિદાઘ કહે: બંધની નિવૃત્તિ અને મોક્ષની પ્રાપ્તિ કેવી રીતે થાય?

ઋષભદેવ કહે: હે રાજન્! પ્રથમ તું બંધમોક્ષનું સ્વરૂપ કહે. પછી હું ઉપાય કહીશ.

નિદાઘ કહે: બંધમોક્ષનું બીજું કોઈ સ્વરૂપ તો વિચારથી સમજાય. બાકી દુઃખસુખ વિના બંધમોક્ષનું સ્વરૂપ પ્રતીત થતું નથી.

કેવળ દુઃખથી પૃથક્ બંધનો અર્થ કરીએ તો સુખ આવી જાય છે અને સુખથી પૃથક્ મોક્ષનો અર્થ કરીએ, તો દુઃખ આવી જાય છે. આમ બંધમોક્ષ સુખદુઃખસ્વરૂપ તેનાથી ભિન્ન નથી.

ઋષભદેવ કહે : ઠીક આ સુખદુઃખરૂપ બંધમોક્ષ તો દૂર નથી, પરંતુ અપરોક્ષ જ છે; કારણ કે જો સ્વર્ગની માફક તે દેશાંતરમાં પરોક્ષ હોત, તો અમને, તમને અને સર્વ જગતને પ્રત્યક્ષ સુખદુઃખરૂપ બંધમોક્ષનો અનુભવ થવો ન જોઈએ. અમને બંધમોક્ષરૂપ સુખદુઃખનો અનુભવ પ્રત્યક્ષ થાય છે તેથી કરીને તે પ્રત્યક્ષ છે, પરોક્ષ નથી. જેમ આ વર્તમાન શરીરમાં જ સુખદુઃખરૂપ બંધમોક્ષનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. સારાંશ કે, સુખદુઃખરૂપ બંધમોક્ષનો અનુભવ કરવાવાળો હુ પ્રત્યક્ આત્મા બંધમોક્ષથી ભિન્ન છુ, તો પછી મરીને અથવા ક્યારે અમારો મોક્ષ થશે? ખરી રીતે તો અમારો સુખદુઃખરૂપ બંધમોક્ષ ક્યારે થશે એ વાત કરવી અથવા તેનો નિશ્ચય કરવો એ ભૂલનુ કાર્ય છે કારણ કે નિત્યમુક્ત હુ પ્રત્યક્ આત્માને પૂર્વે ન તો બંધમોક્ષ થયો છે, નથી હમણા કે ન હવે થશે. હે નિદાઘ! સુખદુઃખરૂપ બંધમોક્ષનો અનુભવ કરવાવાળો અર્થાત્ તેને સિદ્ધ કરવાવાળો તે સુખદુઃખથી ન્યારો છે. એ વાત સામાન્ય પુરુષો પણ જાણે છે. માટે હે નિદાઘ! આ સંઘાતમા સુખદુઃખ બંધમોક્ષનો અનુભવ કરનાર અર્થાત્ તેને સિદ્ધ કરનાર કોણ છે, તથા બંધમોક્ષ કોને છે, એ વિચાર કરવો જોઈએ.

વાક આદિ પંચ કર્મેંદ્રિય તથા પ્રાણ એ તો કેવળ શબ્દાદિક ક્રિયાઓ કરવાવાળાં છે. એમનામાં જ્ઞાનશક્તિ નથી; કેવળ ક્રિયાશક્તિ છે, કારણ કે જડ આકાશાદિ પંચભૂતોના એક એક રાજસ અંશથી તે ઉત્પન્ન થયાં છે. તેથી પાંચ કર્મેંદ્રિય તથા પંચ પ્રાણ સુખદુઃખરૂપ બંધમોક્ષના જ્ઞાતા નથી. તેમ જ બંધમોક્ષ તેમનો ધર્મ નથી. ઘટની જેમ તે જ પ્રમાણે પંચ જ્ઞાનેંદ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, ચતુષ્ટયઅંતઃકરણ પણ જડ પંચભૂતોનાં કાર્ય હોવાથી જડ જ છે, કારણ કે જેવું કારણ હોય છે, તેવું જ કાર્ય પણ હોય છે, એવો નિયમ છે. જ્ઞાનેંદ્રિય તથા અંતઃકરણ એ કર્મેંદ્રિયો તથા પ્રાણના મોટા ભાઈ છે. કોઈ રીતે જ્ઞાનેંદ્રિયોમા તથા અંતઃકરણમાં જ્ઞાનશક્તિ માનીએ, તોપણ તે વૃત્તિરૂપ જ્ઞાનની ઉત્પત્તિનાં સાધન છે, જ્ઞાનસ્વરૂપ નથી. તેથી કરીને શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયોથી કેવળ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનું જ જ્ઞાન થાય છે. તેનાથી ભિન્ન સુખદુઃખરૂપ બંધ-

મોક્ષને તો તે સ્વપ્ને પણ જાણી શકતાં નથી; કારણ કે જો બંધમોક્ષ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપ હોય, તો શ્રોતાદિક ઇંદ્રિયોથી તે જાણી શકાય. પણ બંધમોક્ષ કંઈ શબ્દાદિરૂપ નથી, તેથી બંધમોક્ષ કંઈ જ્ઞાનેંદ્રિયોના ધર્મ નથી. વળી બંધમોક્ષ જ્ઞાનેંદ્રિયરૂપ પણ નથી. (જો કે સર્વ ઇંદ્રિયાદિ નામરૂપ દૃશ્યને બંધમોક્ષરૂપ જ આગળ કહેવાનાં છે, તથાપિ આ પ્રકરણમાં બંધમોક્ષને દૃશ્ય ઇંદ્રિયાદિકથી ભિન્ન કહેવાનું તાત્પર્ય છે.) તે જ પ્રમાણે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારરૂપ ચતુષ્ટય અંતઃકરણનો ધર્મ પણ દુઃખસુખરૂપ બધમોક્ષ નથી. સંકલ્પ, વિકલ્પ, નિશ્ચય, ચિંતન અને અહંપણું, એ જ તેમના ધર્મ છે, અન્ય નહિ. જો બધમોક્ષ અંતઃકરણના જ ધર્મ હોત, તો સંકલ્પ, વિકલ્પ, નિશ્ચય, ચિંતન અને અહંપણારૂપ જ સુખદુઃખરૂપ બંધમોક્ષ થાત. પરંતુ તેથી ભિન્ન બંધમોક્ષનું સ્વરૂપ કથન કરવું એ કેવળ શાસ્ત્રસંસ્કારથી રહિત અવિચારનું જ કામ છે. તેથી અંતઃકરણના ધર્મ સંકલ્પાદિ જ માત્ર બંધમોક્ષસ્વરૂપ છે અને કોઈ પૃથક પદાર્થ નથી એ સિદ્ધ થયું; કારણ કે આભાસ સહિત અંતઃકરણ અથવા અવિદ્યાવિશિષ્ટ[૧] ચેતન, અધિષ્ઠાન કૂટસ્થ સહિત, એનું જ નામ જીવ છે. અંતઃકરણથી ચૈતન્યને ભિન્ન કરો અથવા ન કરો, પરંતુ સર્વ પ્રકારે ચૈતન્ય અસંગ, નિર્વિકાર, સચ્ચિદાનંદ, જીવોનું લક્ષ્યસ્વરૂપ છે. તેમાં બંધમોક્ષનો માર્ગ નથી. ઊલટું તે બધમોક્ષને સિદ્ધ કરનાર, તારું સ્વરૂપ છે. વળી વિચાર. અંતઃકરણમાં રહેલા આભાસનાં પણ સુખદુઃખરૂપ બધમોક્ષ ધર્મ નથી. વાસ્તવમાં તે પણ કૂટસ્થ છે, તેથી પ્રતિબિંબ બિંબરૂપ હોય છે. કેવળ આભાસનાં પણ સુખદુઃખરૂપ બંધમોક્ષ ધર્મ નથી, તથા કેવળ અવિદ્યાનાં પણ સુખદુઃખરૂપ બંધમોક્ષ ધર્મ નથી; કારણ કે જો અવિદ્યાના તે ધર્મ હોત, તો સુષુપ્તિમાં અવિદ્યા તો હોય છે. અને બધમોક્ષધર્મ નથી હોતા—એ અન્વયવ્યતિરેકથી અવિદ્યાના પણ બંધમોક્ષ ધર્મ નથી. હવે આભાસ સહિત અંતઃકરણથી ભિન્ન જીવનું વાચ્યસ્વરૂપ નથી. તે જીવના વાચ્યસ્વરૂપમાં બંધમોક્ષની કલ્પના હો અથવા ન હો, પરંતુ જીવના લક્ષ્યસ્વરૂપ ચૈતન્ય તારામાં તો નથી જ. હે નિદાઘ! તાત્પર્ય એ કે અંતઃકરણના સંકલ્પમાત્ર, સુખદુઃખરૂપ બંધ મોક્ષ સહજ ધર્મ છે. ધર્મોનું ઉપાદાનકારણ અંતઃકરણ ધર્મીના નાશ વિના સંકલ્પરૂપ બધમોક્ષધર્મોનો નાશ નથી થતો. તેથી બંધમોક્ષ, સંકલ્પરૂપ ધર્મ, અંતઃકરણરૂપ છે અને અંતઃકરણના ઉપાદાન કારણ

૧. અવિદ્યા જેને વળગી છે એવું.

આકાશાદિ પંચભૂત છે. તેથી અંતઃકરણ પંચભૂતરૂપ છે. પંચભૂતોનો નાશ થયા વિના અંતઃકરણનો અભાવ નથી થતો. પંચભૂતોનું કારણ માયારૂપ અજ્ઞાન છે. એ માયાનો નાશ થયા વિના પંચભૂતોનો નાશ નથી થતો. પંચભૂત માયારૂપ છે અને માયારૂપ અજ્ઞાનનો, સત્, ચિદ્, આનંદસ્વરૂપ આત્મજ્ઞાન વિના નાશ નથી થતો. તું જ, તે સચ્ચિત્‌-આનંદસ્વરૂપ, માયાથી આદિ લઈને દેહ પર્યંત તે સર્વને જાણવાવાળો આત્મા છે. એ પોતાના સ્વરૂપને ન જાણવું એ જ માયારૂપ અજ્ઞાન છે. તેથી પોતાના સત્, ચિત્, આનંદસ્વરૂપ, નિજરૂપને જાણવું એ જ અપેક્ષિત સુખદુઃખસંકલ્પરૂપ બંધમોક્ષની નિવૃત્તિનો ઉપાય છે. અથવા પૂર્વોક્ત બંધની નિવૃત્તિરૂપ અધિષ્ઠાન આત્માનું જ્ઞાન જ મોક્ષરૂપ સુખની પ્રાપ્તિનો ઉપાય છે. હે નિદાઘ! જે પૂર્વોક્ત અપેક્ષિત બંધમોક્ષની નિવૃત્તિ માટે અથવા બંધની નિવૃત્તિ અને મોક્ષસુખરૂપ આત્માની પ્રાપ્તિરૂપ નિજ સ્વરૂપનું સમ્યક્ અપરોક્ષ જ્ઞાન એ જ ઉપાય છે. એ ઉપાયને ત્યાગીને જે અન્ય ઉપાયોમાં પ્રવૃત્તિ કરે છે, તે દીપકને છોડીને અંધકારને દૂર કરવાના બીજા ઉપાય જેવા નિષ્પ્રયોજન છે તથા કેવળ છાલાં કૂટવા જેવા છે.

હે નિદાઘ! જો તું બંધમોક્ષને પૂર્વોક્ત રીતિએ માયારૂપ નહિ માને તો કહે, બંધમોક્ષનું બીજું શું સ્વરૂપ છે? એ દ્રષ્ટારૂપ છે કે દૃશ્યરૂપ છે? બન્નેમાંથી બંધમોક્ષને એકરૂપ તો કહેવા જ પડશે. કારણ દ્રષ્ટા અને દૃશ્યથી પૃથક્ કોઈ ત્રીજો પદાર્થ તો છે નહિ, બે જ છે. જો બંધમોક્ષને સચ્ચિદ્‌આનંદસ્વરૂપ દ્રષ્ટા માનશો તો સત્‌ચિત્‌આનંદસ્વરૂપ જ બંધમોક્ષ થયા, પૃથક્ ન થયા. તે સચ્ચિદાનંદરૂપ તું જ છે. તારે બંધની નિવૃત્તિ કે મોક્ષની પ્રાપ્તિ વાસ્તે કર્તવ્ય કરવું નિષ્ફળ છે, કારણકે તું ચૈતન્યથી પૃથક્ બંધમોક્ષનો અભાવ છે. તેવી જ રીતે હે રાજન્! જો બંધમોક્ષને દૃશ્યરૂપ માનશો તો અંતઃકરણ સહિત, બંધ-મોક્ષનો દ્રષ્ટા, તું સત્, ચિત્, આનંદસ્વરૂપ તેને બંધની નિવૃત્તિ અને મોક્ષની પ્રાપ્તિ માટે યત્ન કરવો યોગ્ય નથી. તાત્પર્ય કે બન્ને પ્રકારે બંધમોક્ષ માટે તારે કંઈ કર્તવ્ય નથી; કારણ કે તારું સ્વરૂપ સ્વતઃસિદ્ધ બંધમોક્ષથી રહિત, નિષ્કર્તવ્ય છે. તેમાં કર્તવ્યબુદ્ધિ એ જ ભ્રાંતિ છે. તે ભ્રાંતિરૂપ જ બંધમોક્ષનું સ્વરૂપ છે. નિષ્કર્તવ્યમાં કર્તવ્યબુદ્ધિ દૂર કરવામાં જ ગુરુશાસ્ત્ર, વૈરાગ્યાદિ સાધનોની સફળતા છે. કંઈ સ્વસ્વરૂપની પ્રાપ્તિમાં તેમની સફળતા નથી; કારણ કે પોતાનું સ્વરૂપ તો પૂર્વે પણ મળેલું છે. ગુરુશાસ્ત્રને કાંઈ નવીન પ્રાપ્તિ કરાવવાની નથી. માટે તું

પોતાને અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વાત્મા જાણ, એટલે સર્વરૂપ થવાય.

હે મૈત્રેય! એટલું કહીને વામદેવે કહ્યું: હે રહૂગણુ! આ પ્રકારે સર્વના સારભૂત આત્માનો નિદાઘને ઉપદેશ કરીને ઋષભદેવ ચાલ્યા ગયા. ત્યારે નિદાઘે અસ્તિ, ભાતિ, પ્રિય સર્વરૂપ પોતાને જાણવાયોગ્ય જાણ્યો. તેવી જ રીતે હે રાજન્! તું પણ પોતાના સહિત સર્વને અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ જાણ, અથવા માયાથી લઈને દેહ પર્યંત સર્વ નામરૂપ દશ્યનો પોતાને સાક્ષી, દ્રષ્ટા જાણ. જેને આ નિશ્ચય છે, તેને પ્રકટ અનેક પ્રકારનાં નામરૂપવાળો સંસાર જણાય છે ખરો, પરંતુ તે સર્વ એક આત્મા છે એમ તે જાણે છે. જેમ કે અનેક ઘટપટાદિ અજ્ઞાનીને પ્રતીત થતા છતા વિચારવાન એક પૃથિવી જ છે, એમ જાણે છે. જો સ્વપ્નપદાર્થ અનેકરૂપે પ્રતીત થતા છતાં જેને સ્વપ્નદ્રષ્ટાનુ જ્ઞાન છે તે સર્વ સ્વપ્નદ્રષ્ટારૂપ છે એમ જાણે છે. નામરૂપ ભિન્નભિન્ન ભાસે છે, પણ સર્વનુ મૂળ એક જ આત્મા છે. માટે અજ્ઞાનીઓની દૃષ્ટિને ત્યાગ અને વિદ્વાનોની દિવ્ય દૃષ્ટિને ગ્રહણ કર. બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વ પ્રકાશ પોતાનો જ જાણ. સર્વ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું જ છું, મારાથી ભિન્ન કશુ નથી એમ જાણ.

પરાશરે કહ્યુ: હે મૈત્રેય! આ પ્રકારના વામદેવનાં અમૃતરૂપ વચનો સાભળીને, રહૂગણ રાજા કૃતકૃત્ય થયો અને વામદેવની જેમ સ્વતત્ર, મનવાંછિત સ્થાનોમા વિચરવા લાગ્યો. વામદેવ તથા જડભરત પણ ત્યાંથી ચાલ્યા ગયા. હે મૈત્રેય! પુનઃ જડભરત વિચરતા વિચરતા પોતાના જન્મસ્થાનમા આવ્યા. જડભરતને આવેલો જોઈને માતાપિતાએ તેને મોહથી કઠે વળગાડ્યો અને ભાઈઓએ પણ પ્રીતિ દર્શાવી. જડ છે છતાં અમારો ભાઈ છે એમ તે સમજ્યા. જડભરતને મિષ્ટાન્ન જમવા આપ્યુ. પછી પિતા તેમનો હાથ પકડી એકાત સ્થાનમાં લઈ જઈને પ્રીતિપૂર્વક પૂછવા લાગ્યા: 'હે પુત્ર! તું બોલતો કેમ નથી? તને કોનો ભય છે, કે જાણીને નથી બોલતો? સાચુ કહે. તું મને યોગી જણાય છે; કારણ કે જેને સુખદુઃખ, હર્ષશોક, માનઅપમાન એક સમાન છે, તે જ યોગી છે. તું કહે, આ સંસારસમુદ્રથી પાર કેવી રીતે થવાય?' હે મૈત્રેય! જડભરતે વિચાર કર્યો કે હવે બોલવું યોગ્ય છે. તેથી પિતાના વચન સાંભળીને હસ્યા. પછી રુદન કરવા લાગ્યા. આ જોઈને પિતાએ પૂછ્યુ: 'હે પુત્ર! તારું હસવું, રડવું શા કારણથી છે?' જડભરતે કહ્યું: 'હે પિતા! મારા હસવા, રડવાથી. તમને શું પ્રયોજન છે? પણ હસવું સુખથી થાય છે. રડવું દુઃખથી થાય છે. સુખદુઃખ

અને પુણ્યપાપરૂપ કર્મથી થાય છે. પુણ્યપાપરૂપ કર્મ આ દેહ વડે થાય છે. (દેહઉપલક્ષિત[1] સર્વ જગત જાણી લેવું) અને દેહરૂપ જગત પોતાના સચ્ચિદાનંદસ્વરૂપના અજ્ઞાનથી થાય છે. તે અજ્ઞાન પોતાના સચ્ચિદાનંદસ્વરૂપના જ્ઞાનથી દૂર થાય છે. તેથી હે પિતા! સ્વતઃ જ વારપાર(જળ–સ્થળ)થી રહિત પોતાના સ્વરૂપને જાણો. તેથી તો હસવા–રોવારૂપ સંસારસમુદ્રનીપાર જશો, અન્યથી નહિ જાઓ. જુઓ ઘટાકાશ સ્વતઃ જ ઘટરૂપ સમુદ્રના વારપારથી રહિત છે. ઘટદૃષ્ટિથી નહિ.

## જ્ઞાનનું સાધન

હે પિતા! એ આત્મજ્ઞાનને માટે બે ઉપાય છે: એક હઠયોગ છે, બીજો આત્મવિચારયોગ છે. આત્મવિચાર વિના આસન, પ્રાણાયામ, ધારણા, ધ્યાન, સમાધિ આદિ મન, વાણી, કાયાના હઠથી જે યોગ કરવો, તે હઠયોગ છે. પણ શરીર અને શરીરનાં કર્તવ્ય સર્વ મિથ્યા છે. અનાત્મા, મિથ્યાથી જે ઉત્પન્ન થાય, તે સાચું નથી હોતું; મિથ્યા જ હોય છે. સમાધિથી આરંભીને મળત્યાગ પર્યંત સર્વ કાયિક, વાચિક, માનસિક ક્રિયાઓ અનાત્મધર્મવાળી જ સમજવી અને મનવાણીથી ગોચર સર્વ દૃશ્યવર્ગને અસત, જડ, દુઃખરૂપ જાણવા. પણ સર્વ કર્તવ્યથી રહિત, પોતાને સ્વતઃ જ સચ્ચિદાનંદરૂપ જાણવો. કોઈ કર્તવ્યથી નિષ્કર્તવ્ય ન જાણવો, એ જ આત્મયોગ છે. જેમ સ્વતઃ જ જગતનાં સર્વ કર્તવ્યથી રહિત સૂર્યનું સ્વરૂપ જ દાહકતા, ઉષ્ણતા, પ્રકાશતા, અસંગતા વગેરેથી જાણી શકાય છે તેમ પોતાના સ્વરૂપને જાણવું.

પિતાએ પૂછ્યું: હે પુત્ર! હું પાપી આત્મયોગી કેવી રીતે થઈ શકું?

જડભરતે કહ્યું: તું ચૈતન્ય ત્રણે કાળ વિષે પાપરહિત મળથી સ્વતઃ જ રહિત છે. પાપી કેમ થાય છે? તું ચૈતન્યનો આદિ, અંત, મધ્ય કોઈ જાણતું નથી; કારણ કે સર્વ દૃશ્યના જ્ઞાતા તું સત્, ચિદ્, આનંદનો બીજો જ્ઞાતા છે નહિ. જો તારો જ્ઞાતા બીજો છે એમ માને, તો તું સત્,

1 શરીર જ જગતરૂપ છે; કારણ કે સુખદુઃખમય સર્વ વ્યવહાર શરીર સંબંધે જ છે. સ્ત્રી, પુત્ર, માતા, પિતા, કુલ, કુટુંબ, પરિવાર, દેશ, નગર, ગ્રામ, લોક, પરલોક આદિ સર્વ દેહનાં સંબંધી છે. જો દેહ ન હોય તો કેવી રીતે, કયા હેતુથી આ સંબંધીઓથી પ્રીતિ કરાય અર્થાત્ તેમનાથી શી રીતે સંબંધ રાખી શકાય? શરીર દ્વારા જ મનુષ્ય મોક્ષ પણ પ્રાપ્ત કરે છે, સુખદુઃખ ભોગવે છે. આવા વિચાર કરવાથી સારી રીતે સિદ્ધ થઈ શકે છે કે શરીરથી ભિન્ન જગત કોઈ પણ પદાર્થ નથી.

ચિદ્, આનંદથી ભિન્ન તે જડ, દુઃખરૂપ થશે. જે અસત, જડ, દુઃખરૂપ છે તે જ્ઞાતા થઈ શકતો જ નથી. માટે હે પિતા, તું ચૈતન્યમાં પાપ કોણે જોયુ? પુણ્યપાપને જાણવાવાળા તું ચૈતન્યમા પાપ છે જ નહિ. દુઃખના કારણનુ નામ પાપ છે. તે સર્વ દુ:ખ અહંકારથી થાય છે. માટે પાપ-રૂપ અહંકારને ત્યાગ, જેથી નિષ્પાપ થાય.

બ્રાહ્મણે કહ્યુ. હુ જીવ છું.

જડભરત કહે: તેં સત્ય કહ્યું. કારણ સર્વ દૃશ્યને જિવાડનાર તું ચૈતન્યમા મૃત્યુ છે જ નહિ. ભલા, તું જીવ જ છે, તો તારા વર્ણાશ્રમ કયા છે?

બ્રાહ્મણ કહે: જીવ વિષે વર્ણાશ્રમ નથી.

જડભરત કહે: જો જીવમાં વર્ણાશ્રમ નથી, તો જીવ વિષે પાપ-પુણ્ય ક્યાં છે? જો તુ વર્ણાશ્રમ માને છે, તો જ પાપપુણ્ય છે. જો વર્ણાશ્રમ મિથ્યા છે, તો ધર્મઅધર્મ ક્યા છે? જો ધર્મઅધર્મ નથી, તો ધર્મ-અધર્મના કાર્યરૂપ શરીર કયા છે? જો શરીર નથી, તો જીવ ક્યા છે? જો જીવ નથી, તો ઈશ્વર કયા છે? માટે જીવઈશાદિ સર્વ જગત સ્વપ્ન વત્ છે, એક તું ચેતન્ય જ સ્વપ્નદ્રષ્ટાવત્ સત્ય છે.

બ્રાહ્મણ કહે: જો સર્વ મિથ્યા છે, તો શરીરમા જે શુભાશુભ કર્મ થાય છે, તેના સુખદુ:ખરૂપ ફળ કોણ ભોગવે છે? શરીર તો અહીં જ ભસ્મીભૂત થઈ જાય છે.

જડભરત કહે. હે પિતા! જો સ્વપ્નમા શરીરાદિ કર્મ કરે છે અને કાળનો આધાર લઈ સ્વપ્નમા જ શરીરાદિ ભોગ ભોગવે છે, જન્મે છે, મરે છે, અનેક ક્રીડા કરે છે; પરંતુ સ્વપ્નદ્રષ્ટા ચૈતન્ય તો અસંગ ને નિર્વિકાર છે. હે પિતા! તુ ચૈતન્ય જે સ્વપ્નનો દ્રષ્ટા હતો, તે તું ચૈતન્ય આ સ્વપ્નવત્ જાગ્રતનો દ્રષ્ટા છે, તે જ તું સુષુપ્તિ, મૂર્છાનો દ્રષ્ટા છે. દ્રષ્ટાનો ભેદ નથી. માટે તુ આત્મા શુભાશુભથી ન્યારો છે. તને શો ભય છે? સદા પ્રસન્ન હસતો રહે.

પિતાએ કહ્યુ: સદા યજ્ઞાદિ કર્મ કરતો હતો. તુ કહે છે, કરવુ કંઈ નહિ.

જડભરત કહે· યજ્ઞનામ વિષ્ણુ વ્યાપક વસ્તુનુ છે. તે વ્યાપક ચૈતન્ય તું છે. એ જાણવુ એ જ યજ્ઞ છે. માટે પોતે પોતાનો યજ્ઞ કેવી રીતે કરે છે? તું સ્વયં પ્રકાશસ્વરૂપ છે. તુ જ સત, ચિદ્, આનંદ, જીવ રૂપ થઈને, બ્રહ્માથી આરંભી કીડી પર્યંત સર્વ શરીરોમાં કર્તા છે અને સર્વ શરીરોમાં તું જ [illegible]

ભોક્તા બની શકતું નથી.* હે પિતા! જો તું શરીર નથી, તો કર્મોથી શી મતલબ?

પિતાએ કહ્યુ: કર્મોનો લોપ ન કર. હુ પ્રેત થઈ જઈશ.

જડભરત કહે: હે પિતા! શરીરથી ભિન્ન થવુ તેનું નામ પ્રેત છે. આ સંઘાતથી જે પોતાને ભિન્ન જાણે છે, તે જ પ્રેત છે.

પિતાએ કહ્યુ: તું પોતે ભ્રષ્ટ છે અને મને પણ ભ્રષ્ટ કરે છે!

જડભરત કહે: જે નામરૂપ દૃશ્યથી પોતાને ન્યારો જાણે છે તે જ ભ્રષ્ટ છે. માટે મારા સમાન તું પણ ભ્રષ્ટ થા. હે પિતા! મને પિતા-પુત્રની ભાવના નથી. પરતુ હું મને અને સર્વ જગતને સત્, ચિદ્, આનદ પોતાનુ સ્વરૂપ જાણું છુ.

પિતાએ કહ્યું: જે ઉપાયથી કાળનો ભય દૂર થાય તે કહે. કાળ મહાબળવાન છે. તેનાથી મારી રક્ષા કર.

જડભરત કહે: શરીર છતા કાળનો ભય દૂર થઈ જાય એ જ કાળથી રક્ષા છે. જ્યારે કાળ આવે તે વખતે કાળથી રક્ષા કરવાની ચાહના કરવી, અથવા મર્યા પછી રક્ષાની ચાહના કરવી, એ નિષ્ફળ છે. હે પિતા! તું પોતાના અકાળસ્વરૂપને જાણ અને કાળ સહિત સર્વ જગતને ભ્રમરૂપ જાણ. હે પિતા! પોતાના સ્વરૂપના અજ્ઞાને કરીને આ વર્તમાન શરીરની પૂર્વે તેં ભ્રમરૂપે બ્રહ્માથી માંડી કીડીપર્યંતનાં અનેક શરીર લીધા છે અને પુન: તેમનો ત્યાગ કર્યો છે અને ફરી તુ તે ધારણ કરીશ, પરતુ કાળ શરીરોનો જ નાશ કરતો આવ્યો છે. એકરસ તું ચૈતન્યનો કાળે હજી સુધી નાશ નથી કર્યો, તો હવે કેવી રીતે નાશ કરશે? જે તુ પૂર્વે હતો તે જ આજ છે. તેવો જ આગળ રહીશ, બદલાયો નથી. જો તારા શરીરે અનેક વાર નવીન વસ્ત્ર ગ્રહણ કર્યાં છે અને અનેક વાર જીર્ણ થયેલા વસ્ત્રોનો ત્યાગ પણ કર્યો છે, પરતુ શરીર તે જ છે, બદલાયુ નથી. ફળ, ફૂલ, પત્ર બદલાતા રહે છે, વૃક્ષ બદલાતું નથી. હે પિતા! જો ચૈતન્ય શરીર સમાન નાશવાળુ હોત, તો તું ચૈતન્યનો પણ કાળ નાશ કરત. કાળનો કોઈ સાથે, તારી સાથે કે આત્મા સાથે ભાઈચારો નથી. તેવી જ રીતે અનેક જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ થઈ ગઈ, પણ તેનો અનુભવ કરવાવાળો ચૈતન્યઆત્મા એક રસ જ છે, તે બદલાયો નથી. હે પિતા! દેશ, કાળ, વસ્તુભેદવાળા દેહાદિક અસત્, જડ, દુ:ખરૂપ દૃશ્ય પદાર્થોનો જ કાળ નાશ કરે છે. તું સચ્ચિદાનદ, કાળ સહિત દૃશ્યનો દ્રષ્ટા દેશ, કાળ, વસ્તુભેદથી રહિત છે. તને કાળનો શો ભય? ઊલટા તુ ચૈતન્યથી કાલાદિક ભય ધરે છે.

હું, તું, આ જગત તથા કાળ, કશું નથી–કેવળ તારો અહંકાર છે. જ્યાં સુધી માયાનાં કાર્ય એવા દેહાદિક કે કોઈ પણ વસ્તુને મમત્વભાવથી જાણવાવાળો અહંકાર છે, ત્યાં સુધી જ કાળ છે; કારણ કે કાળની જેમ અહંકાર અતિ દુઃખદાયી છે. પરિચ્છિન્ન અહંકાર વડે જ કાળને વશ થવાય છે, સ્વતઃ નહિ. અથવા તો પોતાના અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી જે પૂર્વોક્ત પોતાના સ્વરૂપના અજ્ઞાન વડે પ્રતીતિ છે, તે જ કાળ છે. અથવા તો શબ્દાદિ વિષયોમાં અતિ સ્નેહ છે, તે જ કાળ છે; કારણ કે અજ્ઞાન જ જન્મમરણ આદિ દુઃખોનું કારણ છે. જો મમત્વ રાખનાર અહંકાર જ ન રહ્યો, તો કાળ ક્યાં છે? સુષુપ્તિમાં અહંકાર નથી, તો કાળનો ભય પણ નથી. જ્યાં અહંકાર છે ત્યાં જ કાળ છે. માટે હે પિતા! દેહાદિ વિષે અહંકારને ત્યાગ, જેથી કાળના ભયથી રહિત થવાય.' બીજી કોઈ રીતે કાળની નિવૃત્તિ નહિ થાય.

પિતાએ પૂછ્યુ: હે જડભરત! કાળ વડે જ સર્વ જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર થાય છે. કાળ કેવી રીતે અનિત્ય છે?

જડભરતે કહ્યું: હે પિતા! 'કાળ વડે જ સર્વ જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર થાય છે,' એ અર્થયુક્ત શબ્દ જેના વડે સિદ્ધ થયો તે કાળને સિદ્ધ કરવાવાળો તું કાળથી ન્યારો છે અને વળી કાળ તારો જ આત્મા હૃષીકેશ છે. જેમ સ્વપ્નમા કાળ વડે જ સ્વપ્ન જગતની ઉત્પત્તિ, પાલન અને સહાર પ્રતીત થાય છે; પરંતુ કાળ સહિત સર્વ સ્વપ્નના પદાર્થ કલ્પિત છે. કલ્પિત પદાર્થ પદાર્થની ઉત્પત્તિ, પાલન કે સંહાર કરી શકતા નથી. તેમાં તો સ્વપ્નદ્રષ્ટા જ સત્ય છે. હે પિતા! પોતાના આત્માને કોઈ ભય કરતું નથી કે નાશ પમાડતું નથી. તેમ જ તેનો નાશ થતો પણ નથી. જો અગ્નિની દાહશક્તિ પોતાનાથી ભિન્ન કાષ્ઠાદિ સર્વને બાળી શકે છે, પણ પોતાના આત્માને અગ્નિ બાળી શકતો નથી. વળી તે અગ્નિના અંતર, બહાર, મધ્યમાં રહેલા આકાશને પણ બાળી શકતો નથી, તેમ કાળના અંતર, બહાર, મધ્ય, પૂર્ણ કાળનો તું આત્મા છે. કાળને સિદ્ધકર્તા અને પ્રકાશસ્વરૂપ એવા તારા આત્માનો કાળ કેવી રીતે નાશ કરી શકે? તે તો ભયભીત થયેલો નાશનુ નામ પણ નથી લઈ શકતો. હે પિતા! જેવો તમે કાળનો નિશ્ચય કર્યો છે, તેવો નિશ્ચય સર્વ ઇંદ્રિયોના પ્રકાશક પોતાના આત્મા વિષે કરો, તેથી કાળના ભ્રમનો નાશ થશે. માટે જાણો કે 'હુ હૃષીકેશ છુ.' હે પિતા! પુરુષે આ શરીર કોઈ આકાશાદિ પંચભૂતોનુ કાર્ય છે એમ જાણ્યુ છે. અથવા તો આ તૃણાદિ પદાર્થ

પણ તે જ પંચભૂતરૂપ છે, એમ જેણે વિચાર્યું છે–સંશયરહિત થઈ જેણે સમ્યક્ પ્રકારે જાણ્યું છે. આ પુરુષ આ એક શરીરમાં સ્થિત રહીને પણ બ્રહ્માંડ અને બ્રહ્માંડના અંતરવર્તી સર્વ ભૂઃ આદિ પદાર્થોને અપરોક્ષ હસ્તામલકવત્ (હાથમાંના આમળાની જેમ જુએ) છે. કારણ કે બ્રહ્માંડ અને બ્રહ્માંડના અંતરવર્તી ભૂઃ આદિ સર્વ પદાર્થ પંચભૂતના કાર્યરૂપ હોવાથી પંચભૂતરૂપ છે, તેથી તે પુરુષને કોઈ ભૂતભૌતિક પદાર્થ અજ્ઞાત રહેતો નથી. સર્વનું તેને પ્રત્યક્ષ જ્ઞાન થાય છે; કારણ કે જ્ઞાન વડે કાર્ય અવશ્ય જાણી શકાય છે. તેવી જ રીતે જે પુરુષે ગુરુશાસ્ત્ર દ્વારા અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સમ્યક્ અપરોક્ષ પોતાના આત્માને જાણ્યો છે, તે સર્વ નામરૂપ જગતને અપરોક્ષ આત્મા જ જાણે છે; કારણ, કે નિજ સ્વરૂપ ચૈતન્ય જ આ જગતનું વિવર્તઉપાદાન કારણ છે. માટે પોતાના સચ્ચિદાનંદસ્વરૂપને સમ્યક્ જાણો, એટલે સર્વ આપરૂપ જણાય. ફક્ત જાણવાનું જ છે; શરીરથી કરવાનું કશું નથી. હે પિતા! પોતાને, બ્રાહ્મણ મિથ્યા માન્યા છે. એ અહંકારનો ત્યાગ કરો. પછી હૃષીકેશ આત્મા જ છે.

પિતાએ કહ્યું: હે જડભરત! તારી કૃપાથી હવે હું સમજ્યો કે ન હું છું, ન તું છે, ન જન્મ છે, ન મરણ, ન વર્ણ, ન આશ્રમ, ન લોક, ન પરલોક, ન ગ્રહણ, ન ત્યાગ, ન બંધ, ન મોક્ષ, ન જીવ, ન ઈશ્વર–એક હૃષીકેશ આત્મા જ છે.

તે જ વખતે વામદેવ આવ્યા અને કહ્યું: મોટું આશ્ચર્ય છે! આપ હૃષીકેશ આત્મા છો અને હૃષીકેશ આત્માને જોવાની ઇચ્છા કરો છો! હૃષીક નામ ઇંદ્રિયોનું છે, તે ઇંદ્રિયોને જે પ્રેરે તથા પ્રકાશે તેનું નામ હૃષીકેશ છે. તે સચ્ચિદાનંદ વસ્તુ આત્માનાં જ હૃષીકેશાદિ અનેક નામ છે.

બ્રાહ્મણે પૂછ્યું: હે વામદેવ! જો હું સમાનરૂપ હૃષીકેશ છું, તો એકથી મિત્રતા, એકથી શત્રુતા, કદી ક્રોધ, કદી દીનતા કેમ થાય છે?

વામદેવે કહ્યું: જો તું ચૈતન્ય સમાન હોત તો (એક જ ભાવ દર્શાવી) મિત્રતા કરત, શત્રુતા ન કરત. દીનતા કરત, ક્રોધ ન કરત; પરંતુ તું ચૈતન્ય તો શત્રુતામિત્રતામાં પૂર્ણ છે, તથા ક્રોધ દીનતામાં પણ પૂર્ણ છે; અને તું ચૈતન્ય વડે જ ક્રોધ, મૈત્રી આદિ સિદ્ધ થાય છે.

બ્રાહ્મણે પૂછ્યું: જો એમ જ છે, તો સંત ક્રોધાદિકનો ત્યાગ કેમ કરે છે?

વામદેવ કહેઃ સંત ત્યાગનો ત્યાગ કરે છે. નહિ તો ત્યાગ

ગ્રહણ કરવાનું કોઈને માટે યોગ્ય નથી. સંત અનર્થકર ક્રોધાદિક ત્યાગે છે, શરીરના રક્ષક ક્રોધાદિને ત્યાગતા નથી. જો ત્યાગે તો શરીરનો અભાવ થાય. માટે પરિચ્છિન્ન બ્રાહ્મણાદિ વર્ણાશ્રમના અહંકારનો ત્યાગ-કરીને પોતાને સર્વમાં પૂર્ણ હૃષીકેશ જાણ.

બ્રાહ્મણ કહે: મારામાં જાણવું, ન જાણવું, ગ્રહણ, ત્યાગ, બંને નથી. હું મનવાણીથી અતીત છું.

વામદેવ મૌન રહ્યા, કારણ આગળ વાણીને સ્થાન નથી!

જડભરતે કહ્યું: હે પિતા! કાળના નાશનો આ જ ઉપાય છે. એ જ યોગ છે, એ જ ભક્તિ છે. હું તારો એવો પુત્ર નથી કે મૂઆ પછી તારા પિંડ કરું. તને જીવતાં જ મુક્ત કર્યો છે!

બ્રાહ્મણ કહે: જૂઠું ન કહે. હું ત્રણે કાળમાં મુક્ત છું. મુક્તને મુક્તિ શી? તું પુત્ર કોનો છે? હું પિતા કોનો છું? નથી તું પુત્ર, નથી હું પિતા. પુત્રપિતાનો અહંકાર જાગ્રત અવસ્થામાં જ છે. સૂતા પછી સર્વનો નાશ થાય છે. હે જડભરત! કુટુંબ સહિત સર્વ રસ્તાની ધર્મશાળા છે. અથવા તો નદી, નાવ, એ સર્વ ગંધર્વનગરની સમાન છે. જો સર્વ વાસુદેવ છે તો હું ક્યાં જાઉં? શું કરું? શું સાંભળું? કોનું ગ્રહણ, કોનો ત્યાગ કરું? જડ ક્યાં, ચૈતન્ય ક્યાં? ક્યાં સ્ફુરવું, ન સ્ફુરવું? ક્યાં વિકાર, અવિકારાદિ? આ સર્વ મનના સ્ફુરણમાત્ર છે. હું નિર્વિકલ્પ હૃષીકેશ છું.

વામદેવ કહે: હે જડભરત! તેં પિતાનો નાશ એવી રીતનો કર્યો છે કે હવે તે પુનઃ નાશ નહિ પામે.

જડભરત કહે: તેનાં પુણ્યોએ તેને ફળ આપ્યુ છે. મે કશું કર્યું નથી.

પુનઃ વામદેવ બોલ્યા: હે બ્રાહ્મણ! તું કોણ છે?

બ્રાહ્મણ કહે: હે હૃષીકેશ! હૃષીકેશને શું પૂછો છો?

વામદેવ કહે: હું હૃષીકેશ નથી; અને હૃષીકેશ છું.

બ્રાહ્મણ કહે: અનંત નામરૂપ હું હૃષીકેશ આત્માનાં છે. હૃષીકેશ પણ હું જ છું.

તે જ વખતે દત્ત આવ્યા અને કહ્યું: એક બ્રહ્મ આત્માને જ જોવો યોગ્ય છે, દ્વૈત નહિ.

બ્રાહ્મણે કહ્યું: જો સર્વાત્મા હું જ છું તો દેખે કોણ?

દત્તે કહ્યું: મારું કહેવું તેં કેવી રીતે સાંભળ્યું?

બ્રાહ્મણ કહે: જેણે કહ્યું, તેણે સાંભળ્યું; કારણ કે વક્તાશ્રોતા

એક જ છે. તે જિહ્વાથી કહે છે, કાનથી સાંભળે છે, નાસિકાથી સુગંધ લે છે, ત્વચાથી સ્પર્શ કરે છે; પરંતુ સર્વનો અનુભવકર્તા એક છે. જેમ બંગલામાં ઊભેલો એક પુરુષ જ તે બંગલાનાં દ્વાર તથા દ્વારોના અગ્ર પદાર્થોનો અનુભવ કરે છે, તેમ આ છે. હે દત્ત! તું પરમહંસ છે. હું પર કૃપા કર.

દત્ત કહે: કૃપા એ જ કે નિશ્ચય કર કે હું જ જીવ શિવ, શરીરથી પર છું.

જડભરતે કહ્યું: આ કૃપા તેં પોતાના ઉપર જ કરી છે. કૃપા એ છે કે જે બીજાના ઉપર કરવામાં આવે.

દત્તે કહ્યું: પર-અપર તારી દષ્ટિમાં છે; હું અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માની દષ્ટિમાં નથી. છતાં કાર્યકારણરૂપ, અસત, જડ, દુઃખરૂપ, પર, દશ્યપ્રપંચ, હું સચ્ચિદાનંદની કૃપાથી સચ્ચિદાનંદ થઈ રહ્યો છું, એ જ મારી પરના ઉપર કૃપા છે.

પુનઃ દત્તે કહ્યું: તને જોવાને આવ્યો હતો, પણ જોયું તો સર્વ તું જ છે. એ જ તને જોવાનુ હતું.

બ્રાહ્મણે કહ્યું: ન જડભરત, ન દત્ત, ન અહં, ન ત્વં, ન આ જગત-એક હું ચૈતન્ય છું.

દત્તે કહ્યું: હુ નથી ત્યાં તું કોણ છે? અહંપૂર્વક જ ત્વં થાય છે, તેથી જ્યાં અહં નથી ત્યાં ત્વં કદાચિત્ પણ નથી; પણ ગોવિંદની ભક્તિથી પર-અપર ભાવથી છુટાય છે. હે બ્રાહ્મણ! કહો, ભજન શું?

બ્રાહ્મણ કહે: કથનચિંતન કરવાવાળા અહંકારાદિને પૂછો. હું ચૈતન્યમાં અહંકારાદિ છે નહિ. કેવી રીતે કહું? અહંકારરૂપ દોરા વડે જ ભિન્નભિન્ન ઇંદ્રિયોનું એકત્ર થવું છે, અન્યથા નહિ. પરંતુ ભજન એ જ કે 'આપ સહિત આ સર્વ નામરૂપને હૃષીકેશ આત્મા જાણવો.' અથવા તો 'પોતાને મન સહિત દશ્યથી અવાઙ્મનસગોચર જાણવો,' એ જ ભજન છે.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! તું કહે કે ભક્તિ એટલે શું?

મૈત્રેય: જો હુ ભક્તિ કે ભગવાનને કલ્પવાવાળો નથી, તો પછી ભક્તિ ક્યાં છે? ભગવાન પણ ક્યાં છે? એ તો તમારી કલ્પના છે. પણ ઇતિહાસ કહો.

પરાશર કહે: ઇતિહાસ એ જ કે નિશ્ચય કરીને જો, સર્વ હૃષીકેશ આત્મા છે.

મૈત્રેય કહે: જો હુ જ નથી, તો નિશ્ચય કરે કોણ?

પરાશર કહે: જ્યાં હું તું નથી; ત્યાં જ હૃષીકેશ–ગોવિંદ છે, આ ઉપર એક કથા સાંભળ.

## દાંભિક વૈરાગ્ય અને તપનો વૃત્તાંત

એક સમયે અમે સર્વ સંતો મળીને માર્ગમાં ચાલ્યા જતા હતા. તેમાં માર્ગમાં એક તપસ્વી પંચાગ્નિ તાપતો મળ્યો. અમે પણ તેને જોઈને તેની પાસે સ્વાભાવિક જ ચાલ્યા ગયા.

તપસ્વીએ પૂછ્યું: હે સંતો! તમે કોણ છો? ક્યાંથી આવ્યા છો? ક્યાં જશો?

જડભરતે કહ્યું: જેવો તું છે તેવો સદા બની રહે અને સદા અગ્નિમાં પ્રજળ. અમને વૃથા પૂછવાનું તારે શું પ્રયોજન છે? પણ ગોવિંદની ભક્તિ વિના જે કર્મ થાય છે તે વૃથા છે, અસાર છે. માટે ગોવિંદનું ભજન કર, તેથી નિર્મળ થશે, દ્વૈતની મલિનતાથી છૂટશે. ભજનવિનાનો શ્વાસ ચાલે છે, તે પણ નિરર્થક છે; તે પવન છે એમ જાણ. માંસના ટુકડારૂપ જિહ્વા ભજન વિના ખાલી મુખમાં રાખવી યોગ્ય નથી. કંઈ જિહ્વા વૃથા બકવાદ માટે નથી. જો વાણીથી ભજન કરે અને મન પાપપુણ્યમાં ફરે, તેથી ભલું કેવી રીતે થાય? જો ભજન અર્થાત્ પોતાના કલ્યાણની વાતમાં તું પ્રારબ્ધને લાવીને સ્થાપે છે અને ધન કમાવામાં તું પુરુષાર્થ માને છે. મનુષ્ય જાણતો નથી કે શરીર કાળના મુખમાં પડેલું છે અને છતાં તે ચાહના કરે છે જીવવાની. જો શરીર પડતા પહેલાં જ પોતાનુ કલ્યાણ થઈ શકે છે; કાળ પાસે પહોંચ્યા પછી કશું જ થઈ શકતું નથી. હે તપસ્વી! ચૈતન્યરૂપી સમુદ્રમાં અમારું ન ક્યાંય આવવું છે, ન ક્યાંય જવું છે. કદાચ આવવુંજવું માને તોપણ ચૈતન્યરૂપ જળમાં આવવું ક્યાં છે? જળ જ છે. જળની સમાન સર્વ ગોવિંદ આત્મા છે. આવવુંજવું બુદ્બુદ–તરંગના જેવું છે. તેં વ્યર્થ માન્યુ છે કે હું તપસ્વી છું. તું એ અહંકારનો ત્યાગ કર.

તપસ્વીએ કહ્યું: તમારો મેળાપ થયો તે વખતે અહંકાર શમી ગયો: કારણ કે અગ્નિના સંગથી લાકડાનુ પોતાનું રૂપ રહેતું નથી; તે અગ્નિરૂપ જ થાય છે.

જડભરતે કહ્યું: તપસ્વી એ જ છે કે જેણે સર્વ પદને પ્રજાળ્યાં છે અને નિષ્કર્મરૂપી ભસ્મ શરીરે લગાવી છે. કહે, તેં કઈ વસ્તુને ભસ્મ કરી છે?

તપસ્વી કહે : બુદ્ધિ રહી નથી કે કહું. પણ હું જાણતો નથી કે ત્યાગ યોગ્ય કે ગ્રહણ કરવા યોગ્ય શું છે?

જડભરત કહે : હે તપસ્વી! પુરુષ દુઃખ આપનારા પદાર્થોને ત્યાગે છે અને સુખ આપનારા પદાર્થોને ગ્રહણ કરે છે. આ વિષય અને ઇંદ્રિયોના સંબંધના સંયોગવિયોગમાં જે સુખદુઃખ માને છે, તે માનવાવાળો મનરૂપ અહંકાર છે, તે સર્વ અજ્ઞાની જીવોને દુઃખ દે છે. તે દુઃખ આપવાવાળા પૂર્વોક્ત અહંકારનો તેં હજી સુધી ત્યાગ કર્યો નહિ. તેં તો ઊલટો ભારેમાં ભારે અહંકાર ધારણ કર્યો છે. તું માને છે, કે 'દુનિયા ભજન શું જાણે? તપ શું જાણે? અમે જ ગુરુનું શીખવ્યું ભજન કરવાવાળા મહાતપસ્વી છીએ, પંચધૂણીને તાપવાવાળા છીએ! અમારા કાકાગુરુ ચોરાસીધૂણી તાપે છે, બડા પંડિત છે, સિદ્ધ છે, તથા વૈદકવિદ્યામાં કુશળ છે. અમારા ભત્રીજાચેલા કાંટા ઉપર શયન કરે છે, ચાર વખત ચાર ધામ કરી આવ્યા છે, આખો દિવસ પાઠ કર્યા કરે છે. અમે વળી તુંબાનો, આસનનો, માળાનો તથા મળમૂત્રના ત્યાગનો મંત્ર જાણીએ છીએ. અમારા ગુરુ તો રાજાઓથી પણ પૂજાય છે. અમે શેરભર ગાંજો તો એક પ્રહરમાં ઉડાવી દઈએ છીએ. અમે સોમલ તથા ધંતૂરો ખાઈ જઈએ છીએ, પણ અમને કશું થતું નથી. અમુક સાધુ તો નુગરો છે, પૂજાપાઠ કશું જાણતો નથી. જો કોઈ વળી પ્રથમ સાધુ હોય તો તેને તમે પૂછો છો કે તમારું કયુ ધામ? કોણ દ્વાર? કયો સંપ્રદાય? અમુક પૂજાનો શો મંત્ર છે? ધામપુરીમાં જઈ છાપ લીધી છે કે નહિ? લીધી હોય તો દેખાડો. તુંબીનો મંત્ર આવડે છે? ઝોળીનો મંત્ર જાણો છો? તારા કાકાગુરુનું નામ શું?' પછી જો તે સાંગોપાંગ સર્વ કહી બતાવે, તો પછી તે ગમે તેવો હીનજાતિ હોય તોપણ તે સાધુ પંક્તિનો અધિકારી છે! જો બિલકુલ ન કહે અથવા કોઈક વાત કહે, તો તે સાધુ નહિ, નુગરો છે! એ સાધુ પંક્તિનો અધિકારી ગણાય તેમ નથી! તેનાં દંડ, ઝોળી, તુંબી તમે ખૂંચી લો છો. જે તુંબી-ઝોળીનો મંત્ર પણ નથી જાણતો અથવા તો બીજા ભેખવાળો હોય, તે વિદ્વાન છતાં જો અન્નપાન સમયે આવી ચઢે તો તું યે પ્રથમ તેના તરફ પ્રીતિ ન બતાવે અને અન્ન આપવામાં પણ સંશય કરે! તે અન્ય પંથનો છે તેથી તેમ જ પંક્તિબહારનો છે, તેથી તેને અન્ન આપવું તને ઠીક લાગતું નથી. વળી જો કોઈ ગૃહસ્થ ઘરબાર છોડી પોતાના કલ્યાણ માટે તમારે શરણે આવે છે, તો તમે તેને બંધના હેતુરૂપ સર્વ અનાત્મધર્મનો જ

ઉપદેશ કરો છો, અથવા તો ગાયોની કે ભંડારની સેવામાં જોડી દો છો. વળી જો તે બહુ ઉત્તમ અધિકારી હોય, તો તેને તમે પૂજામાં જોડી દો છો. તમે ગુરુશિષ્યાદિ સંપ્રદાયની પરંપરા શીખો છો અને પરધર્મ માનીને તે શીખવો છો. તમે મુખથી ભક્તિ જ સાર છે એમ કહો છો, પરંતુ તું ભક્તિના સમ્યક્ સ્વરૂપનો નિશ્ચય કરતો નથી. તેથી મન જો પ્રાતઃકાળે સ્નાન કરે છે અને અખંડ વિભૂતિ લગાવે છે અને છતાં ચાહે તે ધન રાખે છે તોપણ તે મહાન તપસ્વી છે! કોઈક જ નિરહંકાર થઈ, સત્સંગના પ્રતાપથી સ્વરૂપને તો જાણે છે. માટે હે તપસ્વી! આ મિથ્યા દેહાભિમાનનો ત્યાગ કરો, અને આપ સહ સર્વ ગોવિંદ જાણ. ફરી એ જાણવાપણાનો પણ ત્યાગ કર. પછી જે શેષ રહે છે તે અવાચ્ય પદ છે. તે જ તમારું સ્વરૂપ છે. એ જ પરમ ભક્તિ છે. જોઈએ તો જ્ઞાનીઓને પૂછીને જુઓ, જોઈએ તો વેદમાંથી શોધીને જુઓ, અથવા સ્વાનુભવથી વિચારી જો. હવે તારી ઇચ્છા હોય તે કર.

એટલું કહી જડભરત મૌન રહ્યા.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! પછી મે કહ્યું: હે તપસ્વી! તુ અજ્ઞાનીને આ પંચઅગ્નિ દુઃખના હેતુરૂપ છે અને જ્ઞાનીને સુખના હેતુરૂપ પણ છે; કારણ કે તેનું સ્વરૂપ અને પોતાનુ સ્વરૂપ જાણવાથી સુખ છે. તે ન જાણવાથી દુઃખ છે. હે તપસ્વી! તું પંચઅગ્નિ તથા ચોરાશી ધૂણી વડે બહાર તપી રહે છે, અને 'હુ પચઅગ્નિ અને ચોરાશી ધૂણી તાપું છું' એ અભિમાનથી તું (અંદર) તપી રહે છે; તે જ પ્રમાણે તું દેહઅભિમાની અંતર અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચ અગ્નિઓ વડે નિરંતર બળતો રહે છે. તને શાંતિ કેવી રીતે થશે? હે તપસ્વી! દેહાદિક અનાત્મામાં આત્મબુદ્ધિ હોવી, દેહાદિક અનિત્યમાં નિત્યબુદ્ધિ હોવી, દેહાદિક અશુચિમાં શુચિબુદ્ધિ હોવી અને દેહાદિક દુઃખોમા સુખબુદ્ધિ હોવી, એ અવિદ્યા છે.

સૂક્ષ્મ અહંકાર તથા મરવાનો ભય એ અસ્મિતા છે. રાગદ્વેષ તો જાણીતા છે. પરપરા સંપ્રદાયને અથવા સાંભળેલી વાતને સમ્યક્ વિચાર વિના ગ્રહણ કરવાં અને તેમને રાખી રહેવાં તથા ચાહે તે જૂઠાં હોય તોપણ હઠ છોડવી નહિ, તેનુ નામ અભિનિવેશ છે.

તેવી જ રીતે દેહાભિમાની પુરુષથી મન વડે તથા વાણી વડે ચોરાશી પ્રકારની હિંસા અર્થાત્ પરપીડા એટલે દુઃખરૂપ પાપ નિરંતર થતું રહે છે. આત્મજ્ઞાન વિના તેનું નિવારણ થવું અત્યંત કઠિન છે, એ યોગશાસ્ત્રમાં લખ્યુ છે. તેથી તું દેહાભિમાનીને ચોરાશી પ્રકારનો

અગ્નિ અંતર તથા બહાર પ્રજ્વળે છે, તેમાં તને શાંતિ કેમ થશે? હે તપસ્વી! જ્ઞાનીને એ તપાવતા નથી હોતા; કારણ કે તેને દેહાદિક સંઘાતમાં અહંબુદ્ધિનો અભાવ હોય છે.

અથવા તો શરીરરૂપી પૃથ્વી પર શ્રોત્રાદિક પંચજ્ઞાનેંદ્રિયો એ જ પંચઅગ્નિ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધરૂપી લાકડાંછાણાંથી તે અગ્નિ સળગે છે. દેહઅભિમાની, અહંકારરૂપી જીવ તે તપસ્વી છે, અને તે પૂર્વોક્ત પંચાગ્નિ તાપે છે. જેવી રીતે તને બાહ્ય અગ્નિ પ્રકટાવવાનાં સાધન છાણાંલાકડાં વગેરે મળે કે ન મળે, તો તું સુખ કે દુઃખ માને છે, તેવી રીતે વિષયઇંદ્રિયના સંયોગ-વિયોગથી તું સુખ-દુઃખ મને છે. તેથી તું દેહાભિમાની અંતર-બાહ્ય નિરંતર પ્રજ્વળતો રહે છે. સારાંશ કે હું સાંભળું છું, હું સ્પર્શ કરું છું, હું દેખું છું, હું રસ લઉં છું, હું સૂંઘું છું, અથવા હું તેમ નથી કરતો, એ જ તારું તાપવુ છે. જ્ઞાની આ પંચાગ્નિ વડે તપતો નથી; કારણ કે તે અભિમાન-રહિત છે. ઊલટો તે તો તે ક્રિયાને સ્ફૂર્તિ આપતો છતો આકાશવત્ અસંગ છે, શાંતિરૂપ છે.

તે જ રીતે પંચ કર્મેંદ્રિય પંચઅગ્નિ છે. વાણીનું ઉચ્ચારણ, ગ્રહણત્યાગ, ગમનાગમન, મળમૂત્રાદિનો ત્યાગ એ લાકડાંછાણાં છે. શરીરરૂપી પૃથ્વી પર તું (દેહઅભિમાની જીવ તપસ્વી) તે પાંચ અગ્નિઓને તાપે છે. હું બોલું છું, હું ગ્રહણ-ત્યાગ કરું છું, હું ગમના-ગમન કરું છું, હું મળમૂત્રાદિ ત્યજું છું અથવા તેમ નથી કરતો, એ જ તપવું અર્થાત્ બળવું છે. જ્ઞાની બળતો નથી, ઊલટો તમાશો જુએ છે.

વળી પંચ પ્રાણ પચ અગ્નિ છે. પંચ પ્રાણની વૃત્તિઓ છાણાંલાકડાં થઈને શરીરરૂપી પૃથ્વીમાં બળે છે. તું દેહઅભિમાની તપસ્વી (જીવ) તેને તાપે છે. હું ક્ષુધાતૃષાદિવાળો છું અથવા નથી, એ અહંકાર એ જ તારું તાપવું અથવા પ્રજ્વળવું છે; જ્ઞાનીને તે નથી. અથવા કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર એ પંચાગ્નિ છે, કામ-ક્રોધાદિનાં કાર્ય લાકડાંછાણાં છે. શરીરરૂપી પૃથ્વી ઉપર તે બળે છે. તું દેહઅભિમાની (મનરૂપી જીવ) તપસ્વી તે તાપે છે. તાત્પર્ય કે હું કામી છું, ક્રોધી છું, હું લોભી છું, મોહી છું, હું અહંકારી છું અથવા નથી, એ જ તારું તાપવું અર્થાત્ પ્રજ્વળવું છે. અધ્યાસ વડે તું દુઃખ પામે છે. પણ દેહાભિમાનરહિત, આત્મવેત્તાને દુઃખ નથી. તે જ પ્રમાણે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, સમાધિ એ પંચાગ્નિ છે. શુદ્ધ સત્ત્વ, મલિન સત્ત્વ, શુદ્ધ રજ, મલિન રજ અને તમ એ છાણાંલાકડાં છે. શરીરરૂપ પૃથ્વી

ઉપર તે બળે છે, તેને અભિમાની તું તપસ્વી આ રીતે તાપે છે: હુ જાણું છું, સૂતો છું, જન્મું છું, મરું છું, સમાધિ કરું છું અથવા નથી કરતો. આ તાપવુ અર્થાત્ બળવું છે. જ્ઞાની તેથી બળતો નથી. કારણુ આ સર્વ સમાધિ આદિ અવસ્થા થવી ન થવી એ કેવળ મનનો ધર્મ તે જાણે છે અને પોતાના સ્વરૂપને તો સમાધિ આદિ થવા ન થવામાં પણુ તે નિર્વિકાર જાણે છે.

આ જ પ્રમાણે માયારૂપી પૃથ્વી ઉપર આ પંચભૂતરૂપી પચ અગ્નિ છે, સ્થાવર જગમરૂપ સર્વ શરીર આ પચાગ્નિના છાણુલાકડા છે. તુ જ માયાવિશિષ્ટ ઈશ્વર, સમષ્ટિઅભિમાનીરૂપ શબલ બ્રહ્મ, આ પચાગ્નિ તાપવાવાળો તપસ્વી છે હુ આ જગતની ઉત્પત્તિ, પાલન, સહાર કરું છું એ અભિમાન, એ જ તાપવુ છે પરતુ હે તપસ્વી! અતર-બાહ્ય પૂર્વોક્ત સર્વ અગ્નિઓના અંતર, બાહ્ય અને મધ્યમા સ્થિત રહેતા છતા અને તે સર્વ અગ્નિઓને અવકાશ આપતા છતા આકાશ પૂર્વોક્ત અગ્નિઓના પ્રકટવા-શમવામા અસગ, નિર્વિકાર, અભિમાન-રહિત, નિર્વિકલ્પ સ્થિત છે હે તપસ્વી! તે જ પ્રમાણે જ્યારે તુ પોતાને સત્, ચિદ્, આનદસ્વરૂપ આત્મા જાણીશ તથા પૂર્વોક્ત સર્વ અગ્નિઓને સિદ્ધ કરવાવાળો, અસગ, નિર્વિકાર, નિર્વિકલ્પ, આકાશ સમાન વ્યાપક જાણીશ, ત્યારે તુ આ અગ્નિઓને તાપવા ન તાપવામાં હર્ષશોક નહિ માને. તથા પૂર્વોક્ત સર્વ અગ્નિઓના પ્રકટવામા-શમવામા સમાન જ રહીશ. માટે દેહાભિમાનના ત્યાગનો પણ ત્યાગ કર, જેથી નિર્ભય થઈશ એવુ કહીને, હે મૈત્રેય, હું મૌન ધારી રહ્યો અને વામદેવ વિલાસ કરવા માટે બોલવા લાગ્યા.

## નારદ તથા સનત્કુમારાદિનો સંવાદ

વામદેવ· હે તપસ્વી! એક સમય ચારે સનકાદિક, બ્રહ્માના પુત્ર તથા જય-વિજય વિષ્ણુના દ્વારપાળ એક સ્થાને બેઠા હતા અને પોતપોતામાં આત્મવિચાર ચલાવી રહ્યા હતા. તે જ વખતે યોગ મેળવીને નારદ પણુ આવી પહોચ્યા, એટલે સનદને કહ્યુ·'હે નારદ! કયાથી આવ્યા છો? કયા જશો? અત્યાર સુધી કયા રહ્યા હતા?'

નારદે ઉત્તર આપ્યો: બુદ્ધિ આદિના સાક્ષી વ્યાપક આત્મા વિષ્ણુથી આવ્યો છુ, વિષ્ણુ વિષે જ જવાનો છુ, વિષ્ણુ વિષે જ રહુ છુ અને હું પણુ વિષ્ણુ છું. જેમકે જળમાથી જ બુદ્દબુદ પ્રકટે છે, તે જળમાથી જ આવે છે, જળમા જ જાય છે, જળમા જ તે સ્થિત

થાય છે, જળમાં જ તે લીન થાય છે અને તે જળરૂપ જ છે. તાત્પર્ય કે પૂર્વોક્ત સર્વ વાત વાણીના વિલાસમાત્ર છે. બાકી તો જળ જ જળ છે. ચૈતન્યરૂપી સમુદ્રમાં આવર્તુંજવું એ તરંગોના સમાન છે એમ જાણ.

સનત્કુમારે કહ્યું : રૂપ તારું શું છે? નામ તારું શું છે?

નારદે કહ્યું : જો વિષ્ણુને ભ્રમ થાય કે હુ કોણ છું તો તેનો ભ્રમ કોણ નિવૃત્ત કરે? કારણ કે માયા સહિત ભૂતભૌતિક સર્વ જગત પુરુષથી પ્રકટ થયુ છે, તેથી જડ છે. પુરુષને કોણ કહે કે તું આ છે કે તે છે? ખરુ પૂછો તો સર્વ નામરૂપ મારાં જ છે. સ્વપ્નમા સર્વ નામરૂપની, જો કે ભિન્નભિન્ન પ્રતીતિ થાય છે, પરંતુ સર્વ સ્વપ્નદ્રષ્ટા-રૂપ જ છે, તેમ જ આ છે.

જે વડે નેત્ર રૂપને જોઈ શકે છે, જે વડે ત્વચા સ્પર્શ કરે છે, જે વડે નાસિકા ગધ લે છે અને જે ચૈતન્ય વડે રસના રસ લે છે, કાન સાભળે છે, તેમજ આ સર્વ સઘાત ચેષ્ટા કરે છે, તે હું જ છુ.

જયવિજયે કહ્યુ: હે નારદ! એવુ ન કહો. તમારા પ્રભુ આગળ જઈને કહું કે નારદ એમ કહે છે કે હું વિષ્ણુ છુ!

નારદે કહ્યું: તું કોને કહે છે? તુ જાતે વિષ્ણુચૈતન્ય છે. વક્તા, શ્રોતા સર્વ વિષ્ણુઆત્મા જ છે. તું હુ ક્યાં છે?

જયવિજયે કહ્યુ હે નારદ! જ્યારે વિષ્ણુ પાસે જાઓ છો, ત્યારે તો તમે દંડવત્ પ્રણામ કરો છો અને હવે કહો છો, હુ વિષ્ણુ છુ.

નારદે કહ્યું: દડવત્, અદંડવત્ તે કરવાવાળો અને જેને દડવત્ કરવામાં આવે છે તે સર્વ વિષ્ણુઆત્મા જ છે.

એવું કહીને નારદચાલ્યા ગયા.

વામદેવે કહ્યું: હે તપસ્વી! તું પણ અનાત્મતપનો ત્યાગ કર અને આ પ્રકારના દૃઢ નિશ્ચયરૂપ આત્મતપને કર-'સર્વ શુભઅશુભ-સઘાતની ચેષ્ટા, સર્વ શુભઅશુભ ચેષ્ટાને કરનાર આ સઘાત, અને જે પ્રયોજન માટે ચેષ્ટા થાય છે, તે સર્વ ત્રિપુટીઓ, અસ્તિ ભાતિ, પ્રિયરૂપ હું આત્મા જ છુ, અથવા તેથી રહિત અવાચ્ય પદ છું.'

પરાશરે કહ્યું: હે મૈત્રેય! સત લોક જેમ ઈચ્છાપૂર્વક આવ્યા હતા, તેમ ચાલ્યા ગયા તપસ્વી પોતાના સ્વરૂપમા સ્થિત થયો છે.

હે મૈત્રેય! તું પણ આ અપવિત્ર શરીરના તથા શરીરના વ્યવહારના અભિમાનનો ત્યાગ કર અને પવિત્ર થા.

મૈત્રેય- જેણે અહકાર કર્યો છે તે જ ત્યાગશે. ચૈતન્યરૂપ ને અહકાર કર્યો નથી તો ત્યાગ શી રીતે? ઘટાકાશે ઘટનું અભિમાન

ધર્યું નથી તો તે ત્યાગે કેવી રીતે ? પણ હવે કહો, કાળથી મુક્ત કેમ થવાય ?

## એક બ્રાહ્મણ-પતિપત્નીનો સંવાદ

પરાશરે કહ્યું: હે મૈત્રેય ! એક કથા સાંભળ. એક બ્રાહ્મણ હતો, તેની સ્ત્રીએ પ્રશ્ન કર્યો: હે પ્રભુ ! હું મુક્ત કેવી રીતે થાઉં ? કારણ કે શરીર કાળને વશ છે. શી ખબર હમણાં જ તે નાશ પામી જાય અને હું સ્વસ્વરૂપ પામ્યા વિના જ રહી જાઉં.

બ્રાહ્મણે કહ્યું: જ્યારે કાળ આવશે, ત્યારે તે શરીરથી તો તેની મેળે જ મુક્ત કરશે. ચિંતાનુ શું કારણ છે ? મુક્તિ માટે કર્તવ્ય કરવાની શી જરૂર છે ? કારણ મુક્તિ એટલે શરીરથી છૂટવું તે; અને તે તો આ વિચારથી પોતાની મેળે જ થઈ રહેશે. કારણ કે તું ચૈતન્યઆત્મા તો શરીરથી સ્વાભાવિક જ મુક્ત અર્થાત્ જુદો છે. તેમાં ઘટાકાશની માફક થવાપણું રહેતું નથી.

સ્ત્રીએ કહ્યું: પરલોકના રસ્તામાં વૈતરણી નદી સાંભળી છે, તે કેવી રીતે તરીશ ? તેને માટે ગોદાન આપવું જોઈએ.

બ્રાહ્મણે કહ્યું: ચિંતા ન કર. જે તને પરલોકમાં લઈ જશે, તે પોતે જેવી રીતે વૈતરણી નદી પાર કરશે, તેવી રીતે તને પણ પાર લઈ જશે. જો તે નદીમા મૂકીને જશે, તો ધર્મરાયના પ્રશ્નઉત્તરથી છૂટીશ. પરંતુ હે સ્ત્રી ! તું સમજ કે અનાત્મ દેહાદિક વિષેની જે અહબુદ્ધિ છે તે ગૌ છે. તેને તું જ્યારે પંચભૂતરૂપ બ્રાહ્મણોને બરોબર દાન કરીશ, ત્યારે વૈતરણી નદી સહિત સંસારરૂપી સમુદ્રને તું સહજ તરી જઈશ. સારાંશ કે આ દેહાદિક સંઘાત હુ નથી, આ સંઘાત મારો નથી; પરંતુ તે પંચભૂતોનો છે—હુ તો આ સંઘાતનો સાક્ષી ચૈતન્યઆત્મા છુ; એવો નિશ્ચય એ જ દાન છે. બીજી રીતનાં અનેક પ્રકારનાં દાન આપવાથી પણ તું નહિ તરે.

અથવા સમજ કે આ પરલોકમાં સુખોના ભોગની તૃષ્ણા છે, તે જ વૈતરણી છે. જેણે તે તૃષ્ણાનો જ ત્યાગ કર્યો છે તેને વૈતરણીનુ શું લાગેવળગે ?

સ્ત્રીએ કહ્યું: પરલોકના માર્ગમાં શૂળો અને તપેલી રેતી હોય છે. એવું સાંભળ્યુ છે કે પગરખાં અને અશ્વ આદિનુ દાન કરે છે તેને તેનુ દુઃખ થતું નથી.

બ્રાહ્મણે કહ્યું: જે દુઃખ યમકિંકરો(યમના સેવકો)ને થશે, તે આપણને પણ થશે.

સ્ત્રીએ કહ્યું : કિંકરોનાં શરીર સૂક્ષ્મ છે, તેમને દુઃખ થતું નથી.

બ્રાહ્મણે કહ્યું : આ સ્થૂલ શરીર તો અહીં ભસ્મ થયું, પછી તો આપણને પણ સૂક્ષ્મ શરીર જ રહ્યું; પરંતુ હે સ્ત્રી! 'સર્વ નામરૂપ જગત વિષે સમ, શાંત પરિપૂર્ણ આત્મા હું જ છું,' એ નિશ્ચયરૂપ પગરખાં પહેરીશ તો પછી સર્વ દુઃખરૂપ કાંટા જશે, અન્યથા નહિ જાય.

સ્ત્રીએ કહ્યું : જે અહીંયાં જળદાન કરે છે તેને જ પરલોકના માર્ગમાં જળ મળે છે, અન્યને મળતું નથી ખરું?

બ્રાહ્મણે કહ્યું : યમકિંકરોને જ્યારે તરસ લાગશે, ત્યારે તે જ્યાંથી જળપાન કરશે ત્યાંથી આપણે પણ કરીશું.

સ્ત્રીએ કહ્યું : આપણને યમકિંકરો પાન કરવા ન દે.

બ્રાહ્મણે કહ્યુ : કોઈ શાસ્ત્રમાં એમ નથી કહ્યું કે જળ યમકિંકરોનું છે. ઉત્પત્તિ, પાલન અને જગતનો સંહાર સચ્ચિદાનંદ ઈશ્વરથી થાય છે. યમકિંકરની શી શક્તિ છે કે જળપાન કરવા ન દે? હે પ્રિયે! જળપાન કરવા ન દે તોપણ પ્રસન્ન રહે, કારણ શરીર પંચભૂતોનુ છે. જળ ન મળવાથી શરીરનો નાશ થશે તોપણ યમના પ્રશ્ન-ઉત્તરથી છૂટાશે. પરંતુ હે પ્રિય! જ્યારે તુ એવો નિશ્ચય કરીશ કે હુ આ દેહાદિક સંઘાત નથી, પરંતુ હુ દેહાદિકોને તથા દેહાદિકના વ્યવહારોને જાણવાવાળો છું–અર્થાત્ એ જ્ઞાનરૂપ અમૃતનું જ્યારે તું પાન કરીશ, ત્યારે ઊલટા યમકિંકરો પણ તારું પૂજન કરશે.

સ્ત્રીએ કહ્યુ : જ્યારે મને ધર્મરાજની પાસે લઈ જશે અને પાપપુણ્યનો હિસાબ પૂછશે, ત્યારે હુ શુ કહીશ?

બ્રાહ્મણે કહ્યુ : જાગ્રતમા મનુષ્ય જેનો અભ્યાસ કરે છે, તેનુ જ સ્વપ્ન વિશેષે કરીને તેને આવે છે. તે જ પ્રમાણે જીવતાં તે પણ આ શરીરરૂપ સંઘાતની ચેષ્ટાઓરૂપ પુણ્યપાપને પોતાના ધર્મ માન્યા છે, તથા મૃત્યુલોકનો પણ તેં નિશ્ચય કર્યો છે. અમુક કર્મ હું કરું છું, તેનું ફળ હું ભોગવીશ, ઇત્યાદિ જેવા નિરંતર દૃઢ સંકલ્પ તું કરીશ તેવું જ તને પરલોકમાં જણાશે. પોતે જ કાર્ય કરે છે અને પોતે જ તેનુ ફળ ઇચ્છે છે, તો તેની પ્રાપ્તિ કેમ ન થાય? હુ પાપી છું, હું પુણ્યાત્મા છું, હુ વર્ણી છું, આશ્રમી છું, યમકિંકર લેખું માગશે, ઇત્યાદિ જેવા સંકલ્પનો અભ્યાસ તુ જીવિત અવસ્થામાં કરીશ, તેવું જ તને ભાસશે. જો પોતાના મૂળનો વિચાર કરો તો ન પુણ્ય છે, ન પાપ છે. ન ધર્મરાય છે, ન કિંકર છે. ન જીવ છે, ન ઈશ્વર છે, ન પરલોક છે. આ સર્વ તારો ભ્રમ છે. એ રીતે જે જે તેં મનમાં વિચાર્યું છે

તે જ પ્રકટશે. તેથી હે સ્ત્રી! તું પોતાને સત્, ચિદ્, આનંદરૂપ જાણ. ભૂલથી પણ સંઘાતના ધર્મોને પોતાના ધર્મ ન જાણ; કારણ કે હું પાપી પુણ્યવાન જીવ છું અને હું સચ્ચિદાનંદ વ્યાપકસ્વરૂપ છું એ મનના માનવામાં તો સમાન જ છે. તેથી કરીને પોતાને ચિદ્રૂપ માનવો એ જ શ્રેષ્ઠ છે; અન્ય નહિ.

હે પ્રિયે! અહંકારને ત્યાગ, જેથી કાળના ભયથી નિર્ભય થાય. જો કલ્પના કરવાવાળો અહંકાર જ નથી, પછી તું ક્યાં છું? હું ક્યાં છું? કાળ ક્યાં છે? સંસાર ક્યાં છે? આ લોક–પરલોક ક્યાં છે? શેષ જે નિર્વિકલ્પ છે તે જ તું છે. હે સ્ત્રી! હવે કહે કે તું કોણ છે?

સ્ત્રીએ કહ્યું: આ સર્વ નામરૂપપ્રપંચ મનોમાત્ર છે; કારણ કે સુષુપ્તિમાં મન નથી હોતું તો પુણ્યપાપરૂપ જગત પણ નથી હોતું. જ્યારે જાગ્રત સ્વપ્નમાં મન સ્ફુરે છે, ત્યારે અહંત્વંરૂપ અનેક પ્રકારનો પ્રપંચ ભાસે છે; પરંતુ હું બન્ને અવસ્થામાં નિર્વિકલ્પ, નિર્વિકાર છું. આ સંસાર મારો ધર્મ નથી. હું અસંસારી છું.

બ્રાહ્મણે કહ્યું: તું એવી છે તો હું ભોગ શી રીતે ભોગવીશ?

સ્ત્રી કહે: સુખદુઃખનો પ્રત્યક્ષ અનુભવ કરવો, તેનું નામ ભોગ છે. તે ભોગનું સાધન આ જે શરીર પહેલાં હતુ તેવું જ હમણાં પણ છે. હુ ચૈતન્યરૂપે તો તમારા ભોગનું સાધન પૂર્વે પણ ન હતી, હમણા પણ નથી. હું ચૈતન્ય તો તમારું આત્મસ્વરૂપ છું. હું તો ભોક્તા, ભોગ્ય અને ભોગ એ ત્રિપુટીનો પૂર્વે અર્થાત્ અજ્ઞાનાવસ્થામાં પણ પ્રકાશક, સાક્ષી આત્મા હતી. હમણાં જ્ઞાત અવસ્થામાં પણ તે જ ચૈતન્ય ત્રિપુટીને જાણનાર છું. તમે પણ તે જ છો, આ જગત પણ તે જ છે.

બ્રાહ્મણ કહે: હું અતીત થાઉં છું.

સ્ત્રી કહે: હું ચૈતન્ય સાથે તું જડ દૃશ્યનો ક્યારે સંયોગ જ હતો કે તેથી અતીત થાય છે? હે બ્રાહ્મણ! જો તું દૃશ્યરૂપ પ્રજા બનીને ચૈતન્યરાજારૂપ આકાશથી અતીત થવા ચાહે તો તે નહિ બને; કારણ આ દૃશ્યરૂપ પ્રજા તો માત્ર એક દેશમાં રહેલી છે. અથવા સર્વ દેશકાળવસ્તુમાં હું ચૈતન્ય પૂર્ણ છું તેથી મારાથી અતીત થવું સંભવતું નથી. જેવી રીતે પૃથ્વી, જળ, તેજ અને વાયુ એ ચાર ભૂત અને તેના કાર્યરૂપ ભૌતિક પદાર્થો આકાશથી અતીત થઈ શકતા નથી (તેવી જ રીતે હું ચૈતન્યઆકાશથી તું અતીત થઈ શકે તેમ નથી), પણ તું ચૈતન્ય તો સ્વતઃ જ આ દૃશ્યથી આકાશની માફક અતીત છે.

ફરી અતીત શી રીતે થાય છે? એવો અતીત થા, જેમાં ગ્રહણત્યાગ બન્ને ન હોય.

બ્રાહ્મણ:કહે: મારું રૂપ શું છે?

સ્ત્રી કહે: તારું રૂપ એ જ કે હું તેવો જ તું જ છે.

એટલું કહી બ્રાહ્મણની સ્ત્રી સ્વરૂપમાં લીન થઈ.

## રાજા માંધાતાની કથા

પરાશરે કહ્યું: હે મૈત્રેય! એવી જ એક બીજી કથા બની છે તે સાંભળ.

એક માંધાતા નામે રાજા હતો. અર્ધી રાત્રિએ તે પોતાની પથારીમાં જાગી બેઠો થયો અને રાણીને કહ્યું, 'કંઈ ભોજન લાવો.' રાણીએ કહ્યું, 'રાત્રિ–દિવસ ખાવામાં ને સૂવામાં જ ગયાં. પરમાર્થ તો કંઈ થયો નહિ.' રાજા એ સાભળી આશ્ચર્ય પામ્યા, પૂછ્યું; 'એવું કયું કર્મ છે, જેથી પરમાર્થ મળે?'

રાણીએ કહ્યું: સત્સંગ કરો, જેથી ચાહનાઓથી મુક્ત થવાય, વળી પ્રેમ કરો.

રાજાએ કહ્યું: પરમ સંત વિષ્ણુ છે. તે જ પરમાર્થનો ઉપદેશ કરશે.

એવો વિચાર કરીને જેમ નદી સમુદ્રમાં મળી જાય છે, તેમ રાજા વિષ્ણુના પ્રેમમાં ડૂબી ગયો. તાત્પર્ય કે પોતાના અહંકારનો ત્યાગ કરી તે વિષ્ણુરૂપ થયો. જિગરની સઘળી હાયમારી અર્થાત્ પુણ્યપાપ સર્વ તેણે ધોઈ નાંખ્યાં; બેશુદ્ધ થઈ રહ્યો. કંઈક વાર પછી તે શુદ્ધિમાં આવ્યો અને બોલ્યો; 'હે રાણી! આ સમયે વિષ્ણુ આવે તો શી ભેટ આપીએ?'

રાણીએ કહ્યું: તન, મન, ધન.

રાજાએ કહ્યું: શરીર, મળ, મૂત્ર, રુધિર અને માંસરૂપ છે. રસના (જીભ) પણ માંસનો ટુકડો જ છે. મન સંકલ્પવિકલ્પરૂપ છે. તેથી તન, મન ઉત્તમ ભેટ નથી.

રાણીએ કહ્યું: તો મણિ, મોતી, હીરા વગેરે જવાહિર ભેટ ધરો.'

રાજાએ કહ્યું: તારી ને મારી દૃષ્ટિમાં મણિ, મોતી છે. બાકી તો તે પથ્થરના ટુકડા છે.

રાણી બોલી: હાંસી ન કરો. ઘણો સમય તપ કરવાથી પણ વિષ્ણુ મળતા નથી, તો તત્કાળ કેવી રીતે મળશે?

પરાશરે કહ્યું : હે મૈત્રેય ! વિષ્ણુ પોતાનો આત્મા જ છે, તથાપિ ભ્રમ વડે પોતાના વિષ્ણુઆત્માને પામવાની ઇચ્છા કરે છે ! સ્વપ્નનરોનો વિષ્ણુઆત્મા સ્વપ્નદ્રષ્ટા જ છે, પરંતુ ભ્રમથી તે નરો સ્વપ્નદ્રષ્ટાને મળવાની ઇચ્છા કરે છે !

રાજાએ કહ્યું : જે સમયે મનુષ્યે ચાહનાનો ત્યાગ કર્યો, તે જ સમયે વિષ્ણુ મળ્યા !

એટલું વચન કહ્યું એટલામાં તેના મનમાં એટલો પ્રેમ ઊલટ્યો કે ગુણ યાદ કરીકરીને રડતાંરડતાં તે બેશુદ્ધ થઈ ગયો. પુનઃ નેત્ર ઉઘાડીને જોતાં તે જ્યાં ત્યાં વિષ્ણુને જ જોવા લાગ્યો.

હે મૈત્રેય ! વિષ્ણુ કંઈ રાજાની શય્યા ઉપર સૂતેલા નહોતા, પરંતુ તેના નિશ્ચય અને પ્રેમથી તેના સંકલ્પે વિષ્ણુરૂપ થઈને દર્શન દીધું.

રાજાએ કહ્યું : હે વિષ્ણુ ! મેં અવિદ્યા વડે માન્યુ હતું કે હું રાજા છું; પરંતુ હું પૂર્વે પણ નહોતો, હમણાં પણ હું નથી, તું જ આદિ, મધ્ય, અંતમાં છે. હું કયાં હતો ! તું જ છે !

વિષ્ણુએ કહ્યું : રાજન ! જે અહંકારરૂપી ભેટ તેં મનમાં ચિંતવી હતી તે લઈ આવ.

રાજા બોલ્યો : અહંકાર વડે જ તારા ચરણકમળની મારા મનમાં પ્રીતિ છે. માટે એ અહંકાર લો અને આપ પણ પધારો; કારણ કે જ્યાં સુધી અહંકાર હતો, ત્યાં સુધી તમે હતા. અહંકારનો નાશ થયો તો તું-હું કયાં છે ? કેવળ અવાચ્યપદ છે.

રાજા આ વચન કહીને પોતાના સ્વરૂપમાં લીન થયો અને વિષ્ણુ પણ અંતર્ધાન થયા.

પરાશર બોલ્યા : હે મૈત્રેય ! અહંકારને ત્યાગ, જેથી પવિત્ર થવાય.

મૈત્રેય કહે : અહંકાર અને અનહંકાર, પવિત્ર અને અપવિત્ર, બને હું ચૈતન્યમાં નથી; પરંતુ કાળનો ભય જેનાથી છૂટે તે કહો.

પરાશર : એ ઉપર એક કથા સાંભળ.

## યમકિંકર અને યમનો સંવાદ

એક સમયે યમકિંકરે ધર્મરાયને પ્રશ્ન કર્યો કે હે ધર્મરાય ! તમારો ભય પ્રાણીથી કેવી રીતે દૂર થાય ?

ધર્મરાયે કહ્યું : મારો ભય અવિદ્યા રહે ત્યાં સુધી છે. જ્યારે પોતાના સ્વરૂપનું સમ્યક્જ્ઞાન થાય છે, ત્યારે મારો ભય નથી રહેતો. દેહઅભિમાનીને જ મારો ભય છે. જેણે દેહઅભિમાનનો સમ્યક્ ત્યાગ

કર્યો છે, જેણે 'નિત્ય, ચિદ્રૂપ, સુખરૂપ આત્મા પોતાને જાણ્યો છે' તેને મારો ભય નથી.

કિંકરે કહ્યું: હે યમરાજ! તમારી આજ્ઞાથી પ્રાણીને શરીરથી કાઢીને હું લઈ આવું છું, પરંતુ તેનુ રૂપ કંઈ જણાતું નથી. તો તેના પાપપુણ્યનું લેખું કોને પૂછો છો? વળી સુખદુઃખ કોને આપો છો?

યમરાજે પૂછ્યુ: આ વાતો પૂછવાનું તારે શું પ્રયોજન છે?

યમકિંકરે કહ્યું: મોટું આશ્ચર્ય છે કે જેના ઉપર અમે લોકો આજ્ઞા ચલાવીએ છીએ તેનુ સ્વરૂપ જાણતા જ નથી! તમારી આજ્ઞા વડે પ્રાણીને સ્વર્ગ–નરકમાં નાખું છું, તેના રોવાના તથા હાયહાયના શબ્દ સાંભળું છું; પરંતુ તેના સ્વરૂપમાં કઈ ભેદ પડતો નથી. સુખ-દુઃખમાં તે એક સમાન છે. તેથી જણાય છે કે તે દેહથી નિર્લેપ છે. જે દેહના અહંકારથી રહિત છે તેને કાળની ફાંસીથી શું દુઃખ છે? તેથી એમ લાગે છે કે આ તમારી ધામધૂમ ભ્રમમાત્ર છે.

ધર્મરાય કહે: ઈશ્વરનાં કર્તવ્યોને કોણ જાણે?

યમકિંકર કહે: જો તેનાં કર્તવ્યને નથી જાણતા, તો પાપપુણ્યનો શી રીતે વિચાર કરો છો?

ધર્મરાય કહે: આ વાત પ્રકટ કરવાથી સર્વ ધર્મ તથા મારી આજ્ઞાનો નાશ થઈ જશે.

યમકિંકર કહે: ધિક્ છે મને અને મારા દંડ તથા ફાંસી દેવાના કર્મને! હું જાણતો નથી આ કોણ છે અને પોતાને કિંકર માનું છું!

ધર્મરાય કહે: આ વાતોથી શો સાર કાઢીશ? ગોવિંદનુ ભજન કર એટલે સંસારના દુઃખથી બચે. જે તારા મનરૂપી દર્પણને મલિનતા, અહંકારપણું લાગેલુ છે, તે નાશ પામશે એટલે તારુ મૂળ સ્વરૂપ આપોઆપ પ્રકટ થશે.

યમકિંકર કહે: પોતાને જાણ્યો નહિ તો ભજનનુ શુ પ્રયોજન છે? હે યમરાજ, જો મારા પ્રશ્નનો ઉત્તર આપો તો તો ભલું, નહિ તો પ્રાણનો ત્યાગ કરીશ.

યમરાજ કહે: હે કિંકર! પ્રથમ સર્વ ચાહનાથી મનને ચાહના-મુક્ત કર એટલે પોતાના મૂળને પામીશ.

કિંકર કહે: હુ કોણ છું કે મનને ચાહનાથી નિવૃત્ત કરું? વળી મનનુ સ્વરૂપ શું છે કે તે ચાહનાથી છૂટે?

ધર્મરાય કહે: તું નિત્યસુખ, જ્ઞાનસ્વરૂપ છે અને મન સંકલ્પ-વિકલ્પવાળું પંચભૂતોના વિકારરૂપ છે.

કિંકર કહે: જો હું સ્વતઃ જ યથાર્થ અચાહરૂપ છું, તો મનની ચાહના-અચાહનાથી હું ચૈતન્યને હર્ષશોક શો છે? જો હું જ્ઞાન સ્વરૂપમાં ચાહના હોય, તો તેનો ત્યાગ થાય. તેથી બીજાના ઘરની વાત ન કહો, મારા પોતાના ઘરની કહો. મન ચાહે તો હો કે ન હો. આપ મૂએ જગપ્રલય છે. જો આપ જ નથી તો જગત કયાં છે? હે યમરાજ! સુષુપ્તિ, મૂર્છાવત્ સર્વ જીવ, જ્ઞાની અજ્ઞાની, આપ સમાન જ શુભાશુભ સર્વ ચેષ્ટાઓ કરે છે. પરતુ જેનામાં દેહઅભિમાન છે, જે પોતાના સ્વરૂપને જાણતો નથી અને પોતાને પુણ્યવાન-પાપી માને છે, તે જ તમારી યમપુરીમાં આવે છે, બીજા આત્મજ્ઞાની આવતા નથી, માટે દેહઅભિમાન જ દુઃખનુ મૂળ છે.

## એક રાજાની કથા

ધર્મરાય કહે: હે કિંકર! એક રાજા હતો. તે વનમાં શિકાર માટે ગયો. કોઈ શિકાર ન મળ્યો, ત્યારે તે શિયાળને બાણુ મારવા લાગ્યો. શિયાળે કહ્યું, મને ન માર. મારશે તો ત્રિલોકી રહેશે નહિ. રાજાએ કહ્યું, તારા જેવાં મેં અનેક માર્યાં છે, પણ ત્રિલોકી નષ્ટ નથી થઈ. શિયાળ બોલ્યુ, હે રાજન્! જો હું નથી તો ત્રિલોકી કયા છે? રાજાએ સાચુ માન્યુ કે 'આપ મુએ જગપ્રલય છે' શિયાળને તેણે માર્યું નહિ. તે જ સમયે રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો. ઘેર આવી તેણે રાણીને એકાત દેશમા બોલાવી અને તેને વૈરાગ્યનો સર્વ વૃત્તાંત કહી સભળાવ્યો.

રાજાએ કહ્યું: હે રાણી! હું અતીત થાઉ છુ.

રાણી કહે: બહુ સારુ, પણ હે રાજન્! અતીત શેનાથી થાઓ છો? રાજ્યથી અતીત થતા હો તો આપ જ્યારે ઉત્પન્ન નહોતા થયા તોપણ રાજ્ય હતું; જ્યારે અહીંથી ચાલ્યા જશો અથવા મૃત્યુ પામશો, તોપણ રાજ્ય તો બન્યુ જ રહેશે તેમ જ કોઈ ને કોઈ રાજ્યનો અભિમાની પણ બન્યો જ રહેશે. માટે રાજ્ય આપનુ નથી. જો આપનું રાજ્ય હોત તો તે આપની સાથે આવત અને આપની સાથે જાત, પણ તે તો કંઈ એ પ્રમાણે બનતું જોવામા આવતું નથી. હે રાજન્! આ રાજ્ય પુણ્યનુ છે, આપનુ નથી.

રાજા કહે: મેં પુણ્ય કરેલાં છે માટે રાજ્ય મારું છે.

રાણી કહે: હે રાજન્! પુણ્યના કર્તાને જીવ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને અવિદ્યા ઈત્યાદિ નામો વડે કહેવામાં આવે છે. એ જ

કર્મના કર્તા છે અને એ જ કર્મોના ફળના ભોક્તા છે. જીવ પુણ્યપાપ-રૂપ કર્મ કરે કે ન કરે, તેમ જ તેનાં ફળ તે ભોગવે કે ન ભોગવે, તે બંને અવસ્થાના આપ તો સાક્ષી, નિત્યમુક્ત, આત્મા છો. માટે આપ પુણ્યના કર્તા પણ નથી અને તે કર્મનાં ફળ સુખદુઃખના ભોક્તા પણ નથી; તેથી આપમાં કર્તવ્ય પણ નથી.

રાજા કહે: મન આદિ જડ છે, તો ઘટવત્ તે કર્મના કર્તાભોક્તા શી રીતે બને છે?

રાણી કહે: હે રાજન્! મન આદિ ઘટની જેમ અતિ જડ પણ નથી, તેમ તે નિર્વિકાર આત્માની માફક ચૈતન્ય પણ નથી; પરંતુ તે મધ્યભાગી છે. કારણ કે નિત્ય સુખરૂપ આત્માના આભાસને ગ્રહણ કરવાની મન આદિમા યોગ્યતા છે, પણ ઘટાદિકમા તે યોગ્યતા નથી. આથી કરીને હે રાજન્! જે આપને દુઃખ દેતું હોય તેનાથી અતીત થાઓ. જો રાજ્યમાં દુઃખ દેવાની શક્તિ હોત તો રાજ્યમાં રહેલા સર્વ પુરુષોને દુઃખ થવું જોઈતું હતું. (પરંતુ) પદાર્થોમાં સુખદુઃખ નથી. સુખદુઃખ તો કલ્પનાનાં બનેલાં છે. હે રાજન્! જો આપ કહો કે આ ગૃહથી અતીત થાઉં છું, તો તે પણ નથી બનતું, કારણ આ હવેલી અથવા મંદિર આપની સાથે આવ્યુ નથી. તેમ જ આપની સાથે જવાનુ પણ નથી. જો આપની સંગે જ હોત તો આપના સંગમાં જ તે રહેત. હે રાજન્! આ હવેલીઓમાં અનેક આપના પિતા, પિતામહ વગેરે રહીરહીને ચાલ્યા ગયા. વળી અનેક રહીરહીને ચાલ્યા જશે. આપ પણ કેટલાક દિવસ રહીને ચાલ્યા જશો. રસ્તાનાં મુસાફરખાના જેવુ આ પણ છે. માટે આ હવેલીઓ મુસાફરોની છે. આપની નથી. જો મુસાફર મુસાફરખાના ઉપર મૂર્ખતા વડે દાવો કરે છે, તો તે દુઃખી થાય છે અને પોતાની ઇજ્જત ગુમાવે છે. પણ જે પોતાનું મમત્વ નથી બાંધતા, તે સુખ પામે છે અને ગુજરાન પણ સારી રીતે કરે છે. હે રાજન્! પૃથ્વીના વિકારરૂપ આ ગૃહ છે, તેના અનેક કીડી, મંકોડી, ઉંદર, સર્પ વગેરે જીવ તથા આપના સંબંધીઓ અભિમાની છે. ગૃહ કેવળ આપનુ નથી, પરંતુ પૂર્વોક્ત સર્વનુ છે. જો ગૃહ દુઃખદાયક હોય, તો પૂર્વોક્ત સર્વ જીવોને દુઃખ થવું જોઈએ. તેથી કરીને ગૃહ દુઃખદાયક નથી કે આપને તે દુઃખ દે. વળી આપનુ હોય તેનો આપ ત્યાગ કરો. બીજુ ગૃહ તો જડ છે. જડ પદાર્થમા સુખદુઃખ આપવાનું સામર્થ્ય પણ નથી; પરંતુ સુખદુઃખ પોતે તો માની લેવાથી જ થાય છે. જો ન માને તો તે નથી થતું. હે રાજન્!

આ સંઘાતરૂપ ગૃહથી અતીત થાઓ, અર્થાત્ દેહઅભિમાન ત્યાગો. અભિમાન જ ત્યાગવાથી પૂરા પહોંચાશે, અન્ય પ્રકારે નહિ.

રાજા કહે: આ સંબંધીઓથી અતીત થાઉં છું.

રાણી કહે: હે રાજન્! આપ ચૈતન્ય આ સંબંધીઓથી આપોઆપ જ અતીત અર્થાત્ ભિન્ન છો, એકરૂપ નથી. વળી આપ પણ પોતાને સ્ત્રીપુત્રાદિક સંબંધીઓથી અતીત અર્થાત્ ભિન્ન જ માનો છો. એમ ન બનવું જોઈએ કે, આ સંબંધીઓને ત્યાગો અને કોઈ બીજા ભેખધારી સંબંધીઓને ગ્રહણ કરો. અહીં રાજા, ગૃહસ્થ એમ કહેનાઓ છો; તો અતીત થવાથી આપ હું અમુક ભેખધારી અતીત છું, અમુક મારા ગુરુ, અમુક ગુરુભાઈ, અમુક ચેલો, અમુક સેવક વગેરે મિથ્યા અભિમાનમાં બંધાશો. અહીં અને ત્યાં સર્વ પ્રકારે અભિમાન સમાન જ છે. અહીંયાં તો મુકુટ અને મોતીઓની માળાઓ પહેરો છો. ત્યાં આપ તિલક અને તુલસીની માળા અથવા રુદ્રાક્ષની માળા ધારણ કરશો. આમ જેવાં નામરૂપ અહીં છે તેવાં જ અતીત થવાથી પણ થશે. જેવો મહેલ અહીંયાં છે તેવો જ ત્યાં કોઈ ગુરુનો મઠ પણ હશે, માટે હે રાજન્! કહો, શેનાથી અતીત થાઓ છો?

વળી હે રાજન્! અસલ વિચાર કરો, તો ભ્રમસિદ્ધ આ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, પંચ વિષય અને કામ–ક્રોધાદિક, પંચ કર્મેંદ્રિય, પંચ જ્ઞાનેંદ્રિય, પંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર તથા તેના કારણભૂત પંચ મહાભૂત, એ આપનાં સંબંધીઓ છે. અથવા કહો, કાર્યકારણનામરૂપ પ્રપંચ એ જ આપનાં સંબંધી છે. તે પાછલાં જન્માંતરોમા પણ આપના સંગી હતાં. જ્યાં સુધી આપને નિજ સ્વરૂપનું જ્ઞાન નહિ થાય ત્યાં સુધી એ સંગી આગળ પણ રહેશે જ. એ સંબંધીઓ જ આપને ભ્રમ વડે દુઃખ આપનાર છે. આપ તેનાથી અતીત થતા નથી અને આ પુત્રાદિક સંબધી જે આપનાં સુખનાં સાધન છે તેનાથી આપ અતીત થાઓ છો! આપની બુદ્ધિ હસવાયોગ્ય છે. હે રાજન્! આ પુત્રાદિક સંબંધીઓને આપ ત્યાગો છો, પરંતુ તે તો આપે જ કાળ થતાં ત્યાગી જશે અથવા તો આપ જ સંબધીઓને સ્વાભાવિક ત્યાગી જશો, પરંતુ મનાદિ સંબંધીઓ તો જ્ઞાન થતાં પૂર્વે કદાચિત પણ આપને નહિ ત્યાગે. જો આપ મનાદિ સંબંધીઓથી અતીત અર્થાત્ પોતાને સમ્યક્ ભિન્ન માનશો, તો કાળની ફાંસીમાં નહિ આવો. હે રાજન્! અનેક વાર આપે સ્ત્રીપુત્રાદિ સંબંધીઓને ત્યાગ્યાં છે અને ગ્રહણ કર્યાં છે. તેમ જ જ્ઞાન વિના આગળ પણ ત્યાગશો અને

ગ્રહણ કરશો, પરંતુ દુઃખ દૂર થયુ નથી, થશે નહિ. તેથી કરીને અહંકારને જ ત્યાગો, એટલે સર્વત્યાગી થાઓ. એક વસ્તુને ત્યાગવાથી અને બીજાને ગ્રહણ કરવાથી સર્વત્યાગી થવાશે નહિ. પરંતુ સર્વત્યાગનો પણ ત્યાગ કરવો. પછી જે અવાચ્યપદ શેષ રહેશે તે જ આપનું સ્વરૂપ છે. એવું નથી કે અહંકાર કોઈ બીજા યત્નથી ત્યાગી શકાય છે. વિચારના મહિમા વડે જ તે ત્યાગી શકાય છે. અન્ય સાધનથી નહિ.

રાજા કહે : હે રાણી! હવે હું સર્વ કામનાથી આશામુક્ત થયો છું. તુ જે કહે તે જ કરીશ.

રાણી કહે : પ્રથમ આપ અહંકારને ભસ્મ કરો. પછી આપની ઇચ્છા હોય તે કરજો.

રાજા કહે : હું શુ કરુ ? કોને શરણ જાઉં, તો તે મને ઉપદેશ કરે?

રાણી કહે : હું આપને ઉપદેશ કરું છું; પરંતુ આપ મને નિજ સ્ત્રી માનો છો, તે બુદ્ધિનો ત્યાગ કરો.

રાજા કહે : મારા મનમાં તે અગ્નિ ઊપજ્યો છે એટલે સ્ત્રી-પુરુષનો ભાવ ભસ્મ થઈ ગયો છે. જે સત્‌ને ચાહતો નથી તે જ મળમૂત્રરૂપ સ્ત્રી આદિ શરીરની ઇચ્છા કરે છે. મને તો ઇંદ્રની અપ્સરાની પણ ઇચ્છા નથી, તો તારી શી વાચ્છા!

રાણી કહે. અહંકારનો ત્યાગ કરો. પછી જુઓ આપ કોણ છો અને આપનુ કોણ છે? આપ કોના છો? આ જે દૃશ્યમાન જગત છે તે નેત્રને ઉઘાડવાથી જ પ્રકટ થાય છે. જ્યાં નેત્ર બંધ થાય છે ત્યા ન આપ, ન કોઈ આપનુ કે ન આપ કોઈના, ન આ નામ તથા રૂપ, ઇચ્છા-અનિચ્છાદિ મનરૂપ જગત રહે છે. નેત્રના ઉઘાડવા-બંધ થવાનો અર્થ મનનુ સ્ફુરણ-અસ્ફુરણ છે. જો આપ જ નથી, તો ગ્રહણ શુ કરો છો અને કોનો ત્યાગ કરો છો?

રાજા આ વચન સાભળીને સર્વ કામનાથી નિષ્કામ થયો અને પોતાના અંતઃપુરમા ગયો, તે વખતે જેવી રીતે પૂર્વે વસ્ત્રાભૂષણ પહેરીને રાજાની સેવામા સ્ત્રીઓ આવતી હતી, તે જ રીતે આવી. રાજાએ તેમને જોઈને કહ્યુ : હે સ્ત્રીજનો, જો હું નથી, તો તમારુ શુ પ્રયોજન છે, એવુ કહીને રાજા શુદ્ધિરહિત થઈ ગયો. સર્વેએ જાણ્યુ કે રાજા બહાવરા બની ગયા છે. રાણીએ તેમને કહ્યું : ચિંતા ન કરો, રાજા કુશળ છે. થોડો કાળ વીત્યો એટલે રાજા જાગ્રત થયો અને નેત્ર ભરીભરી એવું રડ્યો કે અહો મેં અહંકારને ધોઈ નાખ્યો! પછી કહેવા લાગ્યો, હાથી, અશ્વ, અનુચર, પુત્ર, સ્ત્રી, મારાં નથી.

આ શરીર પણ મારું નથી, તો પછી શરીરનાં સંબંધી મારાં ક્યાંથી થશે? માટે આ સર્વ મિથ્યા ભ્રમમાત્ર છે! પરંતુ હું જાણતો નથી કે હું કોણ છું અને શા કારણથી પક્ષીની માફક આ શરીરમાં બંધાયો છું. આ મનુષ્યશરીરરૂપ ચિંતામણિ હાથ આવ્યો પરંતુ મેં તેને વ્યર્થ વિષયરૂપ કીચડમાં નાંખી દીધો અને પોતાની અસલ સ્થિતિ ન સમજ્યો એ અત્યંત મૂર્ખતા છે.

હે રાણી! મારી અવસ્થા પેલા અતીત જેવી થઈ છે. એ અતીત એક નદીને કિનારે બેઠો હતો. એ નદીમાં બુદ્‌બુદ ઊઠતા હતા. તે બુદ્‌બુદ જોઈને અતીતે કહ્યું, હે બુદ્‌બુદ! તું મારી સાથે એવો સ્નેહ કર કે તેથી તારો ને મારો શ્વાસ એક થઈ જાય. અતીતના કહેતા કહેતામાં તો બુદ્‌બુદ લીન થઈ ગયું અને અતીત રોવા લાગ્યો! હાય હાય! મારો બુદ્‌બુદનો નાશ થઈ ગયો! એના વિના હું શી રીતે જીવીશ! અતીતની આવી અવસ્થા જોઈને એક વિદ્વાને કહ્યું: હે મૂર્ખ! બુદ્‌બુદને તું શું રુએ છે? પોતાને જ રો; કારણ તું પણ તેની માફક એક શ્વાસમાત્રનો મહેમાન છે.

રાણીએ કહ્યું: જો એવું જાણ્યુ છે, તો પછી શરીરાદિની સાથે સ્નેહ કેમ કરો છો?

રાજા કહે: ચાહના પિશાચની જેમ મનને વળગી છે. તેનાથી મારી રક્ષા કરે એવું કોણ છે?

રાણી કહે: ચાહના આપ જાતે કરો છો અને રક્ષા બીજાની ઇચ્છો છો તો એવું કોણ હોય કે તે આપની રક્ષા કરે? એક શ્વાસ પૂર ચાહનાથી અચાહ થવાય તો તેઓ આપોઆપ મુક્તિ થાય. પછી સર્વત્ર આપને આપનું જ દર્શન થશે; કારણ કે અહંકારરૂપી ચાહના જ ભગવાનને મળવામાં પ્રતિબંધરૂપ છે. જો ચાહના કરવાવાળો અહંકાર શમી ગયો, તો પછી આપ જ આપ છે! હે રાજન્! અસલ વિચાર કરો તો ચાહના મનને વળગેલી છે; આ વ્યવહારને સિદ્ધ કરનાર આપ ચૈતન્યને તે વળગી નથી; કારણ કે ચાહના અને મનને જાણવાવાળા આપ તો સાક્ષી ચૈતન્યઆત્મા છો. હવે ચાહના મનને વળગી છે, આપને વળગી નથી. એટલે ચાહે મન ચાહનાની નિવૃત્તિ કરે કે ન કરે, ચાહે તે મનને છોડે કે ન છોડે; આપને બીજાના વ્યવહારની શી ચિંતા? શા માટે આપ આ મનની ફિકર કરો છો? તો પછી બીજાની પણ ફિકર કેમ નથી કરતા? કારણ કે જેવી રીતે સંઘાત સહિત આ મન અને ચાહના સત્ય ચૈતન્યથી જુદાં છે, તેવી જ રીતે

સર્વ લોક પણ જુદા જ છે. જો દયા કરવી હોય તો સર્વ ઉપર કરો; નહિ તો મૌન રહો. હે રાજન્! મનને પિશાચ સમાન ચાહના લાગી છે. એ ચાહનાથી પણ અચાહ થાઓ. સારાંશ કે આપ આપને સ્વતઃ જ સર્વસ્વ, સ્વધર્મ સહિત મનવાણીના સ્ફુરણથી રહિત અને અસ્ફુરણ જાણો. માયા અને માયાનાં કાર્ય નામરૂપપ્રપંચને તે સ્ફુરણરૂપ જાણો, અથવા ચાહનાને અહંકારરૂપ જાણો. હે રાજન્! અતીત થાઓ.

રાજા કહે: અતીત ગૃહી થવાવાળો જ નથી. તે ભસ્મ થઈ ગયો છે. હવે અતીત કોણ થાય? જો મને પૂછતાં હો તો હું સ્વરૂપે જ બંધમોક્ષથી અતીત છું. હવે અતીત થવાને માટે હું ચૈતન્યને યત્ન કરવાનો નથી; કારણ બંધમોક્ષરૂપ પ્રપંચ ભ્રમરૂપ છે. ભ્રમની નિવૃત્તિ માટે આપણા સ્વરૂપ–અધિષ્ઠાનને યથાર્થ જાણવું, એ જ કર્તવ્ય છે, અન્ય નહિ. હે રાણી! મેં પોતાના સ્વરૂપને સમ્યક્ અવાઙ્મનસગોચરસ્વરૂપે જાણ્યું છે તેથી સ્વતઃ જ અતીત છું.

રાણી કહે: હે રાજન્! જો આપ ચૈતન્ય મનવાણીના વિષયરૂપ નથી, તો મનવાણીના વિષયરૂપ છે તે કોણ છે?

રાજા કહે: હે રાણી! અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું આત્મા જ મનવાણીનો વિષય છું અને મનવાણીરૂપ પણ હું જ છું. વળી અવિષય પણ હું છું. તાત્પર્ય કે માયા અને માયાના કાર્યરૂપ સર્વ નામરૂપ પ્રપંચ પણ હું જ છું અને તેનાથી રહિત પણ હું છું. એથી આગળ શું કહું?

આટલું કહીને રાજા તૂર્ણીભાવને પામી વિષ્ણુનું ધ્યાન કરવા લાગ્યો; કારણ કે પૂર્વથી જ રાજા વિષ્ણુનો ઉપાસક હતો.

ધર્મરાયે કહ્યું: હે કિંકર! જેના મનથી દ્વૈતરૂપ મલિનતા દૂર થઈ છે, તેની આ અવસ્થા છે.

યમકિંકરે કહ્યું: હું તૃપ્ત છું. મને તે રાજાની અમૃતરૂપ કથા કહો. ઢીલ ન કરો. ગોવિંદ વિના સર્વ મિથ્યા છે, કારણ જ્યારે હું પ્રાણીને લેવાને જાઉં છું, ત્યારે ધન, પુત્ર, સ્ત્રી, ગૃહ, માતા, પિતા, સંબંધી, શરીર સર્વ ત્યાં જ રહી જાય છે. એકલો (જીવ) જ પોતાનું કર્તવ્ય સાથે લઈને આવે છે અને એકલો જ જાય છે. માટે સર્વ મિથ્યા છે.

ધર્મરાય કહે: હે યમકિંકર! વ્યાપક વિષ્ણુઆત્મા રાજાના અંતઃકરણ વિષે જ હતો, પરંતુ રાજાના દૃઢ સંકલ્પે વિષ્ણુરૂપ ધારણ કરી બહાર દર્શન દીધું.

વિષ્ણુએ કહ્યું : હે મમસ્વરૂપ ! કેમ નથી બોલતા ?

રાજાએ કહ્યું : હે વિષ્ણુ ! વાણીને પૂછો, વચન કેમ નથી બોલતી ? વાણી વચન કરે કે ન કરે, તેથી હું ચૈતન્યને લાભહાનિ નથી. જુઓ, વાયુથી છિદ્ર દ્વારા શબ્દ થાય અથવા ન થાય, પરંતુ આકાશ બંને અવસ્થામાં સમ છે. હે વિષ્ણુ! જો સર્વ આપ જ હતા, તો મને ઉપદેશ કેમ ન કર્યો કે સર્વ હું જ છું ?

વિષ્ણુએ કહ્યું : ત્યાં સુધી તારા કષાયદોષ (રાગદ્વેષ) પાક્યા નહોતા. જેમ મલિન દર્પણમાં પોતાનું મુખ સ્પષ્ટ દેખાતું નથી, તેમ તારું મનદર્પણ મલિન હોવાથી તને ત્યાંથી સ્વરૂપનું જ્ઞાન થાત નહિ. હવે 'આપ સહિત સર્વ વિષ્ણુ છે' એ ભાવનારૂપ ભક્તિ વડે તે મન શુદ્ધ થયું છે. તેથી તેં પોતાને અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વાત્મા જાણ્યો છે અને હવે તું વિષ્ણુ થયો છે! હે રાજન્! વિષ્ણુ નામ વ્યાપક વસ્તુનું છે. જે વ્યાપક વસ્તુ છે તે જ સત્ય છે. ઘટની સમાન મર્યાદિત વસ્તુ સત્ય હોતી નથી. જે સત્ય વસ્તુ છે તે ચૈતન્ય છે, જ્ઞાનસ્વરૂપ વસ્તુ છે. અસત્ વસ્તુ જ્ઞાનસ્વરૂપ હોતી નથી. જે જ્ઞાનસ્વરૂપ છે, તે જ સુખસ્વરૂપ છે. જડ વસ્તુ આનંદસ્વરૂપ હોતી નથી. તેથી વ્યાપક સચ્ચિદાનંદ વસ્તુનું નામ વિષ્ણુ છે! તે જ મારું સ્વરૂપ છે, તે જ તારું સ્વરૂપ છે. તે જ કીડીનું, કૂતરાનું, સ્ત્રીનુ તથા સર્વ જગતનું સ્વરૂપ છે. અને જેણે પોતાના આ સ્વરૂપને સમ્યક્ જાણ્યુ છે તે જ વિષ્ણુ છે. હે રાજન્! શંખ, ચક્ર, ગદા, મોર, મુકુટ આદિ અને લક્ષ્મી સહિત ચતુર્ભુજ દશ્યમાન આ મૂર્તિ તો માયામાત્ર છે; પરિછિન્ન છે અને વૈકુંઠનિવાસી છે. એ વ્યાપક સચ્ચિદાનંદસ્વરૂપ થઈ શકતી નથી. જે રીતે અન્ય દશ્યમાન મૂર્તિ છે; તેમ જ આ ચતુર્ભુજ મૂર્તિ છે; તેમાં વિશેષતા નથી. હે રાજન્! પક્ષપાતરહિત આ વાત મેં તને કહી છે. આ સમ્યક્ વિચારમાં મોટાઈ કે નાનાઈ કોઈની થતી નથી. જ્યાં પક્ષપાત છે, ત્યાં સમ્યક્ આત્મનિરૂપણ નથી. હવે તુ વિષ્ણુ થયો છે.

રાજાએ કહ્યું : હે વિષ્ણુ! જગતની ઉત્પત્તિ બ્રહ્મા કરે છે, જગતનું પાલન વિષ્ણુ કરે છે અને સંહાર શિવ કરે છે, એમ શાસ્ત્રોમાં કહેલુ છે. આપ સત્યવક્તા છો, તો આ વાત જેવી હોય તેવી કહો.

વિષ્ણુ કહે : હે રાજન્! જે સચ્ચિદાનંદ, વ્યાપક, અધિષ્ઠાન વસ્તુથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવની દશ્યમાન મૂર્તિ ઊભી થઈને પ્રતીત થાય છે અને વળી જેમાં લીન થાય છે, તે જ વસ્તુથી જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર થાય છે, અન્યથી નહિ. કારણ કે વ્યાપક

સચ્ચિદાનંદ આત્મવસ્તુથી ભિન્ન જે સર્વ, પરિછિન્ન, અસત્, જડ, દુઃખરૂપ છે તે અનાત્મ વસ્તુ છે. અસત્, જડ અને દુઃખરૂપ અનાત્મ વસ્તુથી અસત્, જડ, દુઃખરૂપ અને અનાત્મવસ્તુની ઉત્પત્તિ, પાલન અને સંહાર થઈ શકતાં નથી. ઇન્દ્રજાળનો ખેલ કરનાર જ સર્વ પદાર્થોની મિથ્યા ભ્રમમાત્ર ઉત્પત્તિ કરી શકે છે, પરતુ તે ખેલ કરનારના માયામાત્ર રચેલા પદાર્થો કોઈ બીજા પદાર્થ રચી શકતા નથી, તે તો ખેલ કરનાર જ રચી શકે છે. તેમ જ સ્વપ્નજગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર સ્વપ્નદ્રષ્ટા જ કરી શકે છે; સ્વપ્નના પદાર્થ કોઈ પણ પદાર્થની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરી શકતા નથી; કારણ કે સ્વપ્નદ્રષ્ટાથી ભિન્ન સર્વ સ્વપ્નપદાર્થો સરખા ભ્રમરૂપ છે. માટે હે રાજન્! જો તેં સમ્યક્ પોતાના સચ્ચિદાનંદસ્વરૂપને જાણ્યું છે, તો નિઃસંગ થઈ ને ચિંતન કર કે હું ચૈતન્યથી સર્વ જગતની મર્યાદા છે. આ નામરૂપપ્રપંચનો હું જ ચૈતન્ય સ્વામી, અધિષ્ઠાન છું. હુ ચૈતન્યથી જ આ જગતની ઉત્પત્તિ, પાલન અને સહાર થાય છે, અન્યથી નહિ. એ જ વેદાંતશાસ્ત્રનું ડિંડિમ છે તથા સ્વાનુભવ છે. જેને પોતાના સ્વરૂપનો અનુભવ થયો છે, તે શાસ્ત્રનો આશ્રય લેતો નથી; કારણ અનુભવમાંથી જ સર્વ શાસ્ત્ર રચાય છે. અનુભવ સત્, ચિદ્, આનંદ આત્માનો છે, શાસ્ત્ર તો કેવળ પ્રમાણમાત્ર જ હોય છે. હે રાજન્! અન્ય શાસ્ત્રો તો કર્મકાંડ અને ઉપાસનાનાં પ્રતિપાદક છે અને વેદાંતશાસ્ત્ર જ્ઞાન કાંડનું પ્રતિપાદક છે. જો કર્મ–ઉપાસનાનાં પ્રતિપાદક શાસ્ત્રો સત્ય છે, તો વેદાંતશાસ્ત્ર પણ સત્ય છે. જો એ અસત્ય છે, તો તે પણ અસત્ય છે. કારણ સર્વ શાસ્ત્રને કાં તો સત્ય અંગીકાર કરવાં જોઈએ, કાં તો અસત્ય અંગીકાર કરવાં જોઈએ. એકને સત્ય અને અન્યને અસત્ય માનવું એ હિસાબ બહારની વાત છે. વસ્તુતઃ કર્મકાંડ અને ઉપાસનાકાંડ અંતઃકરણની મલિનતા અને ચંચળતા દૂર કરવાને માટે જ્ઞાનમાં ઉપયોગી છે. હવે કહે, હે રાજન્! તું કોણ છે?

રાજા કહે: હે વિષ્ણુ! આપે પૂછ્યું 'તું કોણ છે?' તેમા ત્રિપુટિ સિદ્ધ થાય છે–પહેલુ વચન કર્તા, બીજું વચન અને ત્રીજું જે પ્રયોજન માટે વચન કર્યું તે. આ ત્રિપુટી જે પ્રકાશ વડે સિદ્ધ થઈ, તે જ હું છું.

પુનઃ રાજાએ પૂછ્યુ: હે વિષ્ણુ! મારું સ્વરૂપ શું છે?

વિષ્ણુએ કહ્યું: જે તારુ સ્વરૂપ છે, તે જ મારું છે. શંખ, ચક્ર, ગદાદિક સહિત આ દૃશ્યમાન મૂર્તિ તથા સર્વ જગત માયામાત્ર છે. હું

ચૈતન્ય અમાયસ્વરૂપ છુ. પરંતુ હે રાજન! હું અતિથિનુ આતિથ્ય કરો.

રાજા કહે: હે પ્રભો! મારું સ્વરાજ્ય આપને આપ્યુ. હું છું જ નહિ—જે કઈ છે તે આપ જ છો.

વિષ્ણુ કહે: તે મને અહકાર આપ્યો કે શું આપ્યુ? પરતુ અહંકારથી જ સર્વ જગતની ઉત્પત્તિ, પાલન તથા સહાર છે. તથા અહકાર વડે જ જીવ, ઈશ, બ્રહ્મ છે, તેમ જ સર્વ સસાર છે. જો તું નથી તો સંસાર ક્યાં છે? અહકાર આપવાથી સર્વસ્વનુ દાન થાય છે.

રાજા કહે: શું અહકાર આપથી ભિન્ન છે? મે તો જાણ્યુ છે કે આપથી ભિન્ન કશું નથી.

વિષ્ણુ કહે: જો ભિન્ન નથી તો અહકારનુ દાન કયા?

રાજા આ વચન સાભળીને સ્વરૂપમા લીન થયો. જેમ ઘટાકાશ મહાકાશમાં લીન થાય, તેમ તે સ્વરૂપમા લીન થયો.

ત્યારે રાણીએ કહ્યું: હે વિષ્ણુ! આપે રાજાને મારી નાખ્યા છે.

વિષ્ણુ કહે: હે રાણી! રાજા મર્યા નથી, અમર થયા છે!

રાણી કહે: હે વિષ્ણુ! આપ કોણ છો?

વિષ્ણુ કહે: હુ સત્, ચિદ, આનદ, વ્યાપક, અદ્વિતીય છુ.

રાણી કહે: એ પદોનો અર્થ કહો. કારણ હુ વેદશાસ્ત્ર ભણી નથી અને હુ સ્ત્રી હોવાથી મને સત્સગ પણ થોડો જ છે.

વિષ્ણુ કહે: જે અસતથી જુદુ છે, તે સત્ છે જે જડથી ભિન્ન છે તે ચિત છે અને જે દુ:ખથી ન્યારો છે તે આનદ છે. જે પરિચ્છિન્ન નથી, તે વ્યાપક છે અને જે દ્વૈતથી રહિત છે, તે અદ્વિતીય છે.

રાણી: હુ, જાણતી'તી કે આપ નિર્વૈર અને નિર્વિકાર છો, પરતુ આપના કહેવાથી જાણ્યુ કે સર્વ વિકાર આપમા જ છે, કારણ કે અવાઙ્મનસગોચર વિષે બુદ્ધિરૂપી વાણિયાના હિસાબનુ ખાતુ નક્કી થઈ ગયુ છે! હવે એ હિસાબથી કંઈ મતલબ નથી: હે વિષ્ણુ! જો સર્વ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આપ જ છો, તો આપ શાથી ભિન્ન છો અને આપ શાથી અભિન્ન છો? આપમા દ્વૈત, અદ્વૈત, ભિન્ન અને અભિન્નનો માર્ગ નથી. નહિ તો આપના અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી ભિન્ન, અસત્, જડ, દુ:ખરૂપ પ્રપચ દેખાડો, જેનાથી આપ ન્યારા છો! સુવર્ણથી ભિન્ન અલકારો દર્શાવો! જળથી ભિન્ન તરગો બતાવો! આવા દષ્ટાતો અનેક છે! હે વિષ્ણુ! સર્વ હુ જ છું, તમે છો જ નહિ.

વિષ્ણુ હસ્યા અને કહ્યું: મને બ્રહ્મ કહે છે.

રાણી કહે: જીવ, ઈશ, બ્રહ્મ, સચ્ચિદાનંદ ઇત્યાદિ નામરૂપ હું અવાચ્યપદથી જ સિદ્ધ થાય છે. હું ચૈતન્ય કોઈ વડે સિદ્ધ થતું નથી. મારા નમસ્કાર મને છે. મારામાં જાણવા-ન જાણવાનો માર્ગ નથી. તેમ જ જાણવું-ન જાણવું પણ મારામાં જ છે. મણિના પ્રભાવની જેમ સર્વ દૃશ્ય મારો જ ચમત્કાર છે.

વિષ્ણુ કહે: હે રાણી! તું કોણ છે?

રાણી કહે: પોતાને જાણતી નથી કે કોણ છું? કારણ કે જે જાણવામાં આવે છે તે દૃશ્ય, મિથ્યા છે. તે બુદ્ધિનો ધર્મ છે. હું ચૈતન્ય સર્વને જાણનાર છું. મને કોણ જાણે હું કોણ છું? હું તેથી જ સ્વયંપ્રકાશ છું.

વિષ્ણુ કહે: તુંથી સર્વ જગત પ્રકટ થયું છે, તો પછી પોતાને કેમ જાણતી નથી? શું તું જડ છે?

રાણી કહે: જડ ઘટાદિ તમોગુણનાં કાર્ય છે. બુદ્ધિ ભૂતોનાં સત્ત્વગુણનું કાર્ય છે. તેથી ઘટાદિકની અપેક્ષાએ બુદ્ધિચૈતન્ય છે. હું અવાઙ્મનસગોચર આ જડ ચૈતન્યથી રહિત ચૈતન્યસ્વરૂપ છું. જે હું વડે જડ, ચૈતન્ય, સત, અસત્, જ્ઞાન, અજ્ઞાન, ગ્રહણ, ત્યાગ, ધર્મ, અધર્મ, મનવાણીનું કથન, ચિંતન, સિદ્ધ થાય છે અને જે હું વડે નામરૂપ જગત સિદ્ધ થાય છે, તે હું સ્વયંપ્રકાશસ્વરૂપ આત્મા છું, એ જ સમ્યક્ જાણવું છે.

## મોક્ષની પ્રાપ્તિ માટે કંઈ કર્તવ્ય નથી

બંધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ માટે શારીરિક, માનસિક અથવા વાણીથી કંઈ જ કર્તવ્ય કરવાનું નથી; કારણ કે બંધમોક્ષ આપણા સ્વરૂપના અજ્ઞાનથી ભ્રમમાત્ર સિદ્ધ થયેલા છે. તાત્પર્ય કે આપણા સ્વરૂપને સમ્યક્ ન જાણવું એ બંધ છે અને પોતાના સ્વરૂપને સમ્યક્ જાણવું એ જ મોક્ષ છે. આથી જુદી બંધમોક્ષ કોઈ વસ્તુ નથી, કે જેના ગ્રહણત્યાગથી પુરુષને બંધમોક્ષ થાય. તેમ જ બંધમોક્ષનું કોઈ સ્થાન પણ નથી, કે જ્યાં જવાથી બંધની નિવૃત્તિ અને મોક્ષની પ્રાપ્તિ થાય.

વિષ્ણુએ કહ્યું: હે રાણી! એ રીતે તો બંધમોક્ષનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર નિષ્ફળ થઈ જશે.

રાણી કહે: બંધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ વાસ્તે શાસ્ત્ર યત્ન કે કથન કરતું નથી. અંધકારને દૂર કરવા માટે તથા અંધકારમાં પડેલા

મણિની પ્રાપ્તિ માટે દીપક પ્રકટાવવાનુ જ કર્તવ્ય છે, અન્ય નહિ. પરંતુ દીપક પ્રકટાવવાના અનેક સાધન છે, કંઈ અધકાર દૂર કરવાને તથા અધકારમાં રહેલા મણિની પ્રાપ્તિ માટે અનેક સાધન નથી. પોતાનુ મુખ જોવાને માટે કેવળ શુદ્ધ દર્પણુ સામું ધરવું એટલુ જ કર્તવ્ય છે. તેમ જે દર્પણુ મલિન હોય તેની મલિનતા દૂર કરવાનાં અનેક સાધન હોય છે, પણ કંઈ મુખ જોવાનાં અનેક સાધન હોતા નથી. તે જ પ્રમાણે બધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ માટે કેવળ આપણા સ્વરૂપને સમ્યક્ જાણવુ એ જ કર્તવ્ય છે, અન્ય નહિ. પરતુ જાણવુ સમ્યક્ બુદ્ધિ વડે જ થાય છે. જે બુદ્ધિરૂપી દર્પણમા મલવિક્ષેપાદિ દોષરૂપ મલિનતા છે, તેને દૂર કરવા માટે અનેક જપ, તપ, ભજન, યજ્ઞ, દાન, પૂજા, તીર્થ, યાત્રા, વ્રત, શમ, દમ, વૈરાગ્ય અને વિવેકાદિ સાધન છે, કઈ બધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ માટે સાધન નથી. એ જ અશમા ગુરુશાસ્ત્રનો પુરુષાર્થ સફળ છે અથવા તો અસ્તિત્વ, સ્ફુરણુત્વ, પ્રિયત્વરૂપ નિજ સ્વરૂપથી જે ભિન્ન પ્રતીતિ થાય છે, તે જ ભ્રમ છે. તે ભ્રમની નિવૃત્તિપ્રાપ્તિમા જ ગુરુશાસ્ત્રની સફળતા છે, કઈ મોક્ષરૂપ બ્રહ્માત્માની પ્રાપ્તિ માટે ગુરુશાસ્ત્ર નથી. હે વિષ્ણુ! મારા સ્વરૂપમા મન, વાણી અને વેદનો માર્ગ નથી. શું કહુ-હુ આવો છુ કે તેવો છુ ? જે હુ છુ તે જ છુ. મારાથી કશુ કહેવાતુ નથી!

મહા આશ્ચર્ય છે કે સત્સગતિ પહેલાય હુ સ્વત જ બધમોક્ષથી રહિત, શુદ્ધ ચૈતન્ય, નિર્વિકાર અને નિર્વિકલ્પ તથા દેશ, કાળ, વસ્તુભેદથી હુ રહિત હતી, છતા ત્યારે પોતાના સ્વરૂપને ન જાણવાથી હુ પોતાને મળમૂત્રરૂપ સધાત જ જાણતી. કોઈ તૃણુની અદર હાથને છુપાવવા માગે તે મૂર્ખ છે, તેવી જ હુ હતી. કારણુ પચભૂતોના વિકારરૂપ આ પચ જ્ઞાનેદ્રિય, પચ કર્મેદ્રિય, પચ પ્રાણુ, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારયુક્ત સઘાતતૃણુ છે. તે તૃણુ વિષે (આ તૃણુની ઉત્પત્તિ, નાશ તથા તેના ભાવાભાવને જાણુવાવાળા તથા શબ્દસ્પર્શાદિક વિષયોને સિદ્ધ કરવાવાળા) સાક્ષી ચૈતન્ય આત્મારૂપ હસ્તીને હુ શુદ્ધ ભાવથી તે રહિત છતાં છુપાવતી હતી. તાત્પર્ય કે હુ પ્રકટ સૂર્યની માફક દ્રષ્ટારૂપ છતા પણ પોતાને દશ્યરૂપ જાણુતી હતી. એ જ અપરાધે કરીને ભ્રમ વડે હુ ભ્રમરૂપ જન્મમરણુને પ્રાપ્ત થતી રહેતી, પરતુ હવે મે પોતાના સ્વરૂપને સમ્યક્ જાણ્યુ છે. મે ભ્રમરૂપ ચોરને કાઢ્યો છે. એ જ દુઃખ દેતો હતો. હવે મારા ભ્રમ નિવૃત્ત થઈ ગયા છે.'

વિષ્ણુ કહે હે ગણી! એ પણ તને ભ્રમ જ છે કે પૂર્વે હું

અજ્ઞાન હતી અને હવે મોક્ષને પ્રાપ્ત થઈ છું. આત્મામાં ત્રણે કાળમાં બંધમોક્ષ છે જ નહિ. જે મને પોતાને બદ્ધ માન્યો હતો, તે જ મન હવે મોક્ષ માને છે. તેથી જણાય છે કે બંધમોક્ષ માનવામાત્ર છે. તું આત્મા મનની બન્ને અવસ્થાનો સાક્ષી છે. હે રાણી! તું સર્વથી ઉચ્ચ પદને પ્રાપ્ત થઈ છે.

રાણી કહે: મારામાં ઉચ્ચનીચ એકે નથી, હું એકરસ આત્મા છું.

વિષ્ણુ કહે: હે અમરસ્વરૂપ! એવા ગૌરવના વચન ન કહે. જેણે પોતાના સ્વરૂપને પ્રાપ્ત કર્યું છે તેને તો ભલી ચૂપ! જો સંસારમાં કોઈએ ધનસંગ્રહ કર્યો હોય અને તેને કોઈ પૂછે કે તમે કંઈ ધન સંચય કર્યો છે, તો તે કહેશે કંઈ નહિ.

રાણી કહે: હે વિષ્ણુ! જે ખાય છે તેને જ ઓડકાર આવે છે જેને ચિંતામણિ પ્રાપ્ત થયો છે તે હજારવાર છુપાવે તોપણ છુપાતો નથી. હે વિષ્ણુ! નિર્બળ પુરુષ જ કોઈના ભયથી ધન છુપાવે છે. જે નિર્ભય અને સર્વથી બળવાન છે તેનુ ધન છુપાવ્યુ છૂપતુ નથી. જેમ સૂર્યનું પ્રકાશરૂપ ધન બ્રહ્માદથી છુપાવ્યુ છૂપતું નથી, તેમ સૂર્યમાં પણ પોતાના સ્વયંપ્રકાશરૂપ ધનને છુપાવવાની તાકાત નથી તે જ પ્રમાણે હું ચૈતન્યની સ્વયંપ્રકાશકતા વડે જે સર્વ દૃશ્યની પ્રકાશકતા તથા સ્વરૂપથી જ બંધમોક્ષરહિતત્વ, નિત્યમુક્તત્વ, પરિપૂર્ણતા, એકરસતા, સદ્‌રૂપતા, આનંદરૂપતા, તથા અવાઙ્‌મનસગોચરતા વગેરે રૂપ ધન છે, તે આ અસત્, જડ, દુઃખરૂપ દૃશ્યથી છુપાવ્યુ છૂપતું નથી. ઊલટું હું ચૈતન્યના સત્તાસ્ફૂર્તિરૂપ ધન વડે અસત્, જડ, દુઃખરૂપ દૃશ્ય પણ સત્, ચિત્ સુખરૂપ ધનવાળું પ્રતીત થાય છે, તથા હુથી તે ભય પામે છે. જેમ ગોળ વડે કડવો પદાર્થ પણ મધુર થાય છે.

રજ્જુની સતરૂપતા કલ્પિત દંડમાળાદિથી છુપાવી છૂપતી નથી. ઊલટી રજ્જુ વડે તેમની સિદ્ધિ થાય છે, માટે હે વિષ્ણુ! કહો, હું સત્ય કહુ છું કે અસત્ય? જો અસત્ય કહેતી હોઉં, તો મને દંડ દો.

વિષ્ણુ મૌન રહ્યા, કારણ આગળ વચનનો માર્ગ નહોતો.

રાણીએ કહ્યુ: હે વિષ્ણુ! મૌન ન રહો. વચનવિલાસ કહ્યા-સાંભળ્યા વિના સંશય દૂર થતા નથી.

વિષ્ણુએ રાજાને કહ્યું: હે રાજન! હવે તું શું કરવા ચાહે છે! તે કયુ સ્થાન ગ્રહણ કર્યું છે?

રાજા: ચાહના, અચાહના, ગ્રહણ કરવું ન કરવું, બંધમોક્ષની

નિવૃત્તિપ્રાપ્તિ માટે કર્તવ્ય માનવું અને જ્ઞાન પછી પોતાને નિષ્કર્તવ્ય માનવું વગેરે સર્વ અંતઃકરણના સ્વભાવ છે, હું ચૈતન્યના એ સ્વભાવ નથી. તેથી મને કંઈ જ ઇચ્છા નથી. જેમ આપ ફરમાવશો તેમ જ હું કરીશ.

વિષ્ણુ કહે : હે રાજન્! તું હવે વિષ્ણુ થયો છે! આપમેળે મળી આવે તેમાં હર્ષશોકરહિત તથા ગ્રહણત્યાગથી રહિત થઈને ધર્મપૂર્વક જીવન્મુક્ત થઈને વિચર. આ સર્વ દૃશ્યપદાર્થ તું ચૈતન્યની લીલામાત્ર છે. તને કોઈ દુઃખના હેતુરૂપ નથી; ઊલટા તે સુખના હેતુરૂપ છે.

## અહંકારનું કર્તવ્ય

તું ચૈતન્યમહારાજાની પ્રસન્નતા વાસ્તે અહંકારરૂપ માળીએ તું ચૈતન્યની સત્તા મેળવીને, આ સંસારરૂપ બગીચો રચ્યો છે. અંડજ, જરાયુજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ એ ચાર યોનિમાં થનારા જીવરૂપી પુષ્પો આ સંસારરૂપ બગીચામાં ખીલી રહ્યાં છે. સાત સમુદ્ર મોટા પૂતળાં છે. સૂર્યચંદ્રરૂપ દીપકો પ્રકટેલા છે. જ્યોતિષચક્ર નાનાનાના દીપકો રૂપે પ્રકાશી રહેલુ છે. મેઘમાળારૂપ ફુવારા ઊડી રહ્યા છે. જુઓ, હે રાજન્! કોઈ મનુષ્યરૂપી પુષ્પ શુદ્ધ શુક્લરૂપ છે, કોઈ લાલ રંગનુ છે, કોઈ કૃષ્ણરંગી છે, કોઈ શુક્લ-લાલમિશ્રિત છે, તો કોઈ કૃષ્ણરક્ત મિશ્રિત છે. થોડાક જ રજ અને તમની સાથે શુદ્ધ મુખ્યત્વે સત્ત્વગુણના મુખ્ય સ્વભાવવાળા વિષ્ણુ આદિ શુદ્ધ શુક્લ પુષ્પરૂપ છે. રજોગુણ સ્વભાવ વાળા જીવને લાલ પુષ્પ સમજવાં. તમોગુણ સ્વભાવવાળા જીવને નીલવર્ણના પુષ્પ જાણવાં. સત્ત્વગુણસ્વભાવવાળા જીવને કેવળ ધોળા પુષ્પ જાણવાં. કંઈક સત્ત્વરજ સાથેના કેવળ તમોગુણમુખ્યવાળા નારકી (નરકનિવાસી), રાક્ષસ, દૈત્ય, સર્પાદિક જીવરૂપ પુષ્પ છે. કંઈક તમસત્ત્વગુણ સાથે રજોગુણ, મુખ્યવાળા મનુષ્યાદિના અનેક ભેદ છે. આ ચારે પ્રકારના જીવ ત્રણે ગુણોના સ્વભાવવાળા છે, પૃથક્ નથી. જુઓ, કોઈ જીવરૂપ પુષ્પ જોતાં જોતાંમાં અદૃશ્ય થાય છે. કોઈ નવીન પ્રકટ થઈ આવે છે. કોઈ કરમાઈ જાય છે. કોઈ (કોલેરા જેવા) ઝેરી પવનના રોગથી અથવા અનેક જીવોનાં પ્રારબ્ધકર્મના ક્ષયરૂપ વાયુથી એકસાથે આ જીવરૂપ પુષ્પો ખરી પડે છે. આ પ્રમાણે અનેક પ્રકારનાં કૌતુક અહંકારરૂપ માળીએ સંસારરૂપ બગીચામાં કરી રાખ્યાં છે.

## મનનું કર્તવ્ય

જો! મનરૂપ નટ તું ચૈતન્યમહારાજની પ્રસન્નતા માટે અનેક વેષ

ધારણ કરી રહેલો છે. કદી તે પોતાને બદ્ધ માને છે, તો કદી તે પોતાને મુક્ત માને છે! એ મનના જ વેષ છે. કદી તે નિર્વિકલ્પ થાય છે, ત્યારે હર્ષ માને છે. કદી વિષયના સંગથી તે ચંચળ થાય છે, ત્યારે પોતાને ધિક્ સમજે છે. હે રાજન્! એ પણ મનરૂપ નટના જ વેષ છે. ક્વચિત્ પોતાને વૈરાગ્યવાન માની ઉત્કર્ષ પામે છે અને બીજાઓને અવિરાગવાન જોઈને તર્ક કરે છે. ક્વચિત્ પોતાને પંડિત માને છે અને ક્વચિત્ મૂર્ખ માને છે. ક્વચિત્ જ્ઞાની બની પોતાને કૃતકૃત્ય માને છે, તો ક્યારેક અજ્ઞાની થઈ અકૃતકૃત્ય પણ માને છે. એ પણ વિચિત્ર મનના જ સ્વાંગ છે! ક્વચિત્ તે પોતાને પુણ્યવાન માને છે, તો ક્વચિત્ પોતાને પાપી માને છે. વળી ક્વચિત્ તે પોતાને જીવ માને છે, ક્વચિત્ પોતાને શિવ માને છે, તો કદી વેદાંતના સંબંધથી પોતાને ઈશ્વર માને છે. કદાચિત્ જીવઈશ્વરના ભેદ માનવારૂપ સ્વાંગને તે ધારણ કરે છે અને કદી જીવ તથા ઈશ્વરને અનેક માનવારૂપ વેષ પણ ધારણ કરે છે! કદી તે સંશયવાન થાય છે તો કદી નિઃસંશય થાય છે. આ પણ મનરૂપ નટના જ વિવિધ વેષ છે. કદી સમાધિ કરવી, કદી યોગ કરવો, કદી શાંતિમાન થવું, કદી અશાંતિમાન થવું, કદી મૌની થવું, કદી અમૌની થવું, કદી પોતાને આશ્રમી માનવો, કદી પોતાને તેથી રહિત માનવો, એ સર્વ મનરૂપ નટનું તમારા આગળ એક પ્રકારનું નૃત્ય છે! કદી પોતાને દ્રષ્ટા, સાક્ષી, સત્, ચિત્, આનંદરૂપ માનવા અને કદી પોતાને અસત, જડ, દુઃખરૂપ દૃશ્ય જાણવા, એ પણ મનરૂપ નટના જ વેષ છે. કદી કર્મકાંડથી અંતઃકરણની શુદ્ધિ માનવી, કદી ઉપાસનાથી મનની નિશ્ચલતા માનવી, કદી જ્ઞાનથી આવરણની નિવૃત્તિ માનવી, કદી તીર્થાદિના સ્નાનથી પુણ્ય માનવું, કદી તે ન માનવું, કદી વેદાધ્યયન કરવું, પરસ્પર શાસ્ત્રોના જ વાદ કરી ખંડનમંડન કરવું અને કદી જ્ઞાનથી મુક્તિ માનવી, કદી કર્મઉપાસનાથી મુક્તિ માનવી, કદી બંધમોક્ષ પણ ન માનવા, વગેરે મનવાણી સહિત મનવાણીના કથનચિંતનરૂપ સર્વ મનરૂપ નટનું નાટક છે. કદી રાજસ સંકલ્પો સ્ફુરવા, કદી સાત્ત્વિક સ્ફુરવા, કદી તામસ સ્ફુરવા, એ સર્વ જુઓ! આ મનરૂપ નટના જ વેષ છે!

### બુદ્ધિનું કર્તવ્ય

કોઈ પદાર્થનો નિશ્ચય કરવો અને કોઈનો ન કરવો, એ બુદ્ધિરૂપી વેશ્યાનું તમારા આગળ નૃત્ય છે. હજારોવાર જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ,

મૂર્છા, મરણ, સમાધિ એ પણ બુદ્ધિરૂપી વેશ્યાનું જ તમારી સમીપ નૃત્ય છે.

કદી બાળક થવું, કદી યુવાન થવું, કદી વૃદ્ધ થવું, કદી ઉત્પત્તિ થવી, કદી નાશ થવો, એ શરીરરૂપી નટનું તમારી પ્રસન્નતા અર્થે નાટક છે.

કદી ક્ષુધા લાગવી, કદી તૃષા લાગવી, એ પ્રાણરૂપ નટનુ તમારી આગળ નાટક છે.

કદી ચિંતન કરવું અને કદી નિર્ગુણ અથવા સગુણ પરમેશ્વરનું ધ્યાન કરવું. કદી તે કરવાથી પ્રસન્ન થવું અને કદી તે ન થવાથી અપ્રસન્ન થવું; એ ચિત્તરૂપી નટનું તમારી સમીપ નાટક છે. કદી દેહાભિમાન કરવું, કદી આત્મામાં અહંપ્રત્યય ( અહંભાવ ) કરવો, એ અહંકારરૂપી નટનું તમારી આગળ નાટક છે.

હે રાજન્! બીજાં નાટક પણ જુઓ! શ્રોત્રાદિક ઇંદ્રિયો સ્વયં ચૈતન્યઆત્માની ગુલામ છે. આપ ચૈતન્યસાક્ષીની પ્રસન્નતા માટે તે શબ્દાદિ વિષયોને ગ્રહણ કરીને તમારી આગળ ભેટ ધરે છે. જેમ પાળેલું બાજ બીજા પક્ષીને મારીને પોતાના પાલક આગળ લાવીને ધરે છે અને પાલક એ તમાશો જોઈને પ્રસન્ન થાય છે; તેમ શ્રોત્રાદિ ઇંદ્રિયોરૂપી બાજ શબ્દાદિ વિષયરૂપ પક્ષીને ગ્રહણ કરીને આપ ચૈતન્ય-આત્મા સમીપ ધરે છે અને એ નાટક જોઈ આપ પ્રસન્ન થાઓ છે.

તે જ પ્રમાણે વાગાદિ કર્મેંદ્રિયરૂપ નટ પણ તમારા આનંદને માટે શબ્દઉચ્ચારણાદિ નાટક કરી રહ્યા છે. તાત્પર્ય કે કાયિક, વાચિક, માનસિક, જેટલીજેટલી આ સંઘાતની ચેષ્ટાઓ છે, તે સર્વ આપ ચૈતન્યસાક્ષીની આગળ નાટક છે. હે રાજન્! આપ સાક્ષીચૈતન્ય મનાદિ નટોની સાથે એકરૂપ થઈને નાટક ન કરતા. કારણ એ વિપર્યય (અવળી) બુદ્ધિ વડે એવા તુચ્છ વ્યવહાર કરશો, તો વિદ્વાનોમાં હાસી થશે. જુઓ, કોઈ ભલો માણસ નટોની સાથે ભળી જઈને નાટક કરે છે, તો સર્વ લોક તેની નિંદા જ કરે છે. ભલા મનુષ્ય, તમે મનાદિક નટોના નાટકના દ્રષ્ટા, સાક્ષી, ચૈતન્ય, નિર્વિકાર, નિર્વિકલ્પ, સ્વતઃ સિદ્ધ છો. તેમાં યત્નની અપેક્ષા નથી. હે રાજન્! અસલ વિચાર કરો, તો આપ ચૈતન્યને દ્રષ્ટાપણાના આરોપનો આ જે ઉપદેશ કર્યો છે, તે પણ દશ્યથી ભિન્ન બતાવવાને માટે, કારણકે મુમુક્ષુને પ્રથમ નિષેધમુખી ઉપદેશ જ કરવો ઘટે છે. પોતાના સ્વરૂપને દશ્યથી ભિન્ન જાણીએ, ત્યાર પછી જ સર્વ વિધિનો ઉપદેશ થાય, જેમકે પ્રથમ સ્વપ્નદ્રષ્ટાને સ્વપ્નના પદાર્થોથી જુદો બતાવ્યા પછી જ સર્વ સ્વપ્નદ્રષ્ટારૂપ છે એમ

ઉપદેશ થાય. માટે હે રાજન્! અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આપ જ સર્વાત્મા છો. દ્રષ્ટા, દર્શન, દશ્ય, ત્રિપુટીરૂપ પણ આપ જ છો. ત્રિપુટીને પ્રકાશ કરવાવાળા પણ આપ જ છો. ઊઠો, જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી કોઈ નહીં ને કોઈ ચેષ્ટા કરવાની છે જ, તેમ જ સર્વ ચેષ્ટા સ્વપ્ન તુલ્ય મિથ્યા પણ છે. માટે જે સાચું હોય તેમાં કેમ ન વિચરો?

એમ કહી વિષ્ણુ ચાલ્યા ગયા. રાજારાણી વિજ્ઞાતવેદ્ય[1] થઈને પોતાનાં રાજ્યકાર્ય કરવા લાગ્યાં, પરંતુ સર્વ વ્યવહાર કરતાં છતાં જળકમળવત્ અલિપ્ત રહ્યાં.

## કાળથી કેવી રીતે અને કોણ છૂટી શકે છે!

ધર્મરાયે કહ્યું: હે યમકિંકર! જે દેહઅભિમાનથી રહિત સમ્યક્ પોતાના સ્વરૂપને જાણે છે. સારાંશ કે આ પંચભૂતોના વિકારરૂપ સંઘાત હું નથી; પરંતુ હું ચૈતન્યસાક્ષી આત્મા છું, એ નિશ્ચયવાળો જે છે, તે પુરુષના ઉપર તમારું–અમારું જોર નથી ચાલતું. જે ધર્માત્મા છે, જે ધર્મપૂર્વક ધન ઉપાર્જન કરીને પોતાનાં બાલબચ્ચાંઓનું પાલન કરે છે, યથાયોગ્ય પોતાના સામર્થ્ય અનુસાર અતિથિસેવન પણ કરે છે અને પાપાચરણ નથી કરતા, તેના ઉપર પણ તમારું–અમારું જોર નથી ચાલતું. જે પુરુષ હરિનું પોતાના આત્માથી ભિન્નરૂપે અથવા અભિન્નરૂપે, સગુણ અથવા નિર્ગુણ, પરમાત્મારૂપે સ્મરણધ્યાન કરે છે, અને સત્યસંભાષણાદિ ગુણોથી યુક્ત સજ્જનરીતિથી રહે છે, તેના ઉપર પણ તમારું–અમારું બળ ચાલતું નથી. વળી જે પ્રણવાદિક હરિના નામોનો શ્રદ્ધાપૂર્વક હરવખત ઉચ્ચાર કર્યા કરે છે, પરોપકારી છે તથા પાપાચરણ કરતો નથી, તેના ઉપર પણ તમારું–અમારું બળ ચાલતું નથી.

## કાળ કોને પકડે?

હે યમકિંકર! જે પાપાચારી છે, અન્યાયકારી છે, વિશ્વાસઘાતી છે, દુરાચારી છે, માતાપિતાનો મનવાણીશરીર વડે કોઈ પ્રકારે પણ જે તિરસ્કાર કરે છે, જે કૃતઘ્ન છે, જે ચોરી કરીને પરધનને હરે છે, જે ગુરુ, વિદ્વાનનો તિરસ્કાર કરે છે, જે દેહાભિમાની છે અને જે પરમેશ્વરના નામનું પણ સ્મરણ કરતો નથી, તેના ઉપર તમારું–અમારું જોર ચાલે છે. તેને તમે દુ:ખ દઈ શકો છો. જુઓ લોક વિષે રાજા અને રાજાના સિપાઈ અન્યાયકારી મનુષ્યને જ દુ:ખ આપી શકે છે.

---

૧ જાણવા યોગ્ય જેણે જાણ્યું છે તેવા

જે ભલો મનુષ્ય પોતાના રસ્તે જ જાય-આવે છે, તેને રાજા અથવા રાજસિપાઈ કોઈ પણ દુઃખ આપી શકતા નથી; ઊલટું જ્યાં ધર્મનું કાર્ય હોય ત્યાં તેની સાક્ષી મંજૂર થાય છે! માટે હે યમકિંકર! તું અને હું કોઈને પણ દુઃખસુખ આપી શકતા નથી. જીવ પોતાનાં શુભાશુભ કર્તવ્ય વડે જ સુખદુઃખ પામે છે. માટે હું દુઃખ આપું છું એવું અભિમાન ન કર. હે યમકિંકર! તેં કહ્યું હતું કે હું પ્રાણીને લેવા જાઉં છું, લઈને પણ આવું છું, પરંતુ તેનું રૂપ શી વસ્તુ છે તે હું જાણતો નથી. તો હે કિંકર! જે પ્રાણીના સ્વરૂપને તું જોવા ચાહે છે, તે તારો પોતાનો આત્મા છે. પોતાના આત્માને તું શી રીતે દેખે? ચક્ષુ અન્યને જુએ છે, પરંતુ તે ચક્ષુઓને પોતે નથી જોઈ શકતાં. તે રીતે જોવું બીજાનું થાય છે. દશ્ય વડે દ્રષ્ટા જણાતો નથી; દ્રષ્ટા વડે જ દશ્યને જાણી શકાય છે. હે કિંકર! મન વડે અથવા ચક્ષુ આદિ ઇંદ્રિયો વડે, તું પ્રાણીનાં સ્વરૂપ જોવાની ઇચ્છા કરે છે, પણ તે મન-ઇંદ્રિયાદિક દશ્યના સ્વયં દ્રષ્ટા, પોતાના સ્વયં પ્રકાશને તું કેવી રીતે દેખી શકે? ન જ દેખી શકે. જેમ ચક્ષુ સર્વને જુએ છે અને ચક્ષુ-ઓને કોઈ દેખતું નથી. હવે ચક્ષુઓથી પ્રકાશિત પદાર્થો કહે કે અમે ચક્ષુઓને જોઈએ કે જાણીએ છીએ તો તેમનું કહેવું નિષ્ફળ છે. તે જ પ્રમાણે તું પોતાના આત્માને મન વડે અથવા ચક્ષુઓ વડે દેખવા ચાહે છે, તેથી તારી બુદ્ધિ હસવાયોગ્ય છે. હે યમકિંકર! તું દેહાભિમાનને ત્યજ અને પોતાને ચિદ્ઘન, નિત્ય સુખરૂપ જાણ, એટલે તું કાળભયથી નિવૃત્ત થાય. પોતાના સહિત આ સર્વ નામરૂપપ્રપંચ વાસુદેવ છે એવો જેને નિશ્ચય થયો છે, તેને યમનું શું પ્રયોજન છે? જેણે દેહાભિમાનનો ત્યાગ નથી કર્યો અને જે પાપાચારી છે, તે જ મારી પાસે આવે છે. માટે હે કિંકર! ભજન ગોવિંદનું કર, એટલે મલિનતાથી છૂટી નિર્મળ થવાય. 'પોતાના સહ સર્વ હરિ છે' એમ જાણવું, એ ભજન છે. હવે આગળ શું પૂછવું છે?

કિંકર કહે: જેમ માછલીને જળના સમુદ્રમાંથી કાઢીને સુગંધીના સમુદ્રમાં નાખે તો માછલીને તે નાપસંદ પડે છે, કારણ સુગંધી તો તેને વિષ જેવી છે તેજ પ્રમાણે મને બીજી કંઈ મતલબ નથી; એટલુ જ પ્રયોજન છે કે મારા સ્વરૂપને જાણું. પણ મને લાગ્યુ છે કે આ બધી તમારી-અમારી ધામધૂમ અજ્ઞાની મનુષ્યોને ઠગવાને વાસ્તે છે. વિચાર કરતાં એ સર્વ ભ્રમમાત્ર છે.

ધર્મરાય કહે: એવું ન કહે. મારી શાસનાથી ડર. પોતાના

પ્રભુ સાથે કિંકરે (ચાકરે) સમાનતા બતાવવી ન જોઈએ.

યમકિંકર કહે: ન આપ પ્રભુ છો, ન હું કિંકર છું. એક ગોવિંદ આત્મા જ છે, પણ એ રાજાની કોઈ કથા કહો.

ધર્મરાય કહે: થોડીક વાત કરી ત્યાં તો તું કહે છે કે ધર્મરાય, કિંકર, સર્વ ભ્રમમાત્ર છે. હવે જ્યારે ભિન્નભિન્ન સમ્યક્ પ્રકારે કહીશ, ત્યારે તો તું નિશ્ચય કરશે, કે ત્રિલોકી જ નથી! ખરે, અનુચર સાથે બેમર્યાદ વાત કરવી એ દુઃખનું મૂળ છે.

હે કિંકર! ચોરાશી લક્ષ યોનિ નરક છે. નારકી દેહાભિમાની તે નરકનો ભોક્તા છે. આત્મારૂપ એક જ સ્વર્ગ છે, ચાહે તો તે સ્વર્ગમાં અથવા નરકમાં વાસ લે.

કિંકર કહે: સ્વર્ગનરકરૂપ અહંકાર જ નથી. સર્વ ગોવિંદ છે. પણ રાજાની કથા તો કહો.

ધર્મરાય કહે. જો તું એના જેવો થતો નથી, તો પછી તેની કથા પૂછવાનું શું પ્રયોજન છે? નારાયણને પોતાના આત્માથી અભેદ જાણ, એટલે તારું હૃદય શુદ્ધ થાય. શુદ્ધ હૃદય વિના મારાં વચનો તારામાં પ્રવેશી શકશે નહિ. હે કિંકર! જો તું પોતે જ વિચાર ન કરે, તો બ્રહ્મા, વિષ્ણુ, શિવ સુદ્ધાં તને ઉપદેશ કરે તોય તેનો કઈ ગુણ નહિ થાય. માટે દેહાભિમાનને ત્યાગ અને સત્ય પ્રતીતિ કર કે 'આત્મા વગર કશું જ નથી.' હે કિંકર! ગોવિંદ તો જગતની ઉત્પત્તિ, પાલન, સંહાર વગેરે વિકારી સ્વભાવવાળો છે. તારું સ્વરૂપ તો આત્મા, નિર્વિકાર, શુદ્ધ છે.

કિંકર કહે: તમે શુદ્ધ–અશુદ્ધ કહો છો; પણ હું બન્નેથી ન્યારો છું. કથા તો કહો.

ધર્મરાય કહે: સાંભળ. સમય જતાં ફરીથી રાજાના અંતઃકરણમાં વિષ્ણુનાં દર્શનની અત્યંત પ્રીતિ થઈ. ભક્તવત્સલ વિષ્ણુ પણ તત્કાળ રાજાના અંતઃપુરમાં પ્રકટ થયા. રાજા તેમને જોઈને પ્રેમમાં નગ્ન થયો અને સ્તુતિ કરવા લાગ્યો: હે વિષ્ણુ! હું કઈ જ નથી; જે કઈ છે તે તું જ છે! મધ્યમાં પણ તું જ છે, અંતમાં પણ તું જ છે!

વિષ્ણુ કહે: જો સર્વ હું જ છું અને તું નથી, તો તેં શી રીતે જાણ્યું કે સર્વ વિષ્ણુ તું જ છે? પોતાપણારૂપ અહંકાર વિના આ જાણ્યું જતું નથી.

રાજાએ કહ્યું: જે કહું છું તે અવિદ્યા વડે કહું છું. તારા મેળાપથી પોતાપણારૂપ અહંકાર ન રહ્યો! જુઓ અગ્નિના સંગમાં

કાષ્ઠનો આકાર પોતાપણારૂપ રહેતો નથી! શું કહું? જે કંઈ છે, તે તું જ છે! આપ જ આપને કહે છે, આપ જ આપને જાણે છે, આભળે છે, સ્પર્શ કરે છે, લે છે, દે છે, માગે છે, નવ ત્રિપુટીરૂપ આપ જ છે. જેમકે સ્વપ્નદ્રષ્ટા સર્વરૂપ છે.

વિષ્ણુએ કહ્યું: કંઈ માગ.

રાજા કહે: હું છું જ નહિ, તો માગું શું? એ જ કૃપા કરો કે તું વિના ન દેખું, ન સાંભળું.

વિષ્ણુ કહે: જ્યારે કોઈ પદની પણ ચાહના ન રહે, ત્યારે અભેદદષ્ટિ થાય છે. ચાહના એ જ સ્વરૂપદર્શનમા પડદો છે. જો ચાહના નાશ પામે તો આપોઆપ જ છે. ચાહના(કામના) દૂર કરવી તેને જ શાસ્ત્ર કર્તવ્ય કહે છે. કોઈ પોતાના સ્વરૂપદર્શનમાં કર્તવ્ય નથી કહેતું. સૂર્યદર્શનમાં વાદળ દૂર કરવાનુ જ કર્તવ્ય છે, અન્ય કર્તવ્ય નથી.

## ચાહના કેવી રીતે છૂટે?

રાજાએ કહ્યું: ચાહનાને દૂર કરવાનો ઉપાય કહો.

વિષ્ણુ કહે: જ્યારે પોતે માયાના ગુણોની સાથે મળીને કંઈ રૂપે બને છે, ત્યારે જ ચાહના થાય છે, જ્યારે પોતાપણારૂપ અહંકાર જાય છે, ત્યારે ચાહના પણ સાથેસાથે જ જાય છે માટે વચ્ચેથી પોતાને જ ઉઠાવી લે. બાકી જે શેષ છે તે અવાચ્યપદ છે. જે પરમાત્માનો ભક્ત કહેવડાવે છે, પણ પોતાપણાને વચમા રાખે છે, તેને ધિક્ છે!

હે રાજન્! જેમ સર્વે પદાર્થોની અંતર તથા બહાર આકાશ પૂર્ણ છે, તેજ પ્રમાણે તું પોતાને પૂર્ણ જાણ. 'આ સર્વ નામરૂપ જગત હું જ છું, હું ચૈતન્ય વિના ન કોઈ થયુ છે, ન થશે, હું ચૈતન્યની જ સર્વ ઉપાસના, પ્રાર્થના તથા પૂજા કરે છે. હું ચૈતન્ય જ સર્વને પોતપોતાનાં કર્મ અનુસાર ફળ આપુ છુ. હું ચૈતન્યનો સર્વદા જય છે! હું જ વેદ્યમાં પણ વેદ્ય, સર્વને પ્રાપ્ત કરવા યોગ્ય છુ.' એ દૃઢ ભાવનાને ધારણ કર કે જેથી તે રૂપ થવાય.

હે રાજન્! એ તો પ્રકટ જ છે કે જ્યાં સુધી લાકડાને અગ્નિનો સંગ થયો નથી, ત્યાં સુધી તે લાકડારૂપે છે જ્યારે તે પોતાને સ્વયં અગ્નિને સોંપી દે છે, ત્યારે તે પોતાપણાને ત્યાગી અગ્નિરૂપ થાય છે. તેજ પ્રમાણે જ્યાં સુધી તું પોતાના અહંકારરૂપ કાષ્ઠને બ્રહ્મઅગ્નિમાં બાળતો નથી, ત્યાં સુધી જ તારે આવાગમન છે. જ્યાં તે જાણ્યું કે એક આત્મચૈતન્ય હું છું એટલે દ્વૈત છે જ નહિ, ત્યારે નિઃસંશય તું

તદ્રૂપ થઈશ.

હે રાજન્! મરણના ભયથી અને જીવવાની આશાથી કોઈ એક ઘડી ભજન કરે છે, તો સર્વને કહે છે; મેં તો આટલું ભજન કર્યું! પણ રાત્રિ-દિવસ જ્યારે તે ઇંદ્રિયોની પાલનામાં વિતાવે છે, ત્યારે તે કોઈ સાથે વાત પણ કરતો નથી અને કોઈને કહેતો પણ નથી. માટે સર્વ ચાહનાથી અચાહ થા. અને 'સર્વ હું જ છું' એ રીતે પોતાને પરિપૂર્ણ જાણ. પછી દુઃખસુખ ક્યાં છે?

રાજા કહે: જો સર્વ અસ્તિ, ભાતિ, પ્રિય હું જ છું, તો ચાહના-અચાહના, ગ્રહણ-ત્યાગ પણ હું જ છું. શેનાથી અચાહ થાઉં?

વિષ્ણુ કહે: જે તું ચિંતન કરનારો છે, જેનું ચિંતન થાય છે, તથા જે ચિંતન એ ત્રિપુટી તો તું છે જ, નહિ તો ભ્રમ કેમ કરે છે?

રાજા કહે: જો હું જ નથી, સર્વ અંતર-બહાર તું જ છે, તો ચાહના-અચાહના પણ તું જ છે. 'તું ચાહનાથી અચાહ થા' એ તમારું કહેવું હિસાબવિનાનું છે. ચાહના હો અથવા ન હો, મને શી ફિકર છે? કંઈ જ નહિ. જેને ફિકર હશે તે ત્યાગશે. મને ફિકર નથી તો ત્યાગું શું?

વિષ્ણુ કહે: હે રાજન્! આશાથી નિરાશ થા અને મારે શરણ આવ. હું વિના અન્ય ન જાણ, ન દેખ. જે દૃશ્યમાત્ર જગત છે, તે સ્વપ્ન સમાન છે.

રાજા કહે: જો હું નથી, તું જ છે, તો મને એ વાતોની શી મતલબ છે?

## ભક્તિ ત્રણ પ્રકારની છે

વિષ્ણુ કહે: ભક્તિ કર.

રાજા કહે: જ્યાં અહંકાર છે, ત્યાં જ ભક્તિ છે. જ્યાં અહંકાર નથી, ત્યાં ભક્તિ કોણ કરે?

વિષ્ણુ કહે: ભક્તિ ત્રણ પ્રકારની છે: (૧) ઉત્તમ, (૨) મધ્યમ અને (૩) નિકૃષ્ટ. (૧) પાષાણાદિ મૂર્તિઓની પૂજા એ નિકૃષ્ટ પ્રકારની ભક્તિ છે. (૨) પોતાના આત્માથી પરમાત્માને જુદા માની ધ્યાન, સ્મરણ કરવું એ મધ્યમ ભક્તિ છે અને (૩) પોતાના આત્માથી અભેદ પરમેશ્વરને જાણવા (ઘટાકાશને મહાકાશરૂપ જાણવા બરાબર) એ ઉત્તમ ભક્તિ છે. કારણ કે સત્, ચિત્, સુખરૂપ આત્માથી ભિન્ન ઘટાદિક અનાત્મા છે. પરમાત્માને આત્માથી ભિન્ન માને, તો

અસત્, જડ, દુઃખરૂપ અનાત્મા થઈ જશે. અસત્, જડ, દુઃખરૂપ અનાત્મા જ હોય છે અને જડ, મિથ્યા, દૃશ્ય હોય છે. તેથી કરીને પોતાના આત્માથી પરમેશ્વરને ભિન્ન માનવા, એ ભક્તિ નથી; પણ અભક્તિ છે. માટે 'હું વ્યાપક ચૈતન્ય વિષ્ણુઆત્માથી અભેદ છું એમ જાણ,' એ જ પરમ ભક્તિ છે.

રાજા કહે: મારા સ્વરૂપમાં ભેદ-અભેદ બને નથી. જેમાં ભેદ અભેદનો માર્ગ છે, તે (ત્રણ પ્રકારની) ભક્તિ કરો વા ન કરો! જો સર્વ હું જ છું, તો ઉત્તમ શું, મધ્યમ શું અને નિકૃષ્ટ શું? ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ પણ હું જ છું.

વિષ્ણુ કહે: જે ભક્તિ કરે છે, તે પર-અપરથી[1] છૂટે છે.

રાજા કહે: જેમાં પર-અપર હોય અને જેને પર-અપર દુઃખ દેતું હોય તે અપર-પરથી છૂટવાનાં સાધન કરે. મારા સ્વરૂપમાં દેશ, કાળ, વસ્તુનો ભેદ નથી. હું એકરસ પૂર્ણ છું. પર-અપર ક્યાં છે? પર-અપર પણ હું ચૈતન્ય જ છું. જેમ સ્વપ્નમાં પર-અપર નથી, સ્વપ્નદ્રષ્ટા જ સર્વરૂપ છે, તેમ જો (એકરૂપ થઈને) ભક્તિ ન કરે, અને પોતાનો અહંકાર રાખી રહે, તો તે ભક્તિ નથી, કપટ છે.

વિષ્ણુ કહે: હે રાજન્! ભક્તિ કર, એટલે પોતાના મૂળને પામે.

રાજા કહે: હે વિષ્ણુ! તમે જાતે જ કહ્યું છે: 'સર્વ હું જ છું.' જો સર્વ તું જ છે, તો હું જે ભક્તિ કરું તે કોણ છે?

વિષ્ણુ કહે: હું જ છું અને ભક્તિ પણ હું જ કરું છું.

રાજા કહે: જો સર્વ તું જ છે, તો મારી ભક્તિ કરવા ન કરવાથી તને શી લાભહાનિ છે?

વિષ્ણુ કહે: ભક્તિ વિના સુખ નથી.

રાજા કહે: ભક્તિ કરવાથી સુખ થશે અને ન કરવાથી દુઃખ થશે, તો એવી ભક્તિ કરવાની મને ઇચ્છા નથી. જો સર્વ તું જ છે, તો સુખદુઃખ કોના ઉપર છે? આપ આપની ભક્તિ કરો કે ન કરો! મને પૂછો તો ભક્તિ કરનાર, તે ન કરનાર, તેમ જ બંધમોક્ષ અને જીવઈશાદિ સંસાર માનનાર તો અહંકાર હતો; તે મારો મિથ્યા અહંકાર નષ્ટ થઈ ગયો છે, હવે ભક્તિ, જ્ઞાન, ધ્યાન, ભજન કોણ કરે? મારા સ્વરૂપમાં તો પૂર્વે પણ સંસાર નહોતો; ભ્રમ વડે અહંકારે તે કલ્પ્યો હતો. તે અહંના જવાથી સંસાર પણ ગયો. તો હવે ભક્તિ કોણ કરે? ભક્તિ સેવકસ્વામીના ભાવ વિના થતી નથી અને મેં

૧ પર=નામરૂપરહિત; અપર=નામરૂપવાળું.

તો આપ સહિત સર્વ જગતને હરિરૂપ જાણ્યું છે.

વિષ્ણુ કહે: એ જ પરમ ભક્તિ છે—પોતાના આત્માથી મને અભેદ જાણવો. નહિ તો કપટ છે.

એટલી વાત કહીને વિષ્ણુ અંતર્ધાન થઈ ગયા.

ધર્મરાયે કહ્યું: હે કિંકર! જ્યારે તારી પણ એ અવસ્થા થાય ત્યારે તું સ્વરૂપને પામે.

કિંકરે કહે: પોતાની સ્થિતિ વિના સ્વરૂપની પ્રાપ્તિ કઠિન જણાય છે; કારણ કે રસનાથી વારંવાર 'નારાયણ, નારાયણ' કરું છું, પણ મન તો પાપપુણ્યમાં બંધાયેલું છે. તેથી ભજન નથી, કપટ છે. કર્મ કરતાં છતાં પોતાને નિષ્કર્મ જાણું, સર્વ આશાથી નિરાશ થાઉં, ત્યારે પૂર્ણકામ થાઉં. હે ધર્મરાય! હું કોણ છું? મારું મૂળ શું છે?

ધર્મરાય કહે: તને કેટલી વાર કહ્યું છે કે એ વાત મને ન પૂછ; કારણ કે મને તો જીવોનાં સારાંખોટાં કર્મોનો પક્ષપાતરહિત ધર્મપૂર્વક ન્યાય કરવાની જ પરમાત્માની આજ્ઞા છે. કંઈ જીવઈશનાં સ્વરૂપનો ઉપદેશ કરવાની આજ્ઞા નથી.

કિંકર કહે: મોટું આશ્ચર્ય છે! પોતાના સ્વરૂપને જાણ્યા વિના સુખને માટે કર્મ કરવાં તે પ્રકાશ વિના અંધારાને દૂર કરવા જેવું છે.

હે મૈત્રેય! તે જ સમયે વસિષ્ઠ 'सर्वमिदमहं च वासुदेवः' 'सर्वमिदमहं च वासुदेवः (આ બધું અને હું વાસુદેવ છે.)' કહેતા કહેતા આવી પહોંચ્યા.

વસિષ્ઠે કહ્યું: હે ધર્મરાય! તમે કહ્યું કે જેનું મન અવિદ્યામાં લીન છે, તેને સ્વરૂપની પ્રાપ્તિ કઠિન છે અને જેનું મન શુદ્ધ છે, તેને સુગમ છે. તો કહો, મલિનતા, શુદ્ધતા બન્ને કોનાથી પ્રકાશે છે અને તે શેમાં છે?

ધર્મરાય કહે: બન્ને આત્માથી પ્રકાશે છે અને અંતઃકરણમાં બન્ને છે. જુઓ, દર્પણના મકાનમાં શુદ્ધતા, અશુદ્ધતા, અમૃત, વિષ બન્નેનો નેત્રોથી પ્રકાશ થાય છે અને અમૃત, વિષ, બન્ને દર્પણના મકાનમાં છે. વળી જુઓ, શુદ્ધ દર્પણમાં મુખ દેખી શકાય છે અને અશુદ્ધમાં નથી દેખી શકાતું. તે જ પ્રમાણે શુદ્ધ અંતઃકરણરૂપી દર્પણથી આત્મારૂપી મુખ દેખી શકાય છે, અશુદ્ધથી નહિ. જો કહો કે અંતઃકરણને શુદ્ધ કરવાનો ઉપાય કયો છે, તો જપ, તપ, દાન, ભજનાદિક અનેક ઉપાય છે; પરંતુ આપ સહિત સર્વ જગતને સત્, ચિદ્, આનંદરૂપ, નિરંતર દીર્ઘ કાલ પર્યંત, સત્કારપૂર્વક શ્રદ્ધાથી ધ્યાનપૂર્વક જોવાથી અંતઃકરણની શીઘ્ર શુદ્ધિ થાય છે. એ જ નિશ્ચય

બુદ્ધિમાં સમ્યક્ પચી જાય એ જ્ઞાન છે, નહિ તો નિર્ગુણ અહંગ્રહ-ઉપાસના છે.

વસિષ્ઠ કહે: આત્મા સ્ત્રી છે, પુરુષ છે કે નપુંસક છે?

ધર્મરાય કહે: આત્મા ન તો સ્ત્રી છે, ન પુરુષ છે, ન નપુંસક છે. તેમ જ સ્ત્રી, પુરુષ અને નપુંસક પણ આત્મા જ છે. જેમ સ્વપ્નનાં સ્ત્રી, પુરુષ, નપુંસક, દ્રષ્ટા નથી, તેમ જ સર્વ તે જ છે. માટે જ આત્મા આપોઆપ છે.

વસિષ્ઠ કહે: જો આપ છે, તો અન્ય પણ છે; જો અન્ય નહિ તો આપ ક્યાં છે?

ધર્મરાય કહે: નિત્યસુખ જ્ઞાનસ્વરૂપ આત્માથી સર્વ દૃશ્યપદાર્થ ઉત્પન્ન થાય છે. રજ્જુસર્પવત્ આત્મા વડે જ જાણી શકાય છે. આત્મા કોઈ દૃશ્ય પદાર્થ વડે જાણી શકાતો નથી, કારણ તે સ્વયંપ્રકાશ છે. આ પ્રકારે આત્મા પર અપર, દ્વૈત, અદ્વૈત, દૃશ્યથી પર અર્થાત્ ભિન્ન છે.

વસિષ્ઠ કહે: જો આત્મા દૂર છે તોપણ હોવાનો, નહિ તો કહો, દૃશ્યથી નિકટ કોણ છે? દૃશ્ય અને અદૃશ્યથી દૂર પ્રદેશ, આત્મા વિના ખાલી રહેશે. હે ધર્મરાય! પૂર્ણ આત્મામાં દૂર-નિકટ છે જ નહિ, જેમ પંચભૂતોમાં દૂર-નિકટ નથી. સર્વરૂપ પંચભૂત જ છે.

ધર્મરાય મૌન રહ્યા. તે જ સમયે ગૌતમ અને યાજ્ઞવલ્કય આવ્યા.

ગૌતમે કહ્યું: હે વસિષ્ઠ! કહો મારું રૂપ કેવું છે! કાળું છે, સફેદ છે કે લાલ આદિ છે?

વસિષ્ઠ કહે: હું નથી જાણતો કે મારાં વચનનો કોઈ શ્રોતા છે. મારામાં દ્વૈતનો માર્ગ નથી. શું કહું? કોને કહું? છતાં કહું છું. શ્વેત (સફેદ) સત્ત્વગુણ, કૃષ્ણ(કાળુ) તમોગુણ અને લાલ રજોગુણરૂપ માયાનાં કાર્ય જે કંઈ મનવાણીને ગોચર છે તે તારું સ્વરૂપ નથી. એ મિથ્યા માયાનું સ્વરૂપ છે. તારું સ્વરૂપ તો અવાઙ્મનસગોચર, સર્વાધિષ્ઠાન, જગદાંધ્યપ્રકાશક(જગતની જડતા દેખાડનાર), અવેદ્ય, સદા અપરોક્ષ, સાક્ષી, સચ્ચિદ્ઘન, વિશુદ્ધાનંદ છે.

ગૌતમ કહે: જો તુજ વિષે દ્વૈત નથી, તો તને શ્રોતા, વક્તાનું ભાન કેવી રીતે થયુ કે આપે આપ જ છે?

વસિષ્ઠ કહે: જો બન્ને નથી, તો તેં ક્યાંથી સાંભળ્યુ?

ગૌતમ ચૂપ થયા એટલે યાજ્ઞવલ્કય બોલ્યા: હું એક સત્ય, જ્ઞાન, અનંતસ્વરૂપ સર્વાત્મા છું: હું આત્માથી પૃથક્ જે દૃષ્ટિએ આવે

છે, તે ભ્રમમાત્ર છે. સુવર્ણથી પૃથક્ જેને ભૂષણની જ પ્રતીતિ થાય છે, તે ભ્રમી છે.

વસિષ્ઠ કહે: હે યાજ્ઞવલ્ક્ય! જળને પોતાનાથી પૃથક્, ફીણ, બુદ્‌બુદ, તરંગ વગેરેનું કદાચિત્ ભાન થતું નથી. તું ચૈતન્યઅધિષ્ઠાન આત્માને 'આત્માથી પૃથક્ દૃશ્ય ભ્રમમાત્ર છે,' એ કેવી રીતે ભાસ્યું?

યાજ્ઞવલ્કય કહે: જળ જડ છે. હું આત્મા સૂર્યવત્ સ્વયંપ્રકાશ-સ્વરૂપ છું. હું સદ્દરૂપ આત્માથી જ ભ્રમઅભ્રમની સિદ્ધિ થાય છે. નહિ તો કહો, આત્મા વિના ભ્રમઅભ્રમને કોણે જાણ્યો? ભ્રમને ભ્રમ તો સિદ્ધ ન જ કરી શકે.

યમકિંકર કહે: હે યાજ્ઞવલ્ક્ય! સત્ મેં હજી સુધી નથી જોયું. ભિન્ન ભિન્ન કરીને કહો.

યાજ્ઞવલ્કય કહે: સત્ તું જ છે. સતને જુએ શી રીતે? જો સત્ જોવામાં આવે, તો અસત્, દૃશ્ય, પરપ્રકાશ થશે, અધ્યારોપ[1] વડે તેનું સ્વરૂપ કહું છું, સાક્ષાત્ નહિ. જેનાથી આ દૃશ્ય સંસારની ઉત્પત્તિ, પાલન અને સંહાર થાય છે તથા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, હજારો વાર થઈથઈને શમી જાય છે, જેમાં હજારો વાર ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ થઈથઈને શમી જાય છે, જે પોતે ત્રણે કાળમાં એકરસ રહે છે, જે કદાચિત્ વિકાર(અન્યથાભાવ)ને પ્રાપ્ત થતો નથી, તે આત્માને સત્ કહે છે.

પોતાના સ્વયંપ્રકાશ વડે અંતરમાં જે સૂર્યવત્ સર્વ મનાદિક દૃશ્યનું ત્રાજવાની માફક પરિણામ(તોલમાપ) કરે છે, તાત્પર્ય કે જેના વડે આંતર મનાદિક સર્વના વૃત્તાંત જાણી શકાય છે, તે આત્માને જ્ઞાનસ્વરૂપ કહે છે. તેની યત્તા કે પરિમાણ થઈ શકતું નથી. તેથી જ આત્માને અનંત કહે છે.

આ આત્માથી ભિન્ન સર્વ દૃશ્ય પદાર્થ અસત્, જડ, દુઃખરૂપ જણાય છે. તેથી આત્માને સત, ચિદ્દ, આનંદસ્વરૂપ કહે છે.

યમકિંકર કહે: જળથી બુદ્‌બુદ ઉત્પન્ન થયું છે. તે પ્રકટ જળ રૂપ જ છે. તેવી જ રીતે સત્ આત્માથી જગત ઉત્પન્ન થયું છે. તે તેથી સત્‌રૂપ જ છે. તેને અસત્ કેમ કહો છો?

યાજ્ઞવલ્કય કહે: એમ નથી. કે જેનાથી જે ચીજ ઉત્પન્ન થાય તે મૂળના જેવી જ હોય. ઉપાદાનકારણની સમાન નિઃસંદેહ કાર્ય હોય છે. જેમ કે મૃત્તિકાના સમાન સત્તાવાળા ઘટાદિક હોય છે,

૧ ભ્રમ—ખોટી કરેલી કલ્પના.

પરંતુ વિવર્તકારણના સમાન કાર્યની સત્તા હોતી નથી. નિદ્રાદોષ વડે સ્વપ્નદ્રષ્ટાથી જ સ્વપ્નપ્રપંચ ઉત્પન્ન થાય છે; પરંતુ સ્વપ્નદ્રષ્ટા સત્‌રૂપ છે અને સ્વપ્નપ્રપંચ તો અસત્‌રૂપ છે. વળી જેમ ઇંદ્રજાળી પોતાની માયા વડે અનેક પદાર્થ ઉત્પન્ન કરે છે, તેમાં ઇંદ્રજાળી સત્ છે, પરંતુ તેના ઉત્પન્ન કરેલા પદાર્થો અસત્ છે. તે જ પ્રમાણે રજ્જુના અજ્ઞાનથી સર્પાદિ ઉત્પન્ન થાય છે; પરંતુ રજ્જુ સત્‌રૂપ છે અને સર્પાદિ અસત્ રૂપ છે. તે જ પ્રમાણે આત્માના અજ્ઞાનથી જગત ઉત્પન્ન થાય છે, પરંતુ આત્મા સત્‌રૂપ છે અને તેનાથી ઉત્પન્ન થયેલું જગત અસત્‌રૂપ છે.

હે કિંકર! તું હજી સુધી અવિદ્યામાં બંધાયેલો છે. તને જ્ઞાન થયુ નથી, તેથી જ પોતાના મૂળને અપ્રાપ્ત કહ્યું છે.

યમકિંકર કહે: પૂર્વે આપે જાતે જ કહ્યું છે કે 'હું જ સર્વાત્મા છું.' તો જ્ઞાની અજ્ઞાની પણ આપ જ છે. દ્વૈત છે જ નહિ, તો અણછતા દ્વૈતનું આરોપણ કેમ કરો છો?

યાજ્ઞવલ્ક્ય કહે: હું કોણ છું?

યમકિંકર કહે: જે હું છુ (તે જ).

યાજ્ઞવલ્ક્ય કહે: તું કોણ છે?

યમકિંકર કહે. હુંમાં જાણવા ન જાણવાનો માર્ગ નથી. આપ જ આપ છુ.

યાજ્ઞવલ્ક્ય કહે: જો તારામાં 'જાણવાનો માર્ગ નથી, તો મારા વિષે જ્ઞાન-અજ્ઞાનનુ આરોપણ કેમ કરે છે?

કિંકર મૂગો રહ્યો. તે જ સમયે વ્યાસ આવ્યા. તે બોલ્યા: જે કોઈ મુક્ત થવા ઇચ્છે, તે ગોવિંદની ભક્તિ કરે.

યાજ્ઞવલ્કયે પૂછ્યુ: ભક્તિનુ સ્વરૂપ શું છે?

વ્યાસે કહ્યું: પોતાના સહિત સર્વ જગતને હરિરૂપ જાણવું, એ જ પરમ ભક્તિ છે.

યાજ્ઞવલ્ક્ય બોલ્યા: પોતાના સહિત સર્વને હરિરૂપ જાણવારૂપી ભક્તિ જીવરૂપ મનને કરવી છે. હવે મન તો દૃશ્ય, મિથ્યા, સંકલ્પ-વિકલ્પરૂપ કલ્પિત છે. તે મનની મુક્તિ થઈ શકતી નથી. પછી જીવના લક્ષ્યરૂપ હરિ તો સાક્ષી, ચૈતન્યઆત્મા છે. તે તો આપ સહિત સર્વ હરિ છે. એ જાણવા ન જાણવા પહેલાં જ સ્વતઃસિદ્ધ બંધમોક્ષરહિત છે. તેની મુક્તિ પણ નથી થતી. (અહીં જીવ મનના અંતર્ભૂત સમજી લેવો. જળના અંતર્ભૂત સૂર્યનુ અથવા પ્રકાશનું પ્રતિબિંબ

હોય છે, તેમાં જળના ગ્રહણથી પ્રતિબિંબનું ગ્રહણ થાય છે, તે જ પ્રમાણે મનરૂપ જળના ગ્રહણથી સાક્ષીઆત્માનું મન વિષે પ્રતિબિંબરૂપ જીવનું ગ્રહણ થાય છે.)

પોતાના સ્વરૂપને જાણવું એ જ મુક્તિ છે, ન જાણવું એ બંધ છે. વળી મુક્તિ તથા બંધની કલ્પના કરવી એ ભ્રમ માત્ર છે. મુક્તિ એવી કોઈ વસ્તુ નથી કે તેના ગ્રહણથી મુક્તિ મળે!

## યોગનું પ્રયોજન

યાજ્ઞવલ્ક્ય કહે: હે વ્યાસ! યોગ કરો, એટલે તમારું મન શાંત થાય.

વ્યાસ કહે: હું ચૈતન્ય આત્મામાં યોગવિયોગ બન્ને નથી. તે સ્વતઃ જ શાંતસ્વરૂપ છે. યોગ કરવા વડે (શાંતસ્વરૂપ થવાનું) નથી! યોગનો અર્થ ચિત્તની એકાગ્રતા છે. જો હું ચૈતન્ય ચિત્તથી પર અર્થાત્ જુદો, હોઈ ચિત્તનો સાક્ષીદ્રષ્ટા છું, તો મારે ચિત્તની એકાગ્રતા અને અનેકાગ્રતાની શી મતલબ છે? આ ચિત્ત એકરસ રહેતું જ નથી. તે કવચિત્ સ્વતઃ જ એકાગ્ર થઈ જાય છે, (સુષુપ્ત્યાદિ અવસ્થામાં) તો કદી ચંચળ થઈ જાય છે! હું ચૈતન્યને આ ચિત્તની ચંચળતા અને એકાગ્રતા દુઃખસુખ આપતાં નથી. વિના પ્રયોજન નાહક કોઈની છેડાછેડી કરવી, એ કંઈ ભલમનસાઈનું કામ નથી. (લુચ્ચાઓની છેડાછેડી કરીને) ઊલટું પોતાનું મોટપણ ગુમાવાય છે. તેથી હું ચૈતન્ય યોગવિયોગ બન્નેથી મુક્ત છું.

યાજ્ઞવલ્ક્ય કહે: આત્મા એક છે કે બે?

વ્યાસ કહે: આત્મા એક, અદ્વિતીય છે.

યાજ્ઞવલ્ક્ય કહે: જો આત્મા એક હોય, તો કોઈ યોગમાં, કોઈ ભોગમાં, કોઈ ધર્મમાં, કોઈ કર્મમાં, કોઈ મોક્ષનાં સાધનોમાં, તો કોઈ સંસારના વ્યાપારોમાં પ્રેમ કરી રહ્યા છે. વળી કોઈ સુખી છે, કોઈ દુઃખી છે; તો કોઈ સર્વજ્ઞ છે, કોઈ અલ્પજ્ઞ છે અને કોઈ એકસરખા નથી. તેથી જણાય છે કે આત્મા અનેક છે, એક નથી.

વસિષ્ઠે કહ્યું: એક સ્થાનમાં મૃત્તિકાના અનેક ઘટ મૂક્યા છે. કોઈ ઘટમાં ઘી છે, કોઈમાં તેલ છે, કોઈમાં અમૃત છે, કોઈમાં વિષ છે, કોઈમાં મળમૂત્ર છે, તો કોઈમાં શુદ્ધ ગંગાજળ છે. એ જળમાં સૂર્યનો અથવા આકાશનો આભાસ પડે છે. વળી કોઈ ઘટમાં શરાબ છે, તો કોઈમાં ઉત્તમ ઉત્તમ ઔષધિ છે. વળી અનેક ઘડાઓમાં શુદ્ધ જળ ભરેલું છે. તેમાં સૂર્યનું અથવા આકાશનું સમાન

પ્રતિબિંબ પડે છે અનેક ઘટ મલિન જળના ભરેલા છે, તેમા પણ આભાસ સ્પષ્ટ છે કોઈ ઘટ મોટા છે, કોઈ નાના છે, કોઈ મધ્ય ભાવિ છે. પરતુ આકાશ સર્વ ઘટોમા એક જ નિર્વિકાર, અસગ, સત્યરૂપ પૂર્ણ છે. આકાશ અનેક નથી તેમ જ મૃત્તિકારૂપ ઘટ પણ એકસરખા જ છે. તેમા જળ પણ એકસરખુ છે, પરંતુ એક ઘટ હલાવવાથી સર્વ હાલતા નથી. એક ઘટ ફૂટવાથી સર્વ ફૂટી જતા નથી, કારણ કે તે સર્વ ભિન્નભિન્ન છે, પરતુ આકાશનો આભાસ તો સર્વમા એકસરખો છે જો આકાશનો ધર્મ ફૂટવા-હાલવાનો હોત, તો એકના ફૂટવા કે હાલવાથી સર્વ ફૂટત અથવા હાલત. પરતુ આકાશરૂપ આભાસનો ધર્મ ફૂટવા-હાલવાનો નથી તે જ પ્રમાણે પચભૂતરૂપ મૃત્તિકાના આ અડજ, જરાયુજ, ઉદ્ભિજ્જ, સ્વેદજ દેહરૂપ ઘટ છે તેમા અત કરણરૂપ જળ પણ એકસરખુ છે તે અત કરણરૂપ જળમા ચૈતન્યનો આભાસ પણ એકસરખો છે કોઈ અત કરણ સાત્ત્વિક છે, કોઈ રાજસ છે, કોઈ તામસી છે, કોઈ મિશ્રિત છે, કોઈ ક્રોધી છે, તો કોઈ લોભી છે વળી કોઈ અત કરણ ભોગી છે તો કોઈ વિરાગી છે કોઈ અત કરણ શાતિમાન છે, તો કોઈ ધન કમાવામા પ્રીતિવાન છે કોઈ ફકીરીમા રહે છે, કોઈનુ અત કરણ સુખી છે અને કોઈનુ અત કરણ દુ ખી છે કોઈનુ અત કરણ સર્વજ્ઞ છે, તો કોઈનુ અલ્પજ્ઞ છે, વગેરે અનેક સ્વભાવવાળા અત કરણ હોય છે પરતુ સર્વ દેહોમા આત્મા ભગવાન એક જ નિર્વિકાર, નિષ્ક્રિય, સવના સાક્ષીરૂપે સ્થિત છે જો સુખદુ ખાદિ આત્માના ધર્મ હોય તો એકના સુખથી અથવા દુ ખથી સર્વ સુખી અથવા દુ ખી થવા જોઈએ તેથી તે આત્માના ધર્મ નથી, પરતુ અત કરણના ધર્મ છે તે અત કરણવિશિષ્ટ ચૈતન્યના અનેક દેહ છે, તેમ એકના દુ ખસુખથી સર્વ સુખી દુ ખી થતા નથી વૃક્ષરૂપ ઔષધિઓનો સ્વભાવ જુદો છે, પરતુ તેમને મળેલુ જળ તો એક જ છે

હે યાજ્ઞવલ્ક્ય! અસલ વિચાર કરે, તો જો અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વાત્મા જ છે, તો ભોક્તા, ભોગ અને ભોગ્ય, કર્તા, કર્મ અને ક્રિયા, દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય, ધ્યાતા, ધ્યાન અને ધ્યેય, પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય, તેમ જ પૂજક, પૂજા અને પૂજ્ય ઇત્યાદિ, ત્રિપુટીરૂપ પણ આપ જ છે એ ત્રિપુટીનો પ્રકાશક પણ પોતે જ છે જેમકે સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્નપદાર્થરૂપ પણ આપ જ છે અને તેનો પ્રકાશક પણ પોતે જ છે

યાજ્ઞવલ્ક્ય કહે: જ્યારે જ્યારે પ્રાણાયામ વડે પ્રાણને દશમા દ્વારમાં ચઢાવાય છે, ત્યારે ભગવાન મળે છે અને આનંદ થાય છે.

યમરાજ કહે: પ્રાણાયામ વડે દશમા દ્વારમાં પરમેશ્વર મળે છે, એ વ્યવહાર જેના વડે સિદ્ધ થયો, તે જ ભગવાન છે, તે પૂર્ણ છે. શું ભગવાન દશમા દ્વારમાં જ બેઠા છે અને બીજી જગ્યાએ નથી? એમ તો છે જ નહિ. જેનો મેળાપ થાય છે તેનો વિયોગ પણ થાય છે. જો ભગવાનની યોગથી પ્રાપ્તિ થતી હોય તો એવા યોગની અમારે ઇચ્છા નથી. તેમ જ મેળાપ અને વિયોગ થાય, એવા ભગવાનની પણ અમને ઇચ્છા નથી; કારણ કે વ્યાપક ચૈતન્ય, સુખ, નિત્ય, મુક્તિ, બુદ્ધિ વગેરેના સાક્ષીઆત્માથી ભિન્ન એવા અસત્, જડ, દુઃખરૂપ, પરિચ્છિન્ન અનાત્મા, વંધ્યાના પુત્ર જેવા એ ભગવાન છે. મધુરતા, દ્રવતા, શીતળતારૂપ જળથી ભિન્ન સમુદ્ર અત્યંત અસત્ છે. તો એવા ભગવાનને મળીને શું કાંઈ સિદ્ધ થશે? કશું નહિ. જેની યોગથી પ્રાપ્તિ થશે, તેની અયોગથી અપ્રાપ્તિ પણ થશે જ. પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માને સમ્યક્ જાણવારૂપ યોગ કરો. ખાતા, પીતા, સૂતા, બેસતા, ઊઠતા, ચાલતા, ભોગતા, અભોગતા, ધ્યાન, અધ્યાન, યોગ, અયોગ, ગ્રહણ, ત્યાગ, શાંતિ, અશાંતિ, જ્ઞાન અને અજ્ઞાન, તાત્પર્ય કે આ કાયિક, વાચિક, માનસિક સર્વ વ્યવહારમાં તે એકરસ છે, જે ન્યૂનાધિકભાવને કદી પ્રાપ્ત થતો નથી. તમે બાળકોની લીલાની પાછળ કેમ ફરો છો? તમે ચૈતન્ય છો, તેથી પૃથક્ ભગવાન સ્વપ્નતુલ્ય, શશશૃંગવત્ છે. તો પોતાને ત્યાગીને કેમ ભટકો છો? આ અનાત્મ યોગનો ત્યાગ કરો.

યાજ્ઞવલ્ક્ય કહે: આ નામરૂપ જગતનું ઉપાદાનકારણ અજ્ઞાન છે. જો જ્ઞાન વડે અજ્ઞાન નાશ પામ્યું છે, તો જ્ઞાનીને પોતાના શરીરસહિત જગતરૂપ કાર્યની પ્રતીતિ કેમ થાય છે? ન જ થવી જોઈએ, કારણકે ઉપાદાનકારણના નાશ વડે કાર્ય રહેતું નથી, એ નિયમ છે. મૃત્તિકા અને સુવર્ણના નાશથી ઘટ, ભૂષણ રહેતાં નથી.

## બે પ્રકારના ભ્રમ

ધર્મરાયે કહ્યું: અન્ય શાસ્ત્રોમાં આ પ્રકરણ વિસ્તારથી લખ્યું છે. (આ કેવળ સિદ્ધાંતગ્રંથ છે.) પરંતુ સંક્ષેપથી સાંભળ ભ્રમ બે પ્રકારના હોય છે: એક નિરુપાધિક ભ્રમ હોય છે અને બીજો સોપાધિક ભ્રમ હોય છે. રજ્જુમાં સર્પાદિનો ભ્રમ તથા સ્વપ્નભ્રમ નિરુપાધિક ભ્રમ છે,

કારણ કે રજ્જુના જ્ઞાનથી તથા નિદ્રારૂપ (નિદ્રારૂપ અવિદ્યા) કારણના નાશથી, સર્પાદિ કાર્ય તથા સ્વપ્નકાર્યની તે સમયમાં અત્યંત અપ્રતીતિ હોય છે. ભ્રમ-નિવૃત્તિ થવાની સાથે કોઈ શેષકાર્યની પ્રતીતિ થતી નથી. તેવા સ્થાનમાં નિરુપાધિક ભ્રમ છે. હવે શુદ્ધ સ્ફટિકમણિ કોઈ જગાએ પડેલો હોય અને તેની પાસે લાલ પુષ્પ પણ મૂકેલું હોય, તો તે સ્ફટિકમણિમાં લાલ પુષ્પની શુદ્ધ લાલિમાનો પ્રકાશ પડે છે. પરંતુ સ્ફટિકમણિથી અજ્ઞાત પુરુષને તે સ્ફટિકમણિ લાલ દેખાય છે. પછી કદાચિત્ ઉપદેશથી અથવા પોતાની બુદ્ધિના વિચારથી કોઈ પુરુષને સ્ફટિકમણિના સ્વરૂપનુ જ્ઞાન થાય, તોપણ જ્યાં સુધી લાલ પુષ્પ સ્ફટિકમણિની પાસે પડેલું છે, ત્યા સુધી સ્ફટિકમણિ લાલ જ દેખાય છે. પુષ્પના અભાવથી જ લાલિમાનો અભાવ થશે, અન્યથા નહિ. આ સોપાધિક ભ્રમનો દાખલો છે. તે જ પ્રમાણે આ સંસાર સોપાધિક ભ્રમ છે. જો કે આત્મવેત્તા વિદ્વાન મનુષ્યે પોતાના આત્મસ્વરૂપ વિષે, કાર્યકારણરૂપ સસારનો અત્યંત અભાવ જાણી-લીધો હોય છે, તોપણ જ્યાં સુધી પ્રારબ્ધરૂપી પુષ્પ પડેલું છે ત્યાં સુધી એ વિદ્વાનને પણ પોતાના મૂળભૂત શુદ્ધસ્વરૂપ આત્મામા પોતાના શરીર સહિત સંસારરૂપ લાલિમાની પ્રતીતિ થાય છે. જુઓ, જળની સમીપ રહેલાં વૃક્ષો, સમ્યક્ જ્ઞાતા પુરુષને પણ જળ વિષે ઊલટાં જ દેખાય છે. બળેલું વસ્ત્ર પણ વાયુનો સ્પર્શ ન થયો હોય ત્યાં સુધી તેવું ને તેવુ દેખાય છે, તે કાર્ય આપતું નથી અને કેવળ દેખવારૂપ જ હોય છે. વળી ગમે તેવું કપડુ અથવા ગમે તે અન્ય પદાર્થ અગ્નિના સંબંધથી બદલાઈને કાળો થઈ જાય છે, તે જ પ્રમાણે હું દેહ છુ, હું કર્તા, ભોક્તા, સુખી, દુઃખી, પાપી, પુણ્યવાન, વર્ણી, આશ્રમી છું, હું જન્મમરણવાળો છુ, વગેરે દેહાધ્યાસથી ભરેલા આ પુરુષના જે નિશ્ચય છે, તે જ્ઞાનરૂપ અગ્નિ વડે સફેદ કપડાની માફક બદલાઈ જાય છે, તે વખતે હું શુદ્ધ, ચૈતન્ય, નિત્યમુક્ત, સુખસ્વરૂપ, વ્યાપક આત્મા છું; હું જન્મતો નથી, મરતો પણ નથી; હું નથી ખાતો, નથી પીતો; નથી લેતો, નથી દેતો; નથી સૂતો, નથી જાગતો; ન હું દેહ છું, ન વર્ણી કે આશ્રમી છું, વગેરે દેહના ધર્મ મારા નથી, એ પૂર્વથી વિલક્ષણ નિશ્ચય તેને થાય છે. અને તે નિશ્ચયથી તે કપડાનો રંગ બદલાઈ કાળો થાય છે. હવે જ્ઞાનરૂપ અગ્નિ વડે આપણા ઉપાદાનકારણ અજ્ઞાન સહિત આ દેહ અને સંસારરૂપ કાર્ય દગ્ધ થઈ જાય છે, પણ પ્રારબ્ધના નાશરૂપ વાયુનો દેહ સહિત સંસારરૂપ કપડાને સ્પર્શ થયો નથી. એટલે ત્યાં સુધી કાર્યકારણદેહ સહિત સંસારરૂપ

કપડું જ્ઞાનીને પણ તેવું જ પ્રતીતિમાં આવ્યા કરે છે; પરંતુ ભાવિ-જન્મરૂપ કાર્ય થતું નથી. જુઓ શેકેલા ચણા પૂર્વવત્ પ્રતીતિમાં આવે છે, ભક્ષણથી તે ક્ષુધાનિવૃત્તિરૂપ કાર્ય પણ કરે છે; પરંતુ તે ભાવિ અંકુર પ્રકટાવી શકતા નથી; તે જ દષ્ટાંત પ્રમાણે મનુષ્યપ્રારબ્ધનું જાણી લેવું. વળી માણસ મનવિશિષ્ટ દેહ વડે ચકરડી ફરે છે, તો ચકરડીને લીધે સર્વ પૃથ્વી આદિ પદાર્થો ફરતા દેખાય છે. હવે તે પદાર્થોને ફરવાનું ઉપાદાનકારણ અંતઃકરણવિશિષ્ટ દેહનું ફરવું એ જ હતું. પછી તે દેહ ફરતો અટકી જાય છે, તોપણ કંઈક સમય સુધી સઘળું ફરતું જ દેખાય છે, તે જ પ્રમાણે જ્ઞાન વડે સંસારના ઉપાદાન કારણ(અજ્ઞાન)નો નાશ થવા છતાં પણ પ્રારબ્ધના નાશ સુધી કંઈક કાળ આ દેહ સહિત જગતની (જ્ઞાનીને પણ) પ્રતીતિ રહે છે.

યાજ્ઞવલ્ક્ય કહે : હે વસિષ્ઠ! તમારું નામ યોગવસિષ્ઠ છે. તમારે તો યોગનો પક્ષ કરવો જોઈએ.

વસિષ્ઠ કહે : ક્રિયારૂપ યોગ કર્તાને અધીન છે. ચાહે કરે, ચાહે ન કરે. તેથી તે મિથ્યા છે. જે વડે યોગઅયોગ બન્ને અંતરસિદ્ધ થાય છે, તે જ સત્‌રૂપ છે. તમારું, મારું અને સર્વ જગતનું સ્વરૂપ પણ તે જ છે.' જો કર્તા ન હોય, તો યોગ-અયોગ ક્યાં છે?

યાજ્ઞવલ્ક્ય કહે : વ્યાસની પ્રસન્નતાને માટે યોગને છોડીને જ્ઞાનનો નિશ્ચય કરો છો?

વ્યાસ કહે : મારે પક્ષ-અપક્ષ છે નહિ; પરંતુ જે અકૃત્રિમ, સ્વતઃસિદ્ધ, સત્ વસ્તુ, સર્વના અનુભવસિદ્ધ હોય તેને નિશ્ચય માનું છું. કહો યોગ આપેઆપ છે કે કર્તાથી પ્રકટ થાય છે?

યાજ્ઞવલ્ક્ય કહે : કરવાથી જ યોગ થાય છે.

વ્યાસ કહે : યોગને કરવાવાળા સત્ આત્માને જાણીએ, એટલે યોગ-અયોગથી મુક્ત થવાય.

પરાશરે કહ્યું : હે મૈત્રેય! હું પણ એ સભામાં ગયો અને કહેવા લાગ્યો : સર્વ નથી, એક હું જ છું.

વસિષ્ઠે કહ્યું : એવું ન કહો. જો તમે છો, તો સર્વ પણ છે.

મેં કહ્યું : હું આપેઆપ છું. મારા વિષે પર-અપર નથી.

વસિષ્ઠે કહ્યું : સભામાંથી ચાલ્યા જાઓ. શું પર-અપર હુંથી ભિન્ન છે? પંચભૂત કહે કે પર-અપર ભૌતિક પદાર્થ મારામાં નથી, તો તેનું કહેવું હસવાયોગ્ય છે.

મેં કહ્યું : હું કોઈની સભામાં નથી બેઠો. આપેઆપ સ્વયં

પ્રકાશ-સ્વરૂપ છું. જો બેઠો છું તો તે પોતાની જ સભામાં બેઠો છું! કારણ કે પંચ જ્ઞાનેંદ્રિય, પંચ કર્મેંદ્રિય, પચ પ્રાણ, મનબુદ્ધિ, ચિત્ત, અહંકાર, ઇત્યાદિ કાર્યકારણનામરૂપપ્રપંચ, હું અધિષ્ઠાનસમુદ્ર વિષે, ફીણ, બુદ્બુદ, તરંગાદિની માફક કલ્પિત છે. હું ચૈતન્યની સત્તાથી શ્રોત્રાદિ ઇંદ્રિયોની પૃથક સત્તા નથી. મારાથી જ તે ચૈતન્યયુક્ત થઈ રહે છે. જુઓ, દાહકતા, ઉષ્ણતા અને પ્રકાશતારૂપ અગ્નિ વડે જ લોહ ઉષ્ણ, પ્રકાશિત અને દાહક થાય છે, પરંતુ સ્વતઃ તે થતું નથી, તેથી પૂર્વોક્ત ઇંદ્રિય-મનાદિ હું ચૈતન્યના ગુલામ છે. તેમાં હું ચક્રવર્તી રાજા સમાન વિરાજમાન છું. તેથી આ અન્ય કોઈની સભા નથી, પરંતુ હું મારી પોતાની સભામાં જ બેઠો છું. આમ જેમ ફીણ, બુદ્બુદ અને તરંગાદિની સભામા જળ બેસે, જેમ અનેક ઘટોની સભામાં મૃત્તિકા બેસે, જેમ અનેક ભૂષણોની સભામાં સુવર્ણ બેસે અને જેમ સ્વપ્નના ઋષીશ્વરો, મુનીશ્વરો, સિદ્ધયોગીશ્વરો, બ્રહ્મવેત્તા, ધર્માત્માઓ તથા અન્ય સ્વપ્નનરોની સભામાં સ્વપ્નદ્રષ્ટા બેસે, તેમ હું આ માયિક પ્રપંચરૂપ સંઘાતની સભામાં બેઠો છું, છતાં અમાયિકસ્વરૂપ છું. હે યાજ્ઞવલ્ક્ય! જો યોગ સત્ હોત, તો આપોઆપ જ કેમ ન હોતે? યોગ તો કરવાથી જ થાય છે. કાયા, મન, વાણીથી જે જે કર્મ થાય છે અને જે તે તે કર્મનાં ફળ છે, તે સર્વ અનિત્ય માયામાત્ર છે. તમારો યોગ પણ કાયિક, વાચિક અને માનસિક કર્મરૂપ છે, તેથી તે અનિત્ય છે. યોગથી જાણવાવાળા હું સત્‌રૂપ આત્માને તમારા અનિત્યયોગની ઇચ્છા નથી.

### વિષ્ણુ

પરાશર કહે : હે મૈત્રેય! તે જ સમયે વિષ્ણુ પણ આવ્યા અને બોલ્યા કે જે વિષ્ણુ અર્થાત્ વ્યાપક, નિત્ય, સુખ, ચૈતન્ય સાથે પોતાના આત્માને સમ્યક્, અભેદરૂપે જાણશે, તે કાળના ભયથી છૂટશે; કારણ કે જે દેશ, કાળ, વસ્તુથી ભેદવાળો પદાર્થ હોય છે, તે પરિચ્છિન્ન, અનિત્ય પદાર્થ હોય છે. કાળ તેને જ ભક્ષે છે. માટે હું ચૈતન્ય સાથે અભેદ થાઓ, એટલે કાળના ભયથી છૂટો. જુઓ, ઘટાકાશ પોતાને જ્યારે મહાકાશથી સમ્યક્ અભિન્ન જાણે છે, ત્યારે તે બ્રમરૂપ પર-અપર પરિચ્છિન્ન પ્રતીતિરૂપ મૃત્યુથી મુક્ત થાય છે.

મેં કહ્યું : હે વિષ્ણુ! ચિત્, સુખ, નિત્યવ્યાપક હુંથી જે અભેદ થઈ રહેશે, તે કાળથી મુક્ત થશે. જેના વિના આ મન-વાણીનું કથન કંઈક પણ સિદ્ધ થતું, નથી તે હું અવાઙ્મનસગોચર, સ્વયંપ્રકાશસ્વરૂપ

છું. મારામાં ભેદ-અભેદ બન્ને નથી. જેમાં અભેદ હશે, તેમા ભેદ પણ હશે અને જે ભેદ-અભેદવાળો પદાર્થ છે તે મિથ્યા દશ્ય, માયામાત્ર છે. વિષ્ણુનામ માયાનું છે. વિષ્ણુનુ પરમપદ માયાથી રહિત છે. કહો, માયિક-અમાયિકનો અભેદ કેમ થશે ? બીજુ મોટું આશ્ચર્ય એ છે કે આ હુંથી ભિન્ન છે, જ્યારે હુંથી અભિન્ન થશે, ત્યારે કાળના ફાંસામાથી મુક્ત થશે, એ ભેદ-અભેદ નિત્યસુખ, ચિત્, વ્યાપકસ્વરૂપ વિષ્ણુને કેવી રીતે પ્રતીત થયો ? મધુરતા, દ્રવતા અને શીતળતારૂપ જળ, ફીણ, બુદ્બુદ, તરગાદિને ઉપદેશ કરે કે તમે સર્વ મારાથી અભિન્ન થશો, તો કાળથી બચશો અને ભિન્ન રહેશો, તો કાળના ગ્રાસરૂપ થશો, તો તે ઉપદેશ હાસ્યને પાત્ર છે; કારણ કે ફીણ, બુદ્બુદ અને તરગાદિ, મધુરતા, દ્રવતા, શીતળતારૂપ જળથી પૃથક્ છે જ નહિ, અથવા તો જળરૂપ જ છે. તે તરગાદિને જળથી ભેદ-અભેદનો ઉપદેશ કરવો એ જળને જ લજ્જારૂપ છે. તે જ પ્રમાણે જ્યારે નિત્ય, સુખ, પ્રકાશ, વ્યાપક, કાળાદિક સ્વરૂપ પણ પોતે જ છો, તો કહો, તમારાથી કોણ ભિન્ન છે કે તે તમારાથી અભેદ થઈ કાળથી બચે ? એ બધુ કહેવા માત્ર છે.

વિષ્ણુ કહે : તું અવાઙ્મનસગોચર છે, તો એ અવાઙ્મનસગોચરે મનવાણીનું કથન-ચિંતન શી રીતે જાણ્યુ ?

મેં કહ્યું : હુ ચિદ્ઘન દેવ અવાઙ્મનસગોચર રહીને પણ સર્વનો આત્મા હોવાથી સ્વતઃ જ સર્વનો અનુભવ કરું છુ. જો હુ અનુભવ સ્વરૂપ ન હોઉ તો આ જડ છે, આ ચૈતન્ય છે, આ નથી વગેરે દશ્યના વ્યવહારની સિદ્ધિ કેવી રીતે થાય ? જુઓ સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્નસૃષ્ટિથી અવાઙ્મનસગોચર રહીને પણ સર્વ સ્વપ્નસૃષ્ટિનો અનુભવ કરે છે, જો સ્વપ્નદ્રષ્ટા સ્વયપ્રકાશ, સ્વપ્નનો અનુભવ કરનાર ન હોય, તો સ્વપ્નસૃષ્ટિનો તથા તેના વ્યવહારોનો ભિન્નભિન્ન વૃત્તાત કેવી રીતે જાણી શકાત ? ન જ જાણી શકાત !

## શિવ

તે જ સમયે જ્ઞાનના સમુદ્ર શિવ આવ્યા અને બોલ્યા : શિવ અર્થાત્ કલ્યાણસ્વરૂપ તથા મગળસ્વરૂપ એક ચિદ્રૂપ હુ છું. મારાથી પૃથક્ આ સર્વ નામરૂપ દશ્ય અકલ્યાણ, અમગળસ્વરૂપ છે. જેમ કે સૂક્ષ્મ શરીર વડે જ સ્થૂળ શરીર મગળરૂપ થાય છે, તેમ મારા વડે જ ને મગળસ્વરૂપ થઈ રહે છે, અન્યથી નહિ; કારણ તે અમગળસ્વરૂપ

દૃશ્યનો હું શિવ મંગળસ્વરૂપ આત્મા છું.

ધર્મરાયે કહ્યું: સ્વરૂપ મંગળ–અમંગળ બન્નેથી ન્યારું છે. મંગળ –અમગળ દૃશ્ય માયાકોટિમાં જ છે. સ્વપ્નમાં કોઈ પદાર્થ મંગળરૂપ પ્રતીત થાય છે, તો કોઈ અમંગળરૂપ પ્રતીત થાય છે. (મંગળ નામ સુખનુ છે, અમંગળ નામ દુઃખનુ છે;) પરંતુ સ્વપ્નદ્રષ્ટા એ બંનેથી અતીત છે.

શિવે કહ્યું: હે ધર્મરાય! અપેક્ષિત[1] દૃશ્યરૂપ મંગળ–અમંગળને પ્રકાશ કરવાવાળો હું શિવ સ્વયંસિદ્ધ મંગળસ્વરૂપ છું.

વ્યાસે કહ્યું: જે મગળસ્વરૂપ છે, તે અમંગળ પણ થશે.

શિવ કહે: મંગળસ્વરૂપ ચૈતન્યને કોણે અમંગળ કર્યું છે? કહો, જીવે, ઈશ્વરે, બ્રહ્માએ, માયાએ કે માયાના કાર્યપ્રપચે? જીવ, ઈશ્વર અને બ્રહ્મા તો હું શિવથી ભિન્ન થઈ મને અશિવ કરી નહિ શકે. હું શિવ, ચિદ્દ્ઘન દેવથી ભિન્ન અશિવ હોવાના ભયથી તેમ જ માયાના કાર્યરૂપ પ્રપંચ હું સદ્રૂપ શિવથી જુદો અશિવ હોવાથી, અસતરૂપ છે. સત્–અસત્નો એક જ કાળે અને એક જ સ્થાનમાં એકઠો સંબધ થતો નથી. જેમ કે સ્વપ્ન–જાગ્રતનો સંબંધ થતો નથી, તો સંબધ વિના શિવને અશિવ કેવી રીતે કરી શકશે? નહિ જ કરી શકે. તેથી કરીને હું એક જ અનંત, નિત્ય, જ્ઞાનરૂપ શિવ છું. જુઓ મીઠાને કોઈ પણ મધુર કરી શકતું નથી, સ્વભાવથી જ તે સ્વયસિદ્ધ ખારું છે.

યમકિંકર કહે: જો એક જ આપ શિવ છો, તો અશિવ છે કયાં કે તમે તેનું નિરૂપણ કરો છો?

શિવ કહે: જેણે હું શિવથી ભિન્ન થઈ હું શિવનું નિરૂપણ સાંભળ્યું છે, તે જ અશિવ છે. હે યમકિંકર! જો હું જ છું, તો તુ છે જ નહિ. તેં મારું નિરૂપણ કયાંથી સાંભળ્યુ? માટે તું જ અશિવ છે!

યમકિંકર મૌન થયો.

## યોગવિષયક સંવાદ

પરાશર કહે છે: મે કહ્યું, હે યાજ્ઞવલ્ક્ય! તમારું રૂપ શું છે?

યાજ્ઞવલ્ક્ય કહે: હું પૂરક, કુંભક, રેચક કરું છું. યોગ વિષે સ્થિત થઈ હું ઈશ્વરનું ધ્યાન કરું છું; પરંતુ પોતાને નથી જાણતો, કે હું કોણ છું; તમે જ કહો. હું કોણ છું?

[1] બીજાના ઉપર આધાર રાખનાર.

મેં કહ્યું : હે યાજ્ઞવલ્ક્ય ! જે વડે પૂરક, કુંભક, રેચક પ્રાણાયામનો ન્યૂનાધિક ભાવ જાણી શકાય છે, જે વડે યોગ વિષે સ્થિત રહી, 'હું ઈશ્વરનું ધ્યાન કરું છું કે નહિ' એવા જગતના ધર્મરૂપ ધ્યાન-અધ્યાન જે સિદ્ધ કરે છે, તે જ તમે નિર્વિકાર, નિર્વિકલ્પ, સ્વતઃસિદ્ધ, મનના ધ્યાનરૂપ યોગ અથવા પ્રાણોની ક્રિયારૂપ યોગના દ્રષ્ટા ચૈતન્ય છો. હે યાજ્ઞવલ્ક્ય ! તમે બંધરૂપ દુઃખની નિવૃત્તિ વાસ્તે અને મોક્ષરૂપ સુખની પ્રાપ્તિ વાસ્તે જ યોગાદિક સાધનોમાં પ્રવૃત્ત થાઓ છો; બીજી કોઈ યોગાદિક સાધનોની મતલબ નથી. તો પક્ષપાતરહિત થઈ સૂક્ષ્મ વિચારથી જુઓ. મનની વૃત્તિરૂપ સુખદુઃખને સિદ્ધ કરવાવાળા તમે દ્રષ્ટા, સાક્ષી ચૈતન્યમાં સુખદુઃખ ક્યાં છે? અંતર, મનની એકાગ્રતારૂપ સમાધિના સુખનો અને મનના વિક્ષેપ રૂપ દુઃખોનો, અથવા શારીરિક દુઃખોનો જેણે અનુભવ કર્યો, તે જ તમે અનુભવસ્વરૂપ, સુખદુઃખથી રહિત આત્મા છો; તમે તો વિના કીચડ લાગ્યે કીચડને દૂર કરવાનો યત્ન કરો છો ? તમે આત્મવિજ્ઞાનવાન પુરુષોમાં પોતાની હાંસી કરાવો છો ! યોગ, અયોગ, સુખદુઃખરૂપ બંધમોક્ષ અને બંધમોક્ષની નિવૃત્તિ-પ્રાપ્તિ વાસ્તે યત્ન, વિદ્યા, અવિદ્યા, ગ્રહણ, ત્યાગ આદિ સર્વ અનાત્મધર્મ નિજરૂપ આત્માના દૃશ્ય છો. તમે દૃશ્યના ધર્મ પોતાના માની કેમ વિક્ષેપવાન થાઓ છો ?

## શ્રવણાદિનું સ્વરૂપ

યાજ્ઞવલ્ક્ય કહે : હે પરાશર ! શ્રવણ, મનન, નિદિધ્યાસન, સાક્ષાત્કારનું સ્વરૂપ કહો. હું તો મૌન થયો.

શિવે કહ્યું : હે યાજ્ઞવલ્ક્ય ! સાંભળ. શ્રવણ કરવાવાળા ચૈતન્યના આભાસ સાથેનું અંતઃકરણ ને શ્રવણરૂપે અંતઃકરણની વૃત્તિ, અને શ્રવણ કરવા યોગ્ય શબ્દનો અર્થ—એ ત્રિપુટીનો પ્રકાશ કરવાવાળી જે ચૈતન્યવસ્તુ છે તે જ હું છું, અન્ય નહિ. આ દૃઢ નિશ્ચયનું નામ શ્રવણ છે. અથવા અંતર પ્રાણરૂપ વાયુના સંચારથી સાધારણ શબ્દ થયા કરે છે, તેને અનાહત શબ્દ કહે છે. તે મનની ભાવનારૂપ દશ પ્રકારના શબ્દની કલ્પના થાય છે. તેમાં એકાગ્રતા વાસ્તે મનને જોડવાનું કાર્ય થતું રહે છે. તે દશ પ્રકારના શબ્દ અને તે દશ પ્રકારના શબ્દમાં મન જોડવું ન જોડવું, એ સર્વ વ્યવહાર જેના વડે જાણી શકાય છે, તે જ હું નિર્વિકાર, નિર્વિકલ્પ વસ્તુ છું, અન્ય નહિ, એ

નિશ્ચયનું નામ શ્રવણ છે. શ્રવણને સિદ્ધ કરવાવાળો આત્મા જ શ્રવણી છે. તેથી પોતાને આત્મ-શ્રવણી જાણ. આનું જ નામ શ્રવણ છે. તાત્પર્ય કે શ્રવણ શ્રોત્રઇંદ્રિય સહિત મનનો ધર્મ છે, હું ચૈતન્યનો ધર્મ નથી. હું તો અસંગ, ચિદ્દ્ઘન દેવ છું.

હે યાજ્ઞવલ્કય! તે જ પ્રમાણે ચૈતન્યના પ્રતિબિંબ સહિત મનનકર્તા મન, મનની વૃત્તિ તથા (ધર્મ, અર્થ, કામ, મોક્ષ) મનન કરવા યોગ્ય પદાર્થ, એ ત્રિપુટીના સર્વ વ્યવહારોનો અનુભવ કરવાવાળો હું, નિત્ય, મુક્ત, જ્ઞાનસ્વરૂપ, આત્મા છું. સારાંશ કે મન અને મનના મનનને જાણવાવાળો હું છું, એ નિશ્ચયનું નામ મનન છે.

તે જ પ્રમાણે ધ્યાતા, ધ્યાન અને ધ્યેય છે. સારાંશ કે સાક્ષી ચૈતન્યના આભાસ સહિત અંતઃકરણ ધ્યાતા છે, તેને પતંગ ઉડાવનાર બાળકની જગાએ જાણવું; અથવા તળાવના જળ સમાન જાણવું. ધ્યાન છે તે પતંગનો દોર છે, અથવા તળાવની પાળના છિદ્રમાંથી નીકળતો જળપ્રવાહ છે, એમ જાણવું અને સગુણ અથવા નિર્ગુણ પરમેશ્વરથી આદિ લઈ સર્વ નામરૂપ કાર્યકારણપ્રપંચને ધ્યેયકોટિમાં જાણવો. આમ પતંગ અથવા ક્યારીનાં સમાન દૃષ્ટાંત જાણવાં; તાત્પર્ય કે એ ધ્યાતા, ધ્યાન અને ધ્યેયરૂપ ત્રિપુટીના ન્યૂનાધિક ભાવને જાણવાવાળો સ્વ મહિમામાં સ્થિત, સાક્ષીઆત્મા હું છું; એ ત્રિપુટી દૃશ્યરૂપ હું નથી. 'જુઓ સૂર્ય અથવા આકાશ બાળકને, દોરને અને પતંગને નિર્વિકાર અને અસંગ રહી પ્રકાશ કરવા છતાં તેને અવકાશ આપે છે અને તે ત્રિપુટીને પોતાના સ્વરૂપ જાણતું નથી. તે આ પ્રકારનો દૃઢ નિશ્ચય તેનું નામ નિદિધ્યાસન છે. સર્વ અજ્ઞાની જીવોની દેહ વિષેની આત્મબુદ્ધિ સંશય અને વિપર્યયથી રહિત તેમ જ અપરોક્ષ છે. તેમ શ્રવણ, મનન અને નિદિધ્યાસનનો જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિનો, તેમ જ તેમાં વર્તવાવાળા પ્રપંચનો જે પ્રકાશક છે, તે અનંત, નિત્ય, ચિદ્દ્ઘન દેવ નિશ્ચયથી હું જ છું, એવી જે અપરોક્ષબુદ્ધિ છે, તેનું નામ સાક્ષાત્કાર છે. પરંતુ આ બુદ્ધિના નિશ્ચયરૂપ સાક્ષાત્કારને પણ જાણવાવાળો, હું તે સાક્ષાત્કારથી પર છું, અવાઙ્મનસગોચર છું અને સ્વયંપ્રકાશસ્વરૂપ છું, તેથી પર અન્ય કશું નથી. એ અનુભવ એ જ પરમ અવસ્થા છે. એ જ પરમપદ છે એ જ પરમ સાક્ષાત્કાર છે. હવે જેમ તારી ઇચ્છા હોય તેમ કર.

હે યાજ્ઞવલ્કય! જ્યારે આ અનુભવનો અનુભવ થાય છે, ત્યારે પ્રહ્લાદની સમાન અનેક સંકટો આવવા છતાં પોતે પોતાના અસ્તિ-

ભાતિ, પ્રિયરૂપ સર્વાત્મસ્વરૂપના નિશ્ચયથી ચલાયમાન થતો નથી. તે જ્યાં ત્યાં પોતાનું જ સ્વરૂપ જુએ છે. બહારથી તો તેના વ્યવહાર પૂર્વના શ્રેષ્ઠાચરણવાળા વિદ્વાન પુરુષોના જેવા જ થાય છે; પરંતુ વાસ્તવમાં તેના અંતરમાંથી જડચેતનનો, જીવઈશ્વરનો, સ્ત્રીપુરુષનો, શુભાશુભનો, તેમ જ બંધમોક્ષનો ભેદ નિવૃત્ત થઈ જાય છે.

યાજ્ઞવલ્કય મૌન થયા.

યમકિંકરે કહ્યુ : મનઇન્દ્રિયોના પ્રકાશક ગોવિંદઆત્માએ જ અનેક નામરૂપ થઈ તેનો પ્રકાશ કર્યો છે; પછી એકાત્મા શી રીતે જાણુ ?

શિવ કહે : હે યમકિંકર! એક જ સુવર્ણથી અનેક નામરૂપ ભૂષણોનો પ્રકાશ થાય છે, પરંતુ તે સુવર્ણ જ છે અન્ય કશું નથી. અનેક નામરૂપ વડે વૃક્ષો પ્રકાશમાન થાય છે, પરંતુ વિચારથી તે સર્વ કાષ્ઠરૂપ જ છે. તે જ પ્રમાણે આ અનેક નામરૂપ જગત ભાસે છે, પરંતુ સમ્યક્ વિચારથી સર્વ નામરૂપપ્રપંચ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ, આદિ, મધ્ય, અંત, તું જ સર્વાત્મા છે. તુંથી પૃથક્ કશું નથી.

યમકિંકર પણ મૌન થયો, કારણ જ્યાં સમુદ્ર લહેર મારે, ત્યાં ખાઈ, કૂપ, તળાવ કયાં રહે?

## ભજન કોને કહે છે?

ગૌતમે કહ્યુ : મુક્તિ ભજનથી થાય છે. રસના વડે 'નારાયણ નારાયણ' કહેવું, એ જ ભજન છે.

મેં કહ્યુ : ભજન સર્વ કરે છે, પરંતુ સુખની અપ્રાપ્તિ છે. હે ગૌતમ! 'ભજ' એટલે ભજવું અથવા તો ત્યાગી જવું, એવો અર્થ છે. 'ન'નો અર્થ નિષેધ છે. તાત્પર્ય કે આ કાર્યકારણરૂપ સંઘાત દેહને વિશે અણછતા અહંકારને ત્યાગવો, એનું નામ ભજન છે. વળી તે દેહને વિષે અહંકારબુદ્ધિના ત્યાગનું પણ અભિમાન ન કરવુ, એ પરમ ભજન છે.

માયા અને માયાના કાર્યરૂપ સ્વપ્નવત્ જે સર્વ નામરૂપપ્રપંચ છે તેનુ નામ નર છે. તે નરરૂપ ગૃહ વિષે જેનો અસ્તિ, ભાતિ, પ્રિય, સર્વના આત્મારૂપે નિવાસ છે તેને નારાયણ કહેવાય; ફીણ, બુદ્બુદ, તરંગાદિરૂપ ગૃહ વિષે જેનો મધુરતા, શીતળતા, દ્રવતારૂપે નિવાસ છે તેને જળ કહેવાય, તેમ જળ હવે પૂર્વોક્ત નરનું અયન (આશ્રય), જે નિત્ય, નિત્યસુખપ્રકાશસ્વરૂપ અધિષ્ઠાન છે, તે નારાયણ કહેવાય. એ ફીણ, બુદ્બુદ, તરંગ આદિનું અધિષ્ઠાન છે. તે નારાયણ હું

અસંગ, નિર્વિકાર, બુદ્ધિ આદિના સાક્ષી, આત્માથી ભિન્ન નથી. જો તેને ભિન્ન માનશો તો તો તમારા નારાયણ અનાત્મા થઈ જશે–ઘરની જેમ અનિત્ય થઈ જશે; કારણ કે આત્માથી ભિન્ન અનાત્મા જ થાય છે, એ નિયમ છે. તેથી એ સિદ્ધ થયુ કે પૂર્વોક્ત રીતે આ સંઘાતનો તથા આ સંઘાતનાં સુખદુઃખાદિ ધર્મોના અહંકારનો ત્યાગ કરવો અને તે અહંકારના ત્યાગનું પણ અભિમાન ન કરવું અને વળી સચ્ચિદાનંદ નારાયણને પોતાના આત્માથી ભિન્ન જાણવો, એ જ પરમ ભજન છે. સર્વ સંતોને પૂછી જુઓ–ઊંચે, નીચે, અંદર, બહાર, સર્વ નારાયણ આત્મા જ છે.

## વિરક્ત કોને કહે છે?

ગૌતમે કહ્યું: હું સર્વનો ત્યાગ કરી વિરક્ત થાઉં છું.

મે કહ્યું: જે કોઈ પણ હેતુથી હર્ષ કે ખેદ ન કરે, તેને વિરક્ત કહે છે. ગૃહસ્થાદિ પદાર્થોનો દ્વેષથી ત્યાગ કરે છે અને કોઈ મોક્ષાદિ પદાર્થને માટે વિરક્તતા ગ્રહણ કરે છે. તેથી તું વિરક્ત ન થયો. બીજી વાત એ કે, જે અહંકારનો ત્યાગવત્ ત્યાગ કરીને આત્માની પ્રાપ્તિની સ્થિતિ જાણવી જોઈતી હતી તે તું કરતો નથી, બાકી એ જાણવું એ યત્ન વિના જ સુખનો હેતુ છે.

કપાસનાં સફેદ વસ્ત્ર અને ધાતુના પાત્રને ત્યાગી યત્નપૂર્વક મૃગછાલા અથવા ભોજપત્ર તથા કમંડળને ગ્રહણ કર્યાં તેમાં શું ત્યાગ્યુ અને શું ગ્રહણ કર્યું? કેવળ જે અભિમાનનો સંન્યાસ કરવાનો હતો તેથી ઊલટી જ વૃદ્ધિ કરી!

જે ગ્રહણત્યાગબુદ્ધિરહિત પોતાના સ્વરૂપમાં સુસ્થિત છે તે જ વિરક્ત છે. જે એક વસ્તુનો દ્વેષપૂર્વક સંન્યાસ કરે છે અને અન્ય વસ્તુને રાગપૂર્વક ગ્રહણ કરે છે, તે વિરક્ત નથી. અથવા જે નિજ સ્વરૂપથી પૃથક્ દૃશ્યમાં રતિ(પ્રીતિ) કરતો નથી, તેનું નામ જ વિરક્ત છે. અથવા નામરૂપ દૃશ્યના મિથ્યાત્વના નિશ્ચયપૂર્વક, જે નિજસ્વરૂપમાં જ વિશેષ કરીને રતિ(પ્રીતિ) કરે છે, તેનું નામ વિરક્ત છે.

ગૌતમ કહે: ભેખ, મેખલા વગેરે વિરક્તો રાખે છે, તેવો જ હું પણ થાઉં છું.

મેં કહ્યું: તારી બુદ્ધિ હસવા યોગ્ય છે. કારણ વિરક્તને ભેખ, મેખલા વગેરેથી શું પ્રયોજન છે? જે અહંકારનો ત્યાગી છે, તે જ વિરક્ત છે.

## પ્રાણાયામનું ફળવર્ણન

એટલામા અત્રિ આવ્યા અને બોલ્યા: પ્રાણાયામરૂપી યોગ કરીને જ મુનીન્દ્ર અને યોગેન્દ્ર વગેરે મુક્ત થયા છે. યોગ વિના મુક્તિ નથી.

વ્યાસ બોલ્યા: યોગ સ્વયંપ્રકાશ છે કે પરપ્રકાશ છે?

અત્રિ કહે: યોગ કરવાથી થાય છે, તેથી જણાય છે કે તે પરપ્રકાશ છે.

વ્યાસ કહે: પરપ્રકાશ યોગથી, સ્વયંપ્રકાશ, નિત્યમુક્ત આત્માની મુક્તિ કેવી રીતે થશે? ઊલટી સ્વયપ્રકાશ આત્મા વડે જ યોગની સિદ્ધિ થાય છે. જે પૂર્વથી જ મુક્ત છે તે કોઈ પ્રકાશના ભ્રમ વડે પોતાને અમુક્ત માને, તો તે ભ્રમનિવૃત્તિથી મુક્તની મુક્તિ થાય છે. અન્ય કોઈ યોગકર્માદિ અનેક ક્રિયારૂપ સાધનોથી તેની મુક્તિ થતી નથી; કારણ કે કર્મયોગાદિ પણ ભ્રમરૂપ છે. જુઓ, સ્વપ્નમાં રાજા નિદ્રાદોષ વડે પોતાને દરિદ્ર માને છે તેની એ દરિદ્રતા, નિદ્રારૂપ દોષની નિવૃત્તિ વિના અનેક ક્રિયારૂપ યોગાદિ સાધનોથી દૂર થતી નથી. વળી સ્વપ્નપુરુષો યોગાદિ અનેક સાધનો કરે, તો તેથી સ્વયં-પ્રકાશ સ્વરૂપ સ્વપ્નદ્રષ્ટાની મુક્તિ થતી નથી; કારણ કે સ્વપ્નપુરુષો સાથે સ્વપ્નના સર્વ યોગાદિ પદાર્થો સ્વપ્નદ્રષ્ટામાં કલ્પિત છે, કલ્પિત પદાર્થ અધિષ્ઠાનમા કઈ અનુકૂળતા અને પ્રતિકૂળતા કરી શકતા નથી. માત્ર વિચાર દ્વારા જ ભ્રમની નિવૃત્તિ કરી, મુક્તસ્વરૂપ આત્મા પુન: પોતાને મુક્તસ્વરૂપ માને છે.

અત્રિ કહે: યોગથી શુદ્ધિ થાય છે.

વ્યાસ કહે: પોતાને યોગી માનનાર કેટલાય પુરુષો થઈ ગયા છે. જગતમાં પણ તેમનું યોગીપણુ પ્રસિદ્ધ હતું, પરતુ જ્યારે તે મરણ પામ્યા અથવા તો જ્યારે તે જીવતા હતા, ત્યારે તેમનાં શરીર, માંસ, ત્વચા, રુધિર, અસ્થિ, નાડી, રોમ, મળ અને મૂત્ર વગેરે જેમ સર્વ અયોગી મનુષ્યોના જેવાં હતા એવાં જ દેખાયાં હતા. તેમા કાઈ વિશેષતા નહોતી જણાઈ. તે મળને દૂર કરવા માટે રોજ નેતીધોતી, જળથી ધોવુ, વગેરે કરે છે. પરતુ ઊલટો તેથી પૂર્વ કરતા તે મળ બમણો થાય છે, ન્યૂન થતો નથી, એ સર્વ વિદ્વાનોનો અનુભવ છે. તેમ જ આ ક્રિયારૂપ યોગ તો નટ અને માગણ લોકો પણ કરી શકે છે. (પંજાબના રાજા રણજીતસિંહના વખતની જે એક પ્રસિદ્ધ

વાત છે. પંજાબના નિવાસી વિદ્વાન આ જાણે છે. કોઈક માગણે લાહોરમાં રણજિતસિંહની તેમ જ હજારો સ્ત્રીપુરુષોની સન્મુખ છ માસનો પ્રાણાયામ કરી સમાધિ કરી હતી અને દશમા દ્વારમાં પ્રાણ પણ ચઢાવી શકયો હતો, પરંતુ પાછળથી જાગ્રત થતાં જ તેણે ઇનામ માગ્યુ હતું.) તેથી યોગ એ ક્રિયા છે. કરનાર સમ્યક્ હોવો જોઈએ. સર્વ થઈ શકે છે. અન્ય જગાએ પણ સાંભળવામાં આવે છે. જુઓ! નટ અને નટિનીનાં શરીરની કસરત જોઈને સર્વને આશ્ચર્ય થાય છે. આ બધું નિત્યઅભ્યાસનું ફળ છે, પરંતુ તેથી એ લોકોની કંઈ મુક્તિ થતી નથી. જેમણે પોતાના સમ્યક્ વિચાર વડે, સમ્યક્ સ્વરૂપને અપરોક્ષ જાણ્યું છે, તે જીવિત અવસ્થામાં જ કૃતકૃત્ય થયા છે. માટે હે અત્રિ! આત્મવિચાર વડે જ ભ્રમ દૂર થાય છે, ક્રિયારૂપી યોગથી ભ્રમ દૂર થતો નથી, તેમ જ ભ્રમ છૂટ્યા વિના સુખ નથી અને આત્મવિચાર વડે યોગ આપોઆપ થાય છે.

અત્રિ કહે: યોગ વિના અંતર્દૃષ્ટિ કેવી રીતે ઊઘડે?

વ્યાસ કહે: અંતર્દૃષ્ટિ આત્માના વિચાર વડે ઊઘડે છે, યોગથી નહિ. યોગથી તો ઊલટું અંતર મલિન થાય છે; કારણ કે જ્યારે યોગ કરે છે, ત્યારે તેની દૃષ્ટિ સર્વ અંગો ઉપર જાય છે. જ્યાં ત્યાં રુધિર–માંસમાં જ તે દૃષ્ટિ જાય છે. બીજું કંઈ તે દૃષ્ટિમાં આવતું નથી. શરીર અતિ મલિન છે અને શારીરિક દૃષ્ટિ પણ મલિન છે. જેને સમ્યક આત્મવિચાર થયો છે, તેને જ દિવ્ય દૃષ્ટિવાળો કહે છે; કારણ કે 'જે પિંડે, તે બ્રહ્માંડે, જે શોધે તે મળે.' ઘડાનો સમ્યક્ વિચાર કરવાથી પુરુષને ઘડાનો મૃત્તિકારૂપ અપરોક્ષ બોધ થાય છે, તે જ પ્રમાણે તેને બ્રહ્માંડના સર્વ ઘડાનો પણ યત્ન વિના મૃત્તિકારૂપ અપરોક્ષ બોધ થાય છે. તે જ પ્રમાણે જે વિદ્વાન પુરુષે આ વ્યષ્ટિ-શરીરમાં દશ્યરૂપતા અથવા પંચભૂતરૂપતા અથવા માયારૂપતા અથવા અનાત્મરૂપતા અથવા તો પોતાના આત્મસ્વરૂપમાં કલ્પિતરૂપતા જોઈ છે અને જેણે પોતાના આત્માની અવાઙ્મનસગોચરતા અથવા અસ્તિ, ભાતિ, પ્રિયસ્વરૂપતાને સમ્યક્ રીતે અપરોક્ષરૂપે જાણી છે, તેને સમષ્ટિનો વિનાયત્ને અપરોક્ષ બોધ થાય છે. જે પિંડે, તે જ બ્રહ્માંડે!

જેને ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળનું જ્ઞાન છે, તે કાલદૃષ્ટિ કહેવાય છે. તે તો જ્યોતિષી વગેરે ઘણા હોય છે. તે કાંઈ પરમપદને પામેલા હોતા નથી! મોક્ષનો હેતુ આત્મવિચાર જ કર્તવ્ય છે. માટે હે અત્રિ! 'અંતર્બહાર સર્વ ગોવિંદઆત્મા હું જ છું, હું આત્માથી

ભિન્ન કશું નથી.' એ નિશ્ચયનું નામ જ યોગ છે. પોતાના સ્વરૂપથી પૃથક્ વસ્તુ જોવી એ જ મલિનતા છે. જેમકે જળથી ભિન્ન બુદ્બુદ તરંગાદિની પ્રતીતિ એ ભ્રમ છે.

અત્રિ મૌન થયા!!

### ઇંદ્ર

તે જ વખતે ઇંદ્રે આવીને કહ્યું: 'હું નિત્યસુખ, ચિદ્રૂપ ઇંદ્ર, આ સંઘાતરૂપ સ્વર્ગ વિષે મન, ચક્ષુ વગેરે ઇંદ્રિયોરૂપ દેવતાના સાક્ષીરૂપે સ્થિત છું. સત્ત્વ, રજસ અને તમસ ગુણરૂપ ત્રિલોકીનો હું ચૈતન્ય સાક્ષી જ પ્રેરક છું.' અથવા તો સમષ્ટિ વ્યષ્ટિ સ્થૂલશરીર, સમષ્ટિ વ્યષ્ટિ સૂક્ષ્મશરીર તથા સમષ્ટિ વ્યષ્ટિ કારણશરીરરૂપ ત્રિલોકીનો વ્યવહાર હું ચૈતન્ય-ઇંદ્ર જ કરવાવાળો છું; અથવા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિરૂપ ત્રિલોકીનો પ્રકાશક, હું જ તુરીય ચૈતન્યરૂપ ઇંદ્ર છું. હું આત્મા ઇંદ્રની માયારૂપ ઇંદ્રાણી આ ત્રિલોકીનું ઉપાદાનકારણ છે. શ્રોત્રાદિક દેવતારૂપ ઇંદ્રિયો, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે પોતપોતાના વિષયોમાં હું દ્રષ્ટા, સાક્ષી, ચૈતન્યઇંદ્રની આજ્ઞારૂપ સત્તા વડે જ પ્રવૃત્ત થાય છે, અન્યથા નહિ. પૃથિવી, આપ(પાણી), તેજ, વાયુ, આકાશ હું ચૈતન્યઇંદ્રની આગળ પ્રધાન દેવતાઓ છે. હું ચૈતન્યસાક્ષીઇંદ્ર સર્વ નામરૂપ ત્રિલોકમાં પરિપૂર્ણ છું. હું ચૈતન્ય જ ત્રિલોકીનો પ્રકાશકર્તા છું, માનો કે સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્નસૃષ્ટિમાં પૂર્ણ છે અને સર્વનો પ્રકાશ કરે છે. જો હું પૂર્ણ ન હોઉં, તો તેમની સિદ્ધિ કેવી રીતે થાય? ત્રિલોકી તથા ત્રિલોકીમાં અંતર્વર્તી પદાર્થ કોઈ પણ હું સતરૂપ ચૈતન્યને જાણી શકતા નથી. હું સર્વને જાણું છું તેથી જ હું સ્વયંપ્રકાશ છું.

વ્યાસે કહ્યું: સ્વયંપ્રકાશ અને પરપ્રકાશ, એ મનવાણીના કથનચિંતનરૂપ ધર્મ છે. હું આત્મા તેથી પર છું, હું આત્મામાં પૂર્ણ-અપૂર્ણ બન્ને નથી. હું સ્વતઃ જ નિર્વિકલ્પ છું.

ઇંદ્ર મૌન થયા.

### બ્રહ્મા

તે વખતે બ્રહ્માએ આવીને કહ્યું: હું વ્યાપક, બ્રહ્મ, ચૈતન્ય, અંતર્યામી, પરમેશ્વર, સર્વ બ્રહ્મલોકરૂપ દેહોમાં સાક્ષીરૂપે સ્થિત છું. પરંતુ જે અધિકારીને હું વ્યાપક ચૈતન્ય પરમેશ્વરનાં દર્શન કરવાની ઇચ્છા હોય, તેણે આ નિશ્ચય કરવો જોઈએ: 'આ મનુષ્યદેહરૂપ બ્રહ્મલોકને વિષે, સર્વ મનાદિકને જે હરવખત સદા અપરોક્ષ, સાક્ષી ચૈતન્યઆત્મા છે,

તે જ મારું સ્વરૂપ છે; તેથી પૃથક્ નથી.' આ જ મારું દર્શન છે. એવો ભ્રમ ન કરવો કે પૂર્વોક્ત સ્વરૂપથી ભિન્ન પરમેશ્વરનું સ્વરૂપ કોઈ અન્ય સ્થાનમાં અથવા કોઈ અન્ય કાળમાં મળશે; પરંતુ હે અધિકારી જનો! હું તમારો આત્મા, મન આદિનો સાક્ષીરૂપ થઈને સદા અપરોક્ષ સ્થિત છું.

વ્યાસે કહ્યું: હે દેવોના દેવ! આપનાં વચન અમૃત સમાન છે. આપ નિત્યસુખ, અનંત, સાક્ષીઆત્મા, મનવાણીને અગોચર છો. આપને કેવી રીતે જાણ્યા જાય?

બ્રહ્માએ કહ્યું: હે વ્યાસ! હું સુખ, ચિત્, નિત્ય, સાક્ષી આત્માનો અવાઙ્‌મનસગોચરરૂપ જે અનુભવ છે, તે જ હું સાક્ષી પરમેશ્વરને બરાબર જાણવું એ છે. બીજી રીત બરાબર નથી.

વ્યાસ મૌન થયા.

## મહાદેવ

મહાદેવ કહેવા લાગ્યા: હે સભા! જે તમારા અંતરમાં સચ્ચિદાનંદરૂપ મન આદિનો સાક્ષી આત્મા છે, જે મનવાણીના ચિંતન કથનથી પર છે અને સ્વરૂપથી જ જે બંધમોક્ષથી રહિત છે, પરંતુ જે સદા હાજરાહજૂર છે, તે જ વસ્તુ તમે પોતે છો, એમ જાણો. આ વસ્તુથી જુદા પરમેશ્વર, પરમાત્મા, ઈશ્વર, નારાયણ, ગોવિંદ, વિષ્ણુ, શિવાદિક નામથી પ્રતિપાદિત પરમાત્મા નથી.

જો જુદા હોય તો તે અસત્, જડ, દુઃખરૂપ થશે તથા મનવાણીના ગોચર, અનાત્મ, દૃશ્ય થશે. જે જે મનવાણીના ચિંતનમાં આવે છે, તે તે દૃશ્ય, દુઃખ, જડ, અનિત્ય, અનાત્મા છે. તેને તમે સમ્યક્ પોતાનું સ્વરૂપ ન જાણો. કાયિક, વાચિક, માનસિક, કામ કરતાં પણ પોતાને અકર્તા, અભોક્તા જાણો, તો તમને તે કર્મોનો સ્પર્શ, સુખદુઃખ નહિ થાય. જુઓ ચંદ્રમાની સાથે અત્યંત પ્રીતિ હોવાથી ચકોર પક્ષીને અગ્નિનું ભક્ષણ કરવા છતાં અગ્નિનો દાહ થતો નથી.

## શુક

તે જ વખતે શુક આવ્યા અને કહેવા લાગ્યા: જ્યાં સુધી ત્રિપુટી વિષે બેસે ત્યાં સુધી સુખ નથી મળતું, તેથી તુરીયા શ્રેષ્ઠ છે.

વ્યાસે કહ્યું: હે શુક! જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિને પ્રકાશ કરવાવાળા આત્માનું નામ તુરીયા છે. તેની જ શ્રેષ્ઠતા છે, અન્યની નહિ. તે આત્મા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિમાં પણ હર વખત અપરોક્ષ છે. જો

આત્મા તેમાં પૂર્ણ ન હોય, તો તેનો પ્રકાશ શી રીતે થાય? માટે 'જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિને ત્યાગી તુરીયામાં સ્થિત થાય,' એ વચન હસવાયોગ્ય જ ગણાય છે. હા, જાગ્રત આદિમાં પૂર્ણ રહી તેનો પ્રકાશક, સુખરૂપ, તુરીય આત્મા હું છું, એ નિશ્ચય તો ઠીક છે. તે જ રીતે સુખરૂપ આત્મા સર્વ અંગોમાં પૂર્ણ છે. જો આત્મા સર્વ અંગોમાં પૂર્ણ ન હોય તો અંગોનું જ્ઞાન ન થવું જોઈએ; કારણ કે જ્ઞાનસ્વરૂપ આત્મા જ છે, અન્ય નહિ. સર્વ અંગોને ત્યાગીને ત્રિપુટીમાં સ્થિત થાય એમ તારું કહેવું લજ્જાનું કામ છે; કારણ કે સુખરૂપ આત્મા પૂર્ણ છે. ત્રિપુટી તો રુધિર, માંસ, અસ્થિરૂપ છે. તેમાં સુખ ક્યાં છે? આત્મા સર્વ અવસ્થામાં સમ છે અને આત્મામાં સર્વ અવસ્થા સમ છે.

મૈત્રેયે કહ્યું: હે પરાશર! હું કોણ છું? નેત્ર, ત્વચા, કાન, રસના, ઘ્રાણ છું? અથવા હાથ, પગ, વાક્, શિશ્ન, ગુદા છું? અથવા શબ્દાદિક વિષય છું? અથવા સત્ત્વ, રજ, તમ ત્રણ ગુણ છું? અથવા પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર છું? અથવા પંચભૂત છું, અથવા જડ માયા છું?

પરાશર: આ સર્વ તું ચિદ્ઘન હોવાથી પ્રકટ થયેલાં છે. તને કોણ કહે કે તું અમુક છે?

## સંસારસાગર

મૈત્રેયે કહ્યું: આ સંસારસમુદ્રના જળથી હું પાર કેવી રીતે થઉં?

૧ પરાશર કહે: તું અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ વસ્તુથી ભિન્ન સંસાર સમુદ્રનું જળ છે જ નહિ, તો પછી પાર શેનાથી ઊતરે છે? શરમા જરા, તું તો મૃગતૃષ્ણાના જળની પાર જવા નૌકાની ઇચ્છા કરે છે! પહેલાં સંસારમાં જળ છે કે કેમ તે નિશ્ચય કર; પછી પાર થજે.

મૈત્રેય કહે: તમે જ કહો, જળ શું છે?

પરાશર કહે: જેમ જળ વિના સમુદ્ર અસાર છે, તેમ તું સુખ, અનંત, ચિદ્, આત્મારૂપ જળ વિના આ નામરૂપ સંસારતરંગ અસાર છે. તેથી તું જ ચૈતન્યઆત્મા જળરૂપ છે. તું પોતાને અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સારજળ જાણીને, પછી વિચારી જો કે સંસારસમુદ્ર ક્યાં છે? કંઈ જ નથી. એ જ મુખ્ય પક્ષ છે. ગૌણ અર્થ એ છે કે સંસારરૂપ સમુદ્રમાં જળ તે અહંકારરૂપ વાસના છે.

મૈત્રેય કહે: વાસનાનું રૂપ કેવું છે?

પરાશર કહે: વાસનાનું રૂપ મેં જોયું નથી.

મૈત્રેય કહે: જો રૂપ જોયુ નથી, તો સંસારસમુદ્રમાં વાસના જળ છે, એ કલ્પના કેવી રીતે કરી? જો હુ અહંકારરૂપ વાસના રાખતો નથી, તો મને તો વાસનાથી શો ભય છે? કારણકે રૂપરહિત આકાશ કોઈને દુઃખ નથી આપતું.

## ગણેશ

તે જ વખતે ગણેશ આવ્યા અને બોલ્યા ગણનો અર્થ મન સહિત ચક્ષુ આદિ ઇંદ્રિયો છે. અથવા ગણ એટલે નામરૂપ મૂર્તિ સહિત સકરણ(ઇંદ્રિયોવાળા દેહનો) સમૂહનો પ્રપંચ, તેનું જે નિયમન કરે અર્થાત્ પ્રેરણા કરે તેનુ નામ ઈશ છે. અથવા બ્રહ્મા, વિષ્ણુ, શિવ, આદિ સર્વ મૂર્તિ–અમૂર્તિમાન પ્રપંચગણના જે માલિક હોય તેનું નામ ગણેશ છે. તે પૂર્વોક્ત ગણોનું ઈશપણું ચૈતન્યવસ્તુમાં જ ઘટી શકે છે; અન્ય કોઈ સૂક્ષ્મ અથવા સ્થૂળ મૂર્તિમાન વસ્તુમાં ઘટી શકતુ નથી; કારણકે ચૈતન્યથી ભિન્ન સર્વે આ સસારના અતર્ભૂત છે. તેથી ગણેશ નામ મન આદિના સાક્ષી ચૈતન્યઆત્માનુ જ છે. તે પૂર્વોક્ત ગણેશ તમારુ તથા સર્વ જગતનું સ્વરૂપ છે. એમ નથી કે બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક દેવતાઓના પૂર્વોક્ત ગણેશ આત્મા છે અને કીડીનો તે આત્મા નથી. કીડીનું સ્વરૂપ બીજુ છે એવું પણ નથી; જોઈએ તો બ્રહ્મા, વિષ્ણુ, શિવ સત્યવક્તા, યથાર્થ સ્વરૂપના જ્ઞાતા બેઠા છે તેને પૂછી લો.

એટલે સર્વ કહેવા લાગ્યા, યથાર્થદૃષ્ટિ એ જ છે. સ્વરૂપમાં ભેદ નથી, વ્યવહારમા ભેદ છે.

પુનઃ ગણેશજી કહેવા લાગ્યા: હે સભા! ખરેખર વિચાર કરો તો તો વ્યવહારમાં પણ ભેદ નથી; કારણ કે વ્યવહાર અર્થાત્ કથન પ્રતીતિમાત્ર છે. તે પણ એકસરખું જ છે. પચ જ્ઞાનેંદ્રિય, પચ કર્મેંદ્રિય, પચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એ સર્વ ગ્રાહક (ગ્રહણ કરનાર) છે અને શબ્દાદિ વિષય ગ્રાહ્ય(ગ્રહણ થનાર) છે. તે ગ્રાહકગ્રાહ્યભાવની પ્રીતિ સર્વ શરીરોમાં સમાન છે. ઇંદ્રિયોના વિષયના સયોગવિયોગથી થતી સુખદુઃખની પ્રતીતિ પણ પુરુષોને સરખી છે. તેમ જ પચભૂતોની પ્રતીતિ પણ તુલ્ય છે. ચક્ષુ આદિ ઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહાર, સ્વતઃસિદ્ધ ભિન્નભિન્ન શરીરોમા થઈ રહ્યા છે, તે પણ તુલ્ય છે. તેથી હે સભા! સમ્યક્ ગણેશ પોતાના આત્માને જાણો અને સસારના પદાર્થોમા ન્યૂનાધિક ન જુઓ. આ દૃશ્યમાન પ્રપચ

માયામાત્ર છે, એમ કહીને ગણેશ મૌન ધરી રહ્યા. સર્વ સભાએ ગણેશજીને અનુમોદન આપ્યું.

### ચંદ્રમા

પછી ચંદ્રમા આવ્યા અને કહેવા લાગ્યા : ભ્રમસિદ્ધ બંધમોક્ષ રૂપ તમ દશાથી રહિત જે વિષ્ણુ છે, તે જ શાંતિરૂપ મુખ્ય ચંદ્રમા છે. તથા સ્વતઃ જ જે જ્ઞાનઅજ્ઞાનથી, જન્મમરણથી, હર્ષશોકથી અને સર્વ સંસારના ધર્મરૂપ તમદશાથી રહિત છે, તે જ ચંદ્રમા છે. સ્વતઃ જ જે કામક્રોધાદિથી તથા ઉદયઅસ્તભાવરૂપ તમદશાથી રહિત છે, તે જ શાંતિરૂપ મુખ્ય ચંદ્રમા છે. ન્યૂનાધિકભાવથી રહિત, સદા એકરસ, નિર્વિકાર, દશ્યસબંધથી રહિત, સદા અપરોક્ષ, મનાદિકનો સાક્ષી જે આત્મા હૃદયરૂપ આકાશમાં સ્થિત છે, તે જ ચદ્રમા છે. નિત્ય, ચિત્સુખ, આત્મારૂપ ચંદ્રમાના દર્શનથી જ અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ તાપ શમી જાય છે. તેથી સર્વ દર્શન તેનું પોતાનુ જ થઈ જાય છે. દર્શનને યોગ્ય તે પછી અન્ય કોઈ પદાર્થ રહેતો નથી. બ્રહ્મલોક, વિષ્ણુલોક અને શિવલોકાદિનાં જે સુખ છે, તે તો આ ચદ્રમાની સમીપ સમુદ્રમાં એક કણિકા સમાન છે. એ આત્મારૂપ ચંદ્રમાનાં સમ્યક્ દર્શનથી જે કઈ કરવાનું હતું, તે પૂરું થઈ જાય છે અને જયાં જવાનુ હતું ત્યા પહોંચી જવાય છે, તેમ જ સર્વ કર્તા–ભોક્તા પણ પોતાને અકર્તા–અભોક્તા માને છે. વાસ્તવમા આપે અકર્તા–અભોક્તા છતાં પોતાની માયા વડે, પોતાને સર્વનો કર્તા-ભોક્તા જાણે છે. તે જ આત્મારૂપ ચદ્રમાના દર્શનથી આ અનિત્ય સર્વ નામરૂપ જગતનું પોતે જ અધિષ્ઠાન છે અને તેનો પ્રકાશક, નિયામક, તેની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરનાર પોતે જ છે અને સમ્યક્ સંશયરહિત અપરોક્ષ જાણે છે. તે જ આત્મારૂપ ચદ્રમાને જાણીને, પોતાને અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સમ્યક્ સર્વાત્મા જાણે છે. તે જ અનંત, નિત્ય, ચિદ્, આત્મારૂપી ચંદ્રમાના આનંદથી સર્વ આનંદવાન થઈ રહ્યું છે. જો (પોતાના હૃદય વિષે) આનંદસ્વરૂપ આત્મારૂપ ચંદ્રમા ન હોય, તો સર્વ જીવોનું જીવન કેવી રીતે હોઈ શકે? ન જ હોઈ શકે. જુઓ, હુ ચૈતન્યચંદ્રમારૂપ આત્માના આનંદની પૂર્ણતા કેવી છે! ભંગી પણ પોતાના હાલમાં મસ્ત છે! જ્યારે મળથી નિવૃત્તિ થઈ તે પોતાનાં બાળબચ્ચાંમા નિવાસ કરે છે, ત્યારે રાજા પણ તેની ગણતરીમાં નથી–તો બીજાની તો શી વાત? તે જ પ્રમાણે શકર(ભૂંડ) ડુકર પણ પોતાનાં જ

બાળબચ્ચાંમાં પ્રસન્ન રહે છે! ઇંદ્રાણી સહિત ઇંદ્રાદિકના ભોગની પણ તે ઇચ્છા નથી કરતાં! જુઓ! મજૂર આખો દિવસ મજૂરી કરે છે; પરંતુ રાત્રિએ જ્યારે પોતાનાં બાળબચ્ચાંમાં નિવાસ કરી રહે છે, ત્યારે પોતાના ધણીને સ્વપ્નમાં પણ યાદ કરતો નથી! આપ લોક વિચાર કરો! મળનો કીડો મળમાં જ (પોતાની સૃષ્ટિમાં) પ્રસન્ન છે. પોતાથી ભિન્ન સૃષ્ટિના ભોગવિલાસે તેને મંજૂર નથી. તેજ પ્રમાણે પક્ષી પોતાની સૃષ્ટિમાં ખુશ રહે છે. વનનાં વૃક્ષોમાં જ રહેવાનું તે કબૂલ કરે, છે, (મહેલોમાં નહિ). અન્ય સૃષ્ટિના ભોગવિલાસને તે તૃણ સમાન જાણે છે. સારાંશ એ જ કે એકબીજાની દૃષ્ટિથી જ સુખ-દુઃખની ન્યૂનાધિકતાના ભાવની પ્રતીતિ. થાય છે. બાકી સ્વદૃષ્ટિમાં જ સુખ છે. તેજ પ્રમાણે મૃગાદિ પશુ પણ પોતપોતાની સૃષ્ટિમાં આનંદી છે; અન્ય સૃષ્ટિમાં નહિ. જુઓ, મચ્છરાદિ આપણી દૃષ્ટિથી તુચ્છ જીવો છે. તે એક દિવસમાં જ પોતાનાં બાળબચ્ચાં સાથે બાળક, યુવા, વૃદ્ધાદિ અવસ્થા ભોગવી નષ્ટ થઈ જાય છે છતાં અન્ય સૃષ્ટિનાં સુખોને તે તુચ્છ જાણે છે. સર્વ સૃષ્ટિમાં આ અને આવા અનેક સૂક્ષ્મ વિચાર કરવાથી પોતાના સ્વરૂપાનંદની પૂર્ણતા માલૂમ પડે છે; બીજી રીતે તે માલૂમ પડતી નથી. તાત્પર્ય કે, જ્યાં કોઈ જે જે યોનિ અથવા સ્થાનમાં, જાતિમાં, મંત્ર, તંત્ર, ઔષધિ, શાસ્ત્ર, વેદ, પુરાણ, ષટ્શાસ્ત્રાદિ વિદ્યામાં, વિષયલંપટતામાં તથા ધર્મ, અધર્મ, લડાઈ, ચોરી, યારી, ઠગાઈ, દંભ, જમીનદારી, નોકરી, વ્યાપાર, સ્ત્રી, પુરુષ, રાજ્ય, વર્ણ, આશ્રમ, જ્ઞાન, અજ્ઞાન, ફકીરી, અમીરી, ધ્યાન, પૂજા, જપ, તપ, યોગ, વેદાંત, સમાધિ, વ્રત, તીર્થ, યમ, નિયમ, તમાશા, જાદુ, કવિતા, ધૂર્તતા તથા પરમહંસપણાથી આદિ લઈ જે જે સ્થિતિમાં જે સર્વ સ્થિતિ છે, તેમાં તે સ્થિતિમાં તેઓ આનંદ-વાન થઈ રહ્યા છે; કારણ કે આનન્દસ્વરૂપ ચૈતન્ય સાક્ષીઆત્મા, સર્વના હૃદયમાં પૂર્ણ છે, તેથી જ સર્વ આનંદવાન થઈ રહ્યા છે. જો ચૈતન્ય સુખ, અનુભવઆત્મારૂપ અલૌકિક ચંદ્રમા સર્વ પ્રાણીઓના હૃદયદેશમાં નિત્ય સ્થિત ન હોય, તો આ સુખદુઃખરૂપ સંઘાતમાં એક દિવસ પણ કાઢવો કઠિન થઈ જાય. ઊલટા, આ તો પોતે જે શરીરમાં છે તે શરીરને અન્ય શરીરોથી સુખરૂપ અને ઉત્કૃષ્ટ માને છે! જો પોતાને નિકૃષ્ટ માને, તો જીવવું કઠિન થઈ પડે. તેથી આત્મારૂપ ચંદ્રમાનો મહિમા અવાઙ્મનસગોચર છે. તેને કોની ઉપમા આપવી! મન, વાણી આદિ સર્વનો તથા ષટ્ પ્રમાણોનો તે જ પ્રકાશક છે. જે અનંત,

ચિત્, સુખાત્મારૂપ અલૌકિક ચદ્રમાનાં પૂર્વોક્ત વિશેષણ કહેલાં છે, તે લૌકિક દૃશ્યરૂપ, આકાશમાં ઊગેલા ચંદ્રમામા એક પણ ઘટતું નથી; અથવા તો બીજાં મન આદિ દૃશ્ય પદાર્થોમાં પણ તે ઘટતાં નથી. આ સૂક્ષ્મ ભાવ બુદ્ધિના વિચારથી જાણી શકાય છે, સ્થૂલતાથી સમજાતો નથી. તેથી પૂર્વોક્ત વિશેષણોથી યુક્ત, નિત્યસુખ, મન આદિના સાક્ષી ચિદાત્મારૂપ ચદ્રમા જ બ્રહ્માથી લઈ કીડી પર્યંત સર્વનું સ્વરૂપ છે. તે જ ચદ્રમાને હું પોતાનો આત્મા જાણી સર્વ સંસારભ્રમથી રહિત, સતુષ્ટ રહીને, સુખથી જીવું છુ. કોઈ પણ સંસારધર્મ ,મને સ્પર્શ નથી કરતો અને સદા આકાશમા ગમનરૂપ ક્રિયા કરવા છતા હું અકર્તા છુ !

## આત્મપ્રાપ્તિનું સાધન

વ્યાસ કહે: તેને જાણવાનુ સાધન શુ છે?

ચદ્રમા કહે: હે વ્યાસ! તમારા સરખા સત્યવક્તા, બ્રહ્મનિષ્ઠ, પક્ષપાતથી રહિત, હસ્તામલકવત્ અપરોક્ષ સ્વરૂપાનુભવવાળા વિદ્વાન પુરુષોનો સગ એ જ પરમ સાધન છે. આત્માસાક્ષીરૂપ ચંદ્રમાને દેખવાને માટે સત્સગ એ નેત્ર છે. શમદમાદિ અન્ય સર્વ સાધન સત્સગના અતર્ભૂત છે. એથી નિ સગ પુરુષોને સત્સગ જ કર્તવ્ય છે, અન્ય નહિ.

વ્યાસ મૌન થયા.

## કુબેર

તે જ વખતે કુબેર આવ્યા અને કહેવા લાગ્યા: હે સભા નિવાસી! ધન એ નામ પ્રસિદ્ધ નિજ કાર્ય સહિત જડ માયાનુ છે કોઈ કોઈ મહાત્માઓએ ધન એ નામ સ્રી, પુત્ર, પૈસા, ગૃહ, પશુ આદિને પણ આપેલુ છે તેથી તેમાં સૂચવાયેલો સર્વ સસાર સમજવો. આ સર્વ વ્યક્તિઓ સહિત સર્વ નામરૂપ જગતનો જે સ્વામી હોય, તે ધનેશ કહેવાય. અથવા ધન(ધન્ય) નામ કૃતકૃત્યનુ છે. તે કૃતકૃત્ય ધર્મ મનનો છે, કારણ કે જે અકૃત્ય(ક્રિયાના સ્પર્શવિનાનો) હોય તે જ કૃતકૃત્ય થઈ શકે છે. હવે તે મન આદિને જે કૃતકૃત્યતારૂપ મોક્ષ આપે અથવા પોતાની સત્તાને સ્ફૂર્તિરૂપ ધન આપી જડ મન આદિને ઐશ્વર્યવાન અર્થાત્ ચૈતન્ય કરે, તેનુ નામ ધનેશ છે ધનેશનો આ અર્થ કોઈ માયાની અથવા માયાના કાર્યરૂપ દૃશ્યમાન મૂર્તિમા ઘટતો નથી. સાક્ષી ચૈતન્ય આત્મા વિષે જ ઘટે છે. તે પૂર્વોક્ત ધનેશ જ સર્વનો આત્મા છે. આ બુદ્ધિ આદિના પ્રકાશક ધનેશ(સાક્ષી

આત્મા)ને જ સમ્યક્ જાણીને કૃતકૃત્ય થવાથી સંસારભ્રમથી રહિત થવાય છે; ત્યારે જ સંસારમાં રહ્યા છતાં પણ જળકમળવત્ સંસારના ધર્મોથી રહિત રહી શકાય છે. તેથી કરીને આ દૃશ્યમાન વ્યક્તિ ધનેશ કહેવા માત્ર જ છે. અસલી ધનેશ તો ચૈતન્યઆત્મા જ છે. હું આત્મારૂપ ધનેશ જ સર્વને સ્ફૂર્તિરૂપ ધન આપું છું; મને કોઈ પદાર્થ સત્તાસ્ફૂર્તિ આપી શકતા નથી. આથી કરીને તમે હું ચૈતન્યધનેશને જ પોતાના આત્મારૂપ જાણો કે એટલે તમે પણ આત્મધનરૂપ ધનના ઇશ (ધનેશ) થશો.

વસિષ્ઠે કહ્યું: હું ચૈતન્યઆત્મા કર્તવ્યથી ધનેશ થતો નથી, હું સ્વતઃ જ ધનેશ છું. જુઓ ઘટાકાશ મહાકાશરૂપ બનાવવાથી નથી થતું, પરંતુ પૂર્વથી જ તે મહાકાશરૂપ છે.

ધનેશ કહે: તું કોણ છે?

વસિષ્ઠ કહે: જે તું છે!

ધનેશ કહે: હું કોણ છું?

વસિષ્ઠ કહે: જે હું છું.

ધનેશ કહે: જ્યાં હું તું છે, ત્યાં માયા છે. હું માયાથી પર છું.

વ્યાસે કહ્યું: તું ચૈતન્ય સર્વરૂપ છે કે અસર્વરૂપ છે? જો તું ચૈતન્યધનેશ સર્વરૂપ છે, તો માયા પણ તું જ છે. પર–અપર પણ તું જ છે. જે જે તું અસર્વરૂપ હોય અથવા જે અસર્વરૂપ થાય, તે સર્વ પરિચ્છિન્ન, જડ, ઉત્પત્તિમાન, અનિત્ય અને દૃશ્ય થાય છે.

ધનેશ કહે: સર્વ–અસર્વ બન્ને રૂપ હું ચૈતન્યઆત્મા જ છું; કારણ કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ દૃષ્ટિ દ્વારા સર્વ માયા–અમાયા, જડ–ચેતન, નિત્ય–અનિત્ય હું જ સર્વરૂપ છું. હું અવાઙ્મનસગોચર દૃષ્ટિએ કલ્પિત સંસારથી પર અધિષ્ઠાન છું. કલ્પિત અધિષ્ઠાનની એ જ રીતિ છે. જેમ સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્નના પદાર્થરૂપ પણ છે, તેમ સ્વપ્ન-પદાર્થથી અગોચર પણ છે; કારણ કે સ્વપ્નપદાર્થ કલ્પિત છે અને સ્વપ્નદ્રષ્ટા અધિષ્ઠાન સત્ છે.

વ્યાસ કહે: 'વાઙ્મનસગોચર' અને 'અવાઙ્મનસગોચર' એ ભેદ તું ચૈતન્યમાં ક્યાંથી આવ્યા?

ધનેશ કહે: ભેદઅભેદ તેં કલ્પ્યા છે; હું ચૈતન્યમાં નથી. જુઓ સૂર્યમાં દિનરાત્રિ છે નહિ, પરંતુ બીજાએ તે કલ્પેલા છે.

વ્યાસ મૌન થયા.

## ધ્રુવ

તે જ વખતે ધ્રુવ આવ્યા અને બોલ્યા : હે મૈત્રેય! વિચાર અને શોચ કરી જો. આ જગત અનાદિ કાળથી ચાલ્યું આવે છે. આ જગતના વ્યવહારની મર્યાદા સ્થાપન કરવાને વાસ્તે સચ્ચિદાનંદ આત્મા ધ્રુવ-ઈશ્વરે જેમ સર્વ ચંદ્રાદિ લોક રચ્યા છે, તેમ ધ્રુવ (ઉત્તર અને દક્ષિણ) બે રચ્યા છે. પછી થયેલા કોઈ ઉત્તાનપાદ રાજાનો પુત્ર ધ્રુવ નથી થયો. ધ્રુવ, સૂર્યાદિ અનાદિ છે. ઉત્તાનપાદ રાજાના પુત્રનું નામ પણ ધ્રુવ જ હતું અને નામોની સમાનતાથી લોકોએ અનાદિ આકાશ જ ધ્રુવને કથામાં લખી કાઢ્યો! તે ઉત્તાનપાદ રાજાનો પુત્ર ધ્રુવ પણ પોતાના તપના પ્રભાવથી માતાપિતા સહિત અથવા એકલો જ બહુ કાળ સ્થાયી લોકને પ્રાપ્ત થયો અથવા ધ્રુવલોકને પ્રાપ્ત થયો. આ ધ્રુવનક્ષત્રનું પ્રકરણ છે.

ધ્રુવ પુનઃ કહેવા લાગ્યો : હે સભાનિવાસી ઉત્તમ જનો! ધ્રુવ નામ નિશ્ચયનું છે તથા અચળનું છે. નિશ્ચય વડે જે અચળ થાય તેનું નામ ધ્રુવ છે. એવા નિશ્ચયરૂપ, અચળ તો નિત્ય, સુખ, ચિદ્રૂપ આત્મા જ છે અન્ય નથી; કારણ કે આ ધ્રુવનક્ષત્રથી આરંભીને આ સૂર્ય, ચંદ્ર, સુમેરુ, સમુદ્ર, પૃથિવી, અપ, તેજ, વાયુ, આકાશાદિ જે અચળ અને મહાન પદાર્થ દેખાય છે, તે મહાપ્રલય સુધી જ છે; મહાપ્રલયમાં તે ચળરૂપ થઈ જશે. પોતાની ઉત્પત્તિની પૂર્વે તે હતા પણ નહિ અને અંતમાં રહેશે પણ નહિ. મધ્યમાં જ તેની આ જે અચળતા પ્રતીત થાય છે; તે પણ ભ્રમમાત્ર જ છે. તેથી તે સર્વ ચળ છે. જે ચૈતન્ય દ્વારા ચળપ્રપંચ પણ અચળ પ્રતીત થાય છે, તે આત્મા જ અચળ છે; કારણકે જેનું સ્વરૂપ આદિઅંતમાં જેવું હોય છે, તેવું જ તેનું મધ્યમાં પણ સ્વરૂપ હોય છે, આ ન્યાય પ્રસિદ્ધ છે. આદિ, અંત અને મધ્યમાં, તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં જેનો બોધ જ્ઞાનથી કે અન્ય સાધનથી ન થાય; પરંતુ જે એકરસ રહે, તે જ અચળ હોય છે. પોતાના નિત્ય, ચિત્, સુખ, ધ્રુવસ્વરૂપ આત્મામાં પૂર્વે સ્થિત છતાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ પણ મહાપ્રલયમાં ઉપાધિની અદૃશ્યતાના કારણે પુનઃ તે સ્થિતિને પામે છે. જુઓ ઘટાકાશ મહાકાશરૂપ હોવા છતાં ઘટરૂપ ઉપાધિના અભાવે જ તે મહાકાશરૂપ થઈ જાય છે, એવી પ્રતીતિ થાય છે. આ બ્રહ્મા, વિષ્ણુ અને શિવાદિ પણ અધ્રુવ, દૃશ્યરૂપ શરીરોને ત્યાગી દે છે, તો અન્યની શી વાત? તેથી

કરીને આ સર્વ નામરૂપપ્રપંચ અધ્રુવરૂપ છે, ધ્રુવ નથી. નિત્ય, સુખ, ચિત્‌રૂપ આત્મા જ એક ધ્રુવ છે; અન્ય નહિ. તે જ સર્વનો આત્મા છે. તે પોતાના ધ્રુવસ્વરૂપના અજ્ઞાનથી જ પોતાને અધ્રુવ માને છે. પોતાના ધ્રુવસ્વરૂપ આત્માથી જ અધ્રુવ મન આદિ સંઘાતની તથા સંઘાતના ધર્મોની સિદ્ધિ છે. મહા આશ્ચર્ય છે! જે અધ્રુવ નામરૂપ મન આદિને આ ધ્રુવ આત્મા સિદ્ધ કરે છે, તેને જ તે પોતાનું સ્વરૂપ માને છે! પરંતુ વાસ્તવમાં તે અધ્રુવરૂપ થતો નથી! ધ્રુવસ્વરૂપ હું આત્મા દ્વારા જ આ અધ્રુવરૂપ સંસાર ધ્રુવરૂપે પ્રતીત થઈ રહ્યો છે! જુઓ અગ્નિ વડે જ લોહ પ્રકાશમાન થાય છે, સ્વતઃ તો અપ્રકાશરૂપ છે. તેથી કરીને જે અધિકારીને ભ્રમરૂપ બંધની નિવૃત્તિની અને મોક્ષની પ્રાપ્તિની ઇચ્છા હોય તેણે હું ચૈતન્યધ્રુવને પોતાનો સાક્ષીઆત્મા જાણવો! સારાંશ કે હું નિત્ય, સુખ, ચિદ્‌રૂપ, બુદ્ધિ આદિનો દ્રષ્ટા, સાક્ષીઆત્મા છું, એમ સત્ય સંભાષણ આદિ ધર્મપૂર્વક સમ્યક્ જાણવું, એ જ કર્તવ્ય છે. ભ્રમનિવૃત્તિ માટે અન્ય કોઈ કર્તવ્ય નથી. જુઓ આકાશ જ ધ્રુવની ચોતરફ શિશુમારચક્ર* કરે છે, પણ ધ્રુવ ફરતો નથી. જો ધ્રુવ ફરે તો તે ધ્રુવસંજ્ઞાથી રહિત થઈ જાય, તે જ પ્રમાણે સર્વના અંતરસાક્ષીરૂપ હું ધ્રુવ રહ્યો છું. મારી ચોતરફ પણ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા સત્ત્વ, રજ, તમ, શુભઅશુભ સંકલ્પાદિ, તથા બાળક, યુવા, વૃદ્ધાદિ સર્વ પદાર્થો ન્યૂનાધિક થવારૂપ શિશુમારચક્ર ફરી રહ્યું છે. તાત્પર્ય કે કદી જાગ્રત આવે છે, કદી સ્વપ્ન આવે છે, કદી સુષુપ્તિ થાય છે, કદી તુરીયા થાય છે, કદી સત્ત્વ, કદી રજ, કદી તમ થાય છે, કદી શુભ સંકલ્પવિકલ્પ થાય છે, કદી અશુભ સંકલ્પવિકલ્પ થાય છે, કદી બાળક, કદી યુવા, કદી વૃદ્ધ અવસ્થા પ્રકટે છે. તેવી જ રીતે સર્વ પદાર્થોનું જાણી લેવું. આમ છતાં હું ચૈતન્યધ્રુવ, નિર્વિકાર રહ્યો છું. જો પૂર્વોક્ત ચક્ર જેવું જ મારું પણ ચક્ર હોય, તો મારામાં પણ અધ્રુવતા જ આવે. તેથી હું ચૈતન્યરૂપ ધ્રુવથી ભિન્ન આ સર્વનામરૂપ જગત અધ્રુવ જડરૂપ છે.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! ધ્રુવની વાણી સાંભળીને યમકિંકરે કહ્યું: 'ધ્રુવ–અધ્રુવ દ્વૈતમાં છે. હું અદ્વૈત છું.'

ધ્રુવે કહ્યું: હું ચૈતન્યધ્રુવથી અભિન્ન રહીને જ તું અદ્વૈત સિદ્ધ થઈ શકશે. નહિ તો અધ્રુવ થઈશ!

* સપ્તર્ષિની પાસેનું નક્ષત્રમંડળ.

યમકિંકર કહે : જો અદ્વૈત જ છે, તો ભિન્નઅભિન્ન શું?

ધ્રુવે કહ્યુ : ભિન્નઅભિન્ન પણ અદ્વૈત ધ્રુવ જ છે.

ધર્મરાયે કહ્યુ : ધ્રુવ છે, તો ચળ પણ છે.

ધ્રુવ કહે : લૌકિક ધ્રુવ–અધ્રુવથી રહિત હુ અલૌકિક ધ્રુવ છુ. વાસ્તવમા અસ્તિ, ભાતિ, પ્રિય, સર્વ ચરઅચર નામરૂપ હું જ આત્મા છુ.

ધર્મરાય કહે : 'લૌકિક, અલૌકિક, ધ્રુવ એ ત્રણ પદ થયા બુદ્ધિ માન એક કહેતા પણ લજ્જાયમાન થાય છે, તો તુ ત્રણ પદ કહે છે!

ધ્રુવ મૌન થયા.

## દક્ષપ્રજાપતિ

તે વખતે દક્ષપ્રજાપતિ આવ્યા અને કહેવા લાગ્યા. દક્ષ નામ ચતુરનુ છે. ચતુરાઈ બુદ્ધિથી થાય છે બુદ્ધિ નામ જ્ઞાનનુ છે. તેથી દક્ષ નામ જ્ઞાનસ્વરૂપનુ છે. સર્વ નામરૂપ પ્રજાનો પતિ(સ્વામી) જે જ્ઞાનસ્વરૂપ હોય, તેનુ નામ દક્ષપ્રજાપતિ છે અથવા સર્વ પ્રજા જેનાથી થાય તેનુ નામ પ્રજાપતિ છે, તો તે અર્થ જ્ઞાનસ્વરૂપ આત્મામા જ ઘટે છે. માટે હે સાધુ! આ બ્રહ્માથી આદિ લઈ કીડી સુધી સર્વ પ્રજાનો, જ્ઞાનસ્વરૂપ હુ આત્મા જ પતિ છુ. જેની રચના મન વડે પણ અચિંત નીય છે એવી સર્વ નામરૂપ, સર્વ પ્રજાની ઉત્પત્તિ, પાલન અને સહાર હુ કરુ છુ વળી મનન આદિ પ્રજા વિષે નિવાસ કરી હુ સર્વનું પોત પોતાના વ્યવહારમા નિયમન પણ કરુ છુ. (મારુ નિયમન કોઈ કરતું નથી) તેમજ તેના કર્મોથી અસ્પર્શ પણ છુ. એ જ મારી ચતુરાઈ છે જો આકાશ સર્વમા સ્થિત રહ્યું છતા અસ્પર્શ(અલગ) છે, તે જ આકાશની ચતુરાઈ છે તેથી કરીને તમે સર્વ પ્રજા હુ જ્ઞાન સ્વરૂપ અનત ચિદાત્માને પતિ જાણો. કારણ હું જ્ઞાનરૂપ આત્મા જ સર્વનુ સ્વરૂપ છુ. જે જેનુ સ્વરૂપ હોય છે, તે જ તેનો પતિ હોય છે. સર્પ, દડ અને માળા વગેરે કલ્પિત પદાર્થોનો રજ્જુ પતિ છે, કારણ કે તે સર્પાદિની પ્રતીતિ રજ્જુને અધીન છે, બીજી રીતે તે પ્રતીતિ થઈ શકે જ નહિ. તે જ પ્રમાણે હુ ચૈતન્ય વડે જ હુમા કલ્પિત આ દશ્ય જડની પ્રતીતિ છે, અન્યથા નહિ.

ચદ્રમાએ કહ્યુ મારા આનદસ્વરૂપથી ભિન્ન તું દુખરૂપ છે.

દક્ષે કહ્યુ : જે જ્ઞાનસ્વરૂપ છે, તે જ આનદસ્વરૂપ છે અને સદ્રૂપ છે. જ્ઞાનસ્વરૂપ હુથી જુદા પડયે તમે અસત્, જડ થઈ જશો. જ્ઞાનની

અંદર સર્વને આવવું પડશે.

ચંદ્રમા મૌન થયા અને સૂર્ય ભગવાન આવ્યા.

### સૂર્ય

સૂર્ય ભગવાને કહ્યું : હું એક જ ચિત્સુખ, નિત્ય, સ્વરૂપ, આત્મા, સર્વ સૂર્યચંદ્રમા આદિ જ્યોતિઓનો, તેમ જ માયાથી આદિ લઈ દેહ પર્યંત સર્વનો પ્રકાશ છું. હું આપે જ સ્વયં પ્રકાશસ્વરૂપ છું. મારું કોઈ પ્રકાશક નથી. બાર સૂર્ય વડેજ ચૈત્રાદિ બાર માન, છ ઋતુ, ત્રણ ચાતુર્માસ સિદ્ધ થાય છે, તેમ અંતરબહાર પંચભૂતોના સમૂહના સાત્વિક એકએક અંશથી થનારી જ્ઞાનેંદ્રિય તથા અંતઃકરણ પાંચ જાણવા. તે જ પ્રમાણે પંચભૂતના રાજસ સમૂહના એકએક અંશથી પ્રાણ તથા કર્મેંદ્રિયોની ઉત્પત્તિ થાય છે. તેથી પાંચ એ જાણવા, દેવતા ૧૧ અને વિષય ૧૨. તાત્પર્ય કે પંચ જ્ઞાનેદ્રિય, પંચ કર્મેંદ્રિય, સાધારણ વાયુરૂપ પ્રાણ અંતઃકરણ, એ અને અંતઃકરણાદિના દેવતા તથા શ્રોત્રાદિ ઇંદ્રિઓના વિષયરૂપ બાર મહિના, હું ચૈતન્ય સાક્ષી આત્મારૂપ સૂર્ય વડે પ્રકાશિત થઈ સિદ્ધ થાય છે. હું ચૈતન્ય વિના તેની સિદ્ધિ કોઈ કરી શકે તેમ નથી.

તે જ પ્રમાણે મનાદિકના સાક્ષી હું ચૈતન્યસૂર્ય વડે જ, દેહના વિકારરૂપ ષડ્ભાવ, ષડ્ઋતુ જેમ જાણવામાં આવે છે અથવા પૃથ્વી, અપ્, તેજ, વાયુ, આકાશ અને તેનુ કારણ માયા એ ષડ્ઋતુ સિદ્ધ થાય છે. અથવા ષટ્શાસ્ત્રરૂપી ષડ્ઋતુ પણ હું ચૈતન્યસૂર્ય વડે જ સિદ્ધ થાય છે. અથવા મન સહિત શ્રોત્રાદિક છ ઇંદ્રિય તથા તેના છ વિષય એ બન્ને પ્રકારની ષડ્ઋતુ પણ હું બુદ્ધિ આદિનો સાક્ષી, નિત્ય સુખ, ચૈતન્ય આત્મારૂપ સૂર્ય વડે જ સિદ્ધ થાય છે. અથવા અન્નમયાદિ પંચ કોશ અને એક અવિદ્યા,–એ છ ઋતુ પણ હું ચૈતન્ય સૂર્ય વડે જ સિદ્ધ થાય છે, અથવા (૧) અવિદ્યા, (૨) અસ્મિતા, (૩) રાગ, (૪) દ્વેષ, (૫) અભિનિવેશ, એ પાંચ ક્લેશ તથા પાંચ ક્લેશનો ભોક્તા (૬) જીવ (સૂક્ષ્મ શરીર)–એ છ ઋતુ પણ હું સાક્ષી ચૈતન્યરૂપ આંતર સૂર્ય વડે જ પ્રકાશમાન થાય છે. અથવા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીય અને તુરીયાતીત એ પાંચ બુદ્ધિની અવસ્થા તથા એક બુદ્ધિ, એ છ ઋતુ; અથવા સ્થૂલ, સૂક્ષ્મ, કારણ તથા મહાકારણ શરીર તથા તેનું ઉપાદાન કારણ માયા અને તે શરીરોના નિમિત્તકારણરૂપ કર્મ–એ છ ઋતુ; અથવા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા, મરણ, સમાધિ–એ છ ઋતુઓ છે; અથવા ત્રણ વ્યષ્ટિ શરીર

અને ત્રણ સમષ્ટિ શરીર—એ છ ઋતુ છે; અથવા વ્યષ્ટિ અને સમષ્ટિ છ શરીરોના વિશ્વ, વિરાટ્ આદિ અભિમાની—એ છ ઋતુઓ છે, ઇત્યાદિ અનેક ઋતુઓ હું સમ્યક્ આત્મારૂપ સૂર્ય વડે જ સિદ્ધ થાય છે.

બાહ્ય વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર એ છ ઋતુઓ હું ચૈતન્યસૂર્ય વડે જ સિદ્ધ થાય છે, કારણ કે જે સર્વનું સ્વરૂપચૈતન્ય સાક્ષી સૂર્યાદિકનો પણ પ્રકાશક છે, તે જ વસંતાદિ ષડ્ ઋતુનો પણ પ્રકાશક છે.

## ચાતુર્માસ

તે જ રીતે જેમ બાર સૂર્ય વડે ત્રણ ચાતુર્માસ સિદ્ધ થાય છે, તેમ હું ચૈતન્ય અંતરસાક્ષી આત્મારૂપ સૂર્ય વડે જ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણરૂપ ત્રણ ચાતુર્માસ સિદ્ધ થાય છે, અર્થાત્ જાણવામાં આવે છે. વળી જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તેના અભિમાની વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞરૂપ ત્રણ ચાતુર્માસ, હું તુરીયરૂપ સૂર્ય વડે જ જાણી શકાય છે. તથા સમષ્ટિ—વ્યષ્ટિ સ્થૂલ તથા સમષ્ટિ—વ્યષ્ટિ સૂક્ષ્મ તથા સમષ્ટિ—વ્યષ્ટિ કારણ: એ ત્રણ શરીરરૂપી ત્રણ ચાતુર્માસ પણ હું ચૈતન્યરૂપ તુરીય સૂર્ય વડે જ પ્રકાશમાન થાય છે. તથા બાળક, યુવા અને વૃદ્ધ અવસ્થારૂપ ત્રણ ચાતુર્માસ પણ ચિદાત્મારૂપ હું સૂર્ય તેના વડે જ સિદ્ધ થાય છે, કારણ કે જે શરીરની એ અવસ્થા છે, તે શરીરરૂપ સર્વ જડ સંઘાત પોતાની અવસ્થાઓ સહિત પોતાને જાણી શકતો નથી. બાકી શેષ જે હુ જ્ઞાનસ્વરૂપ આત્મા છું, તે જ અસંગ રહીને સર્વને સિદ્ધ કરું છુ. તથા જીવ, ઈશ્વર અને બ્રહ્મ એ શબ્દરૂપ ત્રણ ચાતુર્માસ પણ હું ચૈતન્યસૂર્ય વડે જ સિદ્ધ થાય છે. અર્થ સહિત જે શબ્દરૂપ ઋક્, યજુ અને સામવેદરૂપ ત્રણ ચાતુર્માસ, તથા બ્રહ્માદિ અભિમાની સહિત જગતની ઉત્પત્તિ, પાલન, સંહારરૂપ ત્રણ ચાતુર્માસ પણ હું ચૈતન્યસૂર્ય વડે જ સિદ્ધ થાય છે તથા મરણ, મૂર્છા, સમાધિ તથા દ્રષ્ટા, દર્શન, દશ્ય ઇત્યાદિ ત્રિપુટીરૂપ ત્રણ ચાતુર્માસ પણ હું જ્ઞાનસ્વરૂપ દ્રષ્ટા, સાક્ષી, સૂર્ય વડે જાણી શકાય છે. ત્રિલોકીરૂપ ત્રણ ચાતુર્માસ હું ચૈતન્યસૂર્ય આત્મા વડે પ્રકાશમાન છે. ત્રિલોકીરૂપી મંદિરનો હું ચૈતન્યઆત્મા જ દીપક છું.

## ત્રણ પ્રકારની વૃત્તિ

સુષુપ્તિમાં (૧) પ્રિય, (૨) મોદ અને (૩) પ્રમોદરૂપ ત્રણ વૃત્તિરૂપ ચાતુર્માસ પણ હું નિર્વિકાર સાક્ષી આત્મા વડે જ સિદ્ધ થાય

છે; અન્યથા નહિ.

કોઈનો કોઈ મિત્ર અથવા પુત્ર બહુ કાળથી પરદેશ ગયો હોય અને તે અકસ્માત્ આવી જાય, તો તે મિત્રને અથવા તે પુત્રને જોતાં જ જે તે કાલે આહ્‌લાદકારક અંતઃકરણની વૃત્તિ થાય છે, તેનું નામ પ્રિયવૃત્તિ છે; જ્યારે તે પરસ્પર નજીક મળે છે, ત્યારે જે વૃત્તિ પ્રકટે છે, તેનું નામ મોદવૃત્તિ છે અને જ્યારે બાહુ પ્રસારી એકબીજાને મળે છે, ત્યારે જે વૃત્તિ થાય છે, તેનું નામ પ્રમોદવૃત્તિ છે.

એ રીતે પૂર્વપૂર્વ વૃત્તિથી ઉત્તરઉત્તર વૃત્તિમાં એકાગ્રતા અને વૃત્તિજન્ય સુખની અધિકતા જાણવી. સુષુપ્તિમાં એવી જ સ્થિતિ સમજવી.

### અયન

જેમ ઉત્તરાયન અને દક્ષિણાયન એ બે અયન બાર સૂર્ય વડે સિદ્ધ થાય છે, તેમ બંધરૂપી 'દક્ષિણાયન' અને મોક્ષરૂપ 'ઉત્તરાયન' પણ અંતર બહાર હું ચૈતન્યસૂર્ય વડે જ સિદ્ધ થાય છે. પુરુષોના અંતર–બહાર બંધમોક્ષનો તો બહારના હજારો સૂર્યથી પ્રકાશ થતો નથી અને હું ચૈતન્યસૂર્ય તો પુરુષોના આંતર મન વડે કલ્પિત બંધ-મોક્ષનો અપરોક્ષ સાક્ષીરૂપે પ્રકાશ કરું છું અને બહારના અયનોને, સૂર્યમંડળરૂપ થઈને પ્રકાશમાન કરું છું. તેથી હું ચૈતન્ય જ પ્રકાશ-માન છું; અન્ય જડ દશ્ય નહિ. હવે જુઓ, બ્રહ્માંડ વિષે આકાશજ સૂર્ય વડે દિન અને રાત્રિ સિદ્ધ થાય છે. આ દિનરાત્રિમાં વર્તવાવાળાં સાઠ–ચોસઠ મુહૂર્ત પણ તે સૂર્ય વડે જ સિદ્ધ થાય છે. પરંતુ સૂર્ય વિષે દિનરાત્રિનો તથા સાઠ મુહૂર્તોનો અત્યંત અભાવ છે; તે જ પ્રમાણે આંતર અજ્ઞાન–નામરૂપ દિનરાત્રિ તથા તેમાં વર્તવાવાળી દૈવી–આસુરી ગુણદોષરૂપ ઘટિકા હું સતસુખ, ચિદ્રૂપ આત્માસૂર્ય વડે જ સિદ્ધ થાય છે; પરંતુ હું ચૈતન્ય આત્માસૂર્ય તો પૂર્વોક્ત સર્વ પદાર્થોથી રહિત અવાઙ્મનસગોચર રહ્યો છું. હું ચૈતન્યસૂર્યનાં જ આ સર્વ નામરૂપ કિરણો છે. કોઈ કિરણ બ્રહ્મારૂપ, કોઈ કિરણ જટાધારી શંકરરૂપ, કોઈ કિરણ વિષ્ણુરૂપ, તો કોઈ દેવતારૂપ, કોઈ દૈત્યરૂપ, કોઈ જડરૂપ અને કોઈ ચૈતન્યરૂપ થઈ રહ્યાં છે. કોઈ કિરણ પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશરૂપ થઈ રહ્યાં છે. કોઈ કિરણ સ્ત્રી, કોઈ પુરુષ, કોઈ વર્ણ તો કોઈ આશ્રમરૂપ થઈ સ્થિત છે. કોઈ કિરણ સપ્ત વ્યાહૃતિરૂપ, કોઈ અતલાદિ સાત નીચેના લોકરૂપ, કોઈ સ્વર્ગરૂપ, તો કોઈ નરકરૂપ થઈ રહ્યું છે. કોઈ ઇંદ્ર, યમ તથા મનુષ્યદેહરૂપ તો કોઈ માયા,

પ્રકૃતિ, મહત્તત્ત્વરૂપ થઈ સ્થિત થયું છે. વિશેષ શું કહું? અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વાત્મા હું જ છું. મારા મને જ નમસ્કાર છે. હું ચૈતન્ય પોતાના મહિમા વિષે પોતે જ સ્થિત છું. જેમકે સ્વપ્નદ્રષ્ટા જ સ્વપ્નમાં સર્વરૂપ થાય છે, હે યમકિંકર! કહે તું કોણ છે?

યમકિંકર કહે: હુ પોતાને જાણતો નથી કે કોણ છું; કારણ કે અવાઙ્મનસગોચર છું. તમે કહો, હું કોણ છું?

સૂર્ય કહે: 'હું પોતાને જાણતો નથી' એ મનવાણીનું કથન ચિંતન જેણે જાણ્યુ, તે જ તું છે!

યમકિંકર કહે: એવા મારા સ્વરૂપને તમે શી રીતે જાણ્યુ?

સૂર્ય મૌન થયા. કારણ જે જે મનવાણીથી કથનચિંતન થાય, તે કથનચિંતનને, તેની અનુત્પત્તિ તથા તેના લયને, એમ જાણો કે પાસે બેસીને તે જોઈ રહ્યો છે! જુઓ, બાળકની અનુત્પત્તિ, પુનઃ તેની ઉત્પત્તિ તથા તેના અભાવને દાઈ જાણે છે. વળી જુઓ, આકાશ અંકુરની અનુત્પત્તિને તથા તેની ઉત્પત્તિને તથા તેના નાશને અવકાશ આપે છે, તો તેમાં આકાશના હાલને અંકુર શી રીતે જાણે?

## બૃહસ્પતિ

તે જ વખતે દેવતાઓના ગુરુ બૃહસ્પતિ આવ્યા અને બોલ્યા: 'ગુ' નામ ઇન્દ્રિયોનું છે; અથવા પૃથ્વીનુ કે અજ્ઞાનનું છે. 'રુ' નામ છે પ્રકાશનું. તાત્પર્ય કે જે કારણ, અજ્ઞાન સહિત સર્વ નામરૂપ પ્રપંચનુ કાંટા(ત્રાજવા)ની માફક પરિણામ કરે, અથવા તેને પ્રકાશે અર્થાત જાણે, તેનુ નામ ગુરુ. એવો અનંત, ચિત્, સુખરૂપ આ આત્મા જ ગુરુ શબ્દનો અર્થ થઈ શકે છે. માયા તથા માયાનાં કાર્યરૂપ દશ્ય વસ્તુમાં, ગુરુ શબ્દનો અર્થ ઘટતો નથી. એ પૂર્વોક્ત ગુરુઆત્મા જ તમારું, મારું અને સર્વ જગતનું સ્વરૂપ છે; અન્ય નહિ. જોઈએ તો, આ સંઘાતરૂપ બ્રહ્માંડ શોધી જુઓ. માટે હે અધિકારી જનો! પૂર્વોક્ત પોતાના આત્મા—સ્વરૂપને જ સર્વ સૂર્યાદિ દશ્ય પ્રપંચરૂપ તમને નીતિપૂર્વક પોતપોતાના વ્યવહારમાં આજ્ઞા કરવાવાળો જાણો, તથા સર્વ દશ્યથી પોતાના ગુરુસ્વરૂપને જ મહાન જાણો તથા પૂજ્ય જાણો. ગુરુરૂપ તમારા આત્માથી ભિન્ન સર્વ પ્રપંચ તુચ્છ, અપૂજ્ય, અસત્, જડ, દુઃખરૂપ છે. આ પ્રત્યક્ ચૈતન્યઆત્મા જ લૌકિક ગુરુમૂર્તિ ધારણ કરીને પોતાના સત્, ચિત્, આનંદસ્વરૂપનો સદ્ઉપદેશ કરી મુમુક્ષુઓનો ઉદ્ધાર કરે છે; તેથી કરીને પ્રત્યક્ ચૈતન્ય તમારો, મારો અને

સર્વ જગતનો ઇષ્ટદેવ છે. તેને જ પોતાનું સ્વરૂપ સમ્યક્ જાણવાથી સંસારથી મુક્ત થવાય છે. સંસારને તરવાનું એ જ જહાજ છે, અન્ય તો તૃણનું આલંબન છે.

## પૃથ્વી

તે સમયે પૃથ્વી મનુષ્યાકૃતિ ધારણ કરીને ત્યાં આવી અને કહેવા લાગી: હે સભાના નિવાસી સજ્જન પુરુષો! દેહને દેહી જ ધારણ કરે છે, એ અતિ પ્રસિદ્ધ વાત છે. આ દશ્યમાન પર્વતો સહિત કઠિન રૂપ, પૃથ્વીથી આદિ લઈ માયા પર્યંત સર્વ નામરૂપ જગદ્રૂપ દેહને, હું સુખસ્વરૂપ, પ્રત્યક્ આત્મા, ચિત્સત્તા, દેહી, ધારણ કરી રહી છું. જુઓ ફીણ, બુદ્બુદ, તરંગાદિ દેહોને જળ જ ધારણ કરે છે, એમ નથી કે તરંગ બુદ્બુદને અથવા બુદ્બુદ તરંગને ધારણ કરે છે. કારણ રજ્જુ વિષે તે સર્પવત્ કલ્પિત હોવાથી તેમનામાં પરસ્પર આધારાધેયભાવ[1] બની શકતો નથી. તે જ પ્રમાણે આ પૃથ્વીથી આદિ લઈ માયા પર્યંત સર્વ, હું અનંત, ચિત્, સત્તા વિષે કલ્પિત હોવાથી, આ કલ્પિત પૃથ્વી આદિનો પરસ્પર આધારાધેયભાવ બની શકતો નથી. જો કહો કે સર્વ જગતને પૃથ્વી ધારણ કરે છે, તો પૃથ્વીને કોણ ધારણ કરે છે એ વિચાર કરવો જોઈએ તેથી એ સિદ્ધ થયું કે જે પૃથ્વીને ધારણ કરે છે, તે જ સર્વ જગતને ધારણ કરે છે, અન્ય નહિ.

હે સાધુ! દેહ અનેક છે, પરંતુ હું અનંત, પ્રત્યક્, ચિત્સત્તા, દેહી એક જ છું. જુઓ ઘટ અનેક છે, પરંતુ દેહી, મૃત્તિકા અથવા આકાશ એક જ છે. સારાંશ કે સર્વ નામરૂપ જગતનું હું પ્રત્યક્, અનંત, ચિત્સત્તા, આત્મા, સ્વરૂપ છું તેથી પૃથ્વીના વિકારભૂત શસ્ત્રોથી પણ હું કાપી શકાતી નથી, કારણ કે તે શસ્ત્રાદિકનો પણ હું આત્મા છું! પોતે પોતાના આત્માને કોઈ કાપી શકે નહિ તેથી કરીને હું સર્વના આધારરૂપ છું, કારણ કે પોતપોતાનું સ્વરૂપ જ, કલ્પિત સર્વના આધારરૂપ અધિષ્ઠાન હોય છે, એ પ્રસિદ્ધ છે. ઘડાનું સ્વરૂપ મૃત્તિકા છે. તે જ તે ઘડાનો આધાર–અધિષ્ઠાન છે પટનું સ્વરૂપ તંતુ છે. તે જ તેનો આધાર–અધિષ્ઠાન છે તેથી હું અનંત, ચિત્, સત્તા, સર્વના અધિષ્ઠાનને, પોતાનો આત્મા સમ્યક્ જાણવાથી જ ભ્રમની નિવૃત્તિ થશે. ભ્રમ દૂર થતાં બંધ–મોક્ષ પણ જતા રહેશે આગળ જે તમારી ઇચ્છા હોય તે કરો.

1 આશ્રય અને આશ્રયીનો સંબંધ

## વરુણ

પછી જળના રાજા વરુણ આવ્યા અને બોલ્યા માયા અને તેના કાર્યકારણથી રહિત, હું શુદ્ધ ચૈતન્યઆત્મા છું. સર્વ વસ્તુમા ભીનાશ હું જ અર્પું છું. ભીનાશ એટલે દ્રવતા, દ્રવતા એટલે સર્વ પદાર્થોને પોતપોતાના કાર્યસન્મુખ કરવા તે.

ચમકિકરે કહ્યું. જે હું ચૈતન્યરૂપ છું, તેજ તારા દેહ સહિત જળને ભીનાશ અર્પી રહ્યો છું, તેજ હું સર્વને ભીના કરી રહ્યો છું, કારણ તું જળ હું ચૈતન્યઆત્માથી ભિન્ન એવો છેજ નહિ તો પછી ભીનાશ ક્યાથી આપીશ? હે વરુણ! જેમ તારા વડે સર્વ વૃક્ષ હરિયાળા(જીવત) થાય છે, તેજ પ્રમાણે હું ચૈતન્ય આત્મા વડેજ તુંથી આદિ લઈ સર્વ જગત સ્ફુરણાને પામે છે (જીવત થાય છે), અન્યથા નહિ હે જલરાજ! જે તારુ ચૈતન્યસ્વરૂપ છે, તેજ શુદ્ધ છે, અન્ય નહિ તેથી પરિચ્છિન્ન અભિમાનનો ત્યાગ કર પુન તે અભિમાનનો પણ ત્યાગ કર પછી નિર્વિકલ્પ તારુ સ્વરૂપ છે.

વરુણ મૌન થયા.

## અગ્નિ

અગ્નિદેવતા આવ્યા અને કહેવા લાગ્યા હું સર્વનો ભક્ષણકર્તા છું!

ધર્મરાયે કહ્યુ સર્વ ક્યા છે? તુજ છે. પોતે પોતાને ભક્ષણ કર અથવા ન કર

અગ્નિ કહે આ સર્વ પ્રકાશ મારો છે

ચમકિકર કહે તારા પ્રકાશથી અમારે શી મતલબ છે? અમે અમારા પ્રકાશથી પ્રકાશમાન છીએ. તું તારો પ્રકાશ તારી પાસે રાખ!

અગ્નિદેવે કહ્યુ હું સર્વનો દાહ કરીશ

ગણેશે કહ્યું તારી શી તાકાત છે કે હું ચૈતન્ય વિના એક તૃણને પણ તુ બાળી શકે? હું સાક્ષી ચૈતન્યથી પૃથક્ તું અનગ્નિરૂપ[1] છે તું દાહ શુ કરીશ? હે અગ્નિ! તું તારાથી પૃથક્ પૃથ્વી, જળ તથા તેના કાર્યરૂપ પદાર્થોનો જ દાહ કરી શકે છે. આકાશ, વાયુનો પણ દાહ કરી શકતો નથી તો આકાશથી અતિ સૂક્ષ્મ તારુ જે ચૈતન્ય સાક્ષીસ્વરૂપ છે, તેનો તું દાહ નહિ કરી શકે, એમા શું કહેવું?

અગ્નિએ કહ્યુ તું કોણ?

ગણેશ બોલ્યા હે અગ્નિ! તારા અતર, તારાથી અજ્ઞાત અને

[1] દાહકતા વગેરે વિનાનો

તારા સર્વ વ્યવહારોને જાણવાવાળો, સદા અપરોક્ષ સાક્ષી, તારા આત્માસ્વરૂપ હું છું.

અગ્નિ મૌન થયા.

### વાયુ

ત્યારે વાયુદેવતા આવ્યા અને બોલ્યા: હમણાં જ હું સર્વનું શોષણ કરું છું.

વ્યાસે કહ્યું: પહેલાં પોતાના અહંકારરૂપ અંતરશત્રુનું શોષણ કર, તે તને દુઃખદાયક છે. પછી સર્વનું શોષણ કરજે.

વાયુ કહે: તું જ મારો શત્રુ છે. તું હું નિર્વિકાર, નિર્વિકલ્પ ચૈતન્યમાં અહંકારનું આરોપણ કરે છે.

વ્યાસે કહ્યું: જો તું નિર્વિકલ્પ છે, તો મેં અહંકારનું આરોપણ કર્યોનું જ્ઞાન તને કયાંથી થયુ?

વાયુ મૌન થયા.

### આકાશ

પછી આકાશ મનુષ્યમૂર્તિ ધારણ કરી આવ્યુ અને બોલ્યુ: હું જ સર્વમાં પૂર્ણ થઈ રહ્યું છું. હું નિર્વિકાર છું તથા અક્રિય છું. પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા એના કાર્ય હુમાં જ સમાઈ રહ્યાં છે, પરંતુ હું નિર્લેપ છું.

વસિષ્ઠે કહ્યું: હે આકાશ! લોકદૃષ્ટિથી તથા પૃથ્વી, જળ, તેજ, વાયુ એ ચાર ભૂતોની દૃષ્ટિથી જેવુ તે કહ્યું, તેવું જ તું છે. પરંતુ તારું જે સાક્ષી ચૈતન્યસ્વરૂપ છે, તે નિત્ય, સુખ, ચિદ્રૂપ છે. તું અસત્, જડ, દુઃખરૂપ છે, તેમ જ ઉત્પત્તિવાન છે, તેથી વિકારી છે. તારી અને આત્માની ઉપમા એક શી રીતે હોય? ન હોય. જે ચૈતન્ય તને પણ અવકાશ અર્થાત્ સ્ફુરણ આપે છે, તે જ સર્વને અવકાશ આપે છે. ચૈતન્યઆત્માએ આ સંસારરૂપ બગીચાના નિર્વાહ વાસ્તે, તારા દેહને અવકાશરૂપ જ રચ્યો છે, વાયુનો દેહ પણ તેવો જ રચ્યો છે અને અગ્નિનો પ્રકાશમય દેહ રચ્યો છે. આગળ એ જ પ્રમાણે સમજી લેવું. પરંતુ સર્વ દેહોનો દેહી ચૈતન્ય આત્મા છે. કહો, સુષુપ્તિમાં તારું સ્વરૂપ કયાં રહે છે? માટે પોતાના પ્રત્યક્ ચૈતન્ય આત્માને પોતાનું સમ્યક્ સ્વરૂપ જાણી મૌન રહો. આકાશ મૌન થયુ.

### દુર્વાસા

એટલે દુર્વાસાઋષિ આવ્યા અને કહેવા લાગ્યા: સર્વને હું

હમણાં જ ભસ્મ કરું છું.

ધર્મરાયે કહ્યું: હે દુર્વાસા! જો શરીરને જ ભસ્મ કરે છે, તો શરીર તો ભસ્મ, કૃમિ, વિષ્ઠારૂપ થવાનું જ છે, તો ભસ્મ કરવામાં કંઈ મોટાઈ ન આવી. તું કેવળ ખોટું અભિમાન ધરે છે કે હું સર્વને ભસ્મ કરું છું, આ શરીર પંચભૂતોનું છે અને સ્વપ્નવત્ માયાનું કાર્ય છે. તેને ભસ્મ કરવાવાળાની સાથે માયાને અથવા પંચભૂતોને મિથ્યા તકરાર થશે. તેમને જ આ શરીર ભસ્મ થવાથી અથવા નાશ થવાથી હર્ષશોક થશે; પણ સંઘાતના સાક્ષી ચૈતન્ય મને, કંઈ હર્ષશોક નથી. એક વખત નહિ લાખ વખત ભસ્મ કરો અથવા ન કરો. તમારું જોર કોને બતાવો છો? જો તમે કહો કે હું ચૈતન્યને ભસ્મ કરું છું, તો ચૈતન્ય તો તમારો આત્મા છે. પોતાના આત્માને કોઈ ભસ્મ કરી શકતું નથી. સાક્ષી ચૈતન્યથી જ તમારા સહ જગતની તથા ભસ્મ કરવાના તમારા સંકલ્પાદિક સર્વની ઉપલબ્ધિ(ઓળખ) થઈ રહી છે. તેથી કોને ભસ્મ કરો છો? તમને લજ્જા નથી આવતી? પહેલાં ભસ્મ કરવાવાળા પોતાના અહંકારરૂપ દુઃખદાયક શત્રુને ભસ્મ કરો; પછી બીજાને ભસ્મ કરજો. તમે પોતાને મહાન તપસ્વી, તેજસ્વી અને પંડિત માનીને લોકોને વર, શાપ આપતા ફરો છો. લોક પણ કહે છે કે 'જ્યાં દુર્વાસા જાય છે ત્યાં શાપરૂપ ભય જ આપે છે અને અભય આપતા નથી.' તો તમે તમારા નામના અર્થનું સ્મરણ કરો.

દુર્વાસા નામ સચ્ચિદાનંદ આત્માનું છે. તમે પોતાને શરીર માનીને બીજાને ભસ્મ કરવા ચાહો છો. વિચાર કરો તો તમે શિવરૂપ છો; કારણ કે જન્મમરણરૂપી દુર્ એટલે દુઃખ દેવાવાળો સંસાર અથવા અહંકાર અથવા અજ્ઞાન—તેનાથી પર જેની વાસા અર્થાત્ સ્થિતિ છે, તેનું નામ દુર્વાસા. અથવા દુર્ એટલે દુઃખ નામ અસત્, જડ, માયા, વિકારરૂપ સંસારનું છે. તેને વિષે ઊલટા સત્, ચિત્, આનંદ, અમાય, અસંગરૂપ રહીને જેનો નિવાસ છે તેનું નામ દુર્વાસા. અથવા જેમાં કઠિનતા વડે સ્થિતિ થાય છે, તે દુર્વાસા. અથવા દુર્ નામ કઠિન છે સહન જેનું, એવા જે કામક્રોધાદિક નિષેધને દુર્વાસા વિષે તથા માયા વિષે તથા સર્વ માયાના કાર્ય મનાદિ વિષે, અસંગ, નિર્વિકાર, નિર્વિકલ્પ, અક્રિયરૂપ છે નિવાસ જેનો તેનું નામ દુર્વાસા. સારાંશ એ જ કે અવાઙ્મનસગોચર પદ વિષે મનની સ્થિતિ અત્યંત કઠિન છે. તેથી તમે પોતાના પૂર્વોક્ત સ્વરૂપમાં સ્થિત થાઓ અને સર્વને અભયદાન દો.

દુર્વાસા મૌન થયા.

## નારદ

તે વખતે નારદ સભામા આવ્યા અને કહેવા લાગ્યા: જે ભક્તિ કરશે, તે જ કાળના ભયથી છૂટશે, અન્યથા નહિ.

યમકિંકરે કહ્યું: ભક્તિનુ સ્વરૂપ કહો.

નારદ કહે: આપ સહિત સર્વને હરિરૂપ સમ્યક્ જાણવા એ જ ભક્તિનું સ્વરૂપ છે.

યમકિંકર કહે: હે નારદ! તમે સર્વ સ્થાનમાં ગમન કરતા રહો છો. તો સર્વથી ઉત્તમ સ્થાન કયુ છે? ક્યાય આપે, પરમાત્માને જોયા કે નહિ? તેનું પણ વર્ણન કરો.

નારદ કહે: હે સાધુ! હુ દશે દિશામા ફર્યો છુ, પરન્તુ માયાના કાર્યરૂપ સર્વ પંચભૂતરૂપ સૃષ્ટિ જ દૃષ્ટિએ આવી છે. ક્યાંય પણ એ પંચભૂતોથી પૃથક સૃષ્ટિ દૃષ્ટિએ આવી નથી. આ પાચ જ્ઞાનેંદ્રિય, પાચ કર્મેંદ્રિય, પાંચ પ્રાણ, ચતુષ્ટય અંતઃકરણ, આ શ્રોત્રાદિ ઇંદ્રિયોના શબ્દાદિ વિષય અને વિષયઇંદ્રિયોના સંયોગવિયોગજન્ય સુખ-દુઃખ, સર્વત્ર વૈકુંઠાદિ સ્થાનોમા પણ સમાન જ દૃષ્ટિએ આવ્યા છે. કામક્રોધાદિક પણ સર્વત્ર ન્યૂનાધિક ભાવથી જોયા છે. ક્યાક જળનું સ્નાન છે, ક્યાક ધાતુમય અથવા પાષાણમય મૂર્તિનુ દર્શન છે. જેવા ઇંદ્રિય, અંતઃકરણ આદિના સ્વભાવ આપણાં શરીરોમા વર્તે છે તેવા જ સર્વત્ર જોયા છે સારાશ કે સ્ત્રી-પુરુષાદિ વ્યવહાર પણ સર્વત્ર એકસરખા જ જોયા છે અને સર્વત્ર અસત્, જડ, દુઃખરૂપ, પંચભૂત, ભૌતિક સૃષ્ટિ જ જોવામા આવી છે. ક્યાય પણ સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્માની મૂર્તિ દેખવામા આવી નહિ, કારણ કે પરમાત્મા સર્વના હૃદયમા વ્યાપક છે. બહાર ક્યા જોવામા આવે? વિચારરૂપ દિવ્ય દૃષ્ટિથી પણ અંતર્બહાર સર્વાત્માનુ ભાન થાય છે.

## સનકાદિક

એટલામા સનકાદિક આવ્યા અને કહેવા લાગ્યા: હે નારદ! તે નિત્ય ચિદ્, અનંત પરમાત્મા તમારો, અમારો તથા સર્વ જગતનો આત્મા છે. તે બહાર જોવામા ક્યા આવે? જો કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માનુ જ અંતર્બહાર, ભેદરહિત, સર્વદા સર્વને પ્રત્યક્ષ દર્શન થાય છે, તોપણ સમ્યક્ વિચારરૂપ દિવ્ય દૃષ્ટિથી જ તે જાણી શકાય છે. સમ્યક્ વિચારરૂપ દિવ્ય દૃષ્ટિથી રહિત પુરુષોનુ પૂર્વોક્ત સ્વરૂપ કદાપિ જાણવામા આવતું નથી, તેમને તો મિથ્યા, નામરૂપ માયા

તથા માયાનાં કાર્ય, અસત્, જડ, દુઃખરૂપ પ્રપંચનું જ દર્શન થાય છે. આત્મા અધિષ્ઠાન, જ્ઞાની-અજ્ઞાની સર્વને પ્રત્યક્ષ જ છે; જાણવા ન જાણવાનો જ ભેદ છે. સારાંશ એ જ કે અધિષ્ઠાન તથા કલ્પિતનો વિચાર કરવાથી પ્રથમ અપરોક્ષ(સાક્ષાત્કાર પામેલા) અધિષ્ઠાનની પ્રતીતિ થાય અને એ સાથે મિથ્યા, કલ્પિત નામરૂપની પછીથી પ્રતીતિ સર્વને થાય છે. પરંતુ એના જાણવા ન જાણવાનો ભેદ છે; દર્શનનો ભેદ નથી. જુઓ મધુરતા, દ્રવતા, શીતળતારૂપ જળ અધિષ્ઠાનની પ્રથમ અપરોક્ષ પ્રતીતિ થાય તે સાથે પછી નામરૂપ મિથ્યા તરંગાદિની પ્રતીતિ થાય છે; સુવર્ણ અધિષ્ઠાનની પ્રથમ અપરોક્ષ પ્રતીતિ થાય તે સાથે પછી મિથ્યા નામરૂપ ભૂષણોની પ્રતીતિ થાય છે; રજ્જુ શુક્તિ છે અને *ઠૂંઠાદિ અધિષ્ઠાનની પ્રથમ અપરોક્ષ પ્રતીતિ થાય તે (છીપ) સાથે પછી *કલ્પિત સર્પાદિ નામરૂપની પ્રતીતિ થાય છે ને આવાં અનેક દૃષ્ટાંત છે. તે જ પ્રમાણે તમારા, અમારા અને સર્વ જગતના સ્વરૂપ રૂપ સચ્ચિદાનંદ આત્મા અધિષ્ઠાનના પ્રથમ અપરોક્ષ દર્શનપૂર્વક જ, સર્વ નામરૂપ ઘટાપટાદિકોનું પછીથી દર્શન થાય છે. અજ્ઞાની લોકોની દૃષ્ટિથી જ જ્યાં ત્યાં નામરૂપપ્રપંચનું સૌમાં પ્રથમ દર્શન થાય છે એમ પૂર્વે કહ્યું છે. તમે નારદની બહાર તપાસ કરો તો ક્યાં મળે ?. કારણ નારદ તમે પોતે જ છો ! માટે હે સજ્જનો ! દેશ, કાળ, વસ્તુના ભેદથી રહિત, મનવાણીથી અગોચર અને અપરોક્ષ તમારો સાક્ષી આત્મા છે, તે જ આનંદ, નિત્ય, ચિદ્રૂપ છે. જે કંઈ મન-વાણીને ગોચર અને દેશકાલવસ્તુના ભેદવાળા પદાર્થ છે, તે દુઃખરૂપ, દૃશ્ય, જડરૂપ છે. માટે બહાર શોધ ન કરો. 'જે પિંડે છે તે જ બ્રહ્માંડે છે.'

નારદ મૌન થયા.

## કાકભુશુંડ

પુનઃ કાકભુશુંડ આવ્યા અને બોલ્યા : હે સાધુ ! મેં કોટાનકોટિ બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ, લય જોયાં છે. મેં તેમને સરખા આકારવાળાં (સમ) તેમજ ભિન્ન આકારવાળાં (વિલક્ષણ) પણ જોયા છે. મેં અનેક બ્રહ્મા, વિષ્ણુ અને શિવાદિકના રામકૃષ્ણાદિ અવતાર જોયા છે. પરંતુ એ સર્વ પ્રતીતિમાત્ર છે-સત્ નથી; આત્મા જ સત્ છે. જુઓ સમુદ્રમાં ફીણ, બુદ્બુદ, તરંગાદિ અનેક થાય છે. પુનઃ શમી જાય છે અને જળ તેમનું તેમ સ્થિત રહે છે. હે સાધુ ! ચાતુર્માસમાં જે મેઘનાં બુંદ પડે છે, તેની ગણતરી થવી અતિ કઠિન છે. સમુદ્રને

કિનારે જે રેતી છે, તેના કણુની ગણુતરી કરવી કઠિન છે. કોઈ બુદ્ધિમાન કરી શકે તો તે થઈ શકે, પરંતુ સત્, ચિદ્, આનંદરૂપ નિજ-સ્વરૂપ આત્માથી જે આ માયામાત્ર અનંત બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે અને પુનઃ શમી જાય છે, તેની ગણુતરી નથી થઈ શકતી. જળતરંગોની ગણુતરી નથી થઈ શકતી તેમ આ છે.

જ્યારે પોતાના સ્વરૂપનુ જ્ઞાન થાય છે, ત્યારે સર્વ કલ્પિત બ્રહ્માંડોનો અત્યંતાભાવ પ્રતીત થાય છે. જુઓ જળનુ સ્વરૂપ જાણુવાથી અનંત ફીણુ, બુદ્‌બુદ-તરંગાદિકનો અત્યંતાભાવ પ્રતીત થાય છે અને તેમની જળથી પૃથક્‌સત્તા પ્રતીત થતી નથી. વળી ભૌતિક પદાર્થ અનંત છે, પરંતુ તે પદાર્થોનું સ્વરૂપ તો પંચભૂત છે. તે પંચભૂતોના જ્ઞાતા પુરુષને ભૌતિક પદાર્થો વિષે અનંતતાની પ્રતીતિ કિંચિન્માત્ર પણુ થતી નથી.

વસિષ્ઠ કહે: હે કાકભુશુંડ! પોતાના સ્વરૂપનુ સ્વરૂપ શું છે?

કાકભુશુંડ કહે: હે સાધુ! કોઈ નિમિત્તથી દુઃખાકાર અથવા સુખાકાર અંતઃકરણુની વૃત્તિ ઉત્પન્ન થાય અને એ નિમિત્તના અભાવથી અથવા સ્વભાવથી જ શમી જાય; પછી દુઃખાકાર અથવા સુખાકાર વૃત્તિ ફરીથી ઉત્પન્ન થાય અથવા ન થાય. જેણે એ વ્યવહારનો અનુભવ કર્યો છે, તે જ પોતાના સ્વરૂપનુ સ્વરૂપ છે. તે જ પ્રમાણે પુણ્ય અથવા પાપરૂપ સંકલ્પ થઈ શમી ગયો છે અને ફરી પુણ્યપાપનો સંકલ્પ ઉત્પન્ન થયો નહિ, અથવા ઉત્પન્ન થયો છે, એ સર્વ વ્યવહારોને અંતર જેણે જોયા છે, તે જ આપણા સ્વરૂપનું સ્વરૂપ છે.

વળી સાત્ત્વિકી અથવા રાજસી અથવા તામસી અંતઃકરણુની વૃત્તિ ઉત્પન્ન થઈ શમી ગઈ, હજી સુધી પુનઃ સાત્ત્વિકી કે રાજસી કે તામસી વૃત્તિ ઉત્પન્ન થઈ નહિ અથવા ઉત્પન્ન થઈ છે, એ સર્વ વ્યવહાર અંતર જેણે જાણ્યા છે, તે જ આપણા સ્વરૂપનુ સ્વરૂપ છે.

તે જ પ્રમાણે જાગ્રત, સ્વપ્ન અથવા સુષુપ્તિ અવસ્થા પ્રકટી શમી ગઈ છે, હજી બીજી અવસ્થા પ્રાપ્ત થઈ નથી અથવા પ્રાપ્ત થઈ છે, એ સર્વ સંધિઓની સંધિઓમાં સ્થિત જે સ્વયં પ્રકાશમાન વસ્તુ છે તથા જેનાથી પૂર્વોક્ત જાગ્રતાદિક સંધિઓની સિદ્ધિ થાય છે, તે જ આપણા સ્વરૂપનુ સ્વરૂપ છે.

તે જ પ્રમાણે કમરસુધી કોઈ પુરુષ જળમાં રહ્યો હોય, તેને જેના વડે કમર નીચે શીતળતાનો તથા કમર ઉપર ઉષ્ણુતાનો અનુભવ થાય છે, તે જ નિર્વિકાર આપણું સ્વરૂપ છે. તે જ પ્રમાણે તે કામાકાર, ક્રોધાકાર, લોભાકાર, મોહાકાર તથા અહંકારાદિક વૃત્તિઓ ઉત્પન્ન થઈ

નષ્ટ થઈ ગઈ છે અને ફરી કામાકારાદિક અથવા અકામકારાદિક વૃત્તિઓ જ્યાં સુધી ઉત્પન્ન થઈ નથી અથવા ઉત્પન્ન થઈ છે તેની મધ્યમાં જે નિર્વિકાર અને નિર્વિકલ્પ તે કામાકારાદિક વૃત્તિઓના ભાવાભાવને તથા અન્ય વૃત્તિઓની અનુત્પત્તિને વા ઉત્પત્તિને જાણે છે, તે દ્રષ્ટા, સાક્ષી-વસ્તુ આપણું સ્વરૂપ છે.

તે જ પ્રમાણે, શાંતિ આદિ વૃત્તિઓ ઉત્પન્ન થઈ નષ્ટ થઈ ગઈ છે, અન્ય શાંતિરૂપ વા અશાંતિરૂપ વૃત્તિઓ ઉત્પન્ન થઈ નથી અથવા થઈ છે, તેના ભાવાભાવને પ્રકાશ કરનાર સાક્ષી, ચૈતન્યવસ્તુ તે આપણા સ્વરૂપનું સ્વરૂપ છે.

તે જ પ્રમાણે, હર્ષાકાર અથવા શોકાકાર વૃત્તિ ઉત્પન્ન થઈ સમાપ્ત થઈ ગઈ અને અન્ય ઉત્પન્ન થઈ નહિ વા થઈ, એ સર્વ વ્યવહારોની ઓળખાણ કરવાવાળું આપણું સ્વરૂપ છે.

તે જ પ્રમાણે પ્રાણોના બહાર કુંભકને, પ્રાણોના રેચક–પૂરકને, અંતર કુંભકને, પ્રાણોના ગમનાગમનને અને પ્રાણઅપાનની સંધિને જે સિદ્ધ કરે છે, તે જ આપણું સ્વરૂપ છે.

જે વડે જ્ઞાન, અજ્ઞાન, બંધ, મોક્ષની કલ્પના સિદ્ધ થાય છે, તે જ આપણું સ્વરૂપ છે. આ પ્રકારે અનેક સંધિઓ છે.

## યોગી, અયોગી અને પરમયોગી

વસિષ્ઠે કહ્યું : હે કાકભુશુંડ! તમે યોગી છો અને દીર્ઘ આયુવાળા છો. જે અલૌકિક જોયું હોય તે કહો.

કાકભુશુંડ કહે: યોગ (ચિત્તની એકાગ્રતા) કરવાવાળાનું નામ યોગી છે અને ચિત્તની એકાગ્રતા ન કરવાવાળાનું નામ અયોગી છે. તે ચૈતન્યના આભાસ સહિત મનરૂપી જીવ યોગકર્તા છે. તેથી મનરૂપી જીવ યોગી છે. મનના ધર્મ એકાગ્રતા–ન એકાગ્રતારૂપ યોગઅયોગના ભાવાભાવ સહિત જે મનના સર્વ વ્યવહારોને અંતર જાણે છે, તે જ પરમયોગી છે. એવો પરમયોગી અનંત, નિત્ય, ચિદ્રૂપ, પ્રત્યક્ આત્મા છે. તે પૂર્વોક્ત પ્રત્યક્ આત્માને જે સમ્યક્ પ્રકારે પોતાનું સ્વરૂપ જાણે છે, તે પુરુષ પરમયોગી છે. નેતિ, ધોતી, જલપખાલ કરવાવાળાનું નામ ન તો સમાન યોગી છે, ન પરમયોગી છે; તે અયોગી છે. હે વસિષ્ઠજી! અનંત બ્રહ્માંડ થઈ ગયાં છે અને અનંત થશે; પરંતુ ચૈતન્યના દૃશ્યરૂપ અથવા માયામાત્રરૂપ, પંચભૂતરૂપ, શબ્દાદિ પંચ-વિષયરૂપ, શ્રોત્રમનાદિ ઇંદ્રિયરૂપ, સાત્ત્વિકાદિ ત્રિગુણરૂપ, કામક્રોધાદિરૂપ

જેવું આ બ્રહ્માંડ વર્તમાનમાં છે, તેવાં જ અતીત બ્રહ્માંડ થઈ ગયાં છે અને આગળ થશે. કદાચિત્ વિલક્ષણતા હોય છે, પણ તે ભૌતિક પદાર્થોમાં ચતી જાય છે. પૂર્વોક્ત પ્રકારે જોઈ નથી. હે વસિષ્ઠજી! બહુ જીવવાથી કંઈ લાભ નથી અને થોડું જીવવાથી કઈ હાનિ નથી. પરંતુ સમ્યક્ આત્મબોધપૂર્વક જીવવું જ સફળ છે; અન્ય રીતે નહિ. વાસ્તવમાં પૂછો તો આ સર્વ અજ્ઞાની જીવ પણ ચિરંજીવ છે; કારણ કે એમણે અનેક પ્રલય જોયા છે અને અનેક જોશે. અનેક વાર અનેક બ્રહ્માંડોમાં તેમની ઉત્પત્તિ થઈ છે અને થશે. તેથી સર્વ અજ્ઞાની જીવ ચિરંજીવી છે; પરંતુ અવિદ્યાથી આચ્છાદિત (ઢંકાયેલા) હોવાથી તેમને જ્ઞાન નથી. આ વિદ્યમાન શરીરનું અનેક મહાપ્રલય પર્યંત પ્રારબ્ધકર્મ છે. સ્વરૂપના સમ્યક્ જ્ઞાનપૂર્વક આ શરીર જીવવાનું છે. ઈશ્વરની નિયતિ એવી જ છે. એટલો જ જીવોની ચિરંજીવિતા અને મારામાં ભેદ છે, અધિક નહિ. જુઓ, સ્વપ્નમાં સર્વ જીવોનું આયુષ સમાન છે અને ન્યૂનાધિક ભાવ નથી. તેમાં એ સ્વપ્નદ્રષ્ટા જ ચિરજીવી છે અન્ય નહિ; તોપણ અવિદ્યાએ કોઈ સ્વપ્નપુરુષમાં ચિરંજીવિતા પ્રતીત કરાવી રાખી છે, તો કોઈમાં અચિરંજીવિતાની પ્રતીતિ કરાવી રાખી છે; વાસ્તવમાં એમ નથી. અવિદ્યાનો મહિમા વિચિત્ર છે. એક કાળના અવચ્છેદ (મર્યાદા)થી સ્વપ્નદૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. નિદ્રારૂપ અવિદ્યાના અભાવથી એક કાળના અવચ્છેદે તેનો નાશ થાય છે. કહો, ચિરંજીવી કોણ અને અચિરંજીવી કોણ? પરંતુ તે સ્વપ્નસૃષ્ટિમાં તો કોઈ સ્વપ્નનરને યુગોની તથા કલ્પોની પરંપરા વ્યતીત થતી દેખાય છે. કોઈને તે જ કાળમાં ચાર ઘટિકા જ વ્યતીત થતી જણાય છે. કોઈને તે જ સમય ક્ષણમાત્રનો જણાય છે, તો કોઈને તે જ સમયે ચિત્તદેશમા થવાવાળા સ્વપ્નમાં અનંત યોજનો સહિત અનંત બ્રહ્માંડ પ્રતીત થાય છે ઇત્યાદિ. અવિદ્યાનો મહિમા કેટલો કહું? તેથી ચિરંજીવી એક ચિદ્ વસ્તુ છે, અન્ય સર્વ માયામાત્ર છે.

આમ કહી કાકભુશુંડ ચૂપ થયા.

## લોમશઋષિ

હવે લોમશઋષિ આવ્યા અને બોલ્યા: હે સાધુ! આ મિથ્યા, મનવાણીથી ગોચર અને પરિચ્છિન્ન દૃશ્ય વસ્તુ દ્રષ્ટા, સાક્ષી, ચૈતન્ય, નિર્વિકાર આત્માનો રોમમાત્ર પણ બગાડ કરી શકતી નથી. જુઓ પૃથ્વી, અપ્, તેજ, વાયુ અને તેનાં કાર્યો, આકાશમાં રહ્યા છતાં અને પોતપોતાના વ્યવહારો કર્યે જાય છે; છતાં આકાશનો કિંચિન્માત્ર પણ

અગાડ કરી શકતાં નથી. તે જ પ્રમાણે દેહઇંદ્રિય મન આદિના વ્યવહારમાં સાક્ષી આત્મા નિર્વિકાર જ રહે છે. કદાચિત્ પણ તે પોતાના અસંગસ્વરૂપનો ત્યાગ કરતો નથી.

યમકિંકરે કહ્યું : હે લોમશઋષિ! સાંભળ્યુ છે કે બ્રહ્મા મરે છે, ત્યારે લોમશઋષિ એક રોમ ઉખાડીને ફેંકી દે છે. આ વાત શી છે?

લોમશ કહે: આ લૌકિક વ્યવહાર છે, વૈદિક(શાસ્ત્રીય) નથી. તેનાથી કેવળ આત્માની તથા દશ્યવર્ગની અનંતતાનુ બોધન થાય છે, અન્ય કશું તેમાં તાત્પર્ય નથી.

હે સાધુ! જુઓ, તુચ્છ આયુષ્યવાળા જીવ સદા જીવવાની ઇચ્છા રાખે છે અને જીવવાથી તૃપ્ત થતા નથી. વળી અજ્ઞાની મરવાથી ભય ધરે છે અને ચક્ષુ આદિ ઇંદ્રિયોના રૂપાદિ વિષયો ગ્રહણ કરવામાં ધરાતા નથી. તે શરીરના આરોગ્યને ચાહે છે અને અનેક વ્યવહારો કરતાં પશ્ચાત્તાપ તથા વિલાપ કરતા શરીરનો ત્યાગ કરે છે. તેવા જ હાલ અજ્ઞાની દીર્ઘ આયુવવાળાના પણ જાણવા. આ વ્યવહાર સર્વ વિદ્વાનોને અનુભવસિદ્ધ છે. બલ્કે જ્ઞાનીને પણ જીવવું સારું લાગે છે અને મરવું ખરાબ જ લાગે છે. તેથી કરીને નિત્ય, ચિદ્, અનંત, નિજ-સ્વરૂપ આત્માનો સમ્યક્ બોધ જ શ્રેષ્ઠ છે; ન્યૂનાધિક જીવવું શ્રેષ્ઠ નથી.

હે યમકિંકર! અસલ વિચારની વાત સાંભળ. સ્વપ્નનર કોઈ સ્વપ્નના ઋષિને કહે: 'હે ઋષિ! અમુક (સ્વપ્નના) ઋષિ, સ્વપ્નવાળા પુરુષના મૃત્યુકાળે અથવા સ્વપ્નવાળાના જાગવાની સાથે પોતાનુ એક રોમ ઉખેડીને ફેંકી દે છે,'—કેમ કે સ્વપ્નવાળા(અમારા પિતા)ને તો રોજ મરવાનુ ઠર્યું અને તેનુ અમારે રોજ ક્ષૌર કરાવવાની તકલીફ થાય છે. તો હે સાધુ! તમે તમારા મનમાં ખૂબ વિચારી જુઓ કે સ્વપ્નવાળાના મરવાથી કે જાગવાથી સ્વપ્નપુરુષ ક્યા રહે છે? નથી જ રહેતા, કારણ કે સ્વપ્નસૃષ્ટિ સ્વપ્નદ્રષ્ટાના સંકલ્પમા જ છે, અન્યત્ર નથી. તે જ પ્રમાણે સમષ્ટિ હિરણ્યગર્ભ[1], પરમેષ્ઠી[2]ના એટલે કે શબલ બ્રહ્મના, વિષ્ણુના કે માયાવિશિષ્ટ[3] ચૈતન્ય ઈશ્વરના સકલ્પમાં અસ્મદાદિ આપણે વગેરે સહિત સર્વ સૃષ્ટિ છે. તેમના સકલ્પના અભાવે અસ્મદાદિના શરીર પછી રહે શી રીતે? પછી શરીર વિના રોમ ઉખેડવાનું શી રીતે બને? તમે કહેશો, અસ્મદાદિનાં શરીર હિરણ્યગર્ભ સમષ્ટિના સકલ્પથી બહાર છે. તો બીજા સ્વપ્નનર બીજા સ્વપ્નદ્રષ્ટાની સૃષ્ટિને, તે સ્વપ્નદ્રષ્ટાને, સ્વપ્નદ્રષ્ટાના મરણને, તેના

---

૧ સમગ્ર બ્રહ્માંડનો અભિમાની બ્રહ્મા. ૨ પરમેશ્વર. ૩ માયાશક્તિવાળા.

હર્ષશોકને, ટૂંકામાં તેના સર્વ ન્યૂનાધિક વ્યવહારને જાણી શકતા નથી. તે જ પ્રમાણે હિરણ્યગર્ભની સંકલ્પિત સૃષ્ટિ સહિત હિરણ્યગર્ભને અને હિરણ્યગર્ભની કલ્પિત સૃષ્ટિની બહાર અસ્મદાદિનાં શરીરને જાણી શકાય નહિ. આ જો અસ્મદાદિનાં શરીર હિરણ્યગર્ભના સંકલ્પમાં છે, તો પૂર્વોક્ત રીતે હિરણ્યગર્ભ પોતાના આયુના ક્ષયકાળે સર્વ સંકલ્પને ત્યાગીને વિદેહકૈવલ્ય પ્રાપ્ત થાય, તેની સાથે જ અમારાં શરીર પછી રહે નહિ, પછી રોમ ઉખાડવાનો વ્યવહાર શી રીતે બની શકે? ન જ બની શકે. આથી કરીને આ સર્વ આત્માથી ભિન્ન લૌકિક વાર્તા છે. એ પ્રમાણે લોમશઋષિએ કહ્યું તેથી સર્વેએ સારી વાત સાંભળીને તેમની પ્રશંસા કરી અને સૌ અતિહર્ષિત થયા.

## અશ્વિનીકુમાર

તે જ વખતે અશ્વિનીકુમાર આવ્યા અને કહેવા લાગ્યા: હે સભાસદો! અનંત, ચિત્, સત્યરૂપ નિજાત્મા સાક્ષી સૂર્ય છે. આ બ્રહ્માંડરૂપ સંઘાત એ સાક્ષી ચૈતન્યરૂપ સૂર્યનો રથ છે. સમષ્ટિ બુદ્ધિથી અભિન્ન એવી આ વ્યષ્ટિબુદ્ધિરૂપી અશ્વિની(ઘોડી) તે રથની આગળ જોડી છે. એ બુદ્ધિરૂપી અશ્વિનીથી નામરૂપ અમે બંને અશ્વિનીકુમારની ઉત્પત્તિ થઈ છે. તેથી જ નામરૂપ અમે બને અશ્વિનીકુમાર એકઠા રહીએ છીએ.

યમકિંકર કહે: હે અશ્વિનીકુમારો! તમે ક્યાં ક્યાં રહો છો?

અશ્વિનીકુમાર કહે: હે યમકિંકર! મનવાણીથી અગોચર જે પ્રત્યક્ આત્મા અપરોક્ષ છે, તે વિષે અમે રહી શકતા નથી. તેનાથી પૃથક્ માયા અને માયાનાં સર્વ કાર્યમાં અમે પૂર્ણરૂપે રહીએ છીએ. જો કે પૃથ્વી આદિની અપેક્ષાએ, વાયુ, આકાશ અને માયામાં શાસ્ત્ર દૃષ્ટિએ તથા પ્રત્યક્ષાદિ પ્રમાણથી રૂપની પ્રતીતિ થતી નથી, પરંતુ ચેતનની અપેક્ષાએ વાયુ, આકાશ તથા માયાદિ રૂપરહિત નથી; કારણકે તે ચૈતન્યના દૃશ્ય છે. હવે જે જે દૃશ્ય હોય છે, તે તે નામરૂપ સ્વરૂપ જ હોય છે. અસ્મદાદિની દૃષ્ટિએ પરમાણુ સૂક્ષ્મ રૂપરહિત છે; પરંતુ આકાશની દૃષ્ટિથી નહિ. વળી સૂર્ય જેમ સુમેરુને પ્રકાશિત કરે છે, તેમ મણિઓનેય પ્રકાશિત કરે છે.

અમે દેવોના વૈદ્ય છીએ. સમષ્ટિ બ્રહ્માંડથી અભિન્ન આ જે વ્યષ્ટિસંઘાતરૂપ સ્વર્ગ છે, તેમાં અમે મૂર્તિ ધારણ કરી વિશેષતાએ રહીએ છીએ. પ્રત્યક્ સાક્ષીચૈતન્ય આ સ્વર્ગનો મહાન રાજા ઇંદ્ર છે.

મન ગુરુ–બૃહસ્પતિ છે. શ્રોત્રાદિ ઇંદ્રિય દેવતા છે. જીવ કેવળ ઇંદ્ર[1] છે. હે યમકિંકર! જે પુરુષ અમારી વિચારરૂપ (મૃત્યુસંજીવની) ઔષધિ અંતરમાં ખાય છે, તેનો અજ્ઞાનરૂપ રોગ ચાલ્યો જાય છે.

## વિચાર

યમકિંકરે કહ્યું: વિચારરૂપી ઔષધિ કહો.

અશ્વિનીકુમાર કહે: હે યમકિંકર! એક દ્રષ્ટા પદાર્થ છે, બીજો દશ્ય પદાર્થ છે; ત્રીજો પદાર્થ છે જ નહિ. દ્રષ્ટા દશ્ય નથી થતો, દશ્ય દ્રષ્ટા નથી થતો. દશ્યનો કોઈ પણ ધર્મ દ્રષ્ટાને સ્પર્શ નથી કરતો, એ નિયમ અતિ પ્રસિદ્ધ છે. ચક્ષુ, દીપક, સૂર્યાદિ વડે સર્વ લોકો જોવામાં આવે છે. જોવામાં–જાણવામાં આવે છે તે દશ્ય છે, જાણવાવાળો છે તે દ્રષ્ટા છે; સારાંશ એ જ કે જે જ્ઞાનના વિષયરૂપ છે, તે તે દશ્ય અસત્, જડ, દુઃખરૂપ કોટિમાં છે અને જે સ્વયંપ્રકાશ જ્ઞાન છે, જે જ્ઞાન દ્વારા માયાથી આદિ લઈને દેહ પર્યંત સર્વ દશ્ય જાણવામાં આવે છે, તે જ્ઞાન સ્વરૂપથી એક જ જ્ઞાન જ છે. તે જ્ઞાન સત્, ચિદ્, આનંદસ્વરૂપ આત્મા, સાક્ષી દ્રષ્ટા છે. તે સાક્ષી દ્રષ્ટાથી પરમાત્મા, પરમેશ્વર, ઈશ્વર, ગોવિંદ, નારાયણાદિકને ભિન્ન માનવામાં આવે, તો સર્વને અસત્, જડ, દુઃખરૂપતા તથા દશ્યરૂપતા બળાત્કારે આવી જશે, કારણ કે સત્થી ભિન્ન અસત્ છે; ચૈતન્યથી ભિન્ન જડ છે, સુખથી ભિન્ન દુઃખ છે અને દ્રષ્ટાથી ભિન્ન દશ્ય છે.તેથી ઈશ્વરાદિ નામોથી પ્રતિપાદિત વસ્તુ સત્, ચિત્, સુખરૂપ, દ્રષ્ટા, સાક્ષી, આત્મા વસ્તુની અંતર્ગત જ રહેશે; પૃથક્ નહિ. જો પૃથક્ માનો તો તેમની પૂર્વોક્ત અસત્ આદિ ગતિ થવાની. આ કારણથી આ પ્રકરણમાં મહાવાક્યોમાં જીવ અને ઈશ્વરના જુદાજુદા લક્ષ્યધર્મ અને વાચ્યધર્મોનું વર્ણન તથા વાચ્યવાચકભાવ અને ભાગત્યાગલક્ષણા વડે લક્ષ્યલક્ષણની એકવાક્યતા કરવાનો પ્રયત્ન એ મિથ્યા શ્રમ થશે.

હે યમકિંકર! પૂર્વદ્રષ્ટા સાક્ષી આત્મા કેવો છે? સર્વના અંતરમાં સ્થિત રહીને પણ તે સ્વરૂપથી જ બંધમોક્ષાદિ ધર્મોથી રહિત છે. જેમકે આકાશ સ્વરૂપથી જ સર્વમાં સ્થિત છતાં અસ્પર્શ છે.

હે યમકિંકર! અધિકારી પુરુષ પોતાની શુદ્ધ બુદ્ધિથી અથવા તો સંતોના સંગથી વિચાર કરે કે આ દ્રષ્ટા અને દશ્ય એ બન્ને પદાર્થોમાં હું કોણ છું? દ્રષ્ટા છું કે દશ્ય છું? જો હું દશ્ય છું, તો તે દશ્યને

૧ ઇંદ્રાભિમાની; ઇંદ્રદેવ.

જાણું શી રીતે? જે દશ્યને જાણે છે, તે દશ્ય થતો નથી. તે જ પ્રમાણે સુષુપ્તિમાં અજ્ઞાનથી આદિ લઈને જાગ્રતમાં દેહ સુધી સર્વ નામરૂપ દશ્યને યથાઘટિત પ્રકાશું છું, અર્થાત્ જાણું છું, તેમાં પણ હું દશ્ય કદાચિત્ પણ નથી બનતો. બાકી શેષ દ્રષ્ટા તે જ સમ્યક્ નિશ્ચયથી હું છું—અન્ય દશ્ય નહિ.

હે ચમકિકર! આ અધિકારી પોતાને, સમ્યક્ દ્રષ્ટા જાણે છે, તો પછી તે બંધમોક્ષાદિ સર્વ કર્તવ્યોથી રહિત, નિષ્કલંક રહી વિરાજમાન થાય છે; કારણ કે દ્રષ્ટામાં કોઈ પણ બંધ કે મોક્ષ છે નહિ. બંધમોક્ષાદિ પ્રપંચની પ્રાપ્તિ–નિવૃત્તિ માટે પોતાનું સ્વરૂપ દ્રષ્ટા, તેને કંઈ કર્તવ્ય નથી. જે બંધમોક્ષની પ્રાપ્તિ–નિવૃત્તિ માટે કર્તવ્ય કરે છે, તે ભ્રમજન્ય છે. જેણે પોતાના દ્રષ્ટાસ્વરૂપને સમ્યક્ રીતે જાણ્યું છે, તે બંધમોક્ષની ચિંતાથી રહિત રહી વ્યવહાર તથા પરમાર્થ બંનેમાં આનંદ લૂટે છે.

પરંતુ જે પોતાને બંધમોક્ષથી રહિત છે, એમ ઉપરઉપરથી કહે છે અને જેનો અંતરથી ભ્રમ સમ્યક્ દૂર નથી થયો, તે અનધિકારી પુરુષ વ્યવહાર તથા પરમાર્થ ઉભયમાં તપાયમાન–દુઃખી રહે છે.

ચમકિંકરે કહ્યું: તપાયમાન કેમ રહે છે?

અશ્વિનીકુમાર કહે: માયાના કાર્યરૂપ વિરાગ અને શમાદિ જે દૈવી ગુણ છે અને કામક્રોધાદિ જે આસુરી ગુણ છે, તે સ્થૂલ–સૂક્ષ્મ શરીરોમાં ન્યૂનાધિકભાવે અનાત્મધર્મો છે. તેમને પોતાના ધર્મ માનીને તે તપાયમાન થાય છે, કારણ કે પોતાના પ્રત્યક્ આત્મા દ્રષ્ટાનો તેને સમ્યક્ અનુભવ નથી. સ્વભાવથી જ કર્તવ્યથી નહિ. સર્વ દશ્ય અને દશ્યના ધર્મોથી રહિત અલિપ્ત દ્રષ્ટા સાક્ષી, દ્રષ્ટા આત્મા છે, એવું પ્રતિપાદન કરવાવાળા શાસ્ત્રોમાં તેનો સમ્યક્ વિશ્વાસ હોતો નથી

હે ચમકિકર! જેને પોતાના સ્વરૂપનો સમ્યક્ અનુભવ થયો છે, તે કોઈ પણ શાસ્ત્રની કંઈ અપેક્ષા રાખતો નથી, કારણ આંખે જોયેલી ચીજમાં કશો સંશય રહેતો નથી. માયાથી લઈને દેહ પર્યંત સર્વના દ્રષ્ટા આત્માને દશ્યના કોઈ પણ ધર્મ સ્વભાવથી જ સ્પર્શ કરતા નથી. સમ્યક્ જાણવું એ જ કર્તવ્ય છે; કરવાનું કંઈ નથી.

પોતાના સ્વરૂપને સમ્યક્ ન જાણવું, એ જ તપવાનો–દુઃખનો–હેતુ છે, બીજો નથી. ભેદવાદીઓને અથવા નિષ્કપટ શ્રદ્ધાળુ સીધા મનુષ્યોને ગુરુશાસ્ત્ર જે પરોક્ષ પણ વાત સમજાવી દે છે તે, તે મૃત્યુ પર્યંત છોડતા નથી. તેમ જ તપવાવાળા વેદાંતીઓની પણ સિદ્ધાંત-

માં શ્રદ્ધા હોતી નથી. આ લોકો એમ નથી વિચારતા કે જો પરોક્ષ વિષ્ણુ, શિવ, ગણેશ આદિનાં પ્રતિપાદક શાસ્ત્ર તથા મીમાંસાદિ પાંચ શાસ્ત્ર સત્ય છે, તો વેદાંતશાસ્ત્ર પણ છઠ્ઠું સત્ય છે. જો તે અસત્ય છે, તો આ પણ અસત્ય છે. માટે 'આપ સહિત સર્વ હરિ છે' એ દૃઢ શ્રદ્ધાપૂર્વકની ભાવનારૂપ ઉપાસનાથી પણ તાપ નાશ પામે છે

### અંગિરા

તે જ સમયે અગસ્ત્ય અને અંગિરાઋષિ આવ્યા. અંગિરા કહેવા લાગ્યાઃ હે સાધુ! ચાર વેદ[1], ચાર ઉપવેદ, તેનાં વ્યાકરણાદિ ષટ્ અંગ, ષટ્ શાસ્ત્ર અને પુરાણ ઇત્યાદિ સર્વ વિદ્યા અપરા વિદ્યા છે; તેને નિકૃષ્ટ વિદ્યા કહે છે. સાધારણ ભાષા વાણી દ્વારા–ચાહે ફારસી દ્વારા, ચાહે અંગ્રેજી, ચાહે સંસ્કૃત, ચાહે મરાઠી, ચાહે બંગાલી, ચાહે કોઈ પણ દેશની ભાષા દ્વારા, અવાઙ્મનસગોચર, સર્વાધિષ્ઠાન, જગદ્વિધ્વંસપ્રકાશક, અવેદ્યત્વ,[2] સદા અપરોક્ષ, સાક્ષી, સચ્ચિદ્ઘન, વિશુદ્ધાનંદનો સમ્યક્ બોધ થાય તે જ પરમવિદ્યા છે, અર્થાત્ તે જ ઉત્કૃષ્ટ વિદ્યા છે. ગમે તે ભાષા દ્વારા અથવા સંસ્કૃત દ્વારા સમ્ય્ પોતાના સ્વરૂપની જે બોધક હોય તે જ પરમવિદ્યા છે.

### અગસ્ત્ય

તે સભામાં અગસ્ત્ય આવીને બોલ્યા: અગસ્ત્ય નામ પ્રત્યક અભિન્ન પરમાત્માનું છે. સારાંશ કે અગસ્ત્ય નામ અક્રિય પદાર્થનું છે, અથવા સૂર્યનું છે. તે અગસ્ત્ય(પરમાત્મા) પ્રલયકાળના આદિમાં સૂર્યરૂપ થઈને સર્વ સમુદ્રાદિકોના જળનું સારી રીતે પાન કરી લે છે. પુનઃ કંઈ કાળ પછી મહાપ્રલયના આરંભકાળમાં જ હાથીની સૂંઢ તુલ્ય જલધારાઓ વરસાવે છે. અથવા હમેશાં પ્રતિવર્ષ ગ્રીષ્મઋતુમાં અગસ્ત્ય અર્થાત સૂર્ય જળને પોતાનાં કિરણો દ્વારા પાન કરી શોષી લે છે અને ચાતુર્માસમાં તેનો ત્યાગ કરે છે. અથવા તો સર્વ જીવોને સુખદુઃખનો અનુભવ દેવાવાળાં કર્મો ઉપરામ પામે છે, ત્યારે અગસ્ત્યરૂપ પરમાત્મા સર્વ નામરૂપ પ્રપંચરૂપી જળને પોતાની માયાશક્તિમાં ખેંચી લે છે. પછી ફરી જ્યારે ભોગ આપવાને સન્મુખ કર્મો થાય છે,

---

૧ ઋગ્, યજુસ્, સામ અને અથર્વ એ ચાર વેદ છે. આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને શિલ્પ એ ઉપવેદ છે. વ્યાકરણ, શિક્ષા, કલ્પ, નિરુક્ત, જ્યોતિષ અને છંદ એ છ અંગ છે. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાસા એ છ શાસ્ત્ર છે. ૨ વેદના વાક્યવડે સમજાય નહિ તેવો.

ત્યારે અગસ્ત્યરૂપ પરમાત્મા નામરૂપપ્રપંચરૂપ જળનો ત્યાગ કરે છે, અર્થાત્ સૂક્ષ્મમાંથી પ્રકટ કરે છે. તેથી તે પ્રત્યક્ અભિન્ન પરમાત્માનું નામ અગસ્ત્ય છે. જો એ પ્રમાણે ન માને, પરંતુ (જે પહેલાં મધુર હતો તે) સમુદ્રનું પાન કરી અગસ્ત્યઋષિએ લઘુશંકાના માર્ગથી તેને કાઢ્યો તેથી તે ખારો થઈ ગયો છે, એવું માને તો પછી 'ધાતા જે ઈશ્વર, તે પૂર્વ કલ્પમાં જગતની જે મર્યાદા હતી તેવી જ ઉત્તર કલ્પમાં મર્યાદા રચતા હતા' એ મંત્રની વાત બંધબેસતી નહિ આવે. જો ઋષિથી જ સમુદ્રનું પાણી વગેરે થયું એમ માને, તો પછી મંત્રનો અર્થ એમ થાય કે હમેશાં દરેક કલ્પમાં ઈશ્વર પહેલાં આ સમુદ્રને મધુર રચે છે અને પછી અગસ્ત્યઋષિ તેને પીને લઘુશંકા કરી દે છે, તેથી તે ખારો થઈ જાય છે; પણ આ વાત વિદ્વાનોના અનુભવ સાથે મળતી આવતી નથી અને સતશાસ્ત્ર સાથે પણ મળતી આવતી નથી. બૃહદારણ્યકના પાંચમા અધ્યાયમાં યાજ્ઞવલ્કય–ભુજ્યુના પ્રસંગમાં તથા જગતની અનેક ઉત્પત્તિના પ્રસંગમાં આ સમુદ્રને પહેલેથી જ ખારો જણાવેલો છે. એમ નથી લખતા કે પછી અગસ્ત્યઋષિએ ખારો કર્યો છે. તેથી અગસ્ત્ય નામ સૂર્યનું પણ છે, તે મહાપ્રલયના આદિ કાળમાં અથવા હમેશાં વર્ષોવર્ષ જળને ખેંચી લે છે અને પુનઃ તેનો ત્યાગ કરે છે.

## ક્ષીરસમુદ્રમંથન અને ચૌદ રત્નો

એ જ સ્થિતિ ક્ષીરસમુદ્રમંથનની તથા ચૌદ રત્ન કાઢવા સંબંધની જાણી લેવી; કારણ કે પૂર્વના સમુદ્રના પ્રકરણની સમાન દરેક કલ્પમાં પહેલાં ચંદ્રમાદિ રત્નોરહિત જગત ઉત્પન્ન થાય છે. પછી દેવતા તથા દૈત્ય, ક્ષીરસમુદ્રને મથીને ચંદ્રમાદિ રત્નો કાઢે છે, એ વાત વેદના અનુભવથી વિરુદ્ધ છે. વેદમૂળમાં, બ્રાહ્મણમાં અને ધર્મશાસ્ત્રરૂપ સ્મૃતિઓમાં, જગતની સમ્યક્ ઉત્પત્તિ તથા પાલનના પ્રકરણમાં આ વાત કદી લખી નથી. શ્રુતિમાં ચંદ્રમાને ભોગ્ય પદાર્થ કહ્યો છે અને સૂર્યને ભોક્તા કહ્યો છે. આ સર્વ સંસાર ભોક્તાભોગ્યમય જ છે. જે પુરુષ સૂર્ય–ચંદ્રને ભોક્તાભોગ્યમય સર્વ સંસારરૂપ જાણી ઉપાસના કરે છે, તે ઉત્તમ સુખને પ્રાપ્ત કરે છે એમ લખેલું છે. જો ચંદ્રમા પાછળથી ઉત્પન્ન થતો હોય, તો ચંદ્રથી પ્રથમ થનારા વેદના વાક્યની વ્યવસ્થા બંધ બેસશે નહિ, તથા ભોગ્ય વિના ભોક્તાની પણ સિદ્ધિ થાય નહિ. તેથી સૂર્ય પણ જગતની ઉત્પત્તિથી પહેલો જ ઉત્પન્ન થવો

જોઈએ. સારાંશ એ જ કે ભોક્તાભોગ્યમય જ સંસાર છે.

અગસ્ત્ય નામ પણ ઈશ્વરનું છે તથા ઋષિ નામ પણ ઈશ્વરનું છે. તે અગસ્ત્યઋષિ અર્થાત્ ઈશ્વર તથા મહાન તપસ્વી બ્રાહ્મણ અગસ્ત્યની નામસંજ્ઞા એક હોવાથી ઋષિનું નામ લેવાય છે. અથવા તો તેનાથી તપનો મહિમા પ્રકટ થાય છે, તેથી જગતની પછી પાછું જગત થયું, એ અર્થ અનુભવશાસ્ત્રથી મળતો નથી. તેથી કરીને એ જ અર્થ સમજવો કે શુદ્ધ માયા અથવા અજ્ઞાન એ ક્ષીરસમુદ્ર છે. જગત રચવાની ઈશ્વરની ઇચ્છા તે મંદરાચળ(પર્વત) છે. ઈશ્વરની ક્રિયા શક્તિ તે શેષનાગ છે. જીવોના પુણ્યપાપરૂપ દેવતાઓ અને દૈત્યો છે. ઈશ્વરની જ્ઞાનશક્તિને કૂર્મ(કાચબો) જાણવો. એ કાચબાએ મંદરાચળને ધારણ કર્યો હતો. ઈશ્વરની જ્ઞાનશક્તિ વડે જ આ જગત યથાયોગ્ય ધારણ થઈ રહ્યું છે. આ ક્ષીરસમુદ્રના મંથન વડે તેમાંથી પાંચ કર્મેન્દ્રિય, ચતુષ્ટય અંતઃકરણ (પ્રાણનો કર્મેંદ્રિયમાં જ સમાવેશ કરી લેવો, કારણ કે કર્મેંદ્રિય તથા પ્રાણ ભૂતોના રજસ્ અંશથી ઉત્પન્ન થયા છે), તેના દેવતા તથા તેના વિષય એ ચૌદ પ્રકારની ત્રિપુટીરૂપ ચૌદ રત્ન ભોક્તાભોગ્યમય સંસારમાં ઉત્પન્ન થયાં છે.

યથાર્થ વક્તા અગસ્ત્યનાં વચન સાંભળીને સર્વ સભા પ્રસન્ન થઈ.

### કાળ

તે જ વખતે કાળ ભગવાન આવ્યા અને કહેવા લાગ્યા. હે સભાસદ વિદ્વાન લોકો! કાળ ત્રણ પ્રકારનો છે: (૧) એક કેવલ કાળ છે, (૨) એક મહાકાળ છે અને (૩) એક અતિકાળ છે. ત્રણ પ્રકારના સત્, ચિદ્, આનંદસ્વરૂપ પ્રત્યક્ આત્માના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલુ, જે દેશકાળ સહિત ભૂત, ભૌતિક, સૂક્ષ્મ, સ્થૂળ જગત છે, તે જગતની મધ્યમાં હુ કેવળ કાળ છું. હુ કેવો છું? જ્યાં સુધી અજ્ઞાન રૂપ મારો પિતા જીવતો છે, ત્યા સુધી જ ભાઈઓ સહિત મારુ આયુષ છે, પછી નહિ. હે વિદ્વાનો! હુ જે કેવળ કાળ છું, તેના વડે જ જગતની ઉત્પત્તિ, પાલન અને તિરોભાવ(લય) થાય છે. મારા વડે જ જીવોનાં સ્થૂલ શરીર જીર્ણ થાય છે અને પુનઃ નવીન ઉત્પન્ન થાય છે. પરતુ હુ કેવળ કાળ વડે સૂક્ષ્મ શરીરો ન તો જીર્ણ થાય છે, ન તો ઉત્પન્ન થાય છે. સર્વના નિજ સ્વરૂપ પૂર્વોક્ત અધિષ્ઠાનના અજ્ઞાનથી જે સ્થૂલ–સૂક્ષ્મ સસારરૂપ બગીચો રચાયો છે, તે સ્થૂલ બગીચાનું માળીપણું મને સોંપવામાં આવ્યુ છે. માળી જીર્ણ ઝાડોને

કાપી નવાં લગાવે છે, કદાચિત્ નવીન ઝાડ પણ શોભાદાયક નથી હોતાં તો તેમને કાપી તે તેમને અન્ય સ્થાનમાં લગાવે છે; પરંતુ તેમનાં બીનો નાશ નથી કરતો. કારણ બીજ વિના ઝાડ થતું નથી. સારાંશ કે માળી જ બગીચાની સફાઈ રાખી તેને ગુલજાર રાખે છે અને બગીચો જ્યારે જોઈએ ત્યારે નદીના પ્રવાહની જેમ તેવો ને તેવો જ દેખાય છે; તે જ પ્રમાણે જ્ઞાનરૂપ પિતાએ હું જે કેવળ કાળ તેને આ સ્થૂળ સંસારરૂપ બગીચાનો માળી બનાવ્યો છે. તેથી હું માળીની માફક જીવોનાં કર્માનુસાર સ્થૂલ શરીરોને તથા અન્ય સ્થૂલ પદાર્થોને તોડીફોડી તથા નવા પેદા કરી એવો ને એવો જ આ બગીચાને દેખાડતો રહું છું. માળી ઝાડને તોડેફોડે નહિ તથા નવીન લગાવે નહિ, તો બગીચાની શોભા જતી રહે છે. વળી બહુ પ્રાચીન ઝાડમાં કોઈ સુકાઈ જાય છે. તો કોઈ ફળ આપતાં નથી. તે પ્રમાણે હું જીર્ણ સ્થૂલ પદાર્થોને નવીન ન રચું, તો સંસારરૂપ બગીચાની શોભા જતી રહે છે. તેથી આ સ્થૂલ સંસારરૂપ બગીચાની સફાઈ કરવાવાળો હુ કેવળ કાળરૂપ માળી છું. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિની સ્થૂલ મૂર્તિઓનો પણ હું નાશ કરું છું; તેમને પણ હુ નથી છોડતો. જોઈએ તો બ્રહ્માદિકને પૂછી લો. પછી અન્યની શી વાત?

પૂર્વોક્ત અજ્ઞાન પિતાના જ પુત્ર અને અમારા ભાઈ જે સર્વ નામરૂપસંસારના અધિષ્ઠાનરૂપ છે, તે અનંત સત્, ચિદ્ સ્વરૂપ, બુદ્ધિ-આદિનો સાક્ષી આત્મા છે. એ આત્માના સમ્યક્ બોધરૂપ જે જ્ઞાન છે તે મહાકાળ છે, કારણ કે પોતાના અજ્ઞાનરૂપ પિતાનો તથા તે પિતાના કાર્યરૂપ હું કેવળ કાળનો અને ભાઈ સહિત સઘળા પરિવારનો તે એકકાલાવચ્છેદે (એકી વખતે) નાશ કરી દે છે. સારાંશ કે સર્વ કાર્યકારણપ્રપંચમાં તે સમ્યક્ મિથ્યાત્વ દૃષ્ટિ કરાવી દે છે. તેથી પૂર્વોક્ત સર્વ કલ્પિત સંસારના અધિષ્ઠાનનું જ્ઞાન તે જ મહાકાળ છે.

યમકિંકરે કહ્યું: હે દેવ! પરિવાર સહિત પોતાના પિતાને જ્ઞાન-રૂપ મહાકાળ કેમ મારે છે?

કાળ કહે: હે યમકિંકર! વસ્તુનો સ્વભાવ પોતાનું-પારકું જોતો નથી. જો અગ્નિ પોતાના ઉત્પન્ન કરનારને, પોતાના પૂજકને તથા પોતાના અપકારીને સ્પર્શ કરવાથી બાળે છે. વીંછી પોતાની માતાનો નાશ કરીને જ ઉત્પન્ન થાય છે, વાંસમાંથી જ અગ્નિ ઉત્પન્ન થાય છે અને ફરી તે વાંસને જ બાળે છે. વળી કોઈ રાજાનો દુષ્ટ નોકર રાજા પાસેથી જ મહત્તા પામી પુનઃ રાજાનો જ નાશ કરે છે, આ ને

આવાં અનેક દૃષ્ટાંતો છે; તે જ પ્રમાણે જ્ઞાન પણ પોતાના કારણનો નાશ કરીને જ ઉત્પન્ન થાય છે. તેથી જ્ઞાન મહાકાળરૂપ છે. હું કાળ સહિત સર્વ કાર્યકારણજગતના મિથ્યાત્વનો નિશ્ચય, એ જ તેનુ ભક્ષણ છે.

તે જ પ્રમાણે સત્, ચિદ્, આનંદસ્વરૂપ પ્રત્યક્ આત્મા અતિકાળરૂપ છે; કારણ કે જ્ઞાનરૂપ મહાકાળને પણ આ પૂર્વોક્ત સાક્ષી આત્મા ભક્ષણ કરી જાય છે. જેમકે અગ્નિ સર્વને બાળીને પોતે પણ સમાનરૂપ મહાઅગ્નિમાં લીન થઈ જાય છે અને નિર્મળી પાણીની મલિનતાને દૂર કરીને પોતે પણ નીચે બેસી જાય છે. આવાં અનેક દૃષ્ટાંતો છે, વિસ્તારભયથી તે લખ્યાં નથી. તેવી જ રીતે જ્ઞાનરૂપ મહાકાળ મુજ સહિત સર્વ નામરૂપ જગતમાં મિથ્યાત્વનો નિશ્ચય કરાવે છે અથવા તેનો અભાવ નિશ્ચય કરાવે છે અને પછી પ્રારબ્ધ પ્રતિ બધકનો નાશ થાય છે. એટલે પોતે પણ વૃત્તિરૂપે સાક્ષીચૈતન્યમા લીન થઈ જાય છે. તેથી કરીને હે વિદ્વાન લોકો! સચ્ચિદાનંદ પ્રત્યક, અનાદિકનો સાક્ષી આત્મા જ અતિકાળ છે. એ અતિકાળ આત્મા જ બ્રહ્માથી માંડી કીડી સુધી સર્વનુ નિજસ્વરૂપ છે. જે અધિકારી પુરુષ પોતાના અતિકાળ સ્વરૂપને સમ્યક્ સ્વતઃ જ બધમોક્ષથી રહિત જાણે છે તથા જે હું બુદ્ધિ આદિ સર્વ દૃશ્યનો દ્રષ્ટા સાક્ષી, ચૈતન્ય, નિર્વિકાર, નિર્વિકલ્પ છું એવો દૃઢ અપરોક્ષ નિશ્ચય કરે છે, તે કેવળ સ્થૂળનો નાશ કરનારા એવા હું કાળના ભયથી ભય ધરતો નથી. સ્વપ્નવાળાના નિદ્રારૂપ અજ્ઞાનથી દેશકાળરહિત સર્વ સ્વપ્નસૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને સ્વપ્નનર તેને સત્ય જાણે છે. તે સ્વપ્નની સ્થૂલ સૃષ્ટિનો સ્વપ્નનો કાળ જ નાશ કરે છે. તે કાળથી સ્વપ્નપુરુષ ભય ધરે છે. કદાચિત્ સ્વપ્નનાં ગુરુશાસ્ત્રથી સ્વપ્નપુરુષને પોતાના સ્વપ્નવાળા પુરુષના અધિષ્ઠાનનુ સમ્યક્ જ્ઞાન થાય છે, તો તે દેશકાળ સહિત અજ્ઞાન અને સર્વ સ્વપ્નસૃષ્ટિને તે મિથ્યા નિશ્ચયપૂર્વક જાણે છે, અથવા સ્વપ્નવાળાનુ જે અધિષ્ઠાન છે તે વિષે અત્યંતાભાવનો નિશ્ચય કરે છે. આ જ તે જ્ઞાનનું સર્વનુ ભક્ષણ કરવું છે, કાંઈ દૃશ્યની અપ્રતીતિનુ નામ ભક્ષણ નથીઃ જો ઘડો શ ખગ્રીવાવાળો જણાય છે, ઘટ નામથી કહેવાય છે અને જળને ધારણ કરવાની અથવા જળને લાવવાની ક્રિયા કરે છે; છતાં સમ્યક્ મૃત્તિકાના જ્ઞાનવાળા પુરુષને, પૂર્વોક્ત ઘટનો મૃત્તિકામા અત્યંતાભાવ જ છે. એ સર્વ વિદ્વાનોનો અનુભવ છે અને ઠીકઠીક એમ જ છે. ઘટને ચૂર્ણ કરી નાખે અથવા કોઈ રીતે ઘટની અપ્રતીતિ થાય, ત્યારે જ તે મૃત્તિકારૂપ થાય

છે, અથવા તેનો અત્યંતાભાવ થાય છે, એમ નથી. તે જ પ્રમાણે સુવર્ણાદિનાં અનેક દૃષ્ટાંત છે. પોતાની અક્કલથી દરેકે તેનો નિર્ણય કરી લેવો. સારાંશ કે સ્વપ્નદ્રષ્ટાનું જ્ઞાન સ્વપ્નસૃષ્ટિના મિથ્યાત્વરૂપ નિશ્ચયથી અથવા અભાવરૂપ નિશ્ચયથી ભક્ષણ કરે છે, તેથી તે મહાકાળ છે. વળી કોઈ નિમિત્તથી નિદ્રારૂપ પ્રતિબંધ દૂર થાય, એટલે તે જ્ઞાન સહિત પુરુષ તથા જ્ઞાન વડે બાધિત થયેલી સર્વ સ્વપ્નસૃષ્ટિ, જે સ્વપ્નદ્રષ્ટાને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલી જણાતી હતી, તે જ સ્વપ્નદ્રષ્ટામાં તે લીન થઈ જાય છે, આ જ તેનું ભક્ષણ છે. તેથી સ્વપ્નદ્રષ્ટા અતિકાળ છે. તેવું જ સાંગોપાંગ પોતાની બુદ્ધિથી જેને આ દ્રષ્ટાંત લાગુ પાડવામાં આવે છે, એવા સ્વરૂપને વિદ્વાનોએ સમજી લેવું.

હે સભાનિવાસી પુરુષો ! હું લૌકિક કેવળ કાળ બ્રહ્માથી માંડી કીડી પર્યંત સર્વની સ્થૂલતાનો જ નાશ કરું છું. પુનઃ નવીન પેદા કરું છું, પરંતુ સૂક્ષ્મ સૃષ્ટિમાં હું નાશ કે ઉત્પત્તિ કરી શકતો નથી. તેને તો જ્ઞાનરૂપ મહાકાળથી જ મિથ્યાત્વ નિશ્ચયરૂપ અથવા અભાવ નિશ્ચયરૂપ નાશ થાય છે; અન્યથા નહિ. હું કેવળ કાળ વડે જ અનંત વાર સ્થૂલ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, પુનઃ લીન થાય છે. તાત્પર્ય કે લૌકિક વૈદિક સર્વ વ્યવહાર હું કાળ વડે જ થાય છે, પુનઃ લીન થાય છે. પરંતુ એમ ન સમજવું કે સૃષ્ટિ મિથ્યા છે અને હું સત્ છું. સૃષ્ટિની સાથે જ મારી સત્તા છે; પૃથક્ નથી. અતિકાળરૂપ આત્મામાં હું સહિત સર્વ સૃષ્ટિ કલ્પિત મિથ્યા છે; પરંતુ નિત્ય સુખ, ચિદ્રૂપ પ્રત્યક્ આત્માએ કોઈ ને કોઈ ભાવ સોંપેલા છે, જેને કઈ કોઈ સૂર્યાદિકોને ઉદયઅસ્ત આદિનાં કાર્ય સોંપ્યા છે, તે તે જ કરે છે. જેમકે રાજાએ જેને જે વ્યવહાર સોંપેલા છે, તે તે જ હુકમ પ્રમાણે બજાવે છે. મને સર્વ જીવોનાં સ્થૂલ શરીરોનો નાશ અને તેમની ઉત્પત્તિ આદિ કામ સોંપેલાં છે. હું તે હુકમની બજવણી કરું છું. મારે એમાં કાંઈ બડાઈ નથી. કાળ સર્વ સ્થૂલનો નાશ અને તેમની ઉત્પત્તિ કરે છે, તેથી કાળ મહાન છે, એવું નથી. આ જ સ્વપ્નનો કાળ અને તેની સૃષ્ટિ તુલ્ય જ છે.

યમકિંકર કહે: હે યથાર્થ વક્તા દેવ ! કોઈક શાસ્ત્રોમાં અજ્ઞાનને મૃત્યુ અર્થાત્ કાળ કહ્યો છે, વળી શબ્દાદિક વિષયોને અતિકાળ જણાવ્યા છે, અથવા કામક્રોધાદિને કાળ લખ્યા છે; પરંતુ આપે તો મહાકાળનું સ્વરૂપ જુદું જ કહ્યું છે!

કાળ કહે: હે કિંકર! વિચારી જો! અજ્ઞાનથી તો સુખદુઃખરૂપ

જગતની ઉત્પત્તિ થાય છે, કંઈ લૌકિક પિતાની પેઠે અજ્ઞાન જગતનો નાશ કરનાર નથી. જેમકે રજ્જુનું અજ્ઞાન સર્પાદિની ઉત્પત્તિનુ કારણ છે, પણ તે કંઈ સર્પાદિકનો નાશ કરનાર નથી, તેમ જ સ્વપ્ન વગેરે અનેક દૃષ્ટાંતો છે.

હવે શબ્દાદિ વિષય એ જ સસાર છે. તે વિષય દુઃખ દેવાવાળા છે, તેથી તેમને કાળ કહેલા છે. તે વિષય અપરોક્ષ આત્મજ્ઞાનીને તથા બ્રહ્મજ્ઞાનને લીધે વિષયલપટને પણ, તેમ જ બ્રહ્માદિક ઈશ્વરોને દુઃખ આપી શકતા નથી. અને આ જ્ઞાનરૂપ મહાકાળ તેં સર્વ દૃશ્યના મિથ્યાત્વનિશ્ચયરૂપ અથવા અભાવનિશ્ચયરૂપ ભક્ષણ કરે છે, તેથી જ્ઞાન જ મહાકાળ છે આગળ જેમ ઇચ્છા હોય તેમ હવે માન. એ પ્રમાણે કહીને કાળ ચૂપ થયો.

## માયા( પ્રકૃતિ )

તે સભામા જગજ્જનની માયા, જેને પ્રધાન, પ્રકૃતિ, અવિદ્યા, અજ્ઞાનશક્તિ પણ કહે છે, તે મૂર્તિ ધારણ કરીને આવી અને કહેવા લાગી. હે પુત્રો ! હુ સત્ત્વ, રજ, તમ, ત્રિગુણાત્મકરૂપ છું. નિત્યસુખ, ચિદ્રૂપ, પ્રત્યક્ આત્માની હુ શક્તિ છુ. હુ આત્માથી ન ભિન્ન છુ, ન અભિન્ન છુ. ન સાવયવ( અવયવવાળી ), ન નિરવયવ( અવયવવિનાની ) છુ, તેમ હુ ઉભયરૂપ પણ નથી. ન હુ સત્ છુ, ન અસત્ છુ, ન ઉભયરૂપ છુ. ( કારણ કે વિરોધી ધર્મ એક જ સ્થાનમા હોઈ શકે નહિ. ) પરતુ હુ અનિર્વચનીય[1] છુ. જુઓ, અગ્નિ વિષે રહેલી દાહક શક્તિ અગ્નિથી ભિન્ન, અભિન્ન તથા ઉભયરૂપ નથી, સ્વપ્નદ્રષ્ટામા નિદ્રારૂપ અવિદ્યાથી ભિન્નાભિન્ન કશુ નથી, પરતુ સાક્ષાત્ સ્વપ્નપ્રપચરૂપ કાર્ય દ્વારા નિદ્રારૂપ અવિદ્યાનુ અનુમાન થાય છે તેમ આ સમજવું, વળી એમ પણ નથી કે સ્વપ્નદ્રષ્ટામાં અવિદ્યા નથી. જો કે તે પ્રત્યક્ષ દેખાતી નથી, તોપણ નિદ્રારૂપ અવિદ્યા વિના સ્વપ્નપ્રપચ થતો નથી. સ્વપ્નપ્રપચનો અનુભવ કરનાર સ્વપ્નદ્રષ્ટા જે ચૈતન્ય વસ્તુ છે, તે જ જાગ્રત અવસ્થાનો અનુભવ કરવાવાળી ચૈતન્ય વસ્તુ હમણા પણ વર્તમાન છે, હાજરાહજૂર છે, પરતુ હમણા જાગ્રતમા સ્વપ્નપ્રપચ નથી. તેથી પ્રમાણિત થાય છે કે સ્વપ્નજગતનું ઉપાદાનકારણ નિદ્રારૂપ અવિદ્યા જ સ્વપ્નપ્રપચની ઉત્પત્તિ, પાલન અને સહારનુ કારણ છે અને સ્વપ્નદ્રષ્ટા તો નિર્વિકાર અસગરૂપ છે જો કે નિદ્રારૂપ અવિદ્યા હમણા પણ છે, તોપણ

---

૧ વાણીથી સમજાવી ન શકાય તેવી

કાર્યરૂપ થવા તત્પર નથી, તો હું જેમ માયા છું, તેને સર્વ જગતની ઉત્પત્તિ, પાલન, સંહારાદિ સર્વ વ્યવહારની નિર્વાહક જાણો અને ચૈતન્ય અસંગ પુરુષને નિર્વિકાર જાણો. હું માયા ચૈતન્યના આભાસને ગ્રહણ કરીને જ જગતની ઉત્પત્તિ આદિ સર્વ વ્યવહાર કરવાને સમર્થ થાઉં છું સ્વતઃ નહિ; કારણ કે સ્વતઃ હું જડ છું. હું માયા અને મારાં આ સર્વ નામરૂપ કાર્યચૈતન્ય-દ્રષ્ટાનાં દશ્ય છે, તેથી તે મિથ્યા મૃગતૃષ્ણાની સમાન કેવળ પ્રતીતિમાત્ર છે. મારું અને મારા કાર્યનું સ્વરૂપ પૃથક્ નથી, હું માયા અનેક પ્રકારના હાવભાવકટાક્ષ કરું છું, તથા મોહિત કરવાવાળાં અનેક વિચિત્ર કાર્યો ઉત્પન્ન કરું છું. સારાંશ કે હુ મારું સર્વ બળ આ મનાદિકના સાક્ષી ચૈતન્યને મોહિત કરવા માટે વાપરું છું. ને મારા બળથી સત્‌ને અસત્, અસત્‌ને સત્, જડને ચૈતન્ય, ચૈતન્યને જડ, સુખને દુઃખ, દુઃખને સુખ, પૂર્ણને અપૂર્ણ, અપૂર્ણને પૂર્ણ, ઇત્યાદિ અનેક રૂપ અવાસ્તવ ઇંદ્રજાળની સમાન કરી બતાવું છું, વાસ્તવમાં નહિ; તોપણ પ્રત્યક્ આત્મા પ્રસન્ન-અપ્રસન્ન નથી થતો. તેને પ્રસન્ન કરવાને વાસ્તે અનેક પ્રકારના શાંતિ આદિ રસ હું ઉત્પન્ન કરું છું, તોપણ નિત્યસુખ, ચિદ્રૂપ, આ સાક્ષી આત્મા, મારાં ચરિત્રોનો (ઉપરઉપરથી) દ્રષ્ટા જ રહે છે; કદાચિત્ પણ તે સાક્ષી આત્મા હર્ષશોકને પ્રાપ્ત થતો નથી. જુઓ ઇંદ્રજાલી પુરુષ પોતાની માયા દ્વારા રચેલા અનેક સુંદર-અસુંદર પદાર્થોથી પોતે હર્ષશોક પામતો નથી, બીજા તે પામે છે.

જુઓ મારી અવસ્થા! હું નવયૌવનવતી છું, અત્યંત સુંદરરૂપ છું, પતિવ્રતા છું; કારણ કે અનંત, ચિત્, સત્‌સ્વરૂપ પ્રત્યક્ આત્મા (મારા સ્વામી)થી ભિન્ન નામરૂપપ્રપચ મારા કાર્યરૂપ એટલે બાલબચ્ચાં છે. શેષ એક ચૈતન્ય જ મારો પતિ છે. પરંતુ તે પતિ હું સ્રીને કદાચિત્ પણ સ્પર્શ કરતા નથી. હું જે લીલા રચું છું તેની પહેલાંથી જ સ્થિર રહીને તે મારા તથા મારી લીલાના દ્રષ્ટા થઈ રહે છે. હું ક્ષણમાત્ર પણ તેનાથી ભિન્નતા કરી શકતી નથી.

હે પુત્રો! સર્વ નામરૂપ તમારા ચૈતન્ય પિતા છે અને હું માયા તમારી માતા છું. તેથી તમને યોગ્ય છે કે તમે તમારાં માતાપિતાના સમ્યક્ સ્વરૂપને જાણો. જે પુત્ર પોતાનાં માતાપિતાના સમ્યક્ સ્વરૂપને યથાર્થ રીતે નથી જાણતો, તે પુત્ર નાલાયક છે. અર્થાત્ દ્રષ્ટાદશ્યનું સમ્યક્ સ્વરૂપ જાણવું, એ જ કલ્યાણનો હેતુ છે. વર્તમાન સાક્ષાત્ માતાપિતાના પુત્રને કોઈ અધિકારી પૂછે કે તમે તમારાં માતાપિતાને

જાણો છો અને જો તે કહે હું સમ્યક્ જાણું છું, તો તેની ઉત્તમતા સિદ્ધ થાય છે. પણ જો તે કહે કે હું નથી જાણતો, તો તેની નીચતા સિદ્ધ થાય છે. તે જ પ્રમાણે જે દશ્યદ્રષ્ટારૂપ માતાપિતાને જાણે છે, તે ઉત્તમ છે; જે નથી જાણતો, તે નીચ છે. તેથી પોતાની નીચતાને દૂર કરવા માટે પોતાનાં માતાપિતાને સમ્યક્ જાણો.

વ્યાસે કહ્યું : હે માતેશ્વરી! તું જ યથાર્થ વક્તા છે અને તું તારું પોતાનું તથા પોતાના પતિનુ સમ્યક્ સ્વરૂપ કહે.

માયા કહે: હે પુત્રો! હું સર્વની જનની માયાનુ તેમ જ નામરૂપ આકાશાદિ પ્રપંચરૂપ મારાં બાલબચ્ચાનુ અસત્, જડ, દુઃખરૂપ અને પરિચ્છિન્ન સ્વરૂપ જાણવું અન્યથા નહિ. તાત્પર્ય કે જે સ્વરૂપે છે નહિ અને જે અધિષ્ઠાનના અજ્ઞાનથી પ્રતીત થાય છે, તે પોતાના કાર્ય સહિત માયાનુ સ્વરૂપ છે, તે સ્વપ્નવત્ અને મૃગતૃષ્ણાના જળવત્ છે. તેજ પ્રમાણે સત્, ચિદ્, આનંદસ્વરૂપ બ્રહ્મ સાક્ષી આત્મા( મારા પતિ અને તમારા પિતા )નુ સમ્યક્ સ્વરૂપ જાણવું અન્યથા નહિ. આશય કે પોતાને સર્વ દશ્યનો દ્રષ્ટા જાણવો. માયાથી લઈને દેહ પર્યંત પોતાનુ દશ્ય જાણવુ. દ્રષ્ટા સ્વભાવથી જ બંધમોક્ષથી રહિત છે, કારણ કે તે બંધમોક્ષનો પણ દ્રષ્ટા છે. તેથી કરીને બંધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ વાસ્તે પ્રયત્ન તો ભ્રમસિદ્ધ છે, સમ્યક્ નથી. આટલુ કહીને માયા ચાલી ગઈ.

## કશ્યપઋષિ

(દેવતા-દૈત્યની ઉત્પત્તિ, સુર-અસુર લડાઈ, સ્વર્ગ-નરક, બંધ-મોક્ષ તથા મનોનાશનું વર્ણન)

કશ્યપઋષિ આવ્યા અને કહેવા લાગ્યા : હે સભાસદ જનો! દૈવી-આસુરી ગુણદોષરૂપ જે દેવતા-દૈત્ય છે, તે હુ કશ્યપ એટલે ચૈતન્યથી જ ઉત્પન્ન થાય છે અને મારામાં જ લય પામે છે, પરંતુ હું ચૈતન્ય નિર્વિકાર જ રહું છું. જેમ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નપ્રપંચને ઉત્પન્ન કરતા છતાં નિર્વિકાર છે અને જેમ અંધારું, વરસાદ આદિ ઉત્પન્ન અને લય થતા છતાં આકાશ નિર્વિકાર છે તેમ આ છે. તેથી હું ચૈતન્ય જ સર્વાધિષ્ઠાન છું. હું ચૈતન્યને તમારું પોતાનુ સ્વરૂપ જાણો. તો જ તમે કાળના ભયથી છૂટશો અન્યથા નહિ.

અથવા તો મનને કશ્યપ જાણો. પ્રવૃત્તિનિવૃત્તિ એ મનરૂપ કશ્યપની દિતિઅદિતિ બે સ્ત્રીઓ જાણો. તેનાથી દૈવી-આસુરી ગુણરૂપ

દેવતા અને દૈત્ય ઉત્પન્ન થયા જાણો. હવે જેના શરીરમાં દૈવી ગુણ અધિક છે, તે શરીરને સ્વર્ગવત્ જાણો અને જેના શરીરમાં આસુરી-ગુણ અધિક છે તે શરીરને પાતાળવત્ જાણો. અથવા તો આ એક જ શરીરને સ્વર્ગપાતાળરૂપ સમજો; તેથી જ્યારે આ જ શરીરમાં અમાનિત્વ અને અહિંસાદિ દૈવી ગુણરૂપ દેવતાઓની અધિકતા તથા બલિષ્ઠતા થાય છે, ક્રોધાદિક દૈત્યોની નિર્બળતા તથા ન્યૂનતા થાય છે, ત્યારે આ શરીર સ્વર્ગરૂપ જાણવું; અને જ્યારે આ જ શરીરમાં કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, દંભાદિક આસુરી ગુણોરૂપ દૈત્યોની અધિકતા, બલિષ્ઠતા થાય છે અને અમાનિત્વ, અહિંસા, બ્રહ્મચર્યાદિ દૈવી ગુણરૂપ દેવતાઓની ન્યૂનતા તથા નિર્બળતા થાય છે, ત્યારે આ શરીરને પાતાળરૂપ અથવા નરકરૂપ જાણવું. પછી જ્યારે દૈવી-આસુરી ગુણરૂપ દેવતા-દૈત્ય આ શરીરમાં સમ રહે, ત્યારે આ શરીરને ભૂમિલોક જાણવું.

હે સાધુ! પૂર્વોક્ત આ શરીરમાં દૈવી-આસુરી ગુણરૂપ દેવતા-દૈત્યોની અનેક લડાઈ થતી રહે છે તથા સર્વદા વિરોધ રહે છે. જ્યારે કોઈ પ્રસંગે દૈવી ગુણરૂપ દેવતાઓ બળવાન થઈ જાય છે, ત્યારે શરીરરૂપ સ્વર્ગમાં આ જીવરૂપ ઇંદ્ર પરમ શોભાને કરે છે અને આસુરી ગુણરૂપ દૈત્ય શોભારહિત થઈને મલિન ભાવને પામે છે. જ્યારે આસુરી ગુણરૂપ દૈત્ય બળવાન થઈ જાય છે, ત્યારે આ શરીરરૂપ પાતાળ વિષે દૈત્ય શોભાયમાન થાય છે અને દેવતા શોભારહિત થાય છે.

હે વિદ્વાન લોકો! આ દૈવી-આસુરી બંને ગુણો આ જીવના બંધનના હેતુરૂપ છે. જુઓ સુવર્ણની બેડી અને લોખંડની બેડી બન્ને બંધનનાં હેતુરૂપ છે. આ સર્વ દૈવી-આસુરી મનના ધર્મ અથવા બાલબચ્ચાં છે; પ્રત્યક્ સાક્ષી આત્માના આ ધર્મ નથી. મન અનિત્ય છે; કારણકે સુષુપ્તિમા પોતાનાં બાલબચ્ચાં સહિત તેનો અભાવ થઈ જાય છે અને ફરી જાગ્રત્ સ્વપ્નમાં તે પોતાનાં બાલબચ્ચાં સહિત તે ઉત્પન્ન થાય છે. તે એકરસ રહેતું નથી, તેથી તે અનિત્ય છે. જ્યારે આ પુરુષ મનનો નાશ કરે છે, ત્યારે સર્વ બંધનોથી છૂટી જાય છે.

મન બીજા કોઈ ઉપાય વડે નાશ પામતું નથી. નિત્ય સુખ, ચૈતન્યરૂપ આત્માથી આ સ્ફુરણરૂપ મન ઉત્પન્ન થયુ છે, તેનાં નાખ-વાથી જ તેનો નાશ થાય છે. સારાશ એ જ કે, સૂર્યનાં કિરણ સૂર્યરૂપ છે, મણિની પ્રભા મણિરૂપ છે, તે જ પ્રમાણે ચૈતન્યરૂપ સૂર્ય-મણિનાં મનરૂપ કિરણો તેની પ્રભા છે તે તેનાથી પૃથક્ નથી. એ જાણવું એ જ મનનો નાશ છે. ઘટ તથા ભૂષણને મૃત્તિકારૂપ અને સુવર્ણરૂપ જાણવાં

એ જ ઘટનો તથા ભૂષણનો નાશ છે. કોલસો કોઈ પણ ઉપાયથી સફેદ નથી થતો, પરંતુ જેના વિયોગથી તે કાળો થયો છે, તેમાં તેને નાખવાથી તેની કાળાશ મટી જાય છે, અન્યથા તે મટતી નથી. સારાંશ કે મનને મિથ્યા જાણવું તે જ મનનો નાશ છે. 'પોતાના સહિત સર્વને ગોવિંદ જાણો' એ જ મુમુક્ષુઓને પરમ ઉપદેશ છે, અન્ય નહિ.

પૂર્વોક્ત દૈવી ગુણોથી જે પુરુષ સંયુક્ત છે તે દેવતા છે અને પૂર્વોક્ત આસુરી ગુણોથી જે પુરુષ સંયુક્ત છે તે દૈત્ય છે. બંને આ ભૂલોકમાં જ રહે છે. તેમનો પરસ્પર વિરોધ હમેશાં બન્યો રહે છે; કારણ કે સાચા પુરુષની અને જૂઠા પુરુષની એકતા શી રીતે બને? ન જ બને. આ ને એવાં અનેક દૃષ્ટાંતો પોતાની બુદ્ધિથી જાણી લેવાં.

મનુષ્યોમાં પણ દેવતા–દૈત્ય બન્ને સંજ્ઞા છે. ધર્માત્મા રાજા ઇંદ્ર છે; અધર્માત્મા રાજા જ દૈત્યરાજ છે.

એટલુ કહી કશ્યપઋષિ ચૂપ થયા.

## મનુ

પછી મનુ ભગવાન આવ્યા અને બોલ્યા : હે સાધુ! આ જગત મનોમાત્ર છે. મન જેવો સંકલ્પ દૃઢ કરે છે, તેવું જ તે ભાસે છે. જો દેહ સહિત જગત સત્ છે એવો સંકલ્પ કરે છે, તો સત્ ભાસે છે. અસત્‌સંકલ્પ દૃઢ કરે છે, તો અસત્ ભાસે છે. જુઓ એક જ સ્ત્રીમાં અનેક પુરુષોના અનેક સંકલ્પ હોય છે અને તે પુરુષોને એક જ સ્ત્રી પોતપોતાના સંકલ્પ અનુસાર અનેકરૂપે પ્રતીત થાય છે, 'હું દેહ નથી પરંતુ હું પ્રત્યક્ સાક્ષી આત્મા છું,' એ જ નિરંતર દૃઢ સંકલ્પ કરે, તો સમય જતાં તેવા જ થઈ જવાશે.

## સૃષ્ટિ–ઉત્પત્તિ

મનુએ કહ્યું : હે સભાસદો! ચૂના–માટીથી આ સંસાર કોઈએ બનાવ્યો નથી, તેમ જ બની શકતો નથી. કેવળ સમષ્ટિ અથવા વ્યષ્ટિ મનના સ્ફુરણથી તે થયો છે. જ્યાં લગી સ્ફુરણ છે, ત્યાં લગી જ જગત છે. જ્યારે સ્ફુરણા નથી હોતી, ત્યારે સુષુપ્તિ આદિમાં જગત પણ હોતું નથી. આપણો સત્, ચિદ્, આનંદરૂપ પ્રત્યક્ આત્મા, એકરસ, વિકારશૂન્ય છે. મનવાણીને ગોચર અન્ય સર્વ પદાર્થ એકરસ નથી. સ્વપ્નનો પ્રપંચ જેમ કેવળ મનોમાત્ર છે, એકરસ નથી અને સ્વપ્નદ્રષ્ટા એકરસ અર્થાત્ એકરૂપ છે, તે તને જાગ્રત્ સ્વપ્ન સુષુપ્ત્યાદિ સર્વ પદાર્થ, પરસ્પર વ્યભિચારી છે. એક આત્મા જ અવ્યભિચારી છે. આત્મા

વ્યભિચારી નથી.

યમકિંકરે કહ્યું: હે મનુ! શાસ્ત્રમાં લખ્યુ છે કે મનુ અને શતરૂપાથી સૃષ્ટિ થઈ છે, તો તે શી રીતે છે?

મનુએ કહ્યું: હે સાધુ! મનુ નામ ચૈતન્ય પુરુષનું છે અને શતરૂપા નામ પ્રકૃતિનું છે. તે પ્રકૃતિપુરુષના સંયોગથી આ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. નહિ તો મનુ–શતરૂપા ક્યાંથી ઉત્પન્ન થયાં? જો કહો કે બ્રહ્માથી, તો બ્રહ્મા ક્યાંથી ઉત્પન્ન થયા? જો કહો કે બ્રહ્મા વિષ્ણુથી, તો વિષ્ણુની વ્યક્તિ કોનાથી થઈ? જુઓ તરંગમાંથી તરંગ ઉત્પન્ન થતો નથી, પરંતુ જળમાંથી જ તરંગાદિક થાય છે; વળી સ્વપ્નદ્રષ્ટાના અને નિદ્રારૂપ અવિદ્યાના સંયોગથી જ સ્વપ્નસૃષ્ટિ ઉત્પન્ન થાય છે, અન્ય હેતુથી નહિ. સ્વપ્નસૃષ્ટિથી સ્વપ્નસૃષ્ટિ ક્યાય ઉત્પન્ન થતી નથી; તે જ પ્રમાણે ચૈતન્યથી જ સર્વની ઉત્પત્તિ થાય છે અને એ ચૈતન્ય પુરુષ જ તમારો, અમારો અને સર્વ જગતનો સાક્ષી આત્માસ્વરૂપ છે. આમ કહીને મનુ ચૂપ થયા.

## પરમાત્મા

એટલામાં સર્વ જગતના સ્વામી પરમાત્મા મુમુક્ષુઓને નિઃસંદેહ અપરોક્ષ, પોતાના સ્વરૂપનો બોધ કરવાને વાસ્તે દિવ્યમૂર્તિને ધારણ કરીને તે સભામા આવ્યા. સર્વ સભા ઊઠીને ઊભી થઈ અને સર્વ દંડવત્ પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા: હે પરમેશ્વર! સર્વરૂપ તમે જ છો અને અસર્વરૂપ પણ તમે જ છો. સર્વ જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરવા છતાં પણ આપ નિર્વિકાર છો તથા આકાશની સમાન અસંગ છો. સ્વપ્નદ્રષ્ટાવત્ કર્તા છતા આપ અકર્તા છો. હે ભગવન્! અમે સર્વ અધિકારીઓને આપ યથાયોગ્ય ઉપદેશ કરો. આપ એમ કહો કે 'મારી યથાર્થ વેદરૂપ વાણી સર્વ અધિકારીઓને ઉપદેશરૂપે પ્રસિદ્ધ છે, હવે નવીન હુ શું કહુ?' તોપણ તે જ વેદરૂપ ઉપદેશ પુનઃ અમો અધિકારીઓને કરવો યોગ્ય છે; કારણ કે આપનો આ સભામા ઉપદેશ સર્વના કલ્યાણના કારણરૂપ થશે. અમને પૂછો તો અમે આજ કૃતકૃત્ય થયા છીએ, કારણ કે જેની પ્રાપ્તિને વાસ્તે વેદ કર્મ, ઉપાસના અને જ્ઞાનકાંડરૂપ સાધન કહે છે, તે આપ અમને અપરોક્ષ પ્રાપ્ત થયા છો. તેથી અમારે હવે કરવાનુ કાંઈ રહ્યું નથી; પરંતુ અન્ય અધિકારીઓને આપના સમ્યક્ અપરોક્ષસ્વરૂપનો ઉપદેશ કરો.

પરમેશ્વર કહેવા લાગ્યા: હે અધિકારી જનો! હું સત્, ચિદ્,

આનંદસ્વરૂપ પરમાત્મા દેશ, કાળ, વસ્તુભેદથી રહિત છું, પરિપૂર્ણ છું. બ્રહ્માથી લઈ ને કીડી પર્યંત સર્વના હૃદય વિષે હું મનાદિકના સાક્ષી-રૂપે, નિત્યપ્રાપ્ત, અપરોક્ષ રહ્યો છું. નિત્યપ્રાપ્ત હું સાક્ષી આત્માની પ્રાપ્તિને વાસ્તે જે યત્ન થાય છે, તે શ્રમ છે.

## સંસારઉત્પત્તિનું (વેદાદિમાં) કથન કરવાનો આશય

હે અધિકારી જનો! હું પરમાત્માએ જે ત્રિકાંડરૂપ વેદ રચ્યા છે, તે સંસારરૂપ ભ્રમની નિવૃત્તિ માટે છે. સંસારની અનેક પ્રકારની રચના વિષે મારું કોઈ તાત્પર્ય નથી. વેદ વિષે સૃષ્ટિનો અધ્યારોપ કરી પુનઃ તેનો અપવાદ(બાધ) કર્યો છે. જો સંસારની રચનામા જ તાત્પર્ય હોત, તો વેદ તેનો ફરી અપવાદ ન કરત. તેથી જે પરમાત્મામાંથી આ ભૂત-ભૌતિક સૃષ્ટિ થઈ છે અને પુનઃ જેમાં તે લીન થાય છે, તે પરમાત્મા તમારું સ્વરૂપ છે.

કોઈ તરંગને ઉપદેશ કરે કે હે તરંગ! તારી સાથે આ તરંગ, બુદ્બુદ, ફેનાદિ જેનાથી ઉત્પન્ન થાય છે અને પુનઃ જેમાં લીન થાય છે તે તમારું સ્વરૂપ છે. કોઈ સ્વપ્ન જીવને ઉપદેશ કરે કે હે જીવ! તારા સહ આ સ્વપ્નપ્રપંચ જે સ્વપ્નદ્રષ્ટા ચૈતન્યથી ઉત્પન્ન થાય છે અને પુનઃ જેમાં લીન થાય છે, તે સ્વપ્નદ્રષ્ટા જ તમારું સ્વરૂપ છે. તેમાં સ્વપ્નપ્રપંચ તથા તરંગાદિની ઉત્પત્તિ અને લીનતાના કથનનું વેદા-ચાર્યોનું કંઈ તાત્પર્ય નથી; પરંતુ જળ અને સ્વપ્નાદિ(નિર્વિકાર નિર્વિકલ્પ)ના બોધમા જ તેનું તાત્પર્ય છે. જો તરગાદિકોની સૃષ્ટિના કથનમાં તાત્પર્ય નથી, તો સંસાર અને સંસારના પદાર્થોના કથનમા જીવને તથા વેદને શો લાભ છે? ઊલટું સંસારકથનમા દુઃખની પ્રાપ્તિરૂપ શ્રમ જ ફળરૂપ છે. તેથી બધરૂપ સંસારભ્રમની નિવૃત્તિ અને સત્ચિદ્આનદ મોક્ષરૂપ બ્રહ્મની પ્રાપ્તિઓમાં જ વેદનું તાત્પર્ય છે.

## વેદમાં ત્રિકાંડકથનનો આશય

આગળ જે શુદ્ધ તાત્પર્ય કહ્યું છે, તેનાથી જેઓ અજ્ઞાત છે, તેવા ભ્રમી પુરુષોનો ભ્રમ દૂર કરવાને વાસ્તે વેદમાં કર્મ, ઉપાસના અને જ્ઞાનનું કથન કરેલુ છે, કઈ બધમોક્ષ યથાર્થ છે એ અભિપ્રાયથી તે કથન કરેલુ નથી. હે અધિકારી જનો! જેમ મહાકાશ જ ઘટઉપાધિથી ઘટાકાશ સજ્ઞાને પામે છે, તેમ હું પરમાત્મા જ દેહરૂપ ઉપાધિથી સાક્ષી આત્માની સંજ્ઞાને પ્રાપ્ત થયો છું. જેમ એક જ આકાશ બ્રહ્મ-લોકાદિકમાં તથા બ્રહ્મલોકનિવાસી પુરુષાદિકમાં તેમ જ આ ભૂમિમાં

અંતરબહાર વ્યાપક એકરસ છે, તેમ હું સત્, ચિદ્, આનંદરૂપ પરમાત્મા સર્વના હૃદયદેશમાં મનાદિકોના સાક્ષીરૂપે રહ્યો છું.

## પરમાત્મા કયાં રહે છે?

હે અધિકારી જનો! 'બુદ્ધિ આદિના પ્રકાશક આ આત્મા પરમાત્મારૂપ નથી અને પરમાત્મા તો બ્રહ્મલોક, વૈકુંઠાદિક લોકમાં રહે છે.' એવો સંશય ન ધરશો. હું પરમાત્મા તમારા પ્રત્યક્ આત્મસ્વરૂપ છું, તેથી જ પૂર્ણ છું. જો હું પરમાત્માને એવા નહિ માનો, તો જે પદાર્થ દેશકાળવસ્તુના ભેદવાળા છે, તે અનિત્ય છે અને અનિત્યને જાણવાથી અનિત્ય ફળ જ મળશે. તેથી કરીને જે હું પરમાત્માને પોતાના પ્રત્યક્ આત્માથી પૃથક્રૂપે જાણશે તેણે એમ સમજવું કે તેણે મારા ખંડ-ખંડ કર્યા છે અને તે અસત્માં સત્બુદ્ધિનો ભ્રમ પામ્યો છે. તેથી ભૂલથી પણ તમે કોઈ મને તમારા પ્રત્યક્ આત્માથી ભિન્ન ન જાણશો.

## પરમાત્મા કયાં મળશે?

વિદ્વાન પુરુષોની સાથે મળીને તમે નિરહંકારપણે આત્મા-અનાત્માનો વિચારરૂપી ઉપાય કરશો, તો ચોક્કસ તમને તમારા અંતરમાં સમ્યક્ અપરોક્ષસ્વરૂપ હું પરમાત્માનાં દર્શન થશે. દર્શન એટલે મને નિઃસંશય સાક્ષી આત્મારૂપે જાણશો. કોઈ બહારની હઠક્રિયા અથવા અંતરની હઠક્રિયાથી અથવા અભિમાનથી મને શોધશો, તો લાખો વર્ષ સુધી હું નહિ મળું; જુઓ, કંઠમાં રહેલી માળા બહાર કદી પણ મળતી નથી.

## કર્મ, ઉપાસના અને જ્ઞાનકાંડનું શું ફળ છે?

હે અધિકારી જનો! કર્મકાંડ અંતઃકરણની નિર્મળતાને અર્થે છે. નિર્ગુણ અથવા સગુણ ઉપાસના અંતઃકરણની નિશ્ચળતા માટે છે. જ્ઞાનકાંડ અજ્ઞાનરૂપ આવરણની નિવૃત્તિ માટે છે. જ્યારે હું પરમાત્મા સમ્યક્ પોતાનું સ્વરૂપ જણાય, ત્યારે કૃતકૃત્ય થવાય. એથી આગળ જાણવાનું કંઈ નથી. વેદ સહિત સર્વ સંસારને સ્વપ્નવત્ જાણવો. જે એથી વિશેષ કર્તવ્ય માને છે તે ભ્રમમાં પડેલો છે.

## પરમાત્મા પૂર્ણ છે

હે અધિકારી જનો! હું સત્, ચિદ્, આનંદરૂપ બ્રહ્માત્મા છું તેની ભેદઉપાસના બેશક કરો; પરંતુ હું પૂર્ણ છું તેને અપૂર્ણ ન કરો. જે કંઈ અપૂર્ણ છે તે અનિત્ય છે. તમારા પ્રત્યક્ આત્માથી ભિન્ન

મને કદી ન માનો; કારણ કે આત્માથી ભિન્ન અનાત્મા હોય છે. તેથી આત્માથી મને ભિન્ન માનશો, તો હું પરમાત્મામાં અનાત્મપણું સિદ્ધ થશે અને બીજી પરિચ્છિન્નતા આવશે. હું સત્, ચિદ્, આનંદરૂપ પરમાત્માથી પ્રત્યક્ આત્માને ભિન્ન માનશો, તો તે પ્રત્યક્ આત્મામાં અસત્ જડ દુઃખરૂપતા સિદ્ધ થશે. પ્રત્યક્ આત્માની અસત્ જડ દુઃખરૂપતા કોઈને ઈષ્ટ પણ નથી અને અનુભવશાસ્ત્રથી પણ પ્રત્યક્ આત્માની અસત્ જડ દુઃખરૂપતા જણાતી નથી. તેથી હું બ્રહ્માત્માના સ્વરૂપને સમ્યક્ જાણો, અસમ્યક્ ન જાણશો; કારણ કે સમ્યક્રૂપ જાણવાથી જ લાભ છે, અન્યથા નથી.

## પરમાત્માનું સ્વરૂપ

હે વિદ્વાન પુરુષો! જો હું ચૈતન્ય આત્મા તમારા અંતરનો પ્રકાશક ન હોઉં, તો મનાદિ જડ પદાર્થોની સર્વ ચેષ્ટાઓ કેવી રીતે જાણી શકાય? કારણ કે જડને સ્વ-પરનું જ્ઞાન હોતું નથી. વળી પરમાત્મા કોઈ દેશમાં કચેરી જમાવીને બેઠા નથી. હે અધિકારી જનો! આ નામરૂપ સંસારરૂપી જડ પૂતળીને મેં, ચૈતન્યદેવે રચી છે અને હું જ તેમાં પ્રવેશ કરી તેની વિવિધ ચેષ્ટાઓ કરું છું; કારણ હું પરમાત્માથી ભિન્ન કોઈ ચૈતન્ય છે નહિ અને સ્વતઃસિદ્ધ જડની ચેષ્ટા હોતી નથી. તેથી એ વિચારવું જોઈએ કે આ મનાદિ જડસંઘાતને જે ચેષ્ટા કરાવે છે તથા તે ચેષ્ટાનો જે પ્રકાશક છે, તે જ ઈશ્વરનું સ્વરૂપ છે. સુષુપ્તિકાળમાં જે કેવળ અજ્ઞાનનો દ્રષ્ટા છે અને જાગ્રત સ્વપ્નમાં જે અજ્ઞાન સહિત અજ્ઞાનના કાર્યનો દ્રષ્ટા છે, તે જ ઈશ્વરનું સ્વરૂપ છે. જે પ્રિય, મોદ, પ્રમોદવૃત્તિઓના ભાવાભાવનો અનુભવ કરવાવાળો છે તથા સાત્ત્વિકી, રાજસી ને તામસી મનના સ્વભાવને જાણવાવાળો છે, તેમ જ સમાધિ આદિથી થતા સુખનો તથા વિક્ષેપથી થતા દુઃખનો જે અંતર અનુભવ કરવાવાળો છે અને જે બીજા કોઈના અનુભવમાં આવતો નથી, તે જ ઈશ્વરનું સ્વરૂપ છે. જેના વડે ધ્યાતા, ધ્યાન, ધ્યેય; જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય; પ્રમાતા, પ્રમાણ, પ્રમેય; દ્રષ્ટા, દર્શન, દૃશ્ય આદિ અનેક ત્રિપુટીઓ અંતરબહાર નિરંતર સિદ્ધ થાય છે, તે ઈશ્વરનું સ્વરૂપ છે. જ્ઞાન અજ્ઞાન બંધ-મોક્ષ છે. ઉપાદેય આદિ મનની કલ્પનાનો તથા મનાદિકનો જે દ્રષ્ટા છે, તે પરમાત્માનું સ્વરૂપ છે.

## સ્વરૂપ કેવી રીતે પ્રાપ્ત થાય?

હે વિદ્વાન લોકો! પૂર્વોક્ત ઈશ્વર જ તમારું સ્વરૂપ છે, એ હું

સત્ય કહું છું. બ્રહ્મચર્યાદિ નનોપૂર્વક સત્સંગમા રહી નિરંતર આત્મ-વિચાર (શ્રદ્ધાપૂર્વક) કરશો, તો પોતાના સ્વરૂપને સમ્યક્, અપરોક્ષ, અનુભવશો. જે મનવાણીને ગોચર વસ્તુ છે, તે બ્રહ્માત્માનું સ્વરૂપ નથી, પરંતુ તે દૃશ્યનું સ્વરૂપ છે. જે મનવાણીથી અતીત છે અને મનવાણી સહિત મનવાણીની કલ્પનાનું જે સદા પરિમાણ કરે છે, તે બ્રહ્માત્માનું સ્વરૂપ છે. મન દેશદેશાંતરમાં જાય છે, પુનઃ પાછુ આવે છે, આવીને પુનઃ બીજા કાર્યમાં જોડાય છે અને કદી શુભાશુભની કલ્પના કરે છે. મનના આ સર્વ વ્યવહાર જેનાથી જાણ્યા જાય છે, તે તમારું સ્વરૂપ છે.

## સ્વરૂપના અપરોક્ષ અનુભવ માટે કર્તવ્ય

હે સાધુ! પોતાના સ્વરૂપને અપરોક્ષ કરવા સારુ પ્રથમ અંતઃકરણની શુદ્ધિ માટે નિષ્કામ કર્મ કરજો. અંતઃકરણની નિશ્ચળતા વાસ્તે સગુણ અથવા નિર્ગુણ અથવા અન્ય કોઈ વેદરીતિ અનુસાર શુદ્ધ ઉપાસના કરજો. આ દોષોને દૂર કર્યા પછી જ્ઞાનમાર્ગમાં પડવું. પૂર્વજન્મમાં કરેલી કર્મઉપાસનાથી જો અંતઃકરણમાં પૂર્વોક્ત દોષ ન જણાય, તો પ્રથમ જ જ્ઞાનમાં પ્રવૃત્તિ કરવી અને વાસનાને ત્યાગવી. આ પ્રકારે સર્વ અધિકારીઓને ઉપદેશ કરીને પરમાત્મા અંતર્ધાન થઈ ગયા.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! ચૈતન્યસ્વરૂપ આપણા આત્માથી પૃથક્ દેહાદિકમાં આત્મબુદ્ધિ થવી, એ જ અહંકારરૂપ વાસનાનું સ્વરૂપ છે એમ પરમાત્માએ કહ્યું છે; કારણ કે જેમ બીજથી વૃક્ષ પ્રસરે છે તેમ અહંકારથી જ આગળ સુખદુ-ખરૂપ સંસાર પ્રસરે છે.

મૈત્રેયે કહ્યું: અહંકાર એ સંસારસમુદ્રનું મૂળ અર્થાત્ બીજ છે. એનું હું અસંગ ચૈતન્યને શું પ્રયોજન છે? વૃક્ષનું બીજ પૃથ્વીમાં છે, તો આકાશને તેનું શું પ્રયોજન છે? વળી અહંકાર પણ મારો જ કરેલો છે, ત્યાગવો પણ મારે જ છે. પાર પણ મારે જ થવું છે. ભ્રમથી આ બંધમોક્ષ પણ મેં જ માન્યા છે. અને વિચાર વડે એ બંધ મોક્ષને મારે જ છોડવા છે, તો બીજા કોઈનું શું કામ છે? આપ જ આપ છું.

## સંસારસાગરથી પાર ઊતરવાની નૌકા

પરાશરે કહ્યું: હે મૈત્રેય! જો તું સંસારસમુદ્રને પાર કરવા ઇચ્છતો હોય, તો આત્મવિચારરૂપી નૌકા બનાવ એટલે વિનાયત્ને પાર

થઈ જવાય. વિચાર એ જ કરવાના છે કે જે અણુવચાર્યો મિથ્યા પરિચ્છિન્ન અહંકાર છે, તેનો ત્યાગ કરવો. પછી જો કે સંસારસમુદ્ર ક્યાં છે, કે તેનાથી પાર થવાનું છે. આપ મૂવે જગતપ્રલય છે. હે મૈત્રેય! તેં કદી ચાહનાથી રહિત સ્વરૂપને ન જાણ્યું! તેં એ જ દઢ કર્યું કે કંઈ પણ લેવું, ગ્રહણ કરવું, કઈકનો ત્યાગ કરવો! જો કોઈ તને ધનની ઉત્પત્તિની વાત કરે, તો તારા મન, ઇંદ્રિય અને પ્રાણ તેના રૂપ થઈ જાય છે, સ્વરૂપચિંતનમા તું આળસ કરે છે; પણ કહે તું કોણ છે?

મૈત્રેય કહે: હું ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ છું.

પરાશર કહે: તું જીવત્વના અહંકારમાં મિથ્યા બંધાયેલો છે; પછી હું 'ચૈતન્યરૂપ બ્રહ્મ છું' એ શી રીતે જાણી શકાય?

મૈત્રેય કહે: જાણી શકાય કે ન જાણી શકાય, મને મારા પોતાના નિશ્ચયનું ફળ મળવાનુ છે. પરંતુ તમે ઠીક કહ્યું. બ્રહ્મ પૂર્ણને કહે છે. જો હું બ્રહ્મ ચૈતન્ય છું, તો જીવત્વ, મિથ્યા અહંકાર અને બંધમાં પણ હું વ્યાપક છું. ત્યારે જ તેની સિદ્ધિ થાય છે. જો હું પૂર્ણ નહિ હોઉં, તો તેની સિદ્ધિ શી રીતે થાય?

પરાશર કહે: હે અભાગી! તને કાળનો ભય નથી? આ સર્વ દેવતા, ઋષિ, મનુષ્ય કાળના ભયમાં છે.

મૈત્રેય કહે: જો હું દશ્યના અંતરણહાર અસ્તિભાતિપ્રિયરૂપ સર્વાત્મા છું, તો કાળનો પણ હુ જ આત્મા છું. પોતાના આત્માથી કોઈને ભય થતો નથી. અથવા પોતાના આત્માને કોઈ પણ ભય આપતું નથી. ભય દ્વૈતથી થાય છે. હું આત્મા અદ્વૈત છું. ભયઅભય સર્વ ચિદ્રૂપ છે. વર્તમાનમાં અને સ્વરૂપે હુ અસગ ચૈતન્ય સાક્ષી આત્મા છુ, તેનુ રોમમાત્ર પણ કાળ છેદી શકતો નથી; તો પછી તે ભય શું આપશે? હા, જો હુ ચૈતન્ય અનંગ છતાં ભ્રમથી સંગી, દશ્યરૂપ થઈ જાઉં, તો કાળ બેશક ભય આપશે; પરંતુ હું કાલાદિક દશ્યનો દ્રષ્ટા અને અસંગ ચૈતન્ય છુ. હુ કદી પણ સંગી અથવા દશ્યરૂપ થતો નથી. તેથી વિચારી જુઓ, કે હું અસંગ ચૈતન્ય કાળનો ભય શી રીતે ધરું? સ્વભાવથી જ જે જેનુ સ્વરૂપ છે, તે કશાથી પણ અન્યથા નથી થઈ શકતું. જુઓ, અગ્નિનો સ્વભાવ કોઈ પણ પ્રકારે અન્યથા નથી થઈ શકતો. વળી જુઓ, સ્વભાવથી અસગી એવા આકાશને કોઈ પણ પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા તેનાં કાર્ય, દેશ, કાળ, અંધારું આદિ પદાર્થ સંગી બનાવી શકતાં નથી કે ભયને આપી

શકતાં નથી. હે પરાશર! હું ભયથી રહિત છું. ઊલટાં કાલાદિક દશ્ય હું ચૈતન્યથી ભય ધરે છે. કાળનો પણ એ જ નિયમ છે–' ભગવાન મનવાણીને ગોચર દશ્ય વસ્તુનું જ ભક્ષણ કરવું.' તો પછી મન વાણીથી અગોચર આત્માનું અસંગ શી રીતે ભક્ષણ કરશે? કદાચિત પણ નહિ કરે.

પરાશર કહે: હવે હું તને પરબ્રહ્મ કહીશ.

મૈત્રેય કહે: તમારી કલ્પના છે. ગમે તે નામ રાખો. હું ચૈતન્ય નામરૂપથી અને પરઅપરથી પર છું.

પરાશર કહે: એવું ન કહે. પોતે નામરૂપમાં ફસી પડ્યો છે અને કહે છે, હુ નામરૂપથી પર છું.

મૈત્રેય કહે: ઠીક છે. જેમ મૃત્તિકા (ઘટાદિકના સ્વરૂપ હોવાથી) સર્વ નામરૂપમાં ફસી પડે છે, તે પ્રમાણે હું નિત્યસુખ, પ્રકાશસ્વરૂપ આત્મા (સર્વ નામરૂપનુ સ્વરૂપ હોવાથી) સર્વ નામરૂપપ્રપંચમાં ફસી પડ્યો છું.

પરાશર કહે: તું ઇંદ્રિયોના પાલનમાં તત્પર છે અને વાત અતત્પરતાની કરે છે.

મૈત્રેય કહે: જો હું સત્ અધિષ્ઠાન ચૈતન્ય આત્મામા, ઇંદ્રિયાદિ અનિત્ય જડપ્રપચની પાલનાની અર્થાત્ ચેષ્ટા–પ્રતીતિની તત્પરતા અર્થાત્ કારણરૂપતા ન હોય, તો તેની ચેષ્ટાની પ્રતીતિ શી રીતે થાય? ન જ થાય. તેથી હું ચૈતન્ય ઇંદ્રિયોનો પાલક યોગ્ય જ છુ. જો સ્વપ્નદ્રષ્ટા ન હોય, તો સ્વપ્નના ઇંદ્રિયાદિક પ્રપંચની ચેષ્ટાની પ્રતીતિ શી રીતે થાય? તેથી સ્વપ્નદ્રષ્ટા બરાબર સ્વપ્નપ્રપચનો પાલક છે. વળી જો પુરુષ ન હોય, તો જડ પૂતળીઓને ચેષ્ટા કોણ કરાવે? તેથી પુરુષ જ જડ પૂતળીઓનો પાલક છે. આ રીતે જળતરગ આદિ અનેક દષ્ટાંત છે.

## અનેક અનાત્મ સાધનોનાં નામ

પરાશરે કહ્યું: હે મૈત્રેય! કહેવા માત્રની વાત જુદી હોય છે અને ધારણ કરવાની વાત જુદી હોય છે.

મૈત્રેય કહે: પૂર્વે આપ જ કહી ચૂકયા છો કે 'બધમોક્ષાદિ પ્રપચ પોતાના સ્વરૂપના અધિષ્ઠાન વિષે ભ્રમથી સિદ્ધ છે. તેની નિવૃત્તિ અને પ્રાપ્તિ માટે કેવળ અધિષ્ઠાન આત્માને સમ્યક્ જાણવો, એ જ કર્તવ્ય છે; શરીરાદિના કાંઈ કર્તવ્ય કરવાનાં નથી.' હવે આપ કંઈ અન્ય શારીરિક કર્તવ્ય બતાવો છો; જો આપ કહો તો પોતાને બધ–

મોક્ષવાળો માનું, મોક્ષસત્ માનું, બંધ અથવા બંધમોક્ષરૂપ ભ્રમની નિવૃત્તિ વાસ્તે હું તીર્થપર્યટન કરું, કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રત કરું, અન્ન ન ખાઉં, દૂધ જ પીઉં, અથવા ફલાહાર જ કરું, અથવા નગ્ન રહું, અથવા હઠ કરીને એક મકાનમાં જ પડી રહું, અથવા મૌની થઈ જાઉં, અથવા પંચધૂણી તાપું, અથવા પૂજા કરું, અથવા ગૃહસ્થીપણું ત્યાગી જંગલમાં ચાલ્યો જાઉં, અથવા અનશન વ્રત કરી શરીરનો નાશ કરું, અથવા અનેક ન્યાયાદિ શાસ્ત્ર ભણું, મંત્રયંત્રવિદ્યા શીખું, વૈદકશાસ્ત્ર શીખું, મંડળી ચલાવું, અથવા અનેક અનાત્મ ઉપાયો કરી નાનામોટા લોકોને ભડકાવું. કોઈને માળા, કંઠી, છાપાં મારી તિલક કરું, અથવા જપ કરું, અથવા મારા સામર્થ્ય પ્રમાણે માનસિક અથવા શારીરિક યજ્ઞ, દાન, હોમાદિ કરું, અથવા વિભૂતિ લગાવું. આ ને આવાં અનેક સાધન, જે તમે કહો તે, મારા સામર્થ્ય પ્રમાણે કરું; આજ સુધી એ મેં કર્યાં પણ છે, પરંતુ 'આ સર્વ ભ્રમમાત્ર સંસાર છે. ભ્રમના અધિષ્ઠાનને જાણ્યા વિના, ભ્રમની નિવૃત્તિ થતી નથી; અન્ય અનેક સાધનોથી પણ તે થતી નથી.' હવે એ વાત જો બરાબર છે, તો આપ અમને અન્ય જંજાળમાં કેમ નાખો છો? પૂર્વે અમે અનેક જન્મોમાં તથા આ વર્તમાન શરીરથી પણ બહુ ભટક્યા છીએ. આપ સત્યવક્તા છો. આ વાત જો બરાબર નથી, તો આપ પુનઃ પુનઃ આ બંધમોક્ષાદિ પ્રપંચ ભ્રમમાત્ર છે એવો ઉપદેશ કેમ કરો છો? જે બરાબર નથી તે વાતને બરાબર કહેવી એમાં વિપ્રલિપ્સાદિ(છેતરવાની ઇચ્છા)નો દોષ થાય છે. તેમ જ વેદાંતઉપનિષદોમાં વારંવાર દાંડી પીટીને કહ્યું છે, કે આ ભ્રમરૂપ સંસારની નિવૃત્તિ અને પરમાનંદ મોક્ષરૂપ આત્માની પ્રાપ્તિ કેવળ અધિષ્ઠાનના જ્ઞાનથી જ છે, તો તે નિષ્ફળ થઈ જશે. આ વાત સપ્રમાણ છે. તેથી જ આપની કૃપાથી મેં આ સંસારભ્રમના અધિષ્ઠાન પોતાના સચ્ચિદાનંદસ્વરૂપ આત્માને સમ્યક્ અપરોક્ષ જાણ્યો છે. તેથી હું ચૈતન્ય આત્માને ભ્રમરૂપ બંધમોક્ષરૂપ સંસારની નિવૃત્તિ–પ્રાપ્તિ વાસ્તે કિંચિન્માત્ર પણ કર્તવ્ય નથી. ચાહે તો આપ, ચાહે શાસ્ત્ર, ચાહે કોઈ અન્ય વિદ્વાન પણ અનેક ઊલટસૂલટ વાત કહે, પરંતુ જે મને સમ્યક્ અનુભવ થયો છે, તેને કોઈ પણ દૂર કરી શકે તેમ નથી. કોઈ પુરુષે કોઈ સ્પર્શાદિ વિષયનો અનુભવ કર્યો હોય અને તેને મારો, બાંધો, તેનો તિરસ્કાર કરો, અનેક પીડા આપો, તો તેના અનુભવનો નાશ કોઈ પણ કરી શકતું નથી. કોઈ બ્રાહ્મણને રાજા

અથવા રાજપુરુષ લોભ, ભયાદિ આપીને બ્રાહ્મણત્વથી ઊલટસૂલટબુદ્ધિ કરાવે, તો કદાચ તે ભયાદિ કારણોથી હું ક્ષત્રિયાદિ છું એમ કહે, તો પણ અંતરથી તે પોતાને ક્ષત્રિયાદિ નહિ જાણે, પરંતુ તેનામાં બ્રાહ્મણત્વનો નિશ્ચય જ રહેશે.

## એક કથા

### (જ્ઞાનવિષયક અનેક સંશયનું નિવારણ)

પરાશર કહે: હે મૈત્રેય! આ જ બાબત ઉપર એક સૂક્ષ્મ કથા સાંભળ. એક વખત હું વનમાં ગયો હતો. તે વખતે મારા મનમાં એક પરાશર વિના બીજા કોઈનુ લક્ષ નહોતું. હું જાણતો પણ નહોતો કે હું કોણ છું. જો મારું નામ લઈને કોઈ બૂમ પાડતો, તો મારાથી શબ્દ પણ નીકળતો નહોતો. તે વનમાં તપસ્વીઓ વસતા હતા. તેમણે મારી આવી અવસ્થા જોઈને વિચાર્યું કે આ મૃતક(મરેલો) છે. તેમણે લાકડાં એકઠાં કર્યાં અને મારા શરીરને ચિતામાં નાખી દીધું અને તેને અગ્નિ લગાડ્યો. પરંતુ લાકડાં સળગતાં નહોતાં અને હું પણ હોશમાં નહોતો. મને અગ્નિનો કંઈ પણ સ્પર્શ ન થયો. તું ઇંદ્રિયોના પાલનમાં બંધાયેલો છે અને કહે છે, 'હું દેહથી મુક્ત છું,' એ શી રીતે પ્રતીત થાય?

મૈત્રેય કહે: હું ચૈતન્યનું નામ જ ઇંદ્રિયોના પાલનમાં બંધ એ છે. જો હું ચૈતન્ય ઇંદ્રિયો સહિત સર્વ જડ જગતની પાલના અર્થાત્ સત્તાસ્ફૂર્તિ ન કરું તો કોણ કરે? જેમ સૂત્રથી મણિ બંધનમાં રહે છે, તેમ હું ચૈતન્યસૂત્ર વડે આ નામરૂપ મણિઓ બરાબર બંધનમાં રહે છે; અર્થાત્ મારી સત્તાસ્ફૂર્તિ વડે જ સ્ફુરણ થાય છે. હે પરાશર! તમે જ ધર્મપૂર્વક કહો કે હું સાક્ષીઆત્મા દેહથી ભિન્ન સ્વતઃસિદ્ધ સ્વરૂપથી જ છું કે યત્નસાધ્ય છું? જો સ્વરૂપે જ છું, તો મારું કહેવું પણ સફળ છે અને ન કહું તોપણ તે સફળ જ છે. જો યત્નસાધ્ય હોઉં, તો મને યત્ન બતાવો. દેહના નાશ સુધી હું તે કર્યા કરીશ. આ પ્રકરણ જેમ છે તેમ હવે રહેવા દો; પણ એ કહો, તમે બેશુદ્ધ શી રીતે થયા? તમે શું ભાંગ પીધી હતી કે મગજ જડ થઈ જાય તેવો તમને રોગ થઈ ગયો હતો કે તમે જ્ઞાનથી બેશુદ્ધ થયા હતા? હવે ભાંગ અને રોગની વિશેષતાથી તો બધા બેશુદ્ધ થઈ શકે છે. એમાં તમારી મોટાઈ શી? જો જ્ઞાનથી બેશુદ્ધ થયા હો, તો તો તમને જ્ઞાન નથી થયુ, પરંતુ એક મહાન રોગ થયો છે. અન્ય પુરુ-

પોની પછી તેમા શી રીતે પ્રવૃત્તિ થશે ? જ્ઞાન વડે કોઈ પણ વિદ્વાન વર્તમાન સમયે બેશુદ્ધ થતો દેખાતો નથી તેમ સાભળ્યુ પણ નથી. જાણી જોઈને કે કોઈ બેશુદ્ધ થાય કે મદ હોશવાળો થાય ? કોઈ કોઈ વિદ્વાન ચક્રમ જોવામા આવે છે, પણ તે તો રોગની વૃદ્ધિથી થાય છે, જ્ઞાનથી નહિ ઊલટી જ્ઞાનથી તો અન્ય પુરુષો કરતા બુદ્ધિ કઈક દરજ્જે અધિક થઈ જાય છે. તો કહો કે તમે બેશુદ્ધ શી રીતે થયા ? બીજું તમને અગ્નિએ દાહ ન કર્યો તેનુ શુ કારણ ? તમે કઈ મન્ત્ર-જન્ત્ર જાણનારા છો કે અગ્નિએ તમારી સાથે ભાઈચારો બતાવ્યો જેથી તમે બળ્યા નહિ ? વર્તમાન વિદ્વાનોના શરીર તો અગ્નિના સબધથી ન બળે એવુ જોવામા આવતું નથી, તો પછી તમને વર્તમાન વિદ્વાનો કરતા આત્મજ્ઞાન અધિક છે ? તેથી તમે ન બળ્યા ? જો સમ્યક આત્મજ્ઞાનમા ન્યૂનાધિકભાવ કહેશો, તો શ્રુતિ અને અનુભવદૃષ્ટિમા વિરોધ આવશે, કારણ કે હજારો વિદ્વાનોનો સમ્યક્ અનુભવ (વસ્તુ એક જ હોવાથી) એક જ પ્રકારનો છે જુઓ એક ઘડાને જોનારા હજાર સમ્યક્ દ્રષ્ટા પુરુષોને તે ઘડાનો મૃત્તિકારૂપે જ બોધ થશે,' અન્યથા નહિ થાય એ જ શ્રુતિ કહે છે. જો જાણવા યોગ્ય વસ્તુ' પુરુષોને માટે ભિન્નભિન્ન હોય, તો પુરુષોને શાતિ કદાચિત પણ નહિ થાય, પરતુ એમ નથી બ્રહ્માથી માડીને કીડી પયત સર્વનુ સ્વરૂપ અખડ સચ્ચિદાનદ, સાક્ષી આત્મા, એક જ, બધ-મોક્ષથી રહિત, નિર્વિકાર અને નિર્વિકલ્પ છે, બીજુ નથી. તેથી કરીને જ સર્વ જીવ પોતાના આનદથી આનદી છે અને બ્રહ્માદિકના આનદની ઇચ્છા પણ રાખતા નથી, કારણ કે જે આનદસ્વરૂપ આત્માથી બ્રહ્માદિક પણ આનદપૂર્ણ રહે છે, તે આત્મા સર્વના હૃદય વિષે સાક્ષીરૂપ થઈ ને વિરાજમાન થઈ રહ્યો છે તેથી સમ્યક્ આત્મજ્ઞાનમા ન્યૂનાધિકભાવ નથી બનતો કહો, તમે અગ્નિમા પ્રવેશ કરીને શી રીતે ન બળ્યા ?

પરાશર કહે પ્રહ્‌લાદ નહોતો બળ્યો, એ રીતે અમે પણ ન બળ્યા !

મૈત્રેય કહે પ્રહ્‌લાદ ભેદની ઉપાસના કરનાર હતો પોતાના ઇષ્ટને પોતાનુ રક્ષણ કરનાર પોતાથી ભિન્ન જાણતો હતો તેથી જ તેની રક્ષા થતી હતી, પરતુ તમે જ્ઞાની લોકો તો પોતાના આત્માથી ભિન્ન ઇષ્ટ માનતા નથી તો તમારુ રક્ષણ કોણે કર્યું ? ઋષભદેવ મહાજ્ઞાની હતા, પણ અગ્નિથી બળી ગયા

પરાશર કહે હે મૈત્રેય ! મારા શરીરનુ પ્રારબ્ધ શેષ હતું તેણે રક્ષા કરી, જેમ ભૃગુના પુત્ર શુક્રનુ શેષ પ્રારબ્ધે રક્ષણ કર્યું હતું જો

બાળક અથવા કોઈ પુરુષ પણ ત્રીજે અથવા ચોથે મજલેથી પડે છે, કૂવામાં પડે છે અથવા ભીંત નીચે દબાઈ જાય છે, તો તેના જીવનના કારણરૂપ પ્રારબ્ધ તેને કિંચિન્માત્ર પણ લાગવા દેતું નથી અને ઊલટો તે હસતો રહે છે. તેમ અમારા પ્રારબ્ધે અમારું રક્ષણ કર્યું ! હે મૈત્રેય ! વ્યવહારમાં જેમ તું કહે છે તેમ જ છે, પરંતુ આ પ્રકરણનું તાત્પર્ય જુદું જ છે !

મત્રેય કહે : તે કહો.

પરાશર કહે : હે મૈત્રેય ! સુષુપ્તિ અથવા સમાધિઅવસ્થામા ભોગ આપનારાં પ્રારબ્ધકર્મ ઉપરામ પામ્યા હતાં, તેથી મને જાગ્રત અને સ્વપ્નમાં સુખદુઃખરૂપ ભોગ આપવાવાળાં પ્રારબ્ધકર્મરૂપ તપસ્વીઓએ, વિષયઇંદ્રિયરૂપ કાષ્ઠ એકઠાં કરીને વિષયઇંદ્રિયના સબંધરૂપ અગ્નિમા નાખી દીધો. હવે હું ચૈતન્યને મારી કે પરની શુદ્ધિ નહોતી તેનો અર્થ સાંભળ. હે મૈત્રેય ! હુ ચેતન્ય સ્વયપ્રકાશસ્વરૂપ છુ, ( આત્માશ્રયાદિ દોષ તથા અવાઙ્મનસગોચર હોવાથી ) હું કોઈ મનાદિ ઇંદ્રિયના વિષયરૂપ નથી, હું પોતાના રૂપે પણ પોતાના વિષયરૂપ નથી; એ જ મને સ્વપરની શુદ્ધિ નહોતી. મને અગ્નિએ બાળ્યો નહિ તેનો અર્થ સાંભળ : 'જે હુ ચૈતન્ય સમાધિકાળમા તથા સુષુપ્તિ કાળમા નિર્વિકાર, નિર્વિકલ્પ, સર્વ દશ્યથી રહિત, સ્વયપ્રકાશસ્વરૂપ હતો, તે જ હુ ચૈતન્ય જાગ્રત સ્વપ્નાદિ અવસ્થામા તથા વિષય-ઇંદ્રિયના સબધરૂપ અગ્નિમાં, અસગ, નિર્વિકાર છુ. હુ ચૈતન્ય અન્યથાભાવને કદાપિ પામતો નથી,' એ મને દઢ નિશ્ચય હતો, એ જ અગ્નિનો સ્પર્શ છે. આકાશને આવો દઢ નિશ્ચય છે : હુ બ્રહ્મલોકાદિક ઉત્તમ સ્થાનોમાં સર્વ પદાર્થોથી અલિપ્ત, વ્યાપક, શુદ્ધ અને નિર્વિકાર છુ. તે જ ભૂમિલોક વિષે તથા પાતાળ વિષે તથા નરકાદિક મલિન સ્થાનો વિષે મારું શુદ્ધ સ્વરૂપ છે. એ વાત બરાબર છે અને તે સર્વ કોઈ જાણે છે. માટે હે મૈત્રેય ! જે ચૈતન્ય આત્મા જગતની ઉત્પત્તિથી આદિ કાળે નિર્વિકાર, નિર્વિકલ્પ હતો, તે જ તુ ચૈતન્ય હમણાં વર્તમાનકાળે પણ તેવો જ છે, અન્યથા થયો નથી, એ દઢ નિશ્ચય કર. એ નિશ્ચય એ જ જન્મમરણ-સંસારરૂપ અગ્નિના દાહથી રહિતપણું છે.

## દત્તાત્રેયની એક સમયની વાર્તા

હે મૈત્રેય ! આના વિષે એક કથા સાંભળ. એક સમયે દત્તાત્રેય સ્વાભાવિક વનમાં વિચરતા હતા. તે સ્થાનમા જે પક્ષી હતા તથા

મૃગાદિ પશુ હતાં, તે સર્વ શિવ શિવ પુકારતાં હતાં. દત્તે કહ્યું : શિવ તો તમે પોતે છો, પછી શિવને પુકારવાનું શું પ્રયોજન ? ઉત્તર મળ્યો, જો સર્વ શિવ છે તો પુકારવું ન પુકારવું પણ શિવરૂપ જ છે. દત્ત આગળ ચાલ્યા, એટલામાં તેમની જટા એક વૃક્ષમાં ભરાઈ ગઈ. ત્યારે વિચાર કર્યો કે સ્થાવર-જંગમ સર્વ શિવ છે. કેવી રીતે છોડાવીને જાઉં ? પુનઃ વિચાર કર્યો કે જો સર્વ શિવ છે તો છોડાવવું, ન છોડાવવું તથા છોડાવવાળો પણ શિવ છે. તે વનની પાસે એક નગર હતું. તે દેશના રાજાને ભવાનીએ સ્વપ્ન આપ્યુ કે, જ્યારે તું તારા મનુષ્યશરીરનો બલિ મને આપીશ, ત્યારે તને મારું દર્શન થશે. મૂર્ખ રાજા દેવીના તાત્પર્યને સમજ્યો નહિ. પોતાના નગરમાં ઢંઢેરો ફેરવ્યો કે, જે પોતાનુ શરીર આપશે તેને પુષ્કળ ધન મળશે; પરંતુ કોઈએ પણ તે વાતનો સ્વીકાર કર્યો નહિ. એટલામા પ્રાતઃકાળમાં એ રાજા તે વનમાં શિકાર ખેલવા નીકળ્યો. તે જ વનમાં દત્ત પણ વિચરતા હતા. દત્ત કેવા હતા ? ન હિંદુ, ન યવન એવા તે દેખાતા હતા, તે ન વર્ણી, ન આશ્રમી, ન મૂર્ખ, ન પંડિત જણાતા હતા. તેમને જોઈને રાજાએ પૂછ્યું : તમે કોણ છો ? દત્તે કહ્યુ : શિવ છું. રાજાએ જાણ્યું કે આ મૂર્ખ છે. એને મારવાનો કોઈ દોષ નથી. નોકરોને હુકમ કર્યો કે એને બાંધી લો. તેમણે તે પ્રમાણે કર્યું. દત્ત તો જેવા બંધરહિત અવસ્થામાં હતા, તેવા જ બંધમાં પણ રહ્યા. તે હર્ષશોકને પ્રાપ્ત થયા નહિ; કારણ કે એમને તો એ જ નિશ્ચય હતો કે બાંધનાર, બંધન કરવાનું સાધન અને બંધનને યોગ્ય એ સર્વ ત્રિપુટી શિવ છે. આમ તેમને હર્ષશોક ન થયો. દત્તને દેવીના દેવળમાં લઈ ગયા. રાજાએ ત્યાં પૂછ્યુ, તારાં માતાપિતા કોણ છે ? દત્તે કહ્યું, શિવ છે. પુનઃ પૂછ્યુ, તારા વર્ણાશ્રમ કયા છે ? દત્તે કહ્યું, શિવ છે. રાજાએ કહ્યું, તારું માથું દેવીની પ્રસન્નતા માટે કાપીએ છીએ. દત્તે કહ્યું, શિવ છે. રાજાએ પૂછ્યું, તું કયાંથી આવ્યો છે-કયાં જવાનો છે ? દત્તે કહ્યું, સર્વ શિવ છે. રાજાએ કહ્યું, કંઈ ખાયપીએ છે ? દત્તે કહ્યું, સર્વ શિવ છે. તે રાજા જંગલી દેશનો હતો અને શાસ્ત્રને જાણતો નહોતો. તેથી તેણે દત્તના ગળામાં ફાંસી નાખી અને ખડ્ગ કાઢી વિચાર કર્યો કે એનુ માથું કાપી નાખું. તે જ વખતે આકાશવાણી થઈ: 'હે મૂર્ખ રાજા ! હજી સુધી તું સમજ્યો નહિ. શરૂથી માંડીને તે તું ખડ્ગ લઈ તેને મારી નાખવા તૈયાર થયો છે, ત્યાં સુધી આ એક સમાન સ્થિતિમાં છે ! હર્ષશોકને તે પ્રાપ્ત થયો નથી ! એ વિદ્વાન છે. એને સુખ આપનાર તથા દુઃખ આપનાર એક

સમાન છે! કોઈને પણ તે વર-શાપ આપતો નથી! પૂર્વે જે મેં તને સ્વપ્ન આપ્યું હતું, તેનું તાત્પર્ય તું સમજ્યો નથી!'

રાજાએ દીનતાપૂર્વક કહ્યું: હે માતેશ્વરી! એનું તાત્પર્ય કહો.

આકાશવાણીએ કહ્યું: પૂર્વે અનેક જન્મોમાં તેં મારું પૂજન કર્યું છે, તેનું પરમફળ આત્મજ્ઞાન છે. તે જ્ઞાનની પ્રાપ્તિ વાસ્તે મેં તને એ ઉપદેશ કર્યો હતો કે માનસ સૂક્ષ્મ શરીરની ભેટ વડે મારો તને સાક્ષાત્કાર થશે. તાત્પર્ય કે શરીરથી લઈને બ્રહ્માદિ પર્યંત બંધ, મોક્ષ, સુખ, દુઃખ, હર્ષ, શોકાદિક સર્વ નામરૂપપ્રપંચ મનનું મનન છે; પ્રપંચનું કોઈ અન્ય સ્વરૂપ નથી; કારણકે જ્યારે મન સુષુપ્તિમાં પોતાના ઉપાદાનકારણ અજ્ઞાનમાં લીન થઈ જાય છે, ત્યારે સંસારની ગંધમાત્ર પણ પ્રતીત થતી નથી. જો આ પ્રપચ મનનો રચેલો ન હોત, તો તેના અભાવમાં પણ જગત પ્રતીત થાત; પરતુ મનના અભાવમાં જગત પ્રતીત થતું નથી. તેથી જણાય છે કે 'જગત મનોમાત્ર છે; પૃથક્ નથી.' તે પૂર્વોક્ત મન મને ભેટ આપ. પછી જે શેષ રહેશે, તે જ બંધમોક્ષથી રહિત તારું અવાઙ્મનસગોચર સ્વરૂપ છે. એ જ વાસ્તવ જ્ઞાન છે. એ જ મારું દર્શન છે. અથવા તો આવો ઉપદેશ કર્યો હતો: હુ દેવી, સમષ્ટિ સ્ફુરણારૂપ મનથી આરંભીને દેહ પર્યંત સર્વ જગતના ઉપાદાનકારણરૂપ છું. જેમ નિદ્રારૂપ અવિદ્યા મન-દેહ સહિત સ્વપ્નપ્રપંચનું ઉપાદાનકારણ છે (ઘટમૃત્તિકા સમાન). તેથી નિદ્રારૂપ અવિદ્યા એ જ સ્વપ્નપ્રપચ છે. જેમ સ્વપ્નદ્રષ્ટા નિદ્રારૂપ અવિદ્યા સહિત, સ્વપ્નપ્રપંચનો પ્રકાશક, અસંગ, નિર્વિકાર, પોતાના મહિમામા સ્થિત છે, તેમ મન શરીર સહિત સર્વ જગત મારું છે, તારું નથી. મારી ચીજ છે તે મને જ ઉત્તમ પ્રકારે ભેટ દઈ દેવી. અર્થાત્ મન-શરીર સહિત સર્વ નામરૂપ જગત માયામાત્ર જાણવું, એટલે (સ્વપ્નવત્) મિથ્યા જાણવું. શેષ જે અધિષ્ઠાનની સત્તાસ્ફૂર્તિ વડે મિથ્યાની પ્રતીતિ થાય છે (જેમ સ્વપ્નદ્રષ્ટા વડે સ્વપ્નની પ્રતીતિ થાય છે,) તે અધિષ્ઠાન ચૈતન્ય, નિર્વિકાર, બંધમોક્ષાદિરૂપ સુખદુઃખથી રહિત, સ્વયંપ્રકાશરૂપ હું છું એવી ભેટ દેવાનો મેં ઉપદેશ કર્યો, તેના સ્વરૂપને પ્રતિબંધક કારણોને લઈને તું સમજ્યો નહિ.

હે મૈત્રેય! દત્ત પૂર્વોક્ત સર્વ વ્યવહારોમાં એક સમાન હતા. પૂર્વોક્ત પરમહંસોની એ પ્રકારની સ્થિતિ હોય છે. તું કહે છે, હુંમાં નામરૂપ જગત છે જ નહિ. હમણાં તારાં નાક-કાન કાપે તો કહે કે 'હુ બ્રહ્મ નથી, જીવ છું.' તેથી તારી દૃષ્ટિ શરીર પર છે. ભક્તિ

ગોવિંદની કર કે નિર્મળ થવાય.

મૈત્રેય કહે:' હે પરાશર! જો સર્વ જીવ, બ્રહ્મ, ઈશ્વરાદિ હું છું. તો હું જીવ છું એમ કહેવાથી શરીર આદિના ઉપદ્રવ મટે છે, ત્યારે તેમાં નુકસાન શું છે? કંઈ નહિ. જો સર્વ હું છું, તો જીવ પણ હું છું, એમ કહ્યું તેમાં શી હાનિ છે? અને ન કહ્યું તો શો લાભ છે? કંઈ નહિ. એક જ આકાશનાં ઘટાકાશ, મઠાકાશ અને મહાકાશાદિ અનેક નામ ઉપાધિ વડે કલ્પિત છે. તે આકાશને, પોતાને ઘટાકાશ કહેવાથી ઉપદ્રવ મટે તો તેમાં શી હાનિ છે? કારણ કે ઘટાકાશ, મઠાકાશ, મહાકાશ એ સર્વ નામ આકાશનાં જ છે. સર્વ નામરૂપ પોતાનાં જ છે. એકનામીના નામોનો અર્થ એકનામીમાં જ ઘટે છે. જુઓ, ગંગાધર, નીલકંઠ, વિશ્વેશ્વર આદિ નામો મહાદેવનાં જ છે. કોઈ પુરુષનાં જો બે નામ હોય અને એકને છોડી બીજું નામ લેવાથી ઉપદ્રવથી મુક્તિ થતી હોય તો શું તેથી તેને હાનિ છે? તાત્પર્ય કે, જેણે પોતાના સ્વરૂપને સમ્યક્ જાણ્યું, તે વિદ્વાન પુરુષને હું જીવ નથી, બ્રહ્મ છું, અથવા બ્રહ્મ નથી, જીવ છું ઇત્યાદિ સર્વ કાયિક, વાચિક, માનસિક વ્યવહારોમાં મનનો આગ્રહ હોતો નથી. કવચિત કોઈ વ્યવહારમાં મનનો આગ્રહ થઈ જાય, કોઈમાં ન થાય, તેમાં પણ તેને આગ્રહ નથી; કારણ કે તે પોતાને અવાઙ્‌મનસગોચર, સર્વાધિષ્ઠાન, જગદ્વિધ્વંસક, પ્રકાશક, અવેદ્યત્વ, સદા અપરોક્ષ, સર્વ દૃશ્યનો સાક્ષી સચ્ચિદાનંદ, વિશુદ્ધઘન જાણે છે અને સર્વ કાયિક, વાચિક, માનસિક વ્યવહારોને તે પોતે ચૈતન્યનાં દૃશ્ય, માયામાત્રા અર્થાત્ મિથ્યા જાણે છે. વાસ્તવમાં જાણવા ન જાણવાથી તે પોતે પર છે.

મૈત્રેય કહે: રાજાની કથા કહો.

પરાશર કહે: હે મૈત્રેય! આ પ્રકારે દેવીએ વિદ્વાનોની સ્તુતિ સાથેનાં અનેક પ્રકારનાં વાક્ય કૃપાદૃષ્ટિથી રાજાને કહ્યાં. રાજાના જ્ઞાનનું પ્રતિબંધક નિમિત્ત પણ એટલું જ હતું, તે આ નિમિત્તે દૂર થવાનું હતું. એ જ નિયતિ હતી. લજ્જાયમાન થઈ રાજાએ દત્તને મારવાનો ત્યાગ કર્યો અને નમ્રતાપૂર્વક બોલ્યો: 'મારાં કર્મને ન જુઓ. મારો અપરાધ ક્ષમા કરો. જે કંઈ થયુ છે તે અવિદ્યાથી થયું છે.'

દત્તે કહ્યું: હે શિવ! તારાથી ભિન્ન કોણ છે જે ક્ષમા કરે?

રાજાએ કહ્યું: નામરૂપ આ સંસારથી શી રીતે છૂટું?

દત્તે કહ્યું: નામરૂપ તેં પોતે પકડ્યાં છે-ગ્રહણ કર્યાં છે. નામરૂપે તને નથી પકડ્યો. એનાથી બીજું કોણ છે જે તને છોડાવે? મોટી

આશ્ચર્યની વાત છે! તું પોતે મુક્ત છે અને છૂટવાની વાત કરે છે, એ ભ્રમ છે. મતલબ કે એ પોતાના સ્વરૂપને ન જાણવાના કારણે જ છે. તો સ્વપ્નદ્રષ્ટા કહે કે મારામાં કલ્પિત સ્વપ્નપ્રપંચના નામરૂપથી મને કોઈ છોડાવે, તો તે પોતાના સ્વરૂપને ન જાણવાના નિમિત્તથી જ સ્વપ્નદ્રષ્ટાનું સ્ફુરણ છે. ઊલટો તું અધિષ્ઠાન ચૈતન્ય આત્મા છે, તેનાથી કલ્પિત નામરૂપ સંસાર તો છૂટવો મુશ્કેલ છે. તું ચૈતન્યને છૂટવાનું નથી; કારણ કલ્પિત પદાર્થ પોતાના અધિષ્ઠાન વિના રહેતો નથી અને કલ્પિત વિના અધિષ્ઠાન તો હોય છે. જો સુષુપ્તિમાં અને સમાધિમાં તથા જગતની ઉત્પત્તિના આદિમાં તું ચૈતન્ય કલ્પિત જગત વિના સ્થિત છે અને જગત તું વિના નથી. ભૂષણની કલ્પના વિના સુવર્ણ છે અને સુવર્ણ વિના ભૂષણની કલ્પના નથી. સ્વપ્નદ્રષ્ટા વિના સ્વપ્નપ્રપંચ નથી અને સ્વપ્નપ્રપંચ વિના સ્વપ્નદ્રષ્ટા ચૈતન્ય જાગ્રતમાં તેમ સુષુપ્તિ આદિમાં પણ છે, પરંતુ સ્વપ્નપ્રપંચ નથી. હે રાજન્! તું ચૈતન્ય મનાદિકનો દ્રષ્ટા છે. માયાથી લઈને દેહ પર્યંત આ સર્વ તારું દશ્ય છે. દશ્ય દ્રષ્ટાને બંધન કરે એ કોઈએ કદી જોયુ નથી કે શાસ્ત્રમાં કોઈએ સાંભળ્યુ નથી. ચૈતન્ય અન્ય છે જ નહિ. જો તું ચૈતન્યને બાંધે, તો હું તને શેનાથી છોડાવું? હે રાજન્! વ્યાવહારિક સત્તાવાળા આ આકાશને પણ વ્યાવહારિક સત્તાવાળાં પૃથ્વી, અપ્, તેજ, વાયુ તથા તેનાં કાર્ય મનુષ્યશરીરાદિ પણ રજ્જુ આદિ સાધનોથી બાંધી શકતાં નથી; કારણ કે પૃથ્વી આદિના કારણરૂપ તથા સૂક્ષ્મ, નિરાકાર, વ્યાપક, અસંગસ્વરૂપ આકાશ છે. આ નામરૂપ તું ચૈતન્યનાં દશ્ય, અસત્રૂપ છે. સત્‌ને અસત્ શી રીતે બાંધશે? નહિ જ બાંધે. હે રાજન્! વૈરાગ્ય ધારણ કર અર્થાત્ પોતાના પરિચ્છિન્ન અહંકારનો ત્યાગ કર અને જો કે સંસાર ક્યાં છે! એ જ પરમ વૈરાગ્ય છે. જો તારાથી વૈરાગ્ય ધારણ ન થતો હોય, તો જે નામરૂપ સંસાર ભાસે છે, તેને પોતા સહિત વાસુદેવ જાણ. હે રાજન્! પંચભૂતોના વિકારરૂપ જે આ મહામલિન સંઘાત છે, તેને પોતારૂપ ન જાણ. તું તો મનાદિક સંઘાતનો સાક્ષી છે, પછી તું પોતાને મળમૂત્રરૂપ સંઘાત માને છે, એ જ બંધન છે, અન્ય કોઈએ તને બાંધ્યો નથી. પોતાના સંકલ્પથી પોતે જ બંધાઈ ગયો છે; જો કોશેટો જાતે જ પોતાને રહેવાનું મકાન બનાવી તેમાં ફસાઈ મરે છે. માટે હે રાજન્! તું પોતાને મનાદિકનો દ્રષ્ટા જાણ; દ્રષ્ટામાં બંધમોક્ષ છે જ નહિ. તેથી બંધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ વાસ્તે કિંચિન્માત્ર પણ તારે કર્તવ્ય નથી. પોતાનું સ્વરૂપ જે આત્મા તેને સમ્યક્ જાણવો,

એ જ કર્તવ્ય છે. હે મૈત્રેય! એવું કહીને દત્ત ચાલ્યા ગયા. રાજા જીવન્મુક્ત થઈને યથાલાભમાં વિચરવા લાગ્યો.

પરાશરે કહ્યું : હે મૈત્રેય! રાજા યત્કિંચિત્ સત્સંગ થવાથી પોતાના સ્વરૂપને સમ્યક્ જાણી ગયો અને તું અભિમાનીને સત્સંગનો સ્પર્શ જ નથી થતો.

મૈત્રેય કહે : ચારે દિશામાં દશ્યને માનવા યોગ્ય હું નિર્વિકાર ચૈતન્ય વ્યાપક છું. એવા મને જ્ઞાનીની પૂર્વે જેની સત્ સંજ્ઞા છે, એ દશ્યનો સંગ અર્થાત્ સ્પર્શ થતો નથી; કારણ કે હું સાક્ષી ચૈતન્ય અસંગ છું. તેથી મને સત્સંગનો સ્પર્શ નથી થતો, એ વાત બરાબર છે. મન સહિત વાઙ્મનસગોચરમાં હું અવાઙ્મનસગોચર છું, અથવા મુજ સહિત સર્વ વાસુદેવ છે, એ મને અભિમાન પણ છે. તેથી એ રીતે અભિમાની પણ બરાબર છુ

પરાશર કહે : તું કોણ છે?

મૈત્રેય કહે : હુ પોતાને જાણતો નથી. જાણવું દ્વૈતમાં છે. હુ ચૈતન્ય સ્વયંપ્રકાશ અદ્વૈત છું. સર્વ શાસ્ત્રોથી હુ ચૈતન્ય જ પ્રતિપાદ્ય છું. સર્વ બ્રહ્માદિક હું ચૈતન્યને પોતાનો આત્મા જાણે છે. તેથી તમે જ કહો, હુ કોણ છું?

પરાશર કહે : હું છું.

## બ્રહ્મલોક વિષે ઋષિઓનો સંવાદ

હે મૈત્રેય! એ જ વાત ઉપર એક કથા સાંભળ. એક વખત હું બ્રહ્મલોક વિષે ગયો હતો. ત્યાં બ્રહ્મા, સર્વ દેવતા, ઋષીશ્વરો, મુનીશ્વરો, યોગીશ્વરો અને ગંધર્વો એકઠા મળી બેઠા હતા. મને જોઈને બ્રહ્મા હસ્યા અને કહ્યું : હે પરાશર! શા નિમિત્તે અહીં આવ્યા છો? મેં કહ્યું : નિજ સ્વરૂપની પ્રાપ્તિ વાસ્તે અહીં આવ્યો છું. બ્રહ્માએ કહ્યું : મહા આશ્ચર્ય છે. ફીણ, બુદ્બુદ આદિ પોતાનાં સ્વરૂપને મેળવવાને વાસ્તે દેશાંતરમાં ગમન કરે, ઘટાકાશ પોતાના સ્વરૂપની પ્રાપ્તિ અર્થે દેશાંતરમાં ગમન કરે અને પ્રતિબિંબ પોતાના સ્વરૂપની પ્રાપ્તિ માટે દેશાંતરમાં ગમન કરે, એ જેમ હસવાયોગ્ય છે, તેમ તમારું કથન પણ હસવાયોગ્ય છે.

યોગીઓએ કહ્યું : હે પરાશર! યોગ કર એટલે સ્વરૂપ પ્રાપ્ત થાય.

મેં કહ્યું : કરું છું, પરંતુ યોગ કરવાવાળા અને ન કરવાવાળા એ બંનેને જાણવાવાળાની પ્રથમ પિછાન કરવી જોઈએ. જ્યાં તેને જાણ્યો, ત્યાં આપોઆપ યોગ થયો.

યોગેશ્વર મૌન થયા.

સનકાદિકોએ કહ્યું: મોટું આશ્ચર્ય છે. હે પરાશર! પોતાને જોવાને અહીં આવ્યો છે! આ તો કોઈ પોતાના શરીરને ખોળવાને વાસ્તે દેશાંતરમાં જાય એવું છે! પરંતુ કહો, જો સર્વ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ છે, તો દ્રષ્ટા, દર્શન, દશ્ય ક્યા છે?

મેં કહ્યું, જો સર્વ સ્વરૂપ છે, તો દ્રષ્ટા, દર્શન, દશ્ય પણ સ્વરૂપ જ છે.

પુનઃ મેં પૂછયુ: જો હું જ છું, તો હું પોતાને કેમ નથી જાણતો?

સનકાદિકોએ કહ્યું: તું જાતે જ કહે છે અને જાણે છે કે હાથ, કાન, નાક, આંખ, શીશ, ઉદર, છાતી અને પગ મારા છે. વળી મારાં મનબુદ્ધિ વ્યાકુળ છે કે નથી, તે તું જાણે છે અને આવા મનાદિક ઇંદ્રિયોના તથા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ આદિકોના સર્વ વ્યવહારોને તું જાણે છે. હવે કહે, તું પોતાને કેમ નથી જાણતો? પરંતુ તારામાં જાણવાનો માર્ગ નથી.

મેં કહ્યું: જે દશ્ય છે તે મિથ્યા ભ્રમ છે. જે દશ્યનો પ્રકાશક દશ્યથી પર છે, તેને કોણ જાણે? જે જાણવામાં આવે છે, તે દશ્ય, ભ્રમ છે.

તેમણે કહ્યું: જે દશ્ય છે, તે જ અદશ્ય છે; કારણ કે આદિ, અંત, મધ્ય, અવ્યક્ત રૂપ તારું જ છે.

મેં કહ્યુ: જો હુ બ્રહ્મ છું, તો ચાહના કરું છું, તે પૂર્ણ કેમ નથી થતી?

તેમણે કહ્યું: ચાહવાનો ધર્મ ચિત્તનો છે. તું ચૈતન્ય અચિંત્ય છે. તારી ચાહના શી રીતે પૂર્ણ થાય!

પુનઃ મેં કહ્યુ: હું કોણ છું? બ્રહ્માએ કહ્યું: તે (સઃ).

મે પૂછયુ: તે (સઃ) કોણ છે? બ્રહ્માએ કહ્યું: હુ (અહં).

મે વિચાર કર્યો કે મે તે (સઃ)નું પૂછયુ, તો કહ્યું હું (અહં), અને હું (અહં)નુ પૂછયુ તો 'તે' કહે છે (સઃ). તેથી હવે શું પૂછું? જેમ 'સોઽયં (તે આ) દેવદત્તઃ' એ શબ્દનો અર્થ પુરુષનું શરીરમાત્ર છે, તે પ્રમાણે સોઽહનો અર્થ અખંડ સચ્ચિદાનંદ પ્રત્યક્ આત્મા હું છું, અન્ય દશ્ય જગત હુ નથી. ત્યારે બ્રહ્માએ કહ્યું: હે પરાશર! સઃ (તે) કોણ છે?

મેં કહ્યું: જે અખંડ, સચ્ચિદાનંદ પૂર્ણ તત્ત્વથી આ જગતની ઉત્પત્તિ થાય છે તે, તે (સઃ) છે.

પુનઃ બ્રહ્માએ પૂછ્યું : અહં કોણ છે ?

મેં કહ્યું : અહં સાક્ષી ચૈતન્ય હું છું, પરંતુ અહં અને સઃ શબ્દ, તથા એ શબ્દના અર્થથી રહિત, અવાઙ્મનસગોચર છું. તાત્પર્ય કે 'હું અવાઙ્મનસગોચર છું,' એ મનના ચિંતનથી પણ પર છું.

બ્રહ્મા મૌન થયા.

વસિષ્ઠે કહ્યું : હે પુત્ર! યોગ કર એટલે સ્વરૂપને પામે.

મેં કહ્યું : હે પિતાજી! પોતાને જાણ્યા વિના યોગ શી રીતે કરું? સ્વરૂપ જ સર્વનું મૂળ છે; તેનાથી અજ્ઞાત રહું અને અનાત્મયોગ કરું, તો તેનાથી શું પ્રયોજન સિદ્ધ થશે? એથી તો અનાત્માની જ પ્રાપ્તિ સિદ્ધ થશે, અન્ય નહિ.

ભૃગુએ કહ્યું : અભ્યાસ, કર્મ, સર્વ શરીરથી થાય છે અને શરીર અનિત્ય છે. તેથી શરીરના કૃત્યનું જે ફળ છે, તે પણ અનિત્ય છે. અનિત્ય ફળની પ્રાપ્તિ વાસ્તે બુદ્ધિમાન યત્ન નથી કરતા.

વસિષ્ઠે કહ્યું : સ્વરૂપનું દર્શન યોગથી થાય છે, કહેવાથી નહિ.

મેં કહ્યું : સ્વરૂપ વડે જ યોગઅયોગનું દર્શન થાય છે (દેખવામાં આવે છે), યોગથી સ્વરૂપ દેખવામાં નથી આવતું; કારણ કે જે યોગ અર્થાત્ ચિત્તની એકાગ્રતાને તથા ચિત્તના આદિ, મધ્ય અને અંતને જુએ છે, તે જ સર્વને દેખે છે.

વસિષ્ઠે કહ્યું : જો દેખવાનુ યોગથી નથી, તો અહીં કેમ આવ્યો હતો? અને કેમ પૂછે છે કે હું કોણ છુ ?

મેં કહ્યું : એટલા જ માટે આવ્યો હતો કે આ લોક શું અનુભવ જણાવે છે, પરંતુ જોયું તો સમ્યક્ આત્માનો અનુભવ એક જ છે, અસમ્યક્ અનુભવ અનેક છે.

બ્રહ્માએ કહ્યું : જો તું જ છે તો અન્ય ઉપાય શા માટે કરે છે? સર્વ જગતને મૃગતૃષ્ણાના જળ સમાન જાણ અને પોતાને અધિષ્ઠાન જાણ.

મે કહ્યું : જો સર્વ જગત મૃગતૃષ્ણાનુ જળ છે, તો તમારું શું કામ છે? તમે પણ જગતકોટિમા જ છો.

બ્રહ્માએ કહ્યું : હે પુત્ર! પોતાના આત્મા સાથે જ પ્રીતિ કર, આત્મા જ સત્ છે, જાણ કે હુ શરીર નથી, હું શરીરરૂપી વસ્ત્રથી નગ્ન છુ, અર્થાત્ પોતાપણું, અહંકારને ત્યાગ કે સુખી થવાય. આ જે અતીત વનોમાં ફરે છે તથા નગરોમા ફરે છે, તેમને પૂછ કે તમે શાથી અતીત થયા છો? તેઓ કહેશે, ગૃહસ્થથી. તો તે તો આપો-

આપ સિદ્ધ છે; કારણ કે સ્ત્રી મરી ગઈ ને સ્વામી રહ્યો, સ્વામી મરી ગયો અને સ્ત્રી રહી!

હે પુત્ર! તું એવો અતીત થા કે આ સંઘાતરૂપ ગૃહસ્થમાં રહેવા છતાં પણ તું સંઘાત અને સંઘાતના ધર્મોના અહંકારનો ત્યાગ કરે. યદ્યપિ તું સાક્ષી આત્મા સ્વતઃ જ સંઘાતથી અતીત અર્થાત્ જુદો જ છે, પરંતુ જુદાને જુદો જાણવો એ જ અતીત થવાપણું છે. તું પરિચ્છિન્ન પરાશર નથી, તો પછી જગત ક્યાં છે? જ્યાં સુધી માયાના ગુણોની સાથે મળીને કંઈ કરવામાં આવે છે, ત્યાં સુધી જ પાપ-પુણ્ય છે. જ્યાં બીજ છે, ત્યાં વૃક્ષ પણ છે. તે જ પ્રમાણે જ્યાં પરિચ્છિન્ન અહંકાર છે, ત્યાં જ સંસાર છે. જ્યાં અહં નથી, ત્યાં સંસાર નથી.

મેં કહ્યું: હે બ્રહ્મા! પરાશર નથી, તું જ છે. કેમ કહે છે કે 'પરાશર જીવ છે?'

બ્રહ્માએ કહ્યું: જીવ, ઈશ્વર, બ્રહ્મને હું ચૈતન્ય સિદ્ધ કરું છું અને જીવ, ઈશ્વર, બ્રહ્મસ્વરૂપ પણ હું જ છું. કર્મ પણ હું જ છું. જો સ્વપ્નદ્રષ્ટા એ સ્વપ્નના જીવ, ઈશ્વર, બ્રહ્મ સર્વ સ્વપ્નજગતની સિદ્ધિ કરનાર પોતે જ છે અને સર્વ સ્વપ્નજગતરૂપ પણ પોતે જ છે.

## મીમાંસા

એટલે મીમાંસા આવ્યાં અને બોલ્યાં: જેવું કર્મ કરે, તેવું જ કર્મનું ફળ મળે, તેથી કર્મ જ પ્રધાન છે. હે પ્રજાપતિ! આ વાત સત્ય છે કે જૂઠી?

બ્રહ્માએ કહ્યું: સત્ય છે. અતઃકરણની શુદ્ધિને માટે કર્મોની જ પ્રધાનતા છે.

મેં કહ્યું: હે બ્રહ્મા! તું કહેતો હતો કે હું જ છું, તો ધર્મ કોણ કરે?

બ્રહ્માએ કહ્યું: જો સર્વ હું છુ, તો કર્મ પણ હું છું.

## વૈશેષિક

વૈશેષિકે આવીને કહ્યુ: સહુ જૂઠું કહે છે. કાળ જ સર્વનો આત્મા છે. કાળ વડે જ જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર થાય છે. કાળ જ ઈશ્વર છે. અન્ય તો એ ઈશ્વરનો પ્રકાશ છે. હે બ્રહ્મા! કહો, હું સાચુ કહું છુ કે જૂઠુ કહું છું? કાળનો કઈ વખત અભાવ છે?

ભૃગુએ કહ્યું: સ્વપ્નનો કાળ સ્વપ્નથી ભિન્ન નથી–તેના પહેલા કે પછી નથી. તે સ્વપ્નવર્તી છે તેથી સ્વપ્નવત્ મિથ્યા છે. સ્વપ્નના કાળનો જાગ્રતમાં અભાવ છે અને જાગ્રતના કાળનો સુષુપ્તિમાં અભાવ છે, પરંતુ કાળ જ સત્ છે, કાળ જ ઈશ્વર છે, કાળ જ ઉત્પત્તિ આદિ કરે છે, એ વાત જેના વડે સિદ્ધ થઈ તે જ સત્ છે. કાળ સત્ નથી. તેમા તો કાળનો અભાવ છે. હે વૈશેષિક! સુષુપ્તિ કાળ વડે થાય પરંતુ કહો, અનુભવસિદ્ધ સુષુપ્તિમાં કાળ છે? નહિ. તેથી કાળ મિથ્યા થયો. અજ્ઞાનના ભાવને અને કાળાદિકના અભાવને સુષુપ્તિમાં સિદ્ધ કરવાવાળો સાક્ષી ચૈતન્ય આત્મા જ સત્ છે તથા ઈશ્વર છે, અન્ય કાળાદિક નહિ.

## ન્યાય

ત્યાં ન્યાયે આવી કહ્યું: સર્વ જગત ઈશ્વરને અધીન છે. કર્મ બીજ છે, તે કાળથી પ્રકટ થાય છે. પરંતુ ઈશ્વર ઇચ્છે, તો તે બીજ નષ્ટ થઈ જાય છે તેથી સર્વ ઈશ્વરથી છે.

મેં કહ્યું: હું સત્, ચિદ્, આનંદ પ્રત્યક્ આત્માથી ભિન્ન ઈશ્વર નરશૃંગવત્[1] છે. સ્વપ્નદ્રષ્ટાથી ભિન્ન સ્વપ્ન ઈશ્વરવત્ સ્વપ્નમા રાજા તથા પ્રજા ભાસે પણ છે, પરંતુ એ સર્વ પ્રતીતિમાત્ર છે. તેમ પહેલા કે પછી છે નહિ. સ્વપ્નદ્રષ્ટા જ ત્રણે કાળમાં સત્ છે. સ્વપ્નસૃષ્ટિની સાથે જ સ્વપ્નના ઈશ્વરાદિ છે. તે જ પ્રમાણે દૃષ્ટાંતથી જાણી લેવુ

ન્યાયે કહ્યું: ઈશ્વર તે છે, જેણે તને ઉત્પન્ન કર્યો.

મે કહ્યું: હું ચૈતન્ય સ્વયપ્રકાશરૂપ છું. મારી ઉત્પત્તિ કરવાવાળો કોઈ નથી.

ન્યાયે કહ્યુ: હે પરાશર! ઈશ્વરરૂપ સૂર્યથી જ સર્વ જગતની તથા તારા સંઘાતની ચેષ્ટા થાય છે.

મેં કહ્યું: તે ચૈતન્યરૂપ સૂર્ય હું છું. હે ન્યાય! વેદ સત્ય કહે છે કે 'એક નારાયણ અદ્વિતીય છે.'

ન્યાયે કહ્યું: સર્વનું ભક્ષણ કરીશ.

ભૃગુએ કહ્યું: સર્વ શ્રુતિસ્મૃતિમા જણાવાતો ઈશ્વર તારો સ્વામી છે, ઉપાસ્ય છે. તેનુ ભક્ષણ કર કે તારું સ્વામી–સેવકપણુ સિદ્ધ થાય. હે મૂર્ખ! જળ અને બુદ્‌બુદ વિષે શો ભેદ છે?

ન્યાયે કહ્યું: જીવ ઈશ્વર નથી થઈ શકતો; કારણ કે એ પરા

---

૧ માણસના શીંગડા જેવું; અસંભવિત, મિથ્યા.

ધીન આદિ ગુણોવાળો છે અને ઈશ્વર સ્વતંત્રાદિ ગુણોવાળા છે.

અગસ્ત્યે કહ્યું : હું નથી જાણતો, જીવ-ઈશ્વર શી વસ્તુ છે, તે ભિન્ન છે કે અભિન્ન છે? પરંતુ હું સત્, ચિદ્, આનંદ, પ્રત્યક્ આત્મા છું એ હું જાણું છું. જો જીવ-ઈશ્વર સત્, ચિદ્ આનંદ આત્માથી ભિન્ન છે, તો એવા અસત્, જડ, દુ:ખરૂપ અનાત્મા જીવ-ઈશ્વરને શું કરે? ચાહે ભિન્ન રહે, ચાહે અભિન્ન રહે. જે સચ્ચિદાનંદ આત્મા છે, તે મારું સ્વરૂપ છે. સ્વરૂપ વિષે ભિન્નાભિન્ન શું છે? સ્વપ્નજગતના જીવ-ઈશ્વર ભિન્ન હોય કે અભિન્ન હોય તેથી સ્વપ્નદ્રષ્ટાને શું! સ્વપ્નદ્રષ્ટાથી ભિન્ન જીવ-ઈશ્વરનો અત્યંતાભાવ છે. હે ન્યાય! કહો, જીવ-ઈશ્વર તમે જોયા છે?

ન્યાયે કહ્યું : જોયા નથી.

ભૃગુએ કહ્યું : હે મૂર્ખ! જોયા નથી તો ભિન્ન-અભિન્ન શી રીતે કલ્પ્યા?

ન્યાયે કહ્યું : જીવ ઈશ્વરનો અંશ છે.

ભૃગુએ કહ્યું : અંશનો અર્થ શું? જેમ ઘટ મૃત્તિકાનો અંશ છે, અથવા બુદ્બુદ તરંગાદિ જળનો અંશ છે, અથવા ભૂષણ સુવર્ણનો અંશ છે, ઘટાકાશ મહાકાશનો અંશ છે, તેમ એ ઘટ તું જ કે બીજો છે? તોપણ અંશઅંશીભાવ બનતો નથી. પિતા-પુત્રની માફક જીવ-ઈશ્વરને કહે તો તે બનતું નથી, કારણ શ્રુતિસ્મૃતિથી વિરોધ થાય છે. અંશઅંશીભાવ[1], પિતાપુત્ર બન્ને અનિત્ય છે અને જીવને તો નિત્ય કહ્યો છે.

ન્યાયે કહ્યુ : જગત પરમાણુઓથી થાય છે.

બૃહસ્પતિએ કહ્યું : હે ન્યાય! ધર્મથી કહે, સ્વપ્નપ્રપંચ કયા પરમાણુઓથી થાય છે? એક ક્ષણમાત્રમાં નિદ્રારૂપ અવિદ્યા પરમાણુઓ સહિત સ્વપ્નજગત ઉત્પન્ન કરે છે. કોઈ પણ પુરુષના અનુભવમાં નહિ બેસે કે સ્વપ્નજગત પરમાણુઓથી ઉત્પન્ન થયું છે. તે જ પ્રમાણે જ્યારે કુંભાર ઘડાને મૃત્તિકાથી બનાવે છે અથવા તેનો નાશ થાય છે, ત્યારે પરમાણુઓને વીખરતા કે મળતા કોઈએ જોયા નથી. હે ન્યાય! પૃથ્વી ઉપરથી વાયુ વડે ધૂળના જે પરમાણુઓ ઊડે છે, તેમને આકાશમાં જોઈને કારણરૂપતાથી નિત્ય કહેવા અને કાર્યરૂપતાથી અનિત્ય કહેવાં એ હસવા યોગ્ય છે. હે ન્યાય! કહે, ઇંદ્રજાળ વડે રચાયેલું જગત કયા પરમાણુઓથી રચાય છે અને કયા પરમાણુ વીખરા

[1] અંગ અને અંગીભાવ.

વાથી તેનો નાશ થાય છે? તે જ પ્રમાણે રજ્જુ વિષે સર્પ, દંડ, માળાદિક પદાર્થોના ઉત્પત્તિ-નાશ કયા પરમાણુથી થાય છે? આ કોઈ પરમાણુથી થતું નથી; કેવળ રજ્જુના અજ્ઞાનથી સર્પાદિકની ઉત્પત્તિ થાય છે અને રજ્જુના જ્ઞાનથી સર્પાદિકનો નાશ જોવામાં આવે છે. તે જ પ્રમાણે આ જગત, સચ્ચિદાનંદ સાક્ષી આત્માના અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે અને તેના જ સમ્યક્ જ્ઞાનથી લીન થાય છે. વચમાં પરમાણુઓની ટાગડી લાવીને મૂકવી કેવળ મૂર્ખતા છે.

ન્યાયે કહ્યુ : સાત અથવા સોળ પદાર્થોના સમ્યક્ જ્ઞાનથી મોક્ષ થાય છે.

મે કહ્યું : હે ન્યાય! જે અધિષ્ઠાનના અજ્ઞાનથી બંધ થાય છે, તેના જ જ્ઞાનથી મોક્ષ થાય છે, અન્યથા નહિ. તાત્પર્ય કે પોતાના સ્વરૂપના અજ્ઞાનથી સંસારી પોતાને મરણવાન, બંધવાન તથા પંચ-ક્લેશાદિવાળો માને છે. જ્ઞાન થયા પછી તે પોતાને નિત્યમુક્ત, ચૈતન્યરૂપ માને છે. એ જ મોક્ષ છે; અન્ય કોઈ મોક્ષ જેવો પદાર્થ નથી. કેવળ મનનરૂપ જ બંધમોક્ષ છે. હે ન્યાય! સ્વપ્નપદાર્થના જ્ઞાનથી અથવા નિર્ણયથી પુરુષને શી સિદ્ધિ મળે છે? નિદ્રારૂપ અવિદ્યાના નાશ વિના સ્વપ્નભ્રમરૂપ પદાર્થોનો હજારો વર્ષ સુધી નિર્ણય કરું; તોપણ તેનો નાશ થતો નથી, એ અનુભવસિદ્ધ છે. તેથી માયામાત્ર પદાર્થોના અંતના હેતુરૂપ અધિષ્ઠાનચૈતન્ય આત્માને સમ્યક્ જાણવો, એ જ યથાર્થ કર્તવ્ય છે અને નહિ કે ભ્રમરૂપ પદાર્થોનો નિર્ણય.

હે મૈત્રેય! મે કહ્યુ : હે બ્રહ્મ! સર્વ જો તું જ છે, તો ન્યાય ક્યાં છે?

બ્રહ્માએ કહ્યું : જો સર્વ હું છું, તો ન્યાય પણ હું જ છુ.

મેં કહ્યુ : ન્યાય કર્મપર[1] છે. એવું કયુ કર્મ છે, જેના પર ન્યાય(તર્ક) કરીશ?

બ્રહ્માએ કહ્યું : પોતાનો પોતે ન્યાય કરું છુ. વાસ્તવમાં હુ અસંગ નિર્વિકાર છું. જો, સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્નનો વ્યવહાર પણ પોતે જ કરે છે અને વાસ્તવમા અસંગ પણ છે.

## પાતંજલ

પછી પાતંજલ યોગશાસ્ત્રનુ આગમન થયુ અને તેણે કહ્યું : જે પ્રણવને લઈને યોગ કરે, તે જીવન્મુક્ત છે.

---

૧ પ્રવૃત્તિધર્મ સધાવનાર, જેનું તાત્પર્ય ક્રિયામા છે એવો.

મેં કહ્યું: પ્રણુવ શબ્દમાત્ર છે. પ્રણુવને લઈને મનને યોગ કરવાનો છે. મન અને પ્રણુવને સિદ્ધ કરવાવાળો પ્રત્યક્ ચૈતન્ય આત્મા, તો સ્વતઃસિદ્ધ જીવન્મુક્ત છે. યોગ કરવાથી તે જીવન્મુક્ત થાય છે, એમ નથી. જે કર્તવ્યથી સિદ્ધ થાય છે, તે અનિત્ય છે.

પુનઃ મેં પૂછ્યું: યોગીનું શું સ્વરૂપ છે?

યાજ્ઞવલ્કયે કહ્યું: જેણે અહંકારને બાળીને તેની જ ભસ્મ શરીર ઉપર લગાડી છે અને મન પરમેશ્વરમાં જોડ્યું છે, તે યોગી છે.

મેં પૂછ્યુ: જો અહંકાર ભસ્મ થયો, તો જીવ, ઈશ્વર, મન કયાં છે કે પછી જોડવાનું રહે? પરમેશ્વરનું સ્વરૂપ શું છે?

યાજ્ઞવલ્કયે કહ્યું: સત્, ચિદ્, આનંદરૂપ છે; પરંતુ વાસ્તવમાં અવાઙ્મનસગોચર છે.

મેં કહ્યું: જો સચ્ચિદાનંદ પરમેશ્વર આત્મા મનવાણીને અગોચર છે, તો મનને જોડવારૂપ યોગ શી રીતે થશે? એ તો કોઈ દશ્ય અનિત્ય પદાર્થમાં જ મનનું જોડાણુ અર્થાત્ યોગ થશે. પરમેશ્વરમાં નહિ.

## મન કેવી રીતે વશ થાય છે?

હે મૈત્રેય! પતંજલિએ કહ્યું: ખાવાપીવાના, સૂવાના વગેરે વ્યવહાર અલ્પ કરવાથી ઇંદ્રિયો આપણુને વશ થાય છે. પછી યોગ થાય છે.

અગસ્ત્યે કહ્યું: ખાવા, પીવા, સૂવાથી ઇંદ્રિયો વશ નથી થતી, પરંતુ સંસારમાં મિથ્યાત્વના સમ્યક્ જ્ઞાનપૂર્વક સ્વરૂપનો જે સમ્યક્ બોધ થાય તેથી ઇંદ્રિયો વશ થાય છે, અન્યથા તે થતી નથી. જેમ ઇંદ્રજાળ દ્વારા રચેલા સ્ત્રી આદિ પદાર્થો હોય, તેમને વિશે સમ્યક્ જ્ઞાતા પુરુષનાં ઇંદ્રિયાદિ ભોગબુદ્ધિથી પ્રવૃત્ત થતાં નથી, તે તો વિલાસપૂર્વક જ પ્રવૃત્ત થાય છે. હે પતંજલિ! ખાનપાનાદિના અભાવથી તો રોગીની પણુ ઇંદ્રિયો વશ થાય છે, પરંતુ પદાર્થોનો સૂક્ષ્મ રાગ બનેલો જ રહે છે અને ક્રોધ અધિક થાય છે.

યાજ્ઞવલ્કયે કહ્યું: તું નગુરો છે. તને કહેવું યોગ્ય નથી; પરંતુ મન યોગથી શુદ્ધ થાય છે.

મેં કહ્યું: ગુ નામ અજ્ઞાન અને તેના કર્મનું છે. રુ નામ પ્રકાશકનું છે. તેથી નામરૂપ અને તત્કાર્યને જે પોતાના સ્વયંપ્રકાશથી પ્રકાશે છે, તેનું નામ ગુરુ છે. એ સ્વયંપ્રકાશનો બીજો કોઈ પ્રકાશક છે નહિ. તેથી હું ચૈતન્ય નગુરો છું એ બરાબર છે.

પુનઃ મેં કહ્યું : દયાળુ થઈને કહો, યોગથી મન કેવી રીતે શુદ્ધ થાય છે?

પતંજલિએ કહ્યું : પ્રાણાયામ કરીને પ્રાણોને રોકે, પછી અનાહત શબ્દ સાંભળે.

મેં કહ્યું : એ કરવાથી થતું નથી. અનાહત શબ્દ આપોઆપ થયા જ કરે છે; કારણ અંતરમાં અવકાશરૂપ આકાશ છે. તેમાં પ્રાણ વાયુના સંચારરૂપ શબ્દ યત્ન વિના હમેશા થતો રહે છે. પ્રાણરૂપ વાયુના સંચારરૂપ દશ પ્રકારનો અનાહત શબ્દ, તે શબ્દમાં મનનું જોડાવું-ન જોડાવું, એ ઉભયને જે ચૈતન્ય સાક્ષી આત્મા જાણે છે, તે જ શુદ્ધ છે. તેને પોતારૂપ જાણવાથી જ મન શુદ્ધ થાય છે.

એટલું કહી વળી મેં કહ્યું : કહો, યોગને વાસ્તે બીજું શું કરવું જોઈએ?

યાજ્ઞવલ્ક્યે કહ્યું : ગુરુ અને શાસ્ત્ર અનુસાર પ્રાણાયામનો અભ્યાસ કરતાં જ્યારે સુષુમ્ણા નાડી દ્વારા પ્રાણ દશમા દ્વારમાં સ્થિત થાય, ત્યારે જિહ્વાને લાંબી કરી તાલુમાં લગાવી પ્રાણોને ઉપર જ રોકે અને તેને નીચે આવવા ન દે, ત્યારે યોગી અમૃતનું પાન કરે છે.

મેં કહ્યું : હે વિદ્વાન! આપ વિચારો કે શીર્ષમાં કોઈ અમૃત પડેલું નથી. કેવળ (ભીજ) મગજનાં અણુઓ, મજ્જા, માંસ, અસ્થિ, રુધિર છે. (એનો સર્વને અનુભવ છે.) શીર્ષમાં યોગી અમૃતપાન કેવી રીતે કરે છે? હા, પ્રાણને રોકવાથી અગ્નિ પ્રજ્વલિત થાય છે. તે અગ્નિના તેજથી મગજના અણુ, મજ્જા, માંસ, પીગળીપીગળીને શીર્ષથી નીચે પડે છે, તે અમૃતનું યોગી પાન કરે છે. તેથી ભિન્ન અમૃત કોઈ અનુભવમાં આવતું નથી.

યાજ્ઞવલ્ક્યે કહ્યું : પરમેશ્વરનો માર્યો હોય, તે તારાથી વાત કરે.

મેં કહ્યું : પરમેશ્વર અને પોતાની વચમાં જે અહંકાર છે તેનો નાશ કરે, તે જ પરમેશ્વરનો માર્યો છે; પરંતુ હું તારો ચેલો છું. મારો ત્યાગ ન કર. કહો, તેથી આગળ યોગી શેમા યોગ-જોડાણ કરે?

યાજ્ઞવલ્ક્યે કહ્યું : દશમું દ્વાર એવું છે કે જ્યાં સૂર્ય, ચંદ્ર, વિદ્યુત, તારાગણ વિના જ પ્રકાશ છે, ત્યાં જ ઈશ્વરનો નિવાસ છે તથા પ્રકાશ છે.

મેં કહ્યું : જૂઠું ન કહો. દશમા દ્વારમાં પ્રકાશ ક્યાં છે? શીર્ષમાં તો અંધકાર જ છે, એ વાત સર્વને અનુભવસિદ્ધ છે. હે યાજ્ઞવલ્ક્ય! સાક્ષીઆત્મા નખશિખ પર્યંત પૂર્ણ છે. તેથી જ દશમા

દ્વારમાં પણ આત્માનો જ પ્રકાશ છે, અન્યનો નહિ. તેથી જ આત્માથી જ દશમું દ્વાર તથા સર્વ પ્રાણોના ન્યૂનાધિક વ્યવહાર જાણ્યા જાય છે. આટલો કાળ પ્રાણ મારા દશમા દ્વારમાં સ્થિત રહે છે, આટલો કાળ નથી રહેતો, એ વિચારોને આત્મા જાણે છે, તેથી આત્મા જ સર્વનો પ્રકાશક છે. હે યાજ્ઞવલ્ક્ય! સ્વપ્નદ્રષ્ટાની પ્રાપ્તિ વાસ્તે સ્વપ્નનગર પ્રાણાયામ કરીને પ્રાણોને દશમા દ્વારમાં ચઢાવે, તે તેની મૂર્ખતા છે; કારણ કે સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નનગરનો આત્મા જ છે.

## યોગનો અધિકારી કોણ છે?

પોતાના આત્માને શોધવાને વાસ્તે ક્રિયારૂપ પ્રાણાયામનો યોગ કરવાનો નથી; કેવળ વિવેક દ્વારા જાણવાનું જ છે. જેનું ચિત્ત અતિ સ્થૂલ છે, વિચાર કરવામાં અસમર્થ છે, તેના વાસ્તે સ્થૂલારુંધતી[1] ન્યાયે હઠયોગ છે; અન્યને માટે નહિ.

યાજ્ઞવલ્ક્યે કહ્યું: યોગ સનાતન છે. એક તારા ન માનવાથી યોગનું ખંડન થતું નથી.

મેં કહ્યું: અન્ય સર્વ શાસ્ત્ર તથા પૃથ્વી, અપ્, તેજ, વાયુ, આકાશાદિ અજ્ઞાન સહ સનાતન છે, તે જ પ્રમાણે યોગશાસ્ત્ર પણ સંસારમાં અંદર પડતું હોવાથી સનાતન છે. તેથી સર્વ શાસ્ત્રો તથા પ્રત્યક્ષાદિ પ્રમાણોને સિદ્ધ કરવાવાળો તથા સર્વ દૃશ્યને સિદ્ધ કરવાવાળો આત્મા જ અસલ સનાતન છે; અન્ય નહિ.

## સાંખ્ય

પછી કપિલદેવ આવ્યા અને બોલ્યા: જે સ્વરૂપને પ્રાપ્ત કરવા ઇચ્છે, તેણે નિત્ય-અનિત્યનો વિચાર કરવો.

મેં પૂછ્યું: હે કપિલ! નિત્ય શું અને અનિત્ય શું?

કપિલે કહ્યું: ત્રણ ગુણોથી ઉત્પન્ન થવાવાળા શરીર સહિત સંસાર અનિત્ય છે. ત્રણ ગુણ અહંકારથી છે. જેનાથી આ સર્વ પ્રકાશમાન છે, તે નિત્ય છે. પ્રકૃતિપુરુષના અવિવેકથી બંધ છે અને વિવેકથી મોક્ષ છે. પુરુષના સુખદુઃખના ભોગ વાસ્તે પ્રકૃતિ સ્વતંત્ર જગતને રચે છે. પુરુષ અસંગ છે, અનેક છે અને ચોવીસ તત્ત્વો છે. આ સંક્ષેપમાં સાંખ્યશાસ્ત્રનો સિદ્ધાંત છે.

---

૧ પાસેના મોટા પદાર્થને બતાવી આ રીતે સાચો ઝીણો પદાર્થ બતાવવાનો ન્યાય. જેમકે સપ્તર્ષિ મંડળના મોટા તારા મારફત સાચો ઝીણો અરુંધતીનો તારો દેખાડવામાં આવે તે.

મેં કહ્યું: હે કપિલ! તારાં વચન સર્વ ઠીક છે; પરંતુ પુરુષ જે અસંગ તેને અનેકતા તથા પ્રકૃતિને સ્વતંત્રતા અને જગત રચવાવાળી કરવી એ ઠીક નથી.

કપિલે કહ્યું: જો ભિન્નભિન્ન પુરુષ ન માને, તે સર્વ એકના સુખે સુખી અને એકના દુઃખે દુઃખી થવા જોઈએ.

મેં કહ્યું: એક જ આકાશ અનંત ઘટોમાં રહ્યું છે. ઘી, તેલ વગેરે અનેક પદાર્થો તે ઘડામાં ભરેલા છે, પણ સર્વ મૃત્તિકાના ઘટ એક જ છે. હવે એક ઘટના ફૂટવાથી અથવા એક ઘટમાં ક્રિયા થવાથી સર્વ ઘટ ફૂટતા નથી કે ક્રિયાવાન થતા નથી. આકાશ સર્વ ઘટોમાં એક જ અસંગ ને નિર્વિકાર સ્થિત છે. તે જ પ્રમાણે સતથી ભિન્ન પ્રકૃતિ અસત્, જડ છે. જડ પદાર્થમાં સ્વતંત્ર ક્રિયા થતી નથી. જો પૂતળીઓમાં સ્વતંત્ર ચેષ્ટા થતી નથી. તેથી ચૈતન્યના આભાસયુક્ત પ્રકૃતિ જ જગતને રચે છે, સ્વતંત્ર રીતે નહિ. હે કપિલ! સદ્વિચારથી જો. પક્ષપાત ન કર. સુખદુઃખની મિશ્રતા થવાના ભયથી જ અસંગ પુરુષને અનેક માનવા પડે છે, તેનો ખુલાસો આ કહી એ રીતે થઈ શકે છે. પછી અસંગ પુરુષને વિવિધ માનવો વ્યર્થ છે.

કપિલ ચૂપ થયા.

## વેદાંત

વ્યાસે કહ્યું: એક અદ્વિતીય નારાયણ છે, દ્વૈત નથી.

મેં કહ્યું. એક છે, તો બીજું પણ છે.

વ્યાસે કહ્યું: નારાયણ વિષે બીજું ક્યાં છે? સ્વયંરૂપ છે.

મેં પૂછ્યું: બીજું નથી, તો એક શા માટે કહ્યું?

વ્યાસે કહ્યું: દ્વૈતના અંગીકાર વિના વચન થતું નથી. તેથી તારા કહેવાથી જણાય છે, કે મુખ બંધ જ રાખવું સારું છે.

મેં કહ્યું: સંતપદને વેદ શું જાણે? કારણ કે વેદ ત્રિગુણરૂપ છે અને સંતપદ ત્રિગુણાતીત છે. માટે કંઈ કહો, કંઈ સાંભળો.

વ્યાસ પણ ચૂપ થયા.

## સિદ્ધાંત

ત્યારે બ્રહ્માએ કહ્યું: હે પરાશર! તેં પોતાને સર્વથી મોટો માન્યો છે. મળમૂત્રનું આ શરીર કાળનો કોળિયો છે. જે જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરે છે, તે પણ અહંકાર નથી કરતા; કારણ કે ચૈતન્ય વિના આ નામરૂપ જડ માનાદિક દૃશ્યથી સ્વતંત્ર કોઈ

કાર્ય થતું નથી. વિદ્યા આદિનું અભિમાન પણ વિદ્વાનો નથી કરતા, કારણ કે એકાદ દિવસ સખત જ્વર ભરાયો હોય કે થોડીસરખી ભાંગ પીધી હોય, તો સર્વ વિદ્યાનું વિસ્મરણ થઈ જાય છે. અથવા કોઈક ઔષધિ સૂંઘવાથી સર્વ વિદ્યા નષ્ટ થઈ જાય છે. આ અનિત્ય પદાર્થોનું શું અભિમાન કરવું? અભિમાન જ કરવું હોય તો એ જ નિરંતર ચિંતન કરવું કે હું દેહાદિસંગત નથી, પરંતુ હું અવાઙ્મનસગોચર, સર્વાધિષ્ઠાન, જગદ્વિધ્વંસક, પ્રકાશક, અવેદ્યત્વ,[1] સદા અપરોક્ષ, સાક્ષી, સચ્ચિદ્ઘન, વિશુદ્ધાનંદસ્વરૂપ છું.

મેં કહ્યું: હે બ્રહ્મા! વાસ્તવ વિચારથી તો શુદ્ધ-અશુદ્ધ અભિમાન તુલ્ય અનાત્મધર્મો છે. સોનાની બેડી અને લોહની બેડી પુરુષના સંસારનિરોધમાં તથા દુઃખ આપવામાં સરખી છે; કારણ કે અભિમાન થાય છે, તે કોઈ માયાના ગુણને લીધે દેહઅધ્યાસપૂર્વક થાય છે. તમે અંતર્યામી થઈને જુઓ. મારામાં પરાશરની રેખમાત્ર પણ નથી. હું સ્વયંપ્રકાશ છું. હું સાક્ષી ચૈતન્યમાં મોટાઈ હોય તો નાનાઈ પણ હોવી જ જોઈએ. યથાર્થ નિરૂપણમાં અભિમાન અને નિરભિમાનનું શું પ્રયોજન છે? હે બ્રહ્મા! ભ્રમમાત્રથી સિદ્ધ એવા બંધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ વાસ્તે બંધમોક્ષથી રહિત એવા હું ચૈતન્યમાત્રને યોગાદિ સાધન કિંચિન્માત્ર પણ કરવાના નથી. એ જ મને બેશક અભિમાન જેવું અભિમાન છે. તમે સદ્વક્તા છો. કહો, એ વાત ઠીક છે કે નહિ? સ્વપ્નદ્રષ્ટાની સર્વ સ્વપ્નપ્રપંચથી રહિતતા, સ્વપ્નના બંધમોક્ષથી રહિતતા તથા સ્વપ્નના જીવ-ઈશ્વરની કલ્પનાથી પણ રહિતતા તેમજ નિષ્કર્તવ્યતા આદિનું આ ચિંતન બરાબર છે કે નહિ?

બ્રહ્માએ પૂછ્યું: કહો, બ્રહ્મનું સ્વરૂપ શું છે?

મેં કહ્યું: અંતર-બહાર જે વડે સર્વ મનાદિકના વ્યવહાર જાણી શકાય છે, તેને બ્રહ્મ, સાક્ષી ચૈતન્ય કહે છે. અથવા આ સર્વ બ્રહ્મ જ છે.

બ્રહ્માએ પૂછ્યું: જે દૃશ્યમાન છે, તે નાશવંત છે અને બ્રહ્મ તો નામરૂપથી રહિત છે. એને બ્રહ્મ કેવી રીતે જાણવું?

મેં કહ્યું: હે બ્રહ્મા! વસ્તુના સમ્યક્ સ્વરૂપનો વિચાર કર્યા વિના જે પ્રતીતિ હોય, તે ભ્રમમાત્ર જાણવી. જુઓ, મધુરતા, દ્રવતા, શીતળતારૂપ જળના સ્વરૂપનો વિચાર કર્યા વિના જે ફીણ, બુદ્બુદ, તરંગાદિની પ્રતીતિ છે, તે ભ્રમમાત્ર છે; તે પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ

૧ જ્ઞાનના વિષય ન થાય તેવું.

બ્રહ્માના સ્વરૂપના વિચાર વિના જે કંઈ નામરૂપ સંસારની પ્રતીતિ છે તે ભ્રમમાત્ર છે. આ પ્રકારે મૃત્તિકા, સ્વર્ણાદિનાં અનેક દષ્ટાંતો છે. ભ્રમી પુરુષની દષ્ટિ પ્રમાણ થઈ શકતી નથી.

બ્રહ્માએ પૂછયુ : તેં જોયું છે?

મેં કહ્યું : માયાથી લઈને દેહ પર્યંત સર્વને જોવાવાળા હું બ્રહ્મને કોણ દેખે? કારણ કે માયા અને, માયાનાં મન દેહાદિક કાર્ય, જે દશ્ય છે, તે પોતાના દ્રષ્ટાને દેખી શકતાં નથી; કારણ કે આ સાક્ષી ચૈતન્યથી પૃથક્ કોઈ દ્રષ્ટા છે નહિ. તેથી આ બ્રહ્મ ચૈતન્યને કોણ દેખે? એ સ્વયંપ્રકાશ છે. જુઓ, સૂર્ય સર્વને પ્રકાશે છે, પરંતુ સૂર્યને કોઈ પ્રકાશ્ય પદાર્થ પ્રકાશતો નથી.

બ્રહ્માએ કહ્યુ : ભજન કર.

મેં પૂછયુ : ભજનનું સ્વરૂપ શું છે?

બ્રહ્માએ કહ્યું : પોતાના સહ સર્વ ભગવદ્‌રૂપ જાણવું એ ભજન છે; પરતુ તું વર્ણાશ્રમમા તથા શુભ-અશુભમાં તથા ઇંદ્રિયોના વિષયના બધનમા છે. ભજનનુ રહસ્ય તું શી રીતે જુએ?

મે કહ્યુ : આ સર્વ દશ્ય હુ ચૈતન્ય વડે બધાયેલુ છે. હું ચૈતન્ય તેનાથી બધાયેલો નથી, જેમકે સ્વપ્નદ્રષ્ટા વડેજ સર્વ પદાર્થ બધાયેલા હોય છે.

બ્રહ્માએ કહ્યુ : હે પરાશર! જ્યારે તું કર્મથી નિષ્કર્મ થઈશ, સર્વ આશાથી નિરાશ થઈ આત્મવિચારના સમ્યક્ સન્મુખ થઈશ, ત્યારે દેવતાઓ શોકવાળા થશે, કારણ કે દેહાભિમાનીઓ જ દેવતાઓના પશુ છે. દેહઅભિમાનરહિત સમ્યક્ વિદ્વાન પુરુષ દેવતાઓનો ગુરુ અર્થાત્ આત્મા બને છે. તેનાથી કાળ પણ કપે છે, કારણ કે આત્માને જાણનાર પુરુષ કાળના કાળરૂપ થાય છે.

મે કહ્યુ : જે આશામાં બધાયેલો હોય, તે નિરાશ થાય. હુ ચૈતન્ય સર્વ દશ્યરૂપ આશાથી નિત્યમુક્ત છું.

## નિર્વાણ વૈરાગ્ય

બ્રહ્માએ કહ્યુ : પોતાના અહંકારને ત્યાગ અને નિર્વાણ વૈરાગ્ય કર, એટલે શાંતિમાન થવાય.

મેં પૂછયુ : નિર્વાણ વૈરાગ્યનું શું સ્વરૂપ છે?

બ્રહ્માએ કહ્યું : વાણ(બાણ) નામ દેહાદિકનુ છે. 'હું દેહમનાદિ સઘાતનો સાક્ષી છુ,' એ સમ્યક્ નિશ્ચયનું નામ નિર્વાણ વૈરાગ્ય છે.

મેં કહ્યું: હે બ્રહ્મા! પૂર્વે તમે જે ભજનનું સ્વરૂપ કહ્યું કે 'આપ સહિત સર્વ ગોવિંદ છે' તે જ ભજને હું કરું છું.

બ્રહ્માએ પૂછ્યું: જો સર્વ ગોવિંદ છે, તો તું કોણ છે?

મેં કહ્યું: જો સર્વ ગોવિંદ છે, તો હું પણ ગોવિંદ છું.

બ્રહ્માએ પૂછ્યું: ગોવિંદ સ્વયંપ્રકાશરૂપ છે. હું તું ક્યાં છે?

મેં કહ્યું: જો સર્વ ગોવિંદ છે, તો હું તું પણ ગોવિંદ જ છે. હે બ્રહ્મા! હું પરાશર નથી.

બ્રહ્માએ પૂછ્યું: જો તું નથી, તો ભજનનું શું પ્રયોજન છે?

મેં કહ્યું: પોતાને જાણતો નથી. સાંભળીને કહું છું કે જીવ છું.

બ્રહ્માએ પૂછ્યું: જો પોતાને જાણતો નથી, તો જીવઈશ્વર કેવી રીતે સ્થાપન કર્યા? તેથી એમ જણાય છે, કે જીવઈશ્વરને તું ચૈતન્યે સિદ્ધ કર્યા છે.

મેં કહ્યું: જો હું ભગવાન-ચૈતન્ય છું, તો પોતાને કેમ નથી જાણતો?

બ્રહ્માએ કહ્યું: જાણવાનો તારા વિષે માર્ગ નથી; કારણ કે જો તું જ છે તો કોને જાણે? કોણ છે કે તને જાણે? તું સ્વયંપ્રકાશ છે. તને એ નિશ્ચય થયો કે તુરત તું આવાગમનથી મુક્ત થયો. સર્વ કર્મ કરે તેમાં અહંકાર ન કર. પોતાના સહ સર્વ ગોવિંદ જાણ અને સર્વ ચાહનાથી અચાહ હો. ગોવિંદ પણ ક્યાં છે? જે હું ચૈતન્યને પોતાનો આત્મા જાણે છે, તે અચિંત્ય મારા રૂપ થાય છે. હે પરાશર! જાતે કશું ન કર. કરવા ન કરવાને જોતો રહે.

## વિષ્ણુ આવ્યા

પછી વિષ્ણુ આવ્યા અને પૂછ્યું: હે બ્રહ્મા! મેં પોતાના રૂપને જોયું નથી. કહો, મારું રૂપ કેવું છે?

બ્રહ્માએ કહ્યું: તારું રૂપ શિવ છે! તને કોણ જુએ? તું વિના કશું નથી.

હું ચૂપ થઈને બેઠો હતો. વિષ્ણુએ કહ્યું: હે પરાશર! તું ચિંતા ન કર.

બ્રહ્માએ કહ્યું: હે વિષ્ણુ! પરાશર તેં નકામા જ માન્યા છે, સર્વ તું જ છે, તો પરાશર ક્યાં છે?

વિષ્ણુ હસ્યા અને કહ્યું: હે બ્રહ્મા! જો સર્વ હું છું, તો પરાશર પણ હું જ છું, તને પરાશર અને હું બે જણાઈએ છીએ! લાગે છે કે તારો દ્વૈતથી ઊભો થતો ભેદ ગયો નથી.

બ્રહ્માએ કહ્યું: જો સર્વ તું જ છે તો દ્વૈતભેદ પણ તું જ છે. તને લજ્જા નથી આવતી કે પોતામાં પોતાના ભેદ જુએ છે? સ્વપ્નદ્રષ્ટા કલ્પિત સ્વપ્નભેદ વડે પોતાનામાં ભેદ માનતો નથી.

વિષ્ણુએ કહ્યું: લજ્જા તો ત્યારે કરું કે જો દ્વૈતભેદ રાખું. જો સર્વ હું જ છું તો લજ્જા શાથી કરું?

બ્રહ્મા ચૂપ થયા.

હે મૈત્રેય! તું પણ સત્ છે, કંઈ કહે!

મૈત્રેય: સર્વ હું જ ચૈતન્ય કહું છું, સાંભળું છું, જોઉં છું, દઉં છું, લઉં છું; સર્વરૂપ મારું જ છે. સ્વપ્નદ્રષ્ટાવત્ કહો હું ચૈતન્યથી ભિન્ન કર્તા કોણ છે જે કથન કરે?

પરાશરે કહ્યું: તને મૂર્ખ કહેવો જોઈએ. જો તું એક કર્તા છે તો ભેદ કેમ કર્યો?

મૈત્રેયે કહ્યું: હું ચૈતન્યમાં ભેદઅભેદનો માર્ગ નથી. તમારા વચનનો ઉત્તર કર્યો છે.

### બ્રહ્મયજ્ઞ

પરાશર કહે: બ્રહ્મયજ્ઞ સાંભળ.

મેં પૂછ્યું: હે વિષ્ણુ! ભજન કોનું કરે છે?

વિષ્ણુએ કહ્યું: બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વનું સ્વરૂપ સત્, ચિદ્, આનંદ આત્મા છે. તે સ્વતઃ બંધમોક્ષરૂપી સુખદુઃખથી રહિત, અજન્મા, વ્યાપક, અદ્વિતીય હું છું, એ દૃઢ નિશ્ચયનું નામ જ ભજન છે. અથવા મનવાણીશરીર વડે જે કંઈ પ્રવૃત્તિનિવૃત્તિ કરવાની છે, તે સુખની પ્રાપ્તિ વાસ્તે અને દુઃખની નિવૃત્તિ વાસ્તે છે. એ સુખની પ્રાપ્તિરૂપ અને દુઃખની નિવૃત્તિરૂપ પૂર્વોક્ત આત્મા સ્વતઃ સિદ્ધ નિત્ય સર્વને પ્રાપ્ત છે. ભજન કરવાથી અથવા કોઈ અન્ય પ્રવૃત્તિનિવૃત્તિ કરવાથી તે પ્રાપ્ત થતો નથી. તેથી પોતાથી ભિન્ન વસ્તુનું ભજન કરવું એ ભ્રમમાત્ર છે. એ તો સ્વયંપ્રકાશ છે. ભજન તો ત્રિપુટીમાં થાય છે. હું ચૈતન્ય ત્રિપુટીથી રહિત છું; કારણ કે ત્રિપુટીરૂપ ભજનનો હું દ્રષ્ટા છું. હું દ્રષ્ટાનો દ્રષ્ટા છે નહિ; જો સ્વપ્નદ્રષ્ટાને સુખદુઃખાદિ સ્વપ્નના પદાર્થોની નિવૃત્તિપ્રાપ્તિ વાસ્તે કંઈ પણ કર્તવ્ય નથી. જે મને પોતાના આત્માથી ભિન્ન જાણી મારી ઉપાસના કરે છે, તે નિજ સ્વરૂપના જ્ઞાનથી ભ્રષ્ટ છે; કારણ કે ઉપાસના કરવાવાળાનો હું આત્મા છું.

## શિવ આવ્યા
### ( શિવનો વિષ ખાવાનો આશય )

પછી શિવ આવ્યા અને કહ્યું : બ્રહ્મા, વિષ્ણુ, પરાશરાદિ છે જ નહિ; હું ચૈતન્ય અદ્વિતીય શિવ છું.

વિષ્ણુએ કહ્યું : જો સર્વ શિવ તો વિષ્ણુ પણ શિવ છે.

શિવે કહ્યું : વિષ્ણુ વિશ્વને કહે છે. મારા વિષે વિશ્વ ક્યાં છે? હું નિર્મળ છુ.

વિષ્ણુએ કહ્યું : વિશ્વને જે પોતાનું સ્વરૂપ જાણે તે જ શિવ.

શિવે કહ્યું : મે વિચારરૂપી એવુ નિર્મળ વિષ ખાધું છે કે તું વિષ્ણુરૂપ વિશ્વને વિચારરૂપ વિષની સાથે મેળવીને ગળી ગયો છું. સારાશ કે મારા ચૈતન્યસ્વરૂપમાં વિશ્વનો અત્યંતાભાવ અનુભવું છું. વિશ્વ વિષે વિશ્વપણું કયાં છે? શિવ છે. સુવર્ણના જ્ઞાતા પુરુષને ભૂષણ વિષે ભૂષણપણું કયાં છે? સુવર્ણ જ છે.

વિષ્ણુએ કહ્યું : વિષ્ણુ વિષે શિવ છે જ નહિ; કારણ કે શિવ નામ આનંદનું છે. વિષ્ણુ વિષે સુખદુઃખ બને નથી.

બ્રહ્માએ કહ્યું : વિષ્ણુપણું તથા શિવપણું, હું ચેતન્ય બ્રહ્મ-સ્વરૂપમાં બન્ને નથી. પ્રકટ જ છે કે સર્વના આદિ બ્રહ્મ છે. વિષ્ણુ શિવાદિક હું ચૈતન્યથી પ્રકાશિત છે. હુ અવાઙ્મનસગોચર સાક્ષી ચૈતન્ય વિષે પૂર્ણાપૂર્ણતા તથા ભેદઅભેદ બન્ને નથી.

હુ સર્વથી અતીત છુ, એ પણ મેં ભૂલથી જ કહેલું છે. નહિ તો અતીત શાથી છું? સર્વથી અતીત છતા સર્વ હુ જ છું. સ્વપ્ન દ્રષ્ટા કહે. હુ સ્વપ્નપ્રપંચથી અતીત છું, પરંતુ સ્વપ્નદ્રષ્ટા જ સર્વરૂપ છું. તે પ્રમાણે અન્ય વસ્તુનો તેમાં અભાવ જ હોય છે.

શિવે કહ્યું : હે વિષ્ણુ! તમારું રૂપ કહી બતાવો.

વિષ્ણુ કહે: કોને કહું? હું ચૈતન્યથી ભિન્ન સર્વ દૃશ્યજાતિ જડ છે. શ્રોતા કોઈ નથી, છતાં કહું છું. જે આ દૃશ્યમાન છે, તે સર્વ હું છું.

શિવે કહ્યું : જે દૃશ્ય છે, તે નાશવંત છે.

વિષ્ણુએ કહ્યું : અસ્તિ, ભાતિ, પ્રિયથી ભિન્ન દૃશ્ય કયા છે કે નાશવંત હોય? હું જ સર્વથી અતીત પણ છું અને સર્વરૂપ પણ હુ જ છું. જુઓ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નપ્રપંચથી અતીત પણ છે અને સર્વ સ્વપ્નપ્રપંચરૂપ પણ છે.

પરાશરે કહ્યું : હે મૈત્રેય! મનને સચેત કર. સાંભળ.

મૈત્રેયે કહ્યું : મન ક્યાં છે કે સચેત કરું? શિવ છે.

પરાશરે કહ્યું : ચિત્ત વિના ચૈતન્ય કહીશ શી રીતે!

મૈત્રેયે કહ્યું : જેમ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નમાં ચિત્ત વિના ચિંતન કરે છે, વાણી વિના વાત કરે છે, તાત્પર્ય કે સંઘાત વિના સંઘાતના વ્યવહાર કરે છે, તેમ હું ચૈતન્ય ચિત્તવાણી વિના સર્વ વ્યવહાર કરું છું. તેથી વાસ્તવમાં અચિત્ત છતાં માયા વડે સચિત્ત છું. સચિત્ત પણ વાસ્તવમાં અચિત્ત છું.

શિવે કહ્યું : માયારૂપ વિશ્વથી રહિત તમારા સ્વરૂપનું સ્વરૂપ શું છે?

વિષ્ણુ ચૂપ થયા, કારણ કે માયાથી રહિત અવાઙ્મનસગોચર પદમાં વચનનો અવકાશ નથી.

શિવે કહ્યું : હે વિશ્વરૂપ! નિજ સ્વરૂપમા બોલવુ ન બોલવું સરખુ છે, પરતુ વચનથી સશય નાશ પામે છે. જે સંશયથી છૂટ્યો છે, તે જ મૌની છે.

વિષ્ણુએ કહ્યું : તમે સત્ય કહ્યું છે, પરતુ શુ કહુ? બુદ્ધિ રહી નથી!

શિવે કહ્યું : જેણે શરીરવાણીને સ્થિર કરી રાખ્યાં છે, પણ મનને સ્થિર કર્યું નથી, તેનુ મૌની થવું નિષ્ફળ છે. જેનુ મન આત્મબોધથી, અથવા પદાર્થોમાં દોષદષ્ટિના વિચારથી, અથવા યોગથી અથવા કોઈ અન્ય વિચારસાધનથી મન સ્થિર થાય છે. અર્થાત્ સઘાત વિષે અહ નથી કરતુ, છતાં શરીરવાણીથી લૌકિક શાસ્ત્રીય વ્યવહાર કરે છે, તેને પણ મૌની થવું નિષ્ફળ છે, કારણ કે તે વિદ્વાનીના વચનથી અનેક જીવ કલ્યાણ પામે છે અને મૌની પુરુષ બીજાને વાસ્તે ભીંત જેવા છે. ઉપદેશ વિના સમ્યક્ કલ્યાણ થતું નથી. તેથી વિદ્વાનોને મૌન અમૌન સરખું છે.

વિષ્ણુએ કહ્યું : સત્ય કહ્યું છે. જિજ્ઞાસુને યોગ્ય છે કે પ્રથમ વિદ્વાનો સગે મળીને આત્મવિચાર કરે. જ્યારે સ્વરૂપ જાણશે, ત્યારે મન સ્થિર થશે. વિચાર વિના સ્વરૂપપ્રકાશ થતો નથી. તેથી મુમુક્ષુએ મૌન ધરી પ્રથમ વિચાર કરવો એ સારું છે.

શિવે કહ્યુ : જો પોતે ચૈતન્યસ્વરૂપ છે, તો કર્તવ્ય કરવાનુ શું પ્રયોજન છે? કારણ કે ચૈતન્યરૂપ પરમાત્માની પ્રાપ્તિ વાસ્તે જ સર્વ સાધન છે. વચન કરવું એ વાક્ઇંદ્રિયનો ધર્મ છે. વાક્ઇંદ્રિય કેવળ ભજન માટે જ પ્રકટ થઈ છે. અથવા તે ભ્રમની નિવૃત્તિ દ્વારા નિજ ચિત્, સુખ, નિત્ય આત્માના દર્શન વાસ્તે, સમ્યક્ આત્મદર્શી

પુરુષો પાસે પ્રશ્ન કરવા વાસ્તે પ્રકટ થઈ છે. ભજનથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. અંતઃકરણની શુદ્ધિ વિના જ્ઞાન નથી થતું. જ્ઞાન વિના સુખ નથી. માટે હે મિત્રો! પોતાપણું ત્યાગી ગોવિંદનું ભજન કરો કે આવાગમનથી છૂટો. ગ્રહણત્યાગબુદ્ધિ કેવળ દુઃખ છે. જિહ્વા એ મુખમાં ચામડાનો ટુકડો છે, તેને ભજન વિના રાખવી યોગ્ય નથી, ચાહનાથી અચાહ થઈને ભજન કરો; કારણ શરીર સ્વપ્ન સમાન ક્ષણ-ભંગુર છે અને ભજન સંસારને તારનાર નૌકા છે. જો પૂછો કે ભજન શું, તો આપ સહિત સર્વ હરિ છે અથવા હું પરિચ્છિન્ન નથી; પછી જે શેષ રહ્યું તે અવાચ્યપદ છે. એ જ સર્વનું સ્વરૂપ છે. એ નિશ્ચયનું જ નામ મુખ્ય ભજન છે.

વિષ્ણુએ કહ્યું: ગોવિંદ જિહ્વાથી ઉચ્ચારણ કરવા એનું જ નામ ભજન છે.

## ક્ષેત્રક્ષેત્રજ્ઞ વ્યાખ્યા

શિવે કહ્યું: હે વિષ્ણુ! ક્ષેત્ર કોણ છે?

વિષ્ણુએ કહ્યું: હું વ્યાપક ચૈતન્ય ક્ષેત્રજ્ઞથી જે પોતાને ભિન્ન માને છે, તે જ ક્ષેત્ર છે.

શિવે કહ્યું: ભિન્ન શું?

વિષ્ણુએ કહ્યું: એ જ કે પોતે વ્યાપક ચૈતન્યવિષ્ણુ છે અને કહે છે: 'હું દેહવાન, વર્ણી, આશ્રમી છું.'

વિષ્ણુએ કહ્યું: હે પરાશર! કહો, તમારો નિશ્ચય શો છે?

મેં કહ્યું: શું કહું? નિશ્ચય બુદ્ધિથી થાય છે. હું ચૈતન્ય બુદ્ધિથી રહિત, બુદ્ધિનો સાક્ષી છું; પણ તમે જે કહો તે જ નિશ્ચય કરું.

વિષ્ણુએ કહ્યું: તું નિર્લજ્જ છે. તને કહેવું યોગ્ય નથી.

મેં કહ્યું: શરીરના આચ્છાદનથી નગ્ન છું, તેથી જ નિર્લજ્જ છું. હે વિષ્ણુ! તમારું રૂપ શું છે?

વિષ્ણુએ કહ્યું: શિવ.

મેં પૂછ્યું: હે શિવ! તમારું રૂપ શું છે?

શિવે કહ્યું: વિષ્ણુ.

અગસ્ત્યે કહ્યું: ન શિવ, ન વિષ્ણુ. આપથી આપ અવાચ્ય-પદ છું.

હે મૈત્રેય! તે સભામાં એ જ નિશ્ચય થયો કે આત્મા વિના અન્ય કશું જ નથી. તું પણ શરીરના ઢાંકણથી રહિત(નગ્ન) થા!

મૈત્રેય કહે : હું તો છું જ નહિ. પછી નગ્ન શું થાઉં ? મને કલ્પેલા નવીનરૂપે બનવાથી જ નગ્ન થવાય છે; પણ કહો, નગ્ન કોને કહે છે ?

પરાશર કહે : તે જ નગ્ન છે, જે સ્થૂલ, સૂક્ષ્મ કારણ શરીરના આચ્છાદનથી તથા સર્વ પદાર્થોથી મુક્ત છે.

મૈત્રેય કહે: તમે સર્વથી મોટા ભાસો છો ! માનો બીજા બ્રહ્મા છો !

પરાશર કહે : દ્વૈતઅદ્વૈતથી રહિત સ્વયં છું. બ્રહ્મા–વિષ્ણુના દેહથી લઈને સર્વ વિકાર મેં ઉત્પન્ન કર્યાં છે; પરંતુ હું વિકારી નથી થતો. જો, સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્નવિકારને અવિદ્યારૂપ નિદ્રાથી ઉત્પન્ન કરે છે, પરંતુ આપે વિકારી નથી થતો.

## અતીત અર્થાત્ ભેખધારીઓના સંબંધમાં

હે મૈત્રેય ! તું અતીત થા કે સુખી થવાય !

મૈત્રેય કહે: અતીત થવાનો માર્ગ બતાવો.

પરાશર કહે: વસ્ત્ર ઉતારી દે અને રોમ, શીશ, દાઢી મુંડાવી નાખ. પછી સર્વ કહેશે કે મૈત્રેય મોટો પરમહંસ સિદ્ધ છે. તારી કૃપાથી મારું નામ પણ ચાલશે. હે મૈત્રેય ! કોઈ અતીતને પૂછીએ કે તું શાથી અતીત થયો છે, તો કહેશે 'ગૃહસ્થપણાથી.' પૂછીએ કે ગોવિંદને મળવાનો માર્ગ કયો છે, તો કહેશે 'ભક્તિ.' પુનઃ પૂછીએ કે ભક્તિ એટલે શું, તો કહેશે 'રામનામનું ભજન કરવું તે.' પછી પૂછીએ રામનામનું સ્વરૂપ શું ? એટલે કહેશે, 'ચાલ મૂર્ખ ! નામનું સ્વરૂપ એમ નથી બતાવાતું. ગુરુની બાર વર્ષ સેવા કર.'

હે મૈત્રેય ! તું પણ લાંબી માળા લઈને ભજન કર અને રાજા બાબુઓને ભડકાવ ! સ્વાંગ વિરક્તતાનો ધારીને પોતાના ભોગોને વાસ્તે વૈદ્યકના બહાનાથી દ્રવ્ય એકઠું કર. પોતાના ભેખની વૃદ્ધિને વાસ્તે યત્ન કર અને જગતને ઠગવા વાસ્તે અતીતોની મંડળી બાંધીને વિચર !

## સાચા વૈરાગીનું સ્વરૂપ

હે મૈત્રેય ! સાચા દિલથી અતીત થા. આ લોક–પરલોકના ભોગોની ઇચ્છાને ત્યાગ. શરીરરૂપ વસ્ત્રથી નગ્ન થા અને કશું કર નહિ. એમાં જ તારું રક્ષણ છે.

મૈત્રેય કહે: ભક્તિનં રૂપ કહો.

પરાશર કહે: આપ સહિત સર્વ વાસુદેવ જાણવા. મનાદિક માયા પર્યંત સર્વને આપણાં દશ્ય જાણવાં અને પોતાને દ્રષ્ટા જાણવો. એ દ્રષ્ટા આત્મા, એકરસ, નિર્વિકાર, નિત્ય, મુક્ત, ચૈતન્ય, આનંદસ્વરૂપ છે; કાળથી રહિત છે. તે આત્માને પોતાનાં સ્વરૂપરૂપ જાણવો, એ જ ભક્તિ છે. એ જ કાળના ભયથી રહિત થવું છે. જે કાળના ભયથી રહિત છે, તેનું સુખ જીભથી કહેવાતું નથી; કારણ કે સર્વ જગત કાળના ભયમાં છે. અકાળ વસ્તુને પોતાનું સ્વરૂપ જાણ્યા વિના કાળનો ભય દૂર નથી થતો. હે મૈત્રેય! અપરોક્ષ તથા વિદ્યત્(સત્)અવિદ્યત્(અસત્) મનના ધર્મોથી તથા સર્વ દેહાદિ સંઘાતથી ભિન્ન પોતાને જાણવો, અથવા સ્વયપ્રકાશસ્વરૂપ પોતાને જાણવો, એ જ અતીત થવું છે. કાંઈ સ્વાંગ બદલવાનું અને કેશ કપાવવાનું નામ અતીત થવું નથી. આ જે અનેકતા ભાસે છે, તે પણ પોતાનું સ્વરૂપ જ જાણ; કારણ જે આદિ-અંત હોય છે, તે જ મધ્યમાં પણ હોય છે. જે આદિ-અંત નથી હોતું, તે મધ્યમાં પણ હોતું નથી. તેથી પોતાના સ્વરૂપમાં અનેકતા કોઈ કાળે પણ નથી. જો છે તો તે જ સ્વરૂપે છે. જો, સ્વપ્નદ્રષ્ટામાં અનેકતા આદિ અંતમાં નથી, પણ મધ્યમાં અર્થાત્ સ્વપ્નકાળમાં જે અનેકતા ભાસે છે તે સ્વપ્નદ્રષ્ટારૂપ જ છે, પ્રત્યક્ નથી. એવો જેને પોતાના સ્વરૂપનો સમ્યક્ દઢ નિશ્ચય છે, તે પુરુષ સર્વ કાયિક, વાચિક, માનસિક વ્યવહાર કરતો છતાં અકર્તા છે. સ્વરૂપે અકર્તા પણ માયારૂપ ઉપાધિ વડે સર્વકર્તા પણ અકર્તા છે. હે મૈત્રેય! તે જ નગ્ન છે, જે સ્થૂલ, સૂક્ષ્મ, કારણશરીરરૂપ વસ્ત્રના અભિમાનથી નગ્ન છે, એ સર્વ તુંથી જ પ્રકટ થયાં છે. નહિ તો તે ક્યાં છે? તેં જ બંધમોક્ષ જ્ઞાનઅજ્ઞાનાદિ પ્રપંચની કલ્પના કરી છે. પોતે જ તેમાં પોતાને બાંધ્યો છે. પણ તે ક્યાં સુધી? જ્યાં સુધી તેં પોતાને શોધ્યો નથી, ત્યાં સુધી આ બંધન છે. જેમકે નટ પોતાને સમ્યક્ જાણતો અનેક સ્વાંગ કરે છે, છતા તેમાં બંધાતો નથી. હે મૂર્ખ! સારી રીતે જો. તું વિના આ નામરૂપ જગત કંઈ નથી-જો, સુવર્ણ વિના ભૂષણ કંઈ નથી.

હે મૈત્રેય! મારું કહેવું વૃથા છે, કારણ કે તને નિશ્ચય નથી. મારુ વચન અદ્વિતીય છે. જે અદ્વિતીય હોય, તેને જ મારા વચનનું સુખ છે, અન્યને નહિ.

મૈત્રેય કહે: નિશ્ચય-અનિશ્ચય બુદ્ધિનો ધર્મ છે અને હું મન-બુદ્ધિથી પર છુ.

પરાશર કહે: શ્વાનની સમાન અસત્ વિષે તું બંધાયેલો છે. તને

શું સુખ છે? હું મૂર્ખોને ઠગનારો નથી.

મૈત્રેય કહે: હું પૂર્ણ છુ, તેથી અસત્‌માં પણ હું પૂર્ણ છુ. ઉપદેશ કરો.

પરાશર કહે: ઉપદેશ એ જ: ન તું, ન હું. આ જગત એક અદ્વિતીય આત્મા હું છું અથવા સર્વ નામરૂપજગત અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ કેવળ હું જ આત્મા છુ. હે મૈત્રેય! જેમણે પરમાર્થ જાણ્યો છે, તે મૌન થયા છે. પણ મૌન આનું જ નામ છે. પોતાને મનવાણીથી પર સમ્યક્ જાણવા, અથવા મૌન–અમૌનમા પોતાને નિર્વિકાર, એકરસ, ચૈતન્યમાત્ર જાણવા. વેદ અને સંત સત્ય કહે છે કે, 'સર્વ નારાયણ છે.'

મૈત્રેય કહે. નારાયણ કાઈ છુપાઈ રહેલો નથી, કારણ કે સર્વના હૃદય વિષે મનાદિકના સાક્ષીરૂપે તે પ્રકટ છે. સાક્ષી, ચૈતન્ય, નિત્ય આનંદસ્વરૂપ આત્માથી જે નારાયણને ભિન્ન માને છે, તે નારાયણનો ઘાતક છે એમ સમજો, કારણ કે સત્, ચિદ્, આનદથી ભિન્ન નારાયણ અસત્, જડ, દુઃખરૂપ થશે.

પરાશર કહે: હે મૈત્રેય! આત્મારૂપ નારાયણ વિષે જાણવાનો માર્ગ નથી, તેથી જ છુપાયેલો છે એટલા જ માટે ભજન ગોવિંદનુ કર. ભજન પૂછે કે શુ, તો એ જ 'આપ સહિત સર્વ હરિ છે.'–આ ભજનનું નિરતર ચિતન કર, કારણ જીવવું શ્વાસમાત્ર છે. જ્યા સુધી શ્વાસ છે, ત્યાં સુધી સર્વ વસ્તુ આપણી છે, નહિ તો સ્વપ્ન સમાન છે. ચાહનાથી અચાહ થા અને પ્રસન્ન રહે. જો, જગતનો રાજા મરી ગયો. સાથે શુ લઈ ગયો? તેથી દેહાભિમાન ત્યાગ અને ચાહનાથી નિર્ભય થા. જે પ્રારબ્ધ છે, તે ફીટે નહિ એવું છે. ભલે તેની ચાહના કરે કે ન કરે. હે મૈત્રેય! જે શરીરનુ પ્રારબ્ધ છે તેણે તો કદી ચિતા કરી નહિ. તું શા માટે ચિતા કરે છે? તેથી અચિત થઈને ભજન કર કે હુ પરિચ્છિન્ન નથી, તો પછી તુ અને જગત ક્યાં છે?

મૈત્રેય કહે. ભજન કેવી રીતે કરું? મન ભજનનો માર્ગ રોકે છે. કહ્યુ માનતું નથી.

પરાશર કહે: તું તેથી જ પાખડી છે કે મનના કહેવા પ્રમાણે ચાલે છે. વિચાર, મન કશી વસ્તુ નથી કે તને રોકે! પણ કહે, મનનું રૂપ કેવું છે?

મૈત્રેય કહે: રૂપ મનનું નથી દેખ્યું.

પરાશર કહે: હે મૂર્ખ! જેનું રૂપ નથી દેખ્યુ તે તને શું કરશે?

આકાશ રૂપરહિત છે, તો કોઈને રોકતું નથી; પણ જાણ કે સંકલ્પ-વિકલ્પ મનનું રૂપ છે. તું પોતાને સંકલ્પવિકલ્પનો સાક્ષી જાણ. એ જ પરમ ભજન છે. હે મૈત્રેય! મેં તને અનેક રીતે ઉપદેશ કર્યો છે. જો તું પોતે વિચાર નહિ કરે, તો સ્વરૂપને જાણવું શી રીતે બનશે? આ વિશે એક ઇતિહાસ સાંભળ:

## એક સંશયાત્મક બ્રાહ્મણ તપસ્વીની કથા

એક બ્રાહ્મણે વિષ્ણુ માટે અતિ દારુણ તપ કર્યું. વિષ્ણુએ દર્શન આપ્યું અને કહ્યું: હે બ્રાહ્મણ! હું વિષ્ણુ વ્યાપક, ચૈતન્ય, તારા હૃદય વિષે સાક્ષી આત્મા, તારું સ્વરૂપ છું. હું વ્યાપક વિષ્ણુને પોતાના આત્માથી ભિન્ન ન જાણ. તપશ્ચરણનું આવું દુઃખ મને ન દે; કારણ કે અંતરબહાર હું જ છું. મને તારો આત્મા જાણ. તારો આત્મા હું છું એમ જાણ. ઘટાકાશ પોતાને મહાકાશરૂપ જાણે છે અને મહાકાશ સર્વ ઘટાકાશોને પોતાના સ્વરૂપ જાણે છે, તેમ તું મને જાણ. એ વાક્ય સાભળીને બ્રાહ્મણે મનમાં વિચાર્યું કે આ કોઈ ભજનમાં વિઘ્ન કરવા-વાળો દેવતાઓનો દૂત છે. એ વિચારથી બોલ્યો:

હું મૂર્ખ નથી કે તારા કપટથી નિશ્ચયનો ત્યાગ કરું. જ્યાંથી આવ્યો હોય ત્યાં ચાલ્યો જા. નહિ તો તપના અગ્નિથી તને ભસ્મ કરી નાખીશ.

વિષ્ણુએ કહ્યું: સાંભળ. પોતાનાં કર્મથી પોતે બદલાય નહિ, ત્યાં સુધી ગુરુશાસ્ત્રનો ઉપદેશ વ્યર્થ છે.

વિષ્ણુ એટલી વાત કહીને ચાલ્યા ગયા.

હે મૈત્રેય! પોતાને જાણ. પોતાના કાર્યનો કર્તા પોતે જ છે, બીજો નહિ.

## કચ તથા બૃહસ્પતિનો સંવાદ

હે મૈત્રેય! એક વખત કચે પોતાના પિતા બૃહસ્પતિને પૂછ્યું: હે પિતા! સર્વ વિદ્યામાં હું કુશળ છું, પરંતુ એ નથી જાણતો કે હું કોણ છું!

બૃહસ્પતિએ કહ્યું: આ સર્વ નામરૂપ, દૃશ્ય જગત, તું ચૈતન્ય વડે જ પ્રકાશમાન છે અને તું સાક્ષી ચૈતન્ય સ્વયંપ્રકાશ અવિનાશી છે. હે પુત્ર! અન્નમયાદિ પંચકોશરૂપ દેહ તારું સ્વરૂપ નથી. એ તો પૃથ્વી આદિ પંચભૂતોના વિકારરૂપ છે. તું ચૈતન્ય નિર્વિકાર છે, કારણ કે

જન્મ, નાશ વગેરે વિકારોનો તું સાક્ષી છે. હે પુત્ર! સર્વ દૃશ્યની પ્રતિષ્ઠા(આશ્રય) તું ભૂમા(મોટામાં મોટું તત્ત્વ) સુખરૂપ છે, જેમાં સર્વ પ્રપંચના સ્વપ્નદ્રષ્ટા જ પ્રતિષ્ઠા છે.

## પક્ષીઓના આત્મનિરૂપણની કથા

### (કચ તથા બૃહસ્પતિના સંવાદમાંની)

એ જ ઉપર એક કથા સાંભળ. હંસાવતારે પક્ષીઓને જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો. એ વાત જ્ઞાનસંપ્રદાયની રીતિએ ચાલી આવે છે. તે જ જ્ઞાન એક સમયે સારસ પક્ષીએ પોતાની વાણીમાં પોતાની સ્ત્રીને ઉપદેશરૂપે કહ્યું હતું.

સારસે કહ્યું: હે રૂપ મારા! આ જે અનેક પ્રકારનું દૃશ્યમાન જગત છે, તે કેવળ નાશવંત છે અને મૃગતૃષ્ણાના જળની જેમ મિથ્યા છે. વિચાર વિના જ તે પ્રતીત થાય છે. તારું સ્વરૂપ આ દૃશ્યમાનથી પર અર્થાત્ ભિન્ન છે.

સ્ત્રીએ કહ્યું: હે પ્રભુ! દૃશ્યમાન તો વિનાશી છે અને દ્રષ્ટા ઇન્દ્રિયોથી અગોચર છે. પછી નિશ્ચય કેવી રીતે કરવો?

સારસ કહે: હે રૂપ મારા! આ સાક્ષી આત્મા મનવાણીથી અગોચર છતા મનવાણીના સાક્ષીરૂપે પ્રકટ છે, છૂપેલો નથી. પણ એ તો જ્યારે દૃષ્ટિ મૂળ ઉપર પડે, ત્યારે નિશ્ચય થાય. પત્રફળફુલ મૂળમાં અંતર્ભૂત છે, તેમ એ છે.

સ્ત્રીએ કહ્યું: એ મૂળ કયુ?

સારસ કહે: 'મૂળ કયુ' એ મનના ચિંતનને તથા કથનને જેણે જાણ્યુ, તે જ મૂળ છે.

સ્ત્રીએ કહ્યુ: તે તો હું છું, પણ નથી જાણતી કે કોણ છું?

સારસ કહે: સત્, ચિદ્, આનંદ તારું રૂપ છે.

સ્ત્રી સાભળીને હસી અને બોલી: હે નિર્બુદ્ધિ! આ સર્વ લક્ષણ દ્વૈતથી મળેલા છે, કારણ કે સત્ તો જ કહેવાય જો અસત્ પણ હોય. ચૈતન્ય ત્યારે કહેવાય જ્યારે જડ પણ હોય અને આનંદ ત્યારે જ હોય જ્યારે દુઃખ હોય. હું તો તે પદોથી મુક્ત છું. અવાઙ્મનસગોચર મારા સ્વરૂપમા સત્, ચિદ્, આનંદ એ કેમ ઠરે છે? પણ કહો, રૂપ મારું કેવું છે?

### ગરુડ

એટલે ગરુડ આવ્યા અને બોલ્યા : સર્વ જગત વિષે એક વિષ્ણુ જ છે. દ્વૈત નથી.

સારસ કહે : જો કેવળ વિષ્ણુ જ છે, તો જગત ક્યાં છે? પરંતુ બીજાના ધનથી અમને શો લાભ છે?

ગરુડ કહે : જો સર્વ વિષ્ણુ છે, તો તું પણ વિષ્ણુ છે.

સારસ કહે : આ તારાં વચનની મારી સ્ત્રી પ્રતીતિ નહિ કરે.

ગરુડ કહે : તારી સ્ત્રી સ્વરૂપને પામી છે. 'એક બે ક્યાં છે? જે સર્વ વિષ્ણુ જ છે' એવું કથન–ચિંતન કરે છે, પણ જે પોતાના સાક્ષી ચૈતન્ય આત્માથી વિષ્ણુને ભિન્ન માને છે, તે વિષ્ણુનો ઘાતી છે એમ માનો; કારણ કે આત્માથી પૃથક્ અનાત્મા છે. તેથી વિષ્ણુને પોતાના આત્માથી અભિન્ન જાણવા. કથનમાત્રથી અદ્વિતીયપણું સિદ્ધ થતું નથી.

સારસ કહે : જો સર્વ વિષ્ણુ છે તો પોતે પોતાનું કથન કરે, તો શી હાનિ છે?

ગરુડ કહે : મારું વચન જ્ઞાનીઓ પ્રતિ છે, અજ્ઞાની પ્રતિ નહિ.

સારસ કહે : હજી સુધી તારી દ્વૈતદૃષ્ટિ ગઈ નહિ! આ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ વિષ્ણુ ચૈતન્ય આત્મા જ છે, દ્વૈત નથી. તો જ્ઞાની મૂઢ ક્યાં છે? તને મૂળની અપ્રાપ્તિ થઈ નથી અને તું મમતા વિષે બંધાયેલો છે.

### કાકભુશુંડ

એટલામાં કાકભુશુંડ આવ્યા અને બોલ્યા : બ્રહ્માથી લઈને કીડી પર્યંતમાં એક રામ જ છે.

ગરુડ કહે : જો રામ જ છે, તો તું કોણ છે?

ભુશુંડ કહે : હું રામનો દાસ છું.

ગરુડ કહે : ત્યારે રામ પૂર્ણ ન કહેવાય. કારણ આદિ–મધ્ય–અંત જો રામ છે તથા અંતરબહાર પરોક્ષઅપરોક્ષ સર્વ રામ જ છે, તો તેં પોતાને ફોગટ દાસ માન્યો છે!

ભુશુંડે આ વચન સાંભળીને મનમાં વિચાર કર્યો અને શોધ કરી કે પૂર્ણ રામ વિષે મેં જે અહંકાર ધરીને પોતાને રામ માન્યો છે, તે હું નથી, કારણ માનવું કેવળ મનનું મનન છે. જ્યાં સ્વમદ્રષ્ટાથી જે કંઈ પૃથક્ માનવું છે તે ભ્રમ છે. સુવર્ણથી પૃથક્ ભૂષણની કંઈ

સત્તા માનવી તે ભ્રમ છે. તેથી જો સર્વ રામ છે, તો હું જુદો ક્યાં છું ? હું પણ રામ છું. એવો વિચાર કરી તેમણે કહ્યું : હે ગરુડ ! મને જ રામ કહે છે. એક અદ્વિતીય રામમાં દાસસ્વામીભાવ માનવો એ કેવળ ભૂલ છે.

ગરુડ કહે: હમણાં વિષ્ણુને જઈને કહું છું, કે કાકભુશુંડ તારી આજ્ઞાની બહાર વર્તે છે! કહે છે: 'હું વિષ્ણુ છું.'

કાકભુશુંડ કહે: મેં જે કહ્યું છે તેમાં ફરક નથી. ઘટાકાશ કથન-ચિંતન કરે કે હું મહાકાશસ્વરૂપ છું, તો તે યોગ્ય જ છે.

## હંસ

પછી હંસ આવ્યો અને બોલ્યો: 'શુદ્ધ, ચૈતન્ય હું બ્રહ્મ-સ્વરૂપ છું.'

ભુશુંડ કહે : હે ગરુડ! જો! આ શું કહે છે? 'હુ બ્રહ્મ છું.' મેં કહ્યું કે હુ વિષ્ણુરૂપ છું. તો એમાં ભય શો છે? અચિંત્ય આપોઆપ વિષ્ણુ જ છીએ.

ગરુડ કહે : જો હુ હંસને પ્રભુ પાસે લઈને કહુ કે આ હંસ કહે છે: 'હું બ્રહ્મ છું.' તો તું સાક્ષી શી રીતે આપીશ?

ભુશુંડ કહે: એમ કહીશ કે હે વિષ્ણુ! તમે પણ હુ ચૈતન્યથી જ પ્રકાશ પામ્યા છો!

## મયૂર (મોર)

પછી મયૂર આવ્યો અને બોલ્યો : સર્વ જગત વિષે પ્રકાશ મારો છે. હુ સ્વયં પ્રકાશમાન છુ.

ભુશુંડ કહે: હે મયૂર! એવું ન કહે. સર્વ રામરૂપ છે.

મયૂર કહે: રામ તારા કયા સ્થાનમાં છે?

ભુશુંડ કહે: રામ સર્વ સ્થળે છે.

ગરુડ કહે: જો રામ એક સ્થાનમાં જ હોય, તો તેમાં તેં ત્રિપુટી ઉત્પન્ન કરી. આત્મામાં તો દ્રષ્ટા, દશ્ય, દર્શન ત્રણે નથી.

મયૂર કહે: હે ગરુડ! તને તારા સ્વરૂપની પ્રાપ્તિ નથી. જો સર્વ રામ છે, તો ત્રિપુટી પણ રામ જ છે. સ્વપ્નની ત્રિપુટી જેમ સ્વપ્ન-દ્રષ્ટારૂપ છે, તેમ આ છે.

ભુશુંડ કહે: હે મયૂર! રામ એક છે કે બે?

મયૂર કહે : હે બુદ્ધિહીન! જો સર્વ રામ છે, તો એક શું ને બે શું?

## સારસ

ત્યા સારસે આવીને કહ્યુ · હે મયૂર! જ્યા સુધી તું ત્રિગુણરૂપ પ્રણવને ત્યાગતો નથી, ત્યા સુધી તને સુખ નહિ થાય, કારણ કે આત્મા પ્રણવથી પર છે.

મયૂર કહે · જે વિચારરહિત છે, તે ગ્રહત્યાગની ઇચ્છા કરે છે. મૃગતૃષ્ણાના જળને ન જાણનાર જ જળપાનની ઇચ્છા કરે છે! હે સારસ! કલ્પિતના અધિષ્ઠાનને જાણનાર પુરુષ કલ્પિત પદાર્થોમા ગ્રહણ-ત્યાગબુદ્ધ નથી કરતા. કારણ જે મૂળમા કશુ છે જ નહિ, તો પછી કઈ વસ્તુનો ગ્રહણત્યાગ કરવો? હે સારસ! જો હુ જ છુ, તો હુમા અવિદ્યાથી ગ્રહણત્યાગ પ્રણવ હુ ચૈતન્ય વડે સિદ્ધ થાય છે, તેથી જ દૃશ્ય છે તેથી રસના પ્રણવનો જપ કરે અથવા ન કરે, હુ ચૈતન્યને તેથી હાનિલાભ નથી હે સારસ! જ્યારે તુ સ્વરૂપને જાણીશ, ત્યારે તારો ગ્રહણત્યાગનો ભ્રમ દૂર થશે. વિચાર કરી જો, વક્તાશ્રોતાદિ છે જ નહિ, માત્ર આપ જ છે

સારસ કહે હે મયૂર! તને આત્મબોધની અપ્રાપ્તિ ન હોત, તો તને કેમ જણાત કે સારસે આ કહ્યુ છે?

હસ કહે હે સારસ! તું પણ આત્મબોધથી રહિત ન હોત, તો તને આત્મબોધરહિત કેમ કહેત!

સારસ ચૂપ થયુ

ગરુડ કહે હે હસ! તુ કહે તે સ્વરૂપને જોયુ(જાણ્યુ) છે કે નહિ? દેખ્યુ અર્થાત્ જાણ્યુ હોય તોપણ કહે અને ન જાણ્યુ હોય તોપણ કહે.

હસ કહે હે અધ! તને સ્વરૂપજ્ઞાન[1] પ્રકટ નથી, કારણ કે આપણુ આત્મસ્વરૂપ જાણવા ન જાણવાથી પર છે. ન જાણવાથી અજ્ઞાન અને જાણવારૂપ વૃત્તિજ્ઞાન[2] પણ માયારૂપ છે, અથવા માયાના કાર્યરૂપ છે આત્મા તો માયા અને માયાના વિકારથી પર એટલે ભિન્ન છે. જાણવુ ન જાણવુ આત્મામા શી રીતે બને? જાણવુ ન જાણવુ બીજામા થાય છે આત્મા તો જાણવાવાળા જીવનો તથા જાણવા ન જાણવાની બુદ્ધિરૂપ વૃત્તિનો આત્મા (સ્વરૂપ) છે સ્વરૂપમા જાણવુ ન જાણવુ નથી બનતું, જુદામા બને છે આત્માથી પૃથક સર્વ જ્ઞાન અજ્ઞાનાદિ કલ્પિત અનાત્મા પ્રકટ છે. કલ્પિત પદાર્થ અધિષ્ઠાનમા વિકાર કરી શકતા નથી જો નિદ્રારૂપ અવિદ્યાએ સ્વપ્નદ્રષ્ટા ચૈતન્યની સહાય વડે

---

૧ ચૈતન્યનો સ્વયપ્રકાશ. ૨ ચિત્તના અકુરમા સ્ફુટ થતુ જ્ઞાન.

જ્ઞાન–અજ્ઞાનાદિ સ્વપ્નપ્રપંચ રચ્યો હોય છે, તે સ્વપ્નદ્રષ્ટાને સ્પર્શ નથી કરી શકતો. હે મૂર્ખ ! દેખવું એટલે જાણવું ન જાણવું કહેવા માત્ર છે ! સર્વ સત્, ચિદ્, આનંદ આત્મા હું જ છું. કહો, મારાથી પૃથક્ કોણ છે કે મને દેખે કે ન દેખે ! દેખવુ ન દેખવુ અર્થાત્ જાણવું ન જાણવું ત્રિપુટી વિના બનતું નથી. જો ત્રિપુટી પણ હું ચૈતન્ય જ છું, તો જાણવા ન જાણવા યોગ્ય પણ હુ જ છું અને જાણવા ન જાણવાને અયોગ્ય પણ હુ જ ચૈતન્ય છું. ભિન્ન તેમ જ અભિન્ન પણ હુ જ છું. સર્વથી અસગ પણ હું છુ. જો સ્વપ્નદ્રષ્ટા જ સર્વ સ્વપ્નસૃષ્ટિરૂપ થાય છે અને અસગ, નિર્વિકાર સર્વ સ્વપ્નસૃષ્ટિથી અગોચર પણ છે. (આત્મા) અવિદ્યા વડે કોઈ વસ્તુ જ્યારે જાણવાની ઇચ્છા કરે છે, ત્યારે તે વસ્તુને પ્રથમ સ્થાનાપન્ન[1] કરે છે. પછી દષ્ટિ જાણવા વાસ્તે ઉત્પન્ન થાય છે. પછી તે વસ્તુને જુએ છે.

જ્યા એકનો પણ સમાવેશ નથી, ત્યાં ત્રણ શી રીતે થશે ? નહિ જ થાય.

ગરુડ કહે : મારુ વચન સાભળ.

હસ કહે : કાન(શ્રોત્ર) નથી રાખતો છતા કાન વિના સાભળુ છું. કહો

ગરુડ કહે. રસના નથી છતાં કહુ છું. હુ ચૈતન્ય આત્મા જ જો સર્વ છુ, તો તું, હુ, જગત, ત્રિપુટિરૂપ પણ હુ જ છું.

હંસ કહે : જો હુ આત્મા છું, તો ત્રણે નથી. દ્વૈતઅદ્વૈતથી મુક્ત છું. દ્વૈતઅદ્વૈત કહેવા માત્ર છે.

બને ચૂપ થયા.

સારસ કહે : હે મયૂર ! મને કઈ ઉપદેશ કર.

મયૂર કહે : એવો ઉપદેશ કરુ છું કે તું જ ન રહે !

સારસ કહે : જો 'હુ' નહિ રહુ, તો ત્રણે લોક નહિ રહે !

મયૂર કહે : સર્વ મારા સત્ય વચન સાભળો.

સર્વે કહ્યુ : અમારા વિષે કહેવું–સાભળવું બન્ને નથી; પરતુ કહો !

મયૂર કહે : કઈ ન કહેતો છતાં સર્વ કહું છુ !

સર્વે કહ્યુ : ઉપદેશ, ઉપદેષ્ટા, ઉપદેશયોગ્ય એ સર્વ ત્રિપુટી ભ્રમ માત્ર છે !

મયૂર કહે : સર્વને નિર્વાણનો ઉપદેશ કરું છું.

સર્વ કહે : અમારા સ્વરૂપમાં વાણ–નિર્વાણ બન્ને નથી ! સ્વયરૂપ

---

૧ મામું સ્થાન આપે છે.

છીએ! નમસ્કાર અમારા અમોને છે! આ ત્રણે લોક ચૈતન્યરૂપ અમને જ નમસ્કાર કરે છે તથા અમારી ઉપાસના કરે છે! સર્વના કર્તા પણ ચૈતન્યરૂપ અમે જ છીએ અને સર્વના ભોક્તા પણ અમે જ છીએ! દિવસ, રાત્રિ, દેવતા, મનુષ્ય, આ સર્વ દર્શન ચૈતન્યરૂપ અમારું જ છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, સૂર્ય, ચંદ્રમા, આ કુબેરાદિ સર્વ ચૈતન્યરૂપ અમારાથી જ પ્રકાશિત થયેલા છે.

પરાશરે કહ્યું : હે મૈત્રેય! સંતોના એ જ નમસ્કાર છે કે સર્વરૂપ અમે જ છીએ.

### ચકવી–ચકવો

એટલામાં ચકવી–ચકવો આવ્યાં અને બોલ્યાં : આ જે દશ્યમાન ક્ષેત્ર છે તે વિનાશી છે અને હું ચૈતન્ય ક્ષેત્રજ્ઞ[1] અદશ્યમાન રહ્યો રહ્યો સત્ છું!

સર્વ કહે: તમે ક્યાં છો? અમે જ છીએ.

કચે કહ્યું: હે પિતા! એ સંત કેવા હતા કે એવા નમસ્કાર કરતા હતા!

બૃહસ્પતિએ કહ્યું: હે પુત્ર! તે સંતોએ જે કહ્યું, તે સત્ય જ કહ્યું છે; કારણ કે ચૈતન્ય જ સર્વને ઉપાસ્ય છે! વળી સર્વ કર્તા-ભોક્તાદિ ચૈતન્ય જ છે! તેથી પૃથક્ સર્વ માયામાત્ર છે. હે કચ! કારણ જ કાર્યનો ભોક્તા, કર્તા, ઉપાસ્ય આદિ થાય છે! કાર્ય કારણનું થઈ શકતું નથી! તે તો ચૈતન્ય જ સર્વ નામરૂપદશ્યનું કારણ છે. તેઓ પોતાને ચૈતન્યદૃષ્ટિથી કહેતા હતા. તેમની શરીરદૃષ્ટિ નહોતી. તેમણે કહ્યું હતું કે 'હે ચકવા! તું ક્ષેત્રજ્ઞ નથી, અમે જ છીએ.' તેમણે ક્ષેત્રને બાદ કરીને કહ્યું હતું; કારણ કે ક્ષેત્રના અભાવે ક્ષેત્રજ્ઞ ક્યાં છે? દંડના અભાવથી દંડી ક્યાં રહે છે? કાંઈ ક્ષેત્રજ્ઞનો અભાવ કહેવાનું એમનું તાત્પર્ય નહોતું. પરંતુ ક્ષેત્રજ્ઞ ક્ષેત્ર શરીરથી જ છે; સ્વરૂપમાં તે બનતું નથી.

હે પુત્ર! સાંભળ. ચકવો કહેવા લાગ્યો : કહેવામાં તો આવતું નથી છતાં સાંભળો. હે સંતો! આ સર્વ વિકારરૂપ ચકવી છે અને હું ચૈતન્ય વિકારનો દ્રષ્ટા હોવાથી નિર્વિકાર છું. આ ચકવી પ્રકૃતિ છે. હું પુરુષ છું. જગતનો સર્વ ઠાઠ એ બંનેના મેળાપથી થાય છે. હું અક્રિય સર્વવ્યાપી, સત્, ચિદ્, આનંદ, બ્રહ્મરૂપ છું. જ્યારે હું

---

૧. ક્ષેત્ર( દેહાદિક ઉપાધિ )ને જાણનારો.

ચકવીરૂપ પ્રકૃતિને મારા વિષે લીન કરુ છુ; ત્યારે પ્રકૃતિના કાર્યરૂપ જગત નાશ પામે છે અને હુ અદ્વિતીય સદા આપેઆપ રહુ છુ. કારણ હું નિરાશ્રય[1] છુ, અન્ય સર્વ હું ચૈતન્યના આશ્રયે છે. જુઓ, સ્વપ્નદ્રષ્ટા કોઈના આશ્રયે નથી પરતુ સ્વય છે અને સ્વપ્નપ્રપચ સ્વપ્નદ્રષ્ટાને આશ્રયે છે. તમે કહો, પ્રકૃતિ રાખો છો કે નહિ ?

સર્વ પક્ષીઓએ કહ્યું ' હે ચકવા! જો તું ચૈતન્ય છે, તો પ્રકૃતિ ક્યા છે ? જો પ્રકૃતિ છે, તો તું ક્યા છે ? કારણ પદ એક છે–પ્રકૃતિ કહો કે પુરુષ કહો.

ચકવાએ કહ્યુ . એટલા વિષે વચન થઈ શકતું નથી, તેથી જ પ્રકૃતિને સગ રાખી છે !

સર્વ બોલ્યા ' તુ આત્માથી જુદો રહ્યો છે ! હજી સુધી તું દૃષ્ટિ માયામા રાખી રહ્યો છે !

ચકવો કહે ' સત્ય છે, હુ આત્માથી ભિન્ન રહ્યો છુ; કારણ કે આત્માને મળવુ ભ્રમથી જ લાગે છે ! હુ અવાઙ્મનસગોચર વિષે મેળવવુ, મળવુ, જુદા થવુ, ન થવુ, છે જ નહિ. તમે સર્વેએ આત્માને મેળવ્યો છે ! તમને લજ્જા નથી આવતી ? આત્મા તો આપણુ સ્વરૂપ છે. ભ્રમ વિના સ્વરૂપને પામવુ, મળવુ, જુદા થવુ બનતુ નથી. જેમ ભૂષણોને તથા ઘટને તથા પટને સુવર્ણ, મૃત્તિકા તથા તતુ આદિને મેળવવાનુ, મળવાનું, જુદા થવાનુ બનતું નથી, તેમ આ છે.

આ વચન સાભળી સર્વ ચૂપ થયા.

ચકવાએ કહ્યુ ' તમે સર્વ મારા શિષ્ય થાઓ.

સર્વેએ કહ્યુ . જ્યા આત્માને મેળવવાનુ કે તેથી જુદા થવાનું જ નથી, ત્યા ગુરુશિષ્ય કયા છે ?

ચકવાએ કહ્યું : જે કઈ વચન મનમા આવે છે, તે કર્મ સહિત સર્વ નામરૂપપ્રપચને પ્રકટ કરવાવાળો હુ ચૈતન્ય છું. મારી કરેલી વસ્તુથી મને શું બધન છે ? ઇંદ્રજાળીને પોતાની માયા વડે રચેલા પદાર્થો બધન કરતા નથી. તેમ જ નટ પોતાની વિદ્યા વડે અનેક સ્વાગ કરતો છતા પણ તેમા બધાતો નથી, પરતુ પોતાને નટવાળા ભાવને જ જાણે છે અને પોતાના સર્વ સ્વાગ મિથ્યા જાણે છે, તે પ્રમાણે જ મારા વિષે છે.

હસ કહે : જે પદમાં વચન નથી, તે પદમા હુ તું ક્યાં છે ? તું ચકવાપણાને ત્યાગ, હું હસપણાને ત્યાગુ. પછી વચન કરીએ.

૧. કોઈના ઉપર આધાર નહિ નાખનારો.

ચકવો કહે: તું નિશ્ચય કર કે હું હંસ નથી. જો હંસ નથી તો ચકવો પોતાની મેળે જ નહિ રહે. આપ મૂએ જગપ્રલય થાય છે. હે હંસ! આ સર્વ દર્શન હું ચૈતન્યનું જ છે, પણ હું કોઈ દર્શનરૂપ નથી. હું સ્વયંપ્રકાશ છું.

હંસ કહે: તને આ વચનથી લજ્જા નથી આવતી? જો સર્વ દર્શન તારું જ છે, તો તું ભિન્ન ક્યાંથી થયો? કોઈ રાજા કહે, સર્વ દર્શન(દૃષ્ટિ) મારું છે, તો કહે, શું રાજા દર્શનથી ભિન્ન છે?

ચકવો કહે: હે હંસ! એમ નહિ. જેમ સુવર્ણ કહે કે આ સર્વ ભૂષણદર્શન મારું જ છે, તો તેમાં દ્વૈતાપત્તિદોષ નથી. જો સર્વ હું ચૈતન્ય છું તો કહેવાથી શી હાનિ છે? કહેવું અને લજ્જા પણ હું છું. અહંકારથી બંધ થાય છે અને દેહાભિમાનથી રહિત થતાં મોક્ષ છે; પરંતુ બંધમોક્ષાદિ કેવળ મનનાં મનન છે. હું પ્રત્યક્ ચૈતન્ય તો નિર્વિકાર છું.

સારસ કહે: હે ચકવા! જો તારામાં બંધ તથા મોક્ષરૂપ જગત નથી, તો બંધમોક્ષની કલ્પના તેં કેવી રીતે કરી? આકાશ અસંગ નિર્વિકાર છે; તેને વિકાર, સંગની કલ્પના ભ્રમ વિના નથી થતી.

ચકવો કહે: હું ચૈતન્ય અદ્વિતીય છું; સર્વ કલ્પનાથી રહિત છું. પરંતુ જેમ કોઈને નેત્રરોગથી આકાશમાં બે ચંદ્રમાનું ભાન થાય છે, તેમ તું જીવને અવિદ્યાદોષથી હું ચૈતન્ય, અધિષ્ઠાન, નિર્વિકલ્પમાં બંધમોક્ષાદિ પ્રપંચ પ્રતીત થાય છે. જો, સ્વપ્નનરોએ સ્વપ્નદ્રષ્ટામાં બંધમોક્ષની કલ્પના કરી છે, પરંતુ સ્વપ્નદ્રષ્ટા નિર્વિકાર છે. હે સારસ! સૂતેલો મનુષ્ય જાગ્રત પુરુષની સ્થિતિ જાણી શકતો નથી.

સારસ કહે: જો તું અદ્વિતીય છે, તો પ્રશ્નઉત્તર કોની સાથે કરે છે?

ચકવો કહે: પ્રશ્નઉત્તરાદિ સર્વ વ્યવહાર કલ્પિત માયા વડે કરું છું. આમ સદ્વિતીય છતાં વાસ્તવે હું અકર્તા, અદ્વિતીય છું! જો, નિદ્રારૂપ અવિદ્યાથી અનેક પ્રકારનો સ્વપ્નપ્રપંચ પ્રતીત થાય છે, છતાં સ્વપ્નદ્રષ્ટા વાસ્તવે અદ્વિતીય છે!

મયૂર કહે: આ સર્વ પ્રકાશ મારો છે—જેમ સર્વ કિરણો સૂર્યનાં છે. લોકોને કિરણ લાલ, સફેદ, નીલરંગી પ્રતીત થાય છે, પરંતુ સૂર્યને પોતાના સ્વરૂપનું જ ભાન થાય છે, તે પ્રમાણે નથી ચકવો, સારસ કે મયૂર, એક હું જ અદ્વિતીય છું. હે સભા! અહંત્વનો ત્યાગ કરો અને નિજસ્વરૂપને ભજો. મુક્તિઆનંદને પામશો.

સર્વેએ કહ્યું: અમારા પ્રત્યક્ ચૈતન્યસ્વરૂપમાં કોઈ ગ્રહણત્યાગ છે નહિ. અમે આપે જ આનંદસ્વરૂપ છીએ. અમારે બંધ અને મોક્ષ પણ

નથી. બંધમોક્ષ કેવળ કહેવામાત્ર છે, વાસ્તવે નથી. કારણ આત્મામાં બંધ હોય તો જ મોક્ષ હોય! સ્થિરઅસ્થિરરૂપ પણ અમે જ છીએ અને સ્થિરઅસ્થિરરહિત પણ અમે જ છીએ. આશ્ચર્યમય અમારું સ્વરૂપ છે. મનવાણીના ગોચરઅગોચરથી રહિત પણ અમે જ છીએ. એવું ચિંતન કરતાંકરતાં સર્વ મૌન થઈ ગયાં! કંઈ બળ ન રહ્યું કે વચન કરે. સારાંશ દ્વૈતના સ્ફુરણથી તે સહુ રહિત થઈ ગયાં.

## કોકિલા

થોડી વાર પછી કોકિલા આવી અને કહ્યું : હે સભા! તમે જાણો છો કે મૌન થવું એમાં મુક્તિ છે અને વચન કરવું(બોલવું) તેમાં બંધ છે, પરંતુ એમ નથી. મૌન અને વચન બન્ને અહંકાર છે.

સારસ કહે: હે કોકિલા! જાણવું ન જાણવું તથા અહંકારઅનહંકાર એનો ત્યાગ; એટલે તને સમસ્વરૂપ આત્માની પ્રાપ્તિ થાય. મૌન અને વાણી આદિ સર્વ સંઘાતના ધર્મોના સાક્ષી નિજસ્વરૂપમાં માયા અને માયાનું કાર્ય, મૌન તથા *વાણી એ સર્વ વ્યવહાર કલ્પિત છે તેથી* તે સમ છે. અપરોક્ષ આત્મસ્વરૂપના જ્ઞાતાની જેમ જ્ઞાતા સંત ચાહે મૌન ધરે, ચાહે વચન કરે. હે કોકિલા! તેં જે અહંકાર કલ્પ્યો છે તેનું રૂપ કહે.

કોકિલા કહે: *અહંકારનું રૂપ એ જ કે મનની એકાગ્રતામાં* અથવા મૌનમાં સુખ માનવું અને મનના વિક્ષેપમાં અથવા વચન કરવામાં પોતામાં દુઃખ માનવું. અનાત્મ અહંકાર વિના અનાત્મધર્મો પોતામાં માનવાનું બનતું નથી. વળી પૂર્વે જે તેં કહ્યું કે અહંકારને *ત્યાગ, તેમાં તો હે સારસ! અસ્તિ, ભાતિ પ્રિયરૂપ હું આત્માથી ભિન્ન* કશું નથી કે તેનો ગ્રહણત્યાગ કરું. પંચભૂતોથી પંચભૂતના કાર્ય ભિન્ન નથી, તેથી પંચભૂતોને પોતાનાં કાર્યો વિષે ગ્રહણત્યાગ નથી.

મયૂર કહે: હે કોકિલા! તું કોણ છે?

કોકિલા કહે: તું કોણ છે? જેના વડે અંતર મનવાણીનાં કથન-ચિંતન અપરોક્ષ જાણવામાં આવે છે, તે જ હું છું. આ સર્વ દર્શન મારું છે. હુમાં દર્શન નથી.

સર્વ ચૂપ થયા.

કોકિલા કહે: સર્વનો ગુરુ હું છું.

હંસ કહે: તારા વિષે ગુરુશિષ્ય ક્યાં છે?

કોકિલા કહે: જો સર્વ હું છું, તો ગુરુશિષ્ય પણ હું છું. હું

ચૈતન્યથી શું ભિન્ન છે ?

હંસ કહે: હવે હું તારો શિષ્ય થાઉં છું, પરંતુ પહેલો તારો નાશ કરીશ.

કોકિલા કહે: તું સહિત સર્વ નામરૂપ દશ્ય, સચ્ચિદાનંદ અધિષ્ઠાનરૂપ હું પ્રત્યક્ આત્માના શિષ્ય છે. પૂર્વે તમે દશ્યરૂપ શિષ્યોએ હું અધિષ્ઠાનનો નાશ ન કર્યો, તે હવે શી રીતે કરશો ?

સર્વ સ્વપ્નસૃષ્ટિ સ્વપ્નદ્રષ્ટાની શિષ્ય જ છે. સારાંશ કે કલ્પિત પદાર્થોનુ અધિષ્ઠાન જ તેમનો ગુરુ (આંતર) છે. રજ્જુસર્પની જેમ.

હે મયૂર! આ સર્વ કૌતુક મારું જ છે. હું ચૈતન્ય કૌતુકી (માયાવી) કોઈના કૌતુકરૂપ નથી. જેમ માયારૂપ ઇંદ્રજાલ માયાવી ઐંદ્રજાલીનું જ કૌતુક અર્થાત્ લીલા છે તેમ આ છે; ઐંદ્રજાલી કોઈની લીલા નથી.

હંસ કહે: હું ચૈતન્ય, વાક્ અને કાન વિના વાણીવચન કહું છું-સાંભળું છું; હાથપગ વિના ચાલું છું, લઉં છું, દઉં છું; નેત્રનાસિકા વિના દેખું છું, સૂંઘું છું, ત્વચારસના વિના સ્પર્શરસ લઉં છું; મનબુદ્ધિચિત્ત વિના અહંકાર, સંકલ્પ, વિકલ્પ, નિશ્ચય, ચિંતન, અહંપણુ કરું છું. સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નમાં વિનાઇંદ્રિય વ્યવહાર કરે છે, શબ્દાદિનો પ્રકાશ કરે છે, તેમ આ હું કરું છું ! એ વાત પણ પ્રસિદ્ધ છે કે અંતર દશ પ્રકારના શબ્દનો અનુભવ થાય છે તે વિનાકર્ણ સંભળાય છે. તે જ પ્રમાણે અંતર જે ચૈતન્યપદાર્થ સર્વ મનાદિકના ન્યૂનાધિક વ્યવહારનો અનુભવ કરે છે, તે વિનાઇંદ્રિય જ કરે છે; તેથી જ હું ચૈતન્ય આત્મા સ્વપ્રકાશરૂપ છું.

## પ્રાણવાયુ

કોકિલાએ કહ્યું: આ પ્રાણરૂપ પવન જ સ્વપ્રકાશ છે.

સારસ કહે: નિર્બુદ્ધિની માફક ન બોલ. પ્રાણરૂપ વાયુ જડ છે અને આકાશનું કાર્ય છે; સુષુપ્તિમાં તેનો અભાવ થઈ જાય છે. તેમ જ તે ઉષ્ણ કે શીત સ્પર્શવાળો નથી; તે તો ચૈતન્ય દશ્ય છે તેથી જ પરપ્રકાશ છે. આત્મા પૂર્વોક્ત પ્રાણરૂપ વાયુનાં વિશેષણોથી રહિત છે, તેથી જ સ્વયંપ્રકાશરૂપ છે. જો પ્રાણરૂપ વાયુ ચૈતન્ય હોય તો સૂતેલા પુરુષનું ધન ચોરો લઈ જાય છે, ત્યારે પ્રાણ જેમનો તેમ ચળ રહે છે, તેથી ચોરોને એ કેમ નસાડતો નથી ? હે કોકિલા ! પવન સ્વપ્રકાશ છે, એ કથનચિંતનને જેણે જાણ્યુ, તે સ્વપ્રકાશ છે.

કોકિલા કહે: તે અનુભવ પવન જ કરે છે !

સર્વએ કહ્યું : તારું કહ્યું અમે નથી માનતા !

કોકિલા કહે : હું એક અદ્વિતીય છું. મારા વિના કોણ છે જે મારું વચન માને ! ' પ્રાણવાયુ જ સ્વયં છે ! '

મયૂર કહે : તુરીયામાં પ્રાણ ક્યાં છે ? હે કોકિલા ! સર્વ શાસ્ત્રમાં પંચભૂત કહેલાં છે, પંચભૂતનું કારણ માયા કહેલુ છે. વાયુ પંચભૂતોમાં જ છે. જો પ્રાણવાયુ પ્રકાશ હોત, તો ભૂત ચાર કહેવાં જોઈતાં હતાં તેથી જે સર્વનો સાક્ષી છે, તે જ સ્વપ્રકાશ છે.

કોકિલા કહે : સર્વનો સાક્ષી પ્રાણ છે.

સર્વ કહે : તારું વચન અયોગ્ય છે.

કોકિલા કહે : યોગ્યઅયોગ્ય સર્વ પ્રાણ છે !

મયૂર કહે : સત્ કદી અસત્ થતું નથી; અસત્ સત્ થતું નથી.

કોકિલા કહે : એ સત્ અસત્ પણ પ્રાણ છે ! હું માયા અનંત શક્તિ ધરાવું છું. સતને અસત્ અને અસતને સત્ કરી શકું છું. સર્વ કહો કે આ સર્વ નામરૂપ પ્રાણ છે.

મયૂર કહે : જે કહેવા માત્ર છે, તેનુ શું પ્રમાણ છે ?

હંસ કહે : બ્રહ્મા કહે છે કે પ્રાણ પરપ્રકાશ છે. જડચેતનનો શો સંયોગ હોય ?

કોકિલા કહે : બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વ જડચૈતન્ય નામ-રૂપ પ્રાણથી પ્રકટ્યાં છે.

પરાશરે કહ્યું : હે મૈત્રેય ! કોકિલા ઘડી પોતાને માયારૂપ કહેતી હતી, ઘડી પ્રાણ વડે અજ્ઞાનરૂપ કહેતી હતી અને આત્માને અવાઙ્મનસગોચર કહેતી હતી; કારણ કે માયારૂપ દ્વૈત વિના અવાચ્ય પદમાં કહેવું-કથવું બનતું નથી. જે કથનચિંતન થાય છે, તે માયા જ છે ! અવાચ્યપદમાં કથનચિંતન છે નહિ.

## જલકુક્કુટ

બૃહસ્પતિએ કહ્યું : હે કચ ! પછી જલકુક્કુટ આવ્યો અને બોલ્યો : જ્યારે ઈશ્વર સર્વ જગતને પોતાનામાં લીન કરે છે, ત્યારે પ્રાણરૂપ અજ્ઞાન ક્યાં છે ?

કોકિલા કહે : પ્રાણરૂપ અજ્ઞાન વડે જ ઈશ્વરતા, જગતની લીનતા વગેરે વ્યવહાર થાય છે. આત્મા અવાચ્યપદ છે !

હે સભા ! તમે જે કથનચિંતન કરશો, તે પ્રાણરૂપ માયામાત્ર છે ! માયાનો અંગીકાર કર્યા વિના અવાચ્યપદનું કદી કથનચિંતન

નહિ થાય.

સર્વ મૌન થયા.

ગરુડ કહે: બ્રહ્મ વિષે માયા ક્યાં છે?

કોકિલા કહે: માયા વિના અવાચ્યપદનું બ્રહ્મ નામ કોણે રાખ્યુ છે?

ગરુડ કહે: હે ભુશુંડ! તમે હજારો વર્ષોથી ભક્તિતપ કર્યું છે. કોકિલાને ઉત્તર દો.

ભુશુંડ કહે: અસંતોની સભામાં આવ્યો છું. બુદ્ધિ રહી નથી! બુદ્ધિ વિના કહી શકાતું નથી. તેથી શું કહુ?

મૈત્રેયે કહ્યું: હે ગુરુ! ભુશુડે અસંતસભા કેમ કહી?

પરાશરે કહ્યું: હે મૈત્રેય! સત નામ શ્રેષ્ઠનુ છે. જ્યાં શ્રેષ્ઠતા છે ત્યાં અશ્રેષ્ઠતા પણ છે!' તેથી સાપેક્ષક[1] શ્રેષ્ઠઅશ્રેષ્ઠથી રહિત જે પદ છે, તે અસત કહેવાય; અથવા જેનાથી પર શ્રેષ્ઠતા નથી, તેની અપરોક્ષ નિષ્ઠાવાળા જે જગામા સ્થિત હોય, તેનુ નામ અસતસભા છે.

સર્વે કહ્યું: હે કોકિલા! માયારૂપ વાયુ વડે સર્વ કથનચિંતન બની શકે છે જેનું કથન તથા ચિંતન થાય છે, તે પણ માયાવાળો છે. તે કથન તથા ચિતનનો વિષય પણ માયા છે! તેના કાર્યરૂપ પ્રાણ છે. કથન તથા ચિંતન પણ માયારૂપ જ છે. પરંતુ આ સર્વ ત્રિપુટીરૂપ માયા, તત્કાર્યરૂપ પ્રાણ, ચૈતન્યઆત્માનું ત્રિપુટીરૂપ દશ્ય હોવાથી પરપ્રકાશ છે, ચૈતન્ય આત્મા જ સ્વયંપ્રકાશ છે.

કોકિલા કહે: હું તમારો નિશ્ચય જ જોતી હતી! કંઈ પ્રાણને સ્વપ્રકાશ કહેવાનુ મારુ તાત્પર્ય નથી. આત્મવસ્તુ જ સ્વપ્રકાશ છે. દશ્ય પરપ્રકાશ જ છે. જેમ નિદ્રારૂપ અવિદ્યા વડે જ સર્વ સ્વપ્નપ્રપંચ તથા સ્વપ્નપ્રપચનો વ્યવહાર થાય છે, તેમ જ વાયુ, સૂર્ય વગેરે પણ સ્વપ્નમાં હોય છે, પરતુ તે સર્વ સ્વપ્નદ્રષ્ટા વડે જ પ્રકાશિત છે, તેથી પરપ્રકાશ છે. સ્વપ્નદ્રષ્ટા જ સ્વપ્રકાશ છે.

તે વખતે બ્રહ્મા પોતાના મરીચિ આદિ પુત્રો સાથે આકાશમાર્ગમાં કોઈ કાર્યને માટે ચાલ્યા જતા હતા, તે પક્ષીઓનું પોતપોતાની વાણીમાં થતું આત્મ–નિરૂપણ સાભળવા લાગ્યા.

હસ કહે: બ્રહ્માથી લઈ ને કીડી પર્યંત સર્વપ્રકાશ હું ચૈતન્યનો છે.

ગરુડ કહે: અવાચ્યપદ હુ આત્મામાં પ્રકાશ્યપ્રકાશકભાવ બન્ને નથી. બ્રહ્માદિ સર્વ દશ્યનો ઉપાસ્ય હુ જ છુ.

સારસ કહે: ઉપાસ્યઉપાસકભાવ દ્વૈતમાં હોય છે, હું અદ્વૈત છું.

---

૧ અપેક્ષા રાખનાર.

બ્રહ્મા એ સાંભળીને હસ્યા અને મરીચિ આદિકને બોલ્યા : તમે પોતાને મોટા માનો છો- પરંતુ આત્મવિચાર કરતા નથી. જે આત્મ-વિચારરૂપી પરમ ધર્મવાન છે, એ જ મોટો છે, બીજા નહિ.

બ્રહ્માએ કહ્યું : હે પક્ષીઓ! તમે ધન્ય છો કે દેહાભિમાનનો ત્યાગ કરીને પોતાના નિર્વિકાર સ્વરૂપમાં સ્થિત થયા છો!

સર્વે કહ્યું : હે બ્રહ્મા! તમારા વિષે સમતા નહિ જણાઈ! કારણ સર્વને તમે જ ઉત્પન્ન કર્યાં છે. સારાં ખોટા કેમ કહો છો? સર્વરૂપ આત્મા જ જો સંસારરૂપ મઢીમાં સ્થિત છે, તો સારાખોટા કોણ છે?

બ્રહ્મા કહે : જો સર્વાત્મા જ છે, તો સારાખોટા પણ આત્મા જ છે.

હે સારસ! પિતા પુત્રોને ઉત્પન્ન કરે છે અને તે જ પોતાના ગુણો અનુસાર સારાખોટા કહે છે, તેમ આ સમજવું.

## પ્રણવ

પુનઃ બ્રહ્માએ કહ્યું : હે સારસ! તું કોણ છે?

સારસ કહે: આત્મા છું. તેનાથી બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક દશ્ય સર્વ પ્રકટ થયું છે, કારણ કે સર્વ સૃષ્ટિ પ્રણવરૂપ છે. અકાર, ઉકાર, મકાર, ક્રમથી સ્થૂલ, સૂક્ષ્મ, કારણપ્રપંચરૂપ છે; તથા જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિરૂપ છે; તથા વિરાટ્, હિરણ્યગર્ભ, ઈશ્વરરૂપ છે, તથા વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞરૂપ છે તથા ભૂર્ભુવઃ સ્વઃ ત્રિલોકીરૂપ છે, ઇંદ્રિય, વિષય, દેવતારૂપ છે; તથા ઋક્, યજુ, સામરૂપ છે. તથા સત્ત્વ રજ, તમ રૂપ છે. તાત્પર્ય કે સર્વ જગત પ્રણવરૂપ છે. માયા આ મન શરીરાદિ સઘાતરૂપ છે અને હુ નિત્ય ચૈતન્યરૂપ આત્મા આ મન, શરીરાદિ સઘાતનો દ્રષ્ટા, નિર્વિકાર, નિર્વિકલ્પ પોતે પોતાના મહિમામા સ્થિત છુ.

હંસ કહે: નમસ્કાર મારા મને છે! સારસે મને ત્રિગુણ માયારૂપ પ્રપચથી અતીત જાણ્યો છે. તેની ઉપાસના સફળ થઈ છે. ત્રણ ગુણ પણ કહેવા માત્ર છે. નહિં તો હુ ચૈતન્ય જ છું.

સારસ કહે: હે ગરુડ! વિષ્ણુ પાસેથી જે આત્મનિરૂપણ તે સાંભળ્યું છે તે કહે.

ગરુડ કહે: સર્વ વિષ્ણુ છે!

મયૂર કહે: વિષ્ણુ નામ તે પ્રકટ કર્યું છે. નહિ તો વિષ્ણુ ક્યા છે? તુ જ છે! જો સર્વ વિષ્ણુ હોત તો સર્વ ચતુર્ભુજ હોત.

બ્રહ્મા સર્વનાં યથાર્થ વાક્ય સાંભળીને બહુ પ્રસન્ન થયા. સર્વે

કહ્યું : હે બ્રહ્મા! પ્રાણ સ્વપ્રકાશ છે કે પરપ્રકાશ?

બ્રહ્મા કહે: પ્રાણરૂપ વાયુમાં તમે સ્વપ્રકાશતા અને પરપ્રકાશતા સિદ્ધ કરી છે; તેથી તમે જ સ્વપ્રકાશ છો, વાયુ નહિ. કોકિલા પ્રાણરૂપ ઉપાધિ વિષે બોલે છે. પરંતુ પ્રાણઉપહિત[1] ચૈતન્ય આત્માને સ્વપ્રકાશ કહેવાનું એવું તાત્પર્ય છે. બત્તીરૂપ ઉપાધિને લીધે જ દીપકની સ્વપ્રકાશતા કહી શકાય છે; પરંતુ વસ્તુવિચાર કરે તો દીપકમાં જ સ્વપ્રકાશતા છે, બત્તીમાં નથી; તે જ પ્રમાણે પ્રાણ અને બુદ્ધિ આત્માની મુખ્ય ઉપાધિ છે. પ્રાણ બુદ્ધિની તથા આત્માની કિંચિત્ ઉપચારક[2] સમાનતા પણ છે. જેમ આત્મા શરીરમાં વ્યાપક છે, તેમ બુદ્ધિ અને પ્રાણ પણ શરીરમાં વ્યાપક છે. જેમ આત્મા ચૈતન્ય વિના શરીર સ્થિત થતું નથી, તેમ પ્રાણબુદ્ધિ વિના પણ શરીર સ્થિત નથી થતું. વળી આત્મા પણ શરીરની અંતર છે અને પ્રાણબુદ્ધિ પણ અંતર છે; આ ને આવી અનેક પ્રકારની સમતા શાસ્ત્રમાં લખી છે. પરંતુ હે કોકિલા! ઉપાધિ ઉપહિતરૂપ[3] કદી પણ થતી નથી.

કોકિલાએ બન્ને હાથ ઉઠાવી પુકાર કર્યો: હે બ્રહ્મા! આજ તેં સમતા ત્યાગી અને વિષમતા ગ્રહણ કરી! કારણ હું નિર્વિકાર, નિરુપાધિ, ચૈતન્યસ્વરૂપ, તેમાં તેં ઉપાધિ ઊભી કરી!

બ્રહ્મા કહે: ક્રોધ ન કર! વિચાર, પ્રાણ કેવી રીતે સ્વપ્રકાશ છે?

કોકિલા કહે: પ્રાણ ન હોય તો તમે બોલો શી રીતે?

બ્રહ્મા કહે: પ્રાણ, ઇંદ્રિય અને પંચભૂત આત્માથી ઉત્પન્ન થયા છે. ઉત્પન્ન થતા પદાર્થ સ્વપ્રકાશ નથી હોતા.

કોકિલા કહે: મૂળ અને શાખામાં શો ભેદ છે? પ્રાણ જેનાથી ઉત્પન્ન થયા છે, તે જ રૂપ તે છે. તેના પ્રાણ પણ સ્વયપ્રકાશ છે.

બ્રહ્મા કહે: પ્રાણોની સ્થિતિ હોવાથી શરીર સ્થિત છે. શરીરથી જ નિત્ય સ્વયપ્રકાશ થાય છે. પરંતુ શરીર, પ્રાણ, કર્મ, ઉપાસના, જ્ઞાન, સ્વપ્ન સમાન કથનમાત્ર છે! સ્વપ્નદ્રષ્ટાની સમાન હું બ્રહ્મરૂપ આત્મા જ નિત્ય સ્વયંપ્રકાશ અક્રિયરૂપ છું.

કોકિલા કહે: જો તું અક્રિય છે તો તારું રૂપ કહે.

બ્રહ્મા કહે: અજ્ઞાનીને કહેવું યોગ્ય નથી; કારણ તે સમજે નહિ. જ્ઞાનીને પણ કશું કહેવું યોગ્ય નથી. તે કૃતકૃત્ય છે. મુમુક્ષુને કહેવું એ યોગ્ય છે. હે કોકિલા! બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વ જીવોના હૃદય વિષે મનાદિકના સાક્ષીરૂપે જે નિત્ય ચૈતન્ય સ્થિત છે,

૧ પ્રાણઉપાધિવાળા. ૨ લગભગ મળતી. ૩ ઉપાધિવાળાના રૂપ.

તે જ મારું સ્વરૂપ છે.

કોકિલા કહે: એ તો સર્વનુ સ્વરૂપ છે!

બ્રહ્મા કહે: જે સર્વનુ સ્વરૂપ છે, તે જ મારું સ્વરૂપ છે! અને જે મારું સ્વરૂપ છે, તે જ સર્વનુ સ્વરૂપ છે, એમાં સંશય નથી.

કોકિલા કહે: જો તું જ છે, તો 'સ્વરૂપ કોઈએ જાણ્યું, કોઈએ ન જાણ્યુ' એ વ્યવહાર તો ત્રિપુટી વિના થતો નથી!

બ્રહ્મા કહે: જો હું સર્વ છું, તો ત્રિપુટી પણ છું!'

પછી બ્રહ્મા ઊઠીને ઊભા થયા અને બોલ્યા: આનો ઉત્તર તમને વિષ્ણુ આપશે. ત્યારે સર્વ સતો ત્યાં બેઠાબેઠા જ સ્તુતિ કરવા લાગ્યા: 'ચતુર્ભુજ વિષ્ણુની મૂર્તિ સહિત સર્વ જગત અમારા સ્વરૂપરૂપ ચૈતન્ય આત્માથી જ પ્રકાશમાન છે, ઉત્પત્તિમાન છે અને અમારા સ્વરૂપ ચૈતન્ય આત્માની સત્તાસ્ફૂર્તિ વડે જ આ જગતની સ્ફૂર્તિ છે. સ્વતઃ નહિ—જે સ્વપ્નદ્રષ્ટા વડે જ સર્વ સ્વપ્નની સ્ફૂર્તિ થાય છે, તેમ એ સ્ફુર્તિ છે. વળી અમારા સ્વરૂપમાં આવાગમન નથી.'

કોકિલા કહે: હે વિષ્ણુ! હુ તારું આવાહન કરુ છું! તેમાં તું, હું, આવાહન ત્રણે નથી, ને ત્રણે રૂપ છે!

હંસ કહે: મારું આવાહન સાભળ. ન કોઈ દ્વેષી, ન પ્રિયતમ, ન ગમન, અગમન, ન સુખ, ન દુઃખ, ન હેય, ન ઉપાદેય, ન બધ, ન મોક્ષ છે, કેવળ હું એક ચૈતન્ય આત્મા વિષ્ણુ છું. નમસ્કાર મારા મને છે.

સારસ કહે: બ્રહ્મા, વિષ્ણુ રુદ્રાદિ સર્વ હુ ચૈતન્ય આત્માની ઉપાસના કરે છે. ઉપાસના, આવાહન, પોતે જ પોતાનું કરું છું!

એટલામાં જ વિષ્ણુ આવ્યા અને બોલ્યા: હે પક્ષીઓ! તમે કોણ છો?

કોકિલા કહે: હુ ચૈતન્ય સ્વપ્રકાશ તમો સહ સર્વનો સાક્ષી, આત્મસ્વરૂપ છું. હે વિષ્ણુ! તમને લજ્જા ન આવી? માયાનું કાર્ય આ શરીર મનાદિ સંઘાત તો જડ છે, અને આત્મા વચનથી અગોચર છે. તમને કોણ ઉત્તર આપે કે આ છે?

વિષ્ણુ કહે: તમારો પ્રશ્ન શો છે?

કોકિલા કહે: આપ પૂર્વે જ ઉત્તર આપી ચૂક્યા છો! તમે પૂછ્યુ 'તમે કોણ છો?' જો તમને સ્વરૂપની અપ્રાપ્તિ છે, તો તમને શું કહે, શુ પૂછે? શિવલોકમાં જઈશું. સાંભળ્યુ 'તું વિષ્ણુ વેદાંતદેશમાં છે. પણ જોયુ તો વેદાત[1] ક્યા છે? કેવળ ભ્રમ છે.

[1] વેદાત મર્યાદાને સમજે છે.

વિષ્ણુ કહે : હું ઈશ્વર છું. વેદાંત અને અવેદાંત બન્ને હું ચૈતન્ય-આત્મામાં નથી. પણ પ્રશ્ન કહો.

સર્વ કહે : પ્રાણ સ્વપ્રકાશ છે કે પરપ્રકાશ ?

વિષ્ણુ કહે : પ્રાણુને સ્વપ્રકાશ અને પરપ્રકાશ સિદ્ધ કરવાવાળો સ્વ-પ્રકાશ છે, કારણ કે પ્રાણ ચાલે છે કે નથી ચાલતા ઇત્યાદિ પ્રાણોના વ્યવહારને સિદ્ધ કરવાવાળો જ સ્વયં છે, અન્ય નહિ. સતને અસત્ અને અસતને સત્ શી રીતે કહે ?

કોકિલા કહે : સર્વને સિદ્ધકર્તા પ્રાણ છે.

વિષ્ણુ કહે : હે કોકિલા ! સુષુપ્તિ મૂર્છામાં પ્રાણ તો છે; પરંતુ પ્રાણ ચૈતન્ય હોય, તો સુષુપ્તિ મૂર્છાદિક અથવા અન્ય કોઈ શરીરાદિ સંઘાતનો વ્યવહાર બતલાવે ! તે કોઈ સંઘાતના વ્યવહાર તો બતાવતો નથી, તેમ જ પોતાના વ્યવહારને પણ બતાવતો નથી ! તેથી પ્રાણ જડ છે.

કોકિલા કહે : ચેતનનો વિભાગ પ્રાણમાં નથી. હે વિષ્ણુ! એ તમારી કલ્પના છે ! પ્રાણ તો અખંડ છે !

વિષ્ણુ કહે : જીવ મારો અંશ છે.

કોકિલા કહે : આપ ખંડખંડ કેમ કરો છો ! અંશઅંશીભાવ અનિત્ય હોય છે. જુઓ પિતાપુત્ર અંશઅશીભાવવાળાં છે તેથી જ અનિત્ય છે. હા, મહાકાશનો ઘટાકાશ અંશ છે. ચિનગારી અગ્નિનો અંશ છે અર્થાત્ વહ્નિરૂપ છે.

વિષ્ણુ કહે : હે કોકિલા ! તારું રૂપ કેવું છે ?

કોકિલા કહે : રૂપઅરૂપથી રહિત છુ; અને સર્વ રૂપઅરૂપ હું જ છું.

વિષ્ણુ કહે : જ્યારે પંચભૂત નાશ પામે છે, ત્યારે પ્રાણ ક્યાં હોય છે ? પુરુષમાં પ્રાણ નથી.

કોકિલા કહે : પુરુષચિદાભાસ[૧] શાથી પ્રકાશ પામે છે ?

વિષ્ણુ કહે : હું પુરુષોત્તમચૈતન્યથી[૨].

કોકિલા કહે : તું શાથી પ્રકાશ[૩] પામે છે ?

વિષ્ણુ કહે : હુ સ્વયં છું.

કોકિલા કહે : અસત્ય ન કહે ! આપોઆપ પ્રાણ જ આ કથન-ચિંતનને સિદ્ધ કરે છે, તેથી પ્રાણ સ્વયપ્રકાશ છે.

પછી બ્રહ્માવિષ્ણુ સહિત સર્વ વિલાસપૂર્વક શિવલોકમાં શિવની

૧ જીવ ચેતન. ૨ પરમેશ્વર ચેતન. ૩ પુરુષોત્તમ ચેતન.

પાસે ગયા. સર્વે કહ્યું: અમારા રૂપને અમારા નમસ્કાર છે.

શિવ કહે: નથી તમે સર્વ, નથી હુ. કેવળ શિવ છે. અથવા સર્વ હું જ છું.

સર્વ ચૂપ થયા.

શિવ કહે: હે રૂપ મારા! આ શું કૌતુક છે?

સર્વ કહે: આપ મંગળરૂપ છો અને અપક્ષપાતી છો. કોકિલા પ્રાણને સ્વપ્રકાશ કહે છે. અમે કહીએ છીએ, સ્વપ્રકાશ અમારું સ્વરૂપ ચૈતન્ય છે. આપ કહો, સ્વપ્રકાશ કોણ છે?

શિવ કહે: તમે સર્વ પોતપોતામા પ્રશ્ન–ઉત્તર કરો. પછી હું ઉત્તર આપીશ.

હંસ કહે: આ દર્શન, અદર્શન, રૂપ, અરૂપ મારું છે અને હું સર્વ દર્શનાદિથી રહિત છું. જુઓ સ્વપ્રદ્રષ્ટા સર્વસ્વરૂપ પણ છે અને રહિત પણ છે તેથી હું ચૈતન્યનો આ આશ્ચર્યમય મહિમા છે.

સારસ કહે: આશ્ચર્ય થવું, ન થવું, સર્વરૂપ પોતાને જાણવા, અસર્વરૂપ જાણવા અથવા સર્વઅસર્વથી અતીત જાણવા અથવા પોતાને સત્, ચિદ્, આનંદ જાણવા અથવા અસત્, જડ, દુઃખરૂપ જાણવા તથા પ્રાણને સ્વપ્રકાશ માનવો, અન્યને પરપ્રકાશ માનવા, તથા આત્મા બ્રહ્મને સ્વપ્રકાશ સાક્ષી માનવો, અન્ય દશ્યને પરપ્રકાશ માનવું, અહંત્વં પ્રોક્ષ અપરોક્ષ માનવા ઇત્યાદિ મનની માન્યતા છે. જે છે તે તો અવાચ્યપદ છે અને તે મનના સર્વ માનવાપણાથી પર છે, તે જ અવા-ઙમનસગોચર તમારું, અમારુ તથા સર્વ જગતનુ તેમ જ બ્રહ્મા, વિષ્ણુ, શિવ આદિનુ સ્વરૂપ છે. તેને આપણુ આત્મસ્વરૂપ જાણો.

શિવ, બ્રહ્મા, વિષ્ણુ આદિ આ અમૃતરૂપ વચન સાંભળીને બહુ પ્રસન્ન થયા. શિવ બોલ્યા: હે કોકિલા! તું ધન્ય છે! નિશ્ચય જોઈએ તો પુરુષને તારા જેવો જ દઢ જોઈએ. જૂઠું પણ સાચું કરી બતાવ્યું! ગુરુ, શાસ્ત્ર અને આપણા અનુભવના વિચારથી જે નિશ્ચય થયો છે, તે જ સત્ય છે. એથી પર સત્યનો નિર્ણાયક કોઈ નથી. પુરુષે સત્ય નિશ્ચયનો ત્યાગ કદી પણ કરવો ન જોઈએ.

હે કોકિલા! તું પક્ષપાતથી રહિત થઈને વિચારી જો. પ્રાણ તું ચૈતન્યથી પ્રકટ થયો છે. તું ચૈતન્ય કોઈ પ્રાણાદિથી પ્રકટ થયેલ નથી; તેથી તું જ ચૈતન્ય સ્વય પ્રકાશ છે, અન્ય નહિ. પોતાના સ્વરૂપથી ઉપર પ્રાણને સ્વપ્રકાશ કેમ રાખે છે? લજ્જા નથી આવતી?

કોકિલા કહે: અસ્તિ, ભાતિ, પ્રિય સર્વ બ્રહ્મરૂપ આત્મા છે, તે જ

સ્વયંરૂપ છે; તેથી ઘટ પણ વિધિપક્ષમાં તો સ્વયપ્રકાશ છે, પટ પણ સ્વયંપ્રકાશ છે, તૃણ પણ સ્વયંપ્રકાશરૂપ છે. જો નામરૂપ પણ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ વડે સ્વયંપ્રકાશરૂપ છે, તો પ્રાણ સ્વયંપ્રકાશરૂપ નહિ ? એ પણ સ્વયંપ્રકાશરૂપ જ છે; કારણ કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ બ્રહ્માત્મા જ સ્વયંપ્રકાશ છે અને પ્રાણાદિક અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ છે; પૃથક્ નથી. જો પૃથક્ હોય તો પરપ્રકાશ કહેવાય; તેથી પ્રાણ પણ સ્વપ્રકાશરૂપ છે. એ દૃષ્ટિને લીધે જ હું પ્રાણને સ્વપ્રકાશ કહેતી હતી. પ્રાણને આત્માથી ભિન્નરૂપે લઈને તેને હું સ્વયંપ્રકાશ કહેતી નહોતી. એટલું કહી કોકિલા ચૂપ થઈ.

પરાશરે કહ્યું : હે મૈત્રેય ! એટલી કથા કહી પુનઃ બૃહસ્પતિએ કહ્યું : હે પુત્ર ! નિશ્ચય જોઈએ તો એવો જ દૃઢ જોઈએ. નિશ્ચય વિના જે કહે છે, સાંભળે છે, ચિંતન કરે છે તે સર્વ વૃથા છે. કહેશે કે 'હું સર્વ દૃશ્યનો દ્રષ્ટા છું, નિર્વિકાર બંધમોક્ષરહિત છું, બંધની નિવૃત્તિ માટે કે મોક્ષની પ્રાપ્તિ માટે મારે કિંચિત્‌માત્ર પણ કર્તવ્ય નથી. હું ચૈતન્ય નિષ્કર્તવ્ય, નિર્વિકલ્પ છું.' પરંતુ એ કથનચિંતન પર દૃઢ નિશ્ચય ન હોય તો તે વ્યર્થ છે. તેણે પોતાના સ્વરૂપામૃતનું પાન નથી કર્યું; કારણ પોતે સ્વભાવથી બંધમોક્ષથી રહિત છે. હવે મન, શરીરાદિ સંઘાત તથા સંઘાતના ધર્મોથી પોતાને સમ્યક્ જુદો જાણે છે, ત્યારે બંધની નિવૃત્તિ અને મોક્ષની પ્રાપ્તિ વાસ્તે જે સર્વ યત્ન કરે છે, તે યત્નથી રહિત છતાં શાંત રહે છે; અન્યથા તે રહી શકતો નથી.

હે કચ ! તું આપ સહિત સર્વ શિવરૂપ જાણ.

કચ કહે : હે પિતા ! દૃઢ નિશ્ચય હોવો ન હોવો, સર્વરૂપ પોતાને જાણવા ન જાણવા, એ અંતઃકરણના ધર્મ છે અને હું ચૈતન્ય નિશ્ચય અનિશ્ચયનો પ્રકાશક, અવાઙ્‌મનસગોચર છું. નિશ્ચય અનિશ્ચય બુદ્ધિના ધર્મો મને સ્પર્શ કરી શકે તેમ નથી.

બૃહસ્પતિ કહે : હે પુત્ર ! સર્વ ઇંદ્રિયોના વ્યવહાર થતાં કે ન થતાં, સર્વ કલ્પિત નામરૂપસંસારનું અધિષ્ઠાન હોવા છતાં પણ વાઙ્‌મનસગોચર સંસારથી પોતાના આત્માને અવાઙ્‌મનસગોચર સમ્યક્ જાણવો, એ જ જ્ઞાનનો નિશ્ચય છે; એ જ પરમ ભક્તિ છે. હે પુત્ર ! શરીર નાશ પામે તોપણ આપણા સાચા નિશ્ચયને ત્યાગવો નહિ. વળી પિતા–પુત્રના અભિમાનને પણ ત્યાગ. તું ચૈતન્ય આત્મા છે. ન તું કોઈનો પુત્ર છે; ન કોઈનો પિતા છે. આ સંસાર ભ્રમમાત્ર છે. સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્નપ્રપંચરૂપ છતાં તેનાથી અગોચર જ છે. તે સ્વપ્નવત્ પિતા પુત્રાદિરૂપ

પણ તું જે છે. હે પુત્ર! તારું સ્વરૂપ, આત્મા, સ્વતઃસિદ્ધ, સુખદુઃખરૂપ બંધમોક્ષથી રહિત, નિર્વિકાર, નિર્વિકલ્પ છે. વળી આકાશની સમાન છે, તું ચૈતન્ય સર્વના સાક્ષીને બંધમોક્ષ વાસ્તે કિંચિત્માત્ર પણ કર્તવ્ય નથી. જે સ્વપ્નદ્રષ્ટા ચૈતન્યને સ્વપ્નપ્રપંચના બંધમોક્ષની નિવૃત્તિ પ્રાપ્તિ વાસ્તે કિંચિત્ પણ યત્ન નથી (ભ્રમનિવૃત્તિ વિના). કોઈના કંઠમા માળા હોય છતાં ભ્રમથી તે ખોવાઈ છે એમ જાણે છે અને પોતાને દુઃખી માને છે. તેની પ્રાપ્તિ વાસ્તે તે યત્ન કરે છે; પરંતુ માળા ખોવાવાથી ઉત્પન્ન થયેલા દુઃખની નિવૃત્તિ વાસ્તે અને માળાની પ્રાપ્તિ વાસ્તે કિંચિત્ માત્ર (ભ્રમનિવૃત્તિ વિના) કર્તવ્ય નથી.

કચ કહે: તમે જે કહો તે હું કરું.

બૃહસ્પતિ કહે: પોતાના સહ સર્વને આત્મસ્વરૂપ સમ્યક્ જાણવા. અથવા પોતાને પંચકોશરૂપ ત્રિપુટી સહિત શરીરનો તથા જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ આદિ સર્વ પ્રપંચનો સાક્ષી જાણવો, અથવા સાક્ષીઅસાક્ષીભાવ છોડી કેવળ પોતાને અવાચ્ય પદરૂપ જાણવો, અથવા ન તું છે, ન હું છું, ન જગત છે, કેવળ ચૈતન્ય સ્વયંપ્રકાશ હું આત્મા છું, એ નિશ્ચય એ જ પરમ તપ છે.

આ તપના સાધનભૂત, અન્નમયાદિ કોશનો તથા આત્માનો, અન્વયવ્યતિરેકયુક્તિએ વિચાર કરી જાગ્રતાદિ અવસ્થાથી આત્માને ભિન્ન જાણવો. સાધનરૂપ આ વિચારરૂપી તપને જ્યારે સમ્યક્ પ્રકારે કરશો, ત્યારે પૂર્વોક્ત પરમ તપરૂપ ફળને પામશો,

આ વિચારરૂપી તપનાં શમ, દમ, વેદાધ્યયનાદિ અનેક સાધન છે. આ મારો ઉપદેશ યથાર્થ જાણ અને તેને મનમા રાખ.

પૂર્ણ તપ, પોતાના સ્વરૂપને જાણવું તે છે.-દેહાભિમાન દૂર થાય પછી જે શેષ રહે તે અવાચ્ય પદ છે. તે જ આપણું સ્વરૂપ છે.

હે પુત્ર! બંધમોક્ષરૂપ કાળના ભયરૂપ તપ હું મનથી દૂર થવું એ સમ્યક્ અધિષ્ઠાન જ્ઞાનનું નામનું પરમ તપ છે. હે કચ! ત્વંપદ એટલે જીવપણાનો અભ્યાસ તથા તત્પદ એટલે ઈશ્વરપણાનો અભ્યાસ, ત્યાગ, અને જ્યાં જીવત્વઈશ્વરત્વાદિ સંજ્ઞા નથી એવા 'અસિ' પદરૂપ, બ્રહ્મરૂપ ચૈતન્ય, અવાચ્યપદ આત્મા, પોતાને જાણ. જો, સ્વપ્નના જીવઈશ્વર સ્વપ્નદ્રષ્ટા ચૈતન્યમાં સમાપ્ત થાય છે અને ઘટાકાશ, મઠાકાશ, આકાશમાત્રમાં સંજ્ઞા નથી.

કચ કહે: હે પિતા! સંતો કહે છે બુદ્બુદ નદીરૂપ થઈ શકતો નથી. જલરૂપ કહે તો તે બને છે. તમે કહો છો, તારા બુદ્બુદ રૂપ

જીવત્વને ત્યાગ, બ્રહ્મરૂપ સમુદ્ર થા.

બૃહસ્પતિ કહે : આ સ્વપ્નની વાતોમા તું સ્વપ્નદ્રષ્ટા બધાઈ ન રહે; કારણ ત્વપદ, તત્પદ અને અસિપદ, કેવળ મનનાં મનન છે–તું ચૈતન્યથી પૃથક્, કથનમાત્ર છે. જેમ નદી, તળાવ, સમુદ્ર જળથી ભિન્ન કથનમાત્ર છે, જેમ સ્વપ્નના જીવ, ઈશ્વર, બ્રહ્મ, સ્વપ્નદ્રષ્ટા ચૈતન્યથી પૃથક્ કહેવા માત્ર છે, તેમ આ કહેવા માત્ર છે.

હે પુત્ર! તું ચૈતન્યમણિના જીવ, ઈશ્વર, બ્રહ્મ, પ્રકાશ છે! તું ચૈતન્ય સ્વમહિમામાં સ્થિત છે.

કચ કહે : હે પિતા! જો એ ત્રણે કંઈ જ નથી, તો જીવ, ઈશ્વર, બ્રહ્મ એવા ભેદ સતોએ કેમ કહ્યા?

બૃહસ્પતિ કહે : હે પુત્ર! સ્વપ્નના સતોએ, સ્વપ્નમાં જીવ, ઈશ્વર, બ્રહ્મની કથા કહી તો સ્વપ્નદ્રષ્ટા તુ ચૈતન્યને શી હાનિ છે? જો ન કહી તો શો લાભ છે? ન લાભ છે, ન હાનિ છે. હે પુત્ર! જીવ, ઈશ્વર, બ્રહ્માદિક શબ્દોના અર્થ, અનત, ચિદ્, સતરૂપ તુ ચૈતન્યઆત્મામા જ ઘટે છે, તેથી તુ જ જીવ, ઈશ્વર, બ્રહ્મ છે, અન્ય નહિ.

હે પુત્ર! સતોએ જે કલ્પના તત, ત્વ, અસિપદની કરી છે, તે જીવોના કલ્યાણ વાસ્તે કરી છે. તેના વિચારથી નિજ સ્વરૂપને પામે છે.

કચ કહે : હે પિતા! સતોએ એક જ ચૈતન્યના ત્રણ ભેદ જોઈને કહ્યા કે સાભળીને?

બૃહસ્પતિ કહે : હે પુત્ર! સર્વે સાભળીને જ કહ્યા છે, કારણ પોતાથી ભિન્ન કોણ છે કે એક ને બે કહે! કહેવુ, ચિતન કરવુ, એ મનવાણીના કર્મ છે, જોવુ સાંભળવુ એ શ્રોત્રનેત્રાદિ ઇદ્રિયોના કર્મ છે. તુ ચૈતન્યસ્વરૂપ આત્મા મન આદિ સર્વ ઇદ્રિયોથી અગોચર છે. તુ ચૈતન્યને કોણ દેખે ને કોણ સાભળે?

કચ કહે. તમારા વચનથી આશ્ચર્ય પામ્યો છુ. જે કંઈ સતોએ કહ્યું તે તો નિર્બીજ (પાયા વિનાનુ) નીકળ્યુ! એ સ્વપ્નના સત્સગથી શો લાભ?

બૃહસ્પતિ કહે : હે પુત્ર! સતોમાં અસંભાવના(અવિશ્વાસ) ન કર. આ સસારસમુદ્રથી તરવાને માટે સત્સગ નૌકા છે. સત્સગથી આત્મવિચાર થાય છે. વિચાર વડે આત્મસ્વરૂપને સમ્યક્, અપરોક્ષ જાણીએ પછી સત્સંગ કયા છે? હે પુત્ર! વાસ્તવે તો એવુ છે કે સ્વપ્નના જ જેમ ગુરુશાસ્ત્ર સત છે, તેમ જ તેનો સગ પણ સ્વપ્નનો જ છે. મુમુક્ષુ બોધ લેવાવાળો, તથા બોધપૂર્વનુ અજ્ઞાન અને અજ્ઞાનજન્ય

જન્મબંધ તથા બંધમોક્ષ સર્વ સ્વપ્નનાં જ છે, સારાંશ કે આપણા સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માથી જે કંઈ પૃથક્ પ્રતીત થાય છે, તે સર્વ સ્વપ્નરૂપ અર્થાત્ માયામાત્ર છે, મિથ્યા છે, ભ્રમ છે. હે પુત્ર! ભ્રમરૂપ સ્વપ્નથી જાગ્રત થા.

કચ કહે: એ પક્ષીઓની કથા કહો. તે અમૃત સમાન છે.

બૃહસ્પતિ કહે: તું નિશ્ચય નથી કરતો. કથા શું કહું?

કચ કહે: તમારા સંગથી મારી બુદ્ધિ જ નથી રહી! નિશ્ચય કોણ કરે? પરંતુ તમારા સંગથી મને જે અનુભવ થયો છે તે સાંભળો. 'હું ચૈતન્યરૂપ બ્રહ્માત્મા, નિરુપાધિ, અક્રિય, અસંગ છું; શરીરના ધર્મો બાલ, યુવા, વૃદ્ધાદિ તથા શરીર, એ બધાનાથી અસંગ, તેનો દ્રષ્ટા છું. મારા સ્વરૂપમાં ન દિન છે, ન રાત્રિ છે. ઉદયઅસ્તથી રહિત છું. ન હેય છે, ન ઉપાદેય છે, ન જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ છે, ન હું સ્થૂલ, સૂક્ષ્મ કારણશરીર છું. તાત્પર્ય કે કાર્યકારણસંઘાતરૂપ જગત હું નથી. હું મન આદિ જગતનો દ્રષ્ટા છું; અથવા અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ, દ્રષ્ટા, દર્શન, દશ્યરૂપ હું ચૈતન્ય જ છું તથા દ્રષ્ટા, દર્શન, દશ્યથી પર પણ હું ચૈતન્ય જ છું. વાઙ્મનસગોચર પણ હું જ ચૈતન્ય છું, અવાઙ્મનસગોચર પણ હું ચૈતન્ય જ છું. હું ચૈતન્યનો મહિમા અવાચ્યપદ છે. વાણીથી શું કહું? પરંતુ બ્રહ્મયજ્ઞ કહો. હું કાન વિના સાંભળું છું! તમે વાણી વિના કહો.

બૃહસ્પતિ કહે: મારા સંગથી તને ફળ થયું? પોતાપણાના અહંકારને તે વિચારરૂપ અગ્નિથી બાળ્યો અને સ્વયં થયો. હવે બ્રહ્મયજ્ઞ સાંભળ.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! પછી બૃહસ્પતિ કહેવા લાગ્યા: હે પુત્ર! સર્વ પક્ષી એક જ ભાવથી કહેવા લાગ્યાં; અમારું જે સ્વરૂપ છે તેનું નથી તો ગ્રહણ થતું કે નથી તેનો ત્યાગ થતો. બંધમોક્ષ, જ્ઞાનઅજ્ઞાન, માયાઅમાયા અમારા સ્વરૂપમાં નથી. વળી સર્વ પણ અમે જ છીએ.

સારસ કહે: જે કંઈ તમે કથનચિંતન કરો છો, તે મારું સ્વરૂપ નથી. હું ચૈતન્ય તેનાથી અતીત છું. જે તમે કથનચિંતન કરો છો, તે સર્વ ઉપાધિ છે.

સર્વ કહે: ઉપાધિ, અનઉપાધિ, ધની, દરિદ્રી, પાપ, પુણ્ય અમે જ છીએ અને એનાથી રહિત પણ અમે જ છીએ. દિવસ, રાત્રિ, ક્રિયા, અક્રિયા, કર્તા, અકર્તા, ભોક્તા, અભોક્તા, યોગ, અયોગ, સર્વ અમે જ છીએ. ભૂત ભવિષ્યત્, વર્તમાન, જે કંઈ છે તે અમે જ

છીએ અને સર્વથી અતીત પણ અમે જ છીએ. જેમ સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્નપ્રપંચરૂપ પણ છે અને તે સ્વપ્નજગતથી અતીત પણ છે, તે પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વ અમે જ છીએ. સર્વ નામરૂપ કલ્પિતના અધિષ્ઠાન, સાક્ષી, દ્રષ્ટા હોવાથી અમે સર્વથી અતીત છીએ.

કોકિલા કહે : તમે સર્વ ખાલી વાયુમાં ધરેલા ઘડાની માફક શબ્દ જ કરો છો; કારણ જે પૂર્ણ હોય તે શું કહે?

સર્વ કહે : જે સતોએ કહ્યું છે તે શું પૂર્ણ નથી?

કોકિલા કહે : કહેવું ને ચિંતન કરવું, દ્વૈતમાં થાય છે. સતપદ અવાચ્ય છે. સંત ચાહનારહિત છે. ચાહના નથી તો શું કહે? કહેવાનું ચાહનાથી જ છે.

સર્વ કહે : આપ્તકામ બોલે છે કે નહિ?

સારસ કહે : સમ્યક્ પોતાના બ્રહ્મરૂપ આત્માના અપરોક્ષ જ્ઞાતા પુરુષ પર શાસ્ત્રનો કોઈ વિધિ નથી. તે બોલે અથવા ન બોલે. તેનો દ્રષ્ટા કોઈ અન્ય નથી. આપ સ્વયં છે.

મયૂર કહે : બ્રહ્મા, વિષ્ણુ, શિવ એ આપ્તકામ છે, તેથી જ શ્રેષ્ઠ છે.

સારસ કહે : હે સાધુ! સર્વથા વિચાર કરે તો મન આદિનો સાક્ષી ચૈતન્ય આત્મા જ આપ્તકામ છે, કારણ આપ્તકામ થવું અને અનાપ્તકામ થવું, એ સર્વ મનના સ્વભાવ છે. તેનો સાક્ષી આત્મા નિર્વિકાર, નિર્વિકલ્પ છે. તેમા આપ્તકામ, અનાપ્તકામ આદિ નથી. શરીરમાં પણ આપ્તકામતા તથા અનાપ્તકામતા નથી, કારણ તે જડ, વિકારી છે. તે જ કારણથી ચાહના–અચાહના મન વિષે છે, અને મન અસત્ છે, તેથી તેનુ કર્તવ્ય પણ અસત્ છે. જ્યા સુધી શરીર છે, ત્યા સુધી સર્વ રીતે આપ્તકામ થવાતું નથી–પછી ચાહે બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક હોય. દેહધારી કોઈ કામમાં આપ્તકામ હોય છે, કોઈમાં અનાપ્તકામ હોય છે; એ સર્વને અનુભવસિદ્ધ છે; તેથી કરીને મનના ધર્મો આપ્ત-અનાપ્તકામપણું તેનો સાક્ષી આત્મા જ સર્વરૂપે આપ્તકામ છે.

શિવ કહે : હે સારસ! તારા માતાપિતા કોણ છે?

સારસ કહે : હુ ચૈતન્ય આપે જ પિતા માતા પુત્રરૂપ છું; તેનાથી રહિત પણ છુ. સર્વ નામરૂપ દશ્યરૂપી પુત્રનો પિતા અર્થાત્ કારણ હું ચૈતન્ય જ છું. મારો પિતા અર્થાત્ મારું કારણ કોઈ નથી. સ્વયં છું–જુઓ સ્વપ્નદ્રષ્ટા જ નિદ્રારૂપ અવિદ્યાના કારણથી સ્વપ્નનાં માતા પિતા પુત્રરૂપ આપે જ થાય છે. વળી નિદ્રારૂપ અવિદ્યાથી રહિત તેનાથી અતીત પણ છે તથા સર્વ સ્વપ્નપ્રપંચનો પિતા અર્થાત્ કારણ

પણ પોતે જ છે. તેનો પિતા અર્થાત્ કારણ કોઈ નથી.

શિવ કહે: તારા ગુરુ કોણ છે?

સારસ કહે: હું ચૈતન્ય, ગુરુશિષ્યભાવથી રહિત છે–સર્વ દૃશ્ય જડનો ગુરુ અર્થાત્ શાસન કરવાવાળો છું તથા નિયામક છું. સ્વપ્નની જેમ ગુરુશિષ્ય પણ હું ચૈતન્ય જ છું. હે શિવ! આ સર્વ દર્શન મારું છે. હું જ ચૈતન્ય અદર્શન છું અર્થાત્ સ્વયંપ્રકાશસ્વરૂપ પણ છું.

શિવ કહે: જાતિ તારી કઈ છે?

કુરંગ કહે: અજાતિ છું. જાતિ ઉપાધિ છે તથા મલિન છે. હું ચૈતન્ય નિરુપાધિ છું, માયા અને તત્કાર્ય મલથી રહિત છું. હે શિવ! તમારું વચન કેવળ કથનમાત્ર છે, હું અવાચ્યપદ છું.

શિવે વિષ્ણુને કહ્યું: સારસ શું કહે છે?

વિષ્ણુ કહે: આ સર્વનું મૂળ ઉખાડે છે; કારણ આદિમાં આપણા ત્રણે દેવતાઓને ઉઠાવે છે, પછી દૃશ્યને. તેથી એનું વચન સાંભળવું યોગ્ય નથી.

શિવ કહે: ભય શો છે? હું ચૈતન્ય તેનો આત્મા છું. પોતાના આત્માને કોઈ ઉખાડી શકતું નથી. નામરૂપ દૃશ્યને તો તમે પણ ઉઠાવો છો અર્થાત્ અસત્ કહો છો. આત્માને સત કહો છો. એ જ વાત આ કહે છે. ધન્ય છે, જે સમ્યક્ સ્વરૂપને જાણે છે! હું સર્વ ત્રિલોકીનો ગ્રાસ (મહાપ્રલયમાં) કરું છું. પરંતુ જેને અહંકારરહિત સમ્યક્ નિજ બોધ થયેલો છે, તે મને ગ્રાસ કરી લે છે. હે વિષ્ણુ! એ જ વાત પર એક કથા સાંભળો.

## રાજા ભરતની કથા

એક સમયે ભરત રાજા (જેના નામ ઉપરથી આ ભરતખંડ નામ પડ્યું છે) રાજ્ય છોડીને વનમાં ગયો. ત્યાં જોયું તો કેટલાક તપસ્વી શરીર–ઇંદ્રિયોને કષ્ટ આપવારૂપ તપમાં આરૂઢ છે. કેટલાક ધ્યાનમાં લાગેલા છે. એક બીજા સંત જોયા તે આત્મવિચારમાં છે અને શિષ્યોને ઉપદેશ કરે છે કે ન તું, ન હું, ન આ જગત છે; એક ચૈતન્ય આત્મા જ છે. રાજાએ નિકટ જઈ હાથ જોડી કહ્યું, હે વિદ્વાન! મને પણ આત્મઉપદેશ કરો. આ અસાર સંસારથી મને વૈરાગ્ય થયો છે. તમારે શરણ છું.

સંતે કહ્યું: જ્ઞાનઉપદેશ એ જ કે હું–મારુંનો અહંકાર ત્યાગ. અર્થાત્ 'ન હું છું, ન આ જગત છે, એક ચૈતન્ય વિષ્ણુ જ છે' એમ જાણ.

રાજાએ વિચાર્યું કે જે સંત કહે છે તે સાચું છે. પરંતુ જો સર્વ વિષ્ણુ વ્યાપક ચૈતન્ય છે, તો હું કોણ છું, અથવા હું વિષ્ણુ જ છું! પુનઃ વિચાર કરી જોયો કે વિષ્ણુને મેં જાણ્યા, પણ એ જાણવાવાળો હું કોણ?

એટલે ફરીથી રાજાએ સંતને પૂછ્યું: હે વિદ્વાન પુરુષ! વિષ્ણુ શિવને જાણવાવાળો હું કોણ છુંઃ?

સંત કહે: તું બ્રહ્મા છે.

એ વચન સાંભળીને વિચાર્યું કે જેવી રીતે મેં વિષ્ણુને જાણ્યા હતા, તેવી રીતે બ્રહ્માને પણ જાણ્યા. પરંતુ પોતાને ન જાણ્યો કે હું કોણ છું?

સંતે કહ્યું: હે ભરત! તત્, ત્વમ્, અસિપદ અર્થાત્ જીવ, ઈશ્વર, બ્રહ્મ, તું ચૈતન્ય આત્માથી જ સિદ્ધ થાય છે. જો તું ચૈતન્ય આત્મા ન હોય તો એને કોણ જાણે? પરંતુ તું ચૈતન્ય આત્માને કોઈ સિદ્ધ કરવાવાળો નથી. તું સ્વયંપ્રકાશરૂપ છે; કારણ કે તું ચૈતન્ય આત્મા સર્વનો દ્રષ્ટા છે, તેનો કોઈ અન્ય દ્રષ્ટા નથી. તેથી જ તું સ્વયંપ્રકાશ છે. હે ભરત! જે કંઈ જીવ, ઈશ્વર, બ્રહ્મ, જગત, તત્કારણ અજ્ઞાન, મનવાણીનાં કથનચિંતન છે, તેનાથી તું ચૈતન્ય આત્મા જુદો જ નીકળીશ, તેથી જ તું મનવાણીથી અગોચર છે. જીવ, ઈશ્વર, બ્રહ્મ, સર્વ શેષ છે. તું ચૈતન્યમાત્ર નિર્વિશેષ છે. જેમ ઘટાકાશ, મઠાકાશ, મહાકાશ નિર્વિશેષ(નિરુપાધિક) આકાશમાત્રથી જ સર્વ શેષ સિદ્ધ થાય છે, કારણ કે સવિશેષ નામવાળાં ઉપાધિયુક્ત છે. તું વિજ્ઞાનને પ્રાપ્ત થયો છે. ચૂપ થા.

ભરત કહે: તૂષ્ણીઅતૂષ્ણી[1] આદિ સર્વ વ્યવહાર, મનવાણી શરીર આદિ સંઘાતના છે. હું ચૈતન્યના નહિ.

સંત કહે: તૂષ્ણી નામ નિર્વિકલ્પતાનું છે. તે તું ચૈતન્ય આત્મામાં સ્વતઃ સિદ્ધ છે. મનાદિકની નિર્વિકલ્પતા અને સવિકલ્પતાનો પણ તું સાક્ષી દ્રષ્ટા છે; તેથી પોતાના આત્માને સ્વાભાવિક નિર્વિકલ્પ જાણવો, એનું જ નામ તૂષ્ણીભાવ છે.

ભરત તે સંતના આ વાક્ય સાંભળી સ્વરૂપમાં લીન થયો.

શિવે કહ્યું: હે વિષ્ણુ! કંઈક કાળ પછી ધર્મરાજાએ દૂતને મોકલતાં કહ્યું, જાઓ, ભરતને લઈ આવો. ધર્મરાયની આજ્ઞાથી જઈ તે દૂતે જોયું તો ભરત નામમાત્ર પણ નથી, અંતરબહાર કેવળ શિવ

૧. મૌનઅમૌન.

છે. સારાંશ કે ' હું ભરત છું', આ પરિચ્છિન્ન અહંકારથી રહિત, અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું ચૈતન્ય આત્મા છું, સર્વ મનાદિક દશ્યથી રહિત અને મન આદિ સર્વ દશ્યનો દ્રષ્ટા અવાઙ્મનસગોચર, સ્વપ્રકાશરૂપ છું.' એ તેનો દૃઢ નિશ્ચય હતો. અવાઙ્મનસગોચરત્વનો નિશ્ચય પણ મનવાણીના કથનચિંતનરૂપ જ છે. તે હું નથી. હું જે છું તે છું. કથન ચિંતન શું કરું ? (એવા ભાવવાળો) તેને જોઈને દૂત આશ્ચર્ય પામી રહ્યો કે શરીરમાંથી કઈ વસ્તુને કાઢીને ધર્મરાયની પાસે લઈ જાઉં ! તેથી પુનઃ ધર્મરાયની પાસે ગયો અને કહ્યું, હે ધર્મરાય ! તમે સર્વ સંતોને મારી નાખો ! તે અમારા હાથથી લોકોને આત્મઉપદેશ કરી છોડાવી દે છે ! તમારી આજ્ઞાથી જ્યાં અમે ભરતની પાસે ગયા ને તેના દેહાભિમાનને સર્વરૂપે શોધ્યું તો તે મળ્યું જ નહિ ! દેહાભિમાન વિના કોને લાવે ? હે ધર્મરાય ! તમારા ફાંસામાં દેહાભિમાનીઓ જ પડે છે, અન્ય નહિ. તાત્પર્ય કે આ પંચભૌતિક સંઘાતમાં પોતાનું અહં—અભિમાન કરવાથી જ આ જીવ સ્વર્ગ—નરકમાં જાય છે, અન્ય નહિ. જે બીજાની વસ્તુમાં પોતાપણું કરે છે, તે ન્યાયપૂર્વક જેલખાનામાં જાય છે, તે વાત જગતમાં પ્રકટ છે.

હે વિષ્ણુ ! હું વિચરતો વિચરતો ભરતની પાસે ગયો. સૂક્ષ્મ દૃષ્ટિથી જોયું તો તે એ જ કથનચિંતન કરતો હતો કે સર્વ હું ચૈતન્ય જ છું, અને સર્વથી અતીત પણ છું. પરંતુ આ પણ કથનચિંતન મનવાણીનું છે. હું ચૈતન્ય તેનાથી પણ અતીત છું. પુનઃ એ અતીતપણાથી પણ અતીત છું.

મેં કહ્યું : હે ભરત ! તું ધન્ય છે કે સ્વરૂપમાં અનુસંધાનવાળો થયો છે.

ભરત : અનુસંધાન[1], અનુસંધાન[2] હું ચૈતન્યમાં નથી. એ માયામાત્ર દશ્યમાં છે.

મેં કહ્યું : જો સર્વ તું જ ચૈતન્ય છે, તો દશ્ય—અદશ્ય, અનુસંધાન—અનનુસંધાન વગેરે પણ તું જ છે.

ભરત તૂષ્ણીભાવને પામ્યો. (તૂષ્ણીભાવ પામવો એટલે નિર્વિકલ્પ અવસ્થાને પામવું.)

પુનઃ મેં બેત્રણ વાર પ્રશ્ન કર્યા : હે ભરત ! તું કોણ છે ? ઉત્તર કંઈ ન દીધો; કારણ તે કાળે પરિચ્છિન્ન ભરતભાવ નહોતો. કિંચિત્ કાળ પછી તે બોલ્યો :

૧. ધારાવાહી સંબંધ. ૨. તૂટક સંબંધ.

મહદ્ આશ્ચર્ય છે. આપે શિવ છો અને પૂછો છો તું કોણ છે? હે શિવ! ભરતને જ્ઞાનરૂપી કાળે ખાધો છે. કાળને મેં ચૈતન્ય સ્વયંરૂપે ખાધો છે, કારણ ભરત નામ અજ્ઞાનનું છે અને અજ્ઞાનનો જ્ઞાન નાશ કરે છે, તે જ્ઞાન હું અધિષ્ઠાન ચૈતન્યમાં લીન થઈ જાય છે. જુઓ, રજ્જુના અજ્ઞાનને રજ્જુનું જ્ઞાન નાશ કરે છે અને વૃત્તિરૂપી જ્ઞાન પણ માયાનું કાર્ય હોવાથી કલ્પિત રજ્જુ સર્પવત્ છે, તેથી તે જ્ઞાન પણ ચૈતન્ય અધિષ્ઠાનરૂપ છે.

મેં કહ્યું: હે ભરત! હું તારી પાસે આવ્યો છું. કંઈ આત્મનિરૂપણ કર.

ભરત કહે: નિકટ દૂર હુ ચૈતન્યમાં નથી! અવાચ્યપદને શું કહું? વળી મારાથી ભિન્ન કોણ છે કે કહુ! સ્વયરૂપ છુ!

## જીવ દુઃખી કેમ થાય છે?

શિવ કહે: હે વિષ્ણુ! બુદ્ધિ આદિનો સાક્ષી ચૈતન્ય આત્મા, જે તે યોનિમા સ્થિત રહ્યોરહ્યો નિર્વિકાર, નિર્વિકલ્પ, બંધમોક્ષાદિ સસારધર્મોથી રહિત જ રહે છે, પરંતુ જ્યા સુધી પોતે પોતાના અદ્ભુત મહિમાને જાણતો નથી, ત્યા સુધી (જીવ ભ્રમ વડે) પોતાને દુઃખી માને છે. જ્યારે પૂર્વપુણ્યના પ્રતાપથી સત્સગ દ્વારા પોતાના સ્વરૂપને સમ્યક્ અપરોક્ષ જાણે છે, ત્યારે તે તે યોનિશરીરના અભિમાનથી રહિત થઈ તથા સર્વ વિશ્વનો આત્મા થઈ બધમોક્ષાદિ સર્વ સંસારધર્મોથી મુક્ત થાય છે. તેનો નાશ પછી કોણ કરે?

વિષ્ણુએ આ ઇતિહાસ સાભળીને કહ્યું: હે શિવ! હું સર્વ જગતનુ પાલન કરુ છું, તમે સર્વ જગતનો સંહાર કરો છો, બ્રહ્મા સર્વ જગતની ઉત્પત્તિ કરે છે, પરતુ જે આપ્તકામ, સમ્યક્ પોતાના આત્માને બ્રહ્મરૂપ અપરોક્ષ અનુભવે છે, તે જગત સહિત આપણ ત્રણે દેવતાઓનુ પાલન કરે છે; અર્થાત્ પોતાના સત્, ચિદ્, આનદસ્વરૂપની સ્ફૂર્તિ વડે સર્વ અસત્, જડ, દુઃખરૂપ દશ્યને સ્ફુરાવે છે; અર્થાત્ સત્, ચિત્, સુખરૂપ પ્રતીત થાય છે. જેમ કે સ્વપ્નદ્રષ્ટા પોતાના સ્વરૂપપ્રકાશ વડે અપ્રકાશ સ્વપ્નપ્રપચને પ્રકાશમાન કરે છે. એ જ ઉપર એક કથા સાંભળો.

## એક રાજપુત્રની કથા

વિષ્ણુ કહે: હે શિવ! એક રાજા હતો અને તેનો એક જ પુત્ર હતો. તે બાળપણમાં મારી ઉપાસના કરતો હતો. તે બેસતાં-ઊઠતાં,

ખાતાં–પીતાં, સૂતાં–જાગતાં સર્વ કાળમાં વિષ્ણુવિષ્ણુ કહેતો રહેતો હતો, અને રાજવિદ્યાદિ કંઈ શીખતો નહોતો. તેના પિતાએ કહ્યું, હે પુત્ર! જ્યારે હું શરીર છોડીશ, ત્યારે રાજ્ય કોણ કરશે? સર્વ કાળ વિષ્ણુ વિષ્ણુ કરવું અને ભૂતની માફક તેની પાછળ દોડવું, એમાં તે શો લાભ છે? કોઈ જો કોઈનું નામ લે અને વારંવાર તેને બોલાવે, તો તે ક્રોધ કરે છે. જેનું તું દિનરાત્રિ નામ લે છે, તે શું ક્રોધ નહિ કરે?' કરશે જ. હે પુત્ર! વિષ્ણુ શબ્દ જે વાચક છે, તે કયા નામવાળા વાચ્યઅર્થનો વાચક છે, એ તારે વિચાર કરવો જોઈએ. વિષ્ણુ નામ સત્, ચિદ્, આનંદ વ્યાપક વસ્તુનું છે. તે બુદ્ધિ આદિનો સાક્ષી આત્મા તો તારું સ્વરૂપ છે. તો પોતાના એવા સ્વરૂપની પ્રાપ્તિને વાસ્તે જંગલમાં જવું અને આત્મવિચાર વિના અન્ય ઉપાય કરવા, ફરીફરી પોતાનું નામ લેવું, એ લજ્જાનું કામ છે! હે પુત્ર! વિષ્ણુ તારો આત્મા છે. જો તું વિષ્ણુને પોતાના આત્માથી પૃથક્ જાણીશ તો વિષ્ણુ અનાત્મા સિદ્ધ થશે. તો પછી તારી ભક્તિનું લક્ષણ સિદ્ધ નહિ થાય. આ રીતે વિદ્વાન પિતાએ અનેક રીતિ જણાવી, પરંતુ પુત્ર તેવો ને તેવો જ રહ્યો. કંઈક કાળ જતાં પિતા કાળવશ થયો. પછી શત્રુઓએ રાજ્ય લઈ લીધું, પરંતુ રાજાના પુત્રને કંઈ હર્ષશોક ન થયો. તે તો મારા સ્મરણમાં જ ઉન્મત્ત રહ્યો. હે શિવ! હું તેની પાસે ગયો અને કહ્યું, 'હે પુત્ર! તું રાજ્ય કર અને પ્રજાના પાલનનો બંદોબસ્ત હું કરીશ.' તેણે કહ્યું, 'હું તારી પણ ચાહના રાખતો નથી તો રાજ્યની શી વાત છે! તારાથી વિશેષ શી વસ્તુ છે કે તને ત્યાગીને તેને લઉં? રાજ્ય સહિત ત્રિલોકીને મે તૃણ સમાન જાણ્યું છે.' એની એ અવસ્થા થઈ. વનો વિષે તે વિચરવા લાગ્યો અને આપ સહિત સર્વ વિષ્ણુ જ છે એમ કથનચિંતન કરવા લાગ્યો.

### જ્ઞાન તથા ઉપાસનાદિનું સ્વરૂપ અને ફળ

કચે કહ્યું: હે પિતા! આપ સહિત સર્વ વિષ્ણુ આત્મા ચૈતન્ય જ છે એ જ જ્ઞાન છે.

બૃહસ્પતિ કહે: 'આપ સહિત સર્વ વિષ્ણુ આત્મા જ મારું સ્વરૂપ છે,' એ અર્થ સમ્યક્ બુદ્ધિમા જચવો એનું નામ જ્ઞાન છે. પૂર્વોક્ત અર્થને બુદ્ધિમા જચાવવો નહિ અને વિષ્ણુ શિવાદિકને પોતાના આત્માથી પૃથક્ માની તેનાં નામનુ અને સ્વરૂપનુ કથનચિંતન કરવું એનું નામ ભેદઉપાસના (ભક્તિ) છે. આપ સહિત સર્વ વિષ્ણુ જ છે અથવા બ્રહ્મ છે, વાસુદેવ છે, ઇત્યાદિ રૂપ તેની પોતાથી અભેદભાવના કરી પરમા-

ત્માની સર્વરૂપતાનુ જે કથનચિંતન છે તે અભેદઉપાસના—ભક્તિ કહેવાય છે. હું ચૈતન્ય બ્રહ્મરૂપ આત્મા અસ્તિ, ભાતિ, પ્રિય સર્વરૂપ પણ છું, અસર્વરૂપ પણ છુ. સર્વ જગતનો હું ચૈતન્ય આત્મા જ ઉત્પત્તિ, પાલન, સહારકર્તા છું, તથા નિર્વિકાર અસગ છું! સારાશ કે ત્રિપુટીરૂપ પણ હું છું, ત્રિપુટીથી રહિત પણ હું છુ, અવાઙ્મનસગોચર પણ હું છું, વાઙ્મનસગોચર પણ હું જ છુ. વાઙ્મનસગોચર અવાઙ્મનસગોચર શબ્દોથી અતીત પણ છુ. તે અતીત શબ્દથી પણ અતીત છું. ઇત્યાદિ અર્થ અપરોક્ષ, સમ્યક્ અંતઃકરણમા જ જચી જવા તેનું નામ જ્ઞાન છે. એ જ અર્થની પોતાના સ્વરૂપમા સભાવના કરવી તેનું નામ અહગ્રહઉપાસના છે. તત્ત્વદર્શી તેને અભેદઉપાસના કહે છે.

હે પુત્ર! બ્રહ્મલોક સાતમી વ્યાહૃતિ છે. અશ્વમેધાદિ યજ્ઞોના ફળરૂપ છે અથવા અહગ્રહઉપાસનાના ફળરૂપ છે અથવા અત્યત પુણ્યોના ફળરૂપ છે. હવે અહંગ્રહઉપાસનાનું નિરતર ચિતન કરતા છતા પણ જ્ઞાન નથી થતું, તો આ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. ત્યાં અનત બ્રહ્માના આયુ પર્યંત ભોગોને ભોગવે છે. પછી બ્રહ્માના ઉપદેશથી, અથવા સત્ત્વગુણની ત્યા પ્રધાનતા હોવાથી સ્વતઃ જ પૂર્વકૃત અહંગ્રહઉપાસનાના પ્રતાપથી તેને સમ્યક્ પોતાના સ્વરૂપનુ અપરોક્ષ જ્ઞાન થાય છે. હવે તે બ્રહ્માની સાથે વિદેહ કૈવલ્યમોક્ષને પામે છે અને તેની પુનરાવૃત્તિ થતી નથી. આજે આવો શાસ્ત્રોનો ઉલ્લેખ છે. અહગ્રહઉપાસના કરતાં કરતા જેને આ વર્તમાન જન્મમા જ પોતાના બ્રહ્મરૂપ આત્માનો સમ્યક્ અપરોક્ષ બોધ થાય છે, તે શરીર છતા જ પોતાને બધમોક્ષાદિ સસારથી રહિત શિવરૂપ જાણે છે. જો, જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ તુલ્ય છે, કારણ કે જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ અનાત્મ મન—શરીરાદિ સંઘાતના ધર્મ છે, આત્માના નહિ. જે પૂર્વજન્મોમાં કૃતોપાસ્તિ[2] છે તેને શ્રવણમાત્રથી અથવા સ્વભાવથી જ શ્રવણ વિના અથવા વેદાંતશ્રવણ માત્રથી સમ્યક્ અપરોક્ષસ્વરૂપનુ પ્રતિબંધરહિત જ્ઞાન થાય છે.

હે પુત્ર! તે રાજાનો પુત્ર રાત્રિએ વનમા વિચરતો હતો, તે વખતે ત્તે વનમા દત્ત વિચરતાવિચરતા સ્વાભાવિક રાજાના પુત્રની પાસે આવ્યા અને બોલ્યાઃ આ સમયે તું કોણ છે?

રાજપુત્ર કહેઃ હુ વિષ્ણુનો દાસ છું.

દત્ત કહેઃ મોટું આશ્ચર્ય છે! તે સ્વામી અને તું સેવક; પરંતુ

૧ ઉપાસ્ય એ જ હુ છુ એવી દૃઢ ભાવનાવાળી ભક્તિ. ૨ જેણે ઉપાસના સિદ્ધ કરી છે એવો

પોતાપણાના અહંકારરૂપ તારી મલિનતા તેં દૂર ન કરી! દાસસ્વામી ભાવરૂપ ઉપાધિ દૂર ન થઈ!

રાજપુત્ર કહે : જો સર્વ વિષ્ણુ છે તો, તું પણ વિષ્ણુ છે, હું પણ વિષ્ણુ છું, આ જગત પણ વિષ્ણુ છે. દૂરસમીપ પણ વિષ્ણુ છે. પરંતુ કહો, ઉપાધિ-મલિનતા (નામરૂપ) કેવી રીતે દૂર થાય?

દત્ત કહે : જો સર્વ વિષ્ણુ છે, તો તું વચમાં કોણ છે કે પોતાને દાસ માને છે? એમ જ સમજ કે વિષ્ણુના તેં ટુકડે ટુકડા કર્યા છે! એ જ ઉપાધિ, મલિનતા ભ્રમ છે. એક અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ વિષ્ણુ આત્મા, હું, દાસ! એ સ્વામીદાસભાવ કરવો એ જ ભ્રમ છે. હે રાજ-પુત્ર! સત્, ચિદ્, આનંદરૂપ વિષ્ણુ તારું રૂપ છે. પોતાના અહંકારનો ત્યાગ કરીને જો. પછી જે શેષ અવાચ્યપદ છે, તે જ તારું સ્વરૂપ છે. દાસસ્વામીભાવનું કથનચિંતન એ સંઘાતના ધર્મો સ્વપ્નવત્ છે. તું સ્વપ્ન-દ્રષ્ટા ચૈતન્ય-સ્વપ્નવ્યવહારોમાં કેમ બંધવાન થાય છે, તથા કેમ ભયમાન થાય છે? તું વિષ્ણુને પોતાનો આત્મા સમ્યક્ અપરોક્ષ જાણીશ, તો વિષ્ણુ પ્રસન્ન થશે, કારણ કે વિષ્ણુનું યથાર્થ સ્વરૂપ એ જ છે. અન્ય માયામાત્ર છે! માયાના ભજનચિંતનથી શો લાભ છે? જો લાભ થશે તોપણ માયાનો જ થશે; કારણ કે જેવી ભાવનારૂપ ઉપાસના કરે છે, તેવું જ તેનું રૂપ થાય છે. હું સત્, ચિદ્, આનંદરૂપ આત્મા છું, એવી દૃઢ નિરંતર ભાવના કરશે, તો તે રૂપ જ થશે. જો એનાથી પૃથક્ રૂપે જ ભાવના કરીશ તો તે રૂપ થઈશ!

રાજપુત્ર કહે: મને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે જ્ઞાનનો ઉપદેશ કરો.

દત્ત કહે: નામરૂપનો ત્યાગ અર્થાત્ મિથ્યા જાણ. પ્રતીતિમાત્ર જ નામરૂપનું સ્વરૂપ છે, તેથી ભિન્ન નહિ. પોતાને નામરૂપનું અધિષ્ઠાન સત્, ચિદ્, આનંદસ્વરૂપ જાણ. નામરૂપમાં જે કંઈ સાર છે, તે તું જ છે. જો સ્વપ્નપ્રપંચનો સાર સ્વપ્નદ્રષ્ટા છે અને ભૂષણોનો સાર સુવર્ણ છે. આવા અનેક દૃષ્ટાંત છે.

રાજપુત્ર કહે: હે દત્ત! મેં પોતાના સ્વરૂપને અપરોક્ષ જાણ્યું છે; અર્થાત્ હું મનવાણી આદિ સંઘાતનો દ્રષ્ટા મનવાણીથી અતીત છું અને સ્વપ્નદ્રષ્ટાવત્ મનવાણીના વિષયભૂત ત્રિપુટીરૂપ પણ હું જ છું.

દત્ત કહે: હે રાજપુત્ર! જ્યાં સુધી જાણવું ન જાણવું એવું તું પોતાના સ્વરૂપને જાણીશ, ત્યાં સુધી સ્વરૂપની અપ્રાપ્તિ છે. જ્યારે જાણવું ન જાણવું તારા વિષે નહિ રહે, ત્યારે જાણવું કે સ્વરૂપની પ્રાપ્તિ થઈ છે! કારણ કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ તું આત્માથી જાણવું

ન જાણવું ભિન્ન નથી, કે તેને તારે જાણવાનું ન જાણવાનું હોય! જો તું જ છે, તો કોને જાણે અને કોને ન જાણે?

એટલુ સાંભળીને રાજપુત્ર સ્વરૂપ વિષે લીન થયો.

વિષ્ણુએ કહ્યું : હે શિવ! મેં અંતર્યામીરૂપે જાણ્યુ કે દત્તે રાજપુત્રને સત્ય ઉપદેશ કરી સમ્યક્ બોધવાન કર્યો છે; એટલે હું તે રાજપુત્રની પાસે ગયો અને બોલ્યો, હે રાજપુત્ર! આ તારા શરીરને મને સોંપ. હુ તેના યોગક્ષેમરૂપ પાલનને કરીશ.

રાજપુત્ર કહે : હે વિષ્ણુ! સર્વ જગતનુ પાલન હું ચૈતન્ય આત્મા કરું છુ; કારણ તું વિષ્ણુ અને નામરૂપ સહિત સર્વ જગત હું ચૈતન્ય આત્માથી જ પ્રકાશિત છે. હુ ચૈતન્ય આત્માનો પ્રકાશક કોઈ નથી. હું સ્વયં છું. જેમ સ્વપ્નદ્રષ્ટા જ સર્વ સ્વપ્નજગતનુ પાલન કરે છે અને સ્વપ્નના કલ્પિત પદાર્થ કોઈ કોઈનુ પાલન નથી કરી શકતા, તેમ હું ચતન્ય જ સર્વ નામરૂપ મિથ્યા પદાર્થોનુ પાલન અર્થાત્ સ્ફુરણ કરું છું. હુ તું આદિ મિથ્યા પદાર્થો કોઈ કોઈનુ પાલન નથી કરી શકતા.

વિષ્ણુ કહે : હે શિવ! હુ તે રાજપુત્રના વચન સાભળી આશ્ચર્ય પામ્યો. મને થયુ કે, આને શુ થયુ છે! દાસસ્વામી કહ્યા કરતો 'તો તે આપે આપ થયો! આ કૃપા દત્તની છે! મે પૂછ્યુ : રૂપ તારું શું છે?

રાજપુત્રે કહ્યુ : રૂપ મારુ તું છે!

મેં પૂછ્યુ : હુ કોણ છુ?

રાજપુત્રે કહ્યુ : હુ છુ!

વિષ્ણુ કહે : હે શિવ! આ ઇત્યાદિ અનેક વચન પરસ્પર કહ્યાં; પરંતુ રાજપુત્રને અચળ બોધ થયો હતો, તે પોતાના સ્વરૂપથી ચલાયમાન ન થયો. તેની આ અવસ્થા જોઈને હું બહુ પ્રસન્ન થયો અને વાછિત સ્થળે ગયો.

બૃહસ્પતિએ કહ્યુ : હે પુત્ર! આ પ્રકારે પોતામા આત્મનિરૂપણ કરી બ્રહ્મા આદિ દેવતાઓ અને પક્ષીઓ પોતપોતાના વાછિત સ્થાને ગયા.

પરાશરે કહ્યુ : હે મૈત્રેય! પછી કચ પોતાના અવાચ્યપદમા સ્થિત થયો. તું પણ તેના સમાન થા!

મૈત્રેય કહે : હુ નથી તો તેની સમાન શું થાઉં? જ્યાં કંઈ પણ ક્રિયા વડે થવાનુ છે, તે બધુ ઠીક જ છે. કેવળ વેશમાત્ર, મિથ્યા છે! જે કઈ છે તે પૂર્વથી સ્વતઃ સિદ્ધ છે. કેવળ જાણવુ જ યોગ્ય છે.

પરાશર કહે : તું કોણ છે?

મત્રેય કહે : હું ચૈતન્યથી ભિન્ન કોણ છે? જો કહો તું અમુક

છે, તો હું અમુક છું. જો કોઈ રીતે હું ચૈતન્ય આત્માથી ભિન્ન નામ આપશો, તો તે અસત્ જડ દુઃખરૂપ હોવાથી તેનામાં અહંત્વ સ્ફુરણા નથી! હું અવાઙ્મનસગોચર છુ, તેમાં પણ અહંત્વ સ્ફુરણા નથી. હવે કોણ કથનચિંતન કરે કે હું અમુક છું?

પરાશર કહેઃ હે મૈત્રેય! તું સ્વરૂપને પ્રાપ્ત થયો છે. હવે તેના દૃઢ બોધ અર્થે એક કથા સાંભળ.

## ભુશુંડ રાજાની કથા

### (જ્ઞાનની દૃઢતાના હેતુ)

એક સમયે સ્વાભાવિક વિચરતાંવિચરતાં દત્ત કાકભુશુંડના આશ્રમમાં ગયા. (કાકભુશુંડ એક રાજા થઈ ગયો. તે સગુણ વિષ્ણુરૂપ રામનો ઉપાસક હતો.) તે નગરની બહાર સૂઈ રહ્યા. ભુશુંડના કુમાર નામના પુત્રે દત્તને જોયા અને પિતાને કહ્યું, એક સંત નગરની બહાર સૂતેલા પડ્યા છે. આપને દર્શન કરવા યોગ્ય છે. પુત્રનાં વચન સાભળીને કાકભુશુંડ અભિમાનથી રહિત દત્તની પાસે ગયો. જોયુ તો આખું શરીર ધૂળથી ખરડાયેલું હતું. સમજાતું નહોતું કે આ કોણ છે! તણે પ્રશ્ન કર્યો: હે રામરૂપ! તું કોણ છે?

દત્ત સાંભળીને હસ્યા અને કહ્યું: મોટું આશ્ચર્ય છે! કહે છે, 'હે રામરૂપ' અને પૂછે છે, 'તું કોણ છે?' કાકભુશુંડ! જો સર્વ રામરૂપ છે તો તું અને હું પણ રામ છીએ!

કાકભુશુંડે કહ્યું: જો સર્વ રામ છે તો પૂછવું ન પૂછવું પણ રામ છે!

દત્ત કહેઃ હે કાકભુશુંડ! તારા સમાન જે વર્ણ આશ્રમ રાખતા હોય તેને પૂછ, તું કોણ છે?

કાકભુશુંડ કહેઃ હે દત્ત! વર્ણાશ્રમની પોઠનો બોજો કોઈએ લાદ્યો નથી. વર્ણાશ્રમ માનવા ન માનવા કેવળ મનનું મનન છે. જ્યાં સુધી શરીર છે, ત્યાં સુધી કોઈ ને કોઈ વર્ણાશ્રમ રહે છે જ; કારણ વર્ણાશ્રમ શરીરના ધર્મ છે. જો ધર્મી છે તો ધર્મ પણ છે. આ બન્ને ધર્મધર્મીથી રામરૂપ આત્મા રહિત છે; શરીર રહિત નથી.

દત્ત કહેઃ હે કાકભુશુંડ! એ જ હુ પણ કહુ છું, કે જે કંઈ તેં અંતર વા બાહ્ય કથનચિંતન માન્યુ છે, તે સર્વ મનનુ મનન છે. તું રામરૂપ આત્મા તેથી અતીત છે, પણ તારે તો જોઈએ છે એકાંતમાં બેસી રામરામનો જપ!

કાકભુશુંડ કહે: હે દત્ત! તું આપે જ કહી ચૂકયો છે કે, આ સર્વ નામરૂપ મનનું મનન છે. તો રસના રામરામ કથન કરે, મન તે રામ શબ્દના અર્થનુ ચિંતન કરે, પરંતુ રામરૂપ આત્મા એનાથી પર—દૂર છે. વળી નિકટ પણ રામરૂપ આત્મા જ છે, તેથી રામ અથવા અન્ય કથનચિંતન કરવું ન કરવું, રામરૂપ જ થયુ.

પુન: ભુશુંડે કહ્યું: હે દત્ત! નગરમાં ચાલો.

દત્ત કહે: સ્થૂલ સૂક્ષ્મ કારણ સમષ્ટિ નગરનો અથવા સ્થૂલ સૂક્ષ્મ કારણ વ્યષ્ટિ નગરનો, તથા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, ત્રણે નગરોનો તથા નગરનિવાસી વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ જીવોનો હું ચૈતન્ય એક જ આકાશના સમાન આત્મા છું અને સર્વ મારા આત્મા છે. હું કયાં ચાલુ? ચલઅચલપણું સંઘાતના ધર્મો છે—હું ચૈતન્ય આકાશના નહિ. હું ચલઅચલથી અતીત સદા ચલ–અચલનો સાક્ષી છું. જે શરીરનું પ્રારબ્ધ છે, તે તો ઈશ્વરની પણ શક્તિ નથી કે તેમાં વધઘટ કરે. હે ભુશુંડ! દેહાભિમાન ત્યાગ કર્યા પછી અવાચ્ય રામ જ તારું સ્વરૂપ છે.

ભુશુંડ કહે: દેહાભિમાનથી રામની ભક્તિ થાય છે. શી રીતે ત્યાગું?

દત્ત કહે: સાંભળ્યુ'હતું કે કાકભુશુંડ પરમહંસ છે, પણ જોયુ તો કાગ છે; કારણ કે ડાહ્યો કાગડો વિષ્ઠા પર જ બેસે છે! માતાપિતાના મળરૂપ આ શરીર મળ છે. શરીરાભિમાની કાગ છે. હુ શરીરાદિ છું. તથા શરીરના જન્મમરણાદિ ધર્મવાન છુ, એ ચિંતન એ જ મળનું ભક્ષણ છે. હે કાકભુશુંડ! જે અયોધ્યાવાસી રામચન્દ્રનુ તું ભજન કરે છે, તેનુ સ્વરૂપ ચૈતન્ય આત્મા હું છુ, તો મારુ જ તું ભજન કરે છે. વાસ્તે હે ભુશુંડ! હુ ચૈતન્યના રામાદિ અનેક નામ છે. ભજન રામનું એ જ છે 'આપ સહિત જાણુ કે સર્વ એ જ છે, ન અન્ય કોઈ.' આ બુદ્ધિ તને કયાથી થાય? પિતા તારો કાગ અને માતા તારી હંસણી! તું જાણે છે કે, માયા મારી પાસે આવતી નથી; પરંતુ માયારૂપ શરીરની સાથે તું એકમેક થઈને માયારૂપ જ છે, તારી નિકટ માયા શેની આવે? એને જ માયા કહે છે કે, સ્વામીદાસભાવથી રહિત ચૈતન્યમાત્રમા સ્વામીદાસભાવની કલ્પના કરવી! હે ભુશુંડ! જ્ઞાનદૃષ્ટિથી અથવા ભક્તિદૃષ્ટિથી જો, જ્યારે તું પરિચ્છિન્ન રૂપ બને છે, ત્યારે રામ પણ છે. જો તું નથી, તો પછી શેષ જે છે તે અવાચ્યપદ છે. તેના રામાદિ અનેક નામ (નામી અર્થાત્ નામવાળાના જ્ઞાનને વાસ્તે) રાખવામાં આવે છે; પરંતુ કહે માયા કોને કહે છે?

ભુશુંડ કહે: રામરૂપ આત્માથી પૃથક્ જે કંઈ જણાય તે માયા છે.

દત્ત કહે : તેથી જ નિત્ય, ચિત્, સુખ, નિજ આત્માથી ભિન્ન તત્, ત્વં, બ્રહ્મની પ્રતીતિ કરવી. એ માયા છે.

ભુશુંડ કહે : હે દત્ત ! સંત ચિંતન કરે છે કે 'અહં બ્રહ્માસ્મિ' તે કેવું છે ?

દત્ત કહે : એ ચિંતન મનનું મનન, માયારૂપ છે; કારણ કે તત્, ત્વમ્, બ્રહ્માદિક પદોની તેણે કલ્પના કરી છે. એ કલ્પના ન કરે તો તત્, ત્વમ્ આદિ કયાં છે ? જ્ઞાનના પ્રથમ કાળમાં હું બ્રહ્મ નથી જીવ છું; જ્ઞાન પછી હું બ્રહ્મ છું એમ કહે છે; પરંતુ વિચારી જુએ તો જીવબ્રહ્મની અગાઉ જ આ સાક્ષીચૈતન્યની સિદ્ધિ હોય છે અને આ સાક્ષીચૈતન્યે જ જીવબ્રહ્મને પ્રકાશિત કર્યા છે ! જો એ પ્રથમ ન હોત તો વૃત્તિજ્ઞાનની પૂર્વે આપણામાં બ્રહ્મત્વનો અભાવ, જીવત્વનો સદ્ભાવ અને જ્ઞાન પછી પોતામાં બ્રહ્મનો સદ્ભાવ અને જીવત્વનો અભાવ, એ અનુભવ શી રીતે થાત ? ન જ થાત, તેથી મનના મનનરૂપ સર્વ પદ આ સાક્ષી ચૈતન્યથી જ પ્રકાશિત થાય છે, કારણ કે જ્ઞાનના પૂર્વના કાળમાં મને પોતાને જીવ માન્યો, બ્રહ્મ ન માન્યો. એ વ્યવહાર પણ સાક્ષીચૈતન્ય આત્માએ જ પ્રકાશિત કર્યો અને જ્ઞાનના ઉત્તર કાળમાં મને જ પોતાને બ્રહ્મ માન્યો, જીવ ન માન્યો, એ પણ વ્યવહાર સાક્ષીચૈતન્યે સિદ્ધ કર્યો. વિચારી જુઓ તો કદી પોતાને જીવ માનવો, કદી પોતાને બ્રહ્મ માનવો, એ કેવળ મનનું મનન છે. પ્રત્યક્ આત્મા તો સર્વ મનની કલ્પનાનો સાક્ષી અને મનના મનનથી પર છે. સ્વપ્નના તત, ત્વં, અસિપદ તથા સર્વ સ્વપ્નના પદાર્થ એક સ્વપ્નદ્રષ્ટા વડે જ સિદ્ધ થાય છે, તદ્વત સર્વ સમજવું. સ્વપ્નદ્રષ્ટા સર્વથી પ્રથમ જ સિદ્ધ છે. સુખદુઃખથી રહિત આ પદ વિજ્ઞાનથી પ્રાપ્ત થાય છે.

ભુશુંડ કહે : રામરૂપ આત્મા વિષે પ્રાપ્તઅપ્રાપ્ત બન્ને નથી. સર્વમાં રમણ કરવાવાળાને રામ કહે છે. તેમાં સુખદુઃખ બન્ને નથી. હે દત્ત ! અંતઃકરણરૂપી દર્પણના મળને દૂર કરવાનાં અનેક સાધન છે. સાધનો વિના સાધ્યની પ્રાપ્તિ થતી નથી. રામ સર્વ સાધનોનું સાધ્ય છે.

## મીમાંસા

ત્યાં મીમાંસાએ આવીને કહ્યુ : જો વેદોક્ત કર્મ નહિ કરો, તો રામરૂપ શી રીતે થશો ?

દત્ત કહે : આત્મા અક્રિય છે, શરીર જડ છે. કર્મ કોણ કરે ? કર્મોથી રામરૂપ થવાતું પણ નથી; કારણ કે એ જ જો રામ નથી, તો

હજાર કર્મો કરવાથી રામ થશે શી રીતે? જે રામરૂપ પૂર્વથી જ છે અને માત્ર ભ્રમથી પોતાને અન્યરૂપે માને છે, તે ભ્રમની નિવૃત્તિથી તે જ રૂપ (રામરૂપ) થાય છે. જેમ ચિનગારી ભ્રમથી પોતાને અગ્નિરૂપ ન માને, તોપણ ભ્રમની નિવૃત્તિથી તે જ અગ્નિરૂપ થાય છે. અનેક કર્મ કરવાથી પણ અગ્નિ શીતળરૂપ નહિ થાય અને જળ અગ્નિરૂપ નહિ થાય.

મીમાંસાએ મૌન ધર્યું !

## વૈશેષિક

તે સમયે વૈશેષિકે આવી કહ્યું: સર્વ જગત કાળને અધીન છે.

દત્તે કહ્યું: કર્મ છે તો અધીનતા પણ છે. જો કર્મ નથી તો અક્રિય, અવિનાશી, સ્વતંત્ર, અસંગ આત્મામાં કાળનો શો સબંધ છે?

વૈશેષિક ચૂપ થયુ.

## ન્યાય

એટલે ન્યાયે આવીને કહ્યુ: જે કઈ થાય છે, તે ઈશ્વર કરે છે.

દત્તે કહ્યું: કર્મ છે તો કર્તા પણ છે. જો કર્મ નથી, તો કર્તા કયાં છે? દંડ વડે દડી છે. દંડ નથી તો દડી કયા છે?

ન્યાય ચૂપ થયુ

## પતંજલિ

પતજલિ આવ્યા અને કહ્યુ: યોગથી મુક્તિ થાય છે.

દત્તે કહ્યું: યોગ સ્વપ્રકાશ છે કે કોઈનો કર્યો થાય છે?

પતંજલિ કહે: કોઈ કર્તાથી યોગ થાય છે.

દત્ત કહે: કર્તાનુ શું સ્વરૂપ છે? મન કે આત્મા?

પતજલિ કહે: પ્રત્યક્ આત્મા અસંગ, નિર્વિકાર છે. શેષ જડ ચેતનનુ મધ્યવર્તી, સાક્ષી ચેતનના આભાસવાળુ અંતઃકરણ જ યોગનો કર્તા છે.

દત્ત કહે: અધિકારી પુરુષે પોતાને શું જાણવો? આત્મા કે અંતઃકરણ?

પતજલિ કહે: આત્મા.

દત્ત કહે: આત્મામાં યોગ છે કે નહિ?

પતંજલિ કહે: નહિ.

દત્ત કહે: પછી યોગનું શું પ્રયોજન છે?

પતજલિ મૌન થયા.

## સાંખ્ય

પછી સાંખ્ય આવ્યું અને બોલ્યું: નિત્યાનિત્યનો વિચાર કર્યા વિના સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી.

દત્તે કહ્યું: નિત્ય–અનિત્યનો વિચાર દ્વૈતમાં થાય છે અને આત્મા સાક્ષી હોવાથી મનના ધર્મ અને નિત્ય–અનિત્યના વિચારથી અસંગ છે.

સાંખ્ય પણ ચૂપ થયું.

## રામ

લક્ષ્મણ અને સીતા સાથે રામ આવ્યા. દત્તે કહ્યું: હે ભુશુંડ! કહે કે હું રામરૂપ છું. નહિ તો તને (અથવા રામ અને તું બન્ને જીવઈશ્વરને) ભસ્મ કરીશ. જેમ સ્વપ્નના જીવઈશ્વર સ્વપ્નદ્રષ્ટા જાગ્રત થતાં નાશ પામે છે, તેમ તું નાશ પામશે.

રામ એ સાંભળીને હસ્યા અને કહ્યું: હે ભુશુંડ! નિઃસંશય નિર્ભય થઈને કહે 'હું રામસ્વરૂપ છું;' કારણ કે જો સર્વ રામ છે, તો જુદા ક્યાં છે? તું પણ રામ છે.

ભુશુંડે પ્રસન્ન થઈને કહ્યુ: રામ કહેવાથી નથી થતા. દશ્ય દ્રષ્ટા નથી બની શકતા, દ્રષ્ટા દશ્ય નથી થઈ શકતા, એ ન્યાય છે.

રામ કહે: ભુશુંડ! સ્વપ્નમાં દ્રષ્ટા જ દશ્યરૂપ થાય છે અને દશ્યનું સ્વપ્નદ્રષ્ટાથી ભિન્ન સ્વરૂપ કંઈ નથી. તેથી એ નિષેધપક્ષ પોતાના સ્વરૂપ આત્માની અસંગતા તથા નિર્વિકારતાના બોધને અર્થે છે. સર્વ કાંઈ રામ જ છે, એ વિધિપક્ષ ફળરૂપ છે.

પરાશરે કહ્યુ: હે મૈત્રેય! રામ અને દત્તનાં વચનથી ભુશુંડ સ્વરૂપને પ્રાપ્ત થયો. હે મૈત્રેય! તેં વર્ણાશ્રમના અભિમાનના કારણરૂપ દેહાભિમાનનો કદી પણ ત્યાગ ન કર્યો.

મૈત્રેય કહે: હું ચૈતન્ય વિષે દેહ હોય અથવા હું ચૈતન્યના દેહધર્મો હોય, તો ત્યાગ પણ કરું; અણછતી વસ્તુનો ત્યાગ શી રીતે કરું? બીજું એ કે હું ચૈતન્યને અસંગ, સ્વપ્રકાશ હોવાથી, દ્રષ્ટાને દશ્ય કશી હરકત કરી શકતું નથી. પૃથ્વી, અપ્, તેજ, વાયુ તથા તેનાં કાર્યો, તેની અંદર વ્યાપક અસંગ આકાશને કંઈ હરકત કરી શકતાં નથી. દેહાભિમાન કરે છે અથવા નથી કરતું. એ બન્ને અવસ્થાના સાક્ષી અસંગ હું ચૈતન્ય આત્માને શી હાનિ છે? જો મારામાં અભિમાન હોય, તો ત્યાગું પણ ખરો. જો ન હોય તો શી રીતે ત્યાગું?

પરાશર કહે: આ સર્વ તું વાતો કરે છે! તને નિશ્ચય નથી.

મૈત્રેય કહે: આપે કહ્યું તે ઠીક છે. કારણ બુદ્ધિ શી રીતે હું અવાચ્યપદનો નિશ્ચય કરે? બુદ્ધિ તો નામરૂપનો જ નિશ્ચય કરે છે. હું નામરૂપથી રહિત છું.

## કપિલ અને એક રાજાનો સંવાદ

પરાશર કહે: હે મૈત્રેય! એજ વાત પર એક ઇતિહાસ સાંભળ. એક રાજા હતો, તે નિત્ય કપિલમુનિનાં દર્શન કરતો હતો. તેણે એક દિવસ પ્રશ્ન કર્યો: હે ઋષિ! આ જગત શું છે? તમે કોણ છો? હું કોણ છું?

ઋષિ કહે: ન તું, ન હું, ન આ જગત, એક બ્રહ્મ જ છે. તું, હું, આ જગત, સર્વ બ્રહ્મસ્વરૂપ છે.

રાજાએ કહ્યું: હું, તું, જગત નથી તો બ્રહ્મ શું છે? બ્રહ્મને જાણતો નથી.

કપિલ કહે: બ્રહ્મ તુથી પ્રકાશ પામે છે; કારણ જ્યારે તેં શાસ્ત્રસંતોના વચન સાંભળ્યાં નહોતા, ત્યારે તું બ્રહ્મ શબ્દના અર્થને જાણતો નહોતો. બ્રહ્મ શબ્દ અથવા બ્રહ્મ શબ્દનો અર્થ ગ્રંથોમા લખી રાખ્યો છે. તું ચૈતન્યથી પૃથક કોઈ દેશાંતરમાં અથવા સન્મુખ દેશમાં બ્રહ્મ ખેલતું ફરતું નથી કે જાણી લેવાય, અથવા ન જાણી શકાય! પરંતુ ગુરુશાસ્ત્રના બ્રહ્માદિ શબ્દ અને બ્રહ્માદિ શબ્દના અર્થ સાંભળતાં પૂર્વે તું પ્રત્યક્ આત્મા હતો. જો તુ ન હોત તો બ્રહ્મને સાંભળત કોણ? પુનઃ સાંભળીને બ્રહ્મને જાણ્યુ. પોતાના આત્માથી ભિન્નરૂપે અથવા અભિન્નરૂપે હે રાજન્! જો વસ્તુ જાણવા ન જાણવામાં આવી, તો જાણવાવાળા ન જાણવાવાળાનો પ્રકાશક સિદ્ધ થાય છે. જે જાણવામાં આવે તે પ્રકાશ્ય સિદ્ધ થાય છે. જેમકે નેત્ર નીલાદિ રૂપોને જાણવાવાળાં પ્રકાશક સિદ્ધ થાય છે અને રૂપ પ્રકાશ્ય સિદ્ધ થાય છે; તેથી તું પ્રત્યક્ ચૈતન્ય આત્મા વડે જ બ્રહ્મ પ્રકાશિત છે. (જાણી શકાય છે.)

રાજા કહે: બ્રહ્મને સિદ્ધ કરવાવાળો હું કોણ છું?

કપિલ કહે: સત્, ચિદ્, આનંદરૂપ તારુ છે.

રાજા કહે: સત્, ચિદ્, આનંદરૂપ બ્રહ્મ છે, એવું શ્રુતિ કહે છે.

કપિલ કહે: ઠીક છે. તારી બુદ્ધિ આદિનો જે સાક્ષી છે, તેમાં જ એ પૂર્વોક્ત લક્ષણ ઘટે છે તેથી તું જ બ્રહ્મ છે. એ નિરુપાધિ મહાકાશ માં અવકાશદાતૃતા (અવકાશ આપનારપણુ), અમગતા, અલિપ્તતા, વ્યાપકતાદિ જે લક્ષણ છે, તે જ ઘટાકાશમા ઘટે છે. તેથી ઘટાકાશ મહાકાશરૂપ જ છે. હે રાજન! સત્, ચિદ્, આનંદરૂપ સ્વરૂપવસ્તુને બ્રહ્મ

કહો, ચાહે પ્રત્યક્ સાક્ષી કહો. નામાંતરના ભેદ છે, નામીના ભેદ નથી.

૭ રાજા કહે: હું શરીરથી ભિન્ન છું કે શરીરરૂપ છું?

કપિલ કહે: તું શરીર નથી, શરીર તારાથી પ્રકટ થયું છે. જેમ સ્વપ્નદ્રષ્ટા શરીર નથી, સ્વપ્નના શરીરાદિ સ્વપ્નદ્રષ્ટાથી પ્રકટ થયાં છે.

રાજા આ વચન સાંભળીને હસ્યો અને બોલ્યો: હે મુને! હું એક ચૈતન્ય વિષે દ્વૈતપદ કેમ કલ્પો છો? પ્રથમ મને અદ્વૈત કહો છો. પછી કહો છો, તું શરીર નથી. તો જડ ચૈતન્ય બે પદ થયાં! હું ચૈતન્ય અવાચ્યપદમાં એક પદનો પણ સમાવેશ નથી, તો બે શી રીતે થશે?

## સાધન

કપિલ કહે: હે રાજન્! સમ્યક્ સ્વરૂપને જાણ્યા વિના એ કહેવા-માત્ર જ છે. સ્વરૂપ જાણવું કઠિન છે.

રાજા કહે: હે ગુરુ! એ કહેવું, જાણવું શું છે, તે કહો.

કપિલ કહે: જો તારા સ્વરૂપમાં કહેવું જાણવું હોય તો હું કહું. બંનેથી તું પર છે. હે રાજન્! કહેવું જાણવું એ જ કે જેના કહેવા જાણવાથી માયાથી લઈને દેહ પર્યંત અથવા બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વનું કહેવું જાણવું થઈ જાય. હે રાજન્! અપરોક્ષ નિશ્ચય ત્યારે થાય છે, જ્યારે વિજ્ઞાન થાય છે. વિજ્ઞાન અપરોક્ષ જ્ઞાનથી થાય છે. જ્ઞાન ઉપાસના-રૂપ ભક્તિથી થાય છે. ભક્તિ વૈરાગ્યથી થાય છે. વૈરાગ્ય શુભ કર્મોના અનુષ્ઠાનથી થાય છે. માટે હે રાજન્! તે તું ક્રમથી કર.

રાજા કહે: જો હું આપ જ છું તો પોતાની પ્રાપ્તિ વાસ્તે નિશ્ચયાદિ કરવાનું શું પ્રયોજન છે?

કપિલ કહે: જો તું છે, તો નિશ્ચય પણ તું કર.

રાજા કહે: નિશ્ચય તો કલ્પનાથી થાય છે. હું ચૈતન્ય કેવળ નિર્વિકલ્પ છું. નિશ્ચય-અનિશ્ચય મારામાં નથી. એ બુદ્ધિ આદિ સંઘાત-ના ધર્મો છે. અથવા કઈ વસ્તુનો નિશ્ચય કરું? અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું આત્માથી પૃથક્ શું છે, જેનો નિશ્ચય કરું?

કપિલ કહે: વેદ કહે છે. બ્રહ્મરૂપ આત્મા જાગ્રતમાં નેત્ર વિષે, સ્વપ્નમાં કંઠ વિષે, સુષુપ્તિમાં હૃદય વિષે અને તુરીયામાં દશમા દ્વારમાં નિવાસ કરે છે, તો એ જ નિશ્ચય કર.

રાજા કહે: બીજા અંગોએ શા પાપ કર્યાં છે કે તેમાં આત્મા નહિ? શું આત્માને સર્વ અંગોમાં રહેવાને શરમ આવે છે? આકા-શની સમાન આત્મા સર્વમાં પૂર્ણ છે. એવું નથી કે એક સ્થાનમાં છે, એકમાં નથી. સર્વ કાળમાં સર્વ સ્થાનમાં એક સમાન છે.

કપિલ કહે: સૂર્યનો પ્રકાશ સર્વ સ્થળે પૂર્ણ છે; પરંતુ જે સ્થળમા દર્પણ અને જળ વગેરે હોય છે, ત્યાં પ્રતિબિંબ સહિત સૂર્યનો વિશેષ પ્રકાશ હોય છે, અન્ય ઘટાપટાદિ પદાર્થોમાં તેનો આભાસ સરખો પણ નથી. વળી સૂર્યને ઘટાપટાદિકમા જલાદિની માફક વિશેષ પ્રકાશ કરતાં પરિશ્રમ પણ નથી પડતો. તેનો એ સ્વભાવ જ છે. તેથી જો આત્માનું અપરોક્ષ સમ્યક્ દર્શન કરવું હોય, તો પૂર્વોક્ત સ્થાનોમાં સુખપૂર્વક દર્શન થશે; અન્યત્ર નહિ.

### દત્તાત્રેય

તે વખતે દત્ત વિચરતા ત્યાં આવી પહોચ્યા અને બોલ્યા: સર્વ જગતરૂપી ભૂષણો વિષે હુ જ એક સુવર્ણરૂપ આત્મા છું.

કપિલ કહે: જો તું જ સર્વ છે, તો સંભળાવે છે કોને ?

દત્ત કહે: આપે જ વક્તા, શ્રોતા તથા વક્તવ્યરૂપ છુ; વળી તેનાથી અતીત પણ છું.

આ વચન સાંભળી રાજા સ્વરૂપ વિષે લીન થયો અને કપિલ તથા દત્ત પણ પોતાના આત્મસ્વરૂપના ચિંતનમા નિમગ્ન થયા.

કંઈ કાળ પછી દત્ત હસીને બોલ્યા: મહાઆશ્ચર્ય છે! મારા ચૈતન્યસ્વરૂપમાં મનનુ લીન થવુ, ન થવું, ઉદય થવો તથા સમ થવું, એ સર્વ મનની જ અવસ્થાઓ છે. એ અવસ્થાઓ સાક્ષીભૂત મારી નથી. એ અવસ્થાઓ થવાથી કે શમવાથી મને લાભહાનિ પણ નથી. હે કપિલ! જીવ, ઈશ્વર, બ્રહ્માની મારા ચૈતન્યઆત્માએ જ સંજ્ઞાઓ બાંધી છે. જીવ, ઈશ્વર, બ્રહ્મ આવીને હુ ચૈતન્યની સંજ્ઞા બાધી નથી.

કપિલે કહ્યું: હે રાજન્! બ્રહ્મયજ્ઞ કર. સ્વાભાવિક બ્રહ્મયજ્ઞ આવીને પ્રાપ્ત થયો છે.

રાજા કહે: કરવું ન કરવુ મારા વિષે છે નહિ, પરંતુ કરું છું.

કપિલ કહે: હે દત્ત! તારું રૂપ કેવું છે?

દત્ત કહે: નામરૂપ મારામાં નથી. જો તું સ્વરૂપથી અજ્ઞાત છે, તો સહસ્ર વર્ષ પર્યંત નામરૂપને કહીશ, તોપણ તને શો લાભ છે? સ્વરૂપ જાણવુ હોય તો મૌન થા.

કપિલ: મૌન અમૌન, જાણવુ ન જાણવુ, મનવાણીના ધર્મ છે. હું ચૈતન્યની એના વ્યવહારોમાં સમાનતા છે.

દત્ત મૌન થયા.

રાજાએ કહ્યું: મૌન ન થાઓ સર્વ રૂપ તારું જ છે. તું સર્વનું રૂપ છે. કંઈ કહો, કંઈ સાભળો!

કપિલ કહે: વચન બુદ્ધિ સુધી છે. બુદ્ધિ રહી નથી. વચન શી રીતે કરું?

દત્ત કહે: તું ચૈતન્ય બુદ્ધિને અધીન નથી. ઊલટાં બુદ્ધિ આદિ જડ તું ચૈતન્યને અધીન છે.

કપિલ મૌન થયા.

## સ્કંદ

એટલે સ્કંદ આવ્યા અને બોલ્યા: હે સભા! કંઈ કહો જેમાં કહેવાનું નથી. શું હું ચૈતન્ય અવાઙ્મનસગોચર અને વાઙ્મનસગોચર છું?

રાજા કહે: તું કોણ છે?

સ્કંદ કહે: તે જ છું જે તું છે. તને કોણ કહે કે તું કોણ છે?

રાજા મૌન થયો.

કપિલે કહ્યું: હે દત્ત! તું ક્યાંથી આવ્યો છે? ક્યાં જઈશ? તારાં માતા-પિતા કોણ છે? તારું ગૃહ કયું?

દત્ત કહે: જ્યાંથી તું આવ્યો છે, ત્યાંથી જ હું આવ્યો છું. જ્યાં તું જઈશ, ત્યાં જ હું જઈશ. જે તારાં માતાપિતા છે, તે જ મારાં છે. જે તારું ગૃહ છે, તે મારું છે.

કપિલ કહે: તારું ગોત્ર કયું છે?

દત્ત કહે: હું અગોત્ર છું; પરંતુ જે તારું ગોત્ર છે તે જ મારું ગોત્ર છે. હે કપિલ! તું તારી ઉપમા સર્વમાં જાણી લે. આવવું-જવું શરીરનું છે. શરીર પંચભૂતરૂપ છે. સર્વ શરીરોનાં માતાપિતા પ્રકૃતિપુરુષ છે અને ચૈતન્ય જ સર્વ શરીરોનું ગોત્ર છે. સારાંશ કે ચૈતન્યદૃષ્ટિએ અથવા માયાદૃષ્ટિએ અથવા પંચભૂતની દૃષ્ટિએ અથવા પંચભૂતના રૂપની દૃષ્ટિએ કરી, જે તારું પ્રકરણ(પ્રકટીકરણ) છે, તે જ સર્વ જગતનું પ્રકરણ(પ્રકટીકરણ) છે; અન્યથા નહિ. જે એક સ્વપ્નનરની સ્થિતિ છે, તે જ સર્વ સ્વપ્નનરોની સ્થિતિ છે. સ્વપ્નદ્રષ્ટાની દૃષ્ટિથી પણ સર્વની એક જ સ્થિતિ છે, અન્યથા નહિ.

કપિલ કહે: મારામાં નામરૂપના અભાવનો અભાવ છે!

દત્ત કહે: નામરૂપમાં ભેદ ન જાણ. નામરૂપ પણ તું જ છે.

કપિલ મૌન થયા અને સર્વ નિર્વિકલ્પ થઈ ગયા.

## પ્રણવ અને પ્રણવના ચિંતનના અધિકારી

કઈ કાળ વીતતા સ્કંદ બોલ્યા: પ્રણવના અર્થનું ચિંતન અથવા પ્રણવનું માનસિક ઉચ્ચારણ એ આત્મજ્ઞાનનું સાધન છે. અધિકારી જનોએ એ કરવું જોઈએ.

કપિલે કહ્યું : સર્વ વચનોની સમાપ્તિ પ્રણવમાં છે. પ્રણવ ઉપરાંત કોઈ વચન નથી. પ્રણવનું જે શ્રદ્ધાપૂર્વક સદા ઉચ્ચારણ કરે છે, તે ચારે વેદોનો પાઠ નિત્યપ્રતિ કરતો રહે છે, એમ માનો; કારણ કે ચારે વેદ પ્રણવરૂપ છે અને એક અક્ષરનો છંદ છે. તેથી જ તેના ઉચ્ચારણથી શુદ્ધિ–અશુદ્ધિં પણ નથી થતી. સર્વ સ્ત્રી–પુરુષ અને ચારે વર્ણાશ્રમના જનો પ્રણવના અર્થચિંતનના તથા પ્રણવના માનસિક–વાચિક ઉચ્ચારણ કરવાના અધિકારી છે.

દત્ત કહે : હે કપિલ! પ્રણવનું માહાત્મ્ય એવું જ છે, પરંતુ પ્રણવ શબ્દમાત્ર છે, પરતંત્ર છે, તથા જડ છે. આત્મા અધિષ્ઠાનમાં, જેમ ઘટપટાદિ સર્વ નામરૂપ દૃશ્ય કલ્પિત છે, તેમ પ્રણવ પણ કલ્પિત છે. આત્મા વિષે ભેદ નથી. જેમ સ્વપ્નમા ઘટપટાદિ સ્વપ્નદ્રષ્ટામાં કલ્પિત છે, તેમ સ્વપ્નનો પ્રણવ પણ સ્વપ્નદ્રષ્ટામાં કલ્પિત છે. તેમાં ન્યૂનાધિકભાવ નથી. આત્મા જ સત્ છે. આત્માથી પૃથક પ્રણવાદિ સર્વ મિથ્યા, માયામાત્ર છે. હે કપિલ! મનવાણીની શી શક્તિ છે કે આત્મા વિના એક અક્ષરનો અર્થ તથા ઉચ્ચારણ, ચિંતન કરી શકે! સતોનુ પદ બુદ્ધિથી પર છે. બુદ્ધિમાન સત પદને શું જાણે? કારણ કે બુદ્ધિમાન બુદ્ધિને અધીન છે. સંત બુદ્ધિથી પર પદ વિષે સ્થિત છે. હે કપિલ! મારાં વચન જ્ઞાની સાભળે, તો તેને દૃઢ જ્ઞાન થાય, ભક્ત સાંભળે, તો તેને ભક્તિ વધે, અજ્ઞાની સાભળે, તો તેને ભક્તિજ્ઞાન પ્રાપ્ત થાય.

સ્કદ કહે : તું એવો છે તેમા મને શું સુખ છે? હે દત્ત! જેમાં જે ગુણદોષ છે, તે તેને જ સુખદુઃખ આપે છે, બીજાને નહિ.

દત્ત કહે : એ જ મારું વચન છે, જેમાં વચન નથી. પણ કહું છું! સર્વ જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર વગેરે સર્વ પ્રકારના વ્યવહાર તથા આ સધાનના વ્યવહાર માયા વડે કરતા છતાં પણ હું ચૈતન્ય નિર્વિકાર, સર્વથી અતીત છે. સ્વપ્નદ્રષ્ટાની જેમ સર્વ સ્વપ્નવ્યવહાર કરતા છતાં હું નિર્વિકાર સર્વથી અતીત છું. જો સર્વ સ્વાંગ ધરતા છતા નટ પોતાના નટપણાના ભાવનો નિશ્ચય ત્યાગતો નથી, તેથી તે સર્વ સ્વાગ કરતા છતા પણ સ્વાગોથી અતીત છે; કારણ કે સ્વાગોના અભિમાનથી તે રહિત છે.

પરાશર કહે : હે મૈત્રેય! એ સંત પોતાનાં વચન કહેતા હતા. તું કંઈ નથી કહેતો.

મૈત્રેય કહે : કહેવાનું મારું ત્યા જ યોગ્ય હતું. હવે શું કહું? પણ હું તો સંતઅસંત બને નથી. કહે કોણ? અથવા સર્વ હું જ

કહું છું. એ સંત કહેતા હતા. એ તો તમને ભ્રાંતિ છે! ત્યાં પણ હું જ કહેતો–સાંભળતો હતો. હમણાં પણ હું જ કહું છું, સાંભળું છું! પૂર્વે પણ હું ચૈતન્ય છું, પછી પણ હું ચૈતન્ય છું. ઊર્ધ્વ, અધઃ, દશે દિશા હું જ છું!

પરાશર કહે: સત્સંગ કર.

મૈત્રેય કહે: જેમ પારસના સંગથી લોહભાવ રહેતો નથી, તેમ તમારા સત્સંગથી હું રહ્યો નથી, એનાથી પર સત્સંગ કયો છે? એ જ પરમ સુખ છે.

પરાશર કહે: જો તું નથી રહ્યો, તો સુખ શું? પોતાપણા પર્યંત જ સુખ છે.

મૈત્રેય કહે: પરિચ્છિન્ન પોતાપણાનો અહંકાર ન રહેવો અને સર્વરૂપ થવું એ જ પોતાપણાનો નાશ છે, પણ બ્રહ્મયજ્ઞ કહો.

પરાશર કહે: હજી સુધી અજ્ઞાનમાં બંધાયેલો છે! બ્રહ્મથી ભિન્ન શું છે કે કહું? બ્રહ્મને પોતાનો આત્મા જાણવો એ જ બ્રહ્મયજ્ઞ છે; પરંતુ બ્રહ્મયજ્ઞ સાંભળ.

સ્કંદ કહે: મેં સાંભળ્યું હતું, કપિલ પરમહંસ છે. પણ તને તો સ્વરૂપની પ્રાપ્તિ નથી; કારણ છે સર્વ બ્રહ્મ, તું બીજ જુદું ક્યાંથી રહે છે?

કપિલ: તેં સત્ય કહ્યું: અજ્ઞાનજ્ઞાનનો હું ચૈતન્યમાં સમાવેશ નથી. દત્તે કહ્યું: સ્વપ્રકાશ હું ચૈતન્યથી જ જ્ઞાની, અજ્ઞાની, તમે સર્વની સ્ફૂર્તિ થાય છે. રજ્જુ વડે જ સર્પાદિની સ્ફૂર્તિ થાય છે.

કપિલ કહે: હે સ્કંદ! તારું સ્વરૂપ શું છે? શરીર અથવા મન આદિનો સાક્ષી આત્મા?

સ્કંદ કહે: શરીર અને આત્મા બંનેના અહંકારથી હું નગ્ન છું; કારણ અવાચ્યપદ છું; તેથી તું પણ દેહાભિમાનરૂપી વસ્ત્રથી રહિત થા.

કપિલ કહે: હે દત્ત! જ્યાં હું, તું, જગત આદિ શબ્દ નથી તે કોણ છે?

દત્ત મૌન થયા. કારણ આગળ વાણીને અવકાશ નથી!

### લોમશઋષિ

તે વખતે લોમશઋષિ આવ્યા અને બોલ્યા: હું ચૈતન્ય કાળનો પણ કાળ છું. જેમ સમુદ્રમાં નદીઓ આવીને પડે છે, તેમ આ સર્વ પ્રજા હું ચૈતન્યરૂપ કાળના મુખમાં મહાપ્રલયમાં આવીને પડે છે.

મારાથી જ પ્રકટ થાય છે. હું ચૈતન્ય વિષે જ સ્થિત છું; પણ હું ચૈતન્યઆત્મા એકરસ છું.

દત્ત કહે: આ તારા કથનચિંતનનો દ્રષ્ટા હું છું!

લોમશ કહે: દ્રષ્ટા, દૃશ્ય, દર્શન, ત્રણેના દ્રષ્ટાનો દ્રષ્ટા કોઈ નથી, એ અનુભવસિદ્ધ વાત છે. તું દ્રષ્ટાનો દ્રષ્ટા શી રીતે થયો છે?

દત્ત કહે: હે લોમશ! તેં જે કથનચિંતન કર્યું, કે હું ત્રિપુટીનો દ્રષ્ટા છું, તે કહો, એ ચિંતન કોણે કર્યું?

લોમશ કહે: મને કર્યું.

દત્ત કહે: હે લોમશ! તેં પોતાને મનરૂપ માનવાને ત્રિપુટીને દ્રષ્ટા માન્યો છે? મેં પણ કહ્યું કે હું દ્રષ્ટાનો દ્રષ્ટા છું, એ પણ મનનું ચિંતન છે. હું ચૈતન્ય અવાઙ્મનસગોચર વસ્તુ છું. આદિ, મધ્ય, અંતનો મારામાં સમાવેશ નથી.

લોમશ કહે: બીજા શેમાં સમાવેશ છે?

દત્ત કહે: પૂછે તેમાં જ છે!

લોમશ કહે: હે બુદ્ધિખોયા! સ્વપ્નસૃષ્ટિના આદિ, મધ્ય, અંતનો સ્વપ્નદ્રષ્ટામાં જ સમાવેશ છે. કહો, અન્ય શેમાં છે?

દત્ત ચૂપ થયા.

## સપ્તઋષિ

### (સત્સંગમાહાત્મ્ય)

તે સમયે સપ્તઋષિ આવ્યા અને કહેવા લાગ્યો: હે મિત્રો! સત્સંગમાં પરસ્પર આત્મનિરૂપણ કરવાથી આત્મસુખ થાય છે. તૂષ્ણીભાવથી શું પ્રયોજન છે? કારણ કે સમ્યક્ આત્મઅપરોક્ષ[1] વિદ્વાન પુરુષોના સદ્ઉપદેશ દ્વારા અનેક મુમુક્ષુ પુરુષોનું કલ્યાણ થાય છે. આત્મબોધને કારણ ભગવાનની ભક્તિ કરે, ભગવાનને પૂર્ણ જાણે.

દત્ત કહે: ભગવાનની ભક્તિ કરતાં વર્તમાન વિદ્વાનોની ભક્તિ શ્રેષ્ઠ છે. વિદ્વાનોના સંગ વિના સ્વતઃ દાસત્વ અહંકારરૂપી મલિનતાનો ત્યાગ નથી થતો; તેથી જ સ્વરૂપથી અપ્રાપ્ત રહેવાય છે. પોતાનાથી ભિન્ન પરોક્ષ ઈશ્વરની ભક્તિ કરવાથી શાંતિ થતી નથી. જ્યારે વિદ્વાનોના સંગથી શાંતિ વિચાર વડે જ થાય છે. વિદ્વાનોના સંગ વડે જ નિરહંકાર વિચાર દ્વારા રાગાદિપૂર્વક ભક્તિને પ્રાપ્ત થાય છે. ભક્તિ એટલે 'આપ સહિત સર્વ ભગવાન છે' એ નિશ્ચય. નિરંતર દેહા-

1 આત્મસાક્ષાત્કારવાળા.

ભિમાનરહિત એ પ્રકારની ભક્તિરૂપ ઉપાસનાનો અભ્યાસ કરવાથી આ જ જન્મમાં અથવા પ્રતિબંધવશાત્ ભાવિ જન્મમાં સ્વરૂપની પ્રાપ્તિ થાય છે અને ભગવાન વિશ્વેશ્વરને પોતાનો આત્મા લહે છે.

સપ્તઋષિ કહે: શરીર તારું નાશવાન છે. વિષ્ણુ સાથે સમતા શી રીતે કરે છે?

દત્ત કહે: જેવું મારું શરીર નાશવંત છે, તેવું વિષ્ણુનું શરીર પણ નાશવંત છે. હે લોમશઋષિ! હે કાગભુશુંડ! તમે અનેક બ્રહ્માંડોની ઉત્પત્તિ તથા સંહાર બ્રહ્મા, વિષ્ણુ, શિવ સહિત થતાં જોયા છે. સત્ય કહો, વિષ્ણુ આદિનાં શરીર નાશવંત છે કે નહિ?

બંનેએ કહ્યું: દશ્યમાન શરીર માયામાત્ર છે. કોઈનું શરીર અવિનાશી નથી. સર્વનું વિનાશી છે. અનેક વાર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ શરીરો જલતરંગવત્ ઉત્પન્ન થાય છે, શમી જાય છે. એકરસ કેવળ સાક્ષી ચૈતન્ય આત્મા જ છે. અન્ય દશ્યમાન માયાના કાર્ય સ્થિર નથી.

સપ્તઋષિ કહે: વૈરાગ્ય વિના વિજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી.

દત્ત કહે: સંતોના સંગમાં રહી વિચાર દ્વારા પરિચ્છિન્ન અહંકારને ત્યાગવો એ જ વૈરાગ્ય છે.

પુનઃ દત્ત બોલ્યા: હું નથી, શેષ ભગવાન છે. પણ જો હું જ નથી, તો વૈરાગ્ય કરવાની ક્યાં આવશ્યકતા છે? આપે રહેવું નહિ એ જ વૈરાગ્ય છે. જો આપ જ નથી, તો વૈરાગ્યનું ને ભગવાનનું શું પ્રયોજન છે? શેષ અવાચ્યપદ છે. તે અવાચ્યપદ ચૈતન્ય વડે જ સર્વની સિદ્ધિ થાય છે.

તેમણે કહ્યું: વિષ્ણુ ઈશ્વર છે, હું નહિ.

દત્ત કહે: નિત્યસુખ તમે ચૈતન્યથી પૃથક્ ઈશ્વર વસ્તુ કઈ છે? કહો. હે ઋષિ! આ આત્મા જ ઈશ્વર છે.

## ષટ્પ્રમાણ

તે સમયે પ્રત્યક્ષાદિ ષટ્પ્રમાણરૂપ સિદ્ધ આવ્યા અને બોલ્યા: સર્વ વસ્તુઓની સિદ્ધિ અમારાથી થાય છે.

દત્ત કહે: તમારી સિદ્ધિ કોનાથી થાય છે? જે ચૈતન્ય સાક્ષી આત્માથી તમારી સિદ્ધિ થાય છે, તેનાથી સર્વની સિદ્ધિ થાય છે

પ્રત્યક્ષ પ્રમાણ: જો નેત્ર બંધ કરે, તો રૂપની સિદ્ધિ નથી થતી. નેત્ર ઉઘડે તો રૂપ માલૂમ પડે છે. તેથી નેત્ર વડે જ રૂપનું જ્ઞાન થાય છે, આત્મા વડે નહિ. (આ પ્રકારે સર્વ પ્રમાણોનું સમજી લેવું.)

દત્ત કહે : હે સિદ્ધો ! સાક્ષી આત્મા નેત્રોના નેત્રરૂપ છે. શ્રોત્રના શ્રોત્રરૂપ છે. (એ જ પ્રકારે સર્વ ઇંદ્રિયોમા સમજી લેવુ.)

સારાંશ કે આત્મા પૂર્ણ છે તથા સર્વનુ સ્વરૂપ છે. તેથી આત્મા ચૈતન્ય જ નેત્રાદિ ઇંદ્રિયોમા સ્થિત થયો રૂપને જુએ છે. જ્યારે નેત્ર બધ થઈ જાય છે, ત્યારે અધકારનો પ્રકાશ કરે છે! આત્માની જ્ઞાનરૂપ દૃષ્ટિ કોઈ કાળે પણ રોકી શકાતી નથી. નેત્રાદિક ઇંદ્રિય ચાહે નષ્ટ થાય, ચાહે રહે. જો, રાજાનો હુકમ મંત્રી દ્વારા જ પ્રજામાં પ્રવૃત્ત થાય છે, પરંતુ મંત્રી અને પ્રજા રાજાના દાસ છે. વળી સ્વપ્નદ્રષ્ટાની જ્ઞાનરૂપ દૃષ્ટિ સ્વપ્નપદાર્થોથી રોકાતી નથી; કારણ સ્વપ્ન કલ્પિત છે અને સ્વપ્નદ્રષ્ટા સ્વપ્રકાશ છે.

સિદ્ધો કહે: ન તમે, ન અમે, ન જગત છે. કેવળ ચૈતન્યરૂપ અમે છીએ!

દત્ત કહે: તમે હસો!

સિદ્ધો કહે: અમારા આત્મસ્વરૂપમાં હસવું-રોવું બંને નથી અને હસવુ-રોવુ પણ અમે જ છીએ!

## કુમારસિદ્ધ

### (સિદ્ધિ આદિના વિષયમાં)

કુમારસિદ્ધે કહ્યુ જ્યારે હુ યોગ કરુ છુ, ત્યારે મારા સ્વરૂપને જોઉં છુ.

દત્ત કહે: જો તું સ્વરૂપને જોવાવાળો હોય, તો પછી સ્વરૂપ તારાથી ભિન્ન થયુ! હે બુદ્ધિખોયા! જે કઈ તુ યોગ વિષે જુએ છે, તે દશ્યને જ જુએ છે! તેથી યોગ તારા દશ્યરૂપ અને તુ તેનો દ્રષ્ટા થયો. બાળક છે! સત્સગ કર એટલે નિર્મળ થવાય.

કુમાર કહે: ઠીક, બાળક છુ, કારણ કે મનવાણીશરીરથી સર્વ લીલા કરતા છતા હુ અસગ ચૈતન્ય હર્ષશોકને પ્રાપ્ત થતો નથી, તેથી બાળક જ છુ! પરતુ યોગના બળથી જો હુ ચાહુ તો આ શરીર નો ત્યાગ કરી અન્ય શરીરમા પ્રવેશ કરુ. કોઈ ને વર-શાપ આપુ તો તે થઈ શકે છે. વળી આયુષને ઓછુવધતુ કરી શકુ છું. સર્વ પ્રકારના સામર્થ્યના યોગથી બને છે જ્ઞાનથી શી પ્રાપ્તિ છે?

દત્ત કહે હે મૂર્ખ! સભામા આ વાત કહેતા તને લજ્જા નથી આવતી? યોગી એક શરીરને છોડી અન્યને પ્રાપ્ત કરે છે અને અનેક પ્રકારના કષ્ટ ભોગવે છે. જ્ઞાની આ જ શરીરમા સ્થિત રહી સુખપૂર્વક

બ્રહ્માથી લઈને કીડી પર્યંતમાં પોતાને પૂર્ણ જાણે છે. તે સવનો ભોક્તા એક જ કાળમા થાય છે! સર્વ જગત ઉપર આજ્ઞા ચલાવવાવાળો થાય છે! સર્વરૂપ પણ પોતે જ થાય છે! સર્વથી અતીત પણ આપે જ હોય છે! સર્વશક્તિમાન થાય છે! સર્વ અશક્તિરૂપ પણ પોતે જ છે! સર્વ વ્યવહાર કરતા છતા પોતાને અકર્તા જાણે છે! જે અવસ્થાને સમ્યક્ અપરોક્ષ આત્માનુભવી વિદ્વાન પ્રાપ્ત થાય છે, તે અવસ્થા, સ્વરૂપઅજ્ઞાત, વર–શાપાદિ પૂર્વોક્ત સામર્થ્યવાળા યોગીને સ્વપ્ને પણ પ્રાપ્ત થતી નથી.

કુમાર કહે: યોગના બળથી જો ચાહુ, તો આકાશમા જાઉં!

દત્ત કહે. પક્ષીઓ આકાશમા ઊડતા ફરે છે. તેમને શી સિદ્ધિ છે?

કુમાર કહે: યોગી એકએક શ્વાસમા અમૃતપાન કરે છે, અન્ય નહિ, સોહંજાપ કરે છે, સુખ પામે છે.

દત્ત કહે: હે બાળક! જ્ઞાનીને લજ્જા છે! પોતાના સુખરૂપ આત્માથી ભિન્ન યોગાદિથી સુખ ચાહે છે! ગોળને લજ્જા છે, જો પોતાથી ભિન્ન ચણા વગેરેમાથી મધુરતા ચાહે છે! ચિત્તની એકાગ્રતારૂપ યોગથી સુખ માને છે! અને યોગ વિના પોતાને દુઃખી માને છે. જ્ઞાની તો યોગઅયોગ બનેને પોતાના સ્વરૂપ માને છે. આ બધા મનના ખ્યાલ છે. યોગરૂપ મનના ખ્યાલથી હુ ચૈતન્ય પ્રથમ જ સુખરૂપ સિદ્ધ છુ. સુખરૂપ પોતાની સિદ્ધિ વાસ્તે મારે યોગ કયા કરવો છે? જો, પોતાના શરીરની પ્રાપ્તિ વાસ્તે યોગાદિ સાધન કોઈ નથી કરતું, કારણ કે યોગાદિ કરવા પૂર્વે જ તે સિદ્ધ છે. પ્રાણાદિને રોકવા આદિરૂપ યોગથી શું સુખ છે? આપે અપ્રાપ્ત રહેવુ અને પ્રાણોથી મુક્તિની આશા ઇચ્છવી, એ કેવળ વિચારહીનતા છે.

બીજા સિદ્ધે કહ્યુ યોગ નામ જોડાવાનુ છે. મનકાદિ બ્રહ્માદિ સ્વરૂપમા લીન થાય છે, તે યોગ વડે રૂપજ્ઞાનને પામે છે.

દત્ત કહે: જે સ્વરૂપમા બ્રહ્માદિ લીન થાય છે, તે વસ્તુને જ્ઞાની પોતાનો આત્મા જાણે છે. હે સિદ્ધો! મિથ્યા ન કહો. જ્ઞાન અને યોગનો શો સંયોગ છે? યોગ સાધનરૂપ છે, જ્ઞાન ફળરૂપ છે. જ્ઞાનમા વિયોગ–યોગ બન્ને નથી. યોગ કર્તાને અધીન છે તથા ક્રિયારૂપ છે.

કપિલે કહ્યુ: આત્માના સમ્યક્, અપરોક્ષ જ્ઞાનરૂપી યોગથી સર્વ પદાર્થને જાણવારૂપ યોગ થઈ જાય છે. કેવળ ક્રિયારૂપ યોગથી સર્વ પદાર્થોને જાણવાનું થતું નથી, કારણ કે અધિષ્ઠાનના જ્ઞાન વડે જ સર્વ કલ્પિત પદાર્થોનુ જ્ઞાન થાય છે, યોગ વડે નહિ. યોગ (અન્ય

પદાર્થવત્ ) આત્મઅધિષ્ઠાન વિષે આપે જ કલ્પિત છે. કલ્પિતના જ્ઞાનથી અન્ય કલ્પિતનું જ્ઞાન થતું નથી. અધિષ્ઠાનના જ્ઞાનથી જ કલ્પિતનુ જ્ઞાન થાય છે. જો, એક કલ્પિત સ્વપ્નના પદાર્થના જ્ઞાનથી અન્ય સ્વપ્નકલ્પિત પદાર્થનું જ્ઞાન થતું નથી, પરંતુ રજ્જુના જ્ઞાનથી સર્પ, દંડ, માળાદિકોનું જ્ઞાન થાય છે. કલ્પિત સર્પના જ્ઞાનથી કલ્પિત દંડાદિકનું જ્ઞાન થતું નથી, એ નિયમ છે.

સ્કંદ કહે: આત્માને જાણવાનાં અનેક સાધન છે. યોગ, ભક્તિ, જ્ઞાન; પરંતુ આત્મા એ પદાર્થો થી અતીત છે. આ સર્વ બુદ્ધિના વિલાસ છે.

લોમશ કહે: યોગ મારાથી થયો છે, પરંતુ હું ચૈતન્ય યોગ-વિયોગ બન્ને નથી. યોગથી શરીરનાં અંતરબહાર સર્વ અંગ દેખાય છે; પરતુ તે કરનાર સ્વરૂપથી અપ્રાપ્ત હોય છે.

દત્ત કહે: જો સર્વ બ્રહ્મ છે, તો તેનાથી ભિન્ન કોણ છે કે જડે?

કુમાર ચૂપ થયો.

દત્ત કહે: હે કુમાર! તને લજ્જા નથી આવતી, કે સંતોની સભામાં અયોગ્ય વચન વદે છે?

કુમાર કહે: શું કહુ? તું રૂપ મારું છે!

દત્ત કહે: હુ ચૈતન્ય મનની એકાગ્રતારૂપ યોગવિયોગનો સાક્ષી સ્વપ્રકાશ છું!

સિદ્ધો કહે: તું કોણ છે?

દત્ત કહે: તમારા ધ્યાન–અધ્યાનનો તથા તમારી સિદ્ધિ–અસિદ્ધિનો દ્રષ્ટા છુ!

સિદ્ધો કહે: તને ભસ્મ કરવો જોઈએ!

દત્ત કહે: પ્રથમ તમે તમારા અહંકારને ભસ્મ કરો, જે તમારો આંતરશત્રુ છે. હુ ભસ્મ છુ તેને ભસ્મ શું કરશો? હે સિદ્ધો! હું ચૈતન્ય તમારો આત્મા છુ. તમારા આત્માને ભસ્મ શી રીતે કરશો?

સિદ્ધો ચૂપ થયા.

દત્ત કહે: ચૂપ ન રહો. આ સર્વ કૌતુક તમારું છે. તમે કૌતુકી છો.

સિદ્ધો કહે: મૌનઅમૌન પણ કૌતુક છે.

દત્ત કહે: હે સિદ્ધો! આ સુખ જ્ઞાનથી પ્રાપ્ત થાય છે.

લોમશ કહે: તને જ્ઞાનથી સુખ નથી. પોતાના આનંદથી આનંદ, પોતાના પ્રકાશથી પ્રકાશ છે. વૃત્તિરૂપ જ્ઞાન પણ અજ્ઞાનરૂપ છે. તું જ્ઞાનઅજ્ઞાનથી રહિત છે.

રાજા કહે: તને લજ્જા નથી આવતી? રહિતઅરહિત પણ તું જ છે!

લોમશ કહે. જો હુ જ છુ તો લજ્જા કોની? લજ્જા, ઇચ્છા, સશય, જ્ઞાન, ધ્યાન, નિશ્ચય, અનિશ્ચય, બધ, મોક્ષ, હર્ષ, શોક, માન, અપમાન, રાગ, દ્વેષ, ગ્રહણ, ત્યાગાદિ માનવા એ કેવળ મનના ધર્મો છે હું ચૈતન્ય મનાદિકના ધર્મો સહિત મનાદિકનો સાક્ષી છુ. સાક્ષ્યના વ્યવહારની હુ સાક્ષીને શી લજ્જા! સૂર્યપ્રકાશને પ્રકાશ્ય જગતના લજ્જા આદિ વ્યવહારોની શી લજ્જા? હે દત્ત! હુ ચૈતન્ય નિર્લજ્જ છુ! તું પણ નિર્લજ્જ થા. મતલબ કે પોતાને સત્, ચિદ્, આનદ જાણ, એટલે લજ્જારૂપી દ્વૈતથી છૂટે.

દત્ત કહે: હુ ચૈતન્યમા બધન હોય તો છૂટું. હુ તો નિર્બધ (બધરહિત) છુ.

તે સભામા હે મૈત્રેય! એ જ નિશ્ચય થયો કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ બ્રહ્માત્મા અમે છીએ.

મૈત્રેય કહે: હે પરાશર! એ સતોની સભામા બીજુ કાઈ હતું કે નહિ?

પરાશર કહે: આટલુ કહેવાથી તને નિશ્ચય ન થયો તો વધારે કહેવા થી શો લાભ થશે? તને જ્ઞાન ન થયુ મારો સર્વ ઉપદેશ વ્યર્થ ગયો.

મૈત્રેય કહે: હુ ચૈતન્યમા નિશ્ચયધર્મ નથી નિશ્ચય શી રીતે કરુ? શિષ્ય-ગુરુ, રૂપ-અરૂપ મારામા નથી. અથવા મારાથી ભિન્ન શું છે, જેનો નિશ્ચય કરું?

પરાશર કહે ભય ન ધર જો તુ સર્વ છે, તો નિશ્ચયાદિ પણ રૂપ તારુ જ છે!

મૈત્રેય કહે એ કહો જેમા વિકાર ન હોય, નિશ્ચયાદિ પણ વિકાર છે.

પરાશર કહે એ જ કથનચિતન કર-'હુ નિર્વિકાર, ચૈતન્ય, સાક્ષી આત્મા છુ.'

મૈત્રેય કહે જો હુ એવો છુ, તો ચિતકથનનો શો ગુણ છે? કોઈ પોતાના નામનું અથવા તેના અર્થનું કથનચિતન હરવખત કરતો રહે, તો શો ફાયદો? ઊલટો વિકળ થાય છે

પરાશર કહે હે મૈત્રેય! આપ સહિત સર્વને બ્રહ્મરૂપ જાણ

મૈત્રેય કહે એ ચિંતનનો શો ફાયદો છે? એ સર્વ મનનુ મનન છે. હુ ચૈતન્ય અવાઙ્મનસગોચર છુ.

પરાશર કહે શરીર નાશ થાય, તો ભલે થાય, પરતુ એ નિશ્ચય ને છોડીશ નહિ

મૈત્રેય કહે: મારામા ગ્રહણત્યાગ નથી. સ્વત: હોય તે હોય!

પરાશર કહે: આ આનંદ કહેવામાત્રથી નથી, નિશ્ચયથી જ છે.

મૈત્રેય કહે: હું એવો શિષ્ય નથી, કે ગુરુના ઉપદેશથી કેવળ દેહાભિમાનનો ત્યાગ કરું અને દ્વૈત બનેલું જ રહે! દેહાભિમાન સહિત દ્વૈતદૃષ્ટિ ત્યાગે અને ગુરુની વાણી રસનાથી ઝરતી સાંભળી અમૃત સમાન પાન કરે. (એવો છું.)

પરાશર કહે: કહે, 'સર્વ રૂપ મારું છે!'

મૈત્રેય કહે: જો હું છું, તો કહેવાનું શું પ્રયોજન? પરંતુ બ્રહ્મ યજ્ઞ કહો. તે સભામાં જે સંત હતા, તેમણે બીજું શું કથન કર્યું?

પરાશર કહે: જો તું પોતાને ન જાણે, તો તેમના વચન સાંભળવાથી તને શો લાભ છે?

મૈત્રેય કહે: તમારા કથનથી આશ્ચર્ય પામું છું. જો કંઈ હું ચૈતન્યથી ભિન્ન હોય તો તે જાણું; જો મારામાં જાણવાપણું જ નથી તો શું જાણું?

પરાશર કહે: હે મૈત્રેય! સઃ(તે) અને અયં(આ) પદ તારામાં નથી, તે અયં પદ તેં સિદ્ધ કર્યું છે!

## સ્વરૂપપ્રાપ્તિનું સાધન

રાજાએ કહ્યુ: હે દત્ત! જેને સ્વરૂપપ્રાપ્તિની ચાહના હોય, તે શી રીતે પ્રાપ્ત કરે?

દત્ત કહે: પ્રથમ નિષ્કામ કર્મથી અંતઃકરણની શુદ્ધિ કરે. નિર્ગુણ અથવા સગુણ ઉપાસના કરી અંતઃકરણની ચંચળતારૂપ દોષ દૂર કરે. વૈરાગ્યાદિ સાધનો સહિત શાસ્ત્રોક્ત રીતિએ ગુરુને શરણ થાય. પછી ગુરુઉપદેશથી પોતાના આત્માને બ્રહ્મરૂપ અને બ્રહ્મને પોતાના આત્મારૂપ સમ્યક્, અપરોક્ષ જાણે—જેમ મહાકાશ ઘટાકાશરૂપ છે અને ઘટાકાશ મહાકાશરૂપ છે. હે રાજન્! પોતાના સ્વરૂપની પ્રાપ્તિમાં દેહાભિમાન જ આવરણ છે, જેમ સૂર્યના દર્શનમાં વાદળ જ આવરણ છે.

હે રાજન્! જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિમાં તથા ભૂત, ભવિષ્યત્, વર્તમાન કાળમાં, મનવાણીને ગોચર, મનવાણી સહિત જેટલો પ્રપંચ છે, તે સર્વ સાક્ષી ચૈતન્ય તારું દૃશ્ય છે. અનિત્ય છે. તું એ સર્વ જડ દૃશ્યને ન્યૂનાધિકભાવથી પ્રકાશ કરવાવાળો ચિદ્‌ઘન દેવ છે. તને કોઈ જાણતું નથી. તું સર્વને જાણે છે. તેથી જ તું ચૈતન્ય સ્વપ્રકાશરૂપ છે. અજ્ઞાની અનિત્ય દૃશ્યમાં જ મગ્ન છે. વિજ્ઞાની[1] પોતાના આત્મસ્વરૂપમાં મગ્ન.

[1] આત્મસ્વરૂપને યથાર્થ જાણનારો.

છે. પણ મારા સ્વરૂપમાં જ્ઞાનઅજ્ઞાન બન્ને નથી.

રાજા કહે : તું કોણ છે?

દત્ત કહે : તારા હૃદય વિષે, બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિકના હૃદય વિષે તથા આ પ્રાણીમાત્રના હૃદય વિષે મનાદિકના સાક્ષીરૂપે સ્થિત છું. સાક્ષીમાં પણ ત્રિપુટી હોય છે. તેનો પ્રકાશક ત્રિપુટીથી પર, અવાચ્ય પદ છું. જ્યાં બુદ્ધિ નથી, ત્યાં રૂપ મારું છે!

રાજા કહે : જ્યાં એક, અનેક, હું, તું નથી, તે જ રૂપ મારું છે!

દત્ત કહે : પોતાપણાના અહંકારનો ત્યાગ કર. જે અવશેષ રહે, તે આત્માનું સ્વરૂપ છે.

રાજા કહે : જેમાં શેષ–અવશેષ બન્ને છે અને નથી તે જ અવશેષ છે!

કપિલ કહે : એ પણ અહંકાર છે! જે છે તે છે!

રાજા કહે : હે કપિલ! તારામાં બુદ્ધિ નથી. જો સર્વ અવશેષ છે તો અહંકાર ક્યાં છે? અહંકારનો નાશ અવશેષથી થાય છે.

કપિલ કહે : જેનું વચનચિંતન થાય છે, તે જ અવશેષ છે, નહિ તો અવાચ્યપદમાં શેષ–અવશેષ ક્યાં છે?

રાજા કહે : જેમાં વચન–મૌન બન્ને નથી, તે જ અવશેષ છે.

કપિલ મૌન થયા, કારણ કે જે વડે વિધિનિષેધ સિદ્ધ થાય છે, જેમાં વિધિનિષેધની સમાપ્તિ થાય છે અને જે વિધિનિષેધના અવધિભૂત[1] છે, તેનું નામ અવશેષ છે!

લોમશ કહે : સ્ફુરણા–અસ્ફુરણા, શેષ–અવશેષ મનના ધર્મ છે. આત્મા એ મનના ધર્મોથી અતીત છે.

રાજા કહે : તે જ હું અવશેષ સર્વ પદથી અતીત છું.

દત્ત કહે : જેમાં અશેષ અને શેષ નથી તે શું છે?

રાજા કહે : તે જ અવશેષ છે!

લોમશ કહે : જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા અવશેષ છે. હું ચૈતન્ય તુરીયાતીત અવાચ્યપદમાં અવશેષ ક્યાં છે?

રાજા કહે : જેમ તુરીયાતીત, અવાચ્યપદ વગેરે નામ છે, તેમ અવશેષ પણ નામ છે. જે તમે કથનચિંતન મનથી કરશો, તેનો જે સાક્ષી છે, તે જ અવશેષ છે અને તે સર્વના સાક્ષીનો સાક્ષી બીજો કોઈ નથી.

સિદ્ધો કહે : અવશેષ પદ યોગથી પ્રાપ્ત થાય છે.

૧ અંતરૂપ.

રાજા કહે: યોગથી અવશેષ થાય છે, એ કોણે જાણ્યુ? જેણે જાણ્યુ તે જ અવશેષ છે. જો અવશેષ ન હોય, તો યોગને કોણ સિદ્ધ કરે?

## મીમાંસા

પછી મીમાંસા આવી અને કહ્યું: કર્મ કરવાથી અવશેષની પ્રાપ્તિ થાય છે.

રાજા કહે· હે મીમાસા! જે કર્મઉપાસનાનુ ફળ છે, તે સર્વ અનિત્ય છે. હા, કર્મઉપાસનાથી અત કરણના દોષોની નિવૃત્તિ થાય છે, તે દોષ પણ અનિત્ય હોવાથી દૂર થાય છે. જ્યા કર્મઉપાસનાનુ ફળ નથી અને જે ચૈતન્ય વડે મન-શરીરના ધર્મ, ઉપાસના, કર્મ, સિદ્ધ થાય છે, જે કર્મઉપાસનાના આરભમા તેનો સાક્ષી છે, આદિમા સ્વત· સિદ્ધ છે, કર્મઉપાસનાની સમાપ્તિનુ જે અધિષ્ઠાન સાક્ષી અવધિભૂત છે, તે જ અવશેષ છે તે સ્વપ્રકાશની સર્વની આદિ સિદ્ધિ છે. પછી થવાવાળા કર્મઉપાસના વડે તેની શી રીતે પ્રાપ્તિ થશે? નહિ જ થાય.

## વૈશેષિક

મીમાસા ચૂપ થતા વૈશેષિકે આવીને કહ્યુ · અવશેષ કાળથી થયો છે.

રાજા કહે: સુષુપ્તિમા કાળ ક્યા છે? અવશેષ આત્મા જે કાળના ભાવાભાવને અનુભવ કરવાવાળો છે, તેથી જ કાળ થાય છે અવશેષ આત્મા સ્વત સિદ્ધ છે. ઉત્પત્તિ–નાશ તેનો નથી. આ સર્વ ધર્મ મન આદિ દશ્યના છે.

## ન્યાય

પછી ન્યાયે કહ્યું: સર્વ જગતના કર્તા ઈશ્વરમા અવશેષ ક્યા છે?

રાજા કહે જો અવશેષ આત્મા ન હોય, તો સર્વ જગતનો ઈશ્વર કર્તા છે, એ કથનચિતનધર્મ, મનવાણી સહિત જે ધર્મ–ધર્મી તે કેવી રીતે સિદ્ધ થાય? જ્યારે આ કથન-ચિતન નહોતું, તોપણ અવશેષ આત્મા તો સિદ્ધ જ છે અને જ્યારે તેનો નાશ થયો, ત્યારે પણ નાશના સાક્ષીરૂપે અવશેષ આત્મા સિદ્ધ જ છે. તેથી સર્વ બ્રહ્મરૂપ અવશેષ આત્માથી જ આ નામરૂપ જગત થાય છે. હે ન્યાય! તેનુ જ નામ ઈશ્વર કહે તો ઠીક છે. નામાતરનો ભેદ છે.

ન્યાય કહે · જ્યા સુધી અવશેષવિશેષને ત્યાગો નહિ, ત્યા સુધી સ્વરૂપસુખની પ્રાપ્તિ નહિ થાય.

રાજા કહે: હું ચૈતન્યઆત્મા સુખસ્વરૂપ છુ, તેને સુખ મેળવવાનુ શું પ્રયોજન છે? સુખરૂપ પોતાથી પૃથક્ જેટલા સુખપ્રાપ્તિનાં

સમાધિ આદિ સાધનોમા પ્રવૃત્તિ છે, તે ભ્રમથી છે. જળને તથા અગ્નિને જેમ શીતળ, ઉષ્ણ થવાની ઇચ્છા ભ્રમથી જ છે.

ન્યાય કહે: તું શું સર્વથી ઊચો છે?

રાજા કહે· હુ ચૈતન્ય આત્મા ઉચ્ચનીચથી રહિત એકરસ, સમ છું. ન્યાય ચૂપ થયો.

## પાતંજલ

પાતંજલ બોલ્યા: હે રાજન્! તું કોણ છે?

રાજા કહે: હુ ચૈતન્ય આત્મા યોગવિયોગના કૌતુકને જોવાવાળો અવશેષરૂપ છું.

યાજ્ઞવલ્ક્ય કહે: અનાહત (સોહં ધ્વનિ) શબ્દ વિષે અવશેષ ક્યાં છે?

રાજા કહે: જે અવશેષ આત્મા ઇંદ્રિય દ્વારા બહારનુ કૌતુક જોવા વાળો છે, તે જ અવશેષ આત્મા અતર ઇંદ્રિયવિના સોહં ધ્વનિ આદિ કૌતુકને જોવા અર્થાત્ અનુભવ કરવાવાળો છે. સારાશ કે અનહદ શબ્દના ભાવાભાવને જાણવાવાળો છે. જો અવશેષ ન હોય, તો અનહદ શબ્દના ભાવાભાવની સિદ્ધિ શી રીતે થાય?

યાજ્ઞવલ્ક્ય કહે: યોગ વિના સુખ નથી અને સર્વ અગ શરીર મા જોઈ શકાતા નથી.

રાજા કહે સુખરૂપમા યોગનુ શુ પ્રયોજન છે? 'શરીર સહિત સર્વરૂપ પ્રપચને મૃગતૃષ્ણાના જળ સમાન મિથ્યા, સમ્યક્, અપરોક્ષ જાણવો અને પૂર્વોક્ત પ્રપચનુ અધિષ્ઠાન પોતાને સમ્યક્ અપરોક્ષ અનુભવવુ, એ જ જગતરૂપ અગોનુ દેખવુ છે હાડમાસાદિ અગોને યોગ કરીને જોવા એ બુદ્ધિહીન પુરુષોનુ કામ છે. જો એ આપ જ છે, તો યોગનુ શુ પ્રયોજન છે?

યાજ્ઞવલ્ક્ય કહે· જો તું છે, તો જ્ઞાનનું શું પ્રયોજન છે?

રાજા કહે હુ ચૈતન્ય અવાચ્યપદમા જ્ઞાન અજ્ઞાન, તજ્જન્ય બધમોક્ષાદિ પ્રપચનો અત્યતાભાવ છે, પરતુ મુમુક્ષુઓને જ્ઞાન ક્લેશ-રહિત કરનાર છે. જ્ઞાનરૂપી વિચાર વડે વસ્તુનુ સમ્યક્ અપરોક્ષ સ્વરૂપ જાણવુ જાય છે, યોગથી નહિ. યોગ સિદ્ધ કરેલા યોગીને પણ વિચાર ની અપેક્ષા અવશ્ય રહે છે. તેથી ગૌરવદોષની[1] પૂર્વે જ વસ્તુવિચાર કરવો યોગ્ય છે. સમ્યક્ અપરોક્ષસ્વરૂપને જાણવા સમાન જાણવુ એ જ

૧. નિરુપયોગી વધારે મુદ્દાના સ્વીકારરૂપ દોષ

રાજયોગ છે. હઠયોગ હઠીઓને માટે છે; વિચારશીલોને વાસ્તે નથી.

યાજ્ઞવલ્કય મૌન થયા.

## સાંખ્ય

પછી સાંખ્યે આવીને કહ્યું: જ્યાં સુધી નિત્ય–અનિત્યનો વિચાર ન થાય, ત્યાં સુધી આત્મસુખની અપ્રાપ્તિ જ રહેશે.

રાજા જે વડે નિત્ય–અનિત્યનો અંતરવિચાર સિદ્ધ થાય છે અને જે વિચારના આદિ–અંત–મધ્યમા સાક્ષીરૂપે સ્થિત રહી સુખરૂપ છે, તે જ મારું રૂપ છે. એ નિત્ય સુખરૂપ આત્માની પ્રાપ્તિવાસ્તે નિત્ય–અનિત્યનો વિચાર ભ્રમથી જ છે! અન્યથા નહિ.

સાખ્યે મૌન ધર્યું.

## વેદાંત

એટલે વ્યાસે આવીને કહ્યું: જો હું ચૈતન્ય જ છુ, તો નિત્ય-અનિત્યનુ શું પ્રયોજન છે? હુ ચૈતન્યથી અવશેષ ભિન્ન નથી. જો ભિન્ન હશે, તો જડ સિદ્ધ થશે. હે રાજન! જ્યા હુ, તું, અવશેષ, ત્રણે નથી તે હું છુ.

રાજા કહે: જો હુ ચૈતન્ય સર્વાત્મા છુ, તો અહંત્વં આદિ પણ હું જ છુ.

વ્યાસ કહે: વારવાર તેનુ નામ લેવાનુ શુ પ્રયોજન છે?

રાજા કહે: વિલાસમાત્ર છે! નામ લેવુ ન લેવુ મારા વિષે સમાન છે.

દત્ત કહે: જે કથનચિંતનમાં આવે છે, તે અવશેષ છે. જ્યા એ નથી, તે રૂપ મારુ છે!

રાજા કહે: એ જ અવશેષ છે!

પરાશર કહે: હે મૈત્રેય! હું પણ એ સભામાં ગયો અને બોલ્યો: હે રૂપ મારા! જેણે અવશેષનુ સ્થાપન કર્યું, તે અવશેષ શી રીતે થઈ શકે?

રાજા કહે: કોણે સ્થાપન કર્યું?

મે કહ્યું: ચૈતન્યરૂપ તમે સ્થાપન કર્યું!

રાજા કહે: તેથી જ હું ચૈતન્ય જ અવશેષ છુ.

પરાશર કહે: હે મૈત્રેય! રાજાએ પોતાના સ્વરૂપને સમ્યક્ અપરોક્ષ જાણ્યુ હતું, તેને તેના નિશ્ચયથી કોણ ચલાયમાન કરે?

રાજા કહે: હે સંતો! સર્વ પદોથી અવશેષને ઉપર રાખો!

દત્ત કહે: સર્વ પદોનું કથન કરવાવાળાં શાસ્ત્ર તથા પદ સ્વપ્નની જેમ મૂળથી છે જ નહિ, તો મુજ અવાચ્યપદમાં અવશેષ સ્થાન શી રીતે લેશે? અને અવાચ્ય ચૈતન્ય અવશેષને રાખશે કયાં?

રાજા તૂષ્ણીભાવ પામ્યો.

પરાશર કહે: હે મૈત્રેય! તે રાજાએ કિંચિત્ કાળના સત્સંગથી જ પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરી, હું તને અનેક પ્રકારે ઉપદેશ કરું છું, પરંતુ તારો કંઈ પ્રવેશ ન થયો! હે મૈત્રેય! આ સમય દુર્લભ જાણ. પોતાના સમ્યક્ સ્વરૂપને જાણવા વાસ્તે જ આ મનુષ્યશરીર છે, નહિ તો તે વૃથા છે.

મૈત્રેય કહે: જેટલો નામરૂપ પ્રપંચ છે, તે સર્વ મિથ્યા અર્થરહિત છે. અર્થરૂપ હું ચૈતન્ય આત્મા જ છું.

પરાશર કહે: તારું રૂપ શું છે?

મૈત્રેય કહે: હું રૂપ-અરૂપથી રહિત છું.

## નિદાઘ અને ઋષભદેવનો સંવાદ

પરાશરે કહ્યું: હે મૈત્રેય! એક સમયે નિદાઘ રાજાએ ઋષભદેવને પ્રશ્ન કરતાં જણાવ્યું: હે પ્રભુ! મને સંસારસમુદ્રથી પાર કરો.

ઋષભદેવ બોલ્યા: સંસારસમુદ્ર મારી દૃષ્ટિમાં નથી. તને નૌકા બનાવી શી રીતે પાર કરું?

હે મૈત્રેય! જેમ મેં તને બહુ સમયથી ઉપદેશ કર્યો છે, તો પણ તારો પ્રવેશ ન થયો, તે જ પ્રમાણે ઋષભદેવે નિદાઘને ઉપદેશ કર્યો, પરંતુ તેનો કાંઈ પ્રવેશ ન થયો. હે મૈત્રેય! જ્યાં સુધી પોતે જાતે આ વિચાર ન કરે, ત્યા સુધી ગુરુશાસ્ત્ર શું કરે? જે દેહાભિમાનરૂપ કીચડમાં ફસ્યો છે અને જેનું મન ઇચ્છારૂપ દોરડાથી બંધાયેલું છે, તેને કોણ છોડાવે? તેથી પોતાનો વિચાર પોતે કરે, તો પોતાના સ્વરૂપના અજ્ઞાનથી અને બંધ તથા મોક્ષની ભ્રાંતિથી દૂર થાય; અન્યથા નહિ. હે મૈત્રેય! ફરી વાર નિદાઘે કહ્યું: હે ગુરુ! આજ મને રાત્રિમાં સ્વપ્ન થયું કે મારું શરીર વિનાશી છે અને યમદૂત મને ધર્મરાયની પાસે લઈ ગયા છે. ધર્મરાયે પૂછયું, તું કોણ છે? તારાં સારાંખોટાં કર્મો પ્રકટ કર. મેં કહ્યું, હું પોતાને જાણતો નથી. ધર્મરાયે કહ્યું, જો તું પોતાને જાણતો નથી, તો તને પોતાના કરેલાં કર્મોની શાસના થશે.

પરંતુ તમારા ઉપદેશના સંસ્કારવશાત્ સ્મરણ થયું અને મારી

રસનાથી એમ નીકળ્યું કે હે ધર્મરાય! હું સત્, ચિદ્, આનંદ સર્વ મન આદિનો સાક્ષી આત્મા છું, દેહાદિ સંઘાત હું નથી. એ માયામાત્ર છે.

એટલે ધર્મરાયે સંજ્ઞા કરી કે આને પરમ સુખ આપો; એ દુઃખલાયક નથી; કારણ એને પોતાના સ્વરૂપમાં અહંપ્રત્યય[1] છે, દેહમાં નથી.

આટલો વૃત્તાંત થતાં નેત્ર ઊઘડી ગયાં. જોયું તો ન ધર્મરાય છે, ન યમ છે, ન યમલોક છે. હું મારી શય્યા પર આપે સ્થિત છું!

હે મૈત્રેય! આત્મનિષ્ઠાનું મહાન માહાત્મ્ય છે. યમલોકમાં પણ સત્, ચિદ્, આનંદ આત્મા હું છું એટલુ કહેવાથી દુઃખથી છૂટ્યો, તો સાક્ષાત્ સમ્યક્ અપરોક્ષ પોતાના સ્વરૂપનો બોધ થયો હોય તો શી વાત? તું સમ્યક્ આત્માને જાણવા સમાન જાણ.

વળી હે મૈત્રેય! ઋષભદેવે કહ્યું, હે નિદાઘ! જેવું તને સ્વપ્ન આવ્યું અને તેં અનેક પ્રકારનો પ્રત્યક્ષ વૃત્તાંત જોયો, પણ જાગતાં તેને ભ્રમ જાણ્યો, તેમ જ જ્યાં સુધી તું પોતાના સ્વરૂપના અજ્ઞાનરૂપી નિદ્રામાં સૂતેલો છે, ત્યાં સુધી જ અનેક પ્રકારના બંધમોક્ષવાળું જગત તને ભાસે છે. જ્યારે સમ્યક્ બોધરૂપ જાગ્રતિ તને પ્રાપ્ત થશે, ત્યારે તું જાણીશ કે આ જગત ભ્રમમાત્ર છે. નિદાઘે કહ્યું, યોગ કરું તો સ્વરૂપમાં જાગ્રત થાઉં! ઋષભદેવે કહ્યું, તારી બુદ્ધિ હસવા યોગ્ય છે. હું કંઈ કહું છું, તું સમજે છે કંઈ. અહંકારથી શી રીતે છૂટે? હે મૂર્ખ! યોગનિદ્રા, હું, એ મારો અહંકાર જ છે. હે રાજન્! આ જ્ઞાનરૂપી ખડ્ગ લે કે હું દેહ આદિ નથી, આત્મા છું! અહંકારરૂપી ફાંસો જીવના ગળામાં પડેલો છે તેને કાપી નાખ; અર્થાત્ 'જીવત્વ, ઈશ્વરત્વ, બ્રહ્મત્વ, પ્રપંચત્વ અને તેમાં બંધમોક્ષાદિ માનવા એ કેવળ મનનું મનન છે. હું ચૈતન્ય મનવાણીથી અગોચર છું;' એ નિશ્ચય એ જ ફાંસાને કાપવો. ફાંસાને કાપવાથી કાળથી અભય થઈશ. નહિ તો કાળ તને દુઃખ દેશે. હે રાજન્! જ્યારે વૈરાગ્યની તાળી લાગી હોય, ત્યારે સત્યનો શુદ્ધરૂપ વિચાર હાથ આવે. વૈરાગ્ય એ જ કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા જ છે; અન્ય કંઈ છે નહિ, ન થશે, ન થયુ છે: આ નિશ્ચયનું નામ જ વૈરાગ્ય છે.

## જ્ઞાની (તત્ત્વવેત્તા) ની ઓળખાણ

નિદાઘે કહ્યું: જેનાં જ્ઞાનનેત્ર ખૂલ્યાં છે, તેની શી ઓળખ?

[1] હું છું એ પ્રકારનું જ્ઞાન.

ઋષભદેવ કહે જ્યા સુધી તારા નેત્ર ઊઘડે નહિ, ત્યા સુધી જાણી નહિ શકે-જો સૂતેલો મનુષ્ય જાગ્રત પુરુષને જાણી શકતો નથી, તેમ જેનુ દેહાભિમાન સમ્યક મટી ગયુ છે અને જેણે આત્માને સમ્યક અપરોક્ષ જાણ્યો છે, તેને ગૃહ અને વન સમાન છે. પ્રારબ્ધે કરીને જે પ્રાપ્ત થાય છે, તેના પર જ હર્ષશોકરહિત રહી તે પ્રસન્ન રહે છે ગ્રહણત્યાગની કલ્પના મનમા વસ્તુત હોતી નથી વ્યવહારમા ગ્રહણ કરવા યોગ્ય ગ્રહણ કરે છે અને ત્યાગવા યોગ્યને ત્યાગે છે હસવાના સ્થાનમા હસે છે, રોવાના સ્થાનમા રુએ છે સારાશ કે જેવો દેશકાળ હોય, તેને અનુસાર જ ચેષ્ટા કરે છે, પરતુ સુખસ્વરૂપ પોતાના આત્માથી પૃથક જગતને જાણતા નથી

## અહંકારના ત્યાગનો ઉપાય

નિદાઘ કહે અહકારના ત્યાગ માટે અતીત થવુ એ ઉપાય છે તેથી હુ અતીત થાઉં છુ

ઋષભદેવ કહે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી અતીત થવાથી અહકારનો નાશ થતો નથી, ઊલટો વૃદ્ધિ પામે છે એ સર્વના અનુભવની વાત છે કોઈ વિરલ જ નિરહકારી હોય છે પ્રયોજન પણ સૂક્ષ્મ અહકારના ત્યાગનુ જ છે, સ્થૂલનુ નહિ, કારણ કે સૂક્ષ્મ અહકારનો ત્યાગ કરવાથી જ આવાગમન મટે છે તેથી તુ સૂક્ષ્મ અહકારનો ત્યાગ કર, જેથી સર્વત્યાગી થાય કોઈ અહકારના ત્યાગને માટે યોગાભ્યાસ કરે છે, પરતુ તેથી તે ત્યાગી શકતો નથી, ઊલટો વધી જાય છે, કારણ તેમણે અહકારને ત્યાગવાનો માર્ગ જાણ્યો નથી

## લૌકિક ગુરુનો ઉપદેશ

કદાચિત લૌકિક ગુરુને અહકારના ત્યાગનો ઉપાય પૂછવામા આવે છે, તો ગુરુ કહે છે તીર્થ કરવા, વ્રતનિયમ કરવા, પરતુ તેનાથી તેના મન વિષે અહકાર ઊલટો દૃઢ થાય છે જ્યા અહકાર દૃઢ થયો એટલે બુદ્ધિ ક્ષીણ થાય છે બુદ્ધિ ક્ષીણ થવાથી આવાગમનને પ્રાપ્ત થાય છે અને પોતાના સ્વરૂપના જ્ઞાનથી દૂર જઈ અધ-કૂપમા પડે છે તેને તો પરમેશ્વર કાઢે તો જ નીકળે, નહિ તો નથી નીકળી શકતો

## ભજન બે પ્રકારના છે· નિષ્કામ અને સકામ

હે રાજન્! બે પ્રકારના ભજન છે એક નિષ્કામ, બીજુ સકામ સકામથી સ્વર્ગાદિ સુખ મળે છે, પરતુ નિજસ્વરૂપથી અપ્રાપ્ત રહે છે નિષ્કામથી અત કરણની શુદ્ધિ વડે જ્ઞાન દ્વારા મોક્ષરૂપ આત્માનો સમ્યક્

અપરોક્ષ અનુભવ કરે છે. આપ સહિત સર્વને બ્રહ્મરૂપ જાણવા એ પરમ ભજન છે.

## સૂક્ષ્મ અહંકારથી શી રીતે છુટાય?

નિદાઘ કહે : હે ગુરુ! સૂક્ષ્મ અહંકારથી શી રીતે છુટાય?

ઋષભદેવ કહે : તારી શી શક્તિ છે કે સૂક્ષ્મ અહંકારથી છૂટે? મરીચિ આદિથી લઈને સર્વ ઋષિ સૂક્ષ્મ અહંકારના ત્યાગની ચાહના રાખે છે; પરંતુ કોઈ એકનો જ પૂર્વના મહાન પુણ્યપ્રતાપથી સૂક્ષ્મ અહંકાર નાશ પામે છે. સૂક્ષ્મ અહંકાર અથાગ સમુદ્ર છે; તેને તરવો અતિ કઠિન છે. જેને સૂક્ષ્મ અહંકાર છે, તેનું ભ્રાંતિરૂપ જન્મમરણ પણ દૂર નથી થતું. સૂક્ષ્મ અહંકાર તપ આદિ વડે પણ દૂર નથી થતો, પરંતુ સમ્યક્ વિચારથી દૂર થાય છે.

નિદાઘ કહે : 'જો સર્વ અસ્તિ, ભાતિ, પ્રિય બ્રહ્મરૂપ આત્મા છે, તો સૂક્ષ્મ તથા સ્થૂળ અહંકાર ક્યાં છે?' મધુરતા, શીતળતા, દ્રવતાથી ફીણ, બુદ્બુદ, તરંગ શું જુદાં છે? નહિ.

ઋષભદેવ કહે : જીવ આવાગમનમા બંધાયેલો છે. તે જીવને બ્રહ્મ શી રીતે કહે છે?

નિદાઘ કહે : હે ગુરુ! જગત સહિત જે તમારું અમારું કથનચિંતન છે, તે સર્વ રજ્જુસર્પવત્ મિથ્યા છે. તેનાથી જે રહિત છે, તેને જીવ ઈશ્વર, બ્રહ્મ શું કહે? અવાચ્યપદ છે.

ઋષભદેવ કહે : પોતાને અવાચ્યપદ જાણવા એ પણ સૂક્ષ્મ અહંકાર છે.

### અષ્ટાવક્ર

તે સમયે અષ્ટાવક્ર આવ્યા અને બોલ્યા : હે રાજન્! મનને વશ કર.

રાજા કહે : અહંકારને મન ક્યાં છે? કોણ છે કે મનને વશ કરે? હે અષ્ટાવક્ર! તુ કોણ છે?

અષ્ટાવક્ર કહે : હું બ્રહ્મ છું!

ઋષભદેવ કહે : બ્રહ્મ એક છે કે અનેક?

અષ્ટાવક્ર કહે : તારી બુદ્ધિ હસવાયોગ્ય છે. જો બ્રહ્મ છે તો એક-અનેક શું? તું પણ કહે, 'હું પૂર્ણ બ્રહ્મ છું!'

ઋષભદેવ કહે : જ્યાં સુધી કામાદિ પાંચેનો ત્યાગ ન કરે, ત્યાં સુધી સુખ નથી મળતું.

અષ્ટાવક્ર કહે: જો તું જ ચૈતન્ય છે, તો ચાર ને પાંચ શું?

ઋષભદેવ કહે: તારું રૂપ શું છે?

અષ્ટાવક્ર: જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિથી પર તુરીયા મારું રૂપ છે. ત્રણની અપેક્ષાએ તુરીયા છે. હું ચૈતન્ય તુરીયાથી પણ અતીત છું. મારામાં ગણતરી નથી.

દત્ત કહે: હું ચૈતન્ય, દેશ, કાળ વસ્તુથી અતીત છું.

અષ્ટાવક્ર: દેશ, કાળ, વસ્તુ શેમાં છે?

દત્ત કહે: સ્વપ્નવત્ દેશ, કાળ, વસ્તુ હું ચૈતન્યમાં કલ્પિત પ્રતીત થતા છતાં સ્વપ્નદ્રષ્ટાવત્ હું ચૈતન્ય અદ્વિતીય છું. કલ્પિત પ્રપંચનો હું ચૈતન્ય અધિષ્ઠાનની સાથે શો સંબંધ છે? જો સંબધ છે. તો કલ્પિત તાદાત્મ્યસંબંધ[1] છે. હું પૂર્ણ છું.

અષ્ટાવક્ર કહે: જ્યાં અદ્વૈત એમ કહેવામાં આવે છે, ત્યાં દ્વૈત છે. જ્યાં પૂર્ણ છે, ત્યાં અપૂર્ણ પણ છે. તારું વચન હસવા યોગ્ય છે. જો સર્વાત્મા જ છે, તો પૂર્ણ, અપૂર્ણ, દ્વૈત, અદ્વૈત પણ પ્રત્યક્ આત્મા જ છે.

દત્ત કહે: નિરહંકાર થવામાં પણ અહંકાર રહેલો છે! કહો, નિરહંકાર શી રીતે થવાય?

અષ્ટાવક્ર કહે: ઋષભદેવને પૂછ. પોતાના શિષ્યને તેણે એવો ભય આપ્યો છે કે સ્વતઃસિદ્ધ, પ્રથમપ્રાપ્ત આત્મસ્વરૂપને પણ જાણી નથી શકતો!

દત્ત કહે: હે ઋષભદેવ! હું તમારો શિષ્ય થાઉં છું; મને ઉપદેશ કરો.

ઋષદેભવ કહે: ચોવીસ ગુરુથી તને નિશ્ચય ન થયો, તો મારાથી શી રીતે થશે?

દત્ત કહે: હું ચૈતન્ય આપે જ ગુરુ છું. આપે જ શિષ્ય છું. કહે તો શિષ્ય સહિત તને ભસ્મ કરું!

ઋષભદેવ કહે: જો સૂક્ષ્મ અહંકારનો નાશ થયો, તો આપોઆપ ભસ્મ થઈ જશે; પરંતુ જ્યારે જાણે કે સર્વ શિવ છે, ત્યારે અહંકારનો નાશ થાય. પછી સ્થૂલ સૂક્ષ્મ અહંકાર ક્યાં છે?

દત્ત કહે: જો સર્વ કાંઈ શિવ છે, તો પછી જણાશે શી રીતે કે સર્વ શિવ છે, તથા અહંકાર નાશ થયો કે નહિ? કારણ સર્વ શિવ

1 કલ્પનાથી ઊભો કરેલો તાદાત્મ્ય સંબંધ.

છે અને અહંકાર નાશ પામ્યો છે, એ ચિંતનનું ચિંતન કરનાર તથા ચિંતનીય શિવ જ છે! તે જ હેતુથી અવાચ્યપદ છે.

અષ્ટાવક્ર કહે: મનવાણીનો વાચ્ય પણ આત્મા જ છે અને મનવાણીનો અવાચ્ય પણ આત્મા જ છે. અને સ્વપ્રદ્રષ્ટા જ મનવાણીનું વાચ્યસ્વપ્ન છે અને અવાચ્ય પણ પોતે જ છે. તેથી જ અદ્વૈત છે!

## યોગ

વસિષ્ઠ કહે: મુક્ત થવા ચાહે, તે યોગ કરે.

અષ્ટાવક્ર કહે: સત્ય કહો, યોગ કોણ કરે? સત્ અને અસત્‌ના યોગનો યોગ નથી; કારણ આત્માથી ભિન્ન સર્વ અસત્ છે અને આત્મા સત્ છે. તેથી યોગ શી રીતે થાય? તમસ્ અને પ્રકાશની સમાન બન્નેનો સંબંધ નથી.

વસિષ્ઠ કહે: તું બાળક છે. યોગ કર્યો નથી, તેથી તારું મન શુદ્ધ થયું નથી.

અષ્ટાવક્ર કહે: વિયોગ હોય તો મેળાપ(યોગ) કરવો. મેળાપનો મેળાપ શો કરવો? તે તો સદાનો જ યોગ છે. આત્મામાં વિકારરૂપ સંસાર કદાચિત્ પણ નથી. તેથી સંસારનો સદા વિયોગ પણ છે. કહો, આગળથી જ સ્વતઃસિદ્ધ યોગવિયોગવાળો હું હવે નવીન શું કરું? જે મનવાણીના અને શરીરના કર્તવ્યથી સિદ્ધ થાય છે, તે અનિત્ય છે. તે અનિત્ય દેહરૂપ સંસાર પણ નિત્યપ્રાપ્ત છે અને નિત્ય બ્રહ્મરૂપ આત્મા પણ નિત્યપ્રાપ્ત છે. અથવા દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિને માટે યોગ કરવાનો છે. તે સુખસ્વરૂપ આત્મા તો નિત્યપ્રાપ્ત છે અને સંસારરૂપ દુઃખની નિવૃત્તિ પણ નિત્યપ્રાપ્ત છે. કલ્પિત દુઃખની નિવૃત્તિરૂપ પણ આત્મા જ છે. તે આત્મા મારું સ્વરૂપ છે. સ્વરૂપની પ્રાપ્તિ વાસ્તે યોગનું કંઈ કામ નથી. તો કહો, બન્નેમાં કોની પ્રાપ્તિ માટે યત્ન કરવો? આ પ્રકારનો યોગ નિષ્પ્રયોજન છે. તમે પદ્માસન વગેરે આસનોના યોગ માટે શિષ્યોને ઉપદેશ કરો છો અને પ્રાણોને રોકવાનું કહો છો! હું કહું છું, પોતાની રુચિ અનુસાર આસન કરે અથવા ન કરે, લાંબો થઈને સૂઈ રહે કે બેસી રહે, ચાલે કે ઊભો રહે, પ્રાણોને પણ સુખ આપે, તેને આવવા–જવા દે અને રોકે નહિ; મનનું પણ પીડન શા માટે કરે? પરંતુ મનવાણી સહિત મનવાણીને ગોચર–અગોચરને શિવરૂપ આત્મા જાણો; એ પ્રકારે જાણવું એ જ યોગ છે. કરવાનું કંઈ નથી. જે કંઈ છે તે આગળ સિદ્ધ છે!

## ખેચરી મુદ્રા દ્વારા યોગી કેવું અમૃત પીએ છે?

કહે છે કે લંબિકાનું છેદન કરી તેને લાબી કરી યોગી જ્યારે ખેચરી મુદ્રા કરે છે, ત્યારે અમીરસનું પાન કરે છે! હે સાધુ! એ અમીરસ આ છે: જ્યારે યોગી પ્રાણોને ખેંચીને દશમા દ્વારમાં રોકે છે, ત્યારે શરીર અગ્નિ સમાન ઉષ્ણ થઈ જાય છે. તે ઉષ્ણતાથી શીશની અંદર જે મેદ, મજ્જા, રુધિર છે, જે બરફ સમાન જામેલાં રહે છે, તે પ્રાણોના રોકવાથી ઉષ્ણતા પ્રકટી, પીગળીને નીચે પડે છે, તેને યોગી અમૃત જાણી પીએ છે! તેથી તે અજ્ઞાની છે, કારણ અંતરબહાર એક બ્રહ્મ જ છે. તે અથાગ સમુદ્ર છે. તેને છોડી તે એક બુંદ ઉપર નિશ્ચય કરે છે! સાચે તે અજ્ઞાની છે.

વસિષ્ઠ કહે: તે સંસારને ભ્રષ્ટ કર્યો છે!

દત્ત કહે: હું ચૈતન્ય નામરૂપસંસારથી ભ્રષ્ટ છુ અર્થાત્ અતીત છું! યોગીને શું યોગ્ય છે કે સૂએ નહિ અને વચન ન કરે, આસન કરે, પ્રાણોની ગતિને જોતો રહે, ઇત્યાદિ અનેક સાધન કરતો રહે; પરંતુ એટલું ન જાણે કે નિર્વિકાર શિવાત્મામાં વિકાર મેળવવો એ આત્મઘાત છે! પાંચ તત્ત્વો જ રજ્જુસર્પવત્ મિથ્યા છે. એક પ્રાણરૂપ પવનનું શું ચાલે છે?

કપિલ કહે: જે ઈશ્વરને આત્માથી કંઈક ભિન્ન જાણે તે યોગ કરે. જેણે સર્વ ઈશ્વર, આત્મા જાણ્યો તે ચૂપ રહે.

દત્ત કહે: વાણી અને મૌન બન્ને મારા સ્વરૂપમાં નથી. વળી હુ જ સર્વરૂપ પણ છું, તેથી બન્ને સમાન છે.

અષ્ટાવક્ર કહે: નથી કહેતો, નથી મૌન ધરતો; આપે જ કહું છું, આપે જ મૌન લઉ છુ! સારાંશ કે દ્રષ્ટા, દર્શન, દશ્યાદિ ત્રિપુટી પણ હું ચૈતન્ય જ છું અને ત્રિપુટીરહિત પણ હું જ છું! સ્વપ્નદ્રષ્ટાવત્ કોઈ પદમાં પણ હું બંધનવાળો નથી.

### નારદ

તે સમયે નારદ બંસીમાં નારાયણ નારાયણ ગાતાગાતા આવી પહોંચ્યા. સર્વેએ કહ્યું, મૌન રહો. નારદે કહ્યું, જ્યાં સંત એકઠા થાય છે, ત્યાં આત્મનિરૂપણ કરે છે. તેથી મુમુક્ષુઓને પરમાર્થ પ્રાપ્ત થાય છે, મૌનથી શી સિદ્ધિ છે?

દત્ત કહે: સ્વતંજ નારાયણ છે, તો કહેવાથી શો લાભ છે? નારાયણને તેં ભુલાવ્યા છે. નારાયણનો અને તારો વિયોગ થઈ ગયો

છે. તું તારે નારાયણને શોધતો ફર. અમારા સ્વરૂપમાં ભુલાવુ, ચિંતવવુ, સયોગ, વિયોગ બને નથી.

નારદ કહે: વૈકુંઠમા પણ આ સભાની ચર્ચા થઈ હતી. આ સતોનાં દર્શન વાસ્તે વિષ્ણુ પણ આવે છે!

દત્ત કહે: અસત્ય ન કહે, તારા વચનથી લોક હસશે; કારણ કે વ્યાપક વિષ્ણુ ચૈતન્ય આત્મામા આવવું-જવુ કયાં છે! અમે વિષ્ણુને મળવાની ઈચ્છા નથી રાખતા; કારણ કે વિષ્ણુ અમારો આત્મા છે; અમે વિષ્ણુના આત્મા છીએ, પોતાના આત્માને મળવું કે જુદા થવુ એવી ઇચ્છા કોઈ કરતું નથી.

## વિષ્ણુ

તે સમયે વિષ્ણુએ આવીને કહ્યુ: જેણે વ્યાપક ચૈતન્ય હુ વિષ્ણુને વ્યાપક જાણ્યો છે, તે અચિંત્ય, મારું રૂપ છે. તેના વિષે અને મારા વિષે કોઈ ભેદ નથી.

દત્ત કહે: તને જાણ્યા વિના પ્રથમ શુ એ તારું રૂપ નથી? શું ઘટાકાશ મહાકાશને જાણે એ પહેલાં જ શુ ઘટાકાશ મહાકાશ નથી? હે નારદ! પરમેશ્વર પોતે જ કહે છે. સર્વ વિષ્ણુ છે. તું પોતાને તેનાથી ભિન્ન નારદ દાસ જાણે છે! જો સર્વ વિષ્ણુ છે, તો નારદ કયાં છે!

નારદ કહે: જો વિષ્ણુ જ છે, તો નારદ પણ વિષ્ણુ જ છે. દાસ-સ્વામી પણ વિષ્ણુ જ છે.

## જડભરત

જડભરતે આવીને કહ્યુ: સર્વ જડભરત છે!

વિષ્ણુ કહે: ન જડભરત, ન વિષ્ણુ! એક હુ ચૈતન્ય અદ્વૈત છુ! પણ કહો, જડભરત શબ્દનો અર્થ શો છે?

જડ એટલે સ્ફુરણરહિત ચતન્ય. ભર નામ આનંદપૂર્ણનુ છે. તકારનો અર્થ સત્ છે. તેથી સત્, ચિદ્, આનદ જડભરતનો અર્થ છે!

## જડભરત અને એક યોગીનો સંવાદ

જડભરત કહે. હે સભા! એક સમયે વિચરતાવિચરતાં હું એક પર્વતમા ગયો. ત્યાં એક યોગીને જોયો. મે નમસ્કાર કરીને પ્રશ્ન કર્યો: હે યોગી! તારું સ્નાન કેવુ છે?

યોગીએ કહ્યુ: નિરહંકારરૂપી જળ વડે સ્નાન કરી જીવત્વરૂપી મેલ ધોયો છે.

મે પૂછ્યુ : તારી ભસ્મ કેવા પ્રકારની છે?

તેણે કહ્યું : પોતાના નિત્યસુખ ચિદ્રૂપ આત્માથી પૃથક્ પ્રતીતિરૂપી કાષ્ઠને નિજસ્વરૂપનાં સમ્યક્ જ્ઞાનરૂપ અગ્નિથી બાળીને તેની ભસ્મ લગાવી છે.

મેં પૂછ્યુ : આસન કેવું છે?

તેણે કહ્યું : માયાથી લઈને દેહ પર્યંત દૃશ્ય જગતની ઉત્પત્તિ, સ્થિતિ, સંહારનું આસન અર્થાત્ આધાર હું ચૈતન્ય છું. હું ચૈતન્યનો આધાર કોઈ નથી. તેથી જ સ્વયંપ્રકાશ છું. જેમ ફીણ, બુદ્‌બુદ, તરંગ આદિની ઉત્પત્તિ, સ્થિતિ, સંહારનું જળ આસન છે, જેમ ભૂષણાદિનું સુવર્ણ આસન છે, તેમ આ સમજવું. અથવા સર્વ કાર્યવર્ગમાં કારણ સ્થિત હોય છે, તે પ્રમાણે સર્વ કાર્યકારણ નામરૂપપ્રપંચ મારું આસન છે. અથવા અચળ સ્થિતિ જ મારું આસન છે.

મેં પૂછ્યુ : આવવું-જવું તારું ક્યાંથી થયુ છે?

તેણે કહ્યું : આકાશની સમાન પૂર્ણ છું. હું ચૈતન્યમાં આવવું-જવું નથી. જો, સુવર્ણને ભૂષણોમાં આવવું-જવું નથી અને રજ્જુને સર્પાદિમાં આવવું-જવું નથી.

મેં પૂછ્યુ : પ્રાણઅપાનને એકઠા કરવાનું શું છે?

તેણે કહ્યું : એક જીવ અને એક ઈશ્વર, બનેને એક જાણવા. જેમ ઘટાકાશ અને મહાકાશ એક છે, તેમ એ જ પ્રાણઅપાનને એકઠા કરવાનું છે.

મેં પૂછ્યું : ઈડા, પિંગલા, સુષુમ્ણાનો કેવો અભ્યાસ કર્યો છે?

તેણે કહ્યુ : ઈડા જીવ, પિંગલા ઈશ્વર; સુષુમ્ણા બ્રહ્મ એ હું ચૈતન્યથી પ્રકાશિત થાય છે. હું સ્વયંપ્રકાશ છું.

મે કહ્યું : ધારણા કહો.

તેણે કહ્યું : સર્વ હું છુ.

સોહંનો અર્થ શો?

બ્રહ્માથી લઈને કીડી પર્યંત અંતરબહાર પૂર્ણ હું!

નાસિકાદૃષ્ટિ એટલે શું?

માયા વડે કલ્પિત પ્રપંચની ઉત્પત્તિપૂર્વે જે હું ચૈતન્ય અવાચ્યપદ છું, તે હમણા પણ છું; અથવા નાશ એટલે અભાવ તેથી ભાવ પદાર્થોની તથા મનની કલ્પના પૂર્વે નિર્વિકાર શિવ છું, એ જ નાસાદૃષ્ટિ મારી છે.

ત્રિપુટી શું છે?

સત્વ, રજસ્, તમસ્ એ ત્રિપુટીનો સાક્ષી ચૈતન્ય હુ છું!

યોગીનુ શરીર કદી પડતું નથી, એ શું સમજવુ?

પ્રકૃતિપુરુષના સયોગ વડે જગતની ઉત્પત્તિ કરવાવાળો જે ચૈતન્ય યોગી છે, તે અશરીર હોવાથી પડતો નથી! અથવા દેહીનું જેમ દેહ શરીર છે, તેમ પૂર્વોક્ત હું ચૈતન્ય યોગીનુ માયા શરીર છે. તે માયા પોતાના દેહાદિક કાર્યોની અપેક્ષાએ પડે નહિ તેવી છે તેથી યોગીનુ શરીર પડે નહિ તેવુ કહ્યુ છે. અથવા શરીર નામ સ્વરૂપનુ છે. તે પૂર્વોક્ત ચૈતન્ય યોગીનુ સ્વરૂપ પડે નહિ તેવુ છે. અથવા પચભૂતરૂપ દેહથી અતીત છુ.

મે કહ્યુ · હુ તમારો શિષ્ય થાઉ છુ.

પૂર્વથી જ સર્વ દશ્ય, હુ દ્રષ્ટા ગુરુનો સેવક છે. હવે શિષ્ય શુ થશે?

મેં પૂછ્યુ: ચોકો કોનો કર્યો છે?

ચતુષ્ટય અંત કરણનો ચોકો કર્યો છે, અર્થાત્ માયામાત્ર જાણ્યુ છે!

રોટલી કરવાનો ચૂલો કયો છે?

અહત્વ અથવા જીવ-ઈશ બને ઇટો બનાવી 'હુ બ્રહ્માત્મા છુ' એ રોટલી બનાવુ છુ! સારાશ કે જીવભાવ તથા ઇશભાવ ત્યાગી અવાચ્ય પદમા સ્થિતિ કરી છે.

અન્ન તમારુ શુ છે?

જ્ઞાનવિજ્ઞાન બને મારા અન્ન છે!

ખાવાનુ શુ?

વિજ્ઞાન.

ઇધન(લાકડા) શુ છે?

સર્વ ભોગોની ચાહનાનુ ઇધન કર્યું છે!

ભગવાનને ભોગ શો ધરાવો છો?

પ્રત્યક્ આત્મભગવાનને દેહઅભિમાનનો ભોગ લગાવી સ્વસ્વરૂપ થયો છુ સારાશ હુ દેહાદિ સઘાત નથી. હુ પ્રત્યક્ આત્મા છુ

સૂવાનુ કેવુ છે?

સર્વ દશ્યમાન રૂપ મારું છે વળી જેમ સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્ન સૃષ્ટિમા શયન કરી રહ્યો છે, અર્થાત્ વ્યાપી રહ્યો છે, તેમ હુ તેમા વ્યાપી રહ્યો છુ

તમે મારા ગુરુ છો!

[ભ]ભાવનો ત્યાગ કર્યો છે! પુનઃ એવા દુઃખો હુ ચૈતન્યમાં [છુ]!

[તે]ણે પૂછયુ : તારુ નામ શું છે?

મેં કહ્યું : જડભરત!

તેણે કહ્યું : મારી સાથે તારો સંગ નહિ થાય; કારણ જડ મૃતકને કહે છે. હુ તો ચૈતન્ય જીવુ છું! તું એની સાથે રહે, જે જડભાવને ત્યાગે નહિ, સારાશ જે પોતાને દેહાદિ જડસંઘાત માને. મધ યથાયોગ્ય જ જોઈએ! જડ-ચૈતન્યનો સગ શો? જડ તું પોતાના જડભાવને ત્યાગે, હું મારા ચૈતન્યપણાને ત્યાગુ, ત્યારે એકતા થાય; અન્યથા નહિ.

હે સભા! અમૃતરૂપ તેના વચન સાભળી મારું જડભરતપણાનુ અભિમાન હતું તે નિવૃત્ત થયુ.

## વામદેવ

પરાશરે કહ્યું : હે મૈત્રેય! એટલામાં વામદેવ આવ્યા અને કહ્યુ, અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ નારાયણ આત્મા જ છે. હે મિત્રો! નારાયણથી ભિન્ન જે તમે નિશ્ચય કર્યો છે તેનો ત્યાગ કરો.

દત્તે કહ્યું : નારાયણનુ રૂપ શું છે?

અ તરસાક્ષીરૂપે જે મન આદિકનો પ્રકાશ કરે છે અને જે માયા વડે એકનો અનેકરૂપ થયો છે, પરંતુ ઇદ્રજાલીવત્ વાસ્તવમા એક જ છે, તે નારાયણ છે.

દત્ત કહે : મને એકનીયે ચાહના નથી, તો અનેકને શું કરું?

કપિલ : જો સર્વ તું જ છે, તો એક-અનેક પણ તું જ છે.

## દુર્વાસા

ત્યા દુર્વાસા આવ્યા પરંતુ અહકારરૂપ અગ્નિમાં બળતા દુર્વાસાએ કહ્યું : સર્વ ભજન ગોવિંદનુ કરો, નહિ તો સર્વને ભસ્મ કરીશ. તમે જાણતા નથી, હું રુદ્ર છું!

દત્ત કહે : રુદ્ર રુદનને કહે છે. તેથી રુદન કર!

દુર્વાસા કહે : હે દુષ્ટ! મેં સાભળ્યુ છે કે તેં સર્વ સસારને ભ્રષ્ટ કર્યો છે! પહેલો તને ભસ્મ કરું છું!

દત્ત કહે : ઘટના આદિમાં માટી છે, અંતે પણ માટી છે, મધ્યમાં પણ માટી છે. પોતાના ફૂટવામાં ઘડાને શો ભય છે? તરગના આદિમાં પણ જળ છે, મધ્યે પણ જળ છે અને અંતમાં પણ જળ છે, તો તરંગને પોતાના પરિચ્છિન્ન સ્વરૂપના નાશમાં ભય શો છે? તે જ પ્રમાણે

આ પંચભૂતરૂપી દેહના આદિમાં પણ ચૈતન્ય આત્મા છે, અંતમાં પણ ચૈતન્ય આત્મા છે અને મધ્યમાં પણ ચૈતન્ય આત્મા છે. શરીર ભસ્મ થવાથી ભય શો છે? મે તું સહ આ સર્વ નામરૂપ પ્રપંચને એવો ભસ્મ કર્યો છે કે તે ભસ્મ પણ મળતી નથી! સુવર્ણ તથા જલાદિની સમ્યક્ દૃષ્ટિવાળા પુરુષે ભૂષણોને તથા ફીન, બુદ્બુદ, તરંગાદિને ભસ્મ કર્યા છે, અર્થાત્ તેમનો અત્યંતાભાવ જાણે છે, તેજ પ્રમાણે મે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી પૃથક્ નામરૂપપ્રપંચને, સમ્યક્ અપરોક્ષ બોધ વડે ભસ્મ કર્યો છે, અર્થાત્ તેનો અત્યંતાભાવ દૃઢ જાણ્યો છે! અને આ નિશ્ચય જેને છે, તે જ નામરૂપથી ભ્રષ્ટ છે

દુર્વાસા કહે: તમે સર્વ મારા શિષ્ય થાઓ, નહિ તો શાપ આપીશ

વિષ્ણુ કહે. સર્વ ઉપાધિનું મૂળ દત્ત છે. તેને શાપ આપ.

દુર્વાસા કહે: હે મિત્રો! તમે કર્મ કરો. ભ્રષ્ટ ન થાઓ.

દત્ત કહે: અમે અકર્મ છીએ, કર્મ શી રીતે કરીએ? કર્મ દેહ, અનાદિ સંઘાતના છે. તે સ્વતઃસિદ્ધ સંઘાત વડે થાય છે, કરવાથી થતાં નથી.

દુર્વાસા કહે: હે વિષ્ણુ! કર્મો વડે જગતનો ઠાઠ છે, જો તમારે આ જગતનો ઠાઠ રાખવો હોય, તો કર્મોની પ્રધાનતા રાખો.

વિષ્ણુ કહે: સ્વપ્નપ્રપંચનો કયા કયા કર્મોથી ઠાઠ છે? નિદ્રારૂપ અવિદ્યા વડે જ સ્વપ્નઠાઠ છે. જ્યાં અવિદ્યા છે, ત્યાં કર્મ આપોઆપ છે. પ્રધાનતા કરવાથી (ક્રિયાથી) નથી. પરંતુ કર્મકાંડ, ઉપાસનાકાંડ, જ્ઞાનકાંડ, અધિકારી, કાળ, અવસ્થાભેદથી સ્વસ્વ ફળને સમ્યક્ પ્રકારે આપે છે. જ્ઞાન કાંઈ જગતના વ્યવહારમાં પ્રતિબંધ કરનાર નથી, પરંતુ કર્માદિ વસ્તુનું સમ્યક સ્વરૂપબોધન કરે છે. જ્ઞાની કર્મ કરતો છતાં અકર્તા છે અને અજ્ઞાની કર્મ નહીં કરતા છતાં કર્તા છે. તેથી સર્વને પોતાના સ્વરૂપ જાણ, એટલે શાંતિ થાય

દત્ત કહે: કર્મરૂપ જગત હું ચૈતન્યથી ઉત્પન્ન થાય છે અને મારામાં જ લીન થાય છે, પરંતુ સ્વપ્નદ્રષ્ટાની જેમ હું ચૈતન્ય જેમ ને તેમ નિર્વિકાર છું.

દુર્વાસા કહે: સર્વને ભસ્મ કર્યા વિના નહિ જાઉં!

દત્ત કહે: જેણે પોતાનો અહંકાર પ્રથમ ભસ્મ કર્યો છે, તે જ બીજાને ભસ્મ કરી શકે છે, અન્ય નહિ. જે તારાથી ભય ધરતા હોય તેને ભસ્મ કર! હું ભય નથી રાખતો. બીજું હું ચૈતન્યથી ભિન્ન, તુંથી માંડીને સર્વ જગત રજ્જુસર્પવત્ મિથ્યા પ્રતીતિમાત્ર છે કલ્પિત પદાર્થ અધિષ્ઠાનને કેવી રીતે ભસ્મ કરશે? ઊલટું અધિષ્ઠાનના જ્ઞાનથી

અધિષ્ઠાનમાં કલ્પિત પદાર્થ ભસ્મ અર્થાત્ નિવૃત્ત થઈ જાય છે. તેથી પોતાને જ ભસ્મ થવાની ફિકર કર; નહિ તો ભસ્મ થઈ જઈશ! તારે બચવાનો ઉપાય એ જ છે કે 'હું બ્રહ્મસ્વરૂપ આત્મા છું,' એમ જાણ અને એ જ કથનચિંતન કર. બ્રહ્માત્માથી પોતાને ભિન્ન માનીશ, તો ક્ષણમાત્રમાં ભસ્મ થઈ જઈશ, અર્થાત્ મિથ્યા થઈ જઈશ!

દુર્વાસા કહે: હે જડભરત! જડપદનો નાશ કરીને બીજી વાર પાછું તે સાથે કેમ રાખે છે?

જડભરત કહે: જેમ તું પૂર્ણ છતાં ખોટાને સાથે રાખે છે તેમ*! હે દુર્વાસા! જો હું ચૈતન્ય આ જડ દશ્યવર્ગનો સંગ અર્થાત્ સ્ફુરણ ન કરુ, તો તેની સ્ફૂર્તિ શી રીતે થાય? કારણ જડને તો જડ સ્ફુરણ આપી શકતું નથી, બીજુ આ જડ દશ્યનુ ઉપાદાન કારણ જે માયા છે, તે પણ જડ છે. હુ ચૈતન્ય અવાચ્યપદમાં માયા વિના વચન વિલાસ થતો નથી, તેથી વચનવિલાસ કરવા માટે માયાને સંગ રાખુ છુ! સ્વતઃ અર્થે નહિ.

દુર્વાસા કહે: એ સમો જ મળતો નથી, જો કે તમારી સભામાં આવ્યો છુ! કારણ તમારો માર્ગ ભ્રષ્ટ છે.

દત્ત કહે: ઠીક કહ્યું તેં. જન્મમરણરૂપ સસારમાર્ગ અમારો ભ્રષ્ટ એટલે નષ્ટ થયો છે અને સ્વરૂપ સમ્યક અપરોક્ષ જાણવા સમાન જાણ્યુ છે! તું અજ્ઞાનીનો જન્મમરણસંસાર નષ્ટ નથી થયો તેથી તું અભ્રષ્ટ છે.

## મીમાંસા

એટલામાં મીમાંસાના આવવાથી દુર્વાસા પ્રસન્ન થયા અને કહ્યું: હે મીમાંસા! તું આગળ-સન્મુખ થા, હુ સહાયતા કરીશ.

મીમાસાએ કહ્યું: કર્મ વિના કાર્ય સિદ્ધ નથી થતું!

દત્તે કહ્યુ: કાર્યકારણથી રહિત હુ ચૈતન્ય આત્મા સ્વત સિદ્ધ સ્વયપ્રકાશ છુ. મને કર્મોની અપેક્ષા નથી. જો, સૂર્ય અને સ્વપ્નદ્રષ્ટા પોતાના કાર્યમા અર્થાત્ પ્રકાશનમાં જગતરૂપ કર્મની અપેક્ષા રાખતા નથી. જગતકોટિમા પણ જુઓ તો કર્તાથી કર્મ સિદ્ધ થાય છે, કર્મથી કર્તા સિદ્ધ નથી થતો. એ સર્વને સુપ્રસિદ્ધ છે. વળી જુઓ, નેત્રરૂપ કર્તા વડે નીલપીતાદિ રૂપ કાર્યની સિદ્ધિ થાય છે, રૂપથી નેત્રસિદ્ધિ થતી નથી! હે મીમાસા! મનવાણીશરીરથી કર્મ થાય છે. હુ ચૈતન્યમાં મનવાણી શરીરાદિક જ નથી, તો કર્મ ક્યાં છે?

* દૂર્ એટલે ખોટુ એ પદ દુર્વાસામા છે તેથી.

## કર્મની આવશ્યકતા કયાં સુધી છે?

મીમાંસાએ કહ્યું : તમે જ કહો, શરીર છતાં કર્મોથી છૂટવાનું બનશે? કદાપિ નહિ. તેથી સ્વરૂપપ્રાપ્તિ માટે કર્મ કરો.

દત્ત કહે: અકર્મરૂપ આત્માના બોધથી કર્મોથી શરીર છતાં છુટાય છે! તેથી અકર્મરૂપ આત્માની પ્રાપ્તિવાસ્તે કર્મ છે! જો સ્વરૂપ જાણ્યુ તો કર્મનુ શું પ્રયોજન છે?

મીમાંસા કહે: હે દત્ત! બીજ અને વૃક્ષમાં શો ભેદ છે?

દત્ત કહે: અહીં એ દૃષ્ટાંત ન લેવું. સાધ્યની પ્રાપ્તિ થતા સાધનોની કઈ અપેક્ષા નથી-જેમ ભોજનની સિદ્ધિ થતા તે કાળે રસોઈનાં સાધનોની અપેક્ષા નથી. હે મીમાંસા! કોઈ પુરુષને કોઈ દેવસ્થાનમા જવું છે ત્રણ મજલથી દૂર દેવસ્થાન છે. જ્યા એક મજલ ચાલી બીજી મજલે પહોચે છે એટલે પ્રથમ મજલના કર્તવ્યથી તે રહિત થાય છે, જ્યાં ત્રીજીએ પહોંચે છે, ત્યા બીજીના કર્તવ્યથી છૂટે છે, તે જ પ્રમાણે જ્યા સુધી ચોથી મજલે અર્થાત્ દેવસ્થાને પહોચે છે, ત્યાં સુધી કૃત્ય કરવાનુ હોય છે; પરતુ ત્રણ મજલ કર્યા વિના તે કૃતકૃત્ય થતો નથી. પછીથી પાછળના સર્વ માર્ગના પૂર્વે કરેલા અનુભવરૂપ કર્તવ્યથી કૃતકૃત્ય થાય છે. તેથી આગળ તેને કર્તવ્ય નથી. પાછળના માર્ગનું, તે માર્ગના સુખદુઃખનુ તથા માર્ગના રમણીય-અરમણીય પદાર્થોનુ પુનઃ સ્મરણ તો થાય છે; પરતુ બીજો યત્ન કઈ થતો નથી. તે પ્રમાણે કર્મ, ઉપાસના, જ્ઞાનરૂપી ત્રણ મજલથી પર બ્રહ્મરૂપ આત્મદેવ છે. તેની પ્રાપ્તિવત્ પ્રાપ્તિ થઈ, તો પૂર્વોક્ત દૃષ્ટાંતવત્ એક કર્મ શું, ત્રણે કાડ નિષ્પ્રયોજન છે. તે જ પ્રમાણે સ્વયં સ્વરૂપ આત્મા દેવસ્થાન છે. તેની પ્રાપ્તિમા કર્મકાંડ, ઉપાસના અને જ્ઞાનકાડ એ ત્રણ મજલ છે. જ્યા નિષ્કામ કર્મ વડે અત કરણની શુદ્ધિરૂપ પહેલી મજલે પહોચ્યા એટલે તેનાથી નિષ્કર્તવ્ય થયા-ફળની પ્રાપ્તિ થવાથી. તે જ પ્રમાણે સગુણ અથવા નિર્ગુણ ઉપાસના કરવાથી-ક્રમથી અત કરણનિશ્ચળતારૂપ બીજી મજલે પહોચે છે એટલે તેનાથી નિષ્કર્તવ્ય થાય છે. તે જ પ્રમાણે સમ્યક્ જ્ઞાન વડે અજ્ઞાનની નિવૃત્તિરૂપ ત્રીજી મજલે પહોચાય છે, એટલે તેના યત્નોથી પણ રહિત થાય છે. એમ નથી કે પાછા ફરી પુન: યત્ન આરભે છે! ન જ આરભે. કારણ તે તે પ્રયત્નના ફળ પ્રાપ્ત થયા છે! તેથી પછીથી સર્વ દુઃખની હાનિ અને પરમ આનંદની પ્રાપ્તિરૂપ મોક્ષરૂપ દેવસ્થાનને તે પ્રાપ્ત થાય છે આ વ્યવસ્થા સર્વ

વિદ્વાનોના અનુભવથી સિદ્ધ છે. તેથી સ્વરૂપપ્રાપ્તિ થયા પછી ત્રણે કાંડ નિષ્ફળ છે!

મીમાંસા કહે . કર્મોથી જગત છે; તેમ જ ઉત્તમ સુખરૂપ લોકોની પ્રાપ્તિ થાય છે.

કપિલ : કર્મ સહિત જગતની ચૈતન્ય આત્માથી (સ્વપ્નદ્રષ્ટાથી સ્વપ્નવત્) ઉત્પત્તિ થાય છે. જેને બીજા લોકોમા જવાની ઇચ્છા હોય તે કર્મ કરો; જેને ઇચ્છા નથી તે ન કરો. પરંતુ કર્મ કર્તા કોણ છે? એ વિચાર મુમુક્ષુએ અવશ્ય કરવા જેવો છે.

મીમાંસા કહે- હે સાધો! કાયિક, વાચિક, માનસિક ત્રણ પ્રકારના કર્મ છે. આત્માઅનાત્માનો વિચાર એ માનસિક કર્મ છે. વિચારવું ન વિચારવું એ પણ માનસ કર્મ છે. જે કંઈ કથન કરો અથવા ન કરો, એ બધું વાણીનું કર્મ છે. જે કંઈ ચિંતન કરો અથવા ન કરો તે માનસ કર્મ છે. ખાનપાનાદિ, શયન, જન્મમરણાદિ ચેષ્ટા કરો અથવા ન કરો તે શારીરિક કર્મ છે. કહો, કયા કાળે તે અકર્મ છે? સારાંશ કે આ દેહ જ કર્મરૂપ છે. કર્મથી કર્મ અતીત શી રીતે થઈ શકે છે?

દત્ત કહે- જે શરીરરૂપ હશે, તે કર્મરૂપ પણ હશે. શરીરથી રહિત, અશરીરી આત્મા પૂર્વોક્ત ત્રણ પ્રકારનાં કર્મોનો સાક્ષી કર્મરૂપ કેવી રીતે થશે? જેમ દેહી દેહરૂપ નથી થતો, તેમ કર્મરૂપ સંસારથી હું પ્રત્યક્ આત્મા કર્મનો પ્રકાશક તેથી ભિન્ન છું. કર્તાને અધીન કર્મ છે, તેથી જડ છે. પ્રસિદ્ધકર્તા અને કર્મ ભિન્નભિન્ન હોય છે, એકરૂપ નહિ. તેથી કર્મોનો સાર કર્તા છે- કર્તા કર્મ કરે કે ન કરે. હે મીમાંસા! તું ચૈતન્ય સર્વના કર્તારૂપ છતાં કર્મરૂપ કેમ થાય છે?

મીમાંસા કહે: કર્મ વિના ચાંડાલ થાય છે!

ઋષભદેવ કહે- ચાંડાલ આત્મા ક્યારે ભિન્ન છે કે કર્મના ત્યાગથી જ ચાંડાલ થાય છે? એ રીતે તો હું પણ ચાંડાલ છું! ચાંડાલ નામ બ્રહ્મરૂપ આત્માનું છે! કારણ કર્મ રહિત આત્મા જ છે, અન્ય નહિ તેથી આત્મા ચાંડાલ થયો!

મીમાંસા કહે: આ લોકોએ સંસારને ભ્રષ્ટ કર્યો છે!

દત્ત કહે: ઠીક કહ્યું, તે તારા સ્વરૂપથી ભિન્ન ને મિથ્યા જાણ્યું છે! હે મીમાંસા! જે સ્વરૂપને અપ્રાપ્ત છે, તે જ ભ્રષ્ટ છે, પરંતુ કહો, કર્મ સ્વપ્રકાશ છે કે પરપ્રકાશ છે?

મીમાંસા કહે: આ બંને કથનચિંતન મનવાણીનાં કર્મ છે.

જડભરત: 'આ મનવાણીનુ કર્મ છે' એ કથનચિંતન અંતર જેણે જાણ્યુ, તે આત્મા સ્વપ્રકાશ અક્રિય છે, કર્મરૂપ નથી.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! મીમાસાનું પ્રયોજન એ જ માત્ર હતું કે સર્વ કર્મોનું પાલન કરે! કારણ દેહાભિમાન જે સ્થૂલ અહંકાર તેથી કર્મ થતાં નથી, સૂક્ષ્મથી થાય છે. સ્થૂલ શરીરથી ભિન્ન આત્માને કર્મી[1] પણ માને છે, કારણ કે શરીરરહિત થઈને જ આ જીવ કર્મોનું ફળ સ્વર્ગાદિકમાં જઈને ભોગવે છે, આ શરીર સાથે નથી હોતું; પરંતુ આત્માને અસંગ, અક્રિય, નિત્ય, મુક્ત ઇત્યાદિ વિશેષણોયુક્ત વિદ્વાનવત જાણતા નથી. તેથી જ ભાવિજન્મને પામે છે! કર્મોરહિત થવું અત્યંત કઠિન છે.

મૈત્રેય કહે: સર્વ કર્મોનુ પાલન મીમાંસાનુસાર બને છે, પરંતુ આત્મા વિષે રતિ(પ્રીતિ)વાળા, આત્મા વડે સંતુષ્ટ આત્મચારી શું (કર્મ) કરે?

પરાશર કહે: હે મૈત્રેય! વાણી કરતાં નિશ્ચય જાય, તો નિશ્ચય નહિ પણ કપટ છે. શરીર નાશ થાય તો થાય, પરંતુ નિશ્ચય ન ત્યાગવો. એ જ વાત ઉપર એક કથા સાભળ.

## એક રાજપુત્રની કથા

### (જેને ગર્ભમાં જ આત્મજ્ઞાન થયું હતું.)

કર્મભૂમિ ભરતખંડમા એક રાજા હતો. તેની સ્ત્રી ગર્ભવતી હતી જ્યારે દશ માસ વીત્યા, ત્યારે બાળક ગર્ભમા જ વેદોચ્ચારણ કરવા લાગ્યુ. પૂર્વના અનેક જન્મના પુણ્યપ્રતાપે કરી, સમ્યક્ પ્રતિબંધકના અભાવ વડે, પૂર્વ જન્મોમા કરેલા શ્રવણ, મનન, નિદિધ્યાસન વગેરે જ્ઞાનનાં સાધનથી, અનેક જન્મના સંસ્કારોના કારણથી અને પૂર્વકૃત સગુણ અથવા નિર્ગુણ ઉપાસનાના બળથી, તે બાળકને ગર્ભમા જ સમ્યક્ અપરોક્ષ જ્ઞાન થયુ હતું. આમ પૂર્વે કરેલા વેદાધ્યયનના સસ્કારો પ્રગટ્યા અને તેણે વેદોચ્ચાર કર્યો. તેની અત્યંત ધર્માત્મા માતાએ સૂક્ષ્મ દૃષ્ટિથી વેદધ્વનિ સાભળી, તેને પ્રશ્ન કર્યો: હે પુત્ર! તું કોણ છે?

પુત્રે કહ્યું: હુ સત્, ચિદ્, આનદ આત્મા છું.

માતા કહે તું પિતાના શુક્રથી ઉત્પન્ન થયો છે.

પુત્ર કહે: હે માતા! પિતામાતાના શુક્રથી જે ઉત્પન્ન થયુ છે,

---

૧. કર્મ કરનારો.

તે આ જડ શરીર છે. હું શરીર નથી. કેવળ ચૈતન્યમાત્ર સ્વરૂપ છું; અજ, અક્રિય, અવિનાશી આત્મા છું; ભૂત, ભવિષ્ય, વર્તમાનમાં એક રસપૂર્ણ છું. હું માતાપિતાના શુક્રથી કેવી રીતે ઉત્પન્ન થાઉં ?

માતા કહે : મારાથી અપકર્મ કોઈ થયુ નથી. તું તારા પિતાના શુક્રની કેમ ના પાડે છે ?

પુત્ર કહે : મૂળે જ હું શુક્રથી નથી; કારણકે આ શરીર કાષ્ઠની પૂતળી જેમ નામરૂપાત્મક જડ છે. હું ચૈતન્ય નામરૂપથી રહિત છુ. હે માતા ! જે નામ, રૂપ, શરીરથી રહિત છે, તેને કેમ કહેવાય કે અમુકના પુત્ર છે ! તારી દૃષ્ટિ શરીર ઉપર છે; પરંતુ તેને સ્વપ્ન અથવા મૃગતૃષ્ણાના જળવત્ જાણ.

માતા કહે : પિતાના શુક્રની ના પાડીશ, તો શાસ્ત્રથી ભ્રષ્ટ થઈશ !

પુત્ર કહે : સત્ય કહ્યું તેં ! જેણે નામરૂપ સ્વરૂપ ન રાખ્યુ, તે શાસ્ત્રથી અને જગતથી ભ્રષ્ટ છે. હે માતા ! જે પોતાને શરીરરૂપ માને છે, તેને શાસ્ત્ર દંડ આપે છે, જેણે આ મલિન શરીરના અભિમાનનો સમ્યક્ ત્યાગ કરીને પોતાના આત્મસ્વરૂપને જાણ્યુ છે, તેના ઉપર શાસ્ત્રનો વિધિ નથી !

માતા કહે : હે પુત્ર ! તુ કોણ છે ? દેવતા, પિશાચ, મનુષ્ય કે કોઈ બીજો જ છે ?

પુત્ર કહે : હે માતા ! એ શબ્દો અને શબ્દોના અર્થથી હુ રહિત છું. હુ સર્વનો પ્રકાશક છુ. વળી સ્વપ્નદ્રષ્ટાવત્ સ્વરૂપ પણ હું ચૈતન્ય જ છું.

માતા કહે : જો તુ એવો હતો તો મારા ઉદરમા કેમ આવ્યો ?

પુત્ર કહે : હે માતા ! તું વિચારના નેત્ર વિના અંધ સમાન છે ! શું પૂર્વે હુ ચૈતન્ય તારા ઉદરમા નહોતું અને હવે આવ્યુ ? હું ચૈતન્ય આકાશની સમાન સર્વવ્યાપક છુ. મારામાં આવવું-જવું નથી. સત્, ચિદ્, આનંદ આત્મા મારું સ્વરૂપ છે. મને આત્મદેવ કહે છે ! દેહાભિમાન પૂર્વક કર્મોનું સેવન એ જન્મમરણનું કારણ છે. હું તેથી અતીત છું ! મારા નમસ્કાર મને છે !

માતા કહે : યોગ કર કે મલિનતાથી છૂટે !

પુત્ર કહે : યોગનો હું ચૈતન્યથી વિયોગ છે. જો હું ચૈતન્યમાં મલિનતા હોય, તો તેને દૂર કરવા વાસ્તે યોગાદિ કરું; પરંતુ મારામાં મલિનતા છે જ નહિ. તેથી યોગનું શું પ્રયોજન ? આકાશમાં મલિનતા હોય, તો તે યત્ન કરે પણ ન જ હોય તો પછી શું કરે ? કંઈ નહિ ! હું ચૈતન્ય આત્મા સ્વરૂપે નિત્યમુક્ત છું ! તને ભ્રમરૂં આચ્છા

દન થયું છે. પોતાના નિત્યમુક્ત, નિત્યપ્રાપ્ત આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવા યોગધ્યાનાદિક છે, તે ભ્રમ છે! સત્, ચિદ્, આનંદ, આત્મરૂપ મારું સ્વતઃ પ્રકાશમાન છે. કરવાનું કંઈ નથી. જે કરે છે તે ભ્રમી છે! હે માતા! મારું સ્વરૂપ અસંગ ચૈતન્ય છે, તે કોઈ વસ્તુ સાથે યોગ પામતું અર્થાત્ જોડાતું નથી. તેમ કોઈ વસ્તુ તેની સાથે જોડાતી નથી. હું આપોઆપ અસંગરૂપ છું! હું તે કોનાથી જોડાઉં? મને કોણ જોડાય? સર્વ સાથે હું યત્ન વિના જ જોડાયેલો પણ છું-ન જોડાયેલો પણ છું! સર્વ મારી સાથે યત્ન વિના જ જોડાઈ રહેલાં છે! તેમાં યત્નની અપેક્ષા નથી. સ્વરૂપથી જ અસંગ આકાશ કઈ વસ્તુ સાથે જોડાય? અર્થાત્ સંબંધ કરે અથવા ન કરે, કઈ વસ્તુ છે, જે તેને આવીને જોડાઈ જાય કે ન જોડાય? કોઈ નહિ! સર્વ વસ્તુ સાથે તે જોડાઈ પણ રહ્યું છે અને નથી પણ જોડાયું! સર્વ વસ્તુ તેની સાથે જોડાઈ પણ રહી છે. જેમ સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્નપદાર્થોમાં યત્ન વિના જ જોડાયેલો પણ છે અને નથી પણ જોડાયેલો! કલ્પિત સર્વ સ્વપ્નપદાર્થો સ્વપ્નદ્રષ્ટા સાથે યત્ન વિના જ સંબંધવાળા છે; યત્ન વડે નહિ.

માતા કહે: કર્મો વિના સુખ નથી.

પુત્ર કહે: હે માતા! જેના આદિ અને અંતમાં દુઃખ છે, તેના મધ્યમાં સુખ શી રીતે મળશે? હે માતા! આ સર્વ નામરૂપ સંસાર કર્મરૂપ છે. અનાદિ કાળથી પ્રાપ્ત તે ચાલ્યો આવે છે. આજ પર્યંત આ સંસારરૂપ કર્મથી તને સુખ ન થયું, તો આગળ સુખ શી રીતે થશે? નહિ જ થાય. ઊલટાં જન્મમરણાદિ દુઃખ છે. તેથી તું પોતાને અકર્મરૂપ આત્મા જાણ. માતા ચૂપ થઈ.

પુત્ર કહે: ચૂપ ન થા. જે તને નિશ્ચય હોય તે કહે અને સાંભળ. હે માતા! આ કોટાનકોટિ બ્રહ્માંડ હું ચૈતન્યથી પ્રકટ થાય છે, પુનઃ મારામાં જલતરંગવત્ લીન થઈ જાય છે. હું જેમનો તેમ એકરસ નિર્વિકાર છું! એ જ ચૈતન્ય-તારું સાચું સ્વરૂપ છે.

માતા કહે: અંદરથી બહાર આવ. સંતનાં દર્શનથી કલ્યાણ થાય છે.

પુત્ર કહે: હું વ્યાપક ચૈતન્યમાં અંદરબહાર આવવુંજવું નથી. આ સર્વ દર્શન મારું જ છે. હુ ચૈતન્ય સર્વનું દર્શન અર્થાત્ અધિષ્ઠાનસ્વરૂપ છું. સદ્વિચાર વિના અજ્ઞાનનો નાશ નથી થતો. સદ્વિચાર સત્સંગથી થાય છે. સત્સંગ નિરહંકારથી થાય છે. નહિ તો સર્વ કાર્ય વૃથા જાણ. માટે સ્થૂલ-સૂક્ષ્મ કારણના અહંકારને મનથી ત્યાગ. પછી

જે શેષ રહે તે તારું નિર્વિકલ્પ સ્વરૂપ છે.

માતા કહે: મારું શરીર સ્ત્રીનું છે. હું કાંઈ વેદપુરાણ ભણી નથી. ન તો મેં સત્સંગ કર્યો છે. બહુ કુટુંબી અને ગૃહસ્થ હોવાથી મારાથી વિશેષ સાધન થાય એમ નથી; માટે હે પુત્ર! એવો કાંઈ ઉપદેશ કર કે કૃતાર્થ થાઉં.

પુત્ર કહે: હે માતા! મારામાં પુત્રબુદ્ધિ ન રાખ. જે હું કહું તે સત્ય જાણ. હે માતા! આત્મસ્વરૂપનો બોધ થવામાં સ્ત્રી કે પુરુષની અપેક્ષા નથી; પરંતુ યથાર્થ બ્રહ્મવેત્તા વક્તા જોઈએ અને સમ્યક્ મુમુક્ષુ જોઈએ. પ્રતિબંધનો અભાવ પણ જોઈએ. તો ત્યાં અવશ્યમેવ આત્મબોધ થાય છે; કારણ કે બ્રહ્માથી માંડીને કીડી પર્યંત બ્રહ્માત્મા સર્વમાં આપોઆપ વ્યાપક છે. જે સમ્યક્ અપરોક્ષ જાણવા સમાન આત્માને જાણે છે, તે તદ્રૂપ થાય છે–ગમે તો તે સ્ત્રી હોય કે પુરુષ. માટે હે માતા 'અહંમમ' જે અહંકાર છે, તે ભ્રમને ત્યાગ. શેષ અવાઙ્મનસગોચર સ્વરૂપ તારું છે. હે માતા! જે મનવાણીના કથન-ચિંતનમાં આવે છે, તે વાણીમન સહિત સર્વ તું ચૈતન્ય દ્રષ્ટાનું છે. જેમ સ્વપ્નમાં જે કંઈ પ્રતીત થાય છે, તે સર્વ સ્વપ્નચૈતન્ય આત્માનું દૃશ્ય છે! માટે તું પોતાને દ્રષ્ટાસ્વરૂપ જાણ; દેહ, મન આદિ પંચભૂત-રૂપ સંઘાત પોતાનું સ્વરૂપ ન જાણ; કારણ કે દૃશ્ય દ્રષ્ટારૂપ નથી થતું, દ્રષ્ટા દૃશ્યરૂપ નથી થતો; એ જ નિયમ છે. હે માતા! દુઃખરૂપ દેહા-દિક વિષે ભ્રમથી થયેલા આત્માધ્યાસની નિવૃત્તિ વાસ્તે અને સુખરૂપ આત્માની ભ્રમથી થયેલી પ્રાપ્તિ વાસ્તે અનેક પ્રકારના ઉપાય શાસ્ત્રમાં કહ્યા છે, પરંતુ સત્સંગ દ્વારા દ્રષ્ટાદૃશ્યનું વિવેચન એ જ સુખપૂર્વક, સમ્યક્ અપરોક્ષ આત્મબોધનું કારણ છે, અન્ય નહિ; કારણ કે દ્રષ્ટા અને દૃશ્ય બે જ પદાર્થ છે. દ્રષ્ટા આપણું સ્વરૂપ છે. જે જે દૃશ્ય છે, તે તે માયામાત્ર મિથ્યા છે!

માતા કહે: હે પુત્ર! દ્રષ્ટાદૃશ્યભાવ દ્વૈતમાં છે; હું અદ્વૈત છું. જો અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વ હું જ છું, તો દ્રષ્ટાદૃશ્યનો ભેદ ક્યાં છે?

પુત્ર કહે: હે માતા! જો સર્વ તું જ છે, તો દ્રષ્ટાદૃશ્યનો ભેદ પણ તું જ છે!

તે જ સમયે જેમ પૂર્વ દિશામાં સૂર્ય ઉદય પામે છે, તેમ માતાના ઉદરથી બાળક બહાર આવ્યો! એ સાંભળીને રાજા આવ્યો અને જોયું, તો રાણીને પુત્રજન્મનો કિંચિત્ હર્ષ પણ નથી, તેમ શોક પણ નથી. તે એક સમાન સ્થિતિમાં છે! તે દેખી રાજા આશ્ચર્ય પામ્યો અને

બોલ્યો : હે રાણી ! તેં કયુ સમતારૂપ અમૃતપાન કર્યું છે કે સુખદુઃખ વિષે તું સમાન છે ?

રાણીએ કહ્યું : હે રાજન્! હું ચૈતન્ય આપ અમૃતસ્વરૂપ છું. હું સત્ ચૈતન્ય અમૃતથી ભિન્ન સર્વ અસત્, જડ, દુઃખરૂપ મૃત્યુ છું.

રાજા કહે : તું આ દેહથી ભિન્ન છે, તો પુત્ર કોણ છે ? હું કોણ છું ?

રાણી કહે : ન તું, ન હું, ન પુત્રઃ એક સત્, ચિદ્, આનંદ સાક્ષી આત્મા હું છું. જો સર્વ હું ચૈતન્ય આત્મા છું, તો હું અને પુત્રાદિ જગત સર્વ હું જ છું.

રાજા કહે: આ વિચાર તને ક્યાંથી પ્રાપ્ત થયો ?

રાણી કહે: વિચાર, વિચારવા યોગ્ય અને વિચારકર્તા ઇત્યાદિ ત્રિપુટીઓ સર્વ માયામાત્ર છે. હું ચૈતન્ય (સ્વપ્નદ્રષ્ટાવત્) આત્મા સર્વથી અસંગ, સર્વનો પ્રકાશક, આપ સ્વયંપ્રકાશ છું! તેથી હું જે ચૈતન્ય, દ્રષ્ટા, તેને વિચાર, પૂર્વોક્ત દશ્યથી કેવી રીતે પ્રાપ્ત થાય ? હે રાજન્ ! અસલ વિચાર કરે તો સ્વપ્નદ્રષ્ટા જ સ્વપ્નદષ્ટિરૂપ થાય છે. તે પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું ચૈતન્ય આત્મા જ સર્વરૂપ છું.

રાજા કહે: હે પુત્ર ! તું ધન્ય છે. તારા સંગથી રાણી અને હું પોતાના સ્વરૂપને પ્રાપ્ત થયા છીએ.

પુત્ર કહે: હે પિતા! સ્વરૂપથી પૂર્વે તુ ક્યારે ભિન્ન હતો કે હવે તે પ્રાપ્ત થયુ છે ? તું આપોઆપ છે!

રાજા કહે. તૃષ્ણાએ પિશાચની સમાન મનને પકડયુ છે. જ્યાં સુધી એ નાશ ન પામે, ત્યા સુધી આત્મસુખ શી રીતે મળે ?

પુત્ર કહે: તૃષ્ણાનુ શું સ્વરૂપ છે ?

રાજા કહે: અપ્રાપ્ત ભોગોની ઇચ્છા અને પ્રાપ્તિના નાશના અભાવની ઇચ્છા.

પુત્ર કહે: તે ઇચ્છા કોનામા ઊઠે છે ?

રાજા કહે: અંતઃકરણમાં.

પુત્ર કહે: તારું વચન હસવા યોગ્ય છે. જો ઇચ્છા અંતઃકરણમાં છે, તો તને શું લાગેવળગે છે કે તેનો નાશ કરવો છે ? તું ચૈતન્ય ઇચ્છાથી રહિત, ઇચ્છાનો સાક્ષી છે. તેથી તુ તો ઇચ્છાના ત્યાગનો ત્યાગ કર.

રાજા કહે: રાજ્ય છોડીને અતીત થાઉં છું !

પુત્ર કહે : હે રાજન્ ! અતીત થવા છતાં સત્સંગ દ્વારા આત્માનો સમ્યક્ અપરોક્ષ બોધ થયા વિના શાંતિ નહિ થાય; તેથી આત્મબોધની પ્રાપ્તિ એ જ સુખનો હેતુ છે. કાંઈ રાજ્ય છોડી વનમા જવું એ સુખનો હેતુ નથી.

પછી કહ્યું : ચાલો ઋષભદેવના આશ્રમમાં, ત્યાં સંતો એકત્ર થયા છે. ત્યા આત્મનિરૂપણરૂપ બ્રહ્મયજ્ઞ થાય છે ! રાજા, રાણી અને પુત્ર ત્રણે ત્યા પહોચ્યાં. સર્વેએ સતોને નમસ્કાર કર્યા. તે સમય મીમાંસા નુ કહેણ ચાલતુ હતુ કે 'સર્વ કર્મરૂપ છે.'

દત્તે કહ્યું : ઠીક. આ સર્વ જગત કર્મરૂપ છે, પરંતુ કર્મનો કર્તા કર્મથી પૃથક્ માનવો જોઈએ.

બાળક કહે : હે મીમાંસા ! કર્મ કોણ કરે છે અને તે શેમાં લીન થાય છે ?

મીમાંસા કહે : કર્મ કોઈથી નથી, સ્વપ્રકાશ છે.

બાળક હસ્યો અને બોલ્યો : હે બુદ્ધિખોયા ! આટલી ધામધૂમ શા માટે કરી છે ? સ્વપ્રકાશ પૂર્ણ છે કે અપૂર્ણ ?

મીમાંસા કહે પૂર્ણ.

બાળક કહે પૂર્ણ વિષે કર્તવ્ય જ નથી, તો કર્મ ક્યાં છે ?

મીમાંસાએ મૌન ગ્રહ્યું.

પિતાએ કહ્યુ : હે પુત્ર ! તું સર્વથી ઉચ્ચ થયો.

પુત્ર કહે : એવા કથનને અગ્નિમા બાળી દો. ઉચ્ચનીચ સર્વ રૂપ મારાં છે. કોનાથી ઉચ્ચ હોઉં, કોનાથી નીચ ?

પિતા કહે : હે બાળક ! તને પૂર્ણ બ્રહ્મ જોઉં છું !

બાળક કહે : જો હું બ્રહ્મ છું, તો બ્રહ્મનો દ્રષ્ટા કોઈ છે નહિ, સ્વયં છે. તેં શી રીતે જોયુ કે હું પૂર્ણ બ્રહ્મ છું ?

દત્ત કહે : તારું નામ શું છે ?

બાળક કહે : હું અનામ છું !

દત્ત કહે : તારું સ્વરૂપ કહે.

બાળક કહે : રસના નથી. શું કહું ?

દત્ત કહે : ચૂપ થા.

બાળક કહે : હે દત્ત ! તું વિચાર કર. એટલાં વચન જે મેં કહ્યાં છે, તે શું રસનાથી કહ્યાં છે ? રસનાદિ ઇન્દ્રિયોની શી તાકાત છે કે હું ચૈતન્યની તાકાત વિના તે વચનાદિ કરે ?

દત્ત કહે: જેણે પોતાનુ સ્વરૂપ જાણ્યુ છે તેને સુખ નથી![1]

બાળક કહે: મારા સ્વરૂપમાં સુખદુઃખ બંને નથી! મને બોલવાથી કંઈ પણ હાનિ નથી. મૂગાં રહેવાથી લાભ નથી; પરંતુ નિર્વાણ[2] એ જ છે જેમાં નિર્વાણ[3] પણ નિર્વાણ[4] છે!

દત્ત કહે: તારું સ્થાન કયુ છે?

બાળક કહે: આકાશની સમાન સર્વમાં પૂર્ણરૂપે છું! પણ એ પણ દ્વૈત છે. જો સર્વમાં ચૈતન્ય જ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા છે, તો પૂર્ણ શું? હું જ છુ. હે દત્ત! તું અહંકારને ત્યાગ કે પરમ પદ પામે.

દત્ત કહે ' મારામા અહકાર છે જ નહિ તો શું ત્યાગું? સુખને સર્વ ચાહે છે અને દુઃખને નથી ચાહતા; પરંતુ તે જ ધન્ય છે જે સુખદુઃખની પ્રાપ્તિ વિષે પોતાને સુખદુઃખથી અસગ જાણે છે! હે બાળક! આત્મા સ્વત પ્રકાશરૂપ છે, કહેવાથી તે નથી થતો.

બાળક કહે: જો એમ જ છે તો પોતાને પ્રાપ્ત કેમ માને છે?

દત્ત કહે: સર્વ પુણ્યવાન્ થવાની ઇચ્છા કરે છે, પરંતુ ધન્ય તે છે જે પોતાને પાપી માને છે. સર્વ શેર કહેવડાવે છે, પરતુ ધન્ય તે છે જે પોતાને પાશેર કહેવડાવે છે! પરતુ આ પંચમહાભૂતના સઘાત મા પાપરૂપ અહં કરવાથી પ્રાપ્ત થવાય છે. નિરહકારી પુણ્યરૂપ છે અથવા સર્વ જગતનુ મહાપ્રલયમા પાન કરે અર્થાત્ પોતાની માયા રૂપ દેહમા તેને નિશ્ચય વડે લીન કરે, તે શબલ બ્રહ્મ પાપી છે. અથવા નિશ્ચય વડે સુષુપ્તિમા જે પોતાના અવિદ્યારૂપ દેહમાં સર્વને લીન કરે છે તે પાપી છે. અવિદ્યાઉપહિત ચૈતન્ય પાપી છે, ઉપાધિ રહિત શુદ્ધ ચૈતન્ય પુણ્યવાન છે.

બાળક કહે· સ્વરૂપપ્રાપ્તિનો ઉપાય કહો.

દત્ત કહે: સ્વત સિદ્ધ સમ આત્માની પ્રાપ્તિ માટે ઉપાય શું કહુ?

નિદાઘ કહે: સમતા અસમતા કરવી એ હુ ચૈતન્યને વિષે નથી. એ તો મનના ધર્મ છે!

પરાશર કહે: હે મૈત્રેય! સર્વ મૌન થયા અર્થાત્ સ્ફુરણરહિત સ્વરૂપમા સ્થિત થયા. પુન. કઈ કાળ પછી ઉત્થાન પામી તે કહેવા

---

૧ જાણ્યુ છે એવુ સમજનાર સમજ્યો છે એમ નથી તેથી. ૨ અવાઙ્ મનસગોચરતત્ત્વ. ૩ મોક્ષ. ૪ શમી ગયેલો.

લાગ્યા : જે કોઈ વાસના ન લાગે તે બંધવાન છે!

બાળક કહે : વાસના ન ત્યાગે તો બધ કોને થાય છે? વળી ત્યાગવાથી મુક્તિ થાય છે?

દત્ત કહે : મન જ વાસનાને ગ્રહણ કરે છે, મન જ તેને ત્યાગે છે! તેથી મનને જ બધમોક્ષ થાય છે, મન વાસના ગ્રહણ કરો કે ત્યાગો. આત્મા બંને અવસ્થાનો સાક્ષી છે. વાસના, ગ્રહણ, ત્યાગ, જન્મ, બંધ કે મોક્ષ પણ આત્મામાં નથી; પરંતુ ભ્રમ વડે પોતાનામાં બધમોક્ષની કલ્પના કરે છે!

દત્ત કહે : વાસનાને લીધે જ જીવ છે, નહિ તો શિવ છે.

બાળક કહે : વાસના ત્યાગવાથી જ શિવ થવાતું હોય, તો 'શિવ થવુ' વાસનાને અધીન થયુ, સ્વતઃસિદ્ધ ન થયુ! શિવ અને વાસના નો કઈ સબંધ જ નથી. વાસના અતઃકરણમાં છે, આત્મા અતઃકરણથી અતીત છે. હે દત્ત! વાસના ત્યાગવાથી આત્મા મહાન થાય છે; ન ત્યાગવાથી શું નાનો થાય છે?

જડભરત કહે : વાસના ત્યાગ્યા વિના મન શુદ્ધ નથી થતું!

બાળક કહે : જેમા મન ન હોય, તે કહો શુ કરે?

જડભરત કહે : તેં જાણ્યુ કે મારે મન નથી, એ જ મન છે! એ જાણવાના ત્યાગનો ત્યાગ કર.

બાળક કહે : આત્માને જાણવો ન જાણવો, એ મનના ધર્મ છે. આ મનના વ્યવહારનો દ્રષ્ટા હું ચૈતન્ય તેને જાણવા ન જાણવામાં હાનિલાભ નથી.

જડભરત કહે : અજ્ઞાન અધારી નિશા સમાન છે; જ્ઞાન સૂર્ય સમાન છે, એટલે જ ભેદ છે.

બાળક કહે : હું આકાશ–ચૈતન્ય બનેથી પર છું! અથવા બનેનો આધાર છું.

રાજા કહે : જો તે જાણ્યુ છે, તો તને સુખ છે, બીજાને નહિ, કહેવાથી શું લાભ છે?

બાળક કહે : હે પિતા! સમ્યક્, અપરોક્ષ આત્મજ્ઞાનવાળા પુરુષો નાં વચનથી જ મુમુક્ષુને બોધ થાય છે. વિના કહે બોધ થતો નથી. તેથી વિદ્વાન પુરુષોનુ કથન શ્રેષ્ઠ છે, મૌન નહિ.

જડભરત કહે : હે બાળક! તું કયાથી આવ્યો છે? કયા જવાનો છે?

બાળક કહે : હું ચૈતન્ય, દેશ, કાળ, વસ્તુથી અતીત છુ. આવવુ-જવું મારામાં નથી. શરીરાદિ સધાતમા છે.

જડભરત કહે : તું કોણ છે?

બાળક કહે : તું શું જાણે? નામરૂપ વિષે તેં દૃઢ દૃષ્ટિ કરી છે કે હું જડભરત છું. આ દૃષ્ટિને ત્યાગે, એટલે જાણે.

જડભરત કહે: જેમાં એ વિચાર છે કે હું મન, દેહાદિક સંઘાત નથી, પરંતુ હું બ્રહ્મ છું તે બ્રાહ્મણ હો કે ફાવે તો ચાંડાલ હો; મારા તે ગુરુ છે. હે બાળક! આપે જ સ્વતઃસિદ્ધ છે તો સત્સંગથી શો લાભ?

બાળક કહે : તેનાથી અધિક લાભ શો થશે? એ જ કે ભ્રમને ભ્રમ જાણે, સ્વતઃસિદ્ધને સ્વતઃસિદ્ધ જાણે. નહિ તો ભ્રમને અભ્રમ અને અભ્રમને ભ્રમરૂપ જાણે છે!

તે જ સમયે હંસારૂઢ થઈ બ્રહ્મા આવ્યા. વિષ્ણુ જોઈને હસ્યા અને કહ્યું: હે બ્રહ્મા! જો, તારી સૃષ્ટિને આમણે ઉખાડી નાખી છે!

બ્રહ્માએ કહ્યું: મનુષ્યશરીરનું ફળ એ જ કે પોતાના સ્વરૂપને સમ્યક્ જાણે.

વિષ્ણુ કહે: તારાં પ્રારબ્ધાદિ કર્માકર્મોને પણ નથી માનતા!

બ્રહ્મા કહે: પ્રથમ મને પ્રારબ્ધાદિ કર્મ માન્યાં હતાં. હવે મન નથી માનતું, તે કેવળ મનનું મનન થયુ. ચેષ્ટા મન દેહાદિકના સંઘાતની જેવી પૂર્વે થતી હતી, તેવી હમણાં પણ થાય છે. આત્મા આદિ, અંત, મધ્ય, મન, દેહાદિ સંઘાતની ચેષ્ટાનો સાક્ષી છે.

વિષ્ણુ કહે: આ બાળકના માથા પર તેં શું લખ્યુ છે?

બ્રહ્મા કહે: આ જગત સહિત તું, હું, બાળક સર્વ સ્વપ્નવત્ આકાશરૂપ છે. આધાર વિના આકાશમાં કેવી રીતે લખવું બને? લખ્યુ છે તો એ જ લખ્યુ છે કે પ્રત્યક્ આત્મા મન અને દેહાદિ સંઘાતથી ભિન્ન છે, સંઘાતરૂપ નથી.

બાળક કહે: જો સર્વાત્મા જ છે તો સંઘાત શુ? તેનાથી ભિન્ન-અભિન્ન શુ?

બ્રહ્મા કહે: પ્રથમ નેતિ નેતિ વડે સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, સમષ્ટિ, વ્યષ્ટિ શરીરનો નિષેધ કરવો અને પ્રત્યક્ આત્માને તે નિષેધના અવધિભૂત તથા તેના આદિ, મધ્ય, અંતના સાક્ષીરૂપ જિજ્ઞાસુને જણાવવો અથવા બોધન કરવો. જ્યારે તે સમ્યક્ જાણે ત્યારે સર્વ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ બ્રહ્માત્મા છે, એ વિધિરૂપ ઉપદેશ કરવો. પ્રથમ તરંગાદિકથી ભિન્ન જળનું બોધન કરીને પછી મધુરતા, દ્રવતા, શીતળતા-રૂપ સર્વ તરંગાદિક જળ જ છે એમ બોધન કરીએ તેની જેમ આ બોધન છે.

મરીચિ કહે: હે બ્રહ્મા! બ્રહ્મા નામ તારા કયા અંગનું છે?

બ્રહ્મા કહે: સર્વ અંગ મારાં છે. હું ચૈતન્ય અંગી છું; કારણકે સર્વ અંગનું હું ચૈતન્ય આત્મસ્વરૂપ છું.

મરીચિ કહે: ચાહું છું કે મનને વશ કરું. સંધ્યાસમયે તે ચંચળ થઈ જાય છે, મનના વશનો ઉપાય કહો.

બ્રહ્મા કહે: મન તારું છે. મનના વશનો ઉપાય હું શું કહું? પરંતુ કહો, મનનું રૂપ કેવું છે?

મરીચિ કહે: મનનું રૂપ જોયું નથી.

બ્રહ્મા કહે: જો એનું રૂપ જોયું નથી, તો એને વશ શી રીતે કરીશ? પરંતુ હે મરીચિ! પોતાના સત્, ચિદ્, આનંદરૂપ આત્માથી પૃથક્ જે કંઈ મનાદિક પ્રતીત થાય છે, તે મૃગતૃષ્ણાના જળવત્ જાણ. પછી સંકલ્પવિકલ્પરૂપ મનની પ્રતીતિ થતા છતાં તું ચૈતન્યઅધિષ્ઠાનને ખેદ નહિ થાય. તાત્પર્ય કે પોતાના સમ્યક્ અપરોક્ષ આત્મસ્વરૂપને જાણવું, એ જ મનને વશ કરવાનો ઉપાય છે. અથવા મનાદિ સર્વ દૃશ્યજાતિને અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ બ્રહ્માત્મા, સમ્યક્, અપરોક્ષ જાણવા, એ મનવશનો પરમ ઉપાય છે. અથવા મનદેહાદિ સંઘાતરૂપ બ્રહ્માંડને પોતાના દૃશ્યરૂપ જાણવું અને પોતાને મનાદિકનો દ્રષ્ટા ચૈતન્ય જાણવો. દૃશ્યનો ધર્મ દ્રષ્ટાને પહોંચતો નથી, એ વાત સારી રીતે જાણવી, એ પૂર્વ કરતાં પણ મન વશ કરવાનો ઉત્કૃષ્ટ ઉપાય છે. હે મરીચિ! યોગ પણ મન વશ કરવાનો ઉપાય છે, પરંતુ જ્યાં સુધી યોગ રહે છે, ત્યાં સુધી જ મન વશ રહે છે. યોગની પૂર્વ અને પછી સંકલ્પવિકલ્પરૂપ મનનો સ્વભાવ જેમનો તેમ રહે છે. જેમ વાનર સર્વ અંગોથી બંધાયેલો હોય તો ચેષ્ટા નથી કરતો, પરંતુ છૂટો થયો કે તરત પૂર્વવત્ તેનો સ્વભાવ થાય છે.

મરીચિ કહે: હું મારા સ્વરૂપને નથી જાણતો. જો જાણતો હોત, તો મનવશનો ઉપાય ન પૂછત.

બ્રહ્મા કહે: મનવશનો ઉપાય એ જ જાણ કે આ પંચતત્ત્વરૂપ સંઘાત અને સ્થૂલ–સૂક્ષ્મ કાર્ય પણ હું નથી, તેમ એનું કારણ શરીર, અજ્ઞાન પણ હું નથી. તેનો સાક્ષીભૂત હું ચૈતન્ય આત્મા છું. હવે કહો, તારું રૂપ શું છે?

મરીચિ કહે: નામરૂપસ્વરૂપ મારું નથી. નામરૂપસ્વરૂપથી અરૂપ છું!

બ્રહ્મા કહે: બહારથી ન કહે. અંતરમાં મનથી જાણ કે તને સુખ થાય, દેહાભિમાન જ પોતાના સ્વરૂપના જ્ઞાનમાં પ્રતિબંધક છે.

મરીચિ કહે : હે બ્રહ્મા ! આ સંઘાત છે, તો સ્વરૂપનું જ્ઞાન છે. જો એ ન હોય, તો કોણ જાણે કે હું 'આત્મા છું.'

બ્રહ્મા કહે : જ્યારે શરીર પડે છે, ત્યારે સર્વ અંગ તેવાં ને તેવાં જ હોય છે. આત્માની સ્થિતિ શરીરને અધીન હોય, તો તે વખતે શરીર કેમ હાલતુંચાલતું નથી ?

મરીચિ કહે : ધ્યાનના બળથી સર્વ અંગોની અંતરબહાર જોયું, તો આ શરીર સર્વ અંગ સહિત મલિન જડ દુઃખરૂપ છે. હું શરીરની તથા શરીરના અંગોની મલિનતા તથા જડતાને જોવાવાળો શુદ્ધ ચૈતન્ય, શરીરથી ભિન્ન છું. જો હું ચૈતન્ય ન હોઉં, તો શરીરની મલિનતા જડતા અનુભવમાં શી રીતે આવે ?

હે બ્રહ્મા ! હું શરીર કદી પણ નથી. પરંતુ કહો, હું કોણ છું ?

બ્રહ્મા કહે : જેણે શરીરના સર્વ અંગને તથા શરીરને અને મનાદિકને જોયા અર્થાત્ જાણ્યા તે જ તારું રૂપ છે.

મરીચિ સ્વરૂપ વિષે લીન થયો.

પરાશરે કહ્યું : હે મૈત્રેય ! સંતોનો એ સ્વભાવ છે કે જે માર્ગ દ્વારા જિજ્ઞાસુ સ્વરૂપપ્રાપ્તિ કરે, તે જ માર્ગે પહોંચાડી દેવા.

હવે તે જ સમયે એક રાક્ષસ આવ્યો અને બોલ્યો : સર્વને ખાઈ જાઉં છું અને આપે છું તે આપ છું. સારાંશ કે સર્વ નામરૂપ પ્રપંચને પોતાના આત્મસ્વરૂપ અધિષ્ઠાનમાં કલ્પિત જાણું છું, અર્થાત્ તેનો અત્યંતાભાવ જાણું છું. વળી કલ્પિતનો અત્યંતાભાવ પણ આત્મસ્વરૂપ અધિષ્ઠાન જ છે એમ જાણું છું.

દત્ત કહે : જ્યારે તે સર્વને ખાધા નથી, ત્યારે કોણ છે ? જ્યારે ખાઈશ ત્યારે કોણ હશે ?

રાક્ષસ કહે : તું જ કહે. સ્વપ્નદ્રષ્ટાએ નિદ્રા વડે પોતાનામાં કલ્પિત સ્વપ્નસૃષ્ટિને લીન કરી, અથવા સત્ય જાણી તો શું થાય છે ? વિચાર કર, અસત્ય કલ્પિત જાણે અથવા ઉદય કરે, તો કેવા રૂપે થાય છે ?

દત્ત કહે : એક સમાન છે !

રાક્ષસ કહે : હે બુદ્ધિહીન ! તે પ્રમાણે હું ચૈતન્ય આત્મા એક રસ છું, પરંતુ જાણતો નહોતો કે કોઈ મારા વચનનો શ્રોતા છે. તું સહિત આ બાળકને ખાઈશ અને આપે આપ બની રહીશ.

બાળક કહે : સર્વ અંગ તારાં છે કોને ખાય છે ? જો પોતાનાં જ અંગને ખાઈશ, તો તને કોણ બાકી મૂકશે ?

રાક્ષસ કહે : એ રીતે જ ખાઉં છું કે ન તું, ન હું, ન દત્ત, ન

આ જગત! કેવળ હું ચૈતન્ય આત્મા છું.

બાળક કહે: તને રાક્ષસ કેમ કહે છે?

રાક્ષસ કહે: જેમ લાકડાં અને અગ્નિના સબંધથી રાખ થાય છે, પછી રાખ લાકડાનુ કામ નથી કરતી, તેમ નામરૂપ સર્વ સસાર-કાષ્ઠને વિચારરૂપ અગ્નિથી રાખ કર્યો છે; અર્થાત્ મિથ્યા જાણ્યો છે. હવે સમ્યક્ મિથ્યા જાણેલો સંસાર જન્મમરણના કારણરૂપ નથી; પરતુ કહે, હે બાળક! નામ તારુ શું છે?

બાળક કહે: નામ મારું સ્વરાટ્ અર્થાત્ સ્વપ્રકાશસ્વરૂપ છે.

રાક્ષસ કહે: કયા સ્થાનને તું પ્રકાશિત કરે છે?

બાળક કહે: આપે જ પ્રકાશક છું, આપે જ પ્રકાશ્ય છુ અને આપે જ પ્રકાશવા યોગ્ય છું. મારામા દ્વૈત નથી.

રાક્ષસ કહે: હુ કોણ છું?

બાળક કહે: તું હુ-છુ!

તે જ સમયે કલ્યાણસ્વરૂપ શિવ આવ્યા અને બોલ્યા: હે રાક્ષસ! તને ખાઈ જાઉં છુ!

રાક્ષસ કહે: હુ રાક્ષસ નથી, ચૈતન્યરૂપ શિવ છું. પોતાને માર કે ન માર!

પછી નિદાઘની તરફ મુખ કરી શિવે કહ્યુ: હે નિદાઘ! તને ત્રિશૂળથી મારીશ.

નિદાઘ કહે: ત્રિગુણાત્મકરૂપ કાર્યકારણ પોતાપણાના અહકાર સહિત સસારને જ્ઞાનાગ્નિથી ભસ્મ કરી અર્થાત્ મિથ્યા જાણી ત્રિગુણાતીત આપે થયો છું.

શિવ કહે: બહારથી ન કહે.

નિદાઘ કહે: અતર્યામી થઈને જો. તું અંતરબહાર નિદાઘ નથી. તું જ છે, તો પછી નિદાઘનુ કેમ નામ લે છે?

શિવ કહે: નિદાઘ ભસ્મ થયો એટલે પછી અવાચ્યપદ રહે છે. હે નિદાઘ! આ નિશ્ચયનો શરીર નાશ થતા પર્યંત ત્યાગ ન કરીશ. આત્માને સમ્યક્ અપરોક્ષ જાણવાથી કાળ, શાસ્ત્ર સહિત અમે ત્રણે દેવતાદિકના ભયથી રહિત થવાય છે.

શિવ કહે: હે વિષ્ણુ! આપ કોણ છો?

વિષ્ણુ કહે: તું જ છે, તો કોને પૂછે છે?

શિવ કહે: જે તું રૂપ મારું છે, તો વિષ્ણુપણાનો અહકાર ત્યાગવાથી હું ચૈતન્યથી અભિન્ન થઈશ!

વિષ્ણુ કહે: આગળ ભિન્ન હોઉં તો હવે અભિન્ન પણ થાઉં! પરંતુ સ્વરૂપમાં ભિન્ન-અભિન્ન બન્ને જાણનો નહોતો! તું પૂર્ણ છે એટલે તને મન આપીને શિવ થયો, પરંતુ જોયું તો અપૂર્ણ છે! કારણ અપૂર્ણમાં જ મેળાપ, ભિન્નતા વગેરે હોય છે. ભેદ પૂર્ણમા નથી.

શિવ કહે: આ પૂર્ણઅપૂર્ણાદિ કથનચિંતન કેવળ મનવાણીનાં મનનકથન છે. હુ ચૈતન્ય મનવાણીથી અગોચર છું.

વિષ્ણુ કહે: જો તું મનવાણીથી અતીત છે, તો મને સંદેહવાન શી રીતે જોયો?

શિવ કહે: તું સહિત સર્વ દશ્ય હું ચૈતન્ય વડે પ્રકાશમાન છે. તે ન જોયો અર્થાત્ પ્રકાશ્યો તો શી હાનિ છે?

રાક્ષસ કહે: ન વિષ્ણુ, ન શિવ, ન જગત, ન રાક્ષસ; કેવળ રૂપરહિત હુ અવાચ્યપદ છું. આ સર્વ કહેવા માત્ર છે.

વિષ્ણુ કહે: શીશ તારું હમણાં ચક્રથી કાપી નાખું છું; કારણ કે તું અભિમાની છે!

રાક્ષસ કહે: મેં દેહાભિમાનરૂપ મારું શીશ આત્મવિચારરૂપી પોતાના જ હાથ વડે કાપ્યુ છે અને હુ અશરીર થયો છુ, ફરી કપાવાનો શો ભય છે? હે વિષ્ણુ! તારું દેહાભિમાનરૂપ શીશ કપાયેલું છે કે નહિ? જો કપાયુ હોય તો મારુ શીશ શી રીતે કાપીશ? શીશ વિના મારું શીશ તેં શી રીતે જાણ્યુ? જો કહીશ કે નથી કપાયુ, તોપણ હું અશીશ છું, તેનું શીશ શી રીતે કાપીશ? અથવા દેહઅભિમાન સહિત તું લાખો યત્ન કરીશ, તોપણ અભિમાનરહિત મારું શરીર નહિ કપાય. જેમ સૂતેલો પુરુષ જાગ્રત પુરુષનાં શીશાદિક કાપી શકતો નથી, તે અથવા જેમ સ્વપ્નનર સ્વપ્નદ્રષ્ટાનો કિંચિન્માત્ર પણ અપકાર કરી શકતો નથી, તે આ છે. હે વિષ્ણુ! જો તું કહે કે તારુ દેહાભિમાનરૂપી શીશ પડ્યું નથી, તો હુ હાજર છુ; શીશ મારું કાપ.

વિષ્ણુ કહે: સર્વ હું છું. તેં પોતાને રાક્ષસ માન્યો છે તેનો ત્યાગ કર, એ જ શીશ કાપવાનુ છે. તરંગભાવ ત્યાગે તો પછી જળ જ છે.

રાક્ષસ કહે: તરંગભાવ ન ત્યાગે તો પણ જળ જ છે!

વિષ્ણુ કહે: જો જળ જ છે, તો જળનું પોતાને તરંગ માનવાપણું એ પણ ભૂલ છે.

રાક્ષસ કહે: ભૂલ-અભૂલાદિ મનના ધર્મ છે. હું આત્મા, ભૂલ-

અભૂલનો સાક્ષી છુ; તેની ભૂલ નથી. પરતુ કહો, મન શી રીતે જીતી શકાય?

વિષ્ણુ કહે: આત્મબોધ વિના મન જીતી શકાતું નથી અને મનને જીત્યા વિના આત્મબોધ નથી થતો. તેથી મનને જીતવાનો આત્મબોધનો યત્ન એકી વખતે જ કરો. અર્થાત્ સમ્યક સત્સગ અને સત્શાસ્ત્ર દ્વારા આત્મા–અનાત્માનો વિચાર કરો. બન્ને સિદ્ધ થશે. જો પ્રાતઃકાલે જેમ જેમ સૂર્ય ઉદય પામતો જાય છે, તેમ તેમ એકી વખતે અધારુ, નિવૃત્ત પણ થાય છે અને પ્રકાશ પણ ઉદય પામતો જાય છે.

રાક્ષસ કહે: તે અમારા કુળનો કેમ નાશ કર્યો છે?

વિષ્ણુ કહે: હું કોઈનો નાશ નથી કરતો, પરતુ પોતપોતાના શુભાશુભ કર્તવ્યોને અધીન જીવ સુખદુઃખ પામે છે.

## જળજતુઓની કથા

(જે પોતાના ભાષામા આત્મનિરૂપણ કરે છે.)

પછી વિષ્ણુએ કહ્યુ: હે સભા! એ કથા સાભળો. એ કથાના શ્રવણથી આપણા લોકોનુ અભિમાન દૂર થઈ જશે. મત્સ્યાવતારે જળજતુઓની બોલીમા જળજતુઓને જ્ઞાન ઉપદેશ કર્યો હતો. વળી તેમણે પોતાની ભાષામા આત્મનિરૂપણ કર્યું હતુ. તે મે અતર્યામીરૂપે જાણ્યુ છે તમે તે જ સાભળો.

### મત્સ્ય

એક માછલીએ બીજી માછલીને કહ્યુ: કાળનો ફાસો મને કદી દુઃખ આપી શકે તેમ નથી, કારણ હુ પ્રારબ્ધથી અધિકની તૃષ્ણા કરતી નથી. ઈશ્વરે અમારા પ્રારબ્ધે જળમા શેવાળ આદિ કરેલા છે, તેને છોડી માસ, લોટ વગેરે ખાવાના લોભથી જ મૃત્યુ થાય છે. તેથી જ તે બધ છે. આ તૃષ્ણા જ શરીરધારીનો કાળ છે. તૃષ્ણા દેહાભિમાનથી થાય છે. દેહાભિમાન પોતાના સ્વરૂપના અજ્ઞાનથી થાય છે. સ્વરૂપ જ્ઞાનથી એ અજ્ઞાન નાશ પામે છે. તે કહો, જ્ઞાન શી રીતે થાય?

બીજી માછલીએ કહ્યુ: દેહ અને દેહધારીના વિવેચન(વિવેક)-થી જ્ઞાન થાય છે.

### મગર

મગરે કહ્યું: દેહધારી જીવ છે.

માછલી કહે: જીવનું રૂપ કેવુ છે? કૃષ્ણ કે શ્વેત?

મગર કહે: રૂપ જોયું નથી.

માછલી કહે: રૂપ જોયું નથી, તો નામ શી રીતે રાખ્યું?

મગર કહે: સાંભળીને કહું છું.

માછલી કહે: હે બુદ્ધિખોયા! જો સાંભળીને તેં પોતાને માટે જીવનો નિશ્ચય કર્યો, તો જીવનું સત્, ચિદ્, આનંદ સ્વરૂપ છે, એ પણ શાસ્ત્રોથી સાંભળ્યું હશે, અથવા આંગળ સાંભળીશ. તો પોતાને સત્, ચિદ્, આનંદ ન માનીશ અને જીવ માનીશ એનું કારણ શું?

મગર કહે: સત્, ચિદ્, આનંદ અને જીવ બંને મનવાણીના કથનચિંતન માત્ર છે. તેમાં વિશેષતા શી છે? એ કથનચિંતનની જાણ કરવાવાળું મારું સ્વરૂપ, અવાચ્યપદ છે. ગળામાં જે દેહાભિમાનરૂપી ફાંસી પડી છે, તે એ જ નિશ્ચય વડે કપાઈ જશે.

અન્ય માછલીએ કહ્યું: આ શરીરથી ભિન્ન પોતાને શી રીતે જાણે? કારણ ચિરકાળથી બંધ છે.

મોટી માછલીએ કહ્યું: પુષ્પને તોડવામાં ઢીલ છે, પરંતુ પરમેશ્વરરૂપ આત્માને પ્રાપ્ત કરવામાં ઢીલ નથી. મૂળ શરીરનો અહંકાર છે, જ્યાં અહંકારનો નાશ થાય, ત્યાં આપોઆપ જ થાય.

મગર કહે: અહંકાર પોતાને જ કહે છે, કારણ હું છું (એમ થાય છે). જ્યાં પોતાપણું ગયું, ત્યાં એ જીવ શેમાં ભળ્યો અને શરીરથી ભિન્ન કોણે જાણ્યો? પોતાને છોડીને બીજાના શિર પર રાખવાનું શું પ્રયોજન છે?

એટલામાં માછીમારે જાળ નાખી. માછલીએ કહ્યું: હે મગર! શરીરને લેવાવાળો આવ્યો છે. કહો, હવે શું કરું? દેહાભિમાન છોડી ભગવાનને શરણ થાઉં?

મગર કહે: યમ શિર પર ઊભો છે. તું શરણનું ચિંતન કરે છે. પરંતુ કહે! ભગવાન પૂર્ણ છે. જો પૂર્ણ છે, તો આપે જ ભગવાન છે. જો આપે જ છે, તો કોને શરણ જાય? વળી માછીમાર પણ ક્યાં છે?

એટલું વચન કહી સર્વ સ્વરૂપમાં લીન થયાં. કોઈ વિદ્યાના બળ વડે એ માછીમાર તે જળજંતુઓની ભાષા જાણતો હતો. એ માછીમારે તેનાં વચન સાંભળીને જાળ પૃથ્વી પર નાખી દીધી અને મગરને કહ્યું: તારા વચન મને અમૃત સમાન લાગ્યાં છે. તારા ઘાતનો મેં ત્યાગ કર્યો છે. કાંઈ વચન કહે.

મગર કહે: હે ધીવર[1]! તું જાળથી કોને પકડે છે? શરીરને કે આત્માને? તમારું અને અમારું શરીર માયાનું કાર્ય છે, પંચતત્ત્વનું બનેલું છે. દૃશ્યમાત્ર છે. એકસરખું છે. તમારો અમારો, આત્મા પણ, સંઘાતનો સાક્ષી એકરૂપ છે. હે ધીવર! જે ઉત્પત્તિવાન વસ્તુ છે, તેનો કાળરૂપી ધીવર અવશ્ય નાશ કરે છે. પછી જે વસ્તુ નાશ પામશે, પુનઃ તેની ઉત્પત્તિ પણ થશે. તેથી એ અર્થ અપરિહાર્ય હોવાથી શરીરના નાશની શી ચિંતા છે? આત્મા અવિનાશી છે. એ પણ અપરિહાર્ય[2] અર્થ છે. તેથી બંને પ્રકારે મંગળ છે! હે ધીવર! આ સંઘાતરૂપ સમુદ્રમાં આત્માના વિચારરૂપ જાળ વડે પોતાના મનરૂપ માછલીને પકડ કે શાંતિ થાય.

ધીવર કહે: મનનું રૂપ કહો.

મગર કહે: મનનું રૂપ સંકલ્પવિકલ્પ છે. સંકલ્પવિકલ્પનો અનુભવ કરવાવાળો તું ચૈતન્ય અસંગ છે. સૂક્ષ્મ વિચાર કરીને જો કે આ શરીર વિષે ધીવર નામ કોનું છે, આ શરીર પંચભૂતોનુ પરિણામ છે, અન્નનો વિકાર છે. આત્મા શરીરથી રહિત છે, તેનો સાક્ષી છે. વચમાં ધીવર તેં પોતાને વ્યર્થ માન્યો છે! એ ધીવરપણાના અહંકારના ત્યાગનો પણ ત્યાગ કર, પછી અવાચ્યપદ છે.

આ વચન સાંભળી તે માછીમારે પોતાના દુષ્ટ સ્વભાવને છોડી દીધો અને પરમ અર્થને પ્રાપ્ત કર્યો.

## મેડક

### ( ઓંકારનુ વર્ણન )

પછી મેડક આવ્યો અને બોલ્યો: હું નિશદિન ઓંકાર શબ્દ કર્યા કરું છું! તેના ભજનથી જે ઇચ્છું તે મને મળે છે, તેથી તું પણ સુખ ચાહે તો ઓંકારનું રટણ કર.

મગરમચ્છ કહે: મેં અગાઉથી જ આ જાળને બહુ યત્નથી કાપી છે, હવે મને પુનઃ જાળમાં ન નાખ; કારણ કે હું ચૈતન્ય નિષ્કર્તવ્ય છું. તેના વિષે કર્તવ્યનુ આરોપણ એ બુદ્ધિની હીનતા છે. હજી સુધી મેં ઓંકારને જાણ્યો નથી, પરંતુ કહો, ઓંકાર કોને કહે છે? એનો અર્થ શો છે?

---

૧. માછીમાર ૨. નિવારણ ન થઈ શકે તેવો અનિવાર્ય.

મેડક કહે : ઓંકારથી સર્વ જગતની ઉત્પત્તિ થાય છે. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઓંકારની ત્રણ માત્રાથી ક્રમથી ઉત્પન્ન થયા છે. તે જ પ્રમાણે અકાર, ઉકાર, મકાર માત્રાથી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ જગત થયુ છે. સારાંશ કે સત્ત્વ, રજ, તમ; દેવતા, વિષય અને ઇંદ્રિયાદિ ત્રિપુટી ત્રણ માત્રારૂપ જ છે.

મગર કહે : બુદ્ધિહીન! અર્ધ માત્રારૂપ તુરીય બ્રહ્માત્મા અદ્વિતીય છે, તેને છોડીને ત્રિપુટીરૂપ આપણા દશ્યમાં કેમ જોડાયું છે?

મેડક કહે : એ પણ ઓંકાર છે.

મગર કહે : જ્યારે હું ચૈતન્ય મનવાણીને સત્તા આપું છુ, ત્યારે જ મનવાણી ઓંકારનો જપ, ચિંતન કરે છે, નહિ તો નહિ; તેથી હું ચૈતન્ય વડે જ ઓકાર પ્રકાશ પામે છે. કારણ શબ્દ જડરૂપ છે અને જે જડ છે તે અનિત્ય છે. જો ઓકાર જડ ન હોત, તો હું ચૈતન્યનું દશ્ય ન થાત.

મેડક કહે : દ્રષ્ટા તુ છે, દર્શન અંતઃકરણની વૃત્તિઓ છે અને દશ્ય ઓકાર છે. તે જ પ્રમાણે દ્વૈત અદ્વૈત એક તું જ છે. તેથી આ સર્વ ઓકાર જ થયુ.

મગર કહે : એવું કાંઈ કહો, જેમા ઓકાર ન હોય.

માછલી કહે : આ સર્વ ત્રિપુટીરૂપ ઓંકાર છે. ઓકાર પ્રકૃતિરૂપ છે. પ્રકૃતિ જ પરિણામ પામી શરીરરૂપ થઈ છે. હુ ચૈતન્ય આ શરીરથી મુક્ત છુ. તેથી શી રીતે ઓકારરૂપ થયો? હુ ઓકારથી ભિન્ન છુ!

## જળો

ત્યા જળોએ આવીને કહ્યું : ભિન્ન, અભિન્ન તથા ભિન્નાભિન્ન ત્રણે મારામા નથી. પ્રકૃતિ, ઓકાર તથા શરીર હું ચૈતન્યથી સિદ્ધ થાય છે. તેમા હુ ત્રણે કાળ વિષે એક સમાન છું. ઓકાર કથનમાત્ર ચૈતન્યથી પૃથક્ ઓકાર ચાર પદવાળો છે. આત્મામા એક કહેવાપણું પણ નથી બનતું, તો ચાર શી રીતે કહેવાય?

મેડક ચૂપ થયો.

માછલી કહે : હે જળો! તું સદા રુધિરપાન કરે છે. તારી સાથે

સંવાદ કરવો યોગ્ય નથી.

જળો કહે: સત્, ચિદ્, આનંદરૂપ શુદ્ધાત્મા વિના જે કંઈ ત્વંપદ, તત્પદ, અસિપદાદિક પ્રતીત થાય છે, તે જ રુધિર છે. તેનો વિચાર કરવારૂપ પાન કરું છું; અર્થાત સ્વપ્નવત્ મિથ્યા જાણું છું. તેં કહ્યું, તારી સાથે સંવાદ કરવો યોગ્ય નથી, પરંતુ મે મારા વિના બીજું કાંઈ જોયું જ નથી. સંવાદ કોની સાથે કરું? કોણ કરે?

### કાચબો

કાચબાએ કહ્યું: જ્યાં સુધી સર્વ તરફથી ષડ્ઇંદ્રિયોનું સંકોચન ન કરે, ત્યા સુધી સ્વરૂપપ્રાપ્તિ કઠિન છે.

માછલી કહે: સર્વોપરી આત્મસ્વરૂપ પૂર્ણ છે. કહો, કઈ તરફથી ઇંદ્રિયોને સંકોચે? જો નેત્રને સંકોચે તો આંધળા થવાય, કાનને રોકે તો બહેરા થવાય, તે પ્રમાણે અન્ય ઇંદ્રિયોનું પણ જાણવું હે કાચબા, જો સર્વ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા જ છે, તો છ ઇંદ્રિયો પણ આત્મા જ છે.

વિષ્ણુએ કહ્યુ: હે સભા! આ પ્રકારે તે જળજંતુઓની ચર્ચા થઈ હતી, તે મે તમારી આગળ રજૂ કરી છે.

ઇતિ પક્ષપાતરહિત અનુભવપ્રકાશનો ચતુર્થ સર્ગ

## પાંચમો સર્ગ

### પક્ષપાતરહિત વિવેચન

પરાશર કહે : હે મૈત્રેય ! એ જ પ્રમાણે એક અન્ય કથા સાંભળ. એક કાલને વિષે ભારતવર્ષમાં વિદ્વાન, પક્ષપાતરહિત, ધર્માત્મા, જગદ્‌હિતકારક સ્ત્રીપુરુષ મળીને આત્મવિચાર કરતાં હતાં અને હું પણ ત્યાં હતો.

### અંતર્દષ્ટિ

અંતર્દષ્ટિ કહે: હે નિર્મળ દૃષ્ટિવાળી સભા ! અસત્, જડ, દુઃખરૂપ, કલ્પિત, નામરૂપ બાહ્ય દશ્યની દષ્ટિ વડે, દશ્યાંતર (દશ્યની ભીતરમાં રહેલો), સચ્ચિદાનંદ, બુદ્ધિ આદિના પ્રકાશક આત્માનો સમ્યક્ અપરોક્ષ અનુભવ નથી થતો. પુરુષને કલ્પિત સર્પ, દંડ, માલાદિ બહિર્ પદાર્થોની દષ્ટિ વડે અંતરરજ્જુનું અપરોક્ષ જ્ઞાન નથી થતું, તેમ આ અપરોક્ષ અનુભવ થતો નથી. વિચારે તો રજ્જુના જ્ઞાનપૂર્વક જ સર્પાદિકનુ પણ જ્ઞાન થાય છે, તેથી બહિર્ નામરૂપ દષ્ટિ ત્યાગીને અંતર મનાદિ દશ્યના સાક્ષીને નિજાત્મારૂપ જાણો.

### શાંતિ

શાંતિ કહે: શાંતરૂપ અસ્તિ, ભાતિ, પ્રિયસ્વરૂપ પદમાં અંતર્ બાહ્યનો વિભાગ નથી. જુઓ ભૌતિક પ્રપંચમાં માયાનો અથવા ભૂત ભૌતિકનો અંતર્-બહારનો વિભાગ નથી; તેમ જ ભૂષણોમાં સુવર્ણનો અંતર્-બહિર્ વિભાગ નથી. જે વિભાગવાન, પરિચ્છિન્ન વસ્તુ હોય છે, તે અનિત્ય, જડ, દુઃખરૂપ હોય છે, તથી જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વાત્મા, શાંતરૂપ દ્રષ્ટાને જાણે છે, તે શાંતિ પામે છે.

### વૈરાગ્ય

તે સમયે વૈરાગ્ય મનુષ્યમૂર્તિ ધારણ કરીને આવ્યો અને બોલ્યો : હે સાધુ ! વૈરાગ્ય વિના સુખ નથી. વૈરાગ્ય એ જ કે શાંતિ, અશાંતિ, અંતર્-બહાર વૃત્તિ આદિ નામરૂપપ્રપંચની નિજાત્મસત્તાથી પૃથક્ સત્તાનો અત્યંતાભાવ અનુભવ થવો. જુઓ, પૃથ્વી આદિ ભૂતોની સત્તાથી ભિન્ન શરીરની સત્તાનો અત્યંતાભાવ છે અથવા વૈરાગ્ય નામ ત્યાગનું છે. વૈરાગ્યવાન નામ વૈરાગી, ત્યાગીનું છે; અથવા વિશેષરૂપે રાગનું નામ વિરાગ છે અને વિશેષ રાગવાનનું નામ રાગી અથવા

અજ્ઞાનના કાર્યરૂપ પચીસ પ્રકૃતિ વગેરે પ્રત્યક્ષાદિ પ્રમાણોના વિષયભૂત આ સઘાત અને મનાદિ સૂક્ષ્મ સૃષ્ટિનો સાક્ષી આત્મા છે. એ જ સર્વની કાષ્ઠા-અવધિરૂપ છે સુષુપ્તિમા અજ્ઞાનનુ જ્ઞાન થાય છે (તેથી તેનો પણ તે સાક્ષી છે), તેનાથી પર કોઈ પદ નથી. જો કોઈ માને તો તે અનુભવ, વેદ, શાસ્ત્રના સપ્રદાયથી બહાર છે. તાત્પર્ય કે તેનુ માનવુ પ્રમાણશૂન્ય, વધ્યાપુત્રવત્ અપ્રમાણ છે તેથી આ અલૌકી આત્માને ત્રિગુણાતીત જાણી, ભ્રમસિદ્ધ જે બધમોક્ષના કર્તવ્ય છે તેનાથી નિષ્કર્તવ્ય થાઓ.

## મિથ્યાદૃષ્ટિ

પછી મિથ્યાદૃષ્ટિ આવીને કહેવા લાગી હે ધર્માત્માઓ! નામ રૂપવાળો, વર્ણાશ્રમી દેહવાન, સુખી દુ ખી છુ, તેમ જ કર્મકાડી, ઉપાસક, જ્ઞાની, અજ્ઞાની, બધમોક્ષવાળો છુ, તથા ત્યાગી-ગૃહી છુ, પરિચ્છિન્ન જીવ, તુચ્છ છુ, મરણજન્મધર્મવાળો છુ, ખાઉ છુ, પીઉ છુ, સૂઉ છુ, લઉ છુ, દઉ છુ, ગમનાગમન કરુ છુ, દેખુ છુ, સાભળુ છુ, સ્પર્શ કરુ છુ, સૂઘુ છુ, સકલ્પવિકલ્પ કરુ છુ, ઇત્યાદિ માયા અને તત્કાર્યરૂપ પોતાને જાણવા એ સર્વ મિથ્યાદૃષ્ટિ છે. અને એ માયા અને તત્કાર્ય ધર્મધર્મીરૂપ કોઈ અનાત્મ દશ્ય પદાર્થને પોતાનુ સ્વરૂપ ન જાણવુ, પરતુ મનાદિકના સાક્ષી પોતાના આત્માને સમ્યક સચ્ચિદાનદરૂપ માનવો એ સત્યદૃષ્ટિ છે. અન્ય સર્વ પ્રકારની દૃષ્ટિ તે મિથ્યાદૃષ્ટિ છે. આ સત્ય દૃષ્ટિ વડે જ મિથ્યાદૃષ્ટિ નાશ પામે છે

## અહંકાર

ત્યા અહકારે આવીને કહ્યું હે સજ્જનો! અહકાર કયા ને કયા કરવો તો પડે છે જ. દેહાદિ સઘાતમા કરેલો અહકાર અનત જન્મોનુ કારણ છે અને સચ્ચિત્, પ્રિયરૂપ આત્મામા કરેલો અહકાર મોક્ષનુ કારણ છે બન્નેમા જે આપને ઠીક લાગે તેમા અહકાર કરો

## નારાયણી

નારાયણી બોલી હે સતો! આ શરીરરૂપી મળ અને નરકને સમ્યક્ વિચારવી જોતા બન્નેમા કિંચિત્ ભેદ નહોતા, તે સમાન છે પરતુ બહારના મળને જેમ સર્વ પોતાનાથી ભિન્ન જાણે છે અને અતિ ગ્લાનિ કરે છે, તેમ આ શરીરરૂપ મળને પોતાનાથી ભિન્ન જાણતા નથી! જુઓ, આ શરીર તો પોતાથી ભિન્ન, માતાપિતાનો મળ છે, આપણો નથી. હવે

લોકમાં એ તો પ્રસિદ્ધ છે કે પોતાના મળથી ગ્લાનિ ઓછી થાય છે, બીજાના મળથી ગ્લાનિ વિશેષ થાય છે. હવે આ આશ્ચર્ય જુઓ! આ શરીરરૂપ બીજાના મળમાં ગ્લાનિ નથી થતી અને પોતાના મળમાં ગ્લાનિ થાય છે! ચાહે તો બંને મળને ગ્લાનિપૂર્વક પોતાથી અતિ ભિન્ન માનવા, અથવા અભિન્ન માનવા. એક મળને પોતાથી ભિન્ન માનવો અને એક મળને પોતાના આત્માથી અભિન્ન માનવો એ હિસાબ બહારની વાત છે; કારણ કે બંને મળ સમાન છે. હે પક્ષપાતરહિત! અકૃત્રિમ પ્રીતિ કરવાવાળા મિત્રો! આ સુખદુઃખનો પ્રકાશક બ્રહ્માત્માને મળથી ભિન્ન જાણો કે ન જાણો; તોપણ તે સ્વતઃજ માયા અને તત્કાર્યરૂપ મળથી રહિત છે.

## લક્ષ્મી

ત્યાં લક્ષ્મીએ આવીને કહ્યું: હૃદયરૂપ આકાશના ચંદ્રમારૂપ, પ્રિય, મોદ, પ્રમોદાદિ વૃત્તિઓનો સાક્ષી આ આત્મા જ બ્રહ્મ, જીવ, ઈશ્વર, ખુદા, ગૉડ, પરમાત્મા, ઘટપટાદિ સર્વ શબ્દનું લક્ષ્ય છે. તે કોઈ શબ્દનો વાચ્ય નથી; કારણ કે તે અવાઙ્મનસગોચર છે. વાચ્ય, લક્ષ્ય પણ સમબુદ્ધિવાળા મુમુક્ષુઓના જ્ઞાનને અર્થે જ છે. વસ્તુતઃ અસ્તિત્વ, સ્ફુરણત્વ, પ્રિયત્વરૂપ સર્વાત્મા જ, તમારો, અમારો તથા બ્રહ્માથી લઈને કીડી સુધી સર્વનો અનુભવસ્વરૂપ આત્મા છે.

## મન

એટલે મન મનુષ્યનું શરીર ધરીને સભામાં આવ્યું અને બોલ્યું: હે સદ્‌વક્તાઓ! વાયુથી પણ હું અત્યંત ચંચળ છું. જેમ વાયુની ચંચળતાથી આકાશ નિર્વિકાર છે અને વાયુ આકાશમાં જ રહે છે, તેમ હું અનેક પ્રકારના સંકલ્પવિકલ્પ કરું છું તથા કદી બહિર્વૃત્તિ જાગ્રત, કદી અંતર્વૃત્તિ સ્વપ્ન અને અપૂર્વવૃત્તિ[૧]થી સુષુપ્તિરૂપ ચંચળતા કરું છું અને કદી સાત્ત્વિકી, કદી રાજસી, સુખ, દુઃખ, કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકારાદિ તથા જ્ઞાન, અજ્ઞાન, શાંત, દાંત, વૈરાગ્ય, ત્યાગ, ગ્રહણ વગેરેના સંકલ્પ ધારણ કરું છું; આ સર્વ નામરૂપ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય મારા જ સંકલ્પ છે. હે સાધો! સમષ્ટિ-વ્યષ્ટિસંકલ્પ, સ્ફુરણરૂપે એક જ સ્વરૂપ જાણવા. જેમ રાજાનો સંકલ્પ અને રાજાના નોકરનો સંકલ્પ એકરૂપ જ છે; તેમના સંકલ્પના

૧ (અંતર્ બહિર્ વૃત્તિવિનાની).

સ્વરૂપમાં ભેદ નથી.

આ જગત ગારો (માટી) લઈને બનાવેલું નથી, પણ તે સ્વપ્નના જગતની જેમ વ્યષ્ટિ અથવા સમષ્ટિ સંકલ્પ વડે જ થયું છે. હે *મિત્રગણ! ન કોઈ દુઃખરૂપ પદાર્થ છે, ન કોઈ સુખરૂપ છે.* સુખરૂપ પદાર્થમાં દુઃખ અને દુઃખરૂપ પદાર્થમાં સુખરૂપતા, જેવું હું દઢ ચિંતન કરું છું, તેવું જ આગળ ભાસે છે. તેથી સંકલ્પમાત્ર જ આ જગતનું રૂપ છે, અન્ય નહિ. જો તે અન્યરૂપ હોત, તો સુષુપ્તિમાં હું અજ્ઞાનમાં લીન થાઉં છું, ત્યારે પણ તે ભાસત, પરંતુ તે ભાસતું નથી તેથી તે સંકલ્પ વિના અન્ય નથી. હે સજ્જનો! બ્રહ્મા, વિષ્ણુ, સદ્રૂપ થઈને હું જ મહાનુભાવ થયો છું! કીડી વગેરે થઈને તુચ્છ થયો છું. આ સર્વ ખેલ મારા જ છે! હે સાધો! ચક્ષુ આદિ અધ્યાત્મ,[1] રૂપાદિ વિષય આધિભૂત[2] અને સૂર્યાદિ દેવતા અધિદેવ[3] છે. *શાંતાત્મા* બ્રહ્મા, વિષ્ણુ, શિવથી આદિ લઈને કીડી સુધી આખું ત્રિપુટીરૂપ જગત હું મનનું સ્વરૂપ જાણો. જેને તમે ઈશ્વર માનો છો, તે તો ત્રિપુટીરૂપ જગતકોટિમાં છે. હું મનમાં સચ્ચિદાનંદ સાક્ષી આત્માનું પ્રતિબિંબ જીવ છે. તે કર્તાભોક્તા છે; બિંબ નહિ. એ જીવ પણ જગતકોટિમાં, મારું સ્વરૂપ છે. હે સાધો! જીવભાવ, ઈશ્વરભાવ, બ્રહ્મભાવ, જીવ ઈશ્વરનો ભેદઅભેદ ભાવ, સગુણનિર્ગુણ ભાવ, દૈવીઆસુરી ભાવ, વગેરે ઓછીવધતી કલ્પના મારી જ છે. આ કલ્પનાથી રહિત, આ આત્મા પૂર્ણ છે! જેમ આકાશ બ્રહ્મલોકાદિ પવિત્ર સ્થાનોમાં, તથા તેમાં રહેવાવાળા વિષ્ણુ આદિ શરીરોમાં તથા મલિનાદિ સ્થળોમાં અને તેમા રહેવાવાળા જીવોમાં, એકસરખું નિર્વિકાર રહી સર્વને સમાન અવકાશ અર્પે છે, તેમ હુ મનનો *સચ્ચિદાનંદ સાક્ષી, આત્મા, વૈકુંઠાદિ સ્થાનોમાં* સ્થિત વિષ્ણુ આદિ શરીરોમાં તથા નરકાદિ સ્થાનોમાં સ્થિત જીવોમાં એકસરખો પવિત્ર, નિર્વિકાર, અસંગ રહી, સર્વને સમાન જ સત્તાસ્ફૂર્તિ આપું છું. પૂર્વોક્ત મારા અનેક પ્રકારોના કટાક્ષોથી *હર્ષશોક ન માનતા* તે સમાન જ રહે છે. હે અધિકારી જનો! જો તમે અવિવેક કરી આ મનના સાક્ષી સચ્ચિદાનંદરૂપ આત્માથી પૃથક ઈશ્વરને માનશો, તો મારી જગતકોટિમાં જ રહેશો; કારણ કે સચ્ચિદાનંદથી ભિન્ન મારું જ સ્વરૂપ છે. આગળ આપ માલિક છો.

---

૧ પિંડગત, દેહગત. ૨ અચેતન—બહારના પદાર્થો. ૩ ઇંદ્રિયોને અનુભવ ઉત્પન્ન કરવામાં મદદ આપનારો દેવવર્ગ.

## પાર્વતી

### (સ્રીપુરુષના ગુણદોષનું વર્ણન)

પાર્વતી કહે: હે સમ્યક્ પક્ષપાતરહિત સજ્જનો! શાસ્ત્રોમાં જ્યાં ત્યાં કવિલોકોએ સ્રીનો નિષેધ કર્યો છે; પરંતુ પક્ષપાતરહિત વિચાર કરીને જુઓ તો જણાશે કે યદ્યપિ સ્રીમાં દશગુણઅધિક કામ લખ્યો છે, તથાપિ સ્રીના કરતાં પુરુષ અધિક કામાતુર થાય છે, એ પ્રત્યક્ષ જોવામાં આવે છે. વળી સ્રી ધૈર્યવતી દેખવામાં આવે છે; કારણ કે પુરુષની ઇંદ્રિયમાં વાયુ ભરાવાથી તે ઉત્થાન પામે છે, સ્રીમાં તેમ બનતું નથી. તેથી જ સ્રી કામથી વ્યાકુળ બનતી નથી. જુઓ! પુરુષ સ્રીની પ્રાપ્તિ માટે દ્રવ્ય, દૂતી, આદિ અનેક ઉપાયવિશેષ કરતો જોવામાં આવે છે; સ્રી નહિ. સ્રીથી અધિક પુરુષમાં કામાતુરતા જુઓ! પુરુષ તો પાંચપાચ લગ્ન કરે છે. વૃદ્ધ થવા છતાં પણ એક પુરુષ અનેક સ્રીઓ સાથે લગ્ન કરે છે; પરંતુ સ્રી બાળવિધવા છતાં પણ વૃદ્ધ અવસ્થા પર્યંત કામાતુર થતી નથી. પુરુષ જ છળ, બળ, દ્રવ્ય, કપટ, મંત્ર, વશીકરણ, ઔષધિ આદિ કરે છે. તાત્પર્ય કે પુરુષ જ અનેક પ્રકારના લોભાદિ આપીને બાળવિધવા સ્રીથી ભોગેચ્છા કરે છે. સ્રી ગમે તેવી કામાતુર થવા છતાં પૂર્વોક્ત ઉપાય બહુ જ ઓછા કરે છે. સ્રીને કામવિષયમાં પણ પુરુષ કરતાં વિશેષ લજ્જા જોવામાં આવે છે, ઇત્યાદિ અનેક રીતિથી પુરુષમાં કામાતુરતા અને સ્રીમાં અકામાતુરતાદિ વિષમભાવ જોવામા આવે છે, તે વિસ્તારભયથી જણાવ્યા નથી. તેથી પુરુષ જ પોતાની સ્રીને તથા પરસ્રીને પરમ દુઃખનું કારણ છે. મધુર વાક્યાદિથી પગશી કરીકરીને સ્વસ્રીને ગર્ભાધાન કરે છે. સ્રી બિચારી દશ માસ બાળકને પેટમા રાખી અનેક દુઃખ પામે છે. બાળકના જન્મમરણનાં, પાલનના, સગાઈ-વિવાહનાં, સંતતિના અભાવનાં, નિર્ધનતાના, તે પાપી લુચ્ચા થાય તેનાં, પોતાની સતતિને સતતિ ન થાય તેના, તે સંતતિના વિવાહ થાય-ન થાય તેનાં તથા રોગાદિકનાં, એમ અનેક દુઃખોમા પચી રહી સ્રીજન્મ વ્યર્થ જવામાં પુરુષ જ કારણ થાય છે. તે જ પ્રમાણે ઉત્તમ પરસ્રીઓને પણ પુરુષ જ દ્રવ્યાદિ આપીને તેની જાતિમત્તા બગાડી તેની સાથે પોતે પણ દુઃખનો પરમ ભાગી બને છે, તેથી વિશેષ કરી પુરુષ જ નિંદનીય છે. યદ્યપિ સ્રીપુરુષના સંયોગ વિના જગતનું ખાતું જ ઊઠી જાય છે, તથાપિ મુમુક્ષુ સ્રીઓને માટે તો પુરુષ કાળો નાગ છે; તેથી પુણ્યવાન મુમુક્ષુ સ્રીઓએ તો પુરુષની

ચીતરેલી મૂર્તિ કે કાષ્ઠાદિની મૂર્તિનાં દર્શન પણ ન કરવાં. ઉપરાંત પોતાના નિવાસસ્થાનમાં પણ ઉત્તમ ગણાતાં દંપતીનાં ચિત્રોવાળી મૂર્તિઓનાં પણ દર્શન કદાચિત્ સ્વપ્નમાં પણ ન કરવાં. બલકે, રાધાકૃષ્ણાદિની પરસ્પરમાં હાસ્યવિલાસ કરતી મૂર્તિને પણ નિજ નિવાસસ્થાનમાં સ્થાન ન આપવું; કારણ કે તેના દર્શનથી પ્રજ્વલિત કામાગ્નિ હૃદયમાં ઉત્પન્ન થાય છે.

વળી આશ્ચર્ય જુઓ! પુરુષ અનેક સ્ત્રીઓ સાથે લગ્ન કરે છે, તોપણ તે પામર સ્વભાવથી લજ્જા નથી પામતો! પરંતુ સ્ત્રી જો બાળવિધવા થાય છે, તેને જો પુરુષ ન બગાડે, તો તેનું બ્રહ્મચર્ય પૂર્ણ બની જાય છે! પરંતુ યેનકેન ઉપાય વડે પુરુષ સ્ત્રીના બ્રહ્મચર્યનો ભંગ કરી દે છે. બલકે પોતાના પુત્રની વિધવા અથવા સધવા સ્ત્રી, અથવા પોતાની સાળી કે બહેન સાથે પણ દુષ્ટ પુરુષ યોગ રચે છે; તેમાં પુરુષનો જ અપરાધ છે, સ્ત્રીનો નહિ. કારણ પહેલાં પુરુષનું જ ચિત્ત પોતાની સંબંધી સ્ત્રીઓમાં બગડે છે, પછી લાજેલોભે સ્ત્રી પણ બગડી જાય છે. પુરુષ તો શાસ્ત્રસંસ્કાર દ્વારા ધર્માધર્મને પણ જાણે છે, પરંતુ વિશેષે કરીને સ્ત્રી જાણતી નથી. તેથી જ પુરુષ બેઈમાન છે. તે સ્ત્રીના ધર્મ, અર્થ, કામ અને મોક્ષને બગાડનાર છે. સ્ત્રીમાં પુરુષ કરતાં લજ્જા વિશેષ છે; કારણ પહેલાં પુરુષને વિષયની વાત કદાચિત્ પણ કહેશે નહિ. કામાતુર થયેલો પુરુષ જ અનેક ઢંગ રચે છે. સ્ત્રી તો બિચારી સાધુ બ્રાહ્મણમાં ઈશ્વરબુદ્ધિ કરી તેનાં દર્શન કરવાને જાય છે; પરંતુ મૂર્ખ શઠ તેમાં પણ ભોગબુદ્ધિ કરે છે અને અનેક પ્રકારની વાતચીત કરી તેના મનને વિષયલંપટ કરી દે છે, તેથી પુરુષને જ ધિક્કાર છે!

હે મારી પ્યારી સજ્જનીઓ! આ પુરુષ તમારા દુઃખનો હેતુ છે. ભ્રમથી તમે તેને સુખનો હેતુ માન્યો છે, તેથી સ્વપ્નમાં પણ પુરુષની ઇચ્છા ન કરો. જુઓ! પુરુષ કામાતુર થઈ સાઠસિત્તેર વર્ષે પણ પુનઃ સ્ત્રીભોગની ઇચ્છા કરી વિવાહ કરે છે; તેથી એવા કામાતુર, અજિતેંદ્રિય, અસંતોષી, પુરુષની ઇચ્છા ન કરો.

હે વિધવા ભગિનીઓ! વિધવા સ્ત્રી તો સંન્યાસીના સમાન છે. જેમ સંન્યાસી જિતેંદ્રિય, બ્રહ્મચર્યરૂપ આઠ પ્રકારનાં મૈથુનથી રહિત થઈ, નિજ શીલ સહિત નિર્વિઘ્ન આયુ વ્યતીત કરે છે અને જ્ઞાન વિના પણ ઉત્તમોત્તમ બ્રહ્મલોકાદિની ઉત્તમ ગતિને પામે છે, તેજ પ્રમાણે વિધવા સ્ત્રીએ પણ બ્રહ્મચર્યરૂપ આઠ પ્રકારના નિયમ ધારણ કરવા; અર્થાત આઠ પ્રકારનું બ્રહ્મચર્ય પાલન કરવું.

## આઠ પ્રકારનું બ્રહ્મચર્ય

૧ પુરુષના વિષયસંબંધી વાતો પણ ન સાંભળવી. ૨ પુરુષની પ્રાપ્તિનું સ્મરણ પણ ન કરવું. ૩ પુરુષના વિષયસંબંધનાં ગીત પણ ન ગાવાં. ૪ પુરુષની પ્રાપ્તિનું ચિંતન પણ ન કરવું. ૫ પુરુષ સાથે એકાંતમાં વાત પણ ન કરવી. ૬ પુરુષપ્રાપ્તિ સંબંધમાં વિધવાએ દૃઢ સંકલ્પ ન કરવો. ૭ તેને માટે પ્રયત્ન ન કરવો. ૮ પુરુષ સાથે પોતાનાં અંગ ન અડકાડવાં.

આ આઠ પ્રકારના મૈથુનથી રહિત વિધવા સ્ત્રી ઉત્તમ અર્થાત્ સમ્યક્ સંન્યાસી તુલ્ય ગતિને પામે છે. માટે હે મારી પ્રાણાંતપ્રિય વિધવા સ્ત્રીઓ! સર્વ પ્રકારે નિર્દયી, કપટી. દુઃખદાયી આદિ દૂષણયુક્ત પુરુષનું નામમાત્ર પણ સાંભળીને ગ્લાનિ કરવી, જેથી આ દુઃખસ્વરૂપ સ્ત્રી–પુરુષના વ્યવહારથી મન હઠી જશે અને આગળ સુખ થશે. વિચારી જુઓ! જો પતિમાં સુખ હોત, તો પતિવાળી સ્ત્રીઓ દુઃખી ન હોત. જો ધનગૃહ, પુત્રાદિમાં સુખ હોત, તો ધની, ગૃહી, પુત્રવતી દુઃખી ન હોત. હે પ્રિયદર્શ[1] વિધવા સ્ત્રીઓ! જો તમે તમારી જાતિમત્તામાં રહેશો તો તમારાં તેજ, બળ, યોગીરાજવત્ વધશે. ઉભય લોકને જીતી લેશો. આ વૈધવ્ય ન માનો. વિચારો તો ઉત્તમ ગતિનું સાધન છે. વિચારરૂપી નેત્રોને ઉઘાડીને જુઓ, ક્યાં તમારી અવસ્થા! ક્યાં સધવાની અવસ્થા! ક્યાં શરીર, વસ્ત્ર, મન, આત્માથી તમારું પવિત્ર રહેવું! દુઃખદાયી સંસારના વ્યવહારોથી નિવૃત્તિ રહેવી! કેવળ અન્ન–વસ્ત્રોથી જ સંતોષ માનવો, સંતાનની ઉત્પત્તિ આદિ પીડાથી છૂટી જવું! ઈત્યાદિ અનેક પ્રકારે સુખરૂપતા! અને ક્યાં પશુધર્માદિમાં સસારમાં રહી મરણ પર્યંત લિપ્ત રહેનાર સધવાની અવસ્થા! દિવસરાત્રિનો ભેદ છે. જન્મમરણથી છૂટવાના સાધનરૂપ વૈધવ્યરૂપી ચિંતામણિને છોડી જન્મ–મરણરૂપ સસાર જે કાચના મણિ જેવો છે તે ગ્રહમા પડવાનું છે! માટે હે સખીઓ! આ અમૂલ્ય ઉત્તમ વૈધવ્યને નિર્લજ્જ કૂતરાં સમાન પશુધર્મમાં ન ગુમાવો. પશુધર્મ તથા પુત્રાદિ સામગ્રી તો તમને અનંત યોનિઓમા પૂર્વે મળ્યા છે અને આગળ મળશે; પરંતુ સ્ત્રીનો આ વૈધવ્યયુક્ત જન્મ નિર્વિઘ્ન વીતવો જ દુર્લભ છે તે વિલાવો. નહિ તો વેશ્યાપણું છે! હે પ્રાણપ્રિય વિધવા સ્ત્રીઓ! તમારી માતા, સાસુ, સસરા, જેઠ, જેઠાણી, દિયર, દેરાણી,

---

[1] જેનુ દર્શન કલ્યાણ ઉત્પન્ન કરનાર છે તેવી.

વગેરે જે સ્થળે વિષયની વાત કરે, તે સ્થળે તમારે સૂવા-બેસવાની વાત ન કરવી; કારણ કે જોઈ-સાંભળીને વિષયોના સંસ્કાર મનમાં પેદા થાય છે. હે શીલવંત સ્ત્રીઓ! આ પશુધર્મ ને બાળબચ્ચાં આદિ સંસાર તો હર યોનિમાં મળી શકે છે. એમાં શી મોટાઈ છે? આ મોક્ષદ્વાર રૂપ મનુષ્યશરીર મળવું દુર્લભ છે. આ જ કાળ છે, કામ-ક્રોધાદિ શત્રુઓને જીતવાનો અને આ જ કાળ છે હારવાનો. મન જિતાયું તો સવ જગત જિતાયું. મનથી હાર્યો તો જગ હાર્યો! પશુધર્માદિ વિષયમાં જે તમને આનંદ આવે છે, તે આનંદ વિષયોમાં નથી. અસ્થિ ચાવવામાં કૂતરાને જે રસ મળે છે, તે રસ અસ્થિમાં નથી. જેમ ચણા વગેરેમાં જ્યાં જ્યાં મધુરતા માલૂમ પડે છે, ત્યાં ત્યાં સાકર જ છે. તેમ જ્યાં જ્યાં વિષય અને ઇંદ્રિયના સંબંધથી આનંદનું ભાન થાય છે, ત્યાં ત્યાં આત્મા જ આનંદરૂપ છે. એ બુદ્ધિના પ્રકાશક આત્મા તમે અસ્તિત્વમાત્ર છો.

આ જ ઉપર એક કથા છે.

એક સમયે નારદ અભિમાની થઈ ચાલ્યા જતા હતા. એક જંગલમાં પશુઓ પરસ્પરમાં સ્વભાષામાં આત્મનિરૂપણ કરતાં હતાં. નારદ સાંભળીને ઊભા રહી ગયા.

### શ્વાન

એટલામાં ભૈરવનું વાહન શ્વાન બોલ્યો: હે પ્રિયગણ! મને આ મનુષ્યો નીચ કહે છે, પરંતુ વિચારીને જુએ તો આ દેહાભિમાનીઓ કૂતરાથી પણ અતિ નીચ છે; કારણ કે કૂતરો નિર્મકહલાલ છે, અલ્પ નિદ્રાવાળો છે, સંતોષી છે, માન-અપમાનમાં સમ રહે છે, સમય અનુસાર સ્ત્રીભોગ કરે છે, પોતાના માલિકને ભૂલતો નથી, પોતાના માલિકનો દ્રોહ કરતો નથી, ઇત્યાદિ અનેક ગુણ શ્વાનમાં છે. પરંતુ દેહાભિમાની પુરુષોમાં તેથી વિપરીત ગુણો છે, તેથી તે અતિ નીચ છે. હે ભાઈઓ! નીચ-ઊંચ વ્યવહાર સદ્ગુણ-દુર્ગુણના ઉપર બંધાયેલો છે; દેહ, જાતિ, કે આત્મા ઉપર તે આધાર રાખનાર નથી; તેથી તમે તમારામાં પશુત્વધર્મ માની નીચબુદ્ધિ ન કરો.

અતિકામી, ક્રોધી, લોભી, અહંકારી, દ્રોહી, વિશ્વાસઘાતી, દંભી, કપટી, અન્યાયકારી, અધૈર્યવાન, પરસ્પર મિત્રોમાં વિરોધકર્તા, માતાપિતા, ગુરુ, મોટાભાઈ અને નિર્દોષમાં દોષારોપી, અભક્ત, બૂરા, અજિતેંદ્રિય ઇત્યાદિ અનેક અવગુણથી યુક્ત પુરુષ જ નીચ અને

પશુત્વધર્મવાળા કૂતરા કે ભૂંડ જેવા છે. દેહાભિમાનરહિત સચ્ચિદાનંદ અનાદિ દશ્યના દ્રષ્ટા, આત્મનિષ્ઠાવાળા આપણે નીચ અને પશુ નથી.

## દેવીનું વાહન–સિંહ

તે સમયે દેવીના વાહન સિંહે આવીને કહ્યું: હે અંતર્યામીઓ! સ્વાત્માના સમ્યક્ અપરોક્ષ જ્ઞાની સજ્જનો! અજ્ઞાન અને તત્કાર્યરૂપ પશુઓને પોતાના અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી પૃથક્ જાણવાં એ સમ્યદ્ વિચારરૂપ પંજા વડે તેમના અત્યંતાભાવરૂપ અથવા સમ્યક્ મિથ્યાત્વના નિશ્ચયરૂપ તેમનું હનન કરે અને અદ્વૈત નિશ્ચયરૂપ તેમનુ ભક્ષણુ કરે, તે જ સિંહ છે.

## ગજેંદ્ર અને ગ્રાહ

ત્યાર પછી ગજેંદ્ર આવીને બોલ્યો: હે સત્ય વક્તાઓ! શ્રોત્રાદિ ઇદ્રિયરૂપ હસ્તિનીઓનો આ જીવ ઇદ્ર છે. તે આ સંસારરૂપ વનમાં પોતાની પત્નીઓ સાથે ક્રીડા કરી ઉન્મત્ત થઈ અને અતિ કામ, ક્રોધ, લોભરૂપ તૃષ્ણાથી વ્યાકુળ થયેલો, અતિ દેહાભિમાનરૂપી તળાવ વિષે અતિ સ્નેહરૂપ જળ પીવા લાગ્યો. ત્યાં મહામોહરૂપ, પુત્ર–લોક –ધનની એષણા નિજતાસહિત, અજ્ઞાનરૂપ ગ્રાહ દ્વારા ભ્રાંતિ થઈ, એ જ તેનુ પકડાવુ છે. સારાંશ એ જ કે હુ જન્મમરણ, સુખદુઃખ, બંધમોક્ષ ધર્મવાળો છુ એવું સ્વસ્વરૂપને ન જાણીને માનવા લાગ્યો. પુનઃ શ્રદ્ધાભક્તિ સહિત ઈશ્વરની પાસે સાચા મનથી કર્મઉપાસનારૂપ પ્રાર્થના કરી અને શુદ્ધ અચળ ઉપદેશને યોગ્ય મન કર્યું. પછી વિષ્ણુરૂપ બ્રહ્મનિષ્ઠ ગુરુઓના 'તત્ત્વમસ્યાદિ' મહાવાક્ય વડે તત્ ત્વપદના શોધન દ્વારા અખંડ અર્થ, પ્રત્યદ્ આત્માના અનુભવરૂપ ચક્ર વડે, વાસનારૂપ તંતુ સહિત અજ્ઞાન અને તત્કાર્યરૂપ ગ્રાહને મારીને પોતાના શિષ્યના જન્મમરણ, બંધમોક્ષાદિ સુખદુઃખરૂપ બંધન દૂર કર્યાં. તે હુ જીવન્મુક્ત થઈ વિચરતોવિચરતો તમારી સભામાં ઊભો છુ. આ જ ગજેંદ્ર પ્રકરણનું તાત્પર્ય છે.

## શીતળાદેવીનું વાહન–ગર્દભ

ત્યાં શીતળાદેવીએ બોધ કરેલા દેવીના વાહન ગર્દભે આવીને કહ્યુ: હે સાધો! શ્રદ્ધા, ગુરુભક્તિ અને સેવાપૂર્વક 'શ્રવણ, મનન, નિદિધ્યાસન તથા તત્ત્વપદાર્થના શોધનથી ઉત્પન્ન થયેલી, સંસ્કારવિશિષ્ટ, શીતળાદેવીરૂપી બુદ્ધિ, તે બુદ્ધિરૂપ શીતળાની બ્રહ્માકાર વૃત્તિરૂપ વાહન હુ ગર્દભ છુ! આ બાહ્ય પશુ જે ગર્દભ છે, તે અજ્ઞાની

પુરુષોની ઉપમાનું બોધન કરે છે, તેથી દુરાચાર, અન્યાય, અજિતેન્દ્રિયતા, પરદ્રોહ, અનમ્રતા, અશાંતિ, સદુપદેશ, શ્રવણની વિસ્મૃતિ, અસારગ્રાહી આદિ અવગુણોથી યુક્ત પુરુષ જ ગર્દભ છે. 'સત્સભાપણાદિ ધર્માનુષ્ઠાનપૂર્વક શ્રવણ–મનન–નિદિધ્યાસન વડે, મનાદિકનો સાક્ષી હું સચ્ચિદાનંદ આત્મા છું,' એવા સુદૃઢ નિશ્ચયવાળો પુરુષ જ બ્રહ્મરૂપ દેવ છે. અન્ય સર્વ ગર્દભ, પશુ છે.

### વરાહ ભગવાન

એટલે વરાહ ભગવાનના સબંધી સૂકરે આવીને કહ્યુ: સર્વમાં આત્માની ઉપમા દર્શાવનાર હે સભા! સૂ નામ શ્રેષ્ઠ કલ્યાણનુ છે. કરનો અર્થ કરવું છે. કલ્યાણને જે કરે તે સૂકર. વૈરાગ્ય આદિ દૈવી ગુણોમાં પણ પુરુષને કલ્યાણકારિતારૂપ સૂકરતાની અગત્ય છે. પરંતુ પરમ કલ્યાણ તો નિજ સમ્યક્ અપરોક્ષ બોધ દ્વારા સચ્ચિદાનંદ આત્મા જ કરે છે, તેથી સચ્ચિદાનંદ આત્માનુ નામ જ સૂકર છે. તેથી હુ પૂર્વોક્ત સૂકરનુ મનાદિ દૃશ્યના સાક્ષીરૂપે ચિંતન કરો. મન તો કોઈ ને કોઈ ચિંતન કરશે જ. એકી વખતે બે ચિંતન અર્થાત્ સંકલ્પ થતા પણ નથી. ક્રમથી જ થશે. 'હુ સચ્ચિદાનંદ આત્મા છુ' એ ચિંતનનુ નામ જ બ્રહ્માકાર વૃત્તિ છે. અન્ય અનાત્માકારા વૃત્તિને ત્યાગી આત્માકારા વૃત્તિ કરો. વસ્તુત. બ્રહ્માકાર અને અનાત્માકાર વૃત્તિઓના પ્રકાશક તમે આત્મા છો. તેને તો બન્ને વૃત્તિઓ સમ છે. હે સાધો! સમ્યક્ જાણવું એ જ કર્તવ્ય છે. અન્ય કંઈ કરવું નહિ.

### હયગ્રીવ

એટલામાં હયગ્રીવ ભગવાને ઉપદેશ કરેલા અશ્વે આવીને કહ્યું: હે સમ્યક્દર્શીઓ! न स्व जानाति इति अश्व ।* અર્થાત્ જે પોતાના સ્વરૂપને સમ્યક જાણતો નથી, તે જ અશ્વ અર્થાત્ ઘોડો છે તેથી અજ્ઞાનીરૂપ તે બંધમોક્ષ, જ્ઞાનઅજ્ઞાન તથા દેહાભિમાન, જન્મમરણ, રાગદ્વેષ, સુખદુ:ખાદિરૂપ પુરુષોને અધીન થઈ ખેદ પામે છે. પરંતુ નિજસ્વરૂપને જાણવાથી અશ્વપણુ નિવૃત્ત થઈ દેવભાવને પામે છે.

### ગણેશનું વાહન—મૂષક

પછી ગણેશના વાહન મૂષકે આવીને કહ્યુ: હે ધર્મજ્ઞ પુરુષો! તત્ત્વમસ્યાદિ મહાવાક્યોથી ઉત્પન્ન થયેલી અખંડ બ્રહ્માકારા વૃત્તિરૂપ

* છન્દશાસ્ત્રના નિયમ પ્રમાણે આ વ્યુત્પત્તિ નથી; ચાલુ વિચારને બંધબેસતી માત્ર છે.

મૂષક, તે ચક્ષુ મન આદિ ઇંદ્રિયરૂપ ગણોના સ્વામી સચ્ચિદાનંદ આત્મારૂપ ગણેશનું વાહન, તે નિજ વાહન વૃત્તિરૂપ મૂષક ઉપર આરૂઢ થઈ માયા અને તત્કાર્ય દૃશ્યના અત્યંતાભાવનિશ્ચયરૂપ છેદન કરે છે. તેથી મુમુક્ષુ જનોના સત્સંભાષણ આદિ ધર્માનુષ્ઠાનપૂર્વક, બ્રહ્મવિદ્યાના ગુરુના મુખથી શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા, 'અહં બ્રહ્માસ્મિ' વૃત્તિરૂપ મૂષાની ઉત્પત્તિને અર્થે જ સર્વ કર્મ અને ઉપાસનાકાંડનું અનુષ્ઠાન છે. તેનું તે જ ફળ છે. અન્ય કોઈ વૈકુંઠાદિ લોકોની પ્રાપ્તિ એ કાંઈ કર્મઉપાસનાના સેવનનુ ફળ નથી. હે સાધો ! ગણેશનુ વાહન મૂષક છે. એ કથાનુ તાત્પર્ય પૂર્વોક્ત જ છે. અન્યથા માનશો તો શાસ્ત્રના અનુભવવિરુદ્ધ કથન કરવાથી નિષ્ફળતા મળશે.

## નંદીગણ

(શિવ તથા શિવના વાહન નંદીનો ભાવાર્થ)

તે સભામાં નદીગણે આવીને કહ્યું: હે મિત્રવરો ! પંચભૂતોના સાત્વિક અંશના મિશ્રકાર્યરૂપ ઇંદ્રિયો(ગૌ)થી અંતઃકરણરૂપ હુ નદી(બળદ)ની ઉત્પત્તિ થયેલી છે, તે હું શિવનું વાહન છું. એનો અર્થ એ જ કે અંતઃકરણ ઉપહિતચૈતન્ય જ, ચક્ષુ આદિ ઇંદ્રિયરૂપ દેવોનો દેવ અર્થાત્ પ્રકાશક છે., એ જ શિવ અર્થાત્ કલ્યાણરૂપ છે. અને અંતઃકરણરૂપ હિમાલયની પુત્રી, 'તત્ત્વમસ્યાદિ' મહાવાક્યોથી ઉત્પન્ન થનારી, 'અહં બ્રહ્માસ્મિ'રૂપ, બ્રહ્મવિદ્યાસ્વરૂપ, વૃત્તિગૌરી, તે તેની અર્ધાંગિની છે. તાત્પર્ય કે સમ્યક્ તત્ત્વવેત્તાની સર્વ ચેષ્ટામાં બ્રહ્માકારા વૃત્તિ બની રહે છે. તે બ્રહ્મવેત્તાનું નામ જ શિવ છે. અજ્ઞાની લોક અશિવવત્ અશિવ છે.

## હિંગળાજ

તે જ પ્રમાણે 'हिन् हिंसायाम्'* જે મન–વાણી–શરીર વડે સર્વ સુખદુઃખાદિ અવસ્થામાં, સર્વ જીવો વિષે આત્મોપમદર્શનરૂપ× સાધન વડે, પરપ્રાણીને પીડનરૂપ હિંસાથી લજ્જાયમાન છે, તે જ હિંગળાજ છે. આ હિંગળાજના સ્પર્શનરૂપ ધારણથી અવશ્ય કલ્યાણ થશે.

## પુષ્કર

તે જ પ્રમાણે મનુષ્યશરીરરૂપ પુષ્કરતીર્થમાં, મન અથવા મુમુક્ષુરૂપ જીવબ્રહ્માએ ચક્ષુ આદિ ઇંદ્રિયરૂપ દેવતાઓની સાથે, વિષ્ણુરૂપ

* વ્યુત્પત્તિ કલ્પિત છે. × આત્મારૂપે જોવા તે.

આત્મા—અનાત્માના સમ્યક્ વિવેકરૂપ યજ્ઞ કર્યો. તેમા જીવરૂપ બ્રહ્માની અનાદિ સ્ત્રી, પ્રવૃત્તિરૂપ બુદ્ધિ સરસ્વતી, કોઈ નિમિત્તથી ક્રોધમા આવીને પોતાના પતિને પાસે બોલાવ્યા છતા ન આવી. એનો અર્થ એ કે, વૈરાગ્યવાન વિવેકી અશાસ્ત્રીય પ્રવૃત્તિને પ્રિય નથી લાગતો, તેથી જીવ રૂપ બ્રહ્માએ પૂર્વોક્ત યજ્ઞની સહાયક નિવૃત્તિરૂપ પ્રિય ગાયત્રી સ્ત્રીનો અગીકાર કર્યો. પછીથી નિર્વિઘ્ને વિવેકરૂપ યજ્ઞ પૂર્ણ થયો.

## રામેશ્વર

તે જ પ્રમાણે મુમુક્ષુઓએ નિજ શરીર વિષે જ ત્વપદના વાચ્યાર્થ જીવને રામ જાણવો અને ત્વપદના લક્ષ્યાર્થને કૂટસ્થ, મનનો સાક્ષી ઈશ્વર જાણવો એ જ જીવનું રામેશ્વરસ્વરૂપ છે.

## જ્વાળામુખી

તે જ રીતે ज्वाला एव मुखी—જ્વાળામુખી જ્વાળા નામ પ્રકાશ સ્વરૂપનું જ છે તે છે પ્રધાન જેમા એવી જે આત્મસત્તાવાળી બુદ્ધિસાક્ષી, તેને જ મુમુક્ષુએ જ્વાળામુખી સમજવી.

## હરિદ્વાર

એ જ પ્રમાણે બ્રહ્માત્માના એકત્વજ્ઞાન દ્વારા જ સચ્ચિદાનંદ નિજ સ્વરૂપ હરિને પ્રાપ્ત કરે છે, તેથી જ્ઞાનનું નામ હરિદ્વાર છે.

## નર્મદા

એ જ રીતે વેદરૂપ નર્મદાને કિનારે, વેદના સારભૂત અકાર, ઉકાર, મકાર અને અર્ધમાત્રા, એ ચાર માત્રારૂપ ઓંકાર સમજવા એ અકાર આદિ વાચક માત્રાઓના વાચ્ય ધ્યાતા, ધ્યાન, ધ્યેય, જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, સ્થૂલ, સૂક્ષ્મ, કારણ શરીર અને સમષ્ટિ અભિમાની વિરાટથી અભિન્ન વિશ્વાદિ જીવ વગેરે છે અનેક ત્રિપુટીરૂપ વૈદિકલૌકિક વાચ્ય જગત છે જાગ્રત આદિ અનેક ત્રિપુટીનો પ્રકાશક, વાચક અર્ધમાત્રાનો વાચ્ય તુરીય, પ્રત્યક્ આત્મા છે. આટલો જ વ્યવહાર, પરમાર્થનુ સ્વરૂપ છે તે વાચ્યવાચકભાવે સર્વ ઓંકારરૂપ જ છે, તેથી મુમુક્ષુએ પૂર્વોક્ત ઓંકારની યાત્રા કરવી, અર્થાત્ નિજ શરીર વિષે સમ્યક્ વિવેચન કરવું તેનાથી મરણરહિત સ્થિતિના દર્શનનુ ફળ છે

## ભાગીરથી

આ જ પ્રમાણે મુમુક્ષુરૂપ ભગીરથના, અષ્ટાગયોગ તથા આત્મા-અનાત્માના સમ્યક્ વિવેકરૂપ સાખ્યયોગ કરવારૂપ યત્ન અર્થાત્ તપ

શ્ચર્યા દ્વારા, અંતઃકરણરૂપ હિમાલયથી, બ્રહ્માકારા વૃત્તિરૂપી જ્ઞાનગંગા ઉત્પન્ન થાય છે. પુનઃ બ્રહ્મરૂપ સમુદ્રમાં એકરૂપ થઈ જાય છે. મનોનાશ, વાસનાક્ષય અથવા ઉપરતિ–વૈરાગ્ય જ્ઞાનરૂપ ગંગાને જ્યારે મળે છે, ત્યારે જીવન્મુક્તિરૂપ ત્રિવેણી બને છે. પૂર્વોક્ત જ્ઞાનરૂપ ગંગામાં જે સ્નાન કરે છે, તે પુનર્જન્મને પ્રાપ્ત થતા નથી.

## બદરીકેદાર

તે જ પ્રમાણે આ મનુષ્યશરીર અથવા અંતઃકરણરૂપ ઉત્તરાખંડમાં અસ્તિત્વ, સ્ફુરણત્વ, પ્રિયત્વરૂપ સુખદુઃખાદિ, મન સહિત મનના ધર્મોનો જે અનુભવકર્તા છે, તે જ કેદાર અને બદરીનાથ છે.

આ પ્રમાણે વિચારવાને બહિર્ કથાઓનો અર્થ આંતર અધ્યાત્મમાં સ્વબુદ્ધિથી જોડી લેવો.

## સંસારના અભાવનો ઉપાય

માટે સત્ય, સંતોષ, બ્રહ્મચર્ય, અહિંસા, શાંતિ દાંતિ[1], વૈરાગ્ય આદિ તીર્થોમાં સ્નાન કરી, ગુરુ દ્વારા વેદાંતશ્રવણ, મનન, નિદિધ્યાસન-પૂર્વક, બ્રહ્માત્મા નિજસ્વરૂપનો સમ્યક્ અપરોક્ષ અનુભવ જ્યારે કરવા આ મુમુક્ષુ યત્ન કરશે, ત્યારે કોઈ દિવસ ભ્રમરૂપ જન્મમરણરૂપ સંસાર નિવૃત્ત થઈ જશે. સંસારરૂપ જન્મમરણને દૂર કરવાનો અન્ય કોઈ ઉપાય નથી. ચાહે સર્વ વિદ્વાન શાસ્ત્રોમાં જોઈ લ્યો. આગળ જે ઇચ્છા હોય તે કરો.

## ઊષ્ટ્ર

### (ગૌરીના શાપથી સનત્કુમારને ઊષ્ટ્ર થવાનો આશય)

ગૌરીના શાપથી સનત્કુમાર (ઊંટની સંતતિમાં) ઊષ્ટ્રરૂપે જ્ઞાનવાન થયા હતા. તેમાંના એક ઊંટે આવીને કહ્યું: હે નીતિજ્ઞ સભા! ઉદ્ઇતિ વિતર્કે અને ષ્ટ્ર્ એટલે ટળવું*. એટલે માયા અને તત્કાર્યથી, જે સમ્યક્ આત્મા–અનાત્મના વિચાર વડે, સ્વસ્વરૂપે રહી અસંગ રહે, તેનું નામ ઊષ્ટ્ર છે–જેવી રીતે આકાશ સ્વરૂપથી જ ભૂત–ભૌતિક પ્રપંચથી અસંગ રહે છે, તેવી રીતે. એ પ્રમાણેનું ઊષ્ટ્ર નામ સચ્ચિદાનંદ આત્માનું છે. જેમ સ્વપ્નમાં ઊષ્ટ્રાદિરૂપ સ્વપ્નદ્રષ્ટા જ થાય છે, તેમ સર્વરૂપ આત્મા જ થતો હોવાથી ઉષ્ટ્ર પણ આત્મા જ છે. જેમ ઉષ્ટ્ર સકંટક અને નિષ્કંટક વૃક્ષને ખાય છે, તે પ્રમાણે હું દ્વૈત–અદ્વૈત દ્વંદ્વરૂપ સંસારવૃક્ષોનું, નિજાત્મામાં અત્યંતાભાવ અથવા

૧ દમ; મનનો નિગ્રહ. * વ્યુત્પત્તિ કલ્પિત છે.

મિથ્યાત્વનિશ્ચયરૂપ, સમ્યક જ્ઞાનરૂપ ભક્ષણ કરું છું. હે સાધો! હીરા, મોતી આદિ નગોથી જડેલા પલંગમાં તથા મંદિરમાં શયન કર્યું તો શું થયુ? ન કર્યું તો શું થયુ? રાજ્યલક્ષ્મી ભોગવી તથા દેવઐશ્વર્ય ભોગવ્યુ તો શું થયુ? ન ભોગવ્યુ તો શું થયુ? તે જ પ્રમાણે નિર્ધન થયા તો શું થયુ? સધન થયા તો શું થયુ? કારણકે ગુજારો સર્વનો સમાન છે. જેમ ગુજરે તેમ ભલે ગુજરે. ચાર દિવસ ગુજરાન જેમ કર્યું તેમ કર્યું! સર્વ સ્વપ્નવત્ મિથ્યા છે. કોઈ પદાર્થ સત્ય નથી, તેથી જ તેના ગ્રહણત્યાગથી શાંતિ થતી નથી. વૈકુંઠાદિકમાં પણ આ વર્તમાન જગતવત જ વ્યવહાર છે. ન્યૂનાધિક કાંઈ નથી. શાંતિરૂપ એક આત્મા જ છે; અન્ય નહિ.

## શૃગાલ

એટલે શૃગાલ આવીને સભામાં બોલ્યુ: હે નીતિજ્ઞ સભા! સ્રક્+ નામ માળાનું છે. અલંનો અર્થ પૂર્ણ છે. જે આ નામરૂપ અનંત બ્રહ્માંડરૂપ મણિઓમાં સૂત્ર સમ પૂર્ણ હોય તેનુ જ નામ શૃગાલ છે. તે હુ સચ્ચિદાનંદ શૃગાલ, તમારા મનાદિનો અપરોક્ષ, અવેદ્યત્વ, સદા સાક્ષીરૂપ હાજરાહજૂર છું. તમે જ્યારે હું નિજાત્માને જાણશો, ત્યારે ભ્રમસિદ્ધ બંધમોક્ષાદિ જગતથી છૂટશો.

## વાનર

ત્યાં વાનરે આવીને કહ્યું: હે સાધો! શાસ્ત્રમાં મન અને વાનરને સમાન ઉપમા આપી છે, પરંતુ મન ભૂતોનું કાર્ય હોવાથી જડ છે અને હુ તો આ વાનરશરીરનો તથા મનનો પ્રકાશક છું, તેથી સમાનતા નથી. તે જ પ્રમાણે નર નામ પુરુષનું છે. પુરુષ નામ પૂર્ણાત્માનું છે. વા-વિકલ્પે; એટલે વેદાનુકૂળ તર્કથી દ્દશ્યદ્રષ્ટાનો સમ્યક્ વિવેક કરી ભૂમાને–નિજસ્વરૂપને, સંશયરહિત અપરોક્ષ જાણે છે તે જ વાનર છે. અથવા પૂર્વોક્ત વાનરથી ભિન્ન સર્વ દશ્યરૂપ માયા સ્ત્રી છે, તેથી તેનાથી ભિન્ન હુ ભૂમા, તેને પોતાના રૂપ જાણ્યા વિના તમને સુખ નહિ થાય. આગળ આપ માલિક છો.

પરાશરે કહ્યું: હે મૈત્રેય! આ પ્રકારે સર્વ સભા પછી પરસ્પર નમસ્કાર કરી પોતપોતાના વાંછિત સ્થળે ગઈ.

ઇતિ પક્ષપાતરહિત અનુભવપ્રકાશનો પંચમ સર્ગ

+ વ્યુત્પત્તિ કલ્પિત છે.

## છઠ્ઠો સર્ગ

પરાશરે કહ્યુ હે મૈત્રેય! તું પણ આત્મદર્શી થા.

મૈત્રેય કહે જોવાનુ કાર્ય બીજા પરત્વે થાય છે. હુ સ્વય આત્મા, આત્માને શી રીતે દેખુ? જે જે દેખવામા, સાભળવામા, સૂઘવામા, સ્પર્શવામા, રસ લેવામા, વાણીના ઉચ્ચારણમા, મનના ચિતનમા, ગ્રહણત્યાગ ઇત્યાદિ મન વડે અથવા વાણીશરીર વડે જાણવામા આવે છે, તે તે દશ્ય, જડ, અનિત્ય હોય છે તેથી સર્વનો દ્રષ્ટા હુ આત્મા તેનો અન્ય દ્રષ્ટા નથી.

પરાશર કહે - હે મૈત્રેય! અવાઙ્મનસગોચર સર્વાધિષ્ઠાન, જગદ્ વિશ્વસપ્રકાશક, અવેદ્યત્વ, સદા અપરોક્ષ, સાક્ષી, સચ્ચિદ્ઘન વિશુદ્ધા નદ, બ્રહ્માત્મા, પોતાના સ્વરૂપને સમ્યક અપરોક્ષ હસ્તામલકવત્ (જાણવાવત્) જાણવુ એનુ નામ આત્મદર્શન છે તે ઉપર એક કથા સાભળ

### આત્મદર્શીની કથા

(આત્મદર્શી અને વામુકરણનો આત્મતત્ત્વનો નિર્ણય)

એક આત્મદર્શી અર્થાત્ મુમુક્ષુએ પોતાના ગુરુને પ્રશ્ન કર્યો: હે ગુરો! આપની કૃપાથી દેવતાને જે ભોગ પ્રાપ્ત છે, તે મને પણ પ્રાપ્ત છે, કારણ કે ષડ્વિષય અને ષડવિષયને ગ્રહણ કરવાવાળી ષડઇદ્રિય તથા ઇદ્રિયવિષયના સયોગવિયોગજન્ય સુખદુખનો અનુભવ, ભોગ અને ભોગોના સાધન વિષય અને ઈદ્રિય, બ્રહ્માથી લઈને કીડી પર્યત સમાન જ છે તેમા ન્યૂનાધિક નથી. વિચાર વિના ન્યૂનાધિક ભાસે છે સમ્યક્ વિચાર ન કરે તો ન્યૂનાધિકતા દેખી તપ્ત થવાય છે અધિક પ્રાપ્તિની ઈચ્છા થાય છે, અન્યની ન્યૂનતાથી અહકૃતિ થાય છે સર્વ પ્રકારે સમવસ્તુમા ભેદ નથી, એ જ વિચારથી શાતિ મનની થાય છે, અન્યથા નહિ. મે સર્વ કર્તવ્ય અને જગતનો સ્વભાવ, શરીરના જ જાણ્યા છે જે દશ્યમાન છે તેને અસત્, ભ્રમ સમજ્યો છુ, પરતુ એ નથી જાણતો કે હુ કોણ છુ? કયાથી આવ્યો છુ? શરીર ત્યાગીને કયા જઈશ? મૂળ મારુ શુ છે?

જો હુ આત્મા હોઉ, તો શરીર વિષે કેમ આવ્યુ? મારી ઉત્પત્તિનુ કારણ શુ છે?

વાંસુકર્ણે કહ્યું : હે પુત્ર ! જેનાથી જગત પ્રકાશમાન થયુ છે, એ તારું મૂળ છે. ન તું કયાંથી આવ્યો છે, ન કયાં જવાનો છે. આકાશની સમાન પૂર્ણ, અચળ, સ્થિત છે. આવાગમનનો તારા વિષે માર્ગ નથી. ઉત્પત્તિનાશના ધર્મો શરીરના છે. શરીર શુભાશુભ કર્મોથી થાય છે. કર્મ ચાહનાથી થાય છે. ચાહના અજ્ઞાનથી થાય છે. અજ્ઞાન પોતાના સ્વરૂપને ન જાણવાથી હોય છે. બીજાને પોતાથી ભિન્ન સ્થાપી અને તેને મુક્તિનો સહાયક માની ( ઈશ્વર મારી મુક્તિ કરશે) પોતાને અર્થી અને બીજાને દાતા જાણવો એ જ અજ્ઞાન છે. નહિ તો વેદ કહે છે કે હું એક જ ઈશ્વર અનેકરૂપ છું; જેમ સ્વપ્નદ્રષ્ટા એક જ અનેકરૂપ થાય છે. તેથી આ સૃષ્ટિ, જ્યોતિરૂપ ઈશ્વર જ છે– જેમ સૂર્યનાં કિરણો સૂર્યસ્વરૂપ જ છે. જો સર્વરૂપ ઈશ્વર જ પૂર્ણ થયો, તો પછી પોતાને તેનાથી ભિન્ન શરીરરૂપ અથવા જીવ માનવા એ કેવળ અજ્ઞાન છે.

### સર્વ એક જ છે

ઈશ્વરરૂપ આત્મા વિષે એકને સારો અને એકને ખોટો, કેમ ગણવો ? મૂલવિષે મનુષ્ય, પશુ, સ્થાવર, જંગમ વગેરે વિચારવાનને સમ છે; ભેદ નથી. વ્યાવહારિક જે લઘુ, નીચ, ઊંચ વગેરે ભેદ ભાસે છે, તે ફળ કર્મોનુ છે અને પોતાના મૂળના અજ્ઞાનથી ભાસે છે. જેમ વૃક્ષની શાખા, પત્ર, ફળ, ફૂલના જે ભેદ ભાસે છે, તે મૂળના અજ્ઞાનથી જ ભાસે છે. તેમ જ સ્વપ્નપદાર્થોનો જે ભેદ ભાસે છે, તે સ્વપ્નદ્રષ્ટાના અજ્ઞાનથી ભાસે છે. સ્વપ્નદ્રષ્ટાની દૃષ્ટિથી નહિ.

### નરકે જવાનો માર્ગ અને મુક્તિનો ઉપાય

હે પુત્ર ! ઇંદ્રિયોનું અસજ્જન રીતિએ પાલન જીવને નરકે લઈ જાય છે. જ્યા સુધી સગ સતોનો નથી થતો, ત્યા સુધી ત્યાગ નથી થતો. પોતાના સ્વરૂપને જાણવું એ જ મુક્તિ છે અને તે સત્સગથી પ્રાપ્ત થાય છે. હે પુત્ર ! જે કઈ મનવાણીથી નામરૂપનુ કથનચિતન થાય છે, તે કેવળ આભાસમાત્ર જાણ. જે અસત્ છે તેમા પ્રીતિનુ કારણ મૂળનુ અજ્ઞાન છે.

### આત્મા કેવો છે !

આત્મદર્શીએ કહ્યુ : હે પ્રભો ! સર્વ સ્વભાવ, પંચ ઇંદ્રિયોસંયુક્ત આ પચભૂતરૂપ શરીર સહિત સર્વ નામરૂપ જગત, મૃગતૃષ્ણાના જળના તરંગની સમાન છે. મૂળ તેનું ચૈતન્ય આત્મા છે. એ આત્મા કેવો છે !

વાસુકર્ણ કહે પાપપુણ્યથી પવિત્ર સર્વ વસ્તુ વિષે સ્થિત છતા અલિપ્ત, કર્મો વિષે ન બધાય તેવો અને મરણજીવન અને બધમોક્ષથી અતીત છે તત્ત્વોથી આરભી સર્વ વસ્તુ તે આત્માનો નાશ કરી શકતી નથી તાત્પર્ય કે આ નામરૂપ જગત અસત્ છે આત્મા સત્ છે બન્નેનો સ્વભાવ અન્યથા થતો નથી

## ઉત્પત્તિ અને નાશવાન પદાર્થ આત્માથી ભિન્ન, મિથ્યા છે

ત્યારે હે ગુરો! ઉત્પત્તિ થઈ જે વિનાશ પામે છે અને પુન કર્મોમા બધાય છે, તે કોણ છે?

વાસુકર્ણ કહે હે પુત્ર! સ્વપ્નપ્રપચ વિષે જેમ ઉત્પત્તિ, વિનાશ, કોઈ કર્મોમા, કોઈ મુક્ત, કોઈ સુખી, કોઈ દુખી થાય છે, ઇત્યાદિ એક પ્રકારની જે પ્રતીતિ થાય છે, તે કેવળ નિદ્રારૂપ અવિદ્યા વડે છે વાસ્તવમા તે સ્વપ્નદ્રષ્ટામા નથી તે જ પ્રમાણે પોતાના સ્વરૂપઅધિષ્ઠાનના અજ્ઞાનથી વિષમતા ભાસે છે, વાસ્તવમા નથી

## નામ અને નામી

આત્મદર્શી કહે નારાયણાદિ નામ પણ નાશવત હશે કે નહિ?

વાસુકર્ણ× કહે નામ શબ્દમાત્ર છે આકાશનો ગુણ છે તેથી નાશવત છે પરતુ નામી નાશવત નથી, કારણ કે નામરૂપનો અને તેના નાશનો પણ આત્મા (સ્વરૂપ) છે હે પુત્ર! નામરૂપ જગતની બુદ્ધિથી છે નામરૂપનુ અધિષ્ઠાન આત્મા બુદ્ધિરૂપ નથી

## આત્મપ્રાપ્તિના હેતુરૂપ ગુરુ કેવા જોઈએ?

પરતુ આ ભેદ પામવા નિમિત્ત ગુરુ પૂર્ણ અને શિષ્ય શ્રદ્ધાવાન જોઈએ વળી સતોના સગથી પણ જો અચેત (જડબુદ્ધિ) ન હોય તો જ આત્મવસ્તુ પામે

## સ્વરૂપ શુ છે

હે પુત્ર! આ સર્વ સ્તુતિ ચૈતન્ય આત્માની છે અને તે સ્તુતિથી અતીત પણ છે ઊપજવાનો અને વિનાશ પામવાનો, માર્ગ આ બુદ્ધિ આદિના સાક્ષી આત્મામા નથી વળી ન કદી કોઈએ તેને જોયો છે, કારણ તે સ્વયપ્રકાશ છે—જેમ સ્વપ્નપુરુષ સ્વપ્નદ્રષ્ટાને કદી પણ નથી જોઈ શકતા તેમ આ ચૈતન્યથી ભિન્ન કોણ છે કે તેને દેખે? ગુરુએ વિચાર

× મૂળમા વ્યાસકર્ણ પણ છે પ્રથમ આવેલુ વાસુકર્ણ નામ જ ચાલુ રાખ્યુ છે

કરવો જોઈએ કે આ જડ સંઘાતની ચેષ્ટા કોણ કરે છે? જે ચૈતન્ય વડે આ સંઘાત ચેષ્ટા કરે છે, તે જ મારું રૂપ છે. નામરૂપ વ્યવહાર જગતનો છે. જો પરંપરાએ વિચારે તો નામરૂપ પણ આત્મારૂપ છે; ભિન્ન નથી. કારણ કે કલ્પિત નામરૂપ જગતની નિવૃત્તિ અધિષ્ઠાન આત્મરૂપમા છે. હે પુત્ર! તને જે આત્મદર્શી કહે છે, તે તારા કયા અંગને કહે છે? કારણ કે સર્વ અંગનાં પોતપોતાનાં નામ છે. પુનઃ તેનો પણ યથાર્થ વિચાર કરે, તો કશું નીકળતું નથી. કેળનાં પત્તાં જેમ કાઢતા જાઓ, તેમ શૂન્ય જ શેષ રહે છે. તેથી નામરૂપ કેવળ કહેવા માત્ર છે.

## પુરુષ નિત્ય છે

હે પુત્ર! ઉત્પત્તિનાશ શરીરનો ધર્મ છે. ક્ષુધાતૃષા પ્રાણોનો ધર્મ છે. હર્ષશોકાદિ મનના ધર્મ છે. જેમ જૂના વસ્ત્રને ઉતારી પુરુષ નવીન ગ્રહણ કરે છે, પરતુ પુરુષ નિત્ય છે અને વસ્ત્ર અનિત્ય છે, તે પ્રમાણે દેહ અનિત્ય છે અને દેહી નિત્ય છે.

## પૂર્ણ અને પવિત્ર કયારે થાય છે?

આત્મા દેહાભિમાનનો ત્યાગ કરી પૂર્ણ થાય છે; જેવી રીતે બુંદ અથવાં નદીઓ પોતાના નામરૂપ અહંકારનો ત્યાગ કરી સમુદ્રરૂપ થાય છે. જ્યારે શરીરનો ત્યાગ કરે છે, ત્યારે પાછળ સારું-ખોટું રહી જાય છે. હે પુત્ર! જેમ નદીમાંથી થોડું જળ કાઢી અપવિત્ર સ્થાનમાં નાંખ્યું હોય, તો પછી કોઈ તેને અંગીકાર કરતું નથી, પરંતુ પુનઃ નદીમાં મળતાં તે પવિત્ર થઈ જાય છે અને અપવિત્ર એવું તેનું નામ રહેતું નથી; તે પ્રમાણે સત્, ચિદ્, આનંદ આત્મારૂપ સમુદ્રના અજ્ઞાનથી પોતાને ભિન્ન માની અલ્પ જીવરૂપ જાણવા અને અપવિત્ર શરીરને પોતાનુ રૂપ ગણી પોતાને પરિચ્છિન્ન માનવા એ જ અપવિત્રતા છે.

## સ્વરૂપથી કયાં સુધી ભિન્ન રહે છે?

જ્યાં સુધી અસત, જડ, દુઃખરૂપ શરીરાદિમાં અહંકૃતિ છે, ત્યાં સુધી પોતાના સ્વરૂપસમુદ્રથી ભિન્ન રહે છે. જો શરીરાદિમાં સમ્યક્ વિચાર વડે અહંકૃતિ ન રહી અને આત્મસ્વરૂપને અપરોક્ષ જાણ્યું, એટલે પૂર્વવત્ સત્, ચિદ્, આનંદરૂપ આત્મરૂપ સમુદ્ર થાય છે.

## વ્યવહારો વિષે અસમતા છે. સમ શી રીતે કહે?

આત્મદર્શીએ કહ્યું : હે ગુરો! તમારા વચનથી હું પોતાને પૂર્ણ પરબ્રહ્મ જાણુ છું; પરંતુ શુભાશુભ શરીરના સ્વભાવ મને પ્રાપ્ત થાય

છે, તેના વિષે સમ કેવી રીતે રહું ? હું જોઉં છું કે શુભ વિષે પ્રસન્ન, અશુભ વિષે અપ્રસન્ન થાઉં છું ! જો હું પૂર્ણ આત્મા છું, તો એ ન થવું જોઈએ.

વાસુકર્ણ કહે : હે પુત્ર ! તું જાતે જ કહે છે : 'હું દેખું છું' કે શુભાશુભ વિષે હર્ષશોકવાળો થાઉં છું.' તેથી એ સિદ્ધ થયું કે તું હર્ષશોકને જોવાવાળો છે. હર્ષશોક કોઈ અન્યને થાય છે; તને નહિ. આ હર્ષશોક મનાદિ સંઘાતના ધર્મ છે. તેથી તેની વાસનાના ત્યાગ વિષે દૃઢ થા.

## જાતે વિચાર્યા વિના સુખ નથી

બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિ તને ઉપદેશ કરે અને તું જાતે દેહાદિકની વાસના ન ત્યાગે, તો સ્વરૂપની ઓળખાણરૂપ મુક્તિ કઠિન છે. ફાવે તેટલો, શુભ કર્મ કરવામાં તથા વિદ્યા ભણવામાં અવધિ (આયુ) વિતાવે, પરંતુ જેની જગત(અસત્)માં પ્રીતિ છે અને વિષયોથી જે ધરાતો નથી, તેને બન્ને લોકોની અપ્રાપ્તિ જ રહે છે, જે ચાહનાથી અચાહ છે તે જ મુક્ત છે.

હે પુત્ર ! સર્વ શ્રવણ, મનન, નિદિધ્યાસનાદિ સાધન, મનની શુદ્ધિને વાસ્તે છે. જ્યાં મન વશ થયુ એટલે સમજો કે ત્રિલોકીનું રાજ્ય મળ્યુ. તને કોઈએ બંધન નથી કર્યું. તારા ચૈતન્યે જ જાતે દેહાભિમાન ધારણ કરી પોતાને પોતે બાંધ્યો છે. જ્યાં તું જાતે સમ્યક્ દેહાભિમાનને ત્યાગે કે મુક્ત થયો, મુક્ત વિચરીશ.

## સ્વરૂપની પ્રાપ્તિ અતિ સુગમ અને અતિ કઠિન છે

પોતાના સ્વરૂપનો બોધ સત્સંગથી થાય છે. જ્ઞાન, વિજ્ઞાનસ્વરૂપ પ્રાપ્ત થતા સુધી છે. આગળ નહિ. તેથી પોતાને નિત્યસુખ, ચિદ્રૂપ જાણ, જેથી કર્મરૂપ શરીરનાં બંધનથી છૂટે. સ્વરૂપ જાણ્યા વિના અતિ કઠિન પણ છે અને જાણ્યા પછી અતિ સુગમ પણ છે.

## કોને કઠિન છે ?

જેણે ઇંદ્રિય, મન જીત્યાં નથી અને દેહ વિષે અહંકારપૂર્વક વાસના ત્યાગી નથી, તેને કઠિન છે.

## કોને સુગમ ?

જેણે પૂર્વોક્ત મનઇંદ્રિયના જયપૂર્વક સર્વ વાસના ત્યાગી છે, તેને સુગમ છે.

બુદ્ધિવાનને સાન જ બહુ છે. મૂર્ખ આખું આયુષ સત્સંગમાં વિતાવે, તોપણ કોરો ને કોરો રહી જાય છે—જેમ ગંગામાં પથ્થર કોરા ને કોરા રહી જાય છે. તેથી શરીર સહિત આ જગતને સ્વપ્નવત્ મિથ્યા જાણ અને પોતાને શરીરમનાદિ સંઘાતનો દ્રષ્ટા જાણ કે કાળના ભયથી છૂટે.

આત્મદર્શી : સંસારને મેં અસાર જાણ્યો છે; પરંતુ કહો, હું કોણ છું ?

વાસુકર્ણ : તું આ સંસારને અસાર જાણવાવાળાનો પણ અનુભવ કરવાવાળો છે. તારો અનુભવ કરવાવાળો અન્ય કોઈ નથી. આ જગત તરંગ તું ચૈતન્યસમુદ્રથી થયુ છે. તારા વિષે લીન થાય છે, પરંતુ તું ચૈતન્ય એકરસ છે. જગતરૂપ કર્મથી અતીત છે. જે દૃશ્યમાન છે તે સર્વના તું જીવનરૂપ છે. જેમ તરંગાદિનુ સમુદ્ર જીવનરૂપ છે. પરંતુ તું પોતાને ભૂલીને શરીરરૂપ માને છે. તેથી તું અનેક ભ્રમોમાં બદ્ધમાન થયો છે. મુક્તરૂપ તું મુક્તિને ભ્રમથી ચાહે છે. પોતાની ઓળખ કર. તું જ્યાં પોતાને સમ્યક્ જાણીશ એટલે બંધની નિવૃત્તિ અને મોક્ષની પ્રાપ્તિની ઇચ્છા નહિ કરે. ઊલટો બંધમુક્તિને ભ્રમરૂપ જાણીશ.

## સાધન ક્યાં સુધી છે ?

હે પુત્ર ! તીર્થ, યાત્રા, જપ, તપ, નિયમ, યોગ, યજ્ઞ, વ્રત, પૂજાદિ સાધન જ્યાં સુધી સાધ્યરૂપ બ્રહ્માત્માનો સમ્યક્ અપરોક્ષ થયો નથી ત્યાં સુધી જ છે, એમ જાણ. જ્યાં તે થયો તો પછી સાધનોનું શું પ્રયોજન છે ? બાળકીઓ જ્યાં સુધી પતિ નથી મળતો, ત્યાં સુધી જ ઢીંગલાઢીંગલીની રમત રમે છે. પતિ મળ્યો એટલે પછી ઢીંગલા-ઢીંગલીનુ શું પ્રયોજન ? કંઈ જ નહિ.

## ઈશ્વરની પ્રાપ્તિનો ઉપાય

સત, ચિદ્, આનંદરૂપ ઈશ્વરની પ્રાપ્તિ વાસ્તે પોતાના સ્વરૂપને જાણવાનો ઉપાય જે સત્સંગસહિત સતશાસ્ત્રનો વિચાર, તેને ત્યાગીને અન્ય સાધનોમાં જે પ્રવૃત્તિ કરે છે, તે જેમ કોઈ ગંગાને કિનારે જઈને ગંગાજળનો ત્યાગ કરી બીજું જળ પીએ અને તેમાં સ્નાન કરે, તેના જેવો છે; તેથી પોતાને જાણ અને અસત કર્મોનો ત્યાગ કર.

## સર્વ સ્વપ્નવત્ છે

આત્મદર્શી કહે : હે પિતા ! મેં જગતને મૃગતૃષ્ણાના જળ સમાન

જાણ્યુ છે. તેમાં મનને બાંધતો નથી. શરીરને મિથ્યા જાણી તેના પાલનની ઇચ્છા પણ કરતો નથી. ષડ્ ઇદ્રિયોને ઠગ જાણી તેની ચાહનાઓ પાછળ પણ દોડતો નથી. ચાહનાઓથી અચાહ થઈ પોતાના સ્વરૂપને જાણવું એ પરમાર્થ છે એ નિશ્ચય કર્યો છે. જ્યાં સુધી પોતાને સમ્યક્ નથી જાણ્યો, ત્યાં સુધી હર્ષશોકાદિ રૂપ દ્વૈતમાં બંધાયેલો છું; પરંતુ પોતાને શી રીતે જાણું ? એવી કઈ વસ્તુ છે, જેના વડે આત્માનો નિશ્ચય કરું ? એવું કયુ ભજન છે જેનાથી એને પ્રાપ્ત કરું ?-મેં સાંભળ્યુ છે કે રૂપ તો તે રાખતો નથી. ત્યારે અરૂપને શી રીતે જોવો ? સ્થાન તેનું કયું છે ?

આ સંસાર ક્ષણમાં ઉત્પત્તિ, વિનાશ પામવાવાળો છે, તેનાથી શી રીતે છું હું ?

વાસુકર્ણ હસ્યા અને કહ્યું : હે પુત્ર ! હર્ષ, શોક, બંધ, મોક્ષ, ધર્મ, અધર્મ, રાજા, રૈયત, ચદ્ર, સૂર્યાદિ અનેક પ્રકારનું જગત સ્વપ્નમાં નિદ્રાકાળે ભાસે છે. પરંતુ જ્યા જાગ્રત થયા એટલે તેની રેખા પણ નથી મળતી. તે પ્રમાણે જાગ્રત જગત પણ જ્યાં સુધી અજ્ઞાન છે, ત્યાં સુધી અનેક પ્રકારનું પ્રતીતિમાં આવે છે; પરંતુ જ્યાં સમ્યક્ પોતાના સ્વરૂપને ઓળખીશ એટલે નાનારૂપ ભાસતુ છતાં તેને એકરૂપ જાણીશ.

આ મન આદિના સાક્ષી તું ચૈતન્ય વિના અન્ય કયુ ચૈતન્ય છે જે તને જાણે ! જ્ઞાનરૂપ તું જ ચૈતન્ય છે; અન્ય નથી.

## જીવ ઈશ્વર કેવી રીતે થાય છે ?

આત્મદર્શી કહે : હે પિતા ! મને ખબર પડી છે કે મન ઇદ્રિયોને વશ કરી સ્વરૂપપ્રાપ્તિ સત્સગ વડે થાય છે; પરતુ આ પરાધીન, તુચ્છ, અલ્પબુદ્ધિ જીવ ઈશ્વર શી રીતે થાય છે ?

વાસુકર્ણ કહે : ઈશ્વરનુ સ્વરૂપ શું ?

આત્મદર્શી કહે : સત્, ચિદ્, આનંદ રૂપ ઈશ્વરનું છે.

વાસુકર્ણ કહે : એ જ સત્, ચિદ્, આનંદરૂપતા આ બુદ્ધિ આદિના સાક્ષીમાં ઘટે તો તદ્રૂપતા થઈ કે નહિ ? જે દાહકતા, ઉષ્ણતા, પ્રકાશકતા મહાન અગ્નિમાં છે, તે જ ચિનગારીમાં છે. મહાનતા, તુચ્છતા અગ્નિમાં નથી; કાષ્ઠમાં છે. જ્યાં કાષ્ઠ વિશેષ છે, ત્યાં અગ્નિ મહાન પ્રતીત થાય છે, જ્યાં કાષ્ઠ થોડાં છે, ત્યાં અગ્નિની તુચ્છતા પ્રતીત થાય છે. તે જ પ્રમાણે સમુદ્રના જળનું અને એક બુંદના જળનું

તથા મહાકાશ અને ઘટાકાશનું દૃષ્ટાંત પોતાની બુદ્ધિથી વિચારી લેવું.

## સ્વરૂપપ્રાપ્તિનો કોને અધિકાર છે?

હે આત્મદર્શી! સારગ્રાહીને તો આ વાતમાં વિરોધ નથી પડતો. વિવાદીનો આ વિષયમાં અધિકાર નથી, કારણ આ ધન સરળ બુદ્ધિવાળાનું છે; અન્યનું નથી.

## આત્મા સચ્ચિદાનંદરૂપ કેવી રીતે છે?

આત્મદર્શી કહે: આ પ્રત્યક્ આત્મા સત્, ચિદ્, આનંદરૂપ કેવી રીતે છે?

ગુરુએ કહ્યું: ત્રણે કાળ વિષે, તથા જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા સત્ત્વ, રજસ્, તમસ, જડ આદિ પરસ્પર ભાવાભાવ થતા છતાં આ પ્રત્યક આત્મા અબાધ્ય છે; તેથી જ સત્ છે. તથા મનાદિ સંઘાતના સર્વ વ્યવહારોને સ્વયંરૂપતા વડે જાણે છે તેથી ચૈતન્ય છે. પરમ પ્રેમનું આસ્પદ હોવાથી આનંદરૂપ છે. હે પુત્ર! ઈશ્વર વ્યાપક છે. રાજાની માફક કોઈ દેશમાં સભા જમાવીને બેઠો નથી. સર્વના હૃદયમાં ઈશ્વર સાક્ષીરૂપે સ્થિત છે; અન્ય રીતે નથી, એમ વેદ તથા મહાત્માઓ પુકારે છે. કોઈ રીતે સત્, ચિદ્, આનંદરૂપ આત્માથી પૃથક્ ઈશ્વરનું સ્વરૂપ સિદ્ધ નથી થતું. જો ભિન્ન સિદ્ધ કરશો, તો તે અસત્, જડ, દુઃખરૂપ થશે; કારણકે દેશ, કાળ, વસ્તુ આદિ ભેદવાળો પદાર્થ અનિત્ય હોય છે.

## સર્વને જાણવાવાળો સર્વથી ભિન્ન છે

હે પુત્ર! એ વિચાર પણ રહેવા દે. પરંતુ જેને તું જાણે છે, તે વસ્તુ ચાહે તો સત્ હોય અથવા અસત્, પરંતુ તેને જાણવાવાળો તું તેનાથી ભિન્ન છે. તેથી તું પોતાને મનાદિકનો સાક્ષી, દ્રષ્ટા જાણ. પછી ગમે તો તું ઈશ્વરરૂપ હો કે અનીશ્વરરૂપ.

## પંડિત અપંડિત કોણ છે? બંધમોક્ષ શી રીતે થાય છે?

હે પુત્ર! મનુષ્ય પોતાને બુદ્ધિમાન જાણી વિષયોમાં લીન રહે છે, સ્વરૂપનો વિચાર કરતો નથી અને જાણતો નથી કે ચારે વેદ, ષડ્ અંગ સહિત ભણે અને આત્મસ્વરૂપને ન જાણે તો તે અપંડિત છે. ઊલટું, જે એક અક્ષર પણ ભણ્યો નથી, પરંતુ ગુરુ આદિની કૃપાથી પોતાના સ્વરૂપને સમ્યક્ અપરોક્ષ જાણ્યું છે, તે પંડિત છે.

## શાસ્ત્રના ત્રણ કાંડ

હે સાધો! શાસ્ત્રરૂપી સડકો ઉપર આ પાટિયું મારી રાખેલું છે: સર્વ કર્મકાંડ અંતઃકરણની શુદ્ધિ અર્થે છે. અનેક પ્રકારની ઉપાસના સગુણ અથવા નિર્ગુણ, મનની નિશ્ચળતાને અર્થે છે. તથા જ્ઞાનકાંડ અજ્ઞાનરૂપ આવરણની નિવૃત્તિ અર્થે છે. બંધમોક્ષાદિવાળું જગત ભ્રમમાત્ર છે અને બ્રહ્માત્મા ત્રિકાલાબાધ્યસ્વરૂપ છે. આ જ સર્વ શાસ્ત્રોનું તાત્પર્ય છે.

દેહાભિમાન જ મૂઢતાનું સૂચક છે, જેથી સમુદ્રરૂપ પોતાના સ્વરૂપને ભૂલીને પોતાને તરંગરૂપ જાણે છે! લહિયો કલમને કાને ભેરવી પછી બીજે સ્થાને ખોળે તો શી રીતે મળે? જ્યારે શુદ્ધિ આવે ત્યારે જ મળે. તે પ્રમાણે પોતાને વીસરી બીજા વડે મુક્ત થવા ઇચ્છે છે, પરંતુ એ નથી જાણતો કે હું આપે મુક્તરૂપ છું. તેથી જેનાં જ્ઞાનનેત્ર ઉઘડ્યાં છે અને શરીરાદિના અહંકારથી નિરહંકાર થયા છે, તે પોતાને શુદ્ધ સ્વરૂપે જાણે છે. પોતાના જ સંકલ્પથી અનેક પ્રકારના દેહો વિષે તું આવે છે! તારી ઇચ્છા વિના તને કોઈ દેહ વિષે લાવતું નથી. પક્ષીને જેમ કોઈ બીજું જાળમાં લાવતું નથી; પરંતુ લોભથી પોતે જ તેમાં બધાય છે, તે પ્રમાણે.

## શ્રેષ્ઠ શાસ્ત્ર કયું છે?

આત્મદર્શી કહે: હે પિતા! શાસ્ત્રો વિષે કયુ શાસ્ત્ર શ્રેષ્ઠ છે?

વાસુકર્ણ કહે: હે પુત્ર! જે શાસ્ત્રો વડે, આપણા બ્રહ્મસ્વરૂપનો વાસ્તવ ધર્મપૂર્વક શમદમાદિ સહિત, સમ્યક્ અપરોક્ષ બોધ થાય, તે જ શાસ્ત્ર શ્રેષ્ઠ છે. ચાહે તે સંસ્કૃત હો, ચાહે ભાષામાં હો, ચાહે બંગાળી હો, ચાહે ફારસી હો, ચાહે અંગ્રેજી હો, ચાહે અરબી હો, ચાહે ગીતા હો, ચાહે ઇતિહાસ–કથા હો, એ જ પરમ વિદ્યા છે. સર્વ શાસ્ત્રોનું પરંપરાએ અથવા સાક્ષાત્ એ જ તાત્પર્ય છે કે આપણા સત્, ચિદ્ આનંદરૂપ આત્માનો બોધ થાય. અન્ય તાત્પર્ય નથી. અન્ય શાસ્ત્રોમાં ધર્મ, અર્થ, કામ, મોક્ષનાં પ્રતિપાદક વાક્યો ભેગાં મળેલાં છે. વેદાંત શાસ્ત્રોમાં કેવળ મોક્ષના ઉપાયનુ જ કથન કરેલું છે. તે ઉપર એક કથા સાંભળ.

## રાજા સત્યવ્રતની કથા

હે પુત્ર! પૂર્વે એક સત્યવ્રત રાજા થઈ ગયો છે. તેણે વિષ્ણુની આજ્ઞાથી અનેક અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. નિત્ય પ્રતિ તે બ્રાહ્મણોને

ભોજન આપતો હતો. સુવર્ણનાં પાત્રો આપતો. દરરોજ પ્રાતઃકાળે અનેક દૂધવાળી ગાયોનું શાસ્ત્રવિધિપૂર્વક દાન આપતો હતો. અનેક અશ્વ, રત્નજડિત અને અનેક હાથી વગેરે અનંત સામગ્રી અર્થીઓને આપતો હતો. કદી પણ કઠોર વચન મુખથી કહેતો નહિ. સત્યવાદી, વેદઆજ્ઞાકારી સર્વગુણસંપન્ન તે રાજા હતો.

બ્રહ્માએ પૂર્વ કાળમાં એક યજ્ઞ કર્યો. તે યજ્ઞમાં ઋષીશ્વર, મુનીશ્વર, દેવતાદિ અને સર્વ પૃથ્વીના રાજાઓ તથા મહાદેવ પણ આવ્યા હતા. રાજા સત્યવ્રત પણ તે યજ્ઞમાં હતો. તેણે જ મહાદેવને પ્રશ્ન કર્યો :

હે ત્રિલોકીનાથ ! મારા મનમાં એક સંશય છે. આપ અનુગ્રહ તેને દૂર કરો. હે મહાદેવ ! ત્રીસ હજાર વર્ષનું મારું આયુષ્ય વ્યતીત થયુ છે અને ત્રીસ હજાર વર્ષ મારા પિતાને શાંત થયાં થઈ ગયાં છે. હું તેના સ્થાને રાજ્યસિંહાસન ઉપર બેસી રાજ્ય કરું છું. શાસ્ત્રઆજ્ઞાનુસાર રાજ્ય કર્યું છે. તપદાનાદિક યથાશક્તિ કર્યાં છે. પરંતુ અદ્યાપિ પર્યંત મારા મનને શાંતિ નથી થઈ. મનને ફાવે ત્યાં તે જાય છે. ચાહનાથી અચાહ થતું નથી. હે ભક્તવત્સલ ! હું જાણવા ઇચ્છું છું કે હું કોણ છું ?

મહાદેવે સાંભળીને બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્રાદિ દેવતાઓની તરફ જોયું. બધા રાજાને ઉત્તર દેવાના વિચારમાં પડ્યા. કોઈએ ઉત્તર આપ્યો નહિ. આ લીલા જોઈને બ્રહ્મા હસ્યા અને કહ્યું, હે રાજન્ ! તું ધન્ય છે. તેં જે પૂછ્યુ છે, તે આત્મજ્ઞાનની, દેવતા, ઋષિ, મુની શ્વરાદિ સર્વ ઇચ્છા કરે છે, પરંતુ જાણતા નથી. કોઈ એક અધિકારીને જ તે પ્રાપ્ત થાય છે. સર્વને પ્રાપ્ત થતું નથી. મેં આ આત્મજ્ઞાનને ચારે વેદમાં ગુપ્ત છુપાયેલુ જોયુ છે. એ વેદાંત શાસ્ત્રમાં વેદોમાંથી લઈએ એકત્ર કરી તેનો સંગ્રહ કરેલો છે, તેને ઉપનિષદ કહે છે.

### બ્રહ્મતત્ત્વને વિશેષ પ્રકટ કરવાથી શું થાય છે?

બ્રહ્માત્મજ્ઞાનમાં પ્રતિપાદક શાસ્ત્ર, અતિ પ્રકટ કરવાથી સંસારનું મૂળ ઊખડી જાય છે. બંધ, મોક્ષ, તપ, દાન, પાપ, પુણ્ય, નરક, સ્વર્ગ, ગુરુ, શિષ્ય, દાસ, સ્વામી વગેરે ભાવોની મર્યાદા ઊઠી જાય છે; કારણ કે જ્ઞાનના અધિકારી ધર્માત્મા પુરુષ વિરલ જ હોય છે. અનધિકારી મનુષ્યો આત્મજ્ઞાનનાં પ્રતિપાદક વાક્ય સાંભળી વિષયોમાં

ઊલટા સસક્તિને પ્રાપ્ત થાય છે અને પૂર્વોક્ત સંસારતારક મર્યાદાને કપોલકલ્પિત જાણી તેને ઉડાવી દે છે. તેથી જ તે ગુપ્ત રાખવા યોગ્ય છે. પરંતુ આ ત્રિનેત્ર મહાદેવ જ્ઞાનના સમુદ્ર છે, અતિ કૃપાળુ છે, તેથી તારા પ્રશ્નનો ઉત્તર આપશે.

દયાના સમુદ્ર ભોળાનાથ મહાદેવ કહેવા લાગ્યા હે ઋષીશ્વરો! મુનીશ્વરો! સત્યવ્રતના પ્રશ્નનો ઉત્તર કહું છું

## મહાદેવજીનું સત્યવ્રત પ્રતિ આત્મનિરૂપણ

હે રાજન્! મનવાણીને ગોચર જે આ નામરૂપાત્મક સંસાર છે તે કેવળ મનોમાત્ર છે, કારણ કે જ્યારે મન સુષુપ્તિ અને મૂર્ચ્છાના કાળે પોતાના ઉપાદાનકારણમાં લીન થાય છે, ત્યારે તેને સંસારની ગંધ પણ પ્રતીત થતી નથી જો સંસાર મનોમાત્ર ન હોત તો સુષુપ્તિમાં મન લીન થતા પણ સંસાર (પુરુષને[1]) ભાસત, પરંતુ ભાસતો નથી. તેથી જણાય છે કે સંસાર મનોમાત્ર છે, તેનું અન્ય સ્વરૂપ નથી.

તેં પોતાને સત્યવ્રત માન્યો છે, તારા શરીરના ભિન્નભિન્ન અંગોના ભિન્નભિન્ન નામ છે તેમાંથી કઈ વસ્તુનું નામ તેં સત્યવ્રત માન્યું છે? જેમ વિચારથી આ શરીર અસત્ છે તેવું જ જગતને જાણ

## આત્મા સર્વનો જ્ઞાતા સર્વથી ભિન્ન છે

તું સત્, ચિદ્, આનંદરૂપ આત્મા, જાગ્રત્‌માં મનની સ્ફુરણારૂપ સંસારના સદ્‌ભાવને અને સુષુપ્તિમાં મનના અસ્ફુરણરૂપ સંસારના અસદ્‌ભાવને અનુભવ કરવાવાળો, અણછતા સંસારનો દ્રષ્ટા પુરુષ છે. જો તું સંસારરૂપ હોત, તો મનાદિ સંસારના ભાવાભાવને કેવી રીતે જાણત? જે જેને જાણે છે, તેનાથી તે ભિન્ન હોય છે સ્વપ્નદ્રષ્ટા જેમ સ્વપ્નપ્રપંચના ભાવાભાવને અનુભવ કરવાવાળો સ્વપ્નપ્રપંચથી ભિન્ન છે.

બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વના હૃદયમાં ઈશ્વર સાક્ષીરૂપે સમ વ્યાપક છે અને આ મનબુદ્ધિ અને દેહાદિક સંઘાતને તથા સંઘાતના સ્ફુરણ આદિ ધર્મોને, સંઘાતના ધર્મોના ન્યૂનાધિક ભાવાભાવને કાલત્ર્ય વધાનરહિત[2], એકરસ જે જાણે છે, તે જ તારું સ્વરૂપ છે.

જે દેશદેશાંતરની આંતર કલ્પના મનમાં થાય છે, પુન લીન થઈ જાય છે, તે બન્ને પ્રકારની કલ્પનાઓને જે જાણે છે, તે તું છે.

આપણા ક્રોધાદિક કાર્ય સહિત સત્ત્વ, રજસ્ અને તમોગુણની

---

૧ જીવને ૨ કાળના અંતરાય વિના, મતામર્યાદા.

આંતર પ્રવૃત્તિનિવૃત્તિનો જે વડે અનુભવ થાય છે, તે નિર્વિકાર, સાક્ષી આત્મા તારું સ્વરૂપ છે.

તું જ આત્મા જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ આદિ પ્રપંચનો દ્રષ્ટા છે. તેથી આગળ તું ચૈતન્ય આત્માનો દ્રષ્ટા કોઈ નથી. તું ચૈતન્ય સ્વયંપ્રકાશસ્વરૂપ છે.

આ જે ઘટપટ દૃષ્ટિએ આવે છે, તે સ્વભાવ પંચભૂતરૂપ દશ્ય શરીરાદિના છે. તું દ્રષ્ટા ચૈતન્યના નથી.

જેમ સ્વપ્નથી અનેકરૂપતા સ્વપ્નદ્રષ્ટાને સ્પર્શ કરતી નથી, જેમ ઇંદ્રજાલીની પોતાની ઇંદ્રજાલની અનેકરૂપરચના સ્પર્શ કરતી નથી, તે પ્રમાણે કાર્યકારણભાવથી રહિત તું ચૈતન્ય અદ્વૈત આત્મા છે. બંધ–મોક્ષાદિ કલ્પના કેવળ મનનું મનન છે; તારું નહિ, કારણ કે જ્યારે મન પોતાને બંધવાળો, અજ્ઞાની, સુખી, દુઃખી, જન્મમરણવાન માને છે, ત્યારે પણ તું ચૈતન્ય આત્મા એ સર્વ વ્યવહારોનો સાક્ષી રહે છે. જ્યારે વિચાર દ્વારા અજ્ઞાનની નિવૃત્તિથી પોતાને મુક્ત, સત્, ચિદ્, આનંદરૂપ આત્મા છે, ત્યારે પણ તું સાક્ષી રહે છે. તે જ પ્રમાણે અન્ય વ્યવહારોનું સમજી લેવું.

## બંધમોક્ષાદિ મનની કલ્પના છે

તેથી બંધમોક્ષાદિ મનની કલ્પના માત્ર છે; વાસ્તવે તે નથી. જે વાસ્તવ વ્યાવહારિક વસ્તુ હોય છે, તે અવિચારથી ઉત્પન્ન થતી નથી અને વિચારથી નિવૃત્ત થતી નથી. ઘટપટાદિ પદાર્થો જેમ અવિચારથી કે વિચારથી ઉત્પત્તિ કે નાશને પામી શકતા નથી તે પ્રમાણે. સારાંશ કે જ્ઞાન–અજ્ઞાનથી જે વસ્તુ ઉત્પત્તિ કે નાશ પામનાર હોય છે, તે ભ્રમમાત્ર હોય છે. નિદ્રારૂપ દોષ વડે સ્વપ્નદ્રષ્ટાના અજ્ઞાનથી અને નિદ્રાની નિવૃત્તિરૂપ સ્વપ્નદ્રષ્ટાના જાગ્રત્‌રૂપ જ્ઞાનથી સ્વપ્નપ્રપંચ ઉત્પત્તિ તથા નાશને પામે છે, તેથી તે મિથ્યા છે. સ્વપ્નદ્રષ્ટા એ રીતિએ ઉત્પત્તિ, વિનાશ પામતો નથી. જે અધિષ્ઠાનવસ્તુના અવિચાર અને વિચારથી બંધમોક્ષાદિ પ્રપંચનું ભાન થાય છે તથા તેની નિવૃત્તિ થાય છે, તે વસ્તુ જ કેવળ સત્ય છે. હે રાજન્! બંધમોક્ષ મનના સ્ફુરણ અને અસ્ફુરણરૂપ છે તેનાથી પણ પૂર્વે, તું ચૈતન્ય સ્વતઃ સિદ્ધ છે. મધ્યમાં બંધમોક્ષાદિ મનના સ્ફુરણનો સાક્ષી છે. બંધમોક્ષનો અભાવ જે મનના માનવાના અવધિરૂપ છે, તેનું પણ તું અધિષ્ઠાન છે. આ પ્રકારે સર્વ પદાર્થ ભાવાભાવરૂપ છે, તથા પરસ્પર વ્યભિચારી છે. તું ચૈતન્ય સાક્ષી

આત્મા સર્વમા પૂર્ણ છે તથા તુ ચૈતન્ય વડે જ સર્વ દેહમનાદિ જડ પદાર્થોની ચેષ્ટા થાય છે. દેહાદિક પોતાની પ્રતીતિકાળે જ હોય છે, અન્ય કાળમા નહિ. તુ ચૈતન્ય સર્વકાળે એકરસ, નિર્વિકલ્પ, મન વાણીથી અગોચર છે અને સર્વ મનવાણીને ગોચર પ્રપચ તુ ચૈતન્યનુ દશ્ય છે તુ એક જ દ્રષ્ટા સૂર્યવત્ પ્રકાશમાન છે.

## ન્યૂનાધિક પ્રતીતિ કેમ થાય છે?

તું ચૈતન્ય વિના અન્ય કશુ નથી તુ નામરૂપ સ્થાવર–જગમ જગતથી અતીત છે. કર્મજાળથી રહિત છે ન્યૂનાધિક જે પ્રતીતિ થાય છે તે માયાનો સ્વભાવ છે અને તે મૂઢની દષ્ટિમા છે આત્મવિદ્ પુરુષોની દષ્ટિમા નથી. જેમ સુવર્ણ, માટી, જળ વગેરેના સ્વરૂપથી અજ્ઞાત પુરુષને ભૂષણ, ઘટ, તરગ વગેરેમા અનેકતાનુ ભાન થાય છે, પરતુ સુવર્ણ, માટી કે જળના સમ્યક વિદ્વાનને થતું નથી હે રાજન્! ઉત્પત્તિનાશાદિ ષડ્વિકાર દેહના છે. તુ ચૈતન્ય આત્માના નથી તુ હર્ષશોકાદિ મનના ધર્મોથી રહિત, નિત્યમુક્ત છે આવાગમનનો તારા વિષે માર્ગ નથી.

## જપ, તપ અને દાનાદિકનું ફળ :

હે રાજન્! જપ, દાન, તપ, યજ્ઞાદિકનુ ફલ એ જ છે કે પોતાના સ્વરૂપને જાણવુ કર્મ, શરીર, મનાદિ સઘાત કરે છે. તે પોતાના માની લે છે તેથી તે કર્મોનુ ફળ અનેક દેહોમા સુખદુ ખ રૂપે ભોગવે છે મૂર્ખ જેટલા અધિક કર્મ કરે છે તેટલો જ અહકાર અધિક હોય છે. તેથી જ તે આત્મસ્વરૂપને પામતા નથી. સર્વ પદની ચાહનાથી રહિત થવુ. ચાહના પોતાના સ્વરૂપના જ્ઞાનની જ કરવી. નિજસ્વરૂપ અપરોક્ષ થતા બ્રહ્મની જિજ્ઞાસા પણ નહિ રહે કતરેણુવત્ (નિર્મળીની રજની માફક).

## સર્વ દુ.ખોનું મૂળ શું? તેનાથી છૂટવાનું કેમ બને છે?

હે રાજન્! સર્વ દુ ખોનુ મૂળ અહકારપૂર્વક દેહાદિકની વાસના છે અને સુખોનુ મૂળ પોતાના સ્વરૂપનુ જ્ઞાન છે પોતાને સર્વ મના દિકના દ્રષ્ટા જાણવો અને મનાદિકને દશ્ય, મિથ્યા જાણવા, એ જ સ્વ-રૂપનુ જ્ઞાન છે શરીરાદિ સઘાતની ચેષ્ટા તો જેવી અજ્ઞાનમા થાય છે, તેવી જ જ્ઞાનકાળમા પણ થાય છે (એમા) કેવળ દૃષ્ટિભેદથી અથવા તો પોતાના સહિત સર્વ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા જ છે, એ

નિશ્ચય જ પરમ નિર્વિકલ્પ અવસ્થા છે. એક આત્મા અદ્વિતીય વિના અન્ય કશું નથી એવું જ્યારે જાણે છે, ત્યારે આપેઆપ થાય છે. વળી સર્વ કર્મોનાં ફળનો દાતા થાય છે–રાજાવત જે કંઈ દેખે, સાંભળે, સૂંઘે, સ્પર્શ કરે, રસ લે, તે સર્વનો કર્તાભોક્તા આપ બને છે. કર્તા-ભોક્તાપણાથી અતીત પણ પોતે જ રહે છે. જાણે છે કે હું ચૈતન્ય સાક્ષીને ન કોઈએ ઉપજાવ્યો છે, ન કોઈથી ઉત્પન્ન થયો છું, ન તો હું આ શરીર વિષે કોઈ કર્મોને લીધે આવ્યો છું; કારણ કે હું વ્યાપક આત્મા શરીરની ઉત્પતિની પૂર્વે જ સ્થિત છું. ઘટની ઉત્પત્તિ પૂર્વે જ જેમ આકાશ સ્થિત છે તેમ. આ વિચારના નિશ્ચયથી શરીરરૂપ સંસારમાં રહેતા છતાં કમલપત્રવત્ સંસારની મલિનતારૂપ બંધનથી તે મુક્ત રહે છે. એ પોતાના ઉપર પોતાની જ દયા છે!

### કર્મ અને તેમાં અહંકાર ધરવાનું ફળ

. કર્મ તો દેહાદિક વડે સ્વાભાવિક જ ,થાય છે. તેમાં અહંકાર ધરવો એ પોતાને નરકમાં નાંખવાનું છે. જો અહંકાર ન ધરે, તો શું તેનો નિર્વાહ નથી થતો? થાય છે જ.

### નામ જપવાનું ફળ

જે નારાયણાદિ નામોને જપે છે, તે અંતઃકરણની શુદ્ધિને પામે છે, પરંતુ આત્મસુખથી અપ્રાપ્ત રહે છે; કારણ કે હું જે નારાયણ, તે વિષે અને પોતાના વિષે તે ભેદ સમજે છે, તેથી જ દીન રહે છે. જો પોતાના આત્માને મારા રૂપ અને હું નારાયણને પોતાનારૂપ જાણે તો કર્મજાળરૂપ સંસારથી મુક્ત થાય. જેમ ઘટાકાશ મહાકાશરૂપ અને મહાકાશ ઘટાકાશરૂપ હોઈ તેમાં નિઃસંગતા પણ હોય છે. (તદ્વત્ પોતાના વિષે સમજવું.) જેમ મૃગ પોતાની નાભિમાં રહેલી કસ્તૂરીને ન જાણી તેની પ્રાપ્તિ વાસ્તે વનવનમાં શોધતો ફરે છે, તેમ જ તું ચૈતન્ય આત્મા નિત્યમુક્તસ્વરૂપ છે, તે ભ્રમથી પોતાને ન જાણી મુક્તિની આશા બીજા પાસેથી કરતો ફરે છે અને અનેક કર્મ–ઉપાસનાનો ભ્રમથી ક્લેશ સહન કરે છે.

### ગુરુશાસ્ત્રાદિની સત્તા

તને એવો ભ્રમ થયો છે કે ગુરુ, શાસ્ત્ર, ઈશ્વર મારી મુક્તિ કરશે તો થશે. પરંતુ એમ નથી જાણતો કે ગુરુ, શાસ્ત્ર ને ઈશ્વરાદિ સર્વ સંસાર હું નિત્યમુક્ત ચૈતન્ય સાક્ષી આત્માના સ્વપ્નવત્ કલ્પનામાત્ર છે. હું ન કલ્પું તો એ ક્યાં છે?

## સર્વભોક્તા અને સર્વકર્તા

પોતાને શરીરરૂપ માની પોતે બંધનમાં પડ્યો છે અને ભોગોની ચાહના કરે છે. પરંતુ જાણતો નથી કે હું ચૈતન્ય જ સર્વ પદાર્થોમાં સ્થિત રહ્યોરહ્યો સર્વનો ભોક્તા છું અને સર્વનો કર્તા છુ. વાસ્તવે હું ચૈતન્ય તો માયા વડે જ કર્તાભોક્તા થતા છતા અકર્તા અને અભોક્તા છું!

## બંધનથી મુક્ત થવાનું મુખ્ય કર્તવ્ય

માટે હે રાજન્! દેહાભિમાનના ત્યાગનો ત્યાગ કરીને જો. જે શેષ છે તે તારું સ્વરૂપ છે. જે જે મનવાણીનું કથનચિંતન છે, તે તે કથનચિંતનનો તું સાક્ષી રહ્યોરહ્યો પણ તે કથનચિંતનથી અતીત છે. પોતાને જીવ માનીને મનની અને શરીરની ચાહનામાં બંધાયો છે અને મૂળ પોતાનું વિસાર્યું છે. સુખરૂપ તું પોતે છે અને અન્યથી સુખ ચાહે છે, શી રીતે તે પ્રાપ્ત થાય? જ્યારે તું પોતાના સ્વરૂપને સમ્યક્ જાણે, ત્યારે સર્વ ભ્રમમાત્ર બંધનોથી મુક્ત થાય. અથવા તો વચમાથી પોતાને ઉઠાવી લે. હું નહિ, સર્વ ભગવત્ જ છે. કર્તાભોક્તા, સુખ દુ ખ, બંધમોક્ષાદિ સર્વ ઈશ્વર જ છે: એ નિશ્ચયથી પણ સર્વ બંધનોથી મુક્ત થઈશ કરવા ન કરવાની ઇચ્છાઓથી છૂટી સદા ભગવતની ઇચ્છામાં રહે. શુભાશુભમાં પોતાને તપ્ત ન કર. જે શુભાશુભ કરે તે ભગવદ્‌ને અર્પણ કર અને પોતાને વચમા ભૂલથી પણ ન લાવ. એવો દૃઢ નિશ્ચય કર કે જે ઇચ્છા ભગવાનની હશે તે જ થશે, અન્યથા નહિ થાય તો તેથી પણ મુક્ત થઈશ. હે રાજન્! જ્ઞાન અથવા ભક્તિ કે કર્મ, કોઈ એક નિશ્ચય ઉપર દૃઢતા રાખ એવું ન કર કે ક્વચિત્ પોતાને જીવ માની ચિંતા કરવી કે હું ભજન ઈશ્વરનું કરીશ તો બંધનથી છૂટીશ, ક્વચિત્ વળી પોતાને સર્વ કર્મોથી તથા બંધમોક્ષાદિક સનાની ધર્મોથી મુક્ત જાણવો. એ કેમ બને? જેમ કોઈ નદીપાર જવા ઇચ્છે અને બે નૌકાની ઉપર પગ રાખે, તો તે ડૂબે જ છે, (તેવું બને) માટે એક જ નિશ્ચય કરવો જોઈએ.

## સ્વર્ગ-નરક, પાપ-પુણ્યાદિની પ્રાપ્તિ કેમ થાય છે?

સત્યવ્રત· હે ગુરો! જો સર્વાત્મા જ છે, તો પછી પાપ-પુણ્ય, સ્વર્ગ-નરકાદિને પ્રાપ્ત કેમ થવાય છે?

મહાદેવ: હે રાજન્! નિઃસંશય તું સર્વાત્મા જ છે. આવા-

ગમન, મલિનતા, શુદ્ધતા, બંધમોક્ષાદિ સંસારધર્મોથી મુક્ત, તું કેવળ સ્વતઃસિદ્ધ છે. કોઈ યત્ન વડે થવાનું નથી. તું સાક્ષી ચૈતન્ય આત્માનો ન નાશ છે–ન જન્મ છે; ન આવવું છે–ન જવું છે; કારણ કે તું દેશકાળ વસ્તુપરિચ્છેદથી રહિત, પૂર્ણ, સદા નિર્ભય સ્થિત છે. પોતાને ભૂલથી જીવ માન્યો છે. તેથી જ પુણ્યપાપાદિકના ભ્રમથી બંધનમાં પડ્યો છે. વાસ્તવે તેમ નથી. ભ્રમથી જ અનેક શરીરોમાં અભિમાન ધરી સુખદુઃખ ભોગવે છે. કલ્પિત બંધમોક્ષને સત્ય માનીને મૂળ પોતાનું વિસાર્યું છે. હે રાજન્! જેમ સુવર્ણ ભૂષણોમાં વ્યાપક છે, પરંતુ વિચારથી જોતાં ભૂષણ કહેવા માત્ર છે; યથાર્થ તો સુવર્ણ જ છે. તે પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ તું જ આત્મા, અદ્વૈત છે. નામરૂપ સર્વ જગત કહેવા માત્ર છે.

અથવા તું એમ જાણ કે જેમ ઇક્ષુ વિષે મધુર રસ, દૂધ વિષે ઘૃત, પૃથિવી અને જળ વિષે તથા તેનાં કાર્યો વિષે અગ્નિ વ્યાપક છે. જેમ પૃથ્વી, અપ્, તેજ, વાયુ આદિ મહાભૂતો વિષે તથા તેનાં કાર્યો વિષે આકાશ વ્યાપક છે, તેમ તું આકાશ સમાન સર્વનો દ્રષ્ટા, સર્વમાં, સત, ચિદ્, આનંદરૂપે વ્યાપક છે; કારણ કે જ્યાં તું ચૈતન્ય નથી, ત્યાં કોઈ પદાર્થની સ્ફૂર્તિ નથી. જો તું છે, તો જ સર્વનું ભાન થાય છે. પોતાને શરીરાદિક માનવાનુ કારણ ભ્રમ છે. શરીરરૂપ જગત કેવું છે? નેત્રને ઉઘાડવા–મીંચવાથી તેની ઉત્પત્તિ ને નાશ થાય છે. સારાશ કે મનના સ્ફુરણઅસ્ફુરણથી ઉત્પત્તિનાશને પામે છે. બુદ્ધિમાન તે જ છે, જે શરીર સહિત જગતને મિથ્યા, સ્વપ્ન, ઇંદ્રજાળવત્ જાણે અને પોતાને સત્યરૂપ આત્મા જાણે.

## સર્વનું જીવન (સાર) શું છે?

હે રાજન્! આ બુદ્ધિ આદિનો સાક્ષી આત્મા સર્વ જગતના જીવનરૂપ છે, કારણ કે અસત્, જડ, દુઃખરૂપ આ શરીર સહિત સંસારને પોતાના સ્વરૂપ વડે તે સત્, ચિદ્, આનંદરૂપ કરે છે. જેમ તરંગાદિકને જળ મધુરતા, શીતળતા, દ્રવતારૂપ કરે છે, તેવી રીતે. જેમ ચણા વગેરેમાં રહી સાકર તેને મિષ્ટ કરે છે; તેવી રીતે આત્માનું બળ, નિયન્તાપણું અને નિર્મળતા સર્વ વસ્તુમાં રહે છે. જો સર્વ બ્રહ્માત્મા જ છે, તો સત્, ચિદ્, આનંદરૂપ પોતાના સાક્ષી આત્માથી પરમેશ્વરને ભિન્ન જાણવા અને પોતાને દાસ માનવા એ અખંડનું ખંડન કરવાનુ કાર્ય છે. બીજું, સત્, ચિદ્, આનંદરૂપ આત્માથી ભિન્ન

પરમાત્માને માને, તો પરમાત્મા અસત્, જડ, દુઃખરૂપ, અનાત્મા સિદ્ધ થશે અને પરમેશ્વર તેના ઉપર અત્યંત કોપ કરશે; કારણ કે અખંડ ઈશ્વરને તેણે અસત્, જડ, દુઃખરૂપ અનાત્મા જાણ્યા છે. તેથી આ જ્ઞાનથી એનું અનિષ્ટ થશે. કારણ કે કોઈ મનથી કોઈનું ખોટું ચિંતન કે કથન કરે છે, તો તે જાણીને તેનો મહાન રંજ (દુઃખ) પેદા થાય છે. તે પ્રમાણે અંતર્યામી પરમાત્માને પૂર્વોક્ત પ્રકારે અસત્, જડ, દુઃખરૂપ અનાત્મારૂપે કથનચિંતન કરવાથી તે કોપ કેમ નહિ કરે–પોતાની હાનિ સમજીને? હે રાજન્! કોણ એવો બુદ્ધિમાન છે, જે ઘટાકાશને મહાકાશથી ભિન્ન માને તથા તરંગાદિને, ભૂષણને તથા ઘટાદિકને જળ, સુવર્ણ અને મૃત્તિકાથી ભિન્ન માને?

હે રાજન્! તું મનાદિકનો સાક્ષી આત્મા છે. તને કદી જન્મ-મૃત્યુ નથી. સદા જેવો ને તેવો સમાન છે, આ મનવાણીને ગોચર દેખાતો દૃષ્ટિમાન સંસાર પણ તું જ છે. કારણ તારાથી જ પ્રગટ થાય છે, તારામાં જ લીન થાય છે અને તારામા જ સ્થિત છે. આ પ્રકારે તારારૂપ જળ તરંગવત્ છે. અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ તું આત્મા વિના અન્ય કશું નથી. સમ્યક્ વિચાર તારી બુદ્ધિથી કરી જો અને અન્ય વિદ્વાનોને પૂછી જો, હું સત્ય કહું છુ કે અસત્ય. હે રાજન્! વેદાંત સિદ્ધાંત તો એ જ છે અને સર્વ વિદ્વાનોનો પોતાના સ્વરૂપવિષયક એ જ અનુભવ છે. પછી તારી ઇચ્છા હોય તેમ કર. જેમ પંચભૂતોના કાર્યરૂપ ઘટપટાદિ સર્વ પંચભૂતરૂપ છે, તે પ્રમાણે આ નામરૂપ પ્રપંચ, અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ તું આત્મા જ છે. જ્યાં તું પોતાને સમ્યક્ જાણીશ, એટલે સર્વ જગતને પોતાના પ્રકાશરૂપ જાણીશ. ઘટ જો પોતાના સ્વરૂપને પંચભૂતરૂપ જાણે, તો પછી જગતના સર્વ પદાર્થોને પોતાના સ્વરૂપ જ જાણે છે. હું જ સર્વરૂપ છું, એવું જ તું જાણીશ.

હે રાજન્! જેણે બંધમુક્તિની ચાહના મનથી દૂર કરી છે, જગતથી જે નિરાશ થયા છે, પોતાના સ્વરૂપને સમ્યક્ અપરોક્ષ જાણ્યુ છે, તે બ્રહ્માદિ ત્રિદેવસંયુક્ત સંસારરૂપ પૂતળી ઘડીઘડીમાં જે અનેક ખેલ ખેલે છે, તેનો પોતાને દ્રષ્ટા માને છે. કરવા ન કરવાના, સુખ-દુઃખના, બંધમોક્ષાદિ સંસારના સર્વ ધર્મોમા તે લિપ્ત થતો નથી. જેમ સૂર્ય સર્વ જગતના વ્યવહાર સિદ્ધ કરતો છતો અલિપ્ત રહે છે, તે પ્રમાણે.

હે રાજન્! તેં જે મનવાણીથી માન્યુ છે, તે તારું સ્વરૂપ નથી. તું એ માનવાથી ભિન્ન છે. શરીર પ્રારબ્ધને સોંપ. પોતે સૂર્યરૂપ છે તેનાં જગત-

રૂપ કિરણો જાણ. બ્રહ્માત્મા છે તે સ્વરૂપસમુદ્રના તરંગરૂપ જગતને જાણ. તેં જે બુદ્ધિમાં ભ્રમ ઉત્પન્ન કર્યો છે કે મારી મુક્તિ અન્ય કોઈ કરશે તે ભ્રમનો ત્યાગ કર. નિત્યમુક્ત, નિત્યશુદ્ધ, અક્રિય, અવિનાશી, સર્વમાં આકાશવત્ વ્યાપક પોતાને જાણ. અહંકાર વડે તું આપે બંધાયેલો છે અને જ્ઞાને કરી જાણવાથી આપે મુક્ત છે. એટલું જ બંધમોક્ષનુ સ્વરૂપ છે. પોતાના સ્વરૂપને સમ્યક્ જાણવું એ જ બંધની નિવૃત્તિ અને મોક્ષની પ્રાપ્તિનો ઉપાય છે; અન્ય નહિ. જો બંધમોક્ષ સત્ય જ હોત, તો સ્વરૂપના જ્ઞાનથી દૂર ન થાત. સમ્યક્ સ્વરૂપના વિજ્ઞાનવાળા પુરુષો પોતાને બંધમોક્ષથી રહિત માને છે. તેથી જ તે મિથ્યા છે. આ આત્માથી ભિન્ન જે કોઈ તેની મુક્તિ કરવા યત્ન કરશે, તે પોતે જ અનાત્મા હોઈ બંધવાન છે. તે મુક્ત શી રીતે કરશે?

## વ્યવહારવિચાર

હે રાજન્! દેહાભિમાનપૂર્વકનાં કર્મ, ધર્મ, ભક્તિ, ઉપાસના સંસાર છે. જ્યાં દેહાભિમાન ત્યાગ્યુ એટલે મુક્ત થયો. અહંકારનું જ નામ બંધ છે. અહંકારથી જે મુક્ત છે, તે મુક્ત છે. ઈશ્વરની પ્રાપ્તિ અને મુક્તિ પામવી, એ પોતાના સ્વરૂપનુ જ્ઞાન જ છે. પરમેશ્વરમાં અને પોતામાં ભેદ જોતાં દુઃખથી છૂટીશ નહિ. સર્વને, પોતાના સહિત સર્વ બ્રહ્મરૂપ આત્મા જાણ. વધઘટ, ઉચ્ચનીચ સ્વરૂપે નથી.

જો! વ્યવહારમાં જે વર્ણાશ્રમમાં સ્થિત છે. તેને અનુસાર પંક્તિવ્યવહાર તથા પુત્રપુત્રીની લેણદેણનો વ્યવહાર કરવો. કાંઈ વ્યવહારને એકમેક કરી દેવાથી એકતા નથી થતી. પરંતુ જ્ઞાનદષ્ટિ વડે સર્વ પ્રકારે એકતા થાય છે. સર્વ પદાર્થોમાં ગુણદોષ જુદાજુદા હોય છે. જે સ્થાનમાં ઘટ જોઈએ, ત્યાં પટની જરૂર નથી, જ્યાં પટની જરૂર છે, ત્યાં ઘટની જરૂર નથી. એ પ્રકારે સર્વ પદાર્થોનું જાણી લેવું. પરંતુ પંચભૂતરૂપે સર્વ પદાર્થ સમ છે. વળી અનેક ઔષધિઓમાં અનેક જુદાજુદા ગુણ હોય છે તેમ જ અનેક પુરુષોને રોગ થાય છે. પરંતુ તેમાં એક રોગ ઉપર સર્વ ઔષધિઓ ચાલે એમ નથી હોતું, પરંતુ તત્ત્વરૂપ જળ સર્વમાં એક હોય છે.

હે રાજન્! અંતર કામ ક્રોધાદિકનો, તથા બાહિર શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધાદિકનો સાક્ષી જ્ઞાનસ્વરૂપ તું જ આત્મા છે. આ સર્વ પદાર્થોનું ન્યૂનાધિક વ્યવહારમાં પરિમાણ કરવાવાળો જ્ઞાનથી પૃથક્ કોઈ ઈશ્વર આ શરીરમાં પ્રતીત થતો નથી. ઈશ્વર પૂર્ણ હોવાથી આ શરીરમાં

પણ ઈશ્વરનું સ્વરૂપ માનવું જ પડશે. અને જ્ઞાનથી ભિન્ન ઈશ્વરનું સ્વરૂપ સિદ્ધ થતું નથી. જો ભિન્ન હોય તો તે જડ, અજ્ઞાનરૂપ સિદ્ધ થાય. તેથી અજ્ઞાનથી લઈને દેહ પર્યંત અંતર્બાહ્ય સર્વ પદાર્થોનું પરિણામ કરવાવાળો, અંતર્જ્ઞાનસ્વરૂપ કોઈ વસ્તુ છે. તેને ઈશ્વર કહો; ચાહે આત્મા કહો, ચાહે ખુદા કહો, ચાહે કોઈ અન્ય નામ રાખો, ચાહે દ્રષ્ટા કહો.

હે રાજન્! જો તું બીજું કાંઈ ન જાણતો હોય તો એ નિશ્ચય કર કે અંતર અજ્ઞાન અને દેહ પર્યંત મનાદિકના વ્યવહારના ન્યૂનાધિક ભાવાભાવનું જે પરિણામ કરે છે, તે વસ્તુ, સંસાર તથા સંસારના ધર્મોથી રહિત છે. અને તે જ મારું સમ્યક્ સ્વરૂપ છે, એમાં સંશય નથી. પછી ચાહે સંસાર વસ્તુ સત્ય હો કે અસત્ય હો. ચાહે જીવ-શિવનો ભેદ હો કે અભેદ હો.

હે રાજન્! તું મુક્તિને ચાહે છે એ જ તારા વિષે બંધનું કારણ છે. કારણ તું આપ મુક્તરૂપ છે અને મુક્તિની ઇચ્છા કરે છે! હે રાજન્! મનના સંકલ્પવિકલ્પ સ્વભાવ છે. કદી પોતામા બંધનો સંકલ્પ કરી લે છે, કદી મુક્તનો સંકલ્પ કરી લે છે. તું એ બન્ને સંકલ્પોનો દ્રષ્ટા છે. તેથી બંધમોક્ષ જેવી કોઈ વસ્તુ નથી. કેવળ મનનું સ્ફુરણ છે. મનને તો ભ્રમમાત્ર બંધમોક્ષ માનવાનો અભ્યાસ ચાલ્યો આવે છે, તેથી તું સર્વ બંધમોક્ષાદિની ચાહનાથી અચાહ થા. મનની પાછળ ન દોડ. દેહવાસના સહિત બંધમોક્ષાદિની વાસનાને ત્યાગ. પ્રથમ તેનાથી વિપરીત વાસનાનો અભ્યાસ ગ્રહણ કર. પછી તેના પણ ત્યાગનો ત્યાગ કર. કારણ કે મનનો જેવો અભ્યાસ દૃઢ થાય છે, તેવું આગળ જ ભાસે છે.

## મુમુક્ષુઓએ શો અભ્યાસ કરવો જોઈએ?

### અહંગ્રહઉપાસના(અભેદભક્તિ)નું વર્ણન

પૂર્વના અભ્યાસથી વિપરીત, એવો આ અભ્યાસ કર: 'હું નિત્યમુક્ત, સત્, ચિદ્, આનંદ, આત્મા છું, સર્વ મનાદિનો સાક્ષી છું, બંધમોક્ષાદિ સર્વ સંસારના ધર્મોથી અતીત છું, સ્વભાવથી જ નિર્વિકાર, નિર્વિકલ્પ છું. આકાશની સમાન અસંગ, પૂર્ણ છું. ભ્રમ-માત્ર બંધમોક્ષની નિવૃત્તિ–પ્રાપ્તિ વાસ્તે હું ચૈતન્યને કિંચિત્માત્ર પણ કર્તવ્ય નથી. આ મનવાણીથી દૃશ્ય સંસારથી અદૃશ્ય છું.' ઇત્યાદિ અનેક વિશેષણ વડે પોતાના આત્મસ્વરૂપનું ચિંતન કર. આ જ દેહાદિ

વાસનાથી વિપરીત વાસના છે. તેના પૂર્વોક્ત દૃઢ નિરંતર અભ્યાસથી તે જ રૂપ થઈશ. કારણ કે વિપરીતસ્વરૂપ પણ (ભ્રમરીન્યાયે) અભ્યાસના બળથી ઊલટીને તદ્રૂપ થવાય છે, તું તો તે રૂપ છે જ, તો તારે તદ્રૂપ થવામાં શું આશ્ચર્ય છે?

આનું જ નામ અહંગ્રહઉપાસના પણ છે. એને જ અભેદભક્તિ પણ કહે છે. હે રાજન્! બંધમોક્ષની ચાહના કદી પણ ન કરીશ. કારણ બંધમોક્ષ તારા અજ્ઞાનથી જ થયેલા છે. પોતાનામા કલ્પિત બંધ મોક્ષાદિ પદાર્થની પાછળ ન ફરીશ. એ ભ્રમમાં પડેલાઓનો વ્યવહાર છે. તું ચૈતન્યથી કોઈ ઉચ્ચ પદ નથી, કે જેને માટે તારે યત્ન કરવાનો છે. તારી મુક્તિ કરે એવું પણ અન્ય કોઈ નથી. તું પોતાને જ પોતે બદ્ધ માને છે. નહિ તો વેદાંતશાસ્ત્ર અનુસાર વિચારી જો. તું ચૈતન્ય, નિર્બંધ, નિત્યમુક્તરૂપ છે. સર્વ જગતનો પ્રભુ, પ્રકાશક છે. એવો છતા પણ બીજાની પોતાના ઉપર ભલાઈ (કૃપાની) આશા રાખે છે તે અવિદ્યા છે. નહિ તો આ અસત્, જડ, દુઃખરૂપ અનાત્મપદાર્થો તારા વડે જ સત્, ચિદ્, આનંદરૂપ આત્મા પ્રતીત થાય છે. તેથી તારી જ સર્વ ઉપર ભલાઈ–કૃપા છે. તારા ઉપર કોઈ કૃપા કરી શકતું નથી.

મહાદેવનાં જ્ઞાનરૂપ અમૃતવચનો ધારણ કરી રાજા અજ્ઞાન અને તેના કાર્યરૂપ મૃત્યુથી રહિત થયો. સર્વ લોક મહાદેવનાં યથાર્થ વચન સાંભળી સ્વરૂપમાં લીન થયા અને સભાના લોક પોતપોતાનાં વાછિત સ્થાને ગયા.

વાસુકર્ણે કહ્યું: હે આત્મહર્ષિ! જે નિશ્ચયનો ઉપદેશ મહાદેવે રાજા સત્યવ્રતને કર્યો છે અને જેનાથી રાજા પોતાના સ્વરૂપ વિષે લીન થયો છે, તે નિશ્ચયને તું પણ ધારણ કર. હે આત્મહર્ષિ! જે પુરુષ બુદ્ધિના કાનથી પૂર્વોક્ત વચન સાંભળશે, તે નિશ્ચય સ્વરૂપને પ્રાપ્ત કરવા રૂપે પ્રાપ્ત કરશે અને બંધમોક્ષાદિ સંસારભયથી રહિત થશે.

## પૂજનીય દેવ કોણ છે?

મૈત્રેય કહે: હે પરાશર! દેવ (પૂજવા યોગ્ય) કોણ છે? તેનું પૂજન કેવી રીતે થાય છે?

પરાશર કહે: હે મૈત્રેય! હસ્તપાદાદિ સંયુક્ત બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક પણ દેવ નથી. સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, પૃથ્વી, ઇન્દ્ર, યમ, કુબેરાદિક પણ દેવ નથી. ન તું, ન હું દેવ છીએ. ન બ્રાહ્મણાદિ, ન વર્ણ, ન આશ્રમ, ન મન, ઇન્દ્રિયાદિ કે દેહાદિક દેવ છે. પરંતુ

સર્વના હૃદય વિષે વર્તમાન કાળનો જ્ઞાતા, અકૃત,[1] અનાદિ, સત, ચિદ્, સુખરૂપ, અસ્તિત્વમાત્ર દેવ છે. હે મૈત્રેય! અહં, એ બે અક્ષર જ્યાં સુધી કથનચિંતન ન કરે, ત્યાં સુધી અહંપણું થવાનો સંભવ છે! અકારના કથનચિંતનનો આરંભ કરતાં જ અકાર ભૂતમાં જાય છે અને હકાર ભવિષ્યમાં છે. મધ્યના કાળમાં અહં કથનચિંતન નથી. તે કાળ નિર્વિકલ્પ છે. આ પ્રકારે સર્વ પદાર્થ ભવિષ્યથી ભૂતકાળ થઈ ચાલ્યા જાય છે. એ જ તેમનું મિથ્યાત્વ છે. પરંતુ પૂર્વોક્ત રીતિએ વર્તમાન કાળ નિર્વિકલ્પ છે. તે નિર્વિકલ્પ વર્તમાન કાળનો જ્ઞાતા અતિ નિર્વિકલ્પ, નિર્વિકાર છે. તે જ દેવ છે. તે જ આપણુ સ્વરૂપ છે.

હે મૈત્રેય! ભૂતભવિષ્યનો કાળ તથા ભૂતભવિષ્યના કાળમાં થનારા પદાર્થો, સર્વ વર્તમાન કાળના જ્ઞાતા દેવ વડે જ સિદ્ધ થાય છે. પરંતુ આપણા સ્વરૂપના સુખપૂર્વક બોધને વાસ્તે તથા સ્વરૂપની નિર્વિકલ્પતાના બોધને વાસ્તે વર્તમાન કાળનો જ્ઞાતા એમ કહેલુ છે.

દ્રષ્ટાદશ્યના સંયોગ વિષે જે આનંદરૂપ અનુભવ છે તે દેવ છે. તથા આંતર દ્રષ્ટા, દર્શન અને દશ્યના વિયોગને તથા દ્રષ્ટા, દર્શન અને દશ્યને તથા દ્રષ્ટા, દર્શન અને દશ્યના ન્યૂનાધિક ભાવને જે જાણે છે અને એ જાણવાના અભિમાનથી જે રહિત છે, આપે જ જાણવા રૂપ અર્થાત્ જ્ઞાનસ્વરૂપ છે, મનાદિથી જે જાણી શકાતો નથી, ઊલટું મનાદિકના ન્યૂનાધિક ભાવાભાવને જે જાણે છે, તે જ સ્વયપ્રકાશ, સર્વનું, આપણું સ્વસ્વરૂપ, દેવ છે.

ઇષ્ટઅનિષ્ટના સંયોગવિયોગથી જે આનંદ ઉદય પામે છે, જે વડે વિષયાનંદનો અનુભવ થાય છે અને જે આપે આનંદરૂપ છે, તે દેવ છે.

જે દ્રષ્ટા, દર્શન, દશ્ય એ ત્રિપુટીના ઉદય પૂર્વે ત્રિપુટીનો પ્રકાશક છે તથા ત્રિપુટીની સમાપ્તિને પણ જે પ્રકાશિત કરે છે, સર્વને પ્રકાશિત કરતો છતો પણ જે નિર્વિકલ્પ છે–સ્વપ્નદ્રષ્ટાવત; તે જ, દેવ છે.

આંતર સદસદ્ અર્થાત્ ભાવાભાવ પદાર્થો જે વડે સિદ્ધ થાય છે, તથા જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ તથા તેમાં વર્તવાવાળાં મનાદિ જગત જે વડે સિદ્ધ થાય છે અને જે પોતે મનાદિક કોઈ વસ્તુથી સિદ્ધ થતો નથી, તે જ સર્વનો પોતે જ પોતાનો દેવ છે.

આ સાકાર વસ્તુ છે, આ નિરાકાર વસ્તુ છે, આ વસ્તુ જાણવામાં આવે છે, આ નહિ; આ ત્યાગ કરવા યોગ્ય છે, આ નથી; ઈત્યાદિ

[1] કોઈથી ઉત્પન્ન થયેલો નહિ એવો.

અંતરમાં જેના વડે મનનાં મનનોનું પૃથક્કરણ થાય છે, તે જ દેવ છે.

હે મૈત્રેય! જે મનાદિકનો સાક્ષી છે, તે દેવ છે. હૃદયદેશથી પ્રાણવાયુ ઊઠીને નાસિકાથી બાર આંગળ બહાર આવે છે, તેને પ્રાણ કહે છે, તથા સૂર્ય–અગ્નિ કહે છે. તે જ પ્રમાણે તે વાયુ ત્યાંથી પાછો ફરી હૃદયદેશને પ્રાપ્ત થાય છે, તેને અપાન–ચંદ્રમા કહે છે. જ્યારે પ્રાણ પોતાના પ્રાણત્વભાવને ત્યાગે છે અને પુનઃ અપાનરૂપ થયો નથી, તે દેશકાળને પરિમાણ કરવાવાળો જે છે, તે જ દેવ છે તથા પ્રાણોની સમાપ્તિને તથા અપાનના અનુદયની સંધિમાં નિર્વિકલ્પ સ્થિત રહ્યો-રહ્યો, તે સંધિઓ વિષે સ્થિત પદાર્થોને જે જાણે છે, તે જ દેવ છે. તથા પ્રાણ–અપાનને તથા તેના ન્યૂનાધિક ભાવને જે જાણે છે, તે જ દેવ છે. તે જ પ્રમાણે બહારથી ઊઠીને અપાન વાયુએ પોતાના અપાન-ભાવને ત્યાગ્યો અને જ્યા સુધી પ્રાણ ઉદય થયો નહિ, તે દેશકાળને તથા તે દેશકાળમા થનારા પ્રાણ–અપાનાદિ પદાર્થોને, સંધિમાં સ્થિત નિર્વિકાર, નિર્વિકલ્પરૂપ જે વસ્તુ પ્રકાશ કરે છે, તે જ દેવ છે. તે જ પ્રમાણે જે સમયે હૃદયથી પ્રાણનો ઉદય થાય છે, તે દેશકાળ સહિત પ્રાણના ઉદયને, તેના ગમનાગમનના આરંભને તથા તેના ગમનને જે અનુભવે છે, તે જ દેવ છે. તથા પ્રાણો સહિત પ્રાણોના મધ્ય કંઠ આદિ દેશકાળને તથા પ્રાણો સહિત પ્રાણોના નાસાગ્રાંત[1] દેશકાળને જે જાણે છે, અર્થાત્ પરિમાણ કરે છે, તે જ દેવ છે. તથા અપાનગમનના મધ્ય દેશકાળને તથા અપાનોની હૃદયમા અંતસમાપ્તિના દેશકાળને, અસંગ રહીને જે પ્રકાશિત કરે છે, તે જ દેવ છે.

જાગ્રતના ઉદયને તથા સ્વપ્નના અનુદયને જે જાણે છે, તે જ દેવ છે. તથા સ્વપ્નજાગ્રતના અનુદયને અને સુષુપ્તિના ઉદયને જે જાણે છે, તે જ દેવ છે. તથા સુષુપ્તિના અનુદયને તથા જાગ્રત સ્વપ્નના ઉદયને જે જાણે છે તે જ દેવ છે.

શુભ સંકલ્પના ઉદયને તથા અશુભ સંકલ્પના અનુદયને જે જાણે છે, તે જ દેવ છે. તથા શુભ સંકલ્પના અનુદયને તથા અશુભ સંકલ્પના ઉદયને જે જાણે છે, તે જ દેવ છે. તથા શુભાશુભ સંકલ્પના ઉદયાનુદયના દેશકાળને જે સંધિમાં સ્થિત રહી જાણે છે, તે જ દેવ છે.

આ જ દેવ બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વનુ પોતે જ સ્વસ્વરૂપ છે. તેને જ જાણવાથી બંધમોક્ષના ભ્રમથી છુટાય છે.

---

૧ નાસિકાના બહારના અને અંદરના છેડાને.

## કેવા પ્રકારની પૂજાથી દેવ મળે છે?

પૂર્વોક્ત દેવને સમ્યક્ અપરોક્ષ જાણવા એ જ તે દેવની પૂજા છે. આ બુદ્ધિ આદિના સાક્ષી દેવને જે સમ્યક્ અપરોક્ષ પોતાના રૂપ નથી જાણતો તે સાકારની પૂજા કરે છે અને તે બાળકની ક્રીડાવત્ છે. પૂજ્ય, પૂજક અને પૂજા એ ત્રિપુટી આ જ દેવ વડે પ્રકાશિત થાય છે. ત્રિપુટી પણ આ દેવથી ભિન્ન નથી–સ્વપ્નદ્રષ્ટાવત્.

હે મૈત્રેય! આ દેવ કોઈ સાધન દ્વારા નથી મળતા; કારણ કે તે આપણુ પોતાનુ સ્વરૂપ છે. આપણા સ્વરૂપને અવાઙ્મનસગોચર જાણવું એ જ આ દેવનુ પૂજન છે. હે મૈત્રેય! મનના સંકલ્પ વડે રચિત જે દેવ છે તે દેવ નથી. સર્વ સંકલ્પથી રહિત અને સર્વ સંકલ્પના સાક્ષી દેવને સમ્યક્ નિજસ્વરૂપ જાણવા એ જ દેવની પૂજા છે. દેશકાલવસ્તુ ભેદરહિત પૂર્ણ જાણવા એ જ પુષ્પ છે. શબ્દાદિ જે ગ્રાહ્ય જડ વિષય છે તે અને શ્રોત્રાદિક ગ્રાહક જડ ઇંદ્રિયો, તેના સંયોગવિયોગ વિષે જે અનુભવ સદ્રૂપ છે, તેને પોતાનુ સ્વરૂપ જાણવું, એ આ દેવની પૂજા છે.

એવો કોઈ પદાર્થ નથી, જે આ મનાદિકના પ્રકાશક દેવ સમીપ અસત્ય ન હોય, અને એવો પણ કોઈ પદાર્થ નથી જે આ આત્મ દેવ વડે સત્ય ન જણાય. તાત્પર્ય કે આ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ દેવથી ભિન્ન સર્વ નામરૂપ અસત્ય છે અને તેથી યુક્ત સત્ય છે. તેથી જ તે સર્વ છે, તે જ સર્વરૂપ છે, સર્વથી અતીત પણ છે. સર્વના મધ્યમા નિત્ય સ્થિત રહ્યો તે રહ્યો તે સર્વની ચેષ્ટાનુ કારણ છે. તેનુ કારણ કોઈ નથી. (સ્વપ્નદ્રષ્ટાવત્) સંસારરૂપ નટીને માયાવિશિષ્ટ સ્ફુરણરૂપ ચૈતન્ય પ્રેરે છે. તારા સ્વરૂપદેવ, નિર્વિકાર, નિર્વિકલ્પ સાક્ષી વત્ સ્થિત છે.

## દેવપૂજાવિધિ

હે મૈત્રેય! તે દેવનુ ત્રણે કાંડની રીતિએ પૂજન થાય છે. આ સુખરૂપ, મનાદિકના સાક્ષી દેવના સમ્યક્ દર્શન વાસ્તે અને અંતઃકરણરૂપ આદર્શની મલિનતાને દૂર કરવા વાસ્તે, શ્રદ્ધા, શમદમાદિ સાધનપૂર્વક દેવાર્પણ બુદ્ધિથી નિષ્કામ કર્મના અનુષ્ઠાનરૂપ એક પૂજા છે. બીજી અંતઃકરણની ચંચળતાને દૂર કરવા વાસ્તે, ચિત્તાદિકને જાણવાવાળા દેવનુ ધ્યાન કરવારૂપ–ઉપાસનારૂપ–પૂજા છે. અથવા તો પોતાના સહિત સર્વ જગતને સત, ચિત્, સુખ, હરિરૂપ જાણવું

અર્થાત્ એ પ્રકારે ભાવના કરવી એ પણ બીજી અહંગ્રહ ઉપાસના, ધ્યાનરૂપ પૂજા છે. અથવા સત્ સંભાષણાદિ સાધનપૂર્વક સમ્યક્ અવાઙ્મનસગોચર દેવરૂપ નિજાંતર જ્ઞાનરૂપ દેવના ધ્યાનરૂપ પૂજા છે. એ ધ્યાનના વિષયરૂપ દેવ, સમ્યક્ 'હું ચૈતન્યરૂપ છું' (એ નિશ્ચય) એ જ જ્ઞાન, તે સમ્યક્ જ્ઞાન વડે એ દેવની પૂજા થાય છે. સારાશ કે એ જ પુષ્પ છે. હે મૈત્રેય! અવાઙ્મનસગોચરરૂપે અથવા અસ્તિ, ભાતિ, પ્રિયરૂપે, નિજસ્વરૂપ બુદ્ધિમાં રચી જાય (સ્થિર થઈ જાય) તે જ જ્ઞાન છે. જ્યાં સુધી દઢ નિશ્ચય ન થાય, ત્યાં પર્યંત ગુરુવાક્યથી વારંવાર (તેમાં) અહંકાર ધરી નિરંતર ભાવના કરવી, તે જ અહંગ્રહ ઉપાસના છે. સર્વનો કર્તા છતાં તે અકર્તા છે. સર્વ વિષે, સર્વ પ્રકારે, સર્વ કાળે, સર્વથી અસંગ, સર્વનો પ્રકાશક, સર્વરૂપ સ્વપ્નદ્રષ્ટાવત્ અદ્ભુતરૂપ જે ચૈતન્ય દેવ છે, તેને પોતાના રૂપ, અથવા સાક્ષીરૂપ સમ્યક્ જાણવો. મનવાણીશરીરના ન્યૂનાધિક વ્યવહારમાં અન્યથા ભાવ કદાપિ ન થવા દેવો; તાત્પર્ય કે આ સંઘાતમાં અધ્યાસ ન થવો એ જ તે દેવની પૂજા છે. આંતર, જ્ઞાનસ્વરૂપ દેવનું બાહ્ય ધૂપદીપાદિ વડે ક્લેશરૂપ પૂજન નથી થતું. પરંતુ ક્લેશ વિના જ સંઘાતનાં કર્તવ્યોમાં પોતાને અકર્તા, સાક્ષી માનવા એ જ ઈશ્વરરૂપ દેવની પરમ પૂજા છે. હે મૈત્રેય! આપણા અહંના પરિચ્છિન્ન ભાવનો ત્યાગ કરવાથી જ પૂર્ણ ભાવને પ્રાપ્ત થવાય છે. પૂર્ણ થવાને વાસ્તે અન્ય યત્ન નથી; કારણ કે પૂર્વથી જ આ આત્મા પૂર્ણ છે. ભ્રાંતિ વડે જ અપૂર્ણ હતો. ઘટાકાશે જ્યાં પરિચ્છિન્ન અહંકાર ત્યાગ્યો એટલે પૂર્ણ મહાકાશ થયુ; તે પ્રમાણે.

મૈત્રેય! શાસ્ત્રરીતિ અનુસાર જે કંઈ આવીને પ્રાપ્ત થાય, તેનો હેયોપાદેયબુદ્ધિથી રહિત થઈને સ્વરૂપ દેવને ભોગ ધરાવવો. પોતે તો ભોગના પણ સાક્ષીભૂત રહેવું, એ જ પૂજન છે. યથાપ્રાપ્તમાં સમભાવરૂપ જળ વિષે સ્નાન કરી, સર્વ નામરૂપાત્મક દૃશ્યના સમ્યક્ દ્રષ્ટા રહેવું, દૃશ્યરૂપ કદાચિત્ પણ ન થવું, એ જ દેવનું પૂજન છે. આ અવિદ્યાના સ્વપ્ન પદાર્થોમાં હેયઉપાદેયબુદ્ધિ ન કરવી એ જ દેવનું પૂજન છે. મૃત્યુ આવે તો દેવપૂજન છે, જીવન હોય તો દેવપૂજન છે. દરિદ્ર હો કે રાજ્યારૂઢ હો, પરંતુ કાયિક, વાચિક, માનસિક નાના પ્રકારના અહંઅભિમાનરહિત ચેષ્ટા કરવી એ જ દેવપૂજા છે. નષ્ટ થયુ તે થયુ, પ્રાપ્ત થયું તે થયુ, તેમાં અહંત્વરહિત રહી સર્વ જગતને આત્મવત્ (આત્મા) જાણવું એ જ દેવપૂજા છે. અંતર્ અસંગ, નિર્વિ-

કાર, નિર્વિકલ્પ, બંધમોક્ષરૂપ સુખદુઃખથી રહિત સ્વભાવથી જ હું નિષ્કર્તવ્ય છું, મારે બંધમોક્ષની પ્રાપ્તિનિવૃત્તિ વાસ્તે કિંચિત્ માત્ર પણ કર્તવ્ય નથી, એ નિશ્ચયનું નામ દેવપૂજન છે.

જો ઘાસની સળી અથવા રેતીનો કણ એવું ચિંતન કરે કે આ ભૂતભૌતિક દશ્યમાન્ જગત સર્વ હું છું તો એ ચિંતન તેનું બરાબર છે; કારણ કે સર્વ પંચભૂતરૂપ છે અને જગત પણ પંચભૂતરૂપ છે. તે પ્રમાણે હું અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા જ સર્વરૂપ છું એ નિશ્ચય, એ જ દેવનું પૂજન છે. હે મૈત્રેય! સોયના નાકાનું આકાશ ચિંતન કરે કે હું મહાકાશરૂપ રહ્યુંરહ્યું અનંત બ્રહ્માંડોને અવકાશ આપું છું, સમુદ્રમાં સ્થિત રહ્યુંરહ્યું સમુદ્રને અવકાશ આપું છું, ઘટમાં સ્થિત રહ્યુંરહ્યું મણભર અન્નને અવકાશ આપું છું, તાત્પર્ય કે સર્વ જગતમાં સ્થિત છતાં તેના વ્યવહારથી નિર્લેપ છું, તો એ ચિંતન પણ બરાબર છે. તે જ પ્રમાણે બુદ્ધિ આદિનો સાક્ષી હું ચૈતન્ય આત્મા, સર્વ જગતનો નિર્વાહક છું, એ ચિંતન વિદ્વાનોનું બરાબર છે. આ દૃઢ નિશ્ચયનું નામ જ દેવપૂજન છે. આ નિશ્ચય-અનિશ્ચયમાં પણ પોતાના આત્મસ્વરૂપને સમ જાણવું એ દેવપૂજન છે. હર્ષ થાય તો મનને છે, શોક થાય તો મનને છે, મોક્ષ થાય કે ન થાય તે પણ મનને છે, બંધ હોય કે ન હોય તોપણ મનને છે, જન્મમરણાદિ વિકાર ષડ્ ઊર્મિ સંઘાતની છે, જ્ઞાન–અજ્ઞાનાદિ મનના ધર્મ છે, એનો સાક્ષી હું ચૈતન્યના એ વ્યવ. હારોમાં એક પણ નથી, એ નિશ્ચયનું નામ પૂજન છે. મનવાણી પ્રણવનું ચિંતનકથન કરે અથવા ન કરે, અથવા લૌકિક શબ્દોનું કથન કે ચિંતન કરે અથવા ન કરે, તેમાં હું ચૈતન્ય સાક્ષી આત્માને કિંચિત્ માત્ર પણ હાનિલાભ નથી; એ દૃઢ નિશ્ચયનું નામ પૂજન છે. દ્રષ્ટાને દશ્યની સાથે સંયોગ પામેલો ન જોવો, એ જ દેવનું પૂજન છે. અંતઃકરણના ધર્મ સત્ત્વ, રજ, તમગુણોની પ્રવૃત્તિનિવૃત્તિના પોતાને દ્રષ્ટા સાક્ષી સમ જાણવા, હર્ષશોક ન થવા એ જ દેવનું પૂજન છે.

મનના ધર્મ હર્ષશોક થતાં છતાં પોતાના આત્મસ્વરૂપમાં હર્ષશોક ન માનવા એ દૃઢ નિશ્ચય જ દેવની સમીપ પુષ્પો છે. નામરૂપ ભૂષણો વિષે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માને સુવર્ણરૂપ જાણવો એ જ દેવનું પૂજન છે. નિર્વિકલ્પ થવું, સવિકલ્પ થવું, સ્ફુરણ–અસ્ફુરણ સર્વ મનના ધર્મ છે, હું સાક્ષીના ધર્મ નથી, એ નિશ્ચય દેવ સમીપ પુષ્પ છે.

## ભજન કેવી રીતે કરવું જોઈએ ?

હે મૈત્રેય ! હું સત્, ચિદ્, આનંદસ્વરૂપ દ્રષ્ટા છું; અસત્, જડ, દુઃખરૂપ દૃશ્ય હું નથી, એ જ નિરંતર ભજન કર. કારણ એ ભજન નહિ કરે તો તેથી ભિન્ન કોઈ ને કોઈ બીજું ભજન કરીશ જ. વિના ભજન કર્યે મન માને નહિ અને આ પણ વેદોક્ત ભજન છે; તેથી એ જ ભજન કર. અથવા અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું આત્મા જ સર્વરૂપ છું, એ ભજન કર. અથવા હું ચૈતન્ય અવાઙ્મનસગોચર છું, વાઙ્મનસગોચર સંઘાતરૂપ પ્રપંચ હું નથી, એ જ નિરંતર ભજન કર. જે મનવાણીને ગોચર દેવનુ ભજન–પૂજન કરે છે, તે વાઙ્મનસગોચર અનિત્ય ફળને પામે છે. પરંતુ કંઈ ન કરવા કરતાં એ કરવું પણ સારું છે; કારણ કે પરંપરાએ કરીને એ પણ અવાઙ્મનસગોચર પરમ દેવનુ પૂજન કરવાનુ સાધન છે.

## અધોગતિ પ્રાપ્ત થવાનો હેતુ

જે આ બન્ને પ્રકારનાં પૂજનથી રહિત છે અને નિજ દેહ સહિત સ્ત્રીપુત્રાદિકનું જ પૂજન કરે છે, તાત્પર્ય કે શિશ્નોદરપરાયણ છે, તે અધોગતિને પ્રાપ્ત થાય છે.

તું દેહરૂપ દેવાલયમા નિર્વિકાર, સાક્ષી, આત્મદેવને પોતાનું સ્વરૂપ જાણ, જેથી જન્મમરણના ફાસાથી છૂટે.

હે મૈત્રેય ! સર્વ શુભાશુભસંઘાતની ચેષ્ટા તું આત્મદેવની સમીપ પુષ્પ છે. સર્વ બ્રહ્માંડોમાં તું જ સચ્ચિદાનંદ દેવ છે–જેમ સર્વ સ્વપ્નની સૃષ્ટિમા એક સ્વપ્નદ્રષ્ટા જ દેવ છે. તુ ચૈતન્યની પૂજાથી સર્વની પૂજા થઈ જાય છે. તું ચૈતન્યને ભોગ ધરાવવાથી સર્વને ભોગ ધરાય છે. તું ચૈતન્યની પ્રાપ્તિ વડે સર્વની પ્રાપ્તિ થઈ જાય છે. હે મૈત્રેય ! કારણની પ્રાપ્તિથી સર્વ કાર્યની બળાત્કારે પ્રાપ્તિ થઈ જાય છે.

હે મૈત્રેય ! જો સચ્ચિદાનંદ નિજ પ્રત્યક્ આત્માને દેવ ન માને તો માયા અને માયાના કાર્યરૂપ (નામરૂપ) આ સંઘાત સહિત પ્રપંચમા પ્રત્યક્ વિચારથી કહે, કોણ દેવ છે? સત્, ચિદ્, આનંદરૂપ નિજ દેવથી ભિન્ન અસત્, જડ, દુઃખ, અપ્રકાશરૂપ માયા તથા માયાના કાર્યરૂપ આ સંઘાત સહિત સર્વ નામરૂપ પ્રપંચ તો દેવ શબ્દના અર્થરૂપ, પક્ષપાતરહિત સમ્યક્ વિચારથી થઈ શકતો નથી. હે મૈત્રેય ! દર્પણમા તથા સ્ફટિકમણિમાં અનેક પર્વતાદિના પ્રતિબિંબ પડે છે, પરંતુ તે પ્રતિબિંબથી દર્પણ તથા સ્ફટિકમણિને કંઈ હાનિ નથી થતી.

તે જ પ્રમાણે અનેક જાગ્રતાદિ જગતના પ્રતિબિંબ હું ચૈતન્યરૂપ આદર્શમાં પડે છે તથા શમી જાય છે. પરંતુ હું ચૈતન્યને તેમાં હાનિલાભ કાંઈ થતું નથી, એ દઢ નિશ્ચય જ પરમદેવનું પૂજન છે.

હે મૈત્રેય ! આ આત્મદેવ મનનું અને આપણું સ્વસ્વરૂપ હોવાથી કિંચિત્માત્ર પણ સ્મરણ કરવાથી, યત્ન વિના સર્વને શીઘ્રતાથી હાજરા હજૂર થાય છે, તેથી એવા કૃપાળુ દેવનું જ સર્વ પુરુષોએ શ્રદ્ધાપૂર્વક અવશ્યમેવ પૂજન કરવું, અર્થાત્ આપ સહિત સર્વને અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ દેવ જ જાણવા યોગ્ય છે

## જ્ઞાન પ્રાપ્ત થયા પછી શિષ્યના અનુભવનું વર્ણન

પરાશર કહે : હે મૈત્રેય ! તું તારો અનુભવ કહે. તને શો નિશ્ચય છે ?

મૈત્રેય કહે : શ્રોત્રાદિ ઇન્દ્રિયો અધ્યાત્મ, ચક્ષુ આદિ ઇન્દ્રિયોના દેવતા અધિદેવ તથા તે ચક્ષુ આદિ ઇન્દ્રિયોના રૂપાદિ વિષયરૂપ અધિભૂત, આ સંઘાત છે, તે હું નથી, કારણ કે માયારૂપ પંચભૂતોથી આ સંઘાતની ઉત્પત્તિ છે, તેથી તે જડ છે તથા ક્ષણભંગુર છે, અનિત્ય છે એ પોત પોતાના કાર્યમાં પ્રવૃત્તિનિવૃત્તિ પામતા છતાં પોતાને, પરને, પોતાના કાર્યને તથા પોતાના પ્રકાશકને જાણતા નથી, તેથી તે જડ છે. એક રસ નથી રહેતા તેથી અનિત્ય છે દેશકાળવસ્તુભેદવાળા છે તેથી કરીને દુખરૂપ છે. અન્યની સહાય વિના, જે સત્, ચિદ્, આનંદરૂપ પ્રત્યક્ આત્મા પૂર્વોક્ત ત્રિપુટીને પ્રકાશ કરવાવાળો અર્થાત્ અનુભવવાવાળો છે, તે જ સ્વયંપ્રકાશ, મારું સ્વરૂપ છે જેમ દીપક વડે ઘટપટાદિ પદાર્થ ભાસે છે, તે પ્રમાણે અંતર હું ચૈતન્યના અનુભવથી જ સુખદુખાદિ સર્વ પદાર્થ ભાસે છે. જો હું તેને પ્રકાશતો ન હોઉં, તો એ સુખ દુખાદિનું પૃથક્કરણ કેવી રીતે થાય છે ? હું નિત્ય, ચિદ્રૂપ આત્માથી ભિન્ન મનાદિક જડ, વ્યાવહારિક (વ્યવહારસત્તાવાળું) જાગ્રત કાળનું સત્ય જગત જેમકે ઘટપટાદિ, તથા પ્રાતિભાસિક અસત સ્વપ્ન જેમકે રજ્જુસર્પાદિ એ સર્વ ભાવાભાવપદાર્થોને હું ચૈતન્ય સમાનરૂપે પ્રકાશું છું મારે પક્ષપાત નથી જેમ ઇન્દ્રજાળ વડે રચિત જળસંયુક્ત અસત્ય ઘટ વિષે તથા સાક્ષાત્ સત્ય ઘટ વિષે સૂર્યનું પ્રતિબિંબ સમાન જ પડે છે, તેમાં ન્યૂનાધિકભાવ હોતો નથી. વળી સૂર્ય મૃગતૃષ્ણાના જળને તથા ગંગાદિના જળને સમ પ્રકાશે છે અને જેમ સ્વપ્નના સત્ અસત્ પદાર્થોને સ્વપ્નદ્રષ્ટા પ્રકાશે છે, તે પ્રમાણે હું ચિદ્ઘન દેવ, જાગ્રત,

સ્વપ્ન, સુષુપ્તિ, તુરિયા સમાધિ આદિ સર્વ પદાર્થોનો સમાન અનુભવ કરું છું.

વિષયને ઇંદ્રિયના સંયોગ તથા વિયોગ વિષે; સંઘાત વિષે અહંકારપૂર્વક જે પૂર્વે હું સુખદુઃખ પામતો હતો અને તપાયમાન થતો હતો તથા હર્ષશોક કરતો હતો—ભ્રમ વડે; તે સર્વ હવે મારે વિષે શાંત થઈ ગયુ છે, કારણ કે ભ્રમરૂપ સંઘાત વિષે અજ્ઞાનપૂર્વકના અહંકારનો અભાવ છે. હવે હું ચૈતન્ય મનના સ્ફુરણરૂપ વિક્ષેપથી તથા અસ્ફુરણરૂપ સમાધિથી અસંગ છું. આ હું નથી, આ પર છે, આ અપર છે, આ મારું છે, આ મારું નથી, આ મારો શત્રુ છે, આ મારો મિત્ર છે, આ ઉદાસીન છે, એ પ્રકારની ભ્રમરૂપ મનની કલ્પના, હું અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સર્વાત્મા વિષે હતી, તે હવે શાંત થઈ ગઈ છે. આ દશ્ય, આદિ, મધ્ય, અંત એકરસ નથી, તેથી મિથ્યા છે. હું ચૈતન્ય આદિ, અંત, મધ્ય એકરસ છું તેથી સત્ય છું. પામવા યોગ્ય પદને હુ પામ્યો છું. હવે હું જીવતાં જ મૃત છું. મૃત છતાં જીવતો છું. હવે હુ આપે સ્વરાજ્યનો ભોક્તા છું. સમ, શાંત, સુખરૂપ હુ પૂર્વે પણ હતો, હમણાં પણ છું. મધ્યમાં ભ્રાંતિ વડે કઈનું કંઈ જાણતો હતો તે મારી ભ્રાંતિ હવે દૂર થઈ છે. પૂર્વવત્ શોભાયમાન થયો છું. હવે હુ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા કયા નામરૂપ પદાર્થોની ઇચ્છા કરું? અપ્રાપ્ત વસ્તુની જ ઇચ્છા થાય છે. હું પૂર્વથી જ સર્વમાં પ્રાપ્ત છું, અથવા મને સર્વ પ્રાપ્ત છે. હેયોપાદેયફાંસીથી હું રહિત થયો છું, તેથી જ હું અમૃતરૂપ છું. જે હેયોપાદેયબુદ્ધિથી મુક્ત છે તે જીવતાં જ મરેલો છે. બોલાવ્યા કે ખેચ્યા વિના હું સર્વને પ્રાપ્ત છું. સર્વ વ્યવહાર, રાજસ, તામસ અને સાત્વિક આ સંઘાત વડે કર્તા છતા અકર્તા નિર્લેપ છુ. સર્વ સંઘાતની (હુ ચૈતન્ય જ) ચેષ્ટા કરું છું. જેમ વાયુ સર્વ વૃક્ષોની ચેષ્ટા કરે છે, જેમ આકાશ મુઠ્ઠીમાં માતું નથી તથા દીપકની પ્રભા બંધનમાં આવતી નથી, તેવી રીતે હુ કાળનો પણ આત્મા કાળ વડે નષ્ટ થતો નથી. ઊલટી કાળની ઉત્પત્તિ અને લીનતા હું ચૈતન્ય વડે જ થાય છે. જે જાય તે જાય, જે આવે તે આવે. ન મને સુખની ઇચ્છા છે, ન દુઃખની ઇચ્છા છે; કારણ કે અજ્ઞાનથી જે દેહમા અંધકારરૂપ પિશાચ હતો, તે સમ્યક્ આત્મબોધરૂપ મંત્ર વડે શાંત થઈ ગયો છે તથા તે અહંકારનાં કર્તૃત્વભોક્તૃત્વ પુત્રરૂપ કાર્યો પણ શાંત થઈ ગયાં છે. હવે હું ચૈતન્ય સર્વકર્તા છતાં અકર્તા છું–

(સ્વપ્નદ્રષ્ટાવત્). આત્મા અલ્પ બોલાવવાથી પણ પ્રત્યક્ષ થાય છે, કારણ કે પોતે જાતે જ છે-જેમ આપણા શરીરના અગભગાદિ નિમિત્તથી પોતાને ભૂલી ગયા હોઈએ અને પુન સ્મરણ થતા લાબે કાળે મળેલા બાધવ આદિની સમાન જેમ આપણુ શરીર સહજ બોલાવતા જ પ્રકટ થાય છે. હુ બુદ્ધિ આદિનો સાક્ષી આત્મા, સર્વનામરૂપ દેહમનાદિ પદાર્થો વિષે વ્યાપક છુ, જેમ મરીમા તીક્ષ્ણતા વ્યાપક હોય છે, જેમ ચદ્રમા તથા બરફમા શુભ્રતા અને શીતળતા વ્યાપક હોય છે, જે મેળવવુ હતુ, જે જાણવુ હતું, જે જોવુ હતુ, જ્યા પહોચવુ હતું, જે જે બધમોક્ષને માટે કર્તવ્ય કરવુ હતું, જેનો અત લાવવો હતો, જેને માટે કર્મ, ઉપાસના તથા શ્રવણ, મનન, નિદિધ્યાસન, સમાધિ આદિ કરવા હતા, જે ભ્રમની નિવૃત્તિ કરવી હતી, જે જન્મ-મરણરૂપ ભયને દૂર કરી નિર્ભય થવુ હતું, જે વડે મનુષ્યશરીરની સફળતા કરવી હતી, જે કઈ ભોગોની સીમા પર્યંત ભોગ ભોગવવા હતા, તે સર્વ થઈ ચૂકયુ છે. ધર્મ, અર્થ, કામ, મોક્ષ, સર્વ થઈ ચૂકયા છે. હવે હુ સર્વ કામોથી નિવૃત્ત થઈ પગ પસારી નિશ્ચિત પોઢીશ. હુ ચૈતન્ય ને સમાધિ-અસમાધિ સમ છે જેમ સ્વપ્નદ્રષ્ટાને સ્વપ્નનરોની સમાધિ અસમાધિ સમ છે.

## કામધેનુ અને કલ્પતરુ

પુન મૈત્રેયે કહ્યુ હે ગુરો! કલ્પતરુ અને કામધેનુ સ્વર્ગમા છે, એમ સભળાય છે જો સ્વર્ગમા કલ્પતરુ અને કામધેનુ ગાય હોય, તો પુણ્યોની ન્યૂનાધિકતા અનુસાર સુખનુ તારતમ્ય હોય છે અને સર્વ જીવ સ્વાભાવિક જ અધિક સુખની ઇચ્છા કરે છે તેથી ન્યૂન સુખવાળા દેવતા ઇદ્રાદિકના ઐશ્વર્યની કલ્પતરુની નીચે ઇચ્છા કરશે ઇદ્ર બ્રહ્માના ઐશ્વર્યની ઇચ્છા કરશે, તો તેમના સકલ્પ પણ સિદ્ધ થવા જોઈએ જો સિદ્ધ ન થાય તો કલ્પતરુનુ મહત્ત્વ જે શાસ્ત્રોએ કથન કર્યું છે, તે અસગત થશે આ વાત વિદ્વાનોના અનુભવથી પણ બધ નથી બેસતી, કારણ કે તેમના સકલ્પ સિદ્ધ થાય, તો ર્મોની વ્યવસ્થા બગડી જશે જો કહો કે કલ્પતરુની પાસે કોઈ દેવતાદિ જઈ નથી શકતા, તો કલ્પતરુ નકામુ થયું!

• પરાશર કહે હે મૈત્રેય! કલ્પતરુ નામ શુદ્ધ મનનુ છે શુદ્ધ મનમા જે ઇચ્છા થાય છે, તે તે પુરુષની પૂર્ણ થાય છે જ-સિદ્ધ યોગીની માફક. અથવા તો સમ્યક્ પોતાના સ્વરૂપનો બોધ જ કલ્પતરુ અને

કામધેનુ ગાય છે, જેની પ્રાપ્તિથી સર્વ કામનાની પૂર્ણતા અથવા સર્વ કામનાની અને કલ્પતરુ સહિત સર્વ જગતની નિવૃત્તિરૂપ જે ફળ, તે પુરુષને પ્રાપ્ત થાય છે. અથવા સમ્યક્ સંતોષાદિ વિચારપૂર્વક સ્વધર્માનુષ્ઠાનરૂપ તપ એ જ કલ્પતરુ છે; અન્ય નહિ. અથવા કલ્પતરુનાં ફળ અને ફૂલ અન્ય વૃક્ષો કરતાં અતિ મધુર, સુગંધીવાળાં હશે તથા તેની આકૃતિ અન્ય વૃક્ષો કરતાં સુંદર હશે; એ જ તેની વિલક્ષણતા, અન્ય નહિ. કામધેનુ ગાય અન્ય ગાયો કરતાં સુંદર સ્વભાવવાળી, સુંદર આકૃતિવાળી અને દૂધ અધિક આપવાવાળી હશે.

## મોક્ષપ્રાપ્તિનું પ્રધાન સાધન શું છે?

મૈત્રેય કહે : દુઃખરૂપ સંસારબંધની નિવૃત્તિ અને પરમ સુખરૂપ મોક્ષની પ્રાપ્તિનું પ્રધાન સાધન કયુ છે?

પરાશર કહે : હે મૈત્રેય! શમદમાદિ સાધનપૂર્વક, સમ્યક્ અપરોક્ષ, સત્, ચિદ્, આનંદસ્વરૂપ, નિરાવરણ, નિજાત્માનો બોધ, એ જ પ્રધાન સાધન છે. અન્ય સમાધિ આદિ સાધન નથી. શમ, દમ, સમાધિ, પ્રાણાયામ આદિ તથા કર્મ–ઉપાસના આદિ અનેક સાધન, નિજાત્મબોધની ઉત્પત્તિ વાસ્તે છે. અંધકારમાં ચિંતામણિ પડેલો હોય તે મણિની પ્રાપ્તિ વાસ્તે અને પોતાના ભયાદિ કાર્ય સહિત અંધકારની નિવૃત્તિ વાસ્તે કેવળ દીપકને પ્રગટાવવાની જ જરૂર છે અને અન્ય જપતપાદિ સાધનની નહિ. પરંતુ દીપક પ્રકટાવવાને અનેક સાધન છે. ભોજનની સિદ્ધિ વાસ્તે જેમ કાષ્ઠાદિ અનેક સાધન છે, પરંતુ પ્રધાન સાધન તો અગ્નિ જ છે.

હે મૈત્રેય! જેમ સૂર્ય વાદળાંથી ઢંકાયલો પુરુષોને પ્રતીત થાય છે અને કોઈ રીતે વાદળાં દૂર થતાં સૂર્ય સ્વયંપ્રકાશરૂપે પુરુષને અનુભવમાં આવે છે, તે જ પ્રમાણે અજ્ઞાનરૂપ વાદળાં દૂર થવાથી આત્મા સ્વયંજ્યોતિરૂપે તને પ્રતીત થશે.

હે મૈત્રેય! પ્રતિબિંબને, ઘટ, જળ વગેરે વિક્ષેપો દૂર કરવા વાસ્તે અને નિર્વિકાર નિજભાવની પ્રાપ્તિ વાસ્તે, પોતાના બિંબસ્વરૂપને સમ્યક્ જાણવું એ જ પ્રધાન સાધન છે, અન્ય નહિ. વાયુ વડે વિક્ષેપવાન તરંગને વિક્ષેપની તથા ગમનાગમનરૂપ જન્મમરણની નિવૃત્તિ અને અગાધ સમુદ્રની પ્રાપ્તિનું પ્રધાન સાધન, મધુરતા, શીતળતા, દ્રવતારૂપ પોતાના જળસ્વરૂપનું સમ્યક્ જ્ઞાન એ જ છે. સ્વપ્નનરોને સ્વપ્રકલેશરૂપ જન્મમરણાદિ દુઃખોની નિવૃત્તિ વાસ્તે તથા સુખની પ્રાપ્તિ વાસ્તે નિજસ્વરૂપ

સ્વપ્નદ્રષ્ટાને સમ્યક્ જાણવો, એ જ પ્રધાન સાધન છે, અન્ય નહિ.

હે મૈત્રેય! સત્, ચિદ્, આનંદસ્વરૂપ નિજાત્માને અજ્ઞાન વડે અસત્, જડ, દુ:ખરૂપ માને છે, પરંતુ જ્ઞાન વડે અજ્ઞાન અને તત્કાર્યની નિવૃત્તિ અર્થાત્ તેનું મિથ્યાત્વ અથવા અભાવનો નિશ્ચય થતાં જ, કતકરેણુની માફક પછી તે જ્ઞાનની નિવૃત્તિ એટલે મિથ્યાત્વ અથવા અભાવ થઈ જાય છે.

હે મૈત્રેય! સચ્ચિદાનંદરૂપ આત્માથી પૃથક્ જે કંઈ પ્રતીત થાય છે, તે જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, સમાધિ આદિ સર્વ પ્રપંચ સ્વપ્ન, ભ્રાંતિરૂપ છે. સ્વરૂપના અજ્ઞાનકાળે જ ભ્રાંતિને લીધે જાગ્રતાદિ પદાર્થોનું સત્યવત્ એટલે જાગ્રતવત્ ભાન થાય છે. સમ્યક્ અપરોક્ષ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ નિજાત્માના બોધરૂપ જાગ્રત થતા નામરૂપ સ્વપ્નપ્રપંચ અત્યંત અસત્ થઈ જશે.

હે મૈત્રેય! સ્વપ્નપ્રપંચ પ્રતીત થતા પણ સ્વપ્નદ્રષ્ટા નિર્વિકાર છે. જેમ સુવર્ણમાં નામરૂપ ભૂષણ પ્રતીત થતાં પણ તે કેવળ કહેવામાત્ર છે, તેમ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મામા નામરૂપ જગત પ્રતીત થતા છતાં કહેવા માત્ર જ છે.

### કાશીવિશ્વેશ્વર

હે મૈત્રેય! આ સંઘાત કાયારૂપ કાશીમાં તું પ્રત્યક્ ચૈતન્ય (આ દેહરૂપ કાશીનો પ્રકાશક) વિશ્વેશ્વર બંધમોક્ષથી રહિત કાશીનો પ્રકાશક છે.

### કૃષ્ણ

(ગોકુલ, મથુરા, વૃંદાવન, દ્વારિકા, રાસક્રીડા વગેરે)

આ ક્ષેત્રરૂપ દ્વારિકાનો પ્રકાશ તું સાક્ષીચૈતન્ય ક્ષેત્રજ્ઞરૂપ કૃષ્ણ છે. હે મૈત્રેય! ગોકુલ, મથુરા, વૃંદાવન અને દ્વારિકાવત્, જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીય, ક્ષેત્રજ્ઞરૂપ તું કૃષ્ણની ક્રીડાના સ્થાન છે. તુરીયરૂપ વૃંદાવનમા, 'सर्वमिदमहं च वासुदेव.' એ પ્રકારની સર્વવૃત્તિરૂપી ગોપીઓ પોતપોતાના સાંસારિક શબ્દાદિ વિષયરૂપ પતિઓને તથા વિષયજન્ય પુત્રરૂપી સુખોને ત્યાગીને, ક્ષેત્રજ્ઞરૂપ તું કૃષ્ણનો જ આશ્રય કરે છે. અથવા વિષય અને ઇંદ્રિયોના સંબંધરૂપ પતિઓને અને વિષયજન્ય સુખરૂપી પુત્રોને ત્યાગીને, અથવા તો વિષયઇંદ્રિયસંબંધરૂપ પતિથી તથા અંત:કરણરૂપ વિદ્યામાતાથી ઉત્પન્ન થયેલી જે વૃત્તિઓ, તેમા જે સત્, ચિદ્, આનંદરૂપ ક્ષેત્રજ્ઞ કૃષ્ણના પ્રતિબિંબરૂપ આભાસ

છે તે પતિ, તેનો તથા વિષયનો સંયોગ અને તેથી ઉત્પન્ન થયેલો જે સુખરૂપ પુત્ર, તેનો ત્યાગ કરો અર્થાત્ મિથ્યા જાણી, ક્ષેત્રજ્ઞ તને આવીને પ્રાપ્ત થાય છે; એટલે કે 'सर्वमिदमहं च ब्रह्मैव' એ પ્રકારે તું ક્ષેત્રજ્ઞ બ્રહ્મને જ સર્વ પ્રકારે વિષય કરે છે. તું ક્ષેત્રજ્ઞ કૃષ્ણ, એ સર્વ વૃત્તિરૂપ ગોપીઓને પ્રકાશે છે, એ જ રાસક્રીડા છે.

## આત્મા અને સંઘાત ભિન્ન ભિન્ન છે કે એકરૂપ?

હે મૈત્રેય! અવિવેકીને આ પંચકોશરૂપ, અનિત્ય, જડ, દુઃખરૂપ સ્વભાવવાળા સંઘાતથી, નિત્ય, સુખ, ચિદ્રૂપ આત્મા ભિન્ન પ્રતીત થતો નથી, પરંતુ વિવેકી તેને ભિન્ન જાણે છે. બાળક કાંગરને અને ચોખાને, શેરડી અને રસને, દૂધ અને ઘીને, જળ અને દૂધને, મીઠું અને જળને, દેહ અને દેહીને, પ્રકાશ અને પ્રકાશકને, આત્માનાત્માદિ પદાર્થોને એકરૂપ જાણે છે, પરંતુ વિવેકી બુદ્ધિમાન ભિન્નભિન્ન સ્વભાવવાળા પદાર્થો એકરૂપે પ્રતીત થતાં છતાં પણ તેને એકરૂપ માનતા નથી; તે પ્રમાણે હે મૈત્રેય! તું બુદ્ધિમાન થા. મૂર્ખ ન થા. લાલ વગેરે પુષ્પના સંબંધથી સ્ફટિકમણિ લાલ વગેરે રૂપે પ્રતીત થતાં છતાં વિવેકી તેને લાલ વગેરે રંગથી રહિત કેવળ શુદ્ધ સ્ફટિકમણિ જાણે છે અને (વિવેકરહિત) અવિવેકી તેને લાલ વગેરે રગ સહિત જાણે છે, વસ્ત્ર રંગેલુ લાલ રંગવાળું જણાય છે; તોપણ વિવેકી તેને વાસ્તવિક શુદ્ધ વસ્ત્રમાં આગંતુક લાલ રગ વગેરે છે એમ જુએ છે અને તે સત્ય નથી એમ માને છે; જળ પણ લવણાદિ અનેક રંગથી યુક્ત જણાતું છતાં વાસ્તવ વિવેકદૃષ્ટિથી તે શુદ્ધ શુક્લરૂપ હોય છે; તે પ્રમાણે પંચ કોશરૂપ, ત્રણ શરીરરૂપ આત્મા પ્રતીત થતાં છતાં વિવેકી વાસ્તવે પોતાના આત્મસ્વરૂપને અસંગ, નિર્વિકાર, નિર્વિકલ્પ, સ્વભાવથી જ જન્માદિ વિકારરહિત જાણે છે. અવિવેકી એમ નથી જાણતો, તેથી તે જન્મે છે, મરે છે. હે મૈત્રેય! આત્મા ભિન્નભિન્ન જે પ્રતીત થાય છે તે ઉપાધિથી પ્રતીત થાય છે; વાસ્તવિક (ભિન્ન) નથી—આકાશવત્.

## આત્મા જો વ્યાપક છે, તો સર્વત્ર પ્રતીત કેમ નથી થતો?

હે મૈત્રેય! અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા સર્વત્ર વ્યાપક છે ખરો, પરંતુ જ્યાં શુદ્ધ અંતઃકરણ હોય છે, ત્યાં જ સત્, ચિદ્, આનંદ સાક્ષીરૂપે વિશેષતઃ તેનું ભાન થાય છે. ત્યાં જ આ જડ સંઘાતની ચેષ્ટા તેનાથી થતી પ્રતીત થાય છે. જેમ ઉષ્ણતા, પ્રકાશતા, દાહકતા,

સૂર્યરૂપતા સર્વત્ર વ્યાપક છે, પરંતુ જ્યાં દર્પણાદિ શુદ્ધ સ્વચ્છ પદાર્થ હોય છે ત્યાં; સર્વ લોકને પ્રસિદ્ધ એક આભાસ, બીજું સમાન તેજ દ્વિગુણુ પ્રકાશથી થાય છે.

હે મૈત્રેય! જેમ રાજાનો હુકમ સર્વ પ્રજાની ઉપર હોય છે, તથા રાજા પ્રજાથી ભિન્ન જ હોય છે, તે પ્રમાણે દેહ, ઇંદ્રિય, મન આદિ જડ પ્રજાને આ સાક્ષી આત્મા જ પોતાના મહિમામાં સ્થિત રહ્યો-રહ્યો નિજ સત્તાસ્ફૂર્તિ આપી ચેષ્ટા કરાવે છે, તેમ જ આત્મા દેહ, ઇંદ્રિય, મન વગેરે પ્રજાથી ભિન્ન છે અને દેહ, ઇંદ્રિય, મન આદિ પ્રજાનાં કર્તવ્યોથી અકર્તવ્ય છે. ચંદ્રમા વાદળના ચાલવાથી બાળકોને ચાલતો પ્રતીત થાય છે, પરંતુ વિવેકીની દૃષ્ટિથી ચંદ્રમા તો અચળ છે.

હે મૈત્રેય! યાવન્માત્ર મનવાણીને ગોચર નામરૂપપ્રપંચ છે; તથા સુખદુઃખ છે તે સર્વ મનોમાત્ર છે; કારણ કે મન જ્યારે સુષુપ્તિમાં લીન થાય છે, ત્યારે સર્વ નામરૂપપ્રપંચનો લેશ પણ જણાતો નથી. જો પ્રપંચ મનોમાત્ર ન હોત, તો સુષુપ્તિમાં પણ પ્રતીત થાત; તે પ્રતીત થતો નથી; તેથી મનોમાત્ર કલ્પના જ છે. આત્મા તો સર્વદા એકરસ સુષુપ્તિમા પણ છે. સુખદુઃખ પ્રપચ નથી. તેથી એ સિદ્ધ થાય છે કે આત્મા સુખદુઃખરૂપ પ્રપંચથી રહિત નિર્વિકાર છે.

હે મૈત્રેય! નામરૂપ સંસારને દધિરૂપ જાણો. મનને રવૈયારૂપ જાણો. બ્રહ્માકાર વૃત્તિને રજ્જુરૂપ જાણો અને સદ્, ચિદ્, આનંદ, નિજરૂપ પ્રત્યક્ આત્માને ઘૃતરૂપ જાણો. આ પ્રકારે અભ્યાસ કરતાં-કરતાં સ્વરૂપસાક્ષાત્કાર થશે. પછી નામરૂપપ્રપંચરૂપ છાશમા તું પ્રત્યક્ ચૈતન્યરૂપ માખણુ પડતાં છતાં કદાચિત પણુ એકરૂપ નહિ થાય.

હે મૈત્રેય! ભીંતો ઉપર, સ્તંભ ઉપર અથવા બીજે વસ્ત્ર વગેરે ઉપર ચિત્રકારે ચીતરેલી અનેક પ્રકારની મૂર્તિવિશેષ હોય છે. યદ્યપિ મૂર્ખને મૂર્તિ જ સન્મુખ દેખાય છે અને સ્તંભ, ભીત, વસ્ત્ર વગેરે આધાર સન્મુખ જણાતા નથી, પરંતુ વિચારી જુએ તો આધારદર્શન પૂર્વક જ સર્વ મૂર્તિઓનું દર્શન હોય છે. જો આધારને અદૃશ્ય માને અને મૂર્તિઓને પ્રત્યક્ષ માને, તો દૃષ્ટિવિરોધ આવે છે, તેમ જ વિદ્વાનોના અનુભવથી વિરુદ્ધ છે, તે જ પ્રમાણે આ નામરૂપ ભૂતભૌતિક કારણકાર્યરૂપ પ્રપંચ અથવા અંડજ, સ્વેદજ, જરાયુજ, ઉદ્ભિજ્જરૂપ મૂર્તિઓ, મનરૂપ ચિત્રકારની અનંત, ચિદ્, સુખરૂપ, આત્મારૂપ આધાર વિષે આલેખેલી પ્રત્યક્ષ દેખાય છે, પરંતુ નિત્યસુખ, ચિદ્રૂપ, મૂર્તિ-

ઓના આધાર પરમેશ્વરને અવિવેકી દૂર માને છે. એમ નથી જાણતા કે આધારદર્શનપૂર્વક જ આ નામરૂપ મૂર્તિઓની પ્રતીતિ થાય છે, અન્યથા નહિ તાત્પર્ય કે પહેલા આધાર હોય છે, પછી મૂર્તિઓ આલેખાય છે. એમ નહિ કે આધારને પરોક્ષ માનીએ અને મૂર્તિઓને અપરોક્ષ માનવી, એ મૂર્ખોની દૃષ્ટિ છે તેથી આધાર જ અપરોક્ષ છે, મૂર્તિઓ નહિ જે મૂર્તિઓ અપરોક્ષ પ્રતીત થાય છે તે આધાર દર્શનપૂર્વક જ પ્રતીત થાય છે, તેથી આત્મરૂપ આધાર સર્વથી પૂર્વ સિદ્ધ છે

## અધ્યાત્મસિદ્ધોની કથા

હે મૈત્રેય ! એ જ ઉપર એક કથા સાભળ એક સમય હુ વન વિષે વિચરતો હતો તે વનમા એક મહાન અદ્ભુત મહાલય હતો તેમા ઘણુ તપસ્વી સિદ્ધ બેઠા હતા અને પોતામા રહેલી સિદ્ધાઈની વાતો કરતા હતા પૂછે કે કોણુ સિદ્ધ હતા, તો આ પચજ્ઞાનેન્દ્રિય, પચ કર્મેન્દ્રિય, પચપ્રાણુ, ચતુષ્ટઅત કરણ, પચમહાભૂત તથા ત્રણુ સત્ત્વ, રજ, તમોગુણુ, દેશકાળાદિ અનેક પ્રકારના ભિન્નભિન્ન સ્વભાવવાળા સિદ્ધ બેઠા હતા મે પૂછ્યુ, હે મિત્રો ! તમે શુ કરો છો ? તેમણે કહ્યુ, અહી તપ કરી પોતાના અનત, ચિત્, સત્રૂપ આત્મસ્વરૂપને સિદ્ધ કર્યું છે, અથવા કરીએ છીએ, અથવા તો કરીશુ તેમની મધ્યમા રહેલી જ્ઞાનેન્દ્રિયોને મે કહ્યુ, હે જ્ઞાનેન્દ્રિયો ! તપસ્વી સિદ્ધો ! તમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધને અપરોક્ષ કરવાના સાધન છો તમારા સાધન દ્વારા આત્મા જ શબ્દાદિકને સિદ્ધ કરે છે—મદિર બહાર રાખેલા પદાર્થોને, મદિરની અદર રહેલો ચક્ષુવાળો પુરુષ જ બારી દ્વારા અપરોક્ષ સિદ્ધ કરે છે, બારીઓ નહિ તેથી સાક્ષાત્ તમને શબ્દ પણ અપરોક્ષ નથી, વતો તો આત્માને તે શી રીતે અપરોક્ષ કરશો ? સારુ, જો તમે કોઈ રીતે અપરોક્ષ સિદ્ધ કરો છો, તોપણુ તે શબ્દાદિકને જ અપરોક્ષ સિદ્ધ કરો છો શબ્દાદિકથી રહિત જે અવાઙ્મનસગોચર આત્મા છે, તેને તમે કોટિ જન્મમા કોટિ પ્રકારના તપથી પણુ સર્વથા નહિ જાણો, કારણુ કે આત્મા જો શબ્દાદિરૂપ હોય તો તમે તેને જાણો, અન્યથા શી રીતે જાણો ?

તે જ પ્રમાણે મે કહ્યુ હે કર્મેન્દ્રિયો ! સિદ્ધો ! તમે તો પ્રસિદ્ધ વાક્ઉચ્ચારણુ ગ્રહણુત્યાગ, ગમનાગમન, મળમૂત્રનો ત્યાગ વગેરે વ્યવહાર માત્ર સિદ્ધ કરી શકો છો, અન્ય નહિ, એ વાત પ્રસિદ્ધ

છે. તેથી અમે આત્માને અપરોક્ષ કરીએ છીએ, એ તમારું કથન પણ નિષ્ફળ છે.

## પ્રાણ

તે જ રીતે પ્રાણોને મેં કહ્યું: હે પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાનાદિ સિદ્ધો! તમે પણ જડ વાયુ છો. શ્વાસોછ્વાસાદિક જ પ્રસિદ્ધ ક્રિયા કરો છો; અન્ય નહિ. જો આત્મા શ્વાસોછ્વાસરૂપ હોય તો તમે આત્માને ગ્રહણ કરો; અન્યથા નહિ.

## અંતઃકરણ

એ જ પ્રમાણે ચતુષ્ટય અંતઃકરણને પૂછ્યુ: હે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર તપસ્વી સિદ્ધો! તમે પણ સંકલ્પ–વિકલ્પ, નિશ્ચય-અનિશ્ચય, ચિંતન–અચિંતન, અહંપણું–અનહંપણું, કેવળ એ જ કરી શકો છો. એ સંકલ્પાદિથી રહિત જે નિત્યસુખ, ચિદ્રૂપ, પ્રત્યક્ આત્મા છે, તેને તમે કેવી રીતે સિદ્ધ કરી શકો છો? જો આત્મા સંકલ્પાદિ રૂપ હોય, તો તમારાથી ગ્રહણ થાય. આત્મા તો સંકલ્પાદિથી રહિત છે; તેથી તમે કોટિ જન્મે પણ, તપશ્ચર્યા કરીને પણ, આત્માને સિદ્ધ કરી નહિ શકો. ઊલટા તમે તમારા ધર્મો સહિત આત્મા વડે જ સિદ્ધ થઈ શકો છો. જડ એવા તમે પોતાને તથા પરને પણ નથી જાણી શકતા તો અન્યને શી રીતે સિદ્ધ કરી શકશો? તમે સંકલ્પાદિકને જ સિદ્ધ કર્તા છો, અન્યને નહિ. તેથી તમે નિષ્ફળ અહંકાર કરો છો કે અમે આત્માને જાણીએ છીએ. હા, તમે આત્માને સાક્ષાત્ કરવાના પરંપરાએ સાધનરૂપ છો. એ વાત ઠીક છે. આત્મા તો તમારી ઉત્પત્તિથી પૂર્વે સુષુપ્તિમાં પણ સ્વતઃસિદ્ધ છે. સુષુપ્તિમાં તમે લીન થયા પછી પણ સ્વતઃસિદ્ધ છે. વર્તમાનમા તમારો સાક્ષી છતાં તમે તેને જાણતા નથી, તો સુષુપ્તિ આદિમાં શી રીતે જાણશો? હે મનાદિક સિદ્ધો! જેમ સૂર્ય જ નેત્રોમાં સ્થિત રહીને પોતે પોતાને જુએ છે તેમ જ અન્ય પદાર્થોને પણ પ્રકાશે છે–જો નેત્રને નિમિત્ત કરી નેત્રો(ચક્ષુઇંદ્રિય)ને સૂર્યને જોવાની તાકાત હોય, તો અંધકારમાં પણ કોઈ પદાર્થને તે પ્રકાશે, પરંતુ નથી પ્રકાશતાં–તે પ્રમાણે આત્મા જ મનાદિ તમારા વિષે સ્થિત રહી તમને તેમ જ અન્ય સર્વ પદાર્થોને પ્રકાશે છે તથા તમારા વિના પણ સુષુપ્તિમાં, સમાધિમાં સ્વયંપ્રકાશરૂપે સમાધિ અને સુષુપ્તિમાં થનારા પદાર્થોને પ્રકાશે છે.

## ત્રિગુણ

આ જ પ્રમાણે સત્ત્વાદિ ગુણોને કહ્યું: હે સત્ત્વાદિ ગુણો! તમારી પ્રવૃત્તિનિવૃત્તિ મનમાં હર્ષશોક ઉત્પન્ન કરે છે. સર્વના દ્રષ્ટા આત્માને તમારી કાંઈ પણ અસર પહોંચતી નથી. સત્ત્વગુણ પ્રવર્તવાથી ચિત્ત વિષે શમદમાદિ તથા જાગ્રત અવસ્થા પ્રવૃત્ત થાય છે. રજોગુણ પ્રવર્તતાં સ્વપ્નાવસ્થા અને ભોગાદિની કામના વડે ચિત્ત ચંચળ થાય છે. તમો ગુણ પ્રવૃત્ત થતાં ક્રોધાદિ પાપકર્મ તથા સુષુપ્તિ અવસ્થા વડે ચિત્ત સ્તબ્ધભાવને પામે છે. તમે ગુણો આ વગેરે કાર્યો જ સિદ્ધ કરી શકો છો, અન્ય નહિ. આત્મા એ સર્વ ગુણોથી પર છે. તમારું કથન તેથી નિષ્ફળ છે કે અમે આત્માને અપરોક્ષ સિદ્ધ કરીએ છીએ.

## પંચભૂત

એવી જ રીતે મેં કહ્યું, હે પંચભૂતો! તમે પણ માયાનું કાર્ય છો. અસત્ જડ, દુઃખરૂપ છો. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ગુણોવાળા છો તથા કાર્યકારણરૂપ છો, તેથી માયાથી પર તથા કાર્યકારણભાવથી રહિત નિર્ગુણ પ્રત્યક્ આત્માને કેવી રીતે અપરોક્ષ સિદ્ધ કરી શકો છો? નહિ જ કરી શકો.

## અજ્ઞાન

તે જ પ્રમાણે અજ્ઞાનસિદ્ધને કહ્યું: હે આવરણ તથા વિક્ષેપ શક્તિવાળા અજ્ઞાનસિદ્ધ! જ્ઞાનરૂપ પ્રકાશથી વિલક્ષણ અજ્ઞાનરૂપ અંધકાર હોય છે. પ્રકાશસ્વરૂપ આત્માની તો તમે સંમુખ પણ થઈ શકો તેમ નથી, તો આત્માનું દર્શન શી રીતે કરશો? ઊલટા જ્ઞાન–અજ્ઞાન તમે બે ભાઈ આત્મા વડે જ અપરોક્ષ સિદ્ધ થાઓ છો. તમે બંને આત્મા તથા પદાર્થોને તમારા કાર્ય વડે આવરણવાળા કે નિરાવરણ વગેરે મનની બાજુથી માત્ર કરી શકો છો—આત્માની તરફથી કરી શકો તેમ નથી જ. વાદળ જેમ મનુષ્યોની તરફથી સૂર્યને આચ્છાદિત કે નિરાવરણ કરી શકે છે, સૂર્ય તરફથી નહિ, તેથી અમે આત્માને અપરોક્ષ સિદ્ધ કરીએ છીએ, એ તમારું અભિમાન વૃથા છે.

## શબ્દાદિ ગુણ

તે જ પ્રમાણે શબ્દાદિ ગુણોને કહ્યું: હે ભૂતોના પુત્રરૂપ શબ્દાદિ ગુણો! જ્યારે તમે તમારા પોતપોતાના આકાશાદિ પંચભૂતરૂપ પિતા તથા પંચભૂતોના અજ્ઞાનરૂપ પરપિતા તમારા પિતામહ આત્માને અપ

રોક્ષ નથી કરી શકતા, તો તમે શી રીતે કરશો ? નહિ જ કરી શકો. પરંતુ આ જગતમૂર્તિઓ અપરોક્ષ, સર્વના અનુભવસિદ્ધ છે અને તેના આધારરૂપ–અધિષ્ઠાનરૂપ ચિત, સુખ, નિત્ય, આત્મા પણ અપરોક્ષ જ માનવો જોઈ એ.

હે મૈત્રેય ! અનિત્ય, જડ, દુઃખરૂપ જે જાગ્રત્, સ્વપ્ન, સમાધિ, સુષુપ્તિ આદિ, કાર્યકારણભાવવાળા, નામરૂપ ચિત્રરૂપ દૃશ્યપ્રપંચમાં છે, તેમાં શું સ્થિત થવું ? જેમાં આ ચિત્ર ભાસમાન થાય છે, તેમાં જ સ્થિત થા, જેથી નિર્ભય થાય; અન્યથા નહિ થાય. ધન્ય તે જ છે જે શરીરથી, મન અને વાણીથી વ્યવહાર કરતાં છતાં, પણ વિચારથી આ દૃશ્યરૂપ જગતને સાક્ષીરૂપે જુએ છે. હે મૈત્રેય ! જેમ ભારવાહી બળદ વગેરે પશુઓને નફા–તોટાનો હર્ષશોક નથી થતો, ચાહે ચંદન કસ્તૂરી તેના ઉપર લાદો કે ચાહે મલિન પદાર્થ લાદો, પરંતુ તેના અભિમાની સ્ત્રી–પુરુષને જ નફા–તોટાનો હર્ષશોક થાય છે–અભિમાન રહિતને હર્ષશોક નથી–તે પ્રમાણે મનઇંદ્રિયાદિ પણ શુભ કૃત્ય કરે અથવા અશુભ કૃત્ય કરે, તેનુ અભિમાન તે નથી ધરતા, તો તું ચિત, સુખ, નિત્ય, અસંગ, અક્રિય, આકાશ સમાન આત્મા, અભિમાન કેમ કરે છે ? અભિમાન કરવાથી દુઃખ થશે. હે મૈત્રેય ! નગરમાં કુંભારના ગધેડાંની–ઉત્પત્તિ નાશ થતાં કુભારને જ સુખદુઃખ થાય છે ( અભિમાની હોવાથી ), સ્વમહિમામા સ્થિત રાજાને નહિ. જો રાજા હર્ષશોક કરે તો મૂર્ખ રાજા કરશે. તે જ પ્રમાણે આ દેહરૂપ નગરમા ઇંદ્રિયરૂપ ગધેડાના જન્મમૃત્યુરૂપ ઇષ્ટઅનિષ્ટની પ્રાપ્તિનિવૃત્તિમાં મનરૂપ કુંભાર હર્ષશોક કરનાર છે; તું સમ્યક્ વિચારી જો. તું ચૈતન્ય રાજા સ્વમહિમામાં સ્થિત, હર્ષશોકનો ભાગી ક્યાં છે ? જબરદસ્તીથી કરે તો તારી ઇચ્છા !

ઇતિ પક્ષપાતરહિત અનુભવપ્રકાશનો ૫૪ સર્ગ સમાપ્ત

# સાતમો સર્ગ

## જગદુત્પત્તિપ્રકરણવર્ણન

મૈત્રેયે કહ્યું : હે ભગવન્ ! અમાયિક, નિરવયવ આત્મામાંથી આ જગત કેવી રીતે ઉત્પન્ન થાય છે? કોઈ પ્રત્યક્ષ દૃષ્ટાંત કહો.

પરાશર : હે મૈત્રેય ! જેમ નિરવયવ પૂર્ણ આકાશમાંથી વાયુ ઉત્પન્ન થાય છે અને જણાતું નથી કે શી રીતે ઉત્પન્ન થયો છે, વળી પુનઃ તેમાં લીન થઈ જાય છે, તે રીતે. સ્વપ્નદ્રષ્ટાનું દૃષ્ટાંત તો અનુભવસિદ્ધ છે.

મૈત્રેય : મને શિષ્ય કરો.

પરાશર : શિષ્ય નામ સેવા કરનારનું છે. તે તો ઇંદ્રિયમનાદિ મારી સેવા કરે છે, તેથી તે મારાં શિષ્ય છે.

મૈત્રેય : મને ઉપદેશ કરો.

પરાશર : ઉપદેષ્ટા, ઉપદેશ અને ઉપદેશ કરવા યોગ્ય એ ત્રિપુટી મારા વિષે નથી, કારણ કે હું તેનો સાક્ષી છું. પરંતુ ઉપદેશ એ જ કે 'પોતાના સહિત સર્વ હરિ છે' એમ જાણ. ઉપદેશ તો માર્ગનાં તૃણ પણ સારગ્રાહીને કરી રહ્યાં છે. સંતોએ તો તેનો ઇજારો રાખ્યો છે અને સંત વિના ઉપદેશ કોઈનો લાગતો પણ નથી; કારણ કે સંત નિષ્કામ હોવાથી સર્વ વાતનો સાર કાઢી યથાર્થ ઉપદેશ કરે છે. તે ઉપર એક કથા સાંભળ. સ્થૂળ સમષ્ટિ અભિમાની વિરાટ્ ભગવાને વ્યષ્ટિ અભિમાની વિશ્વનામા જીવને ઉપદેશ કર્યો છે અથવા તો પ્રતિબિંબી જીવને બિંબરૂપ ઈશ્વરે ઉપદેશ કર્યો છે. તે સ્થાને સુતોએ પોતપોતાનાં પક્ષપાતરહિત સંભાષણ પણ કર્યાં છે.

### વિશ્વાત્મા અને વિરાટ્ આત્માનો સંવાદ

વિશ્વ : હે ભગવન્ ! તમારા હજારો શીશ, હસ્તપાદાદિ અવયવ શાસ્ત્રમાં કહેલા છે. પરંતુ આ મનુષ્યવ્યક્તિ તો તમારી–અમારી એકસરખી છે. તેના તો હજારો હસ્તપાદાદિ અવયવ બની શકતા નથી. જો તમને આકાશવત્ નિરવયવ પૂર્ણ માનીએ તોપણ અવયવ બની શકતા નથી. જો સ્થૂળ બ્રહ્માંડરૂપ તમારું શરીર કહો, તો તમારું શીશ આકાશ, પાદ પાતાળ, અગ્નિ મુખ, દશે દિશા ભુજા, ઇત્યાદિ તમારા અવયવો શાસ્ત્ર વર્ણવે છે. એ તો ચિત્તને ઠરાવવાને (સ્થિર કરવાને)

ભાવનામાત્ર, પ્રતીકઉપાસના છે. વિચારથી કોઈ અવયવ માલૂમ નથી પડતા. જો માનીએ તોપણ અગ્નિ, પાતાળાદિ વગેરેથી પ્રજાની ઉત્પત્તિ પ્રતીત થતી નથી.

સર્વરૂપ વિરાટ્ આત્માએ કહ્યુ : હે વિશ્વ! જેવી રીતે તું આ દેહનો દેહી છે, તેવી રીતે હુ બ્રહ્માંડરૂપ દેહનો દેહી છું. અનત જીવોના સમુદાયરૂપ બ્રહ્માડ છે. અનત વ્યષ્ટિજીવોના જે હસ્તપાદાદિ અવયવો છે, તે સવ મારા જ અવયવ છે—જેમ એક વૃક્ષના અવયવો સહિત અવયવીના જે વૃક્ષાકાશરૂપ અભિમાનીના અવયવ છે, તે જ સર્વ વનાકાશઅભિમાનીના અવયવ છે, સ્વપ્નમા જે વ્યષ્ટિનરોના હસ્ત-પાદાદિ અવયવ છે, તે જ સર્વ અવયવ સમષ્ટિ વિરાટ્સ્વપ્નદ્રષ્ટાના છે. (એ વિના) અન્ય કોઈ વ્યવસ્થા નથી.

## વર્ણાશ્રમ અને વેદાદિની ઉત્પત્તિ

સ્વપ્નમા ચાર વર્ણાશ્રમ તથા વેદ, પદાર્થ પ્રતીત થાય છે, પરતુ વિણુસર્જેલા પદાર્થનુ જ્ઞાન થતું નથી, કારણ કે પદાર્થ પોતાના જ્ઞાનમા નિમિત્તકારણ હોય છે. જાગ્રતના વર્ણાશ્રમ તથા વેદ કાંઈ સ્વપ્નમા નથી; કારણ કે જાગ્રતમા જે દેશકાળવસ્તુ છે, તેથી સ્વપ્નમાં દેશકાળવસ્તુ વિલક્ષણ હોય છે. તેથી સ્વપ્નમા કોઈ રીતે સત્ય અથવા મિથ્યા નવીન વર્ણાશ્રમ, વેદની ઉત્પત્તિ થાય છે એ વિચારી જુઓ. સ્વપ્નના વિરાટ્ સ્વપ્નદ્રષ્ટાના કયા અવયવથી કયા વર્ણાશ્રમ અને વેદની ઉત્પત્તિ માનવી એ પક્ષપાતરહિત વિચાર કરીને કહો. એ સર્વના અનુભવની વાત છે, કારણ જે સ્વપ્નમાં સ્વપ્નનરોના મુખ, હસ્ત, ઉરુ, પાદાદિ અવયવ છે, તે જ અવયવ સ્વપ્નવિરાટ્ સ્વપ્નદ્રષ્ટાના છે.

જો હિદુસમાજના સર્વ શાસ્ત્રોને અનુકૂળ વર્ણાશ્રમની ઉત્પત્તિ માને તોપણ 'ब्राह्मणोऽस्य मुखमासीत्' બ્રાહ્મણ તેનુ મુખ છે અર્થાત્ પ્રધાન છે. પચમી(વિભક્તિ)નો અભાવ હોવાથી તેમાંથી ઉત્પત્તિ થઈ એમ થઈ શકતું નથી. તે જ પ્રમાણે રાજન્યાદિ પદોનો અર્થ જાણી લેવો. સ્વપ્નમાં જો વર્ણાશ્રમ તથા વેદાદિ પદાર્થોની ઉત્પત્તિ માને તો સ્વપ્નનરોની દેહની અંદર મુખાદિ અવયવોથી જ ઉત્પત્તિ માનવી પડશે. પરંતુ સ્વપ્નદ્રષ્ટા નિરવયવ છે. તેના મુખાદિ અવયવ હોઈ શકે નહિ. અન્ય પણ શબ્દાદિ અને લેણદેણ આદિ ક્રિયાગુણ વિના અન્ય કોઈ વર્ણાશ્રમની ઉત્પત્તિ મુખાદિ અવયવોથી જોવામાં આવતી નથી. અને દષ્ટ કલ્પનાને અનુકૂળ જ અદષ્ટકલ્પના કરાય છે; અન્યથા કરી

શકાતી નથી. શાસ્ત્રોમાં પણ સમષ્ટિવ્યષ્ટિની વ્યવસ્થા સર્વ પ્રકારે તુલ્ય કહી છે. જે પિંડે તે બ્રહ્માંડે; જે શોધે તેને મળે; તેથી વ્યષ્ટિના દૃષ્ટાંતથી સમષ્ટિ વિરાટ્‌માં દૃષ્ટાંત ઘટાવી લેવું.

## વર્ણાશ્રમ કેમ અને કોણે સ્થાપિત કર્યા?

તેથી કરીને પક્ષપાતરહિત ધર્માત્મા સત્યવક્તા પુરુષોએ પુત્રપુત્રી, પંક્તિવ્યવહાર, લેણદેણ વગેરે વ્યવહારોની સુખપૂર્વક સિદ્ધિને વાસ્તે તથા સંકર વર્ણની નિવૃત્તિને વાસ્તે તથા ધર્મની ન્યૂનાધિકતામાં તેના ઉત્કર્ષને અર્થે અને અધર્મની ન્યૂનાધિકતામાં તેના અપકર્ષને અર્થે, તત્ તત ધર્માધર્મ સંબંધી પુરુષોના સાત્ત્વિક, રાજસ, તામસ સ્વભાવને અનુસાર ઉત્તમ, મધ્યમ, નિકૃષ્ટ, અધમ, એ ચાર પ્રકારની સંજ્ઞા ઈશ્વરે અથવા પૂર્વોક્ત સજ્જન પુરુષોએ બાંધી છે.

## બ્રાહ્મણાદિ વર્ણોની ઉત્પત્તિ મુખાદિ અવયવોથી શી રીતે છે?

હા, મનના ચિંતનવ્યાપારને લીધે અને મુખના શબ્દઉચ્ચારણરૂપ વ્યાપારને લીધે તેની ઉચ્ચતા આદિની કલ્પના કરી શકાય છે; તેથી મુખાદિ અવયવોથી વર્ણાશ્રમની ઉત્પત્તિ કહી છે. નહિ તો અન્ય કોઈ પણ સમાજના શાસ્ત્રમાં ઈશ્વરના મુખાદિ અવયવોથી વર્ણાશ્રમરૂપ જગતની ઉત્પત્તિ કહી નથી. હા, ઈશ્વરની ઈચ્છાથી જગતની ઉત્પત્તિ થાય છે અને સર્વ શાસ્ત્રમાં કહ્યું પણ છે. તે ઈચ્છા અંતઃકરણમાં છે, મુખમાં નથી, અથવા ઈચ્છા માયામાં છે તેથી સર્વસંમત જે સિદ્ધાંત છે તે જ બરાબર લાગે છે. ઈશ્વરના મુખાદિ અવયવોથી વર્ણાશ્રમરૂપ જગતની ઉત્પત્તિ સર્વસંમત સિદ્ધાંત નથી. પોતપોતાના ઘરના સિદ્ધાંત સ્થાપન કરે છે; કોઈને સત્ય કહે, કોઈને અસત્ય કહે.

સમાજ અનુસારના શાસ્ત્રમાં અનાદિ પક્ષ માનવાવાળામાં તો વર્ણાશ્રમરૂપ જગતની ઉત્પત્તિ ઈશ્વરથી અથવા જીવમાંથી થતી નથી. જે સાદિ ( આદિવાળાં ) છે, તેમાં પણ મુખાદિ અવયવ દેહના હોય, દેહીના નહિ. દેહી નિરવયવ હોય છે તેથી. તે પ્રમાણે ઈશ્વર દેહીનું આ કાર્યકારણરૂપ માયાદેહ છે. તે માયાનાં સત્ત્વ, રજસ્, તમસ્ આદિ, મુખ આદિ અવયવવત્ અવયવો છે. તે માયાના સત્ત્વાદિ ગુણરૂપ મુખાદિ અવયવોની પ્રધાનતા–અપ્રધાનતાના પ્રમાણે તત્તત્ સંબંધી પુરુષોને પણ પ્રધાનતા–અપ્રધાનતાની સંજ્ઞા આપેલી છે, તેમાં અદૃષ્ટ અથવા સંગતિના પ્રતાપથી સાત્ત્વિકમાંથી તામસી, રાજસી થાય છે, તામસીમાંથી રાજસી, સાત્ત્વિકી થાય છે; માયારૂપ ઉપાધિના ધર્મ માયાઉપહત ઈશ્વરમાં

વર્તે છે, તેથી ઈશ્વરના મુખાદિ અવયવોથી વર્ણાશ્રમરૂપ જગતની ઉત્પત્તિ કહી છે. અન્યથા કહીએ તો નિરવયવ પૂર્ણ આકાશવત્ ઈશ્વરના કયા મુખ આદિ અવયવ છે? કોઈ નહિ. નિરવયવ આકાશના કયા અવયવમાથી વાયુ ઉત્પન્ન થાય છે? તે પ્રમાણે જ ઈશ્વર પણ નિરવયવ, પૂર્ણ શાસ્ત્રમા જણાવેલા છે., તેના મુખાદિ અવયવ હોતા નથી.

## સર્વ દેશમાં ભિન્નભિન્ન વ્યવહારોની કલ્પના કોણે કરી છે? પરસ્પર ભેદ કેમ જણાય છે?

જો ઈશ્વરને સગુણ અથવા નિર્ગુણ માનો, તો પૂર્વે કહેલી વ્યવસ્થા જ બરાબર જણાય છે, આગળ તો ઈશ્વર જાણે શી તદબીર છે! પરતુ ઉત્તમ આદિ વ્યવહાર દેશકાળવસ્તુઓમા જોવામા આવે છે. શી ખબર આ ઉત્તમાદિ વ્યવહાર ઈશ્વરે સ્થાપન કર્યા છે કે જીવોએ કર્યા છે. અથવા તો અનાદિ છે કે સાદિ છે! પરતુ એ પણ જોવામા આવે છે કે ઉત્તમાદિ વ્યવહાર તત્તત્ દેશનિવાસી પુરુષોએ કર્યા છે. અથવા તો પોત પોતાના સામાજિક પુરુષોએ સર્વ દેશકાળ વસ્તુઓમા ઉત્તમાદિ વ્યવહાર સ્થાપન કર્યો છે, કારણ કે આપણા સામાજિક પુરુષોએ જે દેશકાળ વસ્તુમા ઉત્તમાદિ વ્યવહાર સ્થાપન કર્યો છે, તે અન્ય સામાજિક પુરુષોએ નથી કર્યો, જે અન્ય સામાજિક પુરુષોએ જે જે દેશકાળવસ્તુઓમા ઉત્તમાદિ વ્યવહાર સ્થાપન કર્યા છે, તે આપણા સામાજિક પુરુષોએ નથી કર્યા. એ રીતે સર્વનુ જાણી લેવુ આ રીતે સર્વ દેશકાલવસ્તુઓના ઉત્તમાદિ વ્યવહાર જીવોએ મનના ચિતનપૂર્વક વાણીથી બાધેલા છે.

## સમ અને સાધારણ નિયમ

પરતુ સત્યસભાષણ વગેરેની ન્યૂનાધિક યોજના ઉત્તમ વ્યવહારરૂપે સર્વ દેશમા સર્વ સમાજોમા સમ છે

## ચાર વર્ણ

આ રીતે તો સર્વ વર્ણાશ્રમની ઉત્પત્તિ મુખથી જ થાય છે. તે ઉત્તમાદિ પુરુષની જ પર્યાય શબ્દરૂપ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર નસ્રાઓ છે

## ચાર આશ્રમ

આ જ પુરુષોમા હિદુઓના સમાજમા પ્રથમ વિદ્યાભ્યાસકાળમા બ્રહ્મચર્ય રાખવાથી બ્રહ્મચારી સજ્ઞા, પુન ગૃહસ્થાશ્રમ કરવાથી ગૃહસ્થ સજ્ઞા, વનમા તપ કરવાથી વાનપ્રસ્થ સજ્ઞા અને સર્વનો ત્યાગ કરવાથી સન્યસ્ત સજ્ઞા બાધેલી છે.

## ચાર વર્ણાશ્રમ સર્વ દેશમાં છે.

આ ચાર વર્ણાશ્રમોની સંજ્ઞાની સર્વ દેશોમાં–વિલાયત વગેરે સ્થળે પોતપોતાના સમાજમાં, મુસલમાન અને અંગ્રેજ આદિ સારાસારા પુરુષોએ પોતપોતાના દેશ, ભાષા વગેરે અનુસાર કલ્પના કરી છે. કેવળ નામાંતરનો જ ભેદ છે; સ્વરૂપે ભેદ નથી.

## ઉત્તમ કેવી રીતે થાય છે?

પોતપોતાના સમાજમાં બેટી, પંક્તિ, ખાનપાનાદિ વ્યવહાર ભિન્નભિન્ન કરવાથી અથવા તો એકમેક કરવાથી કાંઈ ઉત્તમાદિ સંજ્ઞા પુરુષને પ્રાપ્ત થતી નથી, પરંતુ ઉત્તમાદિ સંજ્ઞા તો ગુણોથી જ પ્રાપ્ત થાય છે. જાતિ, સમાજને અનુસાર ઉત્તમાદિ સંજ્ઞા પ્રાપ્ત થતી નથી; પરંતુ તે ધર્મ–અધર્મની ઉત્કર્ષતા–અપકર્ષતાને અધીન છે.

## નીચ કોણ છે?

એવું નથી કે બ્રાહ્મણથી ક્ષત્રિય નીચ છે, ક્ષત્રિયથી વૈશ્ય નીચ છે કે વૈશ્યથી શૂદ્ર નીચ છે, પરંતુ નીચ કર્મ કરવાથી નીચ કહેવાય છે. ઉચ્ચ કર્તવ્ય કરવાથી ઉચ્ચ કહેવાય છે. સારાંખોટાં કર્તવ્યને અધીન થવાથી ઉચ્ચ નીચ થાય છે, નીચ ઉચ્ચ થાય છે. આ પ્રકરણ શાસ્ત્રમાં પણ છે, તેમ જ પ્રત્યક્ષ જોવામાં પણ આવે છે.

## ભિન્નભિન્ન જાતિ આદિ સંજ્ઞા બાંધવાથી શો લાભ છે?

સર્વ પુરુષ એક જ કામ કરી શકતા નથી, તેમ જ સર્વ કામ એક પુરુષ કરી શકતો નથી. અનેક પ્રકારનાં કામ હોય છે, અનેક પુરુષ હોય છે, તેથી કરીને જુદાંજુદાં કામો અનુસરનાર પુરુષોની જુદીજુદી સંજ્ઞા બાંધ્યા વિના વ્યવહાર સુખપૂર્વક સિદ્ધ થઈ શકતા નથી.

## બ્રાહ્મણ કોણ?

તેથી કરીને શાસ્ત્રઅધ્યયનપૂર્વક તથા શાસ્ત્રોક્ત કર્મોના અનુષ્ઠાનપૂર્વક, પક્ષપાતરહિત અને મર્યાદાબહારના લોભથી રહિત ઉપદેશક પુરુષોને બ્રાહ્મણસંજ્ઞા આપવામાં આવેલી છે, કારણ કે પક્ષપાતરહિત ઉપદેશક પુરુષો વિના પ્રજાના કલ્યાણની વૃદ્ધિ નથી થતી.

## ક્ષત્રિય કોણ?

તે જ પ્રમાણે પક્ષપાતરહિત ધર્મપૂર્વક યુદ્ધમાં ઉત્સાહી તથા ન્યાયી પ્રજાપાલક પુરુષોને ક્ષત્રિય સંજ્ઞા આપેલી છે; કારણ કે એવા

શૂર પુરુષો વિના પણ પ્રજાનું કલ્યાણ થાય નહિ. પ્રજાને ચોર આદિ લૂટી લે.

## વૈશ્ય કોણ ?

વ્યાપાર કરી ધનસંગ્રહ કરવાની જે પુરુષોની બુદ્ધિ છે, તેમને વૈશ્ય સંજ્ઞા આપી છે. એમના વિના પણ પ્રજાનું કલ્યાણ સધાતું નથી; કારણ કે અન્ય દેશની વસ્તુઓ આ દેશમાં અને આ દેશની વસ્તુઓ અન્ય દેશમાં લઈ ગયા–લાવ્યા વિના પ્રજા સુખી નથી થતી.

## શૂદ્ર કોણ ?

એ જ પ્રમાણે સુથાર, લુહાર, કપડાં વગેરેનું કાર્ય કરનાર દરજી, ધોબી, હજામ, જે પૂર્વોક્ત ત્રણ પ્રકારની બુદ્ધિથી રહિત છે, તેમને શૂદ્ર સંજ્ઞા આપી છે. એમના વિના પણ પ્રજાનું કલ્યાણ થતું નથી; કારણ કે મકાન વગેરે વિના પ્રજાને સુખ શી રીતે થાય ? ન જ થાય.

## નીચ કેવી રીતે થાય છે ?

આની અંદર જે નીચ કામો કરે તે નીચ થશે; અન્યથા નહિ. જીવોના જીવન વાસ્તે કામ અનંત છે. ધર્મપૂર્વક તે કામો કરવાથી નીચ થતા નથી. જો જાતિ અથવા સમાજ નીચ–ઉચ્ચ હોય તો ન્યાયાધીશના પુત્રને તેનો અધિકાર લાયકી વિના જ મળવો જોઈએ. પંડિતના પુત્રને વિના શીખ્યે પાંડિત્યનો અધિકાર મળતો નથી. આ પ્રકારે કર્મ જ પ્રધાન છે. એટલા જ માટે स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः પોતપોતાના ધર્મપૂર્વક અર્થાત્ સાચવટપૂર્વક વ્યવહાર કરતા અંતઃકરણની શુદ્ધિ સર્વ જીવોની થાય છે. એમાં કોઈ નીચ હોય તો તેના ચિત્તની શુદ્ધિ ન થવી જોઈએ.

## વર્ણાશ્રમવિભાગ પ્રજાની ઉન્નતિનું કારણ છે

તેથી કર્તવ્યોને અધીન જ ઉત્તમાદિ વ્યવહાર રાખવાથી પ્રજાની ઉન્નતિ તથા કલ્યાણ થાય છે, કારણ કે નીચ કર્મ કરવાથી નીચ પદ મળવાનો ભય રહે છે. ઉચ્ચ કર્મ કરવાથી ઉચ્ચ પદ મળે છે. આ સંકેત વડે સર્વ જીવ સર્વ વિદ્યામાં પ્રયત્નશીલ રહે છે, આળસુ થતા નથી. આળસ જ બુદ્ધિની ક્ષીણતાનું કારણ છે. આળસથી જ સર્વ કામ બગડે છે.

## પરશુરામ

એટલામાં પરશુરામ આવીને બોલ્યા : હે સભા ! આ અધિકારી પુરુષોને કામાદિ ક્ષત્રિયો એટલે શૂરોએ–(એકવીસ–૨૧)ને ચાર વાર

ગણવાથી ચોરાશી (૮૪) થાય છે, તે ચોરાશી લક્ષ યોનિમા આ કામાદિકોએ અસ્મદાદિ જીવોને–જીત્યા હતા. હવે માયા અને તત્કાર્યથી પર અર્થાત્ તે માયા અને તત્કાર્ય મનાદિકનો જે સચ્ચિદાનંદરૂપ સાક્ષી, તે જ મારું સ્વરૂપ રામ છે, એ દઢ નિશ્ચયવાન્ મુમુક્ષુ અથવા આત્મજ્ઞાનીરૂપ પરશુરામે એ કામાદિ ક્ષત્રિયો અર્થાત્ શૂરોને (ચોરાશી લક્ષ યોનિમાં જે શત્રુ હતા તેમને) જીતી નિઃક્ષત્રિય કર્યા છે. અથવા પૂર્વોક્ત લક્ષણયુક્ત જે મુમુક્ષુ, તેને પરશુરામ અર્થાત્ બ્રહ્મવેત્તા ગુરુ એકવીસ વાર અન્વયવ્યતિરેક વડે, જાતીય, વિજાતીય, સ્વગતભેદરહિત અથવા દેશકાલ–વસ્તુભેદરહિત સચ્ચિદાનંદ બ્રહ્મ એક છે તે બુદ્ધિ આદિનો ઈશ અર્થાત્ નિયામક તું ચૈતન્ય સત્ સુખરૂપ છે એવો ઉપદેશ કરે છે. પછી નવ વાર ઉપદેશથી તે મુમુક્ષુ નિઃક્ષત્રાયણ અર્થાત્ અજ્ઞાન અને તત્કાર્યનો અત્યંતાભાવ અથવા મિથ્યાત્વ નિશ્ચય કરે છે. એ જ પરશુરામના આંતર નિઃક્ષત્રાયણનો અર્થ છે.

## રામ

### (રામકથાનો યથાર્થ આધ્યાત્મિક આશય)

એટલે દશરથના પુત્ર રામ આવ્યા અને સભામાં બોલ્યાઃ હે પક્ષપાતરહિત સભા! સર્વ નામરૂપ વાઙ્મન સહિત દૃશ્યમાં અવાઙ્મનસગોચર જે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા રમી રહેલો છે અર્થાત્ પૂર્ણરૂપે રહેલો છે, તે જ રામ છે. તે અવેદ્યત્વ, સદા અપરોક્ષ, મનાદિના સાક્ષી રામને જે પોતાનુ સ્વરૂપ સંશયરહિતપણે જાણે છે, તે જ યોગી, જ્ઞાની છે. આ અજ્ઞાનરૂપી સમુદ્રને, જ્ઞાનરૂપી સેતુ બાંધી, અજ્ઞાન અને તત્કાર્યરૂપ જે કામક્રોધાદિ રાક્ષસ, તેને સ્વરૂપથી પૃથક્ સત્તાના અત્યંતાભાવ અથવા મિથ્યાત્વનિશ્ચયરૂપ ધનુષ વડે મારી, નિષ્કર્તવ્યતા બુદ્ધિરૂપી સીતા સહિત, પ્રારબ્ધરૂપી પુષ્પક વિમાન ઉપર બેસી, આ સંઘાતરૂપ અયોધ્યામાં જીવન્મુક્તિરૂપી સિંહાસન પર સ્થિત થાય છે, તે જ રામ છે, એમ સમજવું. પુનઃ રામે કહ્યું.

### ઇશ્વર ભાવનામાં છે?

હે જગતહિતચિંતક સત્સભા! સર્વ સ્ત્રીમાત્રમાં પ્રકૃતિરૂપી સીતાની ભાવના કરે અને પુરુષમાત્રમાં સચ્ચિદાનંદ આત્મા, બ્રહ્મ, રામની ભાવના કરે, અથવા આપ સહિત સર્વ સ્થાવરજંગમ, સ્થૂલસૂક્ષ્મ, મૂર્તામૂર્ત, નામરૂપ, જડચેતન સર્વ સૃષ્ટિમાં કેવળ સચ્ચિદાનંદ હરિની ભાવના કરે, તો સર્વ દર્શન હરિનું જ, સર્વ દેશમાં,

સર્વ કાળમાં, સર્વ વસ્તુમાં તેને થયા કરે છે; કારણ કે પરોક્ષ અથવા અપરોક્ષ જડ અથવા ચૈતન્ય, હસ્તપાદાદિ અવયવો સહિત વૈકુંઠાદિ દેશનિવાસી થવા આ લોકવાસી, બ્રહ્મા. વિષ્ણુ, શિવ, રામ, કૃષ્ણ, નરસિંહ વગેરેની મૂર્તિઓમાં અથવા અન્ય મૂર્તિઓમા જે ઈશ્વરભાવ અથવા દેવભાવ છે, તે તમારી ભાવનામાં જ સિદ્ધ છે. નહિ તો એની અંદર ઈશ્વરભાવની સ્ફૂર્તિ થઈ, એવું નથી સૂચવતી કે અમારામાં ઈશ્વરભાવ કરો અથવા ન કરો. સંઘાત અને સંઘાતના સર્વ ધર્મ, સર્વ સામગ્રી, દૃશ્યમાન પ્રાણીમાત્રમાં સમાન જ છે તથા અંતર્યામી, મનાદિકનો સાક્ષી આત્મા પણ સર્વમાં સમાનરૂપે જ રહેલો છે. (ઘટાદિકોમાં આકાશ હોય છે તે પ્રમાણે) તેથી માયા અને તત્કાર્ય વિષે, જે જે વ્યક્તિમાં ઈશ્વરભાવની કલ્પના છે, તેમા ઈશ્વરત્વ પુરુષના ભાવને અધીન છે. તે વ્યક્તિના સ્વરૂપને અધીન નથી. તેથી માયા અને માયાના કાર્યરૂપ પંચભૂતની વ્યક્તિઓમાંથી કોઈમાં પણ ઈશ્વરત્વનો અંગીકાર થતો હોય તો તે શાસ્ત્રપ્રમાણથી કેવળ પુરુષને અધીન જ ઈશ્વરભાવ હોઈને છે. અન્ય કોઈ તેમાં નિયામક હેતુ નથી; કારણ કે નિર્ગુણ, નિરાકાર ઈશ્વર જે ધ્યાન કરનારનો નિજાત્મા છે, તે ધ્યાનમાં આવતો નથી. જે ધ્યાનમાં આવે છે તે માયા અથવા માયાનુ કોઈ ને કોઈ કાર્ય જ હોય છે. તે રીતિએ એક મૂર્તિમા પણ ઈશ્વરભાવના શાસ્ત્રપ્રમાણથી જોતાં પણ ભાવનાને અધીન છે અને સર્વ સૃષ્ટિમાં ઈશ્વરભાવના પણ શાસ્ત્ર પ્રમાણે જ ભાવનાને અધીન છે. જો એક મૂર્તિમાં શાસ્ત્રપ્રમાણથી ઈશ્વરભાવના કરવાથી મનની પવિત્રતા થાય, તો સર્વ સૃષ્ટિમાં શાસ્ત્રપ્રમાણવાળી ઈશ્વરભાવનાથી પવિત્રતા કેમ ન થાય ? ઊલટી તેનાથી પણ અધિક જ થાય. તમે ધાતુ અથવા પાષાણાદિની એક મૂર્તિમા ઈશ્વરભાવ ધરી મંદિરમાં દર્શન કરો છો અને તમારામા પવિત્રતા આવે છે તથા તે કાળે તમે કાંઈ પણ અસત્ય સંભાષણ, તથા કામ તેમ જ ક્રોધ, દંભ, કપટ, દ્રોહાદિ પાપકર્મ કરતા નથી, તે રીતે જ્યારે તમે સ્થાવર–જંગમાદિના દેહરૂપ મંદિરોમા શાસ્ત્રપ્રમાણથી ઈશ્વરભાવ ધરશો, ત્યારે એક તો તમારા વિષે પવિત્રતાની અત્યંત ઉત્પત્તિ થશે, બીજુ મન, વાણી અને શરીરથી કોઈનો પણ દ્રોહ કે અનિષ્ટ સંપાદન નહિ કરો; કારણ કે જો તમે કોઈનો દ્રોહાદિ કરો, તો સાંગોપાંગ તમારો સર્વ વિષેનો ઈશ્વરભાવ સિદ્ધ નહિ થાય. જો કોઈ એક ભાવનાથી તમે તમારા ધારેલા ફળને પ્રાપ્ત કરો, તો સર્વ ભાવનાથી તેનુ ફળ મળવું જોઈએ. જો એક દૃઢ ભાવનામાં ગોટાળો થશે, તો સર્વમાં પણ ગોટાળો જ

થશે. કારણ સર્વ ભાવનાઓ શાસ્ત્રપ્રમાણ હોવાથી તથા અંતઃકરણના ધર્મરૂપ હોવાથી સમાન જ છે. તેમાં એક ભાવના માનવી અને એક ન માનવી એ સિદ્ધાંત ઘરનો છે. ભાવના દૃઢ–અદૃઢ ભેદવાળી છે. તેના સ્વરૂપમાં ભેદ નથી. પછી તો જેમ ઇચ્છા હોય તેમ કરો.

પક્ષપાતરહિત રામનાં આ વચન સાંભળીને સર્વ સભાના લોક વખાણ કરવા લાગ્યા.

## કૃષ્ણ કોણ ?

એટલામાં કૃષ્ણ આવીને બોલ્યા : હે સર્વમાં[1] આત્મોપમાદર્શી અધિકારીજનો ! અજ્ઞાન અને તેના કાર્યરૂપ મનાદિ અને આ સંઘાત સમષ્ટિ વ્યષ્ટિ, ક્ષેત્ર છે તે ક્ષેત્રના ન્યૂનાધિક ભાવાભાવને તથા તેના ધર્મોને જે ચૈતન્ય જાણે છે, તેનું નામ ક્ષેત્રજ્ઞ છે. તે ક્ષેત્રજ્ઞ જ તમારું, મારું તથા સર્વ જગતનું સ્વરૂપ છે. આ ક્ષેત્રજ્ઞને પોતે પોતાનું સ્વરૂપ જાણવાથી સર્વ દુઃખોની અત્યંત નિવૃત્તિ થાય છે. આ ક્ષેત્રજ્ઞનો બીજો કોઈ ક્ષેત્રજ્ઞ નથી, તેથી સ્વયંપ્રકાશરૂપ છે. હે સાધો ! જેમ કાપડની મિલમાં એક એન્જિન વડે હજારો કળો જુદાંજુદાં કામોની ચાલે છે, તે પ્રમાણે એક ક્ષેત્રજ્ઞરૂપ એન્જિન વડે દેહરૂપ મિલમાં ઇંદ્રિય, પ્રાણ, મનાદિ જુદાંજુદાં કામો કરનારી કળો ચાલે છે. હે સમ્યક્દર્શી જનો ! આ સ્વયંકાશ ક્ષેત્રજ્ઞ જ બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિકનું તથા તમારું, મારું અને સર્વ જગતનું સ્વરૂપ છે, તેને જ જાણવાથી મોક્ષ થાય છે.

## નરસિંહાવતાર

એટલામાં નરસિંહ આવીને બોલ્યા : હે સત્સંગાપન્નબુદ્ધિ દિવ્ય ગુણવાન સજ્જન લોકો ! અજ્ઞાનરૂપ જીવને હિરણ્યકશિપુ જાણો. વિષયબુદ્ધિ તેની સ્ત્રી સમજો. મોક્ષરૂપ આત્માના દૃઢ નિશ્ચયરૂપ પ્રહ્લાદ જાણો. કામ, ક્રોધ, લોભ અથવા સત્ત્વાદિ ત્રણ ગુણ, અથવા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, અથવા સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અથવા કાયિક, વાચિક, માનસિક ભિન્નભિન્ન ક્રિયાઓ, અથવા પૃથ્વી, અપ્, તેજ, અથવા અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત, અથવા દ્રષ્ટા, દર્શન, દૃશ્યાદિ ત્રિપુટીરૂપ ત્રિલોકીનો રાજા જીવરૂપ હિરણ્યકશિપુ થયો અર્થાત્ તેનો અભિમાની થયો. વિષયઇંદ્રિયના સંબંધજન્ય સુખને યજ્ઞ કહે છે. यज्ञो वै विष्णुः પૂર્ણ વસ્તુનું નામ યજ્ઞ છે. ભૂમામાં જ પૂર્ણ વસ્તુ સુખરૂપે રહેલી છે. તેથી સુખને યજ્ઞનામ આપ્યું છે. તે યજ્ઞ કરતાં જીવરૂપ હિરણ્યકશિપુ

[1] પોતાના આત્માને બીજાના સ્થાનમાં મૂકીને વિચાર કરનાર.

દેહરૂપ સ્વર્ગમાં સુખદુઃખના અનુભવરૂપ ભોગો ભોગવવા લાગ્યો. અર્થાત્ તેના ધર્મોમાં તેણે તાદાત્મ્યાધ્યાસ કર્યો. નિશ્ચયરૂપ પ્રહ્લાદ, સત્સંગના પ્રતાપથી વિષ્ણુ, વ્યાપક ચૈતન્ય, જે જીવરૂપ પ્રતિબિંબનું સ્વરૂપબિંબ છે, તેનું ભજન કરતો હતો. એટલે કે તે તેને પોતાનું સ્વરૂપ જાણતો હતો. પરંતુ સગુણ ભક્તિના ઉત્કર્ષને બતાવવાને માટે સગુણ મૂર્તિનો તેણે નિશ્ચય કર્યો. તાત્પર્ય કે અંતઃકરણરૂપ જળ વગેરેમાં આત્મારૂપી સૂર્યનું પ્રતિબિંબ પડે છે; તેમ જ દીવાલરૂપી ઇંદ્રિયાદિકમાં પણ પડે છે, તે સર્વ પ્રતિબિંબોનું સ્વરૂપ, ચૈતન્ય, આત્મારૂપ બિંબ-સૂર્ય જ છે; તેથી પ્રતિબિંબજીવ(હિરણ્યકશિપુ)રૂપ વિદ્વાન પોતાના બિંબસ્વરૂપ આત્મસૂર્યને અપરોક્ષ જાણે છે. દેહાધ્યાસરૂપ નિશ્ચયને પ્રહ્લાદને ભણાવનાર પંડિત જાણવો. મોક્ષનિશ્ચયવાળો જીવ (પ્રહ્લાદરૂપ મુમુક્ષુ) હિરણ્યકશિપુરૂપ રાજાથી અથવા પ્રારબ્ધ કે કુસંગથી થયેલી દેહની પીડાઓરૂપ દંડથી ચલાયમાન ન થયો તથા ઇંદ્રિયરૂપ દૈત્યોનાં શબ્દાદિ વિષયરૂપ પ્રલોભનોથી પણ ચલાયમાન ન થયો. તાત્પર્ય કે ગુરુશાસ્ત્ર અને સ્વાનુભવથી થયેલા યથાર્થ નિશ્ચયને મુમુક્ષુજન અનેક ભયાનક, રોચક વાક્ય સાંભળીને ત્યાગતા નથી. એ જ મુમુક્ષુતાના દૃઢ નિશ્ચયરૂપ પ્રહ્લાદના પ્રતાપથી અંતઃકરણરૂપ સ્તંભથી આત્મબોધરૂપ નૃસિંહ પ્રકટ થયા!

## નાદ અને બિંદુથી બે પ્રકારની સૃષ્ટિ

વીર્ય અને નાદ એ બેથી બે પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. માતાપિતાના સંયોગથી એક ઉત્પન્ન થાય છે. અન્ય ગુરુના સંયોગથી નાદી[1] સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. પ્રથમ અજ્ઞાનકાળમાં હું વર્ણી છું, આશ્રમી છું, મળમૂત્રના શરીરરૂપ પણ હું છુ, હું સુખી છું. હું દુઃખી છું, હું કર્તાભોક્તા, જન્મમરણવાળો છું; હું ગમનાગમનવાળો છું; બંધમોક્ષવાળો છું; ક્ષુધાપિપાસાવાળો છું; ઇત્યાદિ નિશ્ચયો દેહાધ્યાસને લીધે થાય છે. જે નિશ્ચય અંતરમાં દૃઢ હોય છે, તેવું જ શરીર અર્થાત્ સ્વરૂપ તે પુરુષનું હોય છે. અંત પણ તેનો તેવા રૂપે જ થાય છે. કદાચિત્ પૂર્વસંચિત પુણ્યોના બળથી સદ્ગુરુના ઉપદેશનો અવકાશ મળે છે, તો તે એવા નિશ્ચય કરે છે કે આ અજ્ઞાન અને તેના કાર્યરૂપ અસત્, જડ, દુઃખરૂપ જે સમષ્ટિ-વ્યષ્ટિસંઘાતરૂપ સ્થૂલસૂક્ષ્મ અને કારણદેહ છે, તે દેહરૂપ સંઘાત તેના ધર્મો સહિત, હું નથી તેમ જ તે

[1] શબ્દબ્રહ્મરૂપી સૃષ્ટિ—જે ધ્વનિમાંથી ચોક્કસ વિચાર ઉત્પન્ન થાય તેવી.

મારા નથી. તે પંચભૂતરૂપ છે, અથવા માયારૂપ છે અને હું તેનો સાક્ષી, ઘટદ્રષ્ટાની સમાન, સત્, ચિદ્, આનંદરૂપ અવાઙ્મનસગોચર આત્મા છું, આવા નિશ્ચય પૂર્વના દેહરૂપ નિશ્ચયનો નાશ કરે છે તેથી વિલક્ષણ ઉત્તર કાળમાં આત્મરૂપ નિશ્ચયશરીર ઉત્પન્ન થાય છે અને તે જ તેની ગતિ થાય છે એ આત્મનિશ્ચયરૂપ બોધનૃસિંહે જ જગત સહિત જીવત્વરૂપ હિરણ્યકશિપુને માર્યો અર્થાત્ મિથ્યાત્વનિર્ણય કર્યો, અથવા તેના અત્યંતાભાવનો નિશ્ચય કર્યો કિંચિત્ કાળ પછી નૃસિંહરૂપ બોધ પણ શાંત થઈ જાય છે—જેમ અગ્નિ કાષ્ઠાદિ તૃણને બાળી આપોઆપ શાંત થઈ જાય છે

## નરસિંહ શબ્દનો અર્થ

નર એટલે દેહબુદ્ધિને ત્યાગી, આત્માનાત્માના વિચાર વડે સિંહ અર્થાત્ આત્મબુદ્ધિ થવી, એ જ નૃસિંહ શબ્દનો અર્થ છે ઇંદ્રિયરૂપ દેવતાઓ બોધરૂપ નૃસિંહની સ્તુતિ કરે છે હે દેવાત્મા! ચૈતન્ય, સત્સુખ, તું સાક્ષીની સત્તાસ્ફૂર્તિ વડે જ અમે જડ, મન ઇંદ્રિયાદિ સંઘાતની ચેષ્ટા થાય છે વાઙ્મનસગોચર અને જે દૃશ્ય તેની સિદ્ધિ તું અવાઙ્મનસગોચર દ્રષ્ટા વડે જ થાય છે અને અસત્, જડ, દુઃખરૂપ છતાં તારા સત, ચિદ્, આનંદ વડે સત્, ચિત્ સુખ સમા થઈ રહ્યા છીએ વગેરે તેથી હે નરબુદ્ધિરહિત આત્મરૂપ સિંહબુદ્ધિમાન અધિકારી જનો! તમે પણ જીવત્વરૂપ હિરણ્યકશિપુને મારીને બુદ્ધિ આદિના સાક્ષી, નૃસિંહઆત્માને પોતાના સ્વરૂપરૂપ જાણો તેનાથી પૃથક્ સર્વને અનિત્ય જાણો

## કામ-ક્રોધાદિ

એટલામાં કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર આદિ મનુષ્યમૂર્તિ ધારણ કરીને તે સભામાં આવ્યા અને કહેવા લાગ્યા હે પ્રજા! સજ્જન લોકોની રીતિ પ્રમાણે જે અમારું અનુષ્ઠાન કરે છે, તે કદાચિત્ પણ, રાજા વગેરેના પણ, દંડ-શિક્ષાનો અધિકારી જોવામાં આવતો નથી, ઊલટો ધર્માત્મા ગણાય છે અધર્મની રીતિએ અમારું અનુષ્ઠાન કરનાર જ રાજ્યાદિના દંડને પામતા જોયા છે, અન્ય નહિ દૃષ્ટ કલ્પના અનુસાર જ અદૃષ્ટ કલ્પના કરાય છે તે પ્રમાણે પક્ષપાતરહિત ન્યાય કારી પુરુષોના સંકેતરૂપ કાયદાઓ જેવી રીતે આ ભારતવર્ષમાં છે, તેવી રીતે અન્ય દેશોમાં પણ છે અને તે જ રીતે એમ આશા રખાય કે પરલોકમાં પણ હશે જો અન્યથા હોય તો તે અન્યથા કહેવાય,

ન્યાય ન કહેવાય. શાસ્ત્રમાં જે અમારા ત્યાગ માટે લખ્યું છે તે દુઃખકારી અધિક અંશના ત્યાગ માટેજ લખ્યું છે; સામાન્યના માટે નહિ. સામાન્યરૂપે અમારો ત્યાગ થઈ શકતો જ નથી. કારણ કે જ્ઞાન, ઇચ્છા અને યત્ન વડે જ આ દશ્યમાન સંસારના સર્વ જીવોની પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપ સંઘાતનો વ્યવહાર થઈ શકે છે. છતે શરીરે કામાદિકનો ત્યાગ શી રીતે થઈ શકે ? શરીરના કારણરૂપ હોવાથી જો તેને અન્યથા માનવામાં આવે, તો સંસારનું ખાતું જ ઊઠી જશે; કારણ કે સમગ્ર અંતઃકરણની વૃત્તિઓરૂપ ઇચ્છા તેનું નામ કામ છે. તે કામરૂપ ઇચ્છાઓ-માં સ્ત્રીભોગની ઇચ્છાનું નામ પણ કામ છે. તે સ્ત્રીના સંભોગરૂપ કામ ગૃહસ્થ વિના સંન્યાસીને ન જોઈએ. ગૃહસ્થને શાસ્ત્રથી મના નથી, અધર્મભોગની મના છે. જો ધર્મ વડે સ્ત્રીસંભોગની મના હોય તો તો આપણાકોનાં જ દર્શન ક્યાંથી થાય ! હા, અધિક ભોગ સ્વસ્ત્રીથી કરવાથી અન્ય દોષ નહિ .તોપણ શરીરની દુર્બળતા, વીર્યક્ષીણતા, સંતતિનો સંશય અને શરીરમાં રોગ વગેરે પરમ દોષ તો રહેલા છે જ; તેથી કરીને મર્યાદાથી અધિકનો ત્યાગ કહેલો છે.

## ક્રોધ

તે જ પ્રમાણે પૂર્વે તથા વર્તમાનમાં પણ કોઈ હેતુથી વરશાપ લોકોને અન્ય લોક આપતા સાંભળીએ છીએ અને જોઈએ છીએ, તે ક્રોધ, મોહ અર્થાત્ રાગદ્વેષ વિના નથી પ્રકટતો. એવો કાયદો જ છે કે પોતાનું અનિષ્ટ કરવાવાળાના ઉપર દ્વેષરૂપ ક્રોધ કરવો જ પડે છે. કદાચિત્ સાત્ત્વિકાદિ હેતુઓને લીધે કોઈ પુરુષ દ્વેષરૂપ ક્રોધ, અનિષ્ટકર્તા પુરુષના ઉપર નથી પણ કરતો, પરંતુ તે હમેશનો નિયમ નથી, એ અનુભવસિદ્ધ વાત છે.

## મોહ

તે જ પ્રમાણે મનવાણીશરીરથી અથવા ધનાદિથી સેવા કરનાર પુરુષ ઉપર પૂર્વે તથા હમણાં પણ જ્ઞાની પણ પ્રસન્ન થતા સાંભળીએ છીએ અને જોઈએ છીએ. કોઈ પ્રકારના રાગરૂપ મોહ વિના બીજા ઉપર પ્રસન્નતા થતી નથી, એ પણ અનુભવસિદ્ધ છે.

## લોભ

એ જ રીતે લોભ પણ અનેક પ્રકારનો છે. કોઈ ને કોઈ પ્રયો-જનરૂપ લોભને લીધે જ પુરુષોની પ્રવૃત્તિનિવૃત્તિરૂપ અનેક વ્યવહારમાં

પ્રવૃત્તિ થાય છે. પ્રયોજન વિના મૂઢ પુરુષ પણ સ્વકાર્યમાં પ્રવૃત્ત થતો નથી. એમ ન માનો તો સંસારખાતું જ ઊઠી જશે.

## અહંકાર

તેવી જ રીતે અહંકાર વિના શરીરની રક્ષા થતી નથી તથા ખાનપાનાદિ વ્યવહાર પણ સિદ્ધ નથી થતા; કારણ કે અહંપૂર્વક જ ત્વં આદિ વ્યવહાર થાય છે અને જ્યાં સુધી શરીર છે, ત્યાં સુધી અહં, ત્વં વ્યવહાર થયા જ કરશે; તે અન્યથા નહિ થાય. એ વાત સર્વને સુવિદિત છે. લંબાણના ભયથી વિશેષ લખ્યું નથી.

'अति सर्वत्र वर्जयेत्' એ ન્યાયે મર્યાદાથી અધિક કામાદિકનો જ ત્યાગ છે. માટે હે અધિકારી જનો! પોતપોતાના વર્ણાશ્રમ અનુસાર, ધર્મપૂર્વક, લાખો તરેહના, વિષયઇંદ્રિયના સંબંધથી ઉત્પન્ન થતાં સુખ–દુ:ખોનો તથા કામક્રોધાદિનો ભોગ ભોગવો અર્થાત્ અનુભવ કરો. તમે કોઈ પ્રકારના દંડના અધિકારી (આ લોકમાં તથા પરલોકમાં) નહિ થાઓ. પરંતુ સજ્જન પક્ષપાતરહિત પુરુષોના સંકેત(ધર્મરૂપ કાયદા)નું ઉલ્લંઘન કરશો, તો આ લોકમાં જ પકડાશો. આગળ જે ઇચ્છા હોય તે કરો.

## વૈરાગ્યાદિ દૈવી ગુણો

પછી વૈરાગ્યાદિ દૈવી ગુણો મનુષ્યઆકૃતિને ધારણ કરીને આવ્યા અને કહેવા લાગ્યા: હે ગુરુશાસ્ત્રમાં શ્રદ્ધાવાન સતો! વૈરાગ્ય આદિ ગુણો પણ શરીરરક્ષાપૂર્વક જ ધારણ કરવા જોઈએ; કારણ કે શરીરની સ્વસ્થતા વડે જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થ સિદ્ધ થાય છે; અન્યથા નહિ. 'अति सर्वत्र वर्जयेत' જુઓ, અતિ યજ્ઞદાનાદિ શુભ કર્મ કરવાથી બલિ પાતાળમાં ગયો છે અને યુધિષ્ઠિર વનમાં ગયા છે, તેથી અતિ કોઈ વાતમાં પણ કરવું નહિ. જે જે કાર્યોથી પાપરૂપ દુ:ખ ભવિષ્યમાં અથવા વર્તમાનમાં થાય, તે તે કામોના ત્યાગરૂપ વૈરાગ્ય જ જોઈએ; કારણ કે સત્ત્વગુણના કાર્યરૂપ ચિત્તની એકાગ્રતાપૂર્વક જે જે મનવાણી શરીરથી લૌકિક અથવા પારલૌકિક સુખને વાસ્તે શુભ યત્ન કરશો, તે અત્યંત ફળવાળા થશે. ચિત્તની એકાગ્રતા સત્ત્વગુણને અધીન છે; કારણ કે એકાગ્રતા સત્ત્વગુણનું કાર્ય છે. શાસ્ત્રીય અથવા અશાસ્ત્રીય સાધનો વડે અત્યંત પીડા પામેલા શરીરમાં વિશેષ સત્ત્વગુણ પ્રકટતો નથી; ઊલટો તમોગુણ અને તમોગુણના કાર્યરૂપ ક્રોધ, આળસ, અહંકાર વગેરે જ થાય છે. કારણ

મનનો એવો સ્વભાવ છે કે જે જે વસ્તુ (ઇંદ્રિય દ્વારા અથવા અંતરમાં જ) મનના સન્મુખ થાય તેના આકાર મન થઈ જાય છે. તેથી દુઃખપીડાના કાળે દુઃખ જ મનની સન્મુખ હોય છે, સુખ નહિ; તેથી તે કાળે મન દુઃખાકાર જ થશે, સુખાકાર નહિ થાય. તેવા કારણથી શરીરને અત્યંત પીડવારૂપ વૈરાગ્યાદિ તપશ્ચર્યા કરવી ન જોઈએ. એવું નથી કે આપણે અત્યંત પીડિત થઈ હરિને સંભારીશું, તો જ હરિ અંગીકાર કરશે અને સુખપૂર્વક આપણે હરિને સંભારીશું, તો ઈશ્વર અંગીકાર નહિ કરે. એ જ્ઞાન નેત્રહીન મૂર્ખોની દૃષ્ટિ છે. ઈશ્વર તો સાચા દિલ–અંતઃકરણનો પ્રેમ ચાહે છે, શરીરના પીડન–અપીડનને નથી ઇચ્છતો.

## ધર્માધર્મ

(શ્રેષ્ઠ–અશ્રેષ્ઠ, નીચ–ઉચ્ચ, કુલીન–અકુલીન, સારા–ખોટાનો વિચાર)

એટલામાં જ દૈવી–આસુરી ગુણરૂપી શુભાશુભ કર્મોના પુત્ર ધર્માધર્મ મનુષ્યરૂપ ધરી આવ્યા અને બોલ્યા :

### આપણું સદાચરણ જ કલ્યાણનું કારણ છે, કોઈ ધર્મ (પંથ–મત) નહિ

હે ધાર્મિક સજ્જન પુરુષો! અમારો બંનેનો કોઈ માટે પક્ષપાત નથી. શુભાશુભ કર્મોથી અમારી ઉત્પત્તિ છે, તેથી કરીને કોઈ પણ હિંદુ કે મુસલમાન અથવા કોઈ અન્ય જાતિ, સત્સંભાષણ વગેરે શુભ કર્મ અથવા અસત્ સંભાષણ વગેરે અશુભ કર્મ કરશે, તો તે તે જન્મે જ ધર્માધર્મ, કર્મકર્તાને પક્ષપાતરહિત, ન્યાયપૂર્વક, સુખદુઃખના અનુભવરૂપ ફળ ભોગવાવીશું. એમાં કોઈ હિંદુ–મુસલમાનનો પક્ષપાત નહિ થાય.

### ઉત્તમતા, મધ્યમતા, ધન અને કુલ આદિને અધીન નથી

તમે પ્રત્યક્ષ જુઓ! જૂઠો, લુચ્ચો પુરુષ મોટો કુળવાન તથા ધનવાન હોય છે, છતાં પણ સર્વ જગતમાં તિરસ્કારને પામે છે અને જે સાચો ઈમાનદાર ગરીબ, કોઈ પણ જાતિનો હોય, છતાં તે પુરુષ સર્વ સ્થાનમાં સત્કાર પામે છે; અન્ય તે પ્રમાણે પામશે નહિ. કોઈ પણ જાતિ કે પંથનો ચોરી કરશે તોપણ પકડાશે અને કાયદા પ્રમાણે તેને સજા થશે. એ સજા અન્યથા નહિ થાય. જો શુભાશુભ કર્મોનાં, જાતિ અથવા ભેખ અનુસાર, સુખદુઃખરૂપ ફળ હોત તો ઉત્તમતા,

મધ્યમતા જાતિ વગેરેને અધીન ગણાત, પરંતુ એવું કાંઈ દેખવામાં આવતું નથી; તેથી ઉત્તમતા–મધ્યમતા કર્મને અધીન છે.

## નીચ કોણ ?

જુઓ, હજારો દેશોની ભાષામાં પોતપોતાનાં શાસ્ત્રના સંસ્કારોને અનુસાર મનુષ્યો ઈશ્વરનું ભજન કરે છે, તેમ જ ઈશ્વરનિમિત્ત ભૂખ્યા-તરસ્યા દુઃખી જીવોને સર્વ મનુષ્યો અન્નજળાદિ અર્પણ કરે છે. તે સર્વનું ભજન તથા દાન ઈશ્વર અંગીકાર કરે છે. એમ તો નથી કે એકનું લે છે અને બીજાનું નથી લેતા. વિષયદર્શી તો આપણા ભાઈ જીવો હોય છે, ઈશ્વર નહિ; કારણ કે સર્વ સૃષ્ટિ ઈશ્વરરૂપ પિતાનાં બાળબચ્ચાં છે અને ઈશ્વર સર્વજ્ઞ છે. તેથી જે જે સમાજ અને જાતિના પુરુષોનાં ભજન–દાન વગેરે થતાં હોય અને ઈશ્વર તેનો જો અંગીકાર ન કરે, તો તેને નીચ જાણવા જોઈએ. તેમ જ રાજા અપરાધ વિના કોઈને દંડ દે અર્થાત્ ઉત્તમ જાતિવાળા જુલમીને છોડી દે અને તેને બદલે બીજાને દંડ દે, તો તેને નીચ જાણવો જોઈએ. એવું તો કાંઈ જોવામાં આવતું નથી !

પોતપોતાના સમાજના સંકેત પ્રમાણે સર્વસંમત સત્સંભાષણાદિ રૂપ ધર્મપૂર્વક મનવાણીશરીરથી લૌકિક અથવા પારલૌકિક કર્મ કરવાથી સર્વના અંતઃકરણની શુદ્ધિ થાય છે. स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।। અને મનની શુદ્ધિપૂર્વક જ સગુણ અથવા નિર્ગુણ ઈશ્વરની ઉપાસના થાય છે. નિશ્ચલ મનમાં જ જ્ઞાન પ્રકટે છે. જ્ઞાન વડે જ મોક્ષ થાય છે. તેથી સર્વ જીવ સમાન છે. વ્યવહાર ભિન્નભિન્ન છે. વ્યવહાર તો એક જ શરીરમાં પણ ભિન્નભિન્ન ઇંદ્રિયના ભેદથી ભિન્નભિન્ન હોય છે, તો ભિન્નભિન્ન શરીરોમાં ભિન્નભિન્ન વ્યવહાર હોય એમાં કહેવું જ શું ? પરંતુ ગુણદોષપ્રયુક્ત ઉત્તમતા, નીચતા, શ્રેષ્ઠ, અશ્રેષ્ઠ કર્તવ્યને અધીન છે. શરીર, જાતિ કે સમાજને અધીન નથી.

## ઉત્તમતા સંપાદન કરનારનું કર્તવ્ય

તેથી જેને ઉત્તમતા સંપાદન કરવાની અભિલાષા હોય, તેણે સત્ સંભાષણાદિરૂપ હું ધર્મ છું, તે સાથે પ્રીતિ કરવી અને અસત સંભાષણાદિ અધર્મથી અપ્રીતિ ધરવી.

## પ્રયાગાદિ તીર્થ

એટલામાં પ્રયાગાદિ તીર્થ આવ્યાં. પ્રયાગે કહ્યું : હે મહાશયો ! તીર્થ નામ પવિત્રતાનું છે. પવિત્રતા મનને સત્સંભાષણાદિ પવિત્ર

તીર્થમાં સ્નાન કરાવવાથી અર્થાત્ તેમને ધારણ કરવાથી જ થાય છે; અન્યથા નહિ. જે પુરુષ જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ; અથવા પ્રિય, મોદ, પ્રમોદરૂપ સુષુપ્તિના આરંભની વૃત્તિ, અથવા ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ; અથવા આ જાગ્રતાદિમાં થનારા સ્થૂળ, સૂક્ષ્મ, કારણ શરીર; અથવા સત્વ, રજ અને તમ; અથવા દ્રષ્ટા, દર્શન, દૃશ્ય; અથવા ધ્યાતા, ધ્યાન, ધ્યેય; પ્રમાતા, પ્રમાણ, પ્રમેય; જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેયાદિ ત્રિપુટીરૂપ ત્રિવેણીમાં સ્નાન કરે છે, અર્થાત્ 'હું સચ્ચિદાનંદ આ જાગ્રતાદિ ત્રિપુટીરૂપ ત્રિવેણી દૃશ્યનો સાક્ષી આત્મા છુ' એવા દૃઢ નિશ્ચયરૂપ જળમાં જે સ્નાન કરે છે, તે પવિત્રાત્મા જીવન્મુક્ત અમને પણ પોતાની ચરણધૂલિથી પવિત્ર કરે છે !

## એકાદશી આદિ વ્રત

(વ્રત અને મહાવ્રત)

ત્યાં મનુષ્યમૂર્તિને ધારણ કરી એકાદશી આદિ વ્રતો આવીને બોલ્યા: હે સર્વ જગતના મિત્રો ! એક કેવળ વ્રત છે અને એક મહાવ્રત છે. મહાવ્રતના અંતર્ભૂત સર્વ વ્રત આવી જાય છે, જેમ નવની ગણતરીમા સઘળી ગણતરી આવી જાય છે.

## પંચ મહાવ્રત

(૧ સત્ય. ૨ અસ્તેય, ૩ અહિંસા, ૪ બ્રહ્મચર્ય, ૫ શાસ્ત્રઆજ્ઞાપાલન)

દેશકાલવસ્તુના ભેદથી રહિત સત્ય બોલવુ; ચોરી (મન-વાણી શરીરથી) ન કરવી; મન-વાણી-શરીરથી પર પ્રાણીને પીડિત ન કરવા; બ્રહ્મચર્યનુ પાલન કરવુ; મન-વાણી-શરીરથી સત્ય શાસ્ત્રના સિદ્ધાતો વિરુદ્ધ કામ ન કરવુ, આ પાચ મહાવ્રત છે. તાત્પર્ય કે તીર્થસ્થાન માં જ જૂઠુ ન બોલવુ, અન્યત્ર બોલવું, એકાદશીના દિવસે સત્ય બોલવુ, અન્યત્ર નહિ, સાધુમહાત્માની સન્મુખ જૂઠું ન બોલવુ, અન્યત્ર બોલવું; (એ પ્રમાણે હિંસાદિમા પણ જાણી લેવુ) એવુ નહિ, પરંતુ સર્વકાળમાં, સર્વ દેશમાં, સર્વ વસ્તુમા સત્ય સંભાષણ આદિ મહાવ્રત કરવા જોઈએ.

## ચાર મહાવ્રત

ચાર માનસ પાપ: ૧ અમિત્રતા, ૨ અમુદિતા, ૩ અકરુણા અને ૪ કુસંગતિ: તેની નિવૃત્તિની ઔષધિ: ૧ મૈત્રી. ૨ મુદિતા. ૩ કરુણા. ૪ ઉપેક્ષા.

આ ચાર મહાવ્રત મનુષ્યે કરવા જોઈએ ચાર પ્રકારના માનસ પાપ અથવા તાપ છે. તે તાપો દૂર કરવાને મૈત્રિ આદિ ઔષધિ છે સારાશ કે સર્વ ધનાદિ સામગ્રી વડે પોતાના સમાન જીવો સાથે મિત્રતા કરવી, તેથી અમિત્રતાજન્ય તાપની નિવૃત્તિ થશે તે જ પ્રમાણે આપણાથી અધિક સામગ્રીવાળા મનુષ્યોમા મુદિતાવૃત્તિ પ્રકટાવવી, તેથી અમુદિતાજન્ય તાપની નિવૃત્તિ થશે તે જ રીતે દુખી જીવોમા કરુણા કરવી, તેનાથી અકરુણાજન્ય તાપની નિવૃત્તિ થશે તે જ રીતે કુસગવાળા મનુષ્યો પ્રતિ ઉપેક્ષા કરવી અર્થાત્ અનિચ્છાપૂર્વક તેનો ત્યાગ કરવો, જેથી કુસગતિજન્ય દુખ ન થાય

## નવ મહાવ્રતો*ના ફળ

હે અધિકારી જનો! પૂર્વોક્ત નવ મહાવ્રતનું અનુષ્ઠાન કરવાવાળા મનુષ્યમાત્રને આ જ લોકમા માનસ તાપની નિવૃત્તિ તથા અભય અને સર્વનો સત્કાર વગેરે પ્રત્યક્ષ ફળ સર્વ વિદ્વાનોને અનુભવસિદ્ધ છે અત કરણની શુદ્ધિ પણ એ જ વ્રતોથી થાય છે પરમ ધર્મ પણ એ જ છે મહાકાર્મ પણ એ જ છે અને પરમ મોક્ષના સાધન એ જ છે એમના જ અતર્ભૂત સર્વ કર્મ, ધર્મ અને આચાર છે તેના જ પાલનથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષના અધિકારી થવાય છે એ જ સર્વસમત સિદ્ધાત છે

## અન્ય પચમહાવ્રત

દૃષ્ટ કલ્પનાને અનુકૂળ અદૃષ્ટ કલ્પના થાય છે તેથી પરલોકમા પણ તેનુ જ મહત્ત્વ વધશે

બીજા પ્રકારના પચમહાવ્રત આ છે પચ અન્નમયાદિ કોશ, પૃથિવી આદિ સ્થૂલ-સૂક્ષ્મ પચમહાભૂત, પચજ્ઞાનેદ્રિય તથા પચ કર્મેદ્રિય, ચતુષ્ટયરૂપ મન, બુદ્ધિ, ચિત્ત અને અહકાર અને તે સર્વના કારણરૂપ માયા એ પાચ, પચ પ્રાણ તથા પચ શબ્દાદિ વિષય, આ સર્વ પચક મત, ચિદ્ આનદરૂપ હુ આત્માના નથી, તેમ જ હુ તેમનો નથી, પરતુ આ માયા અને તેનુ કાર્ય ભ્રમરૂપ છે, હુ તેના ન્યૂનાધિક ભાવાભાવનો દ્રષ્ટા છુ-(ઘટદ્રષ્ટાની સમાન) આ દૃઢ નિશ્ચયનું નામ પચમહાવ્રત છે તેનુ અનુષ્ઠાન કરનાર જીવતા જ મુક્ત થાય છે

* આગળ જણાવે । ૧ સત્ય ૨ અસ્તેય ૩ અહિંસા ૪ બ્રહ્મચર્ય, ૫ ધર્મ પરાયણતા, ૬ મૈત્રી ૭ મુદિતા, ૮ કરુણા, ૯ ઉપેક્ષા, એ જ નવ મહાવ્રત ૮

## સપ્તસમુદ્ર

પછી મનુષ્યની મૂર્તિ ધરી સપ્તસમુદ્ર આવીને બોલ્યા હે સાધો! આ શરીરસઘાતરૂપ પૃથ્વીમા રસ, રુધિર, મેદ, માસ, અસ્થિ, મજ્જા અને વીર્યરૂપ ધાતુ એ સાત સમુદ્ર છે અથવા જીવરૂપ પૃથિવીમા આવરણ, વિક્ષેપ, જ્ઞાન, અજ્ઞાન, ગમન, આગમન, નિરકુશતા એ સાત અવસ્થારૂપ સાત સમુદ્ર છે અથવા સર્વ નામરૂપ પ્રપચરૂપ સાત પદાર્થરૂપ સાત સમુદ્ર છે અથવા ભૂરાદિ સપ્તવ્યાહૃતિઓ સપ્ત સમુદ્ર છે અથવા સપ્તસ્વરરૂપ સાત સમુદ્રો છે. જેમ આકાશ સપ્તસમુદ્રમા વ્યાપક છતા અસગ છે, તે પ્રમાણે આત્મા સપ્તવ્યાહૃતિ આદિ સાત સમુદ્રમા વ્યાપક છતા અસગ છે પૂર્વોક્ત સાત સમુદ્ર હુ સત્, ચિદ્, આનદરૂપ આત્માના નથી અને હુ આત્મા તેમનો નથી, હુ તેના સર્વ ન્યૂનાધિક ભાવાભાવનો દ્રષ્ટા છુ (ઘટદ્રષ્ટાની સમાન) અથવા તો અસ્તિ, ભાતિ, પ્રિય હુ આત્માનો પૂર્વોક્ત સમુદ્ર છે, હુ તેમનો છુ—જેમ સ્વપ્નસૃષ્ટિ સ્વપ્નદ્રષ્ટામા કલ્પિત હોવાથી સ્વપ્નદ્રષ્ટાની છે આ વિચારપૂર્વક દૃઢ નિશ્ચયરૂપ જહાજ ઉપર બેસે, તો બ્રહ્મનિષ્ઠ, શ્રોત્રિય ગુરુનાવિક પૂર્વોક્ત સમુદ્રથી પાર કરશે અર્થાત્ બધમોક્ષની નિવૃત્તિ પ્રાપ્તિવાસ્તે નિષ્કર્તવ્યતાબુદ્ધિ પ્રાપ્ત થશે

## વીરભદ્ર

(દક્ષપ્રજાપતિ અને યજ્ઞધ્વસ)

એટલે વીરભદ્ર આવીને કહેવા લાગ્યા હે સદસદ્વિવેચનકર્ત્રી સભા! આ પ્રપચમા કારણકાર્યરૂપ આ શરીરરૂપ સઘાત યજ્ઞશાળા છે જીવ દક્ષપ્રજાપતિ છે, ચક્ષુ આદિ ઇદ્રિય ઋત્વિજ છે શબ્દાદિ વિષય કુડ છે ચક્ષુ આદિ ઇદ્રિયોની દર્શનાદિ વૃત્તિઓ ભિન્નભિન્ન આહુતિની સામગ્રી છે વિષયઇદ્રિયના સબધથી ઉત્પન્ન થતા સુખ તેમ જ દુખનો અનુભવી જીવ અથવા અત કરણ એ બ્રહ્મા છે વિવેક અને બ્રહ્મવિદ્યા મહાદેવ અને પાર્વતી છે તેનાથી વીર એટલે અજ્ઞાન તત્કાર્ય નિજ શત્રુને મિથ્યાત્વનિશ્ચય વડે અથવા તેના અત્યતાભાવરૂપ નિશ્ચય વડે હનન કરવાવાળો અને દુ ખરહિત, કલ્યાણસ્વરૂપ વીરભદ્રરૂપ સમ્યક્ બ્રહ્માત્મ બોધ ઉત્પન્ન થાય છે તે પૂર્વોક્ત કારણકાર્યરૂપ સઘાતરૂપી યજ્ઞશાળાનો સામગ્રી સહિત ધ્વસ કરે છે અર્થાત્ તેના મિથ્યાત્વનો અથવા અત્યતાભાવનો નિશ્ચય કરે છે. આ જ દક્ષપ્રજાપતિના યજ્ઞધ્વસનો આશય છે.

## સહસ્રબાહુ

હજારો યુદ્ધાદિ વિદ્યારૂપ ભુજાઓથી સંયુક્ત હોવાથી સહસ્રબાહુ કહેવાય છે. અથવા હજારો બંધુરૂપ ભુજાઓ હોવાથી સહસ્રબાહુ નામ છે. એ સહસ્રબાહુ આવીને કહેવા લાગ્યા : હે સંત મંડળી! હજારો વાસનાઓ અથવા ઇચ્છારૂપ ભુજાઓ જેની છે એવો મનરૂપ અહંકાર સહસ્રબાહુ છે. તેને પર* એટલે પરમાત્મા, (તત્પદના લક્ષ્યાર્થ) સ (શુ) એટલે તે જ મારા ત્વંપદના લક્ષ્યાર્થ પ્રત્યક્ આત્માસ્વરૂપ રામ છે, એવા પ્રકારના બ્રહ્માત્મૈક્યજ્ઞાનરૂપ નિશ્ચય તે જ પરશુરામ; તેણે પૂર્વોક્ત સહસ્રબાહુરૂપ દેહાભિમાનને અને આસુરી સંપદરૂપ તેના પરિવારને સંહાર્યો અથવા માર્યો છે. એટલે કે જગતના મિથ્યાત્વનો નિર્ણય કર્યો છે. આ જ સહસ્રબાહુ; અન્ય કોઈ મનુષ્ય સહસ્રબાહુ થઈ શકે નહિ.

## વારાહ ભગવાન

વરાહ સંજ્ઞાવાળો ભગવાનનો વિષ્ણુઅવતાર થયો છે. તેથી કરીને વિષ્ણુઅવતારને વારાહ કહે છે. તે વારાહ ભગવાન આવ્યા અને કહેવા લાગ્યા : હે યથાર્થ વક્તાઓ! ધર્મ, અર્થ, કામ અને મોક્ષને માટે ચાર વેદરૂપ ચાર પ્રકારનું જ્ઞાન છે. (વિદ્ જ્ઞાને) અથવા અંડજ, જરાયુજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ એ ચાર ખાણિનું જાગ્રત્ સ્વપ્નમાં ચાર વેદરૂપ ચાર પ્રકારનુ જ્ઞાન છે; અથવા જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયાનું જાગ્રત્ સ્વપ્નમાં ચાર વેદરૂપ ચાર પ્રકારનુ જ્ઞાન છે; અથવા સમષ્ટિ-વ્યષ્ટિ, સ્થૂળ-સૂક્ષ્મ, કારણ અને મહાકારણનુ, જાગ્રત્ સ્વપ્નનું ચાર વેદરૂપ ચાર પ્રકારનુ જ્ઞાન છે; અથવા પ્રમાતા ચેતન, પ્રમાણ ચેતન, પ્રમેય ચેતન, અને ફલચેતન, એક જ ચેતન ઉપાધિભેદથી જાગ્રત્ સ્વપ્નમાં ચાર પ્રકારના જ્ઞાનપ્રમાણરૂપ ભાસતા ચાર વેદ છે; તેમને સાભાસ અંતઃકરણ અથવા જીવરૂપ હિરણ્યાક્ષ, અથવા શબલ બ્રહ્મરૂપ હિરણ્યાક્ષ સુષુપ્તિરૂપ સમુદ્રમા અથવા અવિદ્યાસમુદ્રમાં, વ્યષ્ટિઅહંકાર-રૂપ અથવા સમષ્ટિઅહંકારરૂપ પૃથ્વી સાથે મહાપ્રલયરૂપ (માયારૂપ) સમુદ્રમાં અથવા તો તુલાવિદ્યારૂપ પૃથિવીને અજ્ઞાનરૂપ સમુદ્રમાં સુખ-દુઃખરૂપ ભોગ આપવાવાળાં નાનાવિધ કર્મને જાગ્રત્ સ્વપ્નથી ઉપરામ નિમિત્ત વડે લઈ પ્રવેશ કરી જાય છે. પુનઃ જાગ્રત્ સ્વપ્નમાં સુખદુઃખના અનુભવરૂપ ભોગ આપવાવાળો અદૃષ્ટરૂપ વારાહ પૂર્વોક્ત સમુદ્રોમાથી

* આ વ્યુત્પત્તિઓ કલ્પિત છે.

વેદરૂપ જ્ઞાનનો તથા પૂર્વોક્ત પૃથિવીનો નિત્યનિત્ય પ્રાદુર્ભાવ કરે છે. અથવા અવિવેકરૂપ હિરણ્યાક્ષ પૂર્વોક્ત વેદરૂપ સમ્યક્ જ્ઞાનને લઈને અવિદ્યારૂપ સમુદ્રમાં પ્રવેશ કરે છે; પુનઃ જીવનાં પુણ્યોને વશ થઈ વિવેકરૂપ વારાહ અવિવેકરૂપ હિરણ્યાક્ષને મારી અવિદ્યારૂપ સમુદ્રથી ઉદ્ધારી અર્થાત્ વિચાર કરી, સમ્યક્ જ્ઞાનરૂપ વેદને પ્રવર્તાવે છે. એ જ વારાહ અવતારનો યથાર્થ આશય છે.

## શેષનાગ

એટલે શેષનાગ આવીને કહેવા લાગ્યાઃ હે સાધો! નાગ નામ સમષ્ટિ–વ્યષ્ટિ માયા અને તત્કાર્યનું છે. નેતિ નેતિ એ શ્રુતિ, એ વાઙ્મનસગોચર માયા અને તત્કાર્યનો નિષેધ કરે છે, તેથી જે અબાધિત અવાઙ્મનસગોચર સચ્ચિદાનંદ શેષ રહે છે, તેનું નામ શેષનાગ છે. એ શેષનાગ તમારો, અમારો તથા બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વ જીવોનો નિજાત્માસ્વરૂપ છે, તે જ આ માયા અને તત્કાર્ય જગતરૂપ નાગનો આધાર છે. કાંઈ મૂર્તિમાન અસ્મદાદિ તેના આધારરૂપ નથી; કારણ કે જે જેનું સ્વરૂપ હોય તે જ તેનો આધાર હોય છે. સ્વપ્નસૃષ્ટિનુ સ્વરૂપ સ્વપ્નદ્રષ્ટા છે, તે જ તેનો આધાર છે. કોઈ પણ સ્વપ્નપદાર્થોનો પોતપોતામાં આધારઆધેયભાવ હોતો નથી. તે જ રીતે ભૂષણ, તરંગ, સર્પ, દંડાદિકનુ સ્વરૂપ, સુવર્ણ, જળ, રજ્જુ વગેરે છે, તે જ તેનો આધાર છે. ભૂષણ, તરંગ અને સર્પાદિમાં પોતપોતામાં આધારઆધેયભાવ નથી. એવી જ રીતે નામરૂપ મારી મૂર્તિ સહિત જગતનુ, અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ બ્રહ્માત્મા જ સ્વરૂપ છે. તે જ તેનો આધાર છે. નામરૂપ પદાર્થમાં પોતપોતામા આધારઆધેયભાવ નથી.

## રાવણ

પછી રાવણ આવીને બોલ્યોઃ હે વિચારશીલ સભા! આ શરીરરૂપ લંકાદેશ છે. રજોગુણમય અવિવેકરૂપ રાવણ છે. કાયદા બહારનાં સુખ-દુઃખના અનુભવરૂપ ભોગવિલાસમા અનુરાગ તેનુ રાજ્ય છે. શ્રોત્રજ જ્ઞાન, ત્વક્ જ્ઞાન, ચાક્ષુષ જ્ઞાન, રસના જ્ઞાન, ઘ્રાણજ જ્ઞાન, અનુમિતિ જ્ઞાન, શાબ્દી જ્ઞાન, ઉપમિતિ જ્ઞાન, અર્થાપત્તિ જ્ઞાન, તથા અભાવજ્ઞાન એ દશ ઉપાધિભેદથી અસમ્યક્ વૃત્તિરૂપ જ્ઞાન તે રજોગુણમય અવિવેકરૂપ રાવણનાં દશ શિર છે. નહિ તો અસ્મદાદિના સમાન મનુષ્યોના સમ્યક્ જ્ઞાનરૂપ એક જ શીશ છે. પંચજ્ઞાનેંદ્રિય, પંચકર્મેંદ્રિય, પંચપ્રાણ, ચતુષ્ટય અંતઃકરણ અને પ્રવૃત્તિનિવૃત્તિરૂપ ક્રિયા મળી વીસ ભુજાઓ છે.

માનદંભાદિ તથા અતિ કઠોરતા વગેરે આસુરી ગુણરૂપ રાક્ષસો તેની સેના છે. તમોગુણરૂપ કુંભકર્ણ અને સત્ત્વગુણરૂપ વિભીષણ તેના ભાઈ છે. એ રજોગુણ અવિવેકરૂપ રાવણ, વિવેકરૂપ રામની બ્રહ્મવિદ્યારૂપ સીતાનું હરણ કરે છે. એ વિવેકરૂપ રામ અમાનિત્વાદિ તથા અતિ કૃપાળુતા આદિ દૈવી ગુણરૂપ વાનરોની સેના સહિત તથા તત્ત્વંપદના લક્ષ્યાર્થરૂપ બ્રહ્માત્મએકત્વસ્વરૂપમાં જેના મનની વૃત્તિ છે એવા લક્ષ્મણ સહિત, નવીન અપરોક્ષ જ્ઞાનસંયુક્ત સંસારરૂપ સમુદ્રમાં વિચારરૂપ સેતુ બાંધી, અવિવેકરૂપ રાવણની રાજ્યધાની અંતઃકરણરૂપ લંકામાં પ્રવેશ કરી, સત્ત્વગુણરૂપ વિભીષણની સહાય વડે, તમોગુણરૂપ કુંભકર્ણ સહિત તથા આસુરી સેના સહિત રજોગુણ અવિવેકરૂપ રાવણનું વિવેકરૂપ રામ હનન કરે છે. પુનઃ વાઙ્‌મન સહિત નામરૂપ વાઙ્‌મનસગોચરનો હું સચ્ચિદાનંદ અવાઙ્‌મનસગોચર આત્મા દ્રષ્ટા છું, મારા સહિત સર્વ વાસુદેવ છે, અથવા અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી ભિન્ન સર્વ નામરૂપમાં મિથ્યાત્વનિશ્ચય અથવા અત્યંતાભાવનિશ્ચયરૂપ બુદ્ધિ અર્થાત્ બ્રહ્મવિદ્યારૂપ સીતા સહિત, પ્રારબ્ધના ક્ષય પર્યંત, શરીરરૂપ અયોધ્યામાં જીવન્મુક્તિરૂપ સિંહાસન પર યોગી, બ્રહ્મવિત્ વિરાજમાન થાય છે. પરંતુ હે પ્રિયદર્શન! પૂર્વોક્ત રામ રાવણ સેના સહિત અને તેના ન્યૂનાધિક ભાવ જે સાક્ષી ચૈતન્ય, સત્સુખરૂપ આત્માથી સિદ્ધ થાય છે, તે જ વસ્તુ રામ, તમારું, મારું તથા સર્વ જગતનુ સ્વરૂપ છે.

## સપ્તવ્યાહૃતિ

ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, જનઃ, તપઃ, સત્યમ્, તાત્પર્ય કે બ્રહ્મલોકાદિ સપ્તવ્યાહૃતિઓ મનુષ્યની આકૃતિ ધારણ કરી તે સભામાં આવી કહેવા લાગ્યા : હે સમદર્શીઓ! ભૂર્વ્યાહૃતિ અર્થાત્ આ પૃથ્વીલોકમાં જેવોજેવો વ્યવહાર છે, તેવોતેવો સર્વ બ્રહ્મલોકાદિ વ્યાહૃતિઓમાં વ્યવહાર છે, વિલક્ષણ નથી; કારણ કે સર્વની ભૂતભૌતિક સામગ્રી સમાન છે. જેવી રીતના ષટ્ પ્રકારના રસ તથા ષટ્ પ્રકારનાં કૃષ્ણાદિ રૂપ અહીં છે, તેવાં બ્રહ્મલોકાદિમાં પણ છે. જેમ અહીંયા શબ્દાદિ વિષય અને શ્રોત્રાદિ ઇંદ્રિયસંબંધજન્ય સુખદુઃખનો અનુભવ, રાગદ્વેષ, ઈર્ષાનિંદાદિ, ખાનપાનાદિ, ષડ્‌ભાવવિકાર, ષડ્‌ઊર્મિસંયુક્ત શરીર છે, તથા પોતાને અનુકૂળમાં રાગપૂર્વક પ્રવૃત્તિ અને પ્રતિકૂળમાં દ્વેષપૂર્વક નિવૃત્તિ છે, તેવું જ ત્યાં છે. જે રીતે અહીંયાં દૈવી ગુણોની સ્તુતિ થાય છે અને આસુરી ગુણોની નિંદા થાય છે તથા તે ગુણોના ન્યૂનાધિક

ભાવ શરીરમા હોય છે, તેવુ જ બ્રહ્મ લોકાદિમા પણ છે. જેમ અહીયા નદીઓ, સમુદ્ર, તળાવ, પર્વત, વનસ્પતિ છે ને ગાય, બળદ, જમીન, ફળ વગેરે છે, તેવા જ ત્યા છે. જેમ અહીયા સ્ત્રીપુરુષના વ્યવહાર થાય છે તથા નાકકાનાદિ અવયવ સ્ત્રીપુરુષોના જે જે સ્થાનમા અહી શોભા આપે છે અને અન્યથા અશોભિત લાગે છે, તે જ રીતે બ્રહ્મ લોકાદિમા છે. અહી સુખદુ ખના જે જે સાધન છે, તે જ ત્યા છે જે પ્રકારના પૃથિવી આદિ પચભૂત અહી છે તેવા ત્યા છે જેવુ અહી સત્તર તત્ત્વનુ સૂક્ષ્મ શરીર છે અને સ્થૂળ શરીર અન્નમયાદિ કોશરૂપ છે, કારણશરીર છે, રજ, તમ, સત્ત્વ ગુણો છે, ભૂત,અભૂત તથા હર્ષ શોકાદિ છે તેવા જ ત્યા છે. જે પ્રકારે અહી રાજાની અધીનતા તથા ધર્માધર્મના કાયદા છે, તે પ્રકારે ત્યા છે જેમ અહી મનાદિકનો સાક્ષી અતર્યામી દેવ સર્વ દેહોમા એક દેહી આત્મારૂપ છે, તેવો જ બ્રહ્મ લોકાદિ સપ્તવ્યાહૃતિઓમા છે જેવા શાસ્ત્રમા અહી કર્મકાડ, ઉપાસનાકાડ, જ્ઞાનકાડ છે, તેવા ત્યા છે જેમ અહી જ્ઞાન–અજ્ઞાન છે, જલપાષાણાદિકનુ તીર્થોમા દર્શન છે, તેવુ જ ત્યા પણ છે ઈશ્વર ક્યાય આ સૃષ્ટિથી જુદા જોવામા આવતો નથી જ હૃદયદેશમા મનાદિકના સાક્ષી વિના. તે જ રીતે બ્રહ્મલોકાદિ વ્યાહૃતિઓમા છે. જેથી અહી મનુષ્યોના હસ્તાદિ અવયવ છે તેવા બ્રહ્મલોકાદિકમા છે. તાત્પર્ય કે સર્વ પ્રકારે બ્રહ્માદિ સર્વ લોકમા સર્વ વ્યવહાર આ લોકને સમાન છે જેવા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ અને તેના સાધન અહી છે તેવા ત્યા છે. તેથી અહી જ જ્ઞાન સપાદન કરવુ બ્રહ્મલોકાદિ લોકોમા જવાની ઇચ્છા ન કરવી, કારણ કે અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ વાસ્તે ઇચ્છા થાય છે, તે તો પૂર્વોક્ત પ્રકારે, અહી ને ત્યા ભેદ નથી. જો આ મિથ્યા છે તો એ પણ મિથ્યા છે. જો આ સત્ છે, તો એ પણ સત્ છે તેથી મનાદિકના સાક્ષી સમ બ્રહ્માત્માને પોતાનારૂપ જાણો, જેથી શાતિ થાય, અન્યથા નહિ થાય મૂલનુ ગ્રહણ કરવાથી શાખાનુ ગ્રહણ આપોઆપ થઈ જાય છે

## રાજા જનક

એટલે રાજા જનક આવ્યા અને કહ્યુ હે શ્રેષ્ઠ પુરુષો! જે વસ્તુનો જેવો સ્વભાવ હોય છે, તે કોટિ ઉપાય કરવાથી પણ દૂર નથી થતો. જેમ કે અગ્નિનો સ્વભાવ શીતળ થઈ શકતો નથી તે પ્રમાણે બુદ્ધિ આદિનો સચ્ચિદાનદ દૃષ્ટા આત્મા, સ્વભાવથી જ માયા અને

તત્કાર્યથી થવાવાળા બંધમોક્ષાદિની કલ્પનાથી રહિત છે અને દશ્ય બંધમોક્ષની કલ્પનાથી કદાચિત્ પણ રહિત થઈ શકતું નથી. તેથી બંને વસ્તુને સમ્યક જાણવી એ જ કર્તવ્ય છે, અને કરવાનું કંઈ નથી. હે સાધો! વિષયઇંદ્રિયજન્ય સુખદુઃખનો અનુભવ જેવો અજ્ઞાનકાળમાં થાય છે, તેવો જ જ્ઞાનકાળમાં પણ થાય છે. સંઘાતના વ્યવહાર કાંઈ અદલબદલ થતા નથી. કેવળ મનનો સંકલ્પ પૂર્વ કરતા વિલક્ષણ થઈ જાય છે. પહેલાં હું અજ્ઞાની છું, પછી સત્સંગથી હું જ્ઞાની છું, એટલા સંકલ્પમાત્રથી જ બંધમોક્ષ થાય છે. અન્ય કશું તેમાં થતું નથી. પરંતુ જ્ઞાન-અજ્ઞાનાદિ ભાસ અંતઃકરણની અવસ્થા છે. એ બંને અવસ્થાના અનુભવ કરવાવાળાને નિજસ્વરૂપે સમ્યક્ જાણવો જોઈએ.

## વિશ્વામિત્ર

પછી વિશ્વામિત્ર આવીને બોલ્યા હે તપસ્વીઓ! આ મનાદિકના સાક્ષી ચૈતન્યનું જ નામ વિશ્વામિત્ર છે, કારણ કે આ નામરૂપ અસત્ જડ દુઃખરૂપ વિશ્વને પોતાની સત્તાસ્ફૂર્તિ વડે સત્, ચિદ્, આનંદ સરખું કરી દે છે, તેથી આ આત્મા સર્વ વિશ્વનો મિત્ર છે અને અસંગ હોવાથી સર્વ વિશ્વનો અમિત્ર પણ છે. જેમ આકાશ સર્વને અવકાશ દેતા છતા સર્વ સૃષ્ટિના વ્યવહારોના ગુણદોષથી અસંગ છે, જેમ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નસૃષ્ટિને સત્તાસ્ફૂર્તિ આપતો હોવાથી વિશ્વનો મિત્ર છે અને સ્વપ્નસૃષ્ટિના ગુણદોષનો ભાગી ન હોવાથી અસંગ છે, તેથી કરીને સ્વપ્નવિશ્વનો અમિત્ર પણ છે બુદ્ધિ આદિનો સાક્ષી આત્મા વિશ્વના મિત્રઅમિત્રભાવથી રહિત પણ છે. અવાઙ્મનસગોચર હોવાથી વળી મનવાણી સહિત અવાઙ્મનસગોચર પણ પોતે જ હોવાથી સર્વ વિશ્વનો મિત્ર-અમિત્ર પણ પોતે જ છે

## આત્મજ્ઞાનના સાધનરૂપ તપશ્ચર્યા
### (સાત્ત્વિકી તપશ્ચર્યા)

હે સાધો! આ જ્ઞાન સમજવાને વાસ્તે સત્સંભાષણ અનેક પ્રકારની તપશ્ચર્યા છે, તેમ જ મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષાને ધારણ કરવા એ પણ પરમ તપશ્ચર્યા છે તથા અમાનિત્વ અતિ કૃપાળુતા વગેરે પણ પરમ તપ છે સજ્જન પુરુષોના કાયદાને અનુસરીને ચાલવું એ પણ પરમ તપશ્ચર્યા છે તથા યથાલાભથી સુખી રહેવું, રાગદ્વેષ ન કરવા, રાજયોગ કરવો, ભજન કરવું વગેરે સર્વ સાત્ત્વિક તપશ્ચર્યા છે.

## તામસ રાજસ તપ

પોતાના શરીરને પીડા કરી તથા અન્યને કોઈ પ્રકારે દુઃખી કરી જે તપ કરવામાં આવે છે, તે રાજસ તપ છે.

## સર્વોત્કૃષ્ટ તપ

પરતુ બ્રહ્મનિષ્ઠ મહાત્માનો સમ્યક્ સત્સંગ એ સર્વથી અધિક સાત્વિક તપ છે.

## તપશ્ચરણનું ફળ

સર્વ તપશ્ચર્યાનું ફળ ચિત્તની એકાગ્રતા છે. ચિત્તની એકાગ્રતા વડે સર્વ ચિત્તાદિમાં અનુગત, સચ્ચિદાનંદ, મનાદિકનો સાક્ષી, નિજાત્મસ્વરૂપનો સ્વયં પ્રકાશરૂપે અનુભવ થાય છે. જેમ કોઈ પણ સાધનથી વાયુ સ્થિર થવાથી જળમાં પડેલા સૂર્યનું સ્પષ્ટ ભાન થાય છે, તેવી રીતે. તેથી જે કોઈ સાધન વડે ચિત્તની એકાગ્રતા દ્વારા જે કોઈ અધિકારીને નિજાત્મસ્વરૂપનો સમ્યક્ બોધ થાય તે જ સાધન શ્રેષ્ઠ છે. કેરી ખાવા સાથે સંબધ છે. પછી તે ગમે તે વૃક્ષ ઉપરથી મળે. આ લોકપૃથાનું[1] દૃષ્ટાંત છે.

## શાસ્ત્રોની વ્યવસ્થા

હે સતો ! બંધમોક્ષ શાસ્ત્રોમાં તો કિંચિત્ કિંચિત્ કામમાં પણ ભરી દીધા છે ! ઠાકોરના ચરણામૃતથી, પરિક્રમાથી, તુલસી–રુદ્રાક્ષ ધારણ કરવાથી, તપ્ત મુદ્રા શરીર પર લગાવવાથી, કાષ્ઠનો દંડ ધરવાથી મોક્ષ લખ્યો છે ! ગંગાના એક બિંદુના પાનથી, ગંગાયમુનાદિ તીર્થોના સ્નાન તથા દર્શનથી, બીનીભક્ષણ કરવાથી, કાશીમથુરા વગેરે પુરીઓમાં ત્રણ દિવસ અથવા એક દિવસ પણ નિવાસ કરવાથી તેમ જ એક વાર ભૂલથી પણ અથવા તો વિલાપાદિ કરતાંકરતાં રામ, હરિ, મહાદેવ વગેરે ઈશ્વરનાં નામના ઉચ્ચાર માત્રથી જ મોક્ષ લખ્યો છે. નેતિધોતિ આદિ ક્રિયાઓ કરવાથી મોક્ષાદિ ફળ લખ્યુ છે. શ્રાદ્ધ કરવાનુ ફળ પણ મોક્ષ જ લખેલું છે. સૂર્યાદિકના દર્શનથી, એકાદશી આદિ વ્રતોથી, સૂર્યાદિકનાં સ્તોત્ર ભણવાથી મોક્ષ લખ્યો છે. ગોદર્શન અને પંચગવ્યગ્રહણનુ મહત્ પુણ્ય લખેલું છે. ગોદાન તો મોક્ષનુ કારણ જ છે. કેટલુક લખે ! હજારો કામોમાં 'પુનર્જન્મ ન વિદ્યતે' એ ફળ લખ્યુ છે, પરંતુ તે સર્વ મરણ પછી; પ્રત્યક્ષ નહિ.

---

૧ રૂઢિ

તેજ પ્રમાણે મરણ પછી દુઃખરૂપ બધનાં કારણ પણ અનેક લખેલાં છે. મૂત્રત્યાગનો જે વિધિ લખ્યો છે તે અત્યંત કઠિન છે. તેનાથી અન્ય રીતે કરવાથી બધરૂપ નરક લખેલું છે. ગૃહસ્થ તો શું પણ સજ્જન સાધુઓથી પણ તે મૂત્રત્યાગના વિધિનું પાલન થતું નથી; તો વ્યવહારી મનુષ્યોથી શું થાય ? એ જ પ્રમાણે અન્ય વાતો જાણી લેવી. તેથી એમ માલૂમ પડે છે કે, યત્ન વિના જ સર્વ સ્રી પુરુષ મનુષ્યયોનિના બંધમાં પડશે અને તેને છૂટવાનો કોઈ ઉપાય જ નથી. અને મોક્ષનુ કથન કરવાવાળાં શાસ્ત્ર જુઓ તો અનાયાસ સર્વનો મોક્ષ જ થવો જોઈએ; કારણ કે એવાં સ્રીપુરુષ કોઈ જ નહિ હોય, જે મોક્ષના કારણરૂપ હરિના નામનો એક વાર ઉચ્ચારણરૂપ મોક્ષદાયક કર્મ ન કરે, અને બધના કારણરૂપ મળત્યાગાદિના વિધિનુ ઉલ્લંઘન ન કરે. સર્વ વાતો શાસ્રોની છે. કોને સત્ય કહે, કોને અસત્ય કહે ? એમાં અક્કલ કાંઈ કામ કરતી નથી. સત્ય છે તો સર્વ સત્ય છે. અસત્ય છે તો સર્વ અસત્ય છે. તેથી ન તો બધ સિદ્ધ થાય છે, ન તો મોક્ષ સિદ્ધ થાય છે. તેથી એ સિદ્ધ થયુ કે મોક્ષશાસ્ત્ર શુભ કામોમાં પ્રવૃત્તિબોધક છે અને બધબોધક શાસ્ત્ર અશુભ પાપ કર્મોથી નિવૃત્તિનું બોધક છે, કારણ કે ભય તથા લોભ બતાવ્યા વિના શુભ-અશુભ કામોમાં પ્રવૃત્તિ-નિવૃત્તિ થતી નથી. એ જ વાતમા બધ-મોક્ષનું કથન કરનાર શાસ્રોની ચરિતાર્થતા (સફળતા) છે. અન્યથા માનીએ તો જગદાંધ્યપ્રસગ (આખા જગતના અંધત્વનો પ્રસગ) આવી જશે ! તેથી એજ થયુ કે અશુભ કામોમાં નિવૃત્તિથી અને શુભ કામોમાં પ્રવૃત્તિથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. શુદ્ધ અંતઃકરણમાં જ યથાર્થ સર્વસંમત શાસ્રનો સિદ્ધાત, પક્ષપાતરહિત યથાર્થ વક્તાના સત્સગથી યથાર્થ રીતે જાણી શકાય છે, અન્ય અંતઃકરણમાં નહિ; તેથી ભ્રમનિવૃત્તિ દ્વારા યથાર્થ અર્થગ્રહણ કરવાથી મોક્ષરૂપ સુખશાતિ પ્રાપ્ત થાય છે.

## સુખશાંતિનું સાધન

મોક્ષરૂપ સુખશાતિનુ સાધન, સર્વ શાસ્રસંમત સિદ્ધાંતરૂપ, તે તો પૂર્વોક્ત સત્સંગ સહિત સત્સંભાષણાદિ નવવ્રત વગેરે છે. અને દેશકાળવસ્તુભેદાદિ દોષરહિત પૂર્ણ વસ્તુ, સમ બ્રહ્માત્મા, નિજ સ્વરૂપ, મનાદિકનો દ્રષ્ટા જ મોક્ષરૂપ સુખશાંતિસ્વરૂપ છે. તેથી કરીને બુદ્ધિ આદિના ન્યૂનાધિક ભાવાભાવના સાક્ષી બ્રહ્માત્મામાં જ સ્થિત થવુ જોઈએ. 'મનવાણી સહિત મનવાણીથી ગોચર દશ્યનો હું સચ્ચિદાનંદ

દ્રષ્ટા છું', દૃશ્ય નથી' એ દૃઢ નિશ્ચયનુ નામ બ્રહ્મસ્થિતિ છે.

## દ્રૌપદી

હે સાધો ! સંસારરૂપ આ સભામાં માયારૂપ દ્રૌપદીને દુઃશાસન, દુર્યોધન આદિ અનેક વાદીરૂપ સત્તાઓ અનેક યુક્તિઓરૂપ હાથો વડે તેના સ્વરૂપ અર્થાત્ શરીરને નિર્ણયરૂપ નગ્ન કરવા લાગ્યા, પરંતુ ભક્તિમાન, નામરૂપ અનિર્વચનીય સ્વભાવ હોવાથી તથા પરમાત્મારૂપ કૃષ્ણના આશ્રયરૂપ સહાયતા હોવાથી નિર્ણયરૂપ નગ્ન ન થઈ. તેથી હે સાધો ! માયા અને તત્કાર્ય નામરૂપ મનાદિકને નિજ દૃશ્ય જાણો અને પોતાને સચ્ચિદાનંદ દ્રષ્ટા જાણો. માયા અને તત્કાર્ય દૃશ્ય, નિજ ધર્મો સહિત, તમે દ્રષ્ટા, અસંગ છો, તેને સ્પર્શ કરી શકતા નથી. આકાશ સમાન સચ્ચિદાનંદ દ્રષ્ટા જો તમે તમને નહિ માનો, તો દ્રષ્ટાથી ભિન્ન માયા અને તત્કાર્યરૂપ કોઈ ને કોઈ પદાર્થને તમારું સ્વરૂપ જાણશો તો દૃશ્ય સંસાર દુઃખમયરૂપ જ થશે, કારણ કે જે મતિ છે તે જ અંતે પુરુષની ગતિ થાય છે. આગળ જે ઇચ્છા હોય તે કરો.

## અહંકાર

### (સમષ્ટિવ્યષ્ટિસ્ફુરણરૂપ અહંકાર)

એટલામાં અંતઃકરણરૂપ અહંકાર મન અથવા સમષ્ટિ વા વ્યષ્ટિ-સ્ફુરણરૂપ અહંકાર મનુષ્યરૂપ ધરીને સભામા આવી બોલ્યો : હે સંત મંડળી ! વ્યષ્ટિ અવિદ્યારૂપ, અથવા સમષ્ટિ અજ્ઞાન પ્રકૃતિ માયારૂપ મારી માતા છે અને સચ્ચિદાનંદ મનાદિકનો સાક્ષી બ્રહ્માત્મા મારો પિતા છે. એ બન્ને સ્રીપુરુષને શબલ બ્રહ્મ અને અવિદ્યાઉપહિતચૈતન્ય શાસ્રવેત્તા કહે છે. વિશિષ્ટથી શુદ્ધ ભિન્ન હોય છે. આ શાસ્રપ્રક્રિયાથી શુદ્ધ બ્રહ્મ અમારા પિતામહ છે અને આ નામરૂપ, સુખદુઃખાદિ બંધમોક્ષરૂપ પંચભૂતભૌતિકપ્રપંચ મારો પરિવાર છે. હું મારા પરિવાર સહિત પિતાની પાસે નથી રહેતો, નિજ માતા પાસવત્ છે, તેની પાસે જ રહુ છું. પિતાની પાસે રહેવાની મારી ઘણી મરજી પણ છે અને હું યત્ન પણ અનેક કરું છું, પરંતુ પિતાજી મને પાસે રાખતા નથી ! તે અસંગ, નિર્વિકાર નિર્વિકલ્પ છે. મારા માતાપિતાના માતાપિતા છે નહિ અને મારી માતાને મારા પિતા સ્પર્શ પણ નથી કરતા. તેથી પરિવાર સહિત મારી ઉત્પત્તિ અને મરણ આશ્ચર્યરૂપ છે તથા મારો પરિવાર નામરૂપ, સુખદુઃખાદિ, બંધમોક્ષરૂપ પંચભૂતભૌતિકરૂપ

જગતનું પણ જન્મમરણ આશ્ચર્યરૂપ છે; કારણ કે કોઈ નિમિત્તથી જ્યારે હું માતાની ગોદમાં પ્રિયાદિ વૃત્તિ દ્વારા બેસું છું, ત્યારે હું પરિવાર સહિત મરણવત્ મરી જાઉં છું, અર્થાત્ માતાની સાથે એકરૂપવત્ એકરૂપ થઈ જાઉં છું. પુનઃ કોઈ નિમિત્તથી માતાની ગોદની બહાર નીકળ્યા સમાન બહાર આવું છું, તો નિજ પરિવાર સહિત ઉત્પત્તિવત્ હું ઉત્પન્ન થાઉં છું. આ મારી દિનપ્રતિદિનની ક્રીડા સમુદ્રતરંગવત્ છે. હે સાધો! મારી સાથે તથા મારો આ નામરૂપ સુખદુઃખાદિ બંધમોક્ષરૂપ પ્રપંચ અને નિજ પરિવાર સહિત મારી માતા સાથે, મોહરૂપ સ્નેહ–પ્રીતિ મારા પિતા કરતા જ નથી, તેમ જ અપ્રીતિ પણ નથી કરતા; ન તો પરિવારસહિત મારી ઉત્પત્તિ અને મરણમાં હર્ષશોક કરે છે. કેવળ એક સમાન રહે છે. તાત્પર્ય કે પૌત્રાદિ સાથે અમે માતાપુત્રનાં કર્તવ્યોથી અસ્પર્શ છે–જેમ વાયુના વહેવા ન વહેવામા આકાશ એક સમાન છે. મારા પિતા મારી માતાને તથા અમારા સર્વ પરિવાર સહિત સર્વ ન્યૂનાધિક ભાવના વૃત્તાંતને જાણે છે અને અમે પિતાની સ્થિતિને કંઈ જાણતા પણ નથી, તેમ નથી કહી પણ શકતા. અમારી માતા પણ નથી જાણતી કે મારા પતિ કોણ છે? કેવું તેનુ રૂપ છે? તો અમે શું જાણીએ? અમે જડ હોવાથી અમારા પિતા અમારામાં જ રહે છે અને અમારું પાલન પણ કરે છે, તોપણ અમે નિજ પિતાને જાણી શકતા નથી. મોટું આશ્ચર્ય છે! મારી માતા પતિવ્રતધર્મવાળી છે અને અમારા પિતા સદૈવ બ્રહ્મચારી છે. તેથી જ અમારી ઉત્પત્તિ આશ્ચર્યરૂપ છે! પરિવાર સહિત હું પુત્રનો સ્વભાવ સર્વ પ્રકારે માતા ઉપર જ છે; પિતા ઉપર નહિ. પરંતુ મૂર્ખ, નિજ પરિવાર સહિત મને અને મારા પિતાને એકરૂપ જાણે છે તેથી જ દુઃખ પામે છે. વિવેકી એમ નથી જાણતા, તેથી સુખ પામે છે. હે મહાજનો! મારા પિતા તો અસંગ છે, પરંતુ મારી માતા પણ કોઈને સુખદુઃખ નથી આપતી. સુષુપ્તિમાં પ્રત્યક્ષ જોઈ લો, તેથી સર્વનાં સુખદુઃખનુ કારણ હું જ છું. નિજ પરિવાર સહિત હુ પિતાના ધનથી જીવન ચલાવું છું. પિતાના ધનથી જ આ સંસારરૂપ બગીચો મેં ઊભો કર્યો છે, પરંતુ પિતાને તેનો હર્ષશોક નથી. પિતા વિના અમો કશું કરી શકીએ તેમ નથી. દશે દિશામાં જ્યાં અમે જઈએ છીએ, ત્યા પિતા અમને આગળ કરે છે–જેમ વાયુ જ્યાં જાય ત્યાં આકાશ આગળ જ હોય છે! હે સાધો! જે મારા પિતાને અસ્તિ, ભાતિ, પ્રિય સર્વરૂપ જાણે છે, અથવા મનવાણી સહિત વાઙ્મનસગોચર નામરૂપ બુદ્ધિ આદિ

દશ્યનો ( અવાઙ્‌મનસગોચર, સર્વાધિષ્ઠાન, જગદ્વિશ્વસંપ્રકાશક, અવેદ્યત્વ, સદા અપરોક્ષ, સાક્ષી, સચ્ચિદ્‌ઘન, વિશુદ્ધાનંદ બ્રહ્માત્મા ) દ્રષ્ટાના નિજસ્વરૂપ જાણે છે, તે મારો પિતા છે. તેમાં માયા અને તત્કાર્ય અમે લોકોની ગતિ ( પ્રાપ્તિ ) નથી.

## રાજા પ્રિયવ્રત

(જેના રથના ચક્રથી સાત સમુદ્ર થઈ ગયાનું પ્રસિદ્ધ છે)

ત્યાં રાજા પ્રિયવ્રત તે સભામાં આવી કહેવા લાગ્યો : હે પ્રિયદર્શન સભા ! વ્રત નામ છે નિયમનું અને પ્રિય નામ છે આનંદનુ. જે વસ્તુ નિયમથી આનંદસ્વરૂપ હોય તેનુ નામ પ્રિયવ્રત. એવા મનાદિકના તથા સુખાદિકના સાક્ષી, પ્રત્યક્ બ્રહ્માત્મા રથી જે અવિદ્યારૂપ વા માયારૂપ રથની વૃત્તિરૂપ નેમી (નામી) અર્થાત્ નિયમ કરવાવાળો છે તેનુ નામ પ્રિયવ્રત છે. પૃથ્વી, અપ્, તેજ, વાયુ, આકાશાદિ પદાર્થો નો નિયમ અર્થાત્ સ્વભાવ જે રચાયો છે, તેનુ કોટિ ઉપાયથી પણ અન્યથા ન થવું, એ સંકલ્પવાળાનુ જ નામ નેમી છે. તે નેમી વૃત્તિ વડે સમુદ્રઉપલક્ષિત માયા અથવા અવિદ્યામા લીન સર્વ સમુદ્રાદિ જગતનો પ્રાદુર્ભાવ થયો છે, જેમ સુષુપ્તિમા લીન જગતનો જાગ્રત્ સ્વપ્નમાં પ્રાદુર્ભાવ થાય છે. જો એવું ન માને તો અનાદિ પક્ષમા તો ઉત્પત્તિનો પ્રકાર જ નથી બનતો. જો આદિ માનવામાં આવે તો શુ પ્રિયવ્રત જે મનુષ્યરાજા થયો તેનાથી પ્રથમ મનુ આદિ રાજાઓના વખતમા સમુદ્ર નહોતા ? એમ નથી. હતા જ; કારણ કે સમુદ્રાદિ જગતની ઉત્પત્તિનાં સહ પ્રકરણોમા તે મનુષ્યવ્યક્તિરૂપ રાજાથી થાય છે એવુ નથી લખ્યુ તેમ જ તેની યોગ્યતા પણ નથી–જીવની સામગ્રી અલ્પ હોવાથી. તેથી પ્રત્યક્ આત્મારૂપ પ્રિયવ્રતને પોતાનુ સ્વરૂપ જ જાણ્યો; તેથી અનેક અર્થવાદોની શાંતિ થશે, કારણ કે જે જે ચૈતન્યના નામ છે તે તે નામ મનુષ્યોના પણ ફર્યા કરે છે. નામની સમાનતાથી ભ્રમમા ન પડવું. દૃષ્ટાંત:

સહસ્રબાહુ એક પુરુષનુ નામ હતું. યુદ્ધાદિ કરવાની હજારો વિદ્યારૂપ ભુજાઓ તેને આવડતી હતી, તેથી તેનુ નામ સહસ્રબાહુ હતું. નહિ તો એક મનુષ્યવ્યક્તિમા હજાર ભુજાઓ બની શકતી નથી.

## પૃથુરાજ

એટલે પૃથુરાજે સભામાં આવીને કહ્યુ : હે નીતિજ્ઞ સભા ! અશુદ્ધ મનરૂપ વેણ રાજા છે. નીતિને છોડીને અધમપૂર્વક વિષયોમા પ્રવૃત્તિ

એ આ મનરૂપ વેણુની અન્યાયકારિતા છે. અસત્સંભાષણ આદિથી મૌન રહેનાર મૌની અને સદુપદેશને શ્રવણ કરી મનન કરનાર જે મુનિ, તેમનો (વિચારપૂર્વક) જે સમ્યક્ સત્સંગનો અભ્યાસ, તે જ મનરૂપ વેણુનું મથન છે. અથવા ઋષિનામ ઇંદ્રિયોનું છે. તેમનો સ્વસ્વ વિષયમાં સજ્જન લોકોની રીતિએ ધર્મપૂર્વક પ્રીતિનો અભ્યાસ તે પણ મથન છે. તેનાથી રજતમથી દબાયેલો નહિ એવો શુદ્ધ સત્વગુણરૂપ અથવા બોધરૂપ પૃથુરાજ પ્રાદુર્ભાવ પામે છે. તે વિચારરૂપ ધનુષ વડે અંતઃકરણરૂપ પૃથ્વીને રજતમરૂપ અથવા કામક્રોધાદિરૂપ અથવા નામરૂપાદિ પર્વતોને એક તરફ કરે છે. એટલે કે આત્મા-અનાત્માના વિચાર વડે આત્માને ત્રિકાલ અબાધ્ય સત્સ્વરૂપ સમ્યક્ જાણે છે અને અનાત્મારૂપ પર્વતોને આત્માથી ભિન્ન મિથ્યા, અથવા તેમનો અત્યંતાભાવ નિશ્ચય જાણે છે. તે ઉપરાંત સર્વ દોષોથી રહિત અંતઃકરણરૂપ પૃથિવી સત્સભાષણાદિ તથા મિત્રતાદિ ગુણરૂપ રત્નોને આપે છે. તથા સત્વગુણ વડે યુક્ત થઈ થઈ અંતઃકરણરૂપ પૃથિવીમાં ધર્મરૂપ વર્ષા વડે મુમુક્ષુઓના વ્યવહારોમાં સત્યત્વરૂપ અન્ન થાય છે. તેથી મુમુક્ષુ, સ્વરૂપમાં સંશય આદિ શત્રુઓથી રહિત નિષ્કર્તવ્યતારૂપ તખ્ત ઉપર બેસી નિરતિશય આનંદનો અનુભવ કરે છે તેથી જે મુમુક્ષુ બોધરૂપ પૃથુરાજને, મનરૂપી વેણુથી પૂર્વોક્ત અભ્યાસરૂપ મથન વડે ઉત્પન્ન કરશે, તે પરમાનંદને પ્રાપ્ત થશે.

## શબ્દાદિ વિષય

પછી શબ્દાદિ વિષય મનુષ્યમૂર્તિ ધારણ કરી સભામાં આવી બોલ્યા: હે પંચ પરમેશ્વરો! સર્વ લોક અમારામાં દોષનું આરોપણ કરે છે, કે આ વિષયો બંધનનું કારણ છે, પરંતુ પક્ષપાતરહિત થઈને યથાર્થ વિચાર કરી જુએ તો અમે કોઈના બંધનના કારણ નથી. સર્વ પોતે જ પોતાને બંધનમાં નાખે છે-વાનરવત્. કારણ કે આકાશાદિ પંચભૂતોના શબ્દાદિ પંચગુણરૂપ અમે પુત્ર છીએ. અથવા અમે શબ્દાદિ પંચસૂક્ષ્મભૂત છીએ. પ્રથમ પક્ષમાં, પંચજ્ઞાનેંદ્રિય, પંચકર્મેંદ્રિય, પંચપ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એ અમારા ભાઈઓ છે. બીજા પક્ષમાં સ્થૂળ ભૂતો સહિત આ અમારા પુત્રપૌત્રાદિ છે. અમે પોતાના ભાઈઓ સાથે અથવા પુત્રાદિ સાથે સ્વાભાવિક અથવા રાગદ્વેષથી પોતપોતામાં વ્યવહાર કરી રહ્યા છીએ. તેમાં અનુકૂળતા અથવા શબ્દાદિ સાથે અમારા ભાઈઓ અથવા નિજ પુત્ર મનાદિ અથવા શ્રોત્રંદ્રિયોને હર્ષ કે શોક હો વા ન હો. તાત્પર્ય કે અમે શબ્દાદિઓમાં અનુકૂળતા

પ્રતિકૂળતા અમારા ભાઈએ અથવા તો પુત્ર એટલે મને માની છે. શ્રોત્રાદિ ઇંદ્રિયોએ પણ માની નથી, અથવા તો મનની સાથે મળીને ઇંદ્રિયોએ પણ માની છે. તેમાં અમારા ભાઈઓ, પુત્ર, અમારી અનુકૂળતા–પ્રતિકૂળતાની પ્રાપ્તિ–નિવૃત્તિ માટે અનેક યત્ન કરે અથવા ન કરે. અમે તેમના ઉપાયને માનીએ અથવા ન માનીએ. અમારાં માતાપિતા શબલ બ્રહ્મ( અવિદ્યા, અંતઃકરણવિશિષ્ટ ચેતન )ને અમારા પુત્રપૌત્રાદિના કર્તવ્યમાં હર્ષશોક હો કે ન હો, અથવા અમે તેમનુ કહેવું માનીએ અથવા ન માનીએ, તે કામોનો હર્ષશોક અમને હો કે ન હો; પરંતુ પૂર્વોક્ત અમે લોકોના સાક્ષી આત્મા, ત્રીજાને અમારી વચમાં પડવાનુ શું પ્રયોજન છે ? આ મનાદિકના સાક્ષી આત્મા તો સ્વમહિમામાં રહો ! અમે અમારા ઘરમાં નિજ સંસ્કારાનુસાર જે હશે તે ભોગવીશું ! પરંતુ જો આ આત્મા, અમ લોકોના વ્યવહારોને પોતાના ધર્મરૂપ માની દુઃખી–સુખી થાય તો તેમાં અમારો શો અપરાધ ?

## આત્માને વિહાર કરવાનાં સ્થાન

આ પ્રત્યક્ આત્માએ અમને લોકોને પોતાની ક્રીડાવાસ્તે બનાવ્યાં છે. અમે સર્વ આ આત્માને રમવાનાં રમકડાં છીએ, કાંઈ વિરોધી નથી. પછી અમારાથી દુઃખ માનવાની કોઈને શી મતલબ છે ? હજી પણ અમને ખેલવાનાં સાધન જ જાણવા જોઈએ. સાથે બેસીને જમ્યા પછી જાતિ પૂછવી એ નાદાનીનુ કામ છે ! શબ્દાદિ અમ વિષયો વડે જ આ સાક્ષી આત્માને રમવાનો આ નામરૂપસંસાર-બગીચો શોભી રહ્યો છે ! જો બગીચામાં વૃક્ષ સમાન અમે જ ન હોઈએ, તો પછી સંસાર કયાં છે ? અમારા વડે તો સંસાર છે !

## શબ્દાદિ વિષયને કેવી રીતે ગ્રહણ કરવાથી સુખી થવાય છે

શ્રોત્રાદિ ઇંદ્રિયો વડે શબ્દાદિ વિષય ગ્રહણ બેશક કરો, તેમાં કોઈ દોષ નથી. પરંતુ જુલમથી અસજ્જન પુરુષો સમાન ન ગ્રહણ કરો. અમે આ જીવોના આનંદ માટે જ ઉત્પન્ન થયા છીએ, દુઃખને માટે નહિ. ન્યાયપૂર્વક શ્રોત્રાદિ ઇંદ્રિયો વડે શબ્દાદિ વિષયરૂપ અમને ગ્રહણ કરનાર પુરુષને રાજદંડ કે અપયશ મળ્યો જોયો નથી. દૃષ્ટ કલ્પનાને અનુસાર જ અદૃષ્ટ કલ્પના પણ થાય છે; અન્યથા નહિ. જે જે કામમાં અહીં દંડ અને અપયશ મળે છે, તે તે કામોથી જ પરલોકમાં પણ દંડ અને અપયશ મળતો હશે. શબ્દાદિ વિષયોને ગ્રહણ કરવા એ શ્રોત્રાદિ

ઇંદ્રિયોનો સ્વાભાવિક ધર્મ છે. ધર્મી હોવા છતા ધર્મનું નિવારણ નથી થતું એ ઈશ્વરી નિયમ છે. જો સ્વાભાવિક ધર્મનુ નિવારણ કોઈ ઉપાયથી થાય તો જગદાધ્યપ્રસગ આવી જશે. પછી અમને જે ખોટા અને પોતાના બધનના કારણરૂપ માને તેને સોગન છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધાદિ અમે વિષયોને ભલે ન ગ્રહણ કરે. અમે તેમને આમંત્રણ નથી મોકલતા. અમારી નિંદા પણ કરે છે, અમારું ગ્રહણ પણ કરે છે. તે લોકો વાંકું બોલનારા છે. અમારા વિના બ્રહ્માથી લઈને કીડી પર્યંત કોઈના પણ વ્યવહાર સિદ્ધ થતા નથી. જે અભિમાન કરતો હોય કે વિષય શું છે, તે અમારાથી રહિત થઈને જોઈ લે !

હે સાધો ! શબ્દાદિ અમો વિષયોને જ્ઞાની–અજ્ઞાની કોઈનો પક્ષપાત નથી. જે શ્રોત્રાદિ ઇંદ્રિયો વડે અમારુ ગ્રહણ કરશે, તેને અમારું સ્વરૂપ જેવુ છે તેવો અનુભવ કરવો જ પડશે. શબ્દાદિ વિષય તેને દુઃખ નથી આપતા. તેનાં અનાચારી કર્મો જ તેને દુઃખ આપે છે. જો શબ્દાદિ વિષય સહ શ્રોત્રાદિ ઇંદ્રિયોના સંબધજન્ય દુઃખનું જનક પાપ જ થતું હોય, તો કોઈને પણ સુખ થવું ન જોઈએ; કારણ એ વાર્તા અનિવાર્ય છે. જેનું સુષુપ્તિકાળ વિના ત્રણે કાળમાં કોઈ પણ સાધનથી નિવારણ ન થતું હોય તેને ભોગવવાથી પાપ થતું નથી. એમના વિના શરીર જ રહેતું નથી તો પાપ શી રીતે થશે ? નહિ જ થાય.

## પંચ વિષયોથી દુઃખ કેમ અને ક્યારે થાય છે ?

સ્વવર્ણાશ્રમ અનુસાર યથાયોગ્ય ધર્મપૂર્વક શબ્દાદિ વિષયોમાં શ્રોત્રાદિ ઇંદ્રિયોની પ્રવૃત્તિરૂપ કાયદાને છોડી ગેરકાયદાથી ચાલશે તો દુઃખજનક પાપ થશે, અન્યથા નહિ. હે સાધો ! આ પાપપુણ્ય, હર્ષશોક, સુખદુઃખ, બધમોક્ષાદિની પચાત માયા અને તત્કાર્ય અમે લોક અસત, જડ, દુઃખરૂપ જે દશ્યકોટિમા વર્તવાવાળા છીએ, તેમની છે. દશ્યરૂપ અમારો દ્રષ્ટા, જે દેશકાલવસ્તુભેદરહિત, સત, ચિદ્, આનંદરૂપ પ્રત્યક્ આત્મા છે, તે અસગ હોવાથી તેને પૂર્વોક્ત પચાત હોય નહિ. અર્થાત્ કાર્યકારણરૂપ અનાત્માના ધર્મ આત્મામા ન માનવા જોઈએ. આત્મા–અનાત્માનુ સમ્યક્ દર્શન જ કર્તવ્ય છે. અસમ્યક્ દર્શન એ જ અજ્ઞાન છે. શારીરિક ધર્મો તો જ્ઞાની–અજ્ઞાનીના તુલ્ય જ છે, કેવળ સંકલ્પનો ભેદ છે.

## વામન ભગવાન

વામન ભગવાન આવીને બોલ્યાઃ હે શાંતિદાતા સભા! નિશ્ચય વડે અથવા પ્રસિદ્ધ જે અમન વસ્તુ છે તેનું નામ વામન છે. તે મનરહિત મનાદિકનો દ્રષ્ટા પ્રત્યક્ આત્મા છે. કાર્ય સહિત મૂલાજ્ઞાનરૂપ કશ્યપની પરંપરાસંતતિ સત્ત્વગુણ, અને ન્યૂનાધિક રજતમગુણવિશિષ્ટ તુલાજ્ઞાનરૂપ બલિરાજા જાણવા. यज्ञो वै विष्णुः યજ્ઞ નામ વિષ્ણુનું છે. વિશ્પ્રવેશને પૂર્ણ એ રીતે વિષ્ણુનામ પૂર્ણ વસ્તુનું છે. જે પૂર્ણ વસ્તુ છે તે જ આનંદરૂપ વસ્તુ છે. જે આનંદરૂપ વસ્તુ છે તે સત્ય તથા જ્ઞાનસ્વરૂપ વસ્તુ છે. જે સત્ય, જ્ઞાનસ્વરૂપ વસ્તુ છે તે જ આનંદરૂપ વસ્તુ છે તેથી પૂર્વોક્ત બલિરાજા, અસત્, જડ, દુઃખરૂપ અનાત્મારૂપ છે પણ ખરો; પરંતુ કાર્યાધ્યાસ[1]ના બળથી અથવા ચિદાત્મઅધ્યાસના બળથી પોતાને વિષે સત્, ચિદ્, આનંદ આત્મારૂપ પૂર્ણત્વની પ્રતીતિરૂપ યજ્ઞ કરે છે. એ બલિ કેવો છે! ત્રણ શરીરાદિ ત્રિક્ અર્થાત્ ત્રિપુટિરૂપ ત્રિલોકીનો બ્રહ્માત્મા, અપરોક્ષ જ્ઞાનવાન, પુરુષરૂપ. વૈકુંઠદેશ છોડી રાજ્ય કરે છે અને શુદ્ધ અંતઃકરણરૂપ સ્વર્ગમાં શુદ્ધ સત્ત્વગુણરૂપ મુમુક્ષુ અથવા વિવેકરૂપ મુમુક્ષુ ઇંદ્ર વિચાર કરે છે કે પંચજ્ઞાનેંદ્રિય (૫), પંચકર્મેંદ્રિય (૫), પંચપ્રાણ (૫), મનબુદ્ધિ (૨), પંચમહાભૂત (૫), દેશ અને કાલ (૨) એ ચોવીસ ભાવરૂપ કાર્યપદાર્થ છે અને એક અભાવ પદાર્થ છે, તે સર્વ મળીને પચીસ થયા; અથવા તો કામક્રોધાદિ પચીસ પ્રકૃતિરૂપ પદાર્થ જાણવા, વેદાંતોક્ત વા સાંખ્યોક્ત પચીસ (૨૫) તત્ત્વરૂપ પદાર્થ જાણવા. તેમ જ પચીસ (૨૫) તેના દેવતા; (૨૫) પચીસ તેના વિષય; પચીસ (૨૫) તેની વૃત્તિ; એ સર્વ મળી શત પદાર્થ અસત્, જડ, દુઃખરૂપ અનાત્મારૂપ છે; તેમાં જ્યારે ક્રમથી સત્, ચિદ્, આનંદ, આત્મબુદ્ધિરૂપ પૂર્વોક્ત અજ્ઞાનરૂપ બલિરાજાનો પૂર્વોક્ત યજ્ઞ પૂર્ણ થશે, ત્યારે શુદ્ધ અંતઃકરણરૂપ સ્વર્ગમાં પણ તેનું રાજ્ય થશે. તાત્પર્ય કે દૃઢ અધ્યાસ થઈ જશે ત્યારે અમારો તિરોભાવ થઈ અમે જન્માંતરને પ્રાપ્ત કરીશું; તેથી પૂર્વોક્ત અજ્ઞાનરૂપ બલિરાજાનો યજ્ઞભંગ કરો અર્થાત્ દેહાધ્યાસ છોડી આત્માને સચ્ચિદાનંદ સમ્યક નિજરૂપ જાણીશું, ત્યારે સત્સંભાપણાદિ દેવતાઓ સહિત અંતઃકરણરૂપ સ્વર્ગમાં અમે સુખી થઈશું. આ કાર્ય બ્રહ્મનિષ્ઠ ગુરુરૂપ વિષ્ણુ વિના અન્યથી નહિ થાય, એમ વિચાર કરીને

૧ પોતાને અનાત્મરૂપ માનવાનો ભ્રમ તે કારણાધ્યાસ. એમાંથી છૂટવાના પ્રયત્નોની પરંપરા તે કાર્યાધ્યાસ.

મુમુક્ષુરૂપ ઇંદ્ર સત્સંભાપણુ આદિ દેવતાઓ સહિત વિષ્ણુરૂપ ગુરુની પાસે શાસ્ત્રરીતિ અનુસાર જઈને પ્રાર્થના કરીને કહે છેઃ હે ભગવન્! અજ્ઞાનરૂપ બલિએ સત્સંભાપણાદિ દેવતાઓ સહિત મને અંતઃકરણરૂપ સ્વર્ગમાથી કાઢવાની ઇચ્છા કરીને પૂર્વોક્ત શતયજ્ઞની પૂર્ણાહુતિમા દઢ પ્રવૃત્તિ કરી છે. અમારા રક્ષક આપ જ છો. અન્ય કોઈ નથી. કારણ કે શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ગુરુરૂપ વિષ્ણુ જ અજ્ઞાનરૂપ તમને જ્ઞાનરૂપ દીપક વડે દૂર કરી શકે છે, અન્ય નહિ–ઇત્યાદિ પ્રશ્ન સાભળીને ગુરુરૂપ વિષ્ણુ બ્રહ્મવિદ્યાના મુમુક્ષુરૂપ ઇંદ્રને ઉપદેશ કરે છે; હે દેવતા! તત્પદના લક્ષ્યાર્થરૂપ સત્, ચિદ્, આનંદ લક્ષણોવાળો હુ બ્રહ્મ તમારા અંતઃકરણદેશમા, ત્વંપદનો લક્ષ્યાર્થ મનાદિકના સાક્ષીરૂપે સ્થિત છું. તત્પદ અને ત્વંપદના વાચ્યાર્થ અજ્ઞાન અને તત્કાર્યને અસત્, જડ, દુઃખરૂપ અનાત્મા જાણો, ઇત્યાદિ ગુરુરૂપ વિષ્ણુના ઉપદેશથી ઇંદ્રરૂપ મુમુક્ષુને ઉત્પન્ન થયેલી, બ્રહ્માત્માને વિષય કરવાવાળી અંતઃકરણની પરમવૃત્તિ અને તે વૃત્તિઆરૂઢ ચૈતન્ય એ બંનેનુ મળેલુ સ્વરૂપબોધરૂપ વામન અવતાર છે. જેમ મહાકાશના અવતારરૂપ ઘટાકાશ હોય છે, તે પ્રમાણે. એ બોધરૂપ વામન તુલાઅજ્ઞાનરૂપ બલિ પાસે જઈ, ત્રણ પગલા પૃથિવીનુ દાન માગે છે. તાત્પર્ય કે ત્રણ પગલારૂપ સત્ત્વ, રજ, તમ–ત્રિગુણાત્મકરૂપ અજ્ઞાન તત્કાર્ય જગત્ એ અજ્ઞાન અને તત્કાર્યને અસત્, જડ, દુખરૂપ સમ્યક્ જાણવું અર્થાત્ તેના મિથ્યાત્વનો નિશ્ચય અથવા અભાવનિશ્ચય જાણવો એ ત્રણ પગલાનું માપ છે. હુ સત્, ચિદ્, આનંદસ્વરૂપ આત્મા, અજ્ઞાન અને તત્કાર્ય બ્રહ્માંડરૂપી કાર્યનો સાક્ષી છુ, એ જ બ્રહ્માડને ભેદવા બરાબર છે, કારણ આત્મા અજ્ઞાન, તત્કાર્ય બ્રહ્માડનો સાક્ષી હોવાથી બ્રહ્માડથી બાહિર છે. તેના દઢ નિશ્ચયરૂપ પાદથી જીવન્મુક્તિરૂપ ગંગા ઉત્પન્ન થાય છે. તેમાં મુમુક્ષુ સ્નાન કરી પવિત્ર થાય છે. તાત્પર્ય કે ઉપદેશથી સદ્ગતિરૂપ પવિત્રતાને પ્રાપ્ત થાય છે.

### શ્રોત્રાદિ ઇંદ્રિય

એટલામાં શ્રોત્રમનાદિ ઇંદ્રિયો મનુષ્યમૂર્તિ ધારણ કરી આવીને બોલી: હે ઇંદ્રિયજયપૂર્વક આત્મદર્શીઓ! શબ્દાદિ વિષયોને જ અમે શ્રોત્રાદિ ઇંદ્રિયો ગ્રહણ કરી શકીએ છીએ. શબ્દાદિકથી ભિન્ન શબ્દાદિકના સાક્ષી પ્રત્યક્ આત્માને અમે ગ્રહણ કરી શકતા નથી, કારણ કે શબ્દાદિ આકાશાદિ પંચભૂતોના ગુણ અર્થાત્ પુત્ર છે અને અમે શ્રોત્રાદિ ઇંદ્રિયો પણ પૃથિવી આદિ ભૂતોના કાર્ય અર્થાત્ પુત્ર છીએ.

તેથી એમનો ને અમારો પરસ્પરમાં સંબંધ છે. તેથી જ અમારો ને એમનો હમેશાં (સુષુપ્તિ વિના) સંયોગ બન્યો રહે છે. શબ્દાદિની અનુકૂળતા-પ્રતિકૂળતાથી અમારા ભાઈ મનને હર્ષશોક થાય છે. અમે શ્રોત્રાદિ ઇંદ્રિયોને પણ થતો નથી; તો પછી અમારા સાક્ષી આત્માને હર્ષશોક કયાંથી થશે? જો આત્મા અમારા ધર્મોને પોતાના ધર્મ માને તો તેનામાં ભ્રાંતિ સિદ્ધ થશે. અમારો મોટો ભાઈ, અંતઃકરણરૂપ મન પણ જાતિ, ગુણ, ક્રિયાવાન્, સંબંધવાન્ માયા અને તત્કાર્યરૂપ પદાર્થોના જ શોભન-અશોભનના ચિંતનપૂર્વક હર્ષશોક કરે છે. મનાદિકના સાક્ષી આત્માનું તો વૃત્તિરૂપ મનાદિ ચિંતન જ નથી કરી શકતાં; કારણ કે ચિંતનનો પણ આત્મા તો સાક્ષી છે. જો શબ્દાદિ વિષયરૂપ, તથા સંકલ્પાદિ અથવા જાતિ, ગુણ, ક્રિયા, સંબંધાદિ પદાર્થરૂપ આત્મા હોય તો આત્મા અમારા વિષયરૂપ થાય. તે તો શબ્દાદિ વિષયરૂપ આત્મા નથી. તેથી અમારા વિષયરૂપ પણ આત્મા નથી. અમે લોકો તો શબ્દાદિ વિષયને વિષયરૂપ કરી ચરિતાર્થ (સફળ) કરીએ છીએ. તેથી આગળ (અમારી ગતિ નથી) અમે અંધ છીએ. વિધિપક્ષથી જોઈએ તો ચક્ષુ આદિ ઇંદ્રિયોના વિષય સુવર્ણ, સાકર, મૃત્તિકા, તંતુ, સ્વપ્ન દેશ, જળ, પંચભૂતાદિ છે. ભૂષણ, રમકડાં, ઘટપટ, સ્વપ્નપદાર્થ, તરંગ, મૌક્તિકાદિ પદાર્થ નથી. કલ્પિતની સત્તા તથા કાર્યની સત્તા, અધિષ્ઠાનની સત્તાથી અને ઉપાદાનકારણની સત્તાથી ભિન્ન હોતી નથી. તેથી સર્વ નામરૂપ માયા અને તત્કાર્ય, અસત, જડ, દુઃખરૂપ, જગત, સત, ચિદ્, આનંદરૂપ આત્માધિષ્ઠાન વિષે કલ્પિત હોવાથી સર્વ પ્રકારે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા જ શ્રોત્રમનાદિ ઇંદ્રિયોનો વિષય છે. કલ્પિત નામરૂપ પદાર્થ અમે લોકોના વિષય નથી, અને કર્મેંદ્રિય તથા પ્રાણ અમારા ભાઈઓ, તેમનામાં તો જ્ઞાનશક્તિ છે નહિ. કેવળ વાક્ઉચ્ચારણ, લેણદેણ, ગમનાગમન, મળમૂત્રનો ત્યાગ, એટલા વ્યવહારમાં તે કરે છે અને પ્રાણાદિ, અન્નપાનાદિ વ્યવહાર કરે છે, એટલી જ ક્રિયામાત્રથી અમે ચરિતાર્થ છીએ, તેથી સાક્ષી આત્મા અવાઙ્મનસગોચર છે.

## ભૈરવ

ત્યાં ભૈરવ આવી બોલ્યા : હે અભયદાયક સભા! જેનાથી ભયથી ઇંદ્ર સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ, યમાદિ ચાલે છે, અર્થાત્ પોતપોતાનાં વ્યવહારમાં નિયમપૂર્વક પ્રવૃત્તિનિવૃત્તિ કરે છે (સૂર્યચંદ્રાદિના ગ્રહણથી ચક્ષુમનાદિ ઇંદ્રિયોનું પણ ગ્રહણ કરવું) તેવો ભૈરવ બ્રહ્માત્મા છે. વિચારી જોઈએ તો અભયભાવ [illegible] થીમાં નથી હોતો, તેમ જ ચૈતન્યમાં

પણ ભય આપવાનું બનતું નથી. જેમ આકાશ ચાર ભૂત અને ભૌતિક પદાર્થોને અવકાશ આપે છે, તે રીતે બ્રહ્માત્મા સર્વ નામરૂપ માયા અને તત્કાર્ય આ પ્રપંચને અભયદાન દે છે અર્થાત્ સિદ્ધ કરે છે. ચૈતન્યપૂર્વક જડ પદાર્થના ન્યૂનાધિક વ્યવહારને ચલાવવાનો તે જેવો સંકેત રચે છે તેવા જ તે ચાલે છે. બુદ્ધિ વિના ચૈતન્ય પુરુષ પણ કંઈ કરી શકતો નથી એ સર્વને અનુભવસિદ્ધ છે. સંકેતને તોડવો ન તોડવો તથા ભય–અભય જડ પદાર્થ જાણતા જ નથી. ચૈતન્ય પુરુષ જ સંકેતને, તેના તોડવા–ન તોડવાને તથા તેના ન્યૂનાધિક થવા–ન થવાથી ભય-અભયને જાણે છે અને ચૈતન્યથી ભિન્ન સર્વ જડ છે.

અનાદિ પક્ષમાં તો જગતકર્તા ઈશ્વર છે જ નહિ, તેમાં તો ઈશ્વરના ભયથી સૂર્યાદિ ચાલે છે એ વાત જ બનતી નથી. જગતના અવાંતર અનેક પ્રકારના દ્રવ્યગુણસંયોગથી પુરુષોની બનાવટ થઈ શકે છે. ઉત્પત્તિ તો આદિ પક્ષમાં જ થાય છે, પરંતુ આદિઅનાદિનું કંઈ જણાતું જ નથી.

## આદિ–અનાદિ પક્ષ

મનુષ્યોનાં બનાવેલાં શાસ્ત્ર દ્વારા જ જગતને આદિ–અનાદિ આદિ વ્યવહાર કહેવો પડે છે. જીવતાએ શાસ્ત્ર બનાવ્યાં છે, મૃતકનાં બનાવેલાં નથી. શી ખબર શી તદબીર છે! પ્રત્યક્ષ દૃષ્ટાંત તો રેલ, તાર વગેરે અનેક જડ પદાર્થો અનેક પ્રકારના પ્રજાના વ્યવહારની સિદ્ધિને માટે ચૈતન્ય પુરુષે જ સંકેત કરી સ્થાપ્યા છે. રેલ વગેરે પદાર્થોને ભય–અભય કશું નથી; તેથી ભય શબ્દનો અર્થ સંકેત કરવો. તાત્પર્ય કે ચૈતન્ય પુરુષે જડ પદાર્થોનો જે રીતનો સંકેત બાંધેલો છે, તે રીતે જ તે સર્વ ચાલે છે, અન્યથા નહિ. તે સંકેત ચૈતન્યપુરુષ જ છે. ચાહે તે ઈશ્વર હો, કે જીવ હો; ચાહે આત્મા હો, ચાહે ખુદા હો. નામાંતરનો ભેદ બેશક હોય, પરંતુ ચૈતન્યપુરુષમાં ભેદ નથી.

## હિમાચલ પર્વત

પછી હિમવાળા પર્વતોનો કોઈ મનુષ્ય રાજા હતો, તેનું નામ હિમાલય પર્વત હતું. તે આવીને બોલ્યો: હે એકાગ્ર ચિત્તવાન સભા! ગુરુનું શરીર હિમાલય પર્વત છે, અને જિજ્ઞાસુનું શરીર તેની સ્ત્રી મૈના જાણો. તેમના આત્માનાત્માના પરસ્પર વિચારરૂપ મૈથુનથી બ્રહ્માકારા વૃત્તિરૂપ પાર્વતી ઉત્પન્ન થાય છે, અને મૈત્ર્યાદિ વૃત્તિઓ તેની સખીઓ હોય છે. તે પ્રત્યક્ અભિન્ન બ્રહ્માત્મારૂપ મહાદેવનો તથા પૂર્વોક્ત પાર્વતીનો, અજ્ઞાન તત્કાર્ય અનર્થની નિવૃત્તિ અને નિરતિશય

પરમ આનંદની પ્રાપ્તિરૂપ વિવાહ કરે છે. તેમાં यत्र यत्र मनो याति तत्र-तत्र समाधयः એ જ અર્થ જિજ્ઞાસુઓને ઉપાદેય છે; નહિ તો બહારની કથાનો મુમુક્ષુઓને કાંઈ ઉપયોગ નથી. મનુષ્યોના વ્યવહાર જડ પર્વત સાથે હોતા નથી.

### મચ્છ-કચ્છ

તે જ પ્રમાણે મચ્છ-કચ્છ સંજ્ઞાવાળા સમુદ્રતીરે મનુષ્યયોનિમાં વિષ્ણુના અવતાર થયા છે. અથવા તેના રાજાઓનાં મચ્છ-કચ્છ નામ હતાં. તે મચ્છ-કચ્છ પૂર્વોક્ત સભામાં બોલ્યા : જળજંતુ મનુષ્યવત્ બોલી શકતાં નથી.

### ધ્રુવ

એટલે ધ્રુવ બોલ્યા : હે સાધો ! જીવરૂપ સ્વાયંભુવ મનુના કુલ વિષે મનરૂપ ઉત્તાનપાદ જાણવો. તેની રાજસ તામસ-વૃત્તિરૂપ પ્રવૃત્તિ તથા સાત્વિકી વૃત્તિરૂપ નિવૃત્તિ બે સ્ત્રીઓ છે. તે નિવૃત્તિરૂપ સ્ત્રીથી પૂર્વના પુણ્યના વશ, સર્વ વૈરાગ્યાદિ દૈવી ગુણોસંયુક્ત, મુમુક્ષુતારૂપ વ્યવસાય, દૃઢ સાત્વિકી વૃત્તિરૂપ નિશ્ચય ઉત્પન્ન થાય છે, તે જ ધ્રુવ જાણવો. પ્રવૃત્તિવૃત્તિરૂપ સ્ત્રી મનરૂપ ઉત્તાનપાદ રાજાને અતિ પ્રિય હોવાથી સદા સન્મુખ રહે છે; નિવૃત્તિ નથી રહેતી; એ સર્વને અનુભવસિદ્ધ છે. તેમ જ પ્રવૃત્તિ-નિવૃત્તિનો વિરોધ પણ સર્વને અનુભવસિદ્ધ છે. તજ્જન્ય પ્રજાનો વિરોધ પણ સર્વને અનુભવસિદ્ધ છે. કદાચિત્ જ્યારે નિવૃત્તિનો પુત્ર દૃઢ સાત્વિક નિશ્ચયરૂપ ધ્રુવ પ્રવૃત્તિરૂપ સ્ત્રીની સન્મુખ જાય છે, ત્યારે પ્રવૃત્તિ પોતાનાં બાળબચ્ચાંને મુમુક્ષુતારૂપ દૃઢ સાત્વિક નિશ્ચયરૂપ ધ્રુવને અનિષ્ટ જાણી તેનો તિરસ્કાર કરે છે. તાત્પર્ય કે, રાજસ-તામસ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત જે પુરુષ છે, તેને જે વૈરાગ્યાદિ સહિત મુમુક્ષુ પુરુષ છે તેની સાથે સંબંધનુ બનતું નથી. એનું જ નામ તિરસ્કાર છે. કદાચિત્ જો વૈરાગ્યવાન મુમુક્ષુ પુરુષ કોઈ અદષ્ટવશાત્ પ્રવૃત્તિ કરે છે, તો તે રાજસ વ્યવહારથી અવશ્ય દુઃખી થાય છે. પરંતુ નિજ પૂર્વ પુણ્યોના કારણથી અથવા ઈશ્વરના અનુગ્રહથી કલ્યાણકારી પુરુષ પુનઃ નિવૃત્તિરૂપ બ્રહ્મવિદ્યાસ્ત્રીને જ પ્રાપ્ત થાય છે. તે બ્રહ્મવિદ્યારૂપ માતા મુમુક્ષુઓને ઉપદેશ કરે છે: હે મુમુક્ષુ જનો ! જો તમારે પ્રવૃત્તિજન્ય વિષયસુખ જ ભોગવવું હોય તો પ્રવૃત્તિના ઉદરમાં અર્થાત્ તેની મધ્યમાં રહો; બ્રહ્માનંદ, સમ્યક્ વિચારરૂપ નિવૃત્તિરૂપ સ્ત્રીમાં છે. આગળ જે ઇચ્છા હોય તે કરો. તેથી પૂર્વોક્ત ધ્રુવરૂપ મુમુક્ષુ બ્રહ્મવિદ્યા-

રૂપ માતાના ઉપદેશથી ચિત્તની એકાગ્રતારૂપ તપ કરે છે એટલે કે ચિત્તની વૃત્તિ અને પ્રાણોને સર્વ તરફથી ખેંચી એક અગુષ્ઠમા ધારણ કરે છે. તે વખતે સકામ મનરૂપ ઇન્દ્ર સજ્જનોની નીતિથી અધિક શબ્દાદિ વિષયોને ગ્રહણ કરવાવાળો છે, તેને ઇન્દ્રિયરૂપ દેવતાઓ સહિત આ શરીરરૂપ સ્વર્ગ જ વિષયસુખ ભોગવવાનુ સ્થાન છે જ્યારે મુમુક્ષુ ચિત્તની એકાગ્રતાદિ તપનુ સાધન કરી આત્મજ્ઞાન સપાદન કરશે, ત્યારે પુન દેહધારણનો અભાવ થશે, તેથી કરીને પૂર્વોક્ત મનરૂપ ઇન્દ્રનો તથા કામાદિ આસુરી સપત્તિ સહિત દેવતાસમાજનો પણ મનુષ્ય દેહરૂપ સ્વર્ગમા અભાવ થશે, (તે હેતુથી) પોતાના ઇષ્ટની રક્ષાના હેતુથી પૂર્વોક્ત મનઇન્દ્રિયરૂપ દેવતા સહિત મુમુક્ષુરૂપ ધ્રુવને વિઘ્ન કરે છે જો એવુ ન માને તો ઇન્દ્રનુ શાસ્ત્રમા નિયત આયુષ અબાધિત લખેલુ છે તથા ઇન્દ્રને સર્વજ્ઞ કહેલો છે પછી જો કોઈના ઉગ્ર તપથી ઇન્દ્ર પોતાના પદથી ખસે, તો ઇન્દ્રનુ નિયત આયુષ કથન કરવાવાળા શાસ્ત્ર વ્યર્થ થઈ જશે, તેથી પૂર્વોક્ત વ્યવસ્થા જ બરાબર છે

## હનુમાન

એટલામા હનુમાન આવીને બોલ્યા હે સતો! પડ્ વસ્તુ અનાદિ છે તે પક્ષમા જીવ–ઈશ્વર બને ભાઈ છે રામ ઈશ્વર છે અને લક્ષ્મણ જીવરૂપ મુમુક્ષુ છે મનઇન્દ્રિયરૂપ ઇન્દ્રદેવતાને જીતવાવાળા ઇન્દ્રજિતરૂપ ગુરુએ જ્ઞાનરૂપ શક્તિ મારવાથી મુમુક્ષુરૂપ લક્ષ્મણને મૂર્ચ્છા થાય છે (આવરણવિશિષ્ટ અજ્ઞાનાશના નાશનું નામ મૂર્ચ્છા છે) ત્યારે વિક્ષેપવિશિષ્ટ અજ્ઞાનાશરૂપ હનુમાને શરીરરૂપ પર્વતથી પ્રારબ્ધરૂપ સજીવન બુટી વડે તથા રામરૂપ ઈશ્વરની કૃપા વડે, નિજ સ્વરૂપથી ભિન્ન સર્વ નામરૂપ જગતનો મિથ્યાત્વનિશ્ચય અથવા અભાવનિશ્ચય કરી તેને બાધિત કરી, અર્થાત સસારની પ્રતીતિપૂર્વક જે જીવન્મુક્તિ તે જ મૂર્ચ્છાની નિવૃત્તિ છે

हु इति प्रसिद्ध नू इति वितर्के, એટલે જે માન્ય કરવા યોગ્ય હોય, અથવા માયા, તત્કાર્ય હુ નથી અને આ મારુ નથી પરતુ હુ એનો દ્રષ્ટા છુ એ નિશ્ચયવાન, તે હનુમાન, તે તો મનઇન્દ્રિયાદિ જડ પદાર્થો કરતા પ્રત્યક આત્મા જ ચૈતન્ય હોવાથી માન્ય કરવા યોગ્ય છે, તેથી પ્રત્યક્ આત્માને જ હનુમાન કહે છે તેથી કરીને હે અધિકારી જનો! હુ પ્રત્યક્ આત્મા હનુમાનને જ પોતાનું રૂપ જાણો, જેથી જન્મ મરણથી રહિત જીવન્મુક્ત થઈ મારા સમાન વિચરશો

ઇતિ પક્ષપાતરહિત અનુભવપ્રકાશનો સપ્તમ સર્ગ

## આઠમો સર્ગ

### કારણદેવ તથા કાર્યદેવના પરસ્પર સંવાદ દ્વારા વ્યવહાર તથા પરમાર્થનિરૂપણ

કારણદેવના પુત્ર કાર્યદેવે નાની વયમાં જ ગુરુને ઘેર જઈ વેદાદિ વિદ્યા વગેરે સર્વ શીખી હતી. પોતાના ગૃહે આવી તેમણે માતાપિતાનું શાસ્ત્રરીતિ પ્રમાણે પૂજન કર્યું, પણ નિત્ય નૈમિત્તિક આદિ કર્મ ન કરતાં તે મૌન ધરી રહ્યો. પિતા પુત્રની આ અવસ્થા જોઈને બોલ્યાઃ હે પુત્ર! તું કર્મોનું પાલન કેમ નથી કરતો? તાત્પર્ય કે કાયિક, વાચિક, માનસિક કર્મ કરવું તેનું નામ કર્મ છે અને તે કર્મ નહિ કરવાથી શરીર નષ્ટ થશે.

પુત્ર કહેઃ હે પિતા! વેદમાં કહ્યું છે, કે કર્મો વડે જ બંધન થાય છે, તેથી મોક્ષપ્રાપ્તિના પ્રયત્ન કરનાર મુમુક્ષુ પુરુષ કર્મ નથી કરતા. ન કર્મથી મોક્ષ થાય છે, ન ધનથી, ન પુત્રથી; કેવળ કાર્યકારણરૂપ આ સંઘાતરૂપ અહંકારનો ત્યાગ કરવાથી જ મોક્ષ થાય છે. આ ને આવાં અનેક વાક્ય છે. વળી વેદમાં એ પણ કહ્યું છે કે 'ઉપનયન અથવા વિવાહ ઉપરાંત જેટલા દિવસ જીવે તેટલા દિવસ સુધી અગ્નિહોત્ર કર્મ કરતાં જીવવાની ઇચ્છા કરે.' આ ને આવાં અનેક વાક્ય વેદમાં જોવામાં આવે છે. તો આ બન્નેની વચમાં મારે શું કરવું? સારાંશ કે કર્મ એટલે કરવું તે. કાયિક, વાચિક, માનસિક કર્મ કરવાથી જ ધર્મ, અર્થ, કામ, મોક્ષ અર્થાત્ સુખની પ્રાપ્તિ થાય છે. આ સંશયસમુદ્રમાં હું ડૂબી રહ્યો છું. મને પાર કરો. હું આપને શરણ છું.

પિતા કહેઃ હે પુત્ર! કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણેનું પ્રતિપાદન કરનારાં વાક્યો વેદમાં છે. તાત્પર્ય કે, અંતઃકરણની શુદ્ધિ વાસ્તે કર્મકાંડ છે; અંતઃકરણની નિશ્ચળતા વાસ્તે નિર્ગુણ અથવા સગુણ વસ્તુની અનેક પ્રકારની અહંગ્રહ અથવા પ્રત્યક્ ધ્યાનભક્તિરૂપ ઉપાસના જ્ઞાનકાંડ છે; અંતઃકરણ વિષે બ્રહ્માત્માના આવરણની નિવૃત્તિ વાસ્તે જ્ઞાન કાંડ છે; કારણ કે શુદ્ધ અને નિશ્ચળ અંતઃકરણ વિષે જ જ્ઞાન થાય છે; અન્યથા નહિ. તેથી બ્રહ્માત્મએકત્વના જ્ઞાનપૂર્વે જ મુમુક્ષુએ કર્મ–ઉપાસનાનાં પ્રતિપાદક વાક્યોનું અનુષ્ઠાન કરવું રહે છે અને જ્ઞાનના ઉત્તરકાળમાં કર્મોનો ત્યાગ કર્તવ્ય છે. જો, નાનાં વૃક્ષોને જ જળ સિંચનાદિ વ્યવહારની અગત્ય છે, દૃઢ વૃક્ષોને નથી. વળી બાળક પક્ષીનાં

માતાપિતા ત્યાં સુધી જ તેનું સેવન કરે છે, જ્યાં સુધી તેની પાંખો વૃદ્ધિ પામતી નથી. તે ઉપરાંત સેવન કરે તો ઊલટી પાંખો દુર્બળ થઈ જાય. આમ ત્રણે વેદવચનોની આ પ્રકારની વ્યવસ્થા છે; માટે હે પુત્ર! તું બ્રહ્માત્મએકત્વના જ્ઞાનને યોગ્ય છે.

## બ્રહ્મનો અનુભવ શું છે?

પુત્ર કહે: હે પિતા! બ્રહ્મનો અનુભવ શો છે?

પિતા કહે: હે પુત્ર! જે ચૈતન્ય વસ્તુ અંતર પોતે મનબુદ્ધિ આદિથી અજ્ઞાત રહે છે, છતાં અજ્ઞાન અને તત્કાર્ય મન બુદ્ધિ આદિની આંતર જ્ઞાતારૂપે જેની સ્ફૂર્તિ છે, તેને જાણવું એ બ્રહ્મનો અનુભવ છે; તથા દેશદેશાંતરમાં જે વૃત્તિ જાય છે તથા સ્વપ્નમાં જે સ્વપ્નાંતર મનનું થાય છે, તેને અનુભવ કરવાવાળાને બ્રહ્મ, નિજાત્મા જાણવા એ બ્રહ્મનો અનુભવ છે.

હું બ્રહ્મને જાણું છું એ જે નિશ્ચય છે તે અબ્રહ્મ, અનાત્મ, મિથ્યા નિશ્ચય છે, કારણ કે જે જાણવામાં આવે છે તે નિશ્ચય દશ્ય હોય છે. જેમ સૂર્ય વડે જે પ્રકાશિત થાય છે, તે નિશ્ચય પ્રકાશ્ય, સૂર્યનું દશ્ય હોય છે અને સૂર્ય ચૈતન્ય કોઈ પ્રકાશ્યરૂપ ભિન્ન દશ્યથી પ્રકાશવા યોગ્ય નથી. આ દૃષ્ટાંતમાં સૂર્ય સ્વયંપ્રકાશ છે. કારણ ઘટ પટાદિ પ્રકાશ્ય છે અને સૂર્યનો અન્ય પ્રકાશક ન હોવાથી અર્થાત્ તેનો અભાવ હોવાથી તે અન્યથી પ્રકાશતો નથી. તે રીતે બ્રહ્મરૂપ આત્મા બુદ્ધિ આદિથી જાણવામાં આવે તો બ્રહ્માત્મા દશ્ય થઈ જશે અને બુદ્ધિ સ્વયંપ્રકાશ થશે એવો અર્થ શ્રુતિ તથા વિદ્વાનોને અંગીકાર નથી, તેથી હું બ્રહ્મરૂપ આત્માને જાણું છું એ નિશ્ચય બરાબર નથી. બ્રહ્મરૂપ આત્મા તો જાણવાવાળાનું સ્વરૂપ, સ્વયંપ્રકાશ, સર્વ બુદ્ધિ આદિનો દ્રષ્ટા છે. તે બુદ્ધિ આદિથી જાણવામાં શી રીતે આવશે? નહિ આવે. જેમ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નરોના મન, બુદ્ધિ આદિથી જાણવામાં આવતો નથી, ઊલટો તે સ્વપ્નરોને જાણે છે, તેથી તે સ્વયંપ્રકાશ છે. હે પુત્ર! બ્રહ્માત્માનું સ્વરૂપ કેવળ શુષ્ક તર્કો વડે સમ્યક્ અપરોક્ષ જાણવામાં નથી આવતું; ન તો બહુ શ્રવણથી જાણી શકાય છે, ન કેવળ ચતુરાઈથી જાણી શકાય છે. ન અભિમાનપૂર્વક વેદાદિ વિદ્યાના અધ્યયનથી તે પ્રાપ્ત થાય છે, પરંતુ કેવળ અહંકારરહિત સરળ બુદ્ધિપૂર્વક ઉત્કટ જિજ્ઞાસા સહિત સમ્યક્ શ્રદ્ધાળુ અને આચાર્યવાનને જ આ આત્મા સુલભતાથી પ્રાપ્ત થાય છે.

## પ્રેરક જીવ છે કે બ્રહ્મ ?

પુત્ર: હે પિતા ! આ મનાદિ જડ સંઘાતનો પ્રેરક જીવ છે કે બ્રહ્માત્મા ?

પિતા : હે પુત્ર ! એ ઉપર દૃષ્ટાંત સાંભળ, જેથી જીવ, ઈશ્વર, બ્રહ્મ, તથા પ્રેરકપ્રેર્યભાવ[1] જાણી શકાશે. આકાશ અને સૂર્યના પ્રતિબિંબવિનાનું જળ હોતું નથી અને જળ વિના પ્રતિબિંબ હોતું નથી. જળ અને પ્રતિબિંબ એકઠાં જ હોય છે. જળની સાથે પ્રતિબિંબનું પણ ગ્રહણ થાય છે. તાત્પર્ય કે જે સૂર્ય અથવા ચક્ષુ અથવા આકાશે જળને પ્રકાશિત કર્યું છે અથવા તેને અવકાશ આપ્યો છે, તથા જેણે સર્વ જગતને પ્રકાશિત કર્યું છે કે અવકાશ આપ્યો છે, તે જ જળ સહિત પ્રતિબિંબને પ્રકાશે છે, અવકાશ આપે છે, એ દૃષ્ટ સિદ્ધ (વસ્તુ) છે. તેથી જળ પ્રકાશ્યને યોગ્ય હોવાથી પ્રતિબિંબ પણ અવશ્ય પ્રકાશ્યયોગ્ય જ થશે. તે જ પ્રમાણે અંતઃકરણરૂપ જળમાં અથવા અવિદ્યાઅંશમાં બ્રહ્માત્મારૂપ સૂર્ય અથવા આકાશનું પ્રતિબિંબ સમ પ્રતિબિંબ પડે છે. બંને મળેલાનું નામ જીવ છે; અને બિંબનું નામ બ્રહ્મ, ઈશ્વર, આત્મા છે. અંતઃકરણ અથવા અવિદ્યા સહિત પ્રતિબિંબરૂપ જીવથી ભિન્ન અન્ય કોઈ જીવની સિદ્ધિ થતી નથી. જો હોય તો તું જ કહે. તું પણ શાસ્ત્રજ્ઞ, નિજ અનુભવવાન છે તેથી અંતઃકરણ સહિત પ્રતિબિંબ જીવ છે;–તાત્પર્ય કે ત્વંપદનો વાચ્યાર્થ છે. એ પૂર્વોક્ત જીવ જળ સહિત પ્રતિબિંબનાં જ ગમનાદિ છે. કર્તા, ભોક્તા, પરલોકગમન, પુનઃ આ લોકમાં આગમન, જ્ઞાન, અજ્ઞાન, હર્ષ, શોક, સુખદુઃખ, બંધમોક્ષાદિ ધર્મોવાળો એ છે; બિંબ નહિ. જેમ જળના પ્રતિબિંબના લક્ષ્યરૂપ જે સૂર્યાદિ બિંબ છે, તે સર્વ પ્રતિબિંબના ધર્મોથી રહિત છે. તે પ્રમાણે અંતઃકરણ સહિત પ્રતિબિંબરૂપ જીવના લક્ષ્યરૂપ જે બ્રહ્માત્મા, બિંબસ્વરૂપ, સાક્ષીચૈતન્ય, અંતરબાહ્ય સ્થિત છે, તે પૂર્વોક્ત સર્વસમાન પ્રતિબિંબરૂપ મન અથવા જીવના ધર્મોથી રહિત સ્વતઃ નિર્વિકાર નિર્વિકલ્પ છે. તેથી એ સિદ્ધ થયું કે જે અંતર વસ્તુ મનબુદ્ધિ આદિથી અજ્ઞાત રહીરહી, સર્વ બુદ્ધિ આદિને અંતર પ્રકાશિત કરે છે. અર્થાત્ જાણે છે, તે વસ્તુને બ્રહ્મ કહો, ચાહે અલ્લા, ખુદા, રહિમ, ઈશ્વર, નારાયણ, ચાહે કૃષ્ણ, ચાહે રામ, ચાહે અંતર્યામી, ચાહે ગૉડ (God), ચાહે પરમાત્મા કહો. ચાહે ઈશ્વર, ચાહે આત્મા,

૧. પ્રેરનાર અને પ્રેરાનારો એ બેનો સંબંધ.

માતાપિતા ત્યા સુધી જ તેનુ સેવન કરે છે, જ્યા સુધી તેની પાખો વૃદ્ધિ પામતી નથી. તે ઉપરાત સેવન કરે તો ઊલટી પાખો દુર્બળ થઈ જાય. આમ ત્રણે વેદવચનોની આ પ્રકારની વ્યવસ્થા છે, માટે હે પુત્ર! તું બ્રહ્માત્મએકત્વના જ્ઞાનને યોગ્ય છે.

## બ્રહ્મનો અનુભવ શું છે?

પુત્ર કહે હે પિતા! બ્રહ્મનો અનુભવ શો છે?

પિતા કહેઃ હે પુત્ર! જે ચૈતન્ય વસ્તુ અતર પોતે મનબુદ્ધિ આદિથી અજ્ઞાત રહે છે, છતા અજ્ઞાન અને તત્કાર્ય મન બુદ્ધિ આદિની આતર જ્ઞાતારૂપે જેની સ્ફૂર્તિ છે, તેને જાણવું એ બ્રહ્મનો અનુભવ છે, તથા દેશદેશાતરમા જે વૃત્તિ જાય છે તથા સ્વપ્નમા જે સ્વપ્નાતર મનનું થાય છે, તેને અનુભવ કરવાવાળાને બ્રહ્મ, નિજાત્મા જાણવા એ બ્રહ્મનો અનુભવ છે.

હુ બ્રહ્મને જાણુ છુ એ જે નિશ્ચય છે તે અબ્રહ્મ, અનાત્મ, મિથ્યા નિશ્ચય છે, કારણ કે જે જાણવામા આવે છે તે નિશ્ચય દૃશ્ય હોય છે. જેમ સૂર્ય વડે જે પ્રકાશિત થાય છે, તે નિશ્ચય પ્રકાશ્ય, સૂર્યનુ દૃશ્ય હોય છે અને સૂર્ય ચૈતન્ય કોઈ પ્રકાશ્યરૂપ ભિન્ન દૃશ્યથી પ્રકાશવા યોગ્ય નથી. આ દૃષ્ટાતમા સૂર્ય સ્વયપ્રકાશ છે. કારણ ઘટ પટાદિ પ્રકાશ્ય છે અને સૂર્યનો અન્ય પ્રકાશક ન હોવાથી અર્થાત્ તેનો અભાવ હોવાથી તે અન્યથી પ્રકાશતો નથી. તે રીતે બ્રહ્મરૂપ આત્મા બુદ્ધિ આદિથી જાણવામા આવે તો બ્રહ્માત્મા દૃશ્ય થઈ જશે અને બુદ્ધિ સ્વયપ્રકાશ થશે એવો અર્થ શ્રુતિ તથા વિદ્વાનોને અગીકાર નથી, તેથી હુ બ્રહ્મરૂપ આત્માને જાણુ છુ એ નિશ્ચય બરાબર નથી. બ્રહ્મરૂપ આત્મા તો જાણવાવાળાનુ સ્વરૂપ, સ્વયપ્રકાશ, સર્વ બુદ્ધિ આદિનો દ્રષ્ટા છે તે બુદ્ધિ આદિથી જાણવામા શી રીતે આવશે? નહિ આવે. જેમ સ્વપ્નદ્રષ્ટાસ્વપ્નનરોના મન, બુદ્ધિ આદિથી જાણવામા આવતો નથી, ઊલટો તે સ્વપ્નનરોને જાણે છે, તેથી તે સ્વયપ્રકાશ છે હે પુત્ર! બ્રહ્માત્માનુ સ્વરૂપ કેવળ શુષ્ક તર્કો વડે સમ્યક્ અપરોક્ષ જાણવામા નથી આવતુ—ન તો બહુ શ્રવણથી જાણી શકાય છે, ન કેવળ ચતુરાઈથી જાણી શકાય છે ન અભિમાનપૂર્વક વેદાદિ વિદ્યાના અધ્યયનથી તે પ્રાપ્ત થાય છે, પરતુ કેવળ અહકારરહિત સરળ બુદ્ધિપૂર્વક ઉત્કટ જિજ્ઞાસા સહિત સમ્યક્ શ્રદ્ધાળુ અને આચાર્યવાનને જ આ આત્મા સુલભતાથી પ્રાપ્ત થાય છે.

## પ્રેરક જીવ છે કે બ્રહ્મ?

પુત્ર: હે પિતા! આ મનાદિ જડ સઘાતનો પ્રેરક જીવ છે કે બ્રહ્માત્મા?

પિતા: હે પુત્ર! એ ઉપર દૃષ્ટાંત સાંભળ, જેથી જીવ, ઈશ્વર, બ્રહ્મ, તથા પ્રેરકપ્રેર્યભાવ[1] જાણી શકાશે. આકાશ અને સૂર્યના પ્રતિબિંબવિનાનું જળ હોતું નથી અને જળ વિના પ્રતિબિંબ હોતું નથી. જળ અને પ્રતિબિંબ એકઠાં જ હોય છે. જળની સાથે પ્રતિબિંબનું પણ ગ્રહણ થાય છે. તાત્પર્ય કે જે સૂર્ય અથવા ચક્ષુ અથવા આકાશે જળને પ્રકાશિત કર્યું છે અથવા તેને અવકાશ આપ્યો છે, તથા જેણે સર્વ જગતને પ્રકાશિત કર્યું છે કે અવકાશ આપ્યો છે, તે જ જળ સહિત પ્રતિબિંબને પ્રકાશે છે, અવકાશ આપે છે, એ દૃષ્ટ સિદ્ધ (વસ્તુ) છે. તેથી જળ પ્રકાશ્યને યોગ્ય હોવાથી પ્રતિબિંબ પણ અવશ્ય પ્રકાશ્યયોગ્ય જ થશે. તે જ પ્રમાણે અંતઃકરણરૂપ જળમાં અથવા અવિદ્યાઅંશમાં બ્રહ્માત્મારૂપ સૂર્ય અથવા આકાશનું પ્રતિબિંબ સમ પ્રતિબિંબ પડે છે. બને મળેલાનું નામ જીવ છે, અને બિંબનું નામ બ્રહ્મ, ઈશ્વર, આત્મા છે. અંતઃકરણ અથવા અવિદ્યા સહિત પ્રતિબિંબરૂપ જીવથી ભિન્ન અન્ય કોઈ જીવની સિદ્ધિ થતી નથી. જો હોય તો તું જ કહે તું પણ શાસ્ત્ર, નિજ અનુભવવાન છે તેથી અંતઃકરણ સહિત પ્રતિબિંબ જીવ છે,—તાત્પર્ય કે ત્વ પદનો વાચ્યાર્થ છે. એ પૂર્વોક્ત જીવ જળ સહિત પ્રતિબિંબના જ ગમનાદિ છે. કર્તા, ભોક્તા, પરલોકગમન, પુનઃ આ લોકમાં આગમન, જ્ઞાન, અજ્ઞાન, હર્ષ, શોક, સુખદુઃખ, બંધમોક્ષાદિ ધર્મોવાળો એ છે, બિંબ નહિ. જેમ જળના પ્રતિબિંબના લક્ષ્યરૂપ જે સૂર્યાદિ બિંબ છે, તે સર્વ પ્રતિબિંબના ધર્મોથી રહિત છે. તે પ્રમાણે અંતઃકરણ સહિત પ્રતિબિંબરૂપ જીવના લક્ષ્યરૂપ જે બ્રહ્માત્મા, બિંબસ્વરૂપ, સાક્ષીચૈતન્ય, અંતરબાહ્ય સ્થિત છે, તે પૂર્વોક્ત સર્વસમાન પ્રતિબિંબરૂપ મન અથવા જીવના ધર્મોથી રહિત સ્વતઃ નિર્વિકાર નિર્વિકલ્પ છે. તેથી એ સિદ્ધ થયું કે જે અંતર પરંતુ મનબુદ્ધિ આદિથી અજ્ઞાત રહીરહી, સર્વ બુદ્ધિ આદિને અંતર પ્રકાશિત કરે છે. અર્થાત્ જાણે છે, તે વસ્તુને બ્રહ્મ કહો, ચાહે અલ્લા, ખુદા, રહિમ, ઈશ્વર, નારાયણ, ચાહે કૃષ્ણ, ચાહે રામ, ચાહે અંતર્યામી, ચાહે ગૉડ (God), ચાહે પરમાત્મા કહો. ચાહે ઈશ્વર, ચાહે આત્મા,

---

1. પ્રેરનાર અને પ્રેરાનારો એ બેનો સબંધ

બ્રહ્મ કહો, ચાહે પુરુષ કહો, ચાહે સત્, ચિદ્, આનંદ કહો. પરંતુ પૂર્વોક્ત લક્ષણયુક્ત બિંબભૂત વસ્તુ જ તારું, મારું અને સર્વ જગતનું નિઃસંદેહ સ્વરૂપ છે. એ જ વસ્તુ સર્વ ઇંદ્રિય, પ્રાણ, દેહ, મનાદિ સંઘાતની પ્રેરક છે. અન્ય જીવ પ્રેરક નથી. કારણ પૂર્વોક્ત રીતે જીવ દશ્ય હોવાથી મિથ્યા છે. તાત્પર્ય કે અંતઃકરણરૂપ દશ્યની જે વ્યાવહારિક અથવા પ્રાતિભાસિક સત્તા છે, તે જ પ્રતિબિંબની પણ સત્તા છે; ભિન્ન નથી. અંતઃકરણનું અનુજાયી (પાછળ જનારું) પ્રતિબિંબ છે; કારણ કે બિંબ મનનું અનુસારી (પાછળ જનારું) નથી, પરંતુ સંસારદશામાં એટલે બ્રહ્માત્મના અજ્ઞાનની દશામાં જીવ અબાધ્યરૂપ સત્ છે, તેથી શાસ્ત્રોએ જીવને સનાતન સત્ કહ્યો છે. પરંતુ જીવનું પરમાર્થલક્ષ્યસ્વરૂપ બિંબભૂત બ્રહ્માત્મા, ત્રિકાળ સત્સ્વરૂપ અબાધ્ય છે, અન્ય જીવાદિનું તેમ નથી. જેમ જળ સહિત પ્રતિબિંબ મિથ્યા છે, બિંબ–ભાનુ સત્ છે. હે પુત્ર! આ સર્વ બુદ્ધિ આદિના પ્રકાશક, પ્રેરક બ્રહ્મરૂપ આત્માનું કથન કરતાં શ્રુતિ કહે છે કે, પ્રાણોનો પ્રાણ છે, ચક્ષુઓનો ચક્ષુ છે, શ્રોત્રોનો શ્રોત્ર છે, ત્વચાનું ત્વચારૂપ છે, મનનું મનરૂપ છે, આકાશનું આકાશરૂપ છે, ઇત્યાદિ સર્વનું જાણી લેવું. તાત્પર્ય કે સર્વનામરૂપ દશ્ય વસ્તુઓનો, અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા સ્વરૂપભૂત છે. જેમ સર્વ નામરૂપ તરંગાદિકનું મધુરતા, દ્રવતા, શીતળતારૂપ જળસ્વરૂપ છે; તથા જેમ સર્વ સ્વર્ણપદાર્થોનો સ્વર્ણદ્રવ્ય સ્વરૂપભૂત છે, ભૂષણોનું સુવર્ણસ્વરૂપ છે. ખાંડનાં રમકડાંનું સ્વરૂપ સાકર છે; જેમ કલ્પિત સર્પ, દંડ, માળા આદિનું રજ્જુ એ સ્વરૂપ છે, ઇત્યાદિ અનેક દૃષ્ટાંતો છે, તે પ્રમાણે નામરૂપપ્રપંચનું અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું જ સ્વરૂપ છું, અથવા કાર્યકારણરૂપ પ્રપંચ મનવાણી સહિત વાઙ્મનસગોચરથી હું આત્મા અવાઙ્મનસગોચર છું, એવા નિશ્ચયવાળો પુરુષ જીવંત અવસ્થામાં જ અમૃતભાવને પ્રાપ્ત થાય છે. હે પુત્ર! જે ચૈતન્ય, મનબુદ્ધિ અને શ્રોત્રાદિ ઇંદ્રિયોની અંદર રહી મન શ્રોત્રાદિ ઇંદ્રિયથી અભિન્ન સમાન સ્થિત રહી મન, બુદ્ધિ, પ્રાણ અને શ્રોત્રાદિ જડ ઇંદ્રિયોને પોતપોતાના વ્યવહારમાં (જડ પૂતળીને પુરુષ ચલાવે તેમ) પ્રેરીને જોડે છે, તથા તેમના ન્યૂનાધિક વ્યવહારને જાણે છે અને મન-ઇંદ્રિયાદિ જેને (પોતાના પ્રેરકને) જાણતાં નથી, ઊલટાં મનાદિકની પ્રેરણાને તે જાણે છે, અર્થાત્ સત્તાસ્ફૂર્તિ આપે છે–તે ચૈતન્યદેવ મનાદિ ઇંદ્રિયોથી ભિન્ન, મનાદિકનો સાક્ષી આપણું સ્વરૂપ છે. એ જ પ્રમાણે પૃથ્વી આદિ પદાર્થોમાં ઘટાવી લેવું. હે પુત્ર! જેમ ધાન્ય કાપવાના

શસ્રને પુરુષ ધાન્ય કાપવા પ્રેરે છે, તે પ્રમાણે આ એક આત્મા મનાદિ ઇંદ્રિયોને ભિન્ન રહીને તેમના વ્યવહારમાં જોડતો નથી, પરંતુ જેમ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્ન ઇંદ્રિયાદિ પદાર્થોમા સ્થિત રહ્યોરહ્યો નિર્વિકાર રહીને પ્રેરે છે, જેમ આકાશ સર્વમાં સ્થિત રહી સર્વને અવકાશ દેતાં છતાં અસંગ રહે છે, અને એ જ તેનુ પ્રેરણત્વ છે, તે પ્રમાણે તું બ્રહ્માત્મા નામરૂપ મનાદિ દૃશ્ય વિષે સ્થિત રહ્યોરહ્યો તથા મનાદિ દૃશ્યનો પ્રેરક, પ્રકાશક રહ્યોરહ્યો પણ અસગ હોવાથી સ્વત: નિર્વિકાર, નિર્વિકલ્પ, શાંતરૂપ સ્થિત છે! યદ્યપિ મનાદિ જડ પ્રેર્ય, અને તારું સ્વરૂપ ચૈતન્ય પ્રેરક, અવિવેકદૃષ્ટિથી એકરૂપ જણાય પણ છે. જેમ કાષ્ઠ અને અગ્નિ અવિવેકથી એકરૂપ ભાસે છે, તથા દૂધ-ઘી પણ વિચાર વિના એકમેક જણાય છે, પરતુ તે એક નથી. વિવેકદૃષ્ટિથી પ્રેર્યપ્રેરક, જડચૈતન્ય તથા અગ્નિ અને કાષ્ઠ એકરૂપ રહેતા નથી. પ્રસિદ્ધ તંત્રતંત્રી[1] સમાન અથવા તો દેહદેહી સમાન અથવા દેહ વિષે પિશાચવત્ વાસ્તવ ભિન્ન જ છે. તું પોતાને મનાદિકનો પ્રેરક અંતર્યામી, બ્રહ્માત્મા જાણ!

## જીવ શુભાશુભ કર્મોનો ભોક્તા છે કે નહિ?

પુત્ર કહે : હે પિતા! જો મનઇંદ્રિયાદિકને તેમના શુભાશુભ વ્યવહારની પ્રવૃત્તિનિવૃત્તિમા પ્રેરક કોઈ અન્ય દેવ છે તો આ જીવને શુભાશુભ કર્મોના ફળ, સુખદુઃખ ન થવા જોઈએ. દુઃખની ઇચ્છા ન છતા, બળાત્કારે રાજપુરુષ જેમ શુભાશુભમા જોડે, તેની માફક દુઃખના સાધનોમા પુરુષ જોડાય છે. તે જ પ્રમાણે સુખના સાધનોનુ પણ જાણી લેવું.

પિતા કહે: હે પુત્ર! શુભાશુભ કર્મ સઘાતના ધર્મ પ્રસિદ્ધ છે. ધર્મ સહિત આ સઘાતના દ્રષ્ટા આત્માના તે ધર્મ નથી. ભ્રાંતિથી તેને નિજ ધર્મ માને છે. તેથી કર્મના સુખદુઃખરૂપ ફળનો ભોક્તા થાય છે. પરંતુ સઘાતના ધર્મને નિજ ધર્મ ન માને તો ભોક્તા નથી. પુત્રના સુખદુઃખથી પિતા ભ્રમથી સુખીદુખી થાય છે. વિચારે તો પિતાને પુત્રના સુખદુઃખ નથી.

## આત્મા અસંગ છે

હે પુત્ર! જેમ ઘટાકાશ તથા સ્વપ્નદ્રષ્ટા ઘટને અને સ્વપ્નને અવકાશ, સત્તાસ્ફૂર્તિ દે છે છતા, ઘટ અને સ્વપ્નના વ્યવહારથી

૧ વસ્ત્ર અને તાતણા જેવા

આકાશ અને સ્વપ્નદ્રષ્ટા સદા અસંગ, નિર્વિકાર છે, તે જ પ્રમાણે નિજાત્મા આ સંઘાતને પ્રેરતો છતાં સદા અસંગ છે. આટલું જાણવું એ જ કર્તવ્ય છે; અન્ય શારીરિક સાધન કંઈ કરવું નહિ.

પુનઃ પિતાએ કહ્યું: હે પુત્ર! આ પ્રશ્નના ઉત્તરની પૂર્વે જ સ્વપ્ન અને સ્વપ્નદ્રષ્ટાના દૃષ્ટાંતથી તથા આકાશના દૃષ્ટાંતથી સમાધાન કહી ચૂક્યો છું. અર્થાત્ ધાન્ય કાપવાવાળા પુરુષની સમાન આ ચૈતન્ય આત્મા મનાદિકને પ્રેરતો નથી, પરંતુ જેમ આકાશ સર્વવ્યાપી રહીને સર્વને અવકાશ આપી તે પણ અસંગ રહે છે, તે જ પ્રમાણે આત્મા સર્વમાં વ્યાપી, સર્વને સત્તાસ્ફૂર્તિ દેતા છતાં સર્વથી અસંગ છે. પરંતુ સ્વપ્નદ્રષ્ટાનું દૃષ્ટાંત અનુભવરૂપ હોવાથી પ્રધાન છે. તે પ્રમાણે આ સાક્ષી ચૈતન્ય દેવ, તારો આત્મા, સર્વ ધ્યાતા, ધ્યાન, ધ્યેયાદિ ત્રિપુટિઓના સ્વરૂપભૂત રહ્યો રહ્યો, અર્થાત્ સર્વને સત્તાસ્ફૂર્તિ પ્રદાન કરતો છતો અસંગ છે. હે પુત્ર! જેમ ભૂમિ અનેક બીજ, અંકુરોનો આધાર છે, તથા અંકુરોમાં અનુસ્યૂત છે, કારણ ભૂમિવિના એક અંકુર પણ સ્થિત નથી રહી શકતું, અને જેમ આકાશ સર્વ અંકુરમાં તથા પત્ર, ફળ, ફૂલમાં તથા ભૂમિમાં વ્યાપક અને અસંગ રહ્યુંરહ્યું સર્વને અવકાશ આપે છે—જો આકાશ અવકાશ ન આપે તો સર્વના વ્યવહાર શી રીતે થાય? પરંતુ અનેક બીજોમાં તથા અંકુરોમાં પોતપોતાના પૂર્વસંસ્કારને અનુસાર અનેક પ્રકારના ગુણ, વ્યક્તિ, ફળ, ફૂલ, પત્ર સહિત ભિન્નભિન્ન અંકુર નીકળે છે અને આકાશ અવકાશ દેવાવાળું એક જ છે, તથા ભૂમિ પણ એક જ છે, (એ દૃષ્ટાંત સર્વમાં જોડી લેવું), તે પ્રમાણે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા સર્વ નામરૂપાત્મક જગતમાં વ્યાપક, આધારરૂપ, અધિષ્ઠાનરૂપે રહ્યોરહ્યો તથા દ્રષ્ટા, પ્રકાશક છતાં પણ તેના વ્યવહારોથી અલિપ્ત છે તે કર્તવ્ય–અકર્તવ્યના ગુણદોષને પ્રાપ્ત થતો નથી અને અસત્, જડ, જગતનો નિયામક પણ છે. તારા પ્રશ્ન અનુસાર તો ઔષધિઓના ગુણદોષ આકાશ અને ભૂમિમાં હોવા જોઈએ; કારણ કે ભૂમિ અને આકાશ તેના નિર્વાહનાં કારણ છે, તેવું તો જોવામાં આવતું નથી. સૂર્યાદિકના પ્રકાશ વડે સર્વ સૃષ્ટિ પોતપોતાના વ્યવહારમાં બહાર જોડાય છે, પરંતુ તેમાં પ્રકાશ કોઈની આંગળી પકડીને જોડતો નથી. તે પ્રમાણે ચૈતન્યદેવ, અંતર્યામી, તારો આત્મા, મનબુદ્ધિ આદિ સર્વ સૃષ્ટિનો નિયામક છતાં પણ અસંગ છે. સૃષ્ટિના કર્તવ્યઅકર્તવ્યજન્ય ગુણદોષને પ્રાપ્ત થતો નથી. મનાદિ સૃષ્ટિ પોતપોતાના સંસ્કારને અનુસાર પોતપોતાના સંકલ્પવિકલ્પાદિ

વ્યવહારમાં જોડાય છે. માટે હે પુત્ર! અંતવાન મનાદિ દશ્યનો દ્રષ્ટા, વિકારરહિત, નિર્વિકલ્પ, એકરસ, અક્રિય, અંતર, અમૃત, અભય, અજન્મા, સુખદુઃખરૂપ બંધમોક્ષથી રહિત છે. તાત્પર્ય કે સર્વ સંસાર અને સંસારના ધર્મોથી રહિત સ્વતઃસિદ્ધ અંતર કોઈ વસ્તુ છે એવો અનુભવ થાય છે. તે જ આકાશવત્ સર્વ મનાદિકને સત્તાસ્ફૂર્તિ દેતાં છતાં અસંગ છે, તે જ મારું ને તારું સ્વરૂપ છે. એ જાણવું એ જ કર્તવ્ય છે. કરવાનું કંઈ નથી. સ્વતઃ જ બની રહેલું છે. હે પુત્ર! આ નિજ-રૂપ આત્મવસ્તુનું, મનવાણી કથનચિંતન કરી શકતાં નથી. કારણ કથન-ચિંતન પૂર્વે જ કથનચિંતનના ભાવાભાવને તે પ્રકાશિત કરે છે. જો પ્રથમથી સિદ્ધ ન હોય તો કથનચિંતનની ઉત્પત્તિ–અનુત્પત્તિ શી રીતે જાણવામાં આવશે? બાળકની ઉત્પત્તિ પૂર્વે દાઈ સિદ્ધ જ છે; તે બાળકની ઉત્પત્તિ તથા ઉત્પત્તિના સ્થાનને જાણે છે. જો પ્રથમ દાઈ સિદ્ધ ન હોય તો બાળકના સર્વ વ્યવહાર જાણવામાં શી રીતે આવે? તે જ પ્રમાણે અંકુરાદિ અનેક દષ્ટાંત છે. અંકુરથી પ્રથમ જ પુરુષ અથવા આકાશ સિદ્ધ છે. તેથી સ્વતઃ નિજાત્મા, નિર્વિકાર, નિર્વિકલ્પ છે; કારણ કે નિર્વિકાર–સવિકાર, નિર્વિકલ્પ–સવિકલ્પાદિ કથનચિંતન વાણી-મનમાં જ છે. જ્યારે સુષુપ્તિમાં મનવાણી લીન થાય છે, ત્યારે વિકાર-અવિકાર, નિર્વિકલ્પ આદિ કથનચિંતન પણ રહેતાં નથી. પરંતુ જે વસ્તુ જાગ્રતમાં કથનચિંતનના ભાવની સાક્ષી છે, તે જ વસ્તુ સુષુપ્તિમાં તે જાગ્રતાદિના અભાવની કલ્પનાની પણ સાક્ષી છે. જે ચેતન સુષુપ્તિ-માં નિર્વિકાર છે, તે જ ચેતન જાગ્રતમાં પણ છે. વાસ્તવમાં એ જ વસ્તુ નિર્વિકાર, નિર્વિકલ્પ છે તે જ અપરોક્ષ[1] આત્મા, તારું સ્વરૂપ છે. તું ચૈતન્ય આત્મા જ આ જડ સંઘાતની ચેષ્ટાનું કારણ છે. હે પુત્ર! જેમ અચળ જડ વૃક્ષોને હલાવવાથી અરૂપ વાયુનુ અનુમાન થાય છે અથવા ત્વચાઇંદ્રિયથી તેનું અનુમાન થાય છે, પરંતુ આ ઘડા જેવી વાયુની મૂર્તિ છે એવું વાયુનુ ચાક્ષુષ સ્વરૂપ બતાવવાને કોઈ પણ સમર્થ થયુ નથી, છે નહિ ને થશે નહિ; તે પ્રમાણે બ્રહ્માત્મા તારું સ્વરૂપ તે આવું છે, તેવું છે, એ પ્રકારે કોઈ તેના વિશિષ્ટ ધર્મ હું કહી શકું તેમ નથી, ન તેનો ઉપદેશ કરી શકાશે; કારણ કે જો મનબુદ્ધિ આદિનો સાક્ષી આત્મા મનાદિ ઇંદ્રિયોનો વિષય થાય તો જાતિ, ગુણ, ક્રિયા સંબંધી વિશેષણોથી તને ઉપદેશ કરાય, પરંતુ આત્મા જાતિ આદિ વિશેષણોના ધર્મોવાળો નથી. ત્યાં તને ગોશૃંગ(ગાયના શિંગડા)-

૧ દશ્ય હોયા વિના સાક્ષાત્પણાનુ ભાન થાય તેવો.

ની માફક આત્મા ખતાવવાને કોણ સમર્થ થાય? ન જ થાય. એ દુર્ઘટ સમજ છે. અવાઙ્મનસગોચરને અપરોક્ષ પોતાના હસ્ત વિષેના અપરોક્ષ ફળ સમાન જાણવાની સમજ દુર્ઘટ છે. માટે જે અંતર બુદ્ધિ આદિ જડ સંઘાતનો પ્રેરક અંતર્યામી છે, તે જ તારું સ્વરૂપ છે. આ પ્રાણમનાદિ સંઘાત વ્યભિચારી છે. તારું સ્વરૂપ આત્મા અવ્યભિચારી એકરસ છે. તેથી જ તે સત્ છે. જે સત્, ચિત, પૂર્ણ છે તે જ આનંદરૂપ છે. તેથી સત, ચિત, સુખરૂપ, તારા આત્માથી ભિન્ન અસત્, જડ, દુઃખરૂપ અનાત્મા, વ્યભિચારી મનાદિ દૃશ્યનો દ્રષ્ટા, તારું સ્વરૂપ છે. એ દ્રષ્ટા વિદિત વસ્તુથી ન્યારો છે, અર્થાત્ વૃત્તિરૂપ જ્ઞાનના વિષય વ્યષ્ટિસમષ્ટિ, ભૂતભૌતિક, માયાના કાર્યરૂપ પ્રપંચવસ્તુથી ન્યારો છે—તે પ્રમાણે વિદિતથી વિપરીત અસ્પષ્ટ, પૂર્વોક્ત કાર્યનુ કારણ પ્રકૃતિ, પ્રધાન, માયા, અજ્ઞાન, અવિદ્યા છે. તે વૃત્તિજ્ઞાનનો અવિષય હોવાથી અવિદિત છે. તે અવિદિત વસ્તુથી પણ તારું સ્વરૂપ ન્યારું છે, કારણ કે વિદિત અવિદિતનો તું દ્રષ્ટા છે. તાત્પર્ય કે પ્રસિદ્ધ સુષુપ્તિ, સ્વપ્ન, જાગ્રતમાં અવિદિત વિદિત માયા અને તત્કાર્યનો તું ચૈતન્યદ્રષ્ટા છે. તેથી જ તું તેનાથી ભિન્ન છે. હે પુત્ર! વિદિતઅવિદિતપણું દૃશ્યકોટિમાં જ છે. તે દૃશ્યના જ વિદિતઅવિદિત શબ્દોથી ગ્રહણ ત્યાગ થાય છે. સ્વપ્નસુષુપ્તિમાં જ વિદિતઅવિદિતપણુ છે, સ્વપ્નદ્રષ્ટામાં નથી, તે પ્રમાણે તારું સ્વરૂપ સ્વાભાવિક જ ગ્રહણત્યાગને યોગ્ય નથી. જેમ આપણું શરીર ગ્રહણત્યાગને યોગ્ય નથી; કારણ ગ્રહણત્યાગ કરવાની વસ્તુ આપણાથી ભિન્ન, પરિચ્છિન્ન, દુઃખરૂપ હોય છે તથા દૃશ્ય, મિથ્યા, સ્વપ્નવત્ હોય છે. તારા સ્વરૂપરૂપ આત્મા તેવો નથી. ન તે સુખદુઃખનુ સાધન છે. પરંતુ ગ્રહણત્યાગ, વિદિતઅવિદિતાદિ સર્વ પદાર્થોનો તથા તે સર્વ પદાર્થોને વિષય કરવાવાળી વિદિત અવિદિતાકાર સર્વ વૃત્તિઓનો સાક્ષી છે. હે પુત્ર! વિચારી જોઈએ તો વિદિતઅવિદિતરૂપ ગ્રહણત્યાગાદિ વસ્તુ પણ આપણા અસ્તિ, ભાતિ, પ્રિયસ્વરૂપથી ભિન્ન નથી. સૂર્ય અથવા મણિના કિરણ કે પ્રભામાંથી કયું કિરણ વિદિત છે ને કયું નથી? એ બધુ કહેવા માત્ર છે. તાત્પર્ય કે સર્વ નામરૂપાત્મક જગત્ આપણા સ્વરૂપસૂર્યનાં કિરણો છે. દુઃખસુખ પણ કિરણ છે. સમાધિ અસમાધિ પણ કિરણ છે. મનવાણીશરીર સહિત જે સંઘાતની ચેષ્ટા છે તે સર્વ આત્માનો પ્રકાશ છે. કોઈ રાજસ કિરણ છે, કોઈ તામસ કિરણ છે. કોઈ સાત્ત્વિક કિરણ છે, કોઈ માયારૂપ કિરણ છે અને કોઈ આકાશાદિ કિરણ છે. એ રીતે રહ્યોરહ્યો પણ આત્મારૂપ સૂર્યમણિ

પોતાના મહિમામાં સ્થિત છે. જેમ સ્વપ્નના પદાર્થ વિદિતઅવિદિત, ગ્રહણત્યાગને યોગ્ય, પ્રતીત થાય પણ છે, પરંતુ વાસ્તવમાં સ્વપ્નદ્રષ્ટાથી તે ભિન્ન નથી, જેમ જળથી તરંગો ભિન્ન નથી તેવું જ સમજવું. મનાદિકના સાક્ષી તું ચૈતન્યસૂર્ય અથવા મણિના પ્રકાશરૂપ કિરણરૂપ જ આ નામરૂપાત્મક જગત્ છે. ગ્રહણત્યાગ કોનો કરે, કોનો ન કરે ? સૂક્ષ્મ વિચાર કરે તો અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી ભિન્ન, કલ્પિત નામરૂપ પદાર્થોમાં વિદિતઅવિદિતરૂપ[1] વિષયતાઅવિષયતા નથી, પરંતુ આત્મામાં જ છે. કારણ કે વૃત્તિરૂપ જ્ઞાનની વિષયતા-અવિષયતામાં આવરણભંગઅભંગ જ મા પ્રયોજનરૂપ છે. તે આવરણરૂપ અજ્ઞાન ચૈતન્યને આશ્રયે હોય છે. જેમ નીલિમા આકાશને આશ્રયે છે. આત્માથી ભિન્ન સર્વ પદાર્થ કલ્પિત અજ્ઞાન આવરણરૂપ જ છે. આવરણરૂપ અજ્ઞાન અજ્ઞાનને આશ્રયે હોય નહિ. અંધકારને આશ્રયે અંધકાર નથી. સ્વપ્નપદાર્થોને આશ્રયે સ્વપ્નપદાર્થો નથી. પરંતુ સ્વપ્ન દ્રષ્ટાને જ આશ્રયે છે. રજ્જુમાં કલ્પિત સર્પ, દંડ, માળાદિ પણ પરસ્પર કોઈના આશ્રયે નથી, પરંતુ રજ્જુને જ આશ્રયે છે. આકાશથી ભિન્ન કોઈના આશ્રયે નીલિમા નથી. તેથી વૃત્તિરૂપ જ્ઞાનની વિદિત-અવિદિતરૂપતા, આવરણભંગઅભંગરૂપ વિષયઅવિષયતા આત્મરૂપ રજ્જુમાં જ છે. ભૂષણો, તરંગો, ઘટો, પટોમાં, ભૌતિક પદાર્થમાં અને સ્વપ્ન-પદાર્થોમાં જે વૃત્તિજ્ઞાનની વિદિત અવિદિતરૂપ વિષયઅવિષયતા જણાય છે તે સુવર્ણ, મૃત્તિકા, તંતુ, પંચભૂત અને સ્વપ્નદ્રષ્ટામાં જ છે, અન્ય ભૂષણ આદિ પદાર્થોમાં નથી. આ જ દૃષ્ટિને લીધે બ્રહ્માત્મ અપરોક્ષ અનુભવી વિદ્વાનની વૃત્તિ જ્યાંજ્યાં જાય છે, ત્યાંત્યાં તત્તત્ પદાર્થ-ઉપહિત બ્રહ્માત્માને જ તે વિષય કરે છે. નામરૂપ કાર્યનું વિવર્ત ઉપાદાન, સર્વરૂપ બ્રહ્માત્મા હોવાથી વૃત્તિજ્ઞાનના વિષયરૂપ પરોક્ષ અપરોક્ષ બ્રહ્માત્મા જ છે. તેથી જ વિદ્વાનને સ્વત સિદ્ધ નિત્ય સમાધિ અયત્ન સિદ્ધ છે, ઇત્યાદિ શ્રુતિ છે.

હે પુત્ર ! ઘટ, પટ, ભૂષણ, તરંગ, શસ્ત્ર, સર્પ, રજત, સ્થંભસ્થિત પૂતળી આદિ કલ્પિત પદાર્થોમાં વૃત્તિરૂપ જ્ઞાનની વિષયતાઅવિષયતા પ્રતીત થાય છે. પરંતુ મૃત્તિકા, તંતુ, સુવર્ણ, જળ, લોહ, રજ્જુ, શુક્તિ, સ્થંભ વગેરે જ વૃત્તિજ્ઞાનના વિષયરૂપ છે; અન્ય ઘટાદિ નહિ. તેથી સર્વ ભેદરહિત, સર્વાધિષ્ઠાન, જગદ્વિશ્વસપ્રકાશક, સ્વતઃ બંધમોક્ષ-

૧. જણાવારૂપી વિષયતા અને ન જણાવારૂપી અવિષયતા.

રહિત, અવેદ્યત્વ, સદા અપરોક્ષ, સાક્ષી, ચિચ્ચિદ્‌ઘન, વિશુદ્ધાનંદને શ્રુતિઅનુભવ દ્વારા જ્યારે પોતાના સ્વરૂપરૂપ જાણુશો, ત્યારે જ શાંતિ થશે, અન્યથા નહિ. હે પુત્ર! કામ, સંકલ્પ, શ્રદ્ધાઅશ્રદ્ધા, ધૈર્ય-અધૈર્ય, ભયઅભય, લજ્જાઅલજ્જા, શાંતિઅશાંતિ, રાગ અને વૈરાગ્ય, બંધમોક્ષ, જ્ઞાનઅજ્ઞાન, ક્રોધઅક્રોધ, ઉદારતાઅનુદારતા, અહંકારતા-અનહંકારતા, માનઅપમાનાદિ જેટલા દૈવીઆસુરી સદ્‌અસદ્‌ગુણરૂપ ધર્મઅધર્મ છે, તે સર્વ અંતઃકરણની વૃત્તિરૂપ ધર્મ છે. તે અંતઃકરણ પોતાની વૃત્તિરૂપ ધર્મો સહિત પોતાના પ્રકાશક જ્યોતિ, બ્રહ્માત્માનું મનન કરી શકતું નથી અર્થાત્ તેને જાણી શકતું નથી; કારણ આત્મા મનાદિ નિયમે કરીને પ્રકાશ્યનો નિયમે કરીને પ્રકાશક તથા નિયામક છે. પ્રકાશ્ય પોતાના પ્રકાશકને જાણતો નથી, એ સૂર્યાદિના દષ્ટાંતથી પ્રસિદ્ધ છે. ઊલટું ચૈતન્યજ્યોતિ આત્માથી જ મનાદિ પ્રકાશે છે. તેથી જે વસ્તુએ અંતર પૂર્વોક્ત નિશ્ચયાદિ વૃત્તિરૂપ ધર્મ સહિત મનનું મનન કર્યું છે, તેને જ તું બ્રહ્માત્મા, નિજરૂપ જાણ. જે વસ્તુનું મન મનન કરે છે, તે તારું સ્વરૂપ નથી. તે માયા તત્કાર્યનું રૂપ છે. તે મન સહિત તારા દશ્યરૂપ છે. એ જ પ્રકારે સર્વ ઇંદ્રિય પ્રાણાદિમાં તથા અન્ય પદાર્થોમાં ઘટાવી લેવું; ઇત્યાદિ શ્રુતિ છે.

### આત્મા જાણી શકાય છે કે નહિ

હે પુત્ર! 'ગ્રહણત્યાગયોગ્ય વસ્તુથી વિપરીત, તુ બ્રહ્મરૂપ આત્મા છે,' એ મારા ઉપદેશથી તને નિજસ્વરૂપનો અનુભવ થયો છે કે નહિ તે કહે.

પુત્ર કહે : હે પિતા! હું સમ્યક્ મારા આત્મસ્વરૂપને જાણુ છું.

પિતા કહે : હે પુત્ર! 'હુ સમ્યક્ આત્માને જાણુ છું,' એ તારું જાણવું ભ્રાંતિરૂપ છે, કારણ કે જેવી રીતે અગ્નિથી બાળવા યોગ્ય કાષ્ઠાદિ વસ્તુઓ હોય છે, તે કાષ્ઠાદિ બાળવાવાળા અગ્નિના સ્વરૂપ નથી, પરતુ ભિન્ન છે અને દાહક શક્તિનો અગ્નિ આત્મા હોવાથી અગ્નિને તે બાળતી નથી; તે પ્રમાણે જાણવા યોગ્ય બ્રહ્માત્મવસ્તુ કોઈનો વિષય થાય તો જ તે સમ્યક્ જાણી શકાય; પરતુ બ્રહ્માત્મા જાણવાવાળાનુ સ્વરૂપ છે. જાણવુ ત્રિપુટીથી બને છે. બ્રહ્માત્મા ત્રિપુટીનો પ્રકાશક ત્રિપુટીનો વિષય નથી, એ સર્વ વેદાંતસિદ્ધાંત છે. તેથી સમ્યક્ જાણવાવાળાનો બ્રહ્માત્મા સ્વરૂપ હોવાથી કોઈ પણ તેને જાણવા સમર્થ નથી. અગ્નિની દાહક શક્તિ જેમ અગ્નિથી પૃથક્ કાષ્ઠાદિને બાળે છે,

પરંતુ દાહક શક્તિનો આત્મા જે અગ્નિસ્વરૂપ છે, તેનો દાહ કરી શકતી નથી, તેવી રીતે દાહરૂપ વૃત્તિજ્ઞાનના વિષય, કાષ્ઠના સમાન, જ્ઞાનથી ભિન્ન બ્રહ્માત્મા હોય તો જાણવાયોગ્ય થાય. પરંતુ દાહક શક્તિનો આત્મા જે અગ્નિ તેના સમાન જાણવાવાળાનુ સ્વરૂપ બ્રહ્માત્મા છે. તેથી બ્રહ્માત્માને જાણવાવાળો અન્ય કોઈ નથી, જેમ સ્વપ્નદ્રષ્ટાને સ્વપ્નનર જાણવાવાળા નથી. કારણુ સ્વપ્નનરોનો સ્વપ્નદ્રષ્ટા આત્મા છે, જેમં સૂર્ય કિરણોનો આત્મા હોવાથી સૂર્ય કિરણોથી અજ્ઞાત છે; જેમ દેહથી દેહી તેનો આત્મા અજ્ઞાત છે, તેમ સમજવું. તે સ્વયંપ્રકાશ હોવાથી અન્યથી જાણી શકાતો નથી. જે અન્ય કોઈ સાધનથી જાણી શકાય છે તે સ્વયંપ્રકાશ હોતો નથી, પરંતુ પરપ્રકાશ હોય છે. જે પરપ્રકાશ હોય છે તે મિથ્યા હોય છે. તેથી હે પુત્ર! જો તું બ્રહ્માત્માને સમ્યક્ જાણે છે તો તો નિશ્ચય પરિચ્છિન્ન, અસત્, જડ, દુઃખ, દૃશ્ય, મિથ્યાવસ્તુને જ જાણે છે. કારણ બ્રહ્માત્મા કેવો છે? અશબ્દ, અસ્પર્શ, અરસ, અગંધ, અરૂપ, અચિત્ત, અમન, અપ્રાણ, અનહંકાર, અક્રિય, નિર્વિકલ્પ, નિર્વિકાર, ગમનાગમનાદિરહિત, અશરીર, અવ્રણ, શુદ્ધ, પાપરહિત, જાતિગુણક્રિયાદિ ધર્મોથી રહિત અસ્તિત્વમાત્ર છે, બુદ્ધિના નિશ્ચયમાં પણ આવતો નથી, બુદ્ધિનો દ્રષ્ટા હોવાથી જાતિગુણક્રિયાના સબંધવાળા પદાર્થોને જ બુદ્ધિ જાણે છે. તેનાથી રહિતને જાણતી નથી. એવા અવાઙ્મનસગોચર બ્રહ્માત્માને તું શી રીતે જાણે છે? તું પોતાને બુદ્ધિરૂપ માનીને આત્માને જાણે છે? અથવા પોતાને આત્મા જાણે છે અથવા પોતાને આભાસ માની આત્માને જાણે છે? જો આત્મા કહીશ તો આત્માશ્રયાદિ દોષ આવશે. અને ચિદાભાસસહિત નિશ્ચયાત્મક વૃત્તિરૂપ બુદ્ધિ તે આત્માની દૃશ્ય હોવાથી સ્વપ્નદ્રષ્ટાને જાણતી નથી. જો જાણે તો આત્મા દૃશ્ય મિથ્યા થશે–ઘટવત્. તેથી હે પુત્ર! અવાસ્તવ સ્વરૂપને જાણવાથી કલ્યાણ થતું નથી.

પુત્ર કહે : હે પિતા! જે ધર્મ વડે જેનુ નિરૂપણ કરી શકાય તે જ તેનુ સ્વરૂપ હોય છે. જેમ મનુષ્યનુ મનુષ્યત્વ ધર્મ વડે નિરૂપણ કરાય છે, તે જ તેનું સ્વરૂપ છે. તે જ પ્રમાણે બ્રહ્માત્માનુ પૂર્વોક્ત સત્, ચિદ્, આનંદરૂપ વિશેષણોથી જે નિરૂપણ કરાય છે તે જ તેનુ સ્વરૂપ છે.

પિતા કહે : હે પુત્ર! જેટલા શબ્દ છે તે સર્વ સાપેક્ષ, સવિકલ્પ, જાતિગુણક્રિયાવાન વસ્તુનુ જ નિરૂપણ કરી શકે છે. બ્રહ્માત્મા જાતિ આદિ ગુણોથી રહિત નિરપેક્ષ, નિર્વિકલ્પ છે. આત્મા સર્વ મનાદિ કલ્પનાથી આદિસિદ્ધ છે, તેનું શી રીતે નિરૂપણ કરી શકાય? તથાપિ

મુમુક્ષુના બોધ વાસ્તે 'સત્, ચિદ્, આનંદરૂપ જે વસ્તુ છે, તે જ બ્રહ્માત્મા તારું સ્વરૂપ છે' એવું શ્રુતિએ કહ્યું છે. તે સત, ચિદ્, આનંદ લક્ષણો ભૂતભૌતિક કાર્યકારણરૂપ પ્રપંચમાં કોઈ પણ મન, પ્રાણ, ઇંદ્રિયાદિ અનાત્મપદાર્થમાં ઘટતાં નથી. આકાશાદિ ભૂતોમાં પણ તે ઘટતાં નથી; ભૌતિકમાં પણ ઘટતાં નથી. તાત્પર્ય માયા, તત્કાર્યરૂપ કોઈ પદાર્થમાં તે ઘટતાં નથી; પરંતુ બુદ્ધિ આદિના સાક્ષી આત્મામાં જ ઘટે છે. તેથી સત્, ચિદ્, આનંદરૂપ વસ્તુ પોતે પોતાનો આત્મા જાણ. હે પુત્ર! આ આત્માનુ સ્વરૂપ પણ, મન, પ્રાણ, દેહ, ઇંદ્રિયાદિ સંઘાત સમષ્ટિવ્યષ્ટિનો અસત્, જડ, દુઃખરૂપ ઉપાધિને લઈને જ કહેલું છે. વાસ્તવ અવાઙ્મનસગોચર આપણો આત્મા છે. જેમ વૃક્ષોના હાલવારૂપ ક્રિયાથી જ વાયુનું રૂપ જાણવામાં આવે છે, અન્યથા નહિ, તેમ સર્વ મનાદિ જડ પદાર્થનો પ્રેરક હોવાથી જ આત્મા જાણવામાં આવે છે. પરંતુ વાસ્તવમાં બ્રહ્માત્માનું સ્વરૂપ જાણવાવાળાને અજ્ઞાત છે, ન જાણવાવાળાને જ્ઞાત છે. તાત્પર્ય કે વાઙ્મનસગોચરરૂપે જાણવાવાળાને અજ્ઞાત છે અને અવાઙ્મનસગોચરરૂપે જાણવાવાળાને જ્ઞાત છે.

હે પુત્ર! દેહ, પ્રાણ, ઇંદ્રિય,[1] મન, બુદ્ધિ, આનંદમય કોષ વગેરે અધ્યાત્મઉપાધિરૂપ[2], પરિચ્છિન્ન પદાર્થોની મધ્યે તું કોઈને પણ જો બ્રહ્માત્માનુ સ્વરૂપ જાણતો હોય, તો તે તુચ્છ વસ્તુ જ જાણે છે! તે જ પ્રમાણે ચક્ષુ આદિ ઇંદ્રિયોના સૂર્યાદિ અધિદૈવ પરિચ્છિન્ન પદાર્થોમાંથી કોઈ એકને તું બ્રહ્માત્મા જાણતો હોય તોપણ તે તુચ્છ છે! તે જ રીતે ભૂત ભૌતિક શબ્દાદિ અધિભૂત પદાર્થોમાં કોઈ એકને તું બ્રહ્માત્માસ્વરૂપ જાણતો હોય તો તું અત્યંત તુચ્છ વસ્તુ જાણે છે! તાત્પર્ય કે માયા અને તત્કાર્યરૂપ કોઈ પદાર્થને તું બ્રહ્માત્માસ્વરૂપ જાણે તો બ્રહ્મ અસત્, જડ, દુઃખરૂપ દશ્ય, મિથ્યા સિદ્ધ થશે; કારણ કે જે જાણવામાં આવે છે તે બ્રહ્માત્મા નથી. બ્રહ્માત્મા સર્વ મનાદિકને જાણવાવાળો છે તેથી સર્વ પૂર્વોક્ત ઉપાધિરહિત બ્રહ્માત્માનુ સ્વરૂપ જાણી શકાતું નથી, કારણ સ્વયપ્રકાશ છે. બુદ્ધિની વૃત્તિરૂપ જ્ઞાનનો વિષય નથી. તેથી તારે સ્વાત્મવિચાર કરવા યોગ્ય છે.

પુત્ર કહે: હુ સમાન, હુ બ્રહ્માત્મા, પોતાના સ્વરૂપરૂપ, સ્વાભાવિક

---

૧ ઇંદ્રિયો સ્વતંત્ર કોષ રચનાર નથી. મન સાથે જાય ત્યારે મનોમય કોષમાં પડે છે, બુદ્ધિ સાથે જાય ત્યારે વિજ્ઞાનમય કોષમા પડે છે. ૨. આત્માને લગતી ઉપાધિરૂપ.

બંધમોક્ષરહિત, અવાઙ્મનસગોચર સર્વાધિષ્ઠાન, જગદ્વિશ્વસંપ્રકાશક, અવેદ્યત્વ, સદા અપરોક્ષ, સાક્ષી, સચ્ચિદ્દ્ઘન, વિશુદ્ધાનંદને સમ્યક્ નિજાત્મા જાણવા સમાન જાણું છું; કોઈ વિષયવિષયીભાવથી જાણતો નથી. પરંતુ સ્વયંપ્રકાશ, ભૂમા સર્વનો અનુભવી આત્મા, વિદિતથી ભિન્ન, ગ્રહણત્યાગને યોગ્ય નથી અને સર્વ વિદિતઅવિદિત ગ્રહણત્યાગ રૂપ પણ હું જ છું (સ્વપ્નદ્રષ્ટાવત્).

પિતા કહે: હે પુત્ર! તું ધન્ય છે. એવું જાણવું એ જ સમ્યક્ જાણવું છે.

## જ્ઞાનીઅજ્ઞાનીનો ભેદ

પુત્ર કહે: હે પિતા! વિધિપક્ષથી પણ બ્રહ્માત્મા સર્વથા અજ્ઞાત જ છે; કારણ કે સર્વરૂપ પોતે હોવાથી તથા અન્યનો અભાવ હોવાથી પણ અજ્ઞાત જ છે. (તેનો જાણનાર બીજો નથી) નિષેધપક્ષથી પણ અવાઙ્મનસગોચર હોવાથી પણ અજ્ઞાત જ થયો, તો પછી જ્ઞાનીઅજ્ઞાની-માં ભેદ શો છે? તેમ જ તેને જાણવાનાં સાધન પણ વ્યર્થ થયા!

પિતા કહે: હે પુત્ર! અનેકવિધ વસ્તુઓનાં પોતપોતાનાં સ્વરૂપ હોય છે. જે વસ્તુનુ જેવું સ્વરૂપ હોય છે તેવુ જ જે જાણે છે તે જ, સમ્યક્-દર્શી છે. અન્ય અસમ્યક્દર્શી છે. જેમ પ્રકાશ્ય–પ્રકાશક, દશ્ય–દ્રષ્ટા, પ્રેર્ય–પ્રેરક, આત્મા–અનાત્માનાં ભિન્નઅભિન્ન જ્ઞાનવાળાને સમ્યક્અસમ્યક્-દર્શી કહે છે તથા વાઙ્મનસગોચર અવાઙ્મનસગોચર બ્રહ્માત્માના સ્વરૂપના ભિન્નઅભિન્ન જ્ઞાનવાળાને સમ્યક્અસમ્યક્દર્શી બ્રહ્મવેત્તા કહે છે, જેમ આત્માને સત્, ચિદ્, આનંદરૂપ અથવા સત્, ચિદ્, આનંદ આત્માના ગુણ જાણવાવાળાને સમ્યક્અસમ્યક્દર્શી કહે છે અને બ્રહ્મા ત્માના એકત્વજ્ઞાન વડે સુખરૂપ મોક્ષ અને જ્ઞાનભિન્ન અન્ય સાધનથી પણ સુખરૂપ મોક્ષ જાણનારાઓને સમ્યક્અસમ્યક્દર્શી કહે છે, તે પ્રમાણે ચાક્ષુષ આદિ જ્ઞાનોમા પણ જાણી લેવું. ઇત્યાદિ અનેક દૃષ્ટાંત છે, તે પ્રમાણે જે અવાઙ્મનસગોચર બ્રહ્માત્માના સ્વરૂપને જાણે છે, તે જ આત્મજ્ઞાની છે. અન્ય અનાત્મજ્ઞાની છે.

હે પુત્ર! શમાદિપૂર્વક કર્મઉપાસનાના અનુષ્ઠાનથી શુદ્ધ, અચળ અંતઃકરણ વિષે જ ગુરુઉપદેશ દ્વારા એવો નિશ્ચય થાય છે, અન્ય રીતે નહિ. સાધન પણ કર્મઉપાસના, શમાદિ તેથી સફળ છે. અન્ય જે અવાઙ્મનસગોચરરૂપ બ્રહ્માત્માને જાણે છે તે જ અનાત્મદર્શી છે. જ્ઞાની-અજ્ઞાનીના શિર ઉપર કાંઈ શૃંગઅશૃંગ હોતું નથી કે તેની ભિન્નભિન્ન

છે, દર્પણ નહિ. દૂરબીનમાંથી પુરુષ જ જુએ છે; દૂરબીન નહિ. દૂરબીન વગેરે જોવાનાં સાધનો છે. હે પુત્ર! આ કાર્યકારણસંઘાતની અવિવેકદૃષ્ટિથી પ્રતીતિની પ્રધાનતા હોય છે અને તેથી આત્મા અધિષ્ઠાનની સ્ફૂર્તિ થતી નથી. જેમ રજ્જુના અજ્ઞાનથી કલ્પિત સર્પાદિની પ્રતીતિ પ્રધાન હોવાથી રજ્જુ ભાસતી નથી, તેમ આત્મા, સર્પાદિ જેવા આ સંઘાતના અંતર ગૂઢ છુપાઈ રહેલો છે. તેમાં વિવેકીને આત્મારજ્જુની પ્રધાનતાનુ સ્ફુટ ભાન થાય છે; અવિવેકીને નહિ.

## માયાવી (ઇદ્રજાલી) પુરુષના દૃષ્ટાંતથી આત્માની અસંગતા

માયાવી ઐંદ્રજાલિક પુરુષ એક તંતુ ઊંચે આકાશમાં ફેંકી પોતે આયુધ સહિત તંતુ ઉપર આરૂઢ થઈ અદૃશ્ય રહી યુદ્ધ કરે છે. પછી ટુકડા ટુકડા થઈને પોતે નીચે પડતો પ્રતીત થાય છે. પુનઃ પૂર્વવત્ હતો તેવો જ ઊઠીને ઊભો થાય છે. તેમાં તે ઇદ્રજાલી પુરુષના સમ્યક્ સત્ય સ્વરૂપને જાણવાવાળા, તેની રચેલી માયા અને તે માયાનાં કાર્યસ્વરૂપોને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અપરોક્ષ જોતા છતાં તેને તે ઇદ્રજાલિકની લીલામાત્ર મિથ્યા માને છે. પોતાની માયાથી આચ્છાદિત છતાં અમાયિક પરમાર્થરૂપ એક ઇદ્રજાલિકને જ સત્ય માને છે. અન્ય સર્વ લીલા મિથ્યા માને છે અને મૂર્ખ આશ્ચર્યવાન થયાથયા લીલા સહિત માયિક ઇદ્રજાળને જ સત્ય માને છે. તે પ્રમાણે નિત્ય સુખ, પ્રકાશ, નિજાત્મારૂપ મહામાયાવી ઐંદ્રજાલિકે આ નામરૂપ જાગ્રતાદિ મિથ્યા પ્રપંચતંતુ પ્રસાર્યો છે. તે તંતુ ઉપર આરૂઢ ઇદ્રજાલિકના સમાન જાગ્રતાદિ અવસ્થાઓનો અભિમાની સમષ્ટિ વિરાટ્ આદિથી અભિન્ન, વિશ્વ, તૈજસ્, પ્રાજ્ઞ આદિ સાભાસ અંતઃકરણ જીવ છે. તે અપરમાર્થરૂપ છે. તેમનામાં યુદ્ધ કરવું, વિભાગરૂપે (ખંડખંડ) થવું, પુનઃ પૂર્વરૂપ થવું આદિ વ્યવહારો ચાલે છે. પરંતુ તતુઆરૂઢ માયાવીથી ભિન્ન પરમાર્થરૂપ માયાવી ઐંદ્રજાલિક પૃથ્વી વિષે સ્થિત છતાં સ્વમાયાથી આચ્છાદિત અદૃશ્ય છે. પૂર્વોક્ત યુદ્ધાદિ સર્વ વિકારોથી રહિત સ્થિત છે. બુદ્ધિમાન તે જાણે છે, અન્ય નથી જાણતા.

તે જ પ્રમાણે તુરીય, તારો પ્રત્યક્ આત્મા, સત્સ્વરૂપ, આ કાર્યકારણસંઘાતની અંદર સ્થિત છતાં, સ્વમાયારૂપ વસ્ત્રથી ઢંકાયેલો છતાં સ્વતઃ નિર્વિકાર છે. પરતુ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અદૃશ્યમાન છતાં પણ કોઈ શ્રદ્ધા આદિ સાધનોથી યુક્ત મુમુક્ષુ, શ્રુતિ અને અનુભવના બળથી તેને સમ્યક્ અપરોક્ષ અનુભવી શકે છે અન્ય નથી કરી શકતા. હે

પુત્ર! વ્યષ્ટિ, જાગ્રતાદિ ઉપાધિઓથી તું જ તુરીય આત્મા વિશ્વાદિ સંજ્ઞાને પામે છે. તે જ પ્રમાણે સમષ્ટિ ઉપાધિઓથી તું ચૈતન્ય જ વિરાટાદિ સંજ્ઞાને પામે છે. ઉપાધિઓથી રહિત તું જ શુદ્ધ બ્રહ્માત્મા કહેવાય છે. જેમ ક્રિયાભેદથી એક જ મનુષ્ય અનેક સંજ્ઞા પામે છે છતાં સર્વ ક્રિયારહિત તે મનુષ્યમાત્ર છે, જેમ એક આકાશ ઘટાદિ ઉપાધિઓથી ઘટાકાશાદિ સંજ્ઞા પામે છે અને ઉપાધિઓથી રહિત શુદ્ધ આકાશમાત્ર છે, તેમ જાણવુ. હે પુત્ર! તારું સ્વરૂપ સર્વ મનબુદ્ધિ આદિનો અનુભવ કરવાવાળું, મનાદિકના અંતર સ્થિત છે, તેથી જ મનાદિકથી અદષ્ટ છે. જેમ સર્વ સ્વપ્નસૃષ્ટિનો અનુભવ કરવાવાળો સ્વપ્નદ્રષ્ટા સર્વ સ્વપ્નસૃષ્ટિના અંતર સ્થિત છે, તેથી જ સ્વપ્નસૃષ્ટિથી સ્વપ્નદ્રષ્ટા અજ્ઞાત, અચિંત્ય રહેતા છતાં સર્વનો દ્રષ્ટા છે. હે પુત્ર! તું ચૈતન્ય સર્વ ધર્મઅધર્મથી એટલે માયા અને તત્કાર્યથી રહિત છે તેથી જ તું શાંત છે. તું દ્રષ્ટાનો દ્રષ્ટા કોઈ નથી. તુ ચૈતન્ય અજાગ્રત, અસ્વપ્ન, અનિદ્રિત છે, તેથી જ તું જાગ્રતાદિકનો અભિમાની વિશ્વાદિ પણ નથી. કારણ તેનો દ્રષ્ટા છે. જેમ કાષ્ઠમા હસ્તિ આદિ પૂતળીઓનો કાષ્ઠવિશેષ અધિષ્ઠાન પર આધાર છે, કારણ કાષ્ઠથી હસ્તિ આદિ ભિન્ન નથી, તે પ્રમાણે તું ચૈતન્ય આ નામરૂપ આકાશાદિ પૂતળીઓનુ અધિષ્ઠાન છે; કારણ કે અસત્ જડ, દુઃખરૂપ, કલ્પિત દશ્યથી તું ચૈતન્યનો સ્વભાવ સત્, ચિદ્, આનંદ જુદો જ જોવામાં આવે છે. અધિષ્ઠાનથી વિષમ[1] સત્તા ભ્રમની જ કહેલી છે. તાત્પર્ય કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી જે ભિન્ન ભાસે તે જ ભ્રમનુ રૂપ છે. તેથી તું દલીલ કરીને વિચાર–દ્રષ્ટાનો સ્વભાવ અને દશ્યનો સ્વભાવ જુદોજુદો છે. એકમેક કેમ કરે છે? સમ્યકદર્શી થા. હે પુત્ર! વાઙ્મનસગોચરરૂપે જે જ્ઞાન થાય છે તે નામરૂપ, જાતિગુણક્રિયાના સંબધવાળા પદાર્થોનુ જ જ્ઞાન થાય છે. તે આત્મજ્ઞાન નથી પરતુ મિથ્યા, ભ્રાંતિરૂપ જ્ઞાન છે. સમ્યક્, અપરોક્ષ, અવાઙ્મનસગોચરરૂપે જે નિજાત્માનુ જ્ઞાન છે, તે જ સમ્યક્ બ્રહ્માત્માનુ જ્ઞાન છે. વાસ્તવમાં આ બને વૃત્તિરૂપ જ્ઞાનનો નિજાત્મા દ્રષ્ટા છે; તેથી કથનચિંતનથી અગોચર છે. જેમ સ્વપ્નનરોના વાઙ્મનસ ગોચર, અવાઙ્મનસગોચર બન્ને જ્ઞાનનો સ્વપ્નદ્રષ્ટા દ્રષ્ટા છે, બન્નેનો વિષય નથી. હે પુત્ર! જેમ શુદ્ધ સ્ફટિકમણિ દૂરસ્થિત રક્તના પ્રતિબિંબથી લાલ રંગવાળો ભાસતો હોય તેથી તે શુદ્ધ સ્ફટિકમણિને તેવો જાણવો એ ભ્રાંતિ છે.

[1] સમાન નહિ તેવી

ઓળખ થાય.

હે પુત્ર! ઇષ્ટ સાધનતા, યોગ્યતા, સ્વકૃતિસાધ્યતા વગેરેના જ્ઞાનપૂર્વક બ્રહ્માથી લઈને કીડી પર્યંત સર્વ જ્ઞાનીઅજ્ઞાનીની પ્રવૃત્તિ થાય છે, તેથી વિપરીત હેતુ (વિદ્યમાન) હોય તો તેથી નિવૃત્તિ થાય છે પરંતુ પરમઅપરમભાવ જ્ઞાનમા નથી કહે, ભેદ જ્ઞાનીઅજ્ઞાનીનો શો થયો? હે પુત્ર! સર્વ પદાર્થોના સામાન્ય વિશેષ જ્ઞાનમા તો માયાવિશિષ્ટ ઈશ્વર વિના સર્વ જીવ જ્ઞાની પણ છે, અજ્ઞાની પણ છે એક પદાર્થના જ્ઞાનમા પણ જીવ જ્ઞાની–અજ્ઞાની કહેવાય છે. જેમ કે માણેકની સમ્યક્ પરીક્ષાવાળો માણેકનો જ્ઞાની કહેવાય છે, અન્ય નહિ તેજ પ્રમાણે શિલ્પવિદ્યાવાળો શિલ્પજ્ઞ કહેવાય છે, તેજ મનુષ્ય ધનુર્વિદ્યામા અલ્પજ્ઞ છે ધનુર્વિદ્યાવાળો શિલ્પવિદ્યામા અલ્પજ્ઞ છે એ જ પ્રમાણે સર્વ સમષ્ટિવ્યષ્ટિ પદાર્થોનુ જાણવુ તેથી યથાર્થ સ્વરૂપમા પદાર્થોને સમ્યક્અસમ્યક્ જાણવામા જ જ્ઞાનીઅજ્ઞાનીપણુ છે, અન્ય કોઈ ચિહ્ન નથી, કેવળ દૃષ્ટિનો ભેદ છે તે પણ સ્વસવેદ્ય[1] છે, પરસવેદ્ય[2] નથી

હે પુત્ર! જ્યા અધિકારી પોતાના નિત્યજ્ઞાન, અનતરૂપ, સર્વાત્માને સમ્યક્ અપરોક્ષ નિજસ્વરૂપ જાણે છે, ત્યા તે ચક્ષુ આદિ સાધનો વડે અથવા ચાક્ષુષ જ્ઞાનથી કયા રૂપાદિ પદાર્થોને જુએ, અર્થાત્ જાણે? અન્ય કોઈ સાધનથી તે જોતો નથી, કારણ સર્વરૂપ પોતે જ છે જેમ પચભૂતનુ કોઈ કાર્ય પોતાના સ્વરૂપને સમ્યક જાણતું હોય તો સર્વ નામરૂપ પ્રપચ પોતારૂપ જ ભાસે છે અને તેથી ઇદરૂપે પોતાનાથી ભિન્ન અન્યને જોતો નથી જેમ તરગ મધુરતા, દ્રવતા, શીતળતારૂપ જળને પોતાનુ સ્વરૂપ સમ્યક જાણે છે, તો સર્વ જળરૂપ પોતે થાય છે, જેમ સ્વપ્નદ્રષ્ટા નિજ વિજ્ઞાનથી સર્વ સ્વપ્નપદાર્થોને પોતે પોતાના રૂપ જુએ છે અને જો તે સર્વાત્મા જ છે, તો કોણ કોને જુએ તે તે દૃષ્ટિથી ભિન્ન જોતો નથી અન્યથા પોતાને ભિન્ન કલ્પે છે અને અન્યને ભિન્ન જાણી દુ ખ પામે છે

## ચક્ષુ આદિ ઇંદ્રિયો આત્મા નથી

હે પુત્ર! શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધ અને મૈથુનજન્ય સુખ, અનિષ્ટસબધજન્ય દુ ખ, ઇષ્ટસબધજન્ય સુખ અને સકલ્પ, નિશ્ચય આદિ જેનાથી જાણી શકાય છે તે જ તારુ સ્વરૂપ છે

૧ જાતે અનુભવી શકાય તેવો ૨ પારકાથી અનુભવી શકાય તેવો

પુત્ર કહે : ચક્ષુ, મન આદિ ઇંદ્રિયો વડે રૂપાદિ વિષય જાણવામાં આવે છે, તેથી ચક્ષુ આદિ ઇંદ્રિયો જ આત્મા થઈ!

પિતા કહે : હે પુત્ર! તીર(બાણ)થી અથવા બંદૂકથી નિશાન વીંધાતું પ્રતીત થાય છે, પરંતુ વિચાર કરે તો ચૈતન્ય પુરુષ વિના જડ, પરતંત્ર તીર વગેરે નિશાનને શી રીતે વીંધે! ન જ વીંધે એમ જણાશે; કારણ કે નિશાન, તીર, બંદૂક, ધનુષ તેમ જ હાથ, ચક્ષુ, મનાદિ પુરુષપ્રયત્ન વિના કંઈ કરી શકતાં નથી તથા જાણી પણ શકતાં નથી. પુરુષ જ સર્વ તીર વગેરેના ન્યૂનાધિક હાલને જાણે છે અને તેનો ન્યૂનાધિક ભાવ કરી શકે છે. મંદિરમાંનો દીપક જ બારીઓ દ્વારા બહારના પદાર્થોને પ્રકાશે છે, બારીઓ નહિ. તે પ્રમાણે દૃષ્ટાંતથી જાણી લેવું. તીર વગેરે સમાન મન વગેરે છે. લૌકિક પુરુષવત્ આત્મા છે તેથી જડ, પરતંત્ર, મન ઇંદ્રિયાદિ આત્મા નથી—જેમ તીર વગેરે પુરુષ નથી તેમ. હે પુત્ર! જેમ રજ્જુસર્પના સમ્યક્ વિવેકના સમકાલે જ રજ્જુ વિષે સર્પની નિવૃત્તિ થાય છે અને અકંપાદિની પ્રાપ્તિ વાસ્તે અન્ય સાધનાદિ શોધવા જવાની જરૂર નથી, અને જો શોધવા જાય તો તે બ્રાંતિવાળો છે; કારણ જ્ઞાનના સમકાલે જ ભયકંપની નિવૃત્તિ અને રજ્જુની પ્રાપ્તિ થાય છે, તે પ્રમાણે પ્રત્યક્ આત્માના સમ્યક્ જ્ઞાન સાથે બંધની નિવૃત્તિ થાય છે અને મોક્ષની પ્રાપ્તિ વાસ્તે અન્ય પ્રમાણ અથવા અન્ય સાધન અથવા અન્ય ફળ શોધવા યોગ્ય નથી. જે શોધે છે તે બ્રાંતિવાળો છે. હે પુત્ર! યદ્યપિ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી આ સંસાર સત્ય ભાસે છે, તથા પ્રત્યક્ષાદિના જ્ઞાનમાં સાધન પણ પ્રતીત થાય છે તથા રૂપાદિ જ્ઞેય પણ પ્રતીત થાય છે છતાં પણ એ ત્રિપુટી મિથ્યા માયામાત્ર છે. પ્રમાતા, પ્રમાણ, પ્રમેયનો જ્ઞાતા, દ્રષ્ટા, તારું સ્વરૂપ છે, ત્રિપુટી તારું સ્વરૂપ નથી. સ્વપ્નનાં પ્રમાતા, પ્રમાણ, પ્રમેય આદિ ત્રિપુટી સદ્રૂપ ભાસે છે, તથા પ્રત્યક્ષાદિ પ્રમાણ રૂપાદિના સાધન જણાય છે તોપણ તે મિથ્યા માયામાત્ર છે. સ્વપ્નના સર્વ ઇંદ્રિયાદિ પદાર્થ એક દ્રષ્ટા, ચૈતન્ય આત્માથી જ પ્રકાશમાન છે. તે દ્રષ્ટા વિના કોઈ પણ સ્વપ્નનાં ઇંદ્રિય, સૂર્ય, ઘટપટાદિ પદાર્થો વિષે, પોતપોતામાં પ્રકાશ્યપ્રકાશકભાવ નથી. તે પ્રમાણે આત્મા જ પ્રત્યક્ષાદિ પ્રમાણોનો તથા સર્વ દૃશ્યનો પ્રકાશક છે. ઇંદ્રિય સૂર્યાદિથી ઘટપટાદિ પ્રકાશતા નથી. પરંતુ આત્મા જ ઇંદ્રિયસૂર્યાદિ પદાર્થમાં સ્થિત રહ્યોરહ્યો મનઇંદ્રિયાદિ સર્વ પદાર્થોને પ્રકાશે છે. પુરુષ જ મકાનની બારી દ્વારા બહારના સર્વ પદાર્થને જુએ છે, બારીઓ નહિ. દર્પણુમાંના અનેક પ્રતિબિંબને પુરુષ જ પ્રકાશે

છે, દર્પણ નહિ. દૂરબીનમાંથી પુરુષ જ જુએ છે; દૂરબીન નહિ. દૂરબીન વગેરે જોવાનાં સાધનો છે. હે પુત્ર! આ કાર્યકારણસંઘાતની અવિવેકદૃષ્ટિથી પ્રતીતિની પ્રધાનતા હોય છે અને તેથી આત્મા અધિષ્ઠાનની સ્ફૂર્તિ થતી નથી. જેમ રજ્જુના અજ્ઞાનથી કલ્પિત સર્પાદિની પ્રતીતિ પ્રધાન હોવાથી રજ્જુ ભાસતી નથી, તેમ આત્મા, સર્પાદિ જેવા આ સંઘાતના અંતર ગૂઢ છુપાઈ રહેલો છે. તેમાં વિવેકીને આત્મારજ્જુની પ્રધાનતાનું સ્ફુટ ભાન થાય. છે; અવિવેકીને નહિ.

## માયાવી (ઇંદ્રજાલી) પુરુષના દૃષ્ટાંતથી આત્માની અસંગતા

માયાવી ઐંદ્રજાલિક પુરુષ એક તંતુ ઊંચે આકાશમાં ફેંકી પોતે આયુધ સહિત તંતુ ઉપર આરૂઢ થઈ અદૃશ્ય રહી યુદ્ધ કરે છે. પછી ટુકડા ટુકડા થઈને પોતે નીચે પડતો પ્રતીત થાય છે. પુનઃ પૂર્વવત્ હતો તેવો જ ઊઠીને ઊભો થાય છે. તેમાં તે ઇંદ્રજાલી પુરુષના સમ્યક્ સત્ય સ્વરૂપને જાણવાવાળા, તેની રચેલી માયા અને તે માયાનાં કાર્યસ્વરૂપોને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અપરોક્ષ જોતા છતાં તેને તે ઇંદ્રજાલિકની લીલામાત્ર મિથ્યા માને છે. પોતાની માયાથી આચ્છાદિત છતાં અમાયિક પરમાર્થરૂપ એક ઇંદ્રજાલિકને જ સત્ય માને છે. અન્ય સર્વ લીલા મિથ્યા માને છે અને મૂર્ખ આશ્ચર્યવાન થયાથયા લીલા સહિત માયિક ઇંદ્રજાળને જ સત્ય માને છે. તે પ્રમાણે નિત્ય સુખ, પ્રકાશ, નિત્યસ્વરૂપ મહામાયાવી ઐંદ્રજાલિકે આ નામરૂપ જાગ્રતાદિ મિથ્યા પ્રપંચતંતુ પ્રસાર્યો છે. તે તંતુ ઉપર આરૂઢ ઇંદ્રજાલિકના સમાન જાગ્રતાદિ અવસ્થાઓનો અભિમાની સમષ્ટિ વિરાટ્ આદિથી અભિન્ન, વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ આદિ સાભાસ અંતઃકરણ જીવ છે. તે અપરમાર્થરૂપ છે. તેમનામાં યુદ્ધ કરવું, વિભાગરૂપે (ખંડખંડ) થવું, પુનઃ પૂર્વરૂપ થવું આદિ વ્યવહારો ચાલે છે. પરંતુ તંતુઆરૂઢ માયાવીથી ભિન્ન પરમાર્થરૂપ માયાવી ઐંદ્રજાલિક પૃથ્વી વિષે સ્થિત છતાં સ્વમાયાથી આચ્છાદિત અદૃશ્ય છે. પૂર્વોક્ત યુદ્ધાદિ સર્વ વિકારોથી રહિત સ્થિત છે. બુદ્ધિમાન તે જાણે છે; અન્ય નથી જાણતા.

તે જ પ્રમાણે તુરીય, તારો પ્રત્યક્ આત્મા, સત્સ્વરૂપ, આ કાર્યકારણસંઘાતની અંદર સ્થિત છતાં, સ્વમાયારૂપ વસ્ત્રથી ઢંકાયેલો છતાં સ્વતઃ નિર્વિકાર છે. પરંતુ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અદૃશ્યમાન છતાં પણ કોઈ શ્રદ્ધા આદિ સાધનોથી યુક્ત મુમુક્ષુ, શ્રુતિ અને અનુભવના બળથી તેને સમ્યક્ અપરોક્ષ અનુભવી શકે છે અન્ય નથી કરી શકતા. હે

પુત્ર! વ્યષ્ટિ, જાગ્રતાદિ ઉપાધિઓથી તુ જ તુરીય આત્મા વિશ્વાદિ સજ્ઞાને પામે છે. તે જ પ્રમાણે સમષ્ટિ ઉપાધિઓથી તું ચૈતન્ય જ વિરાટાદિ સજ્ઞાને પામે છે. ઉપાધિઓથી રહિત તું જ શુદ્ધ બ્રહ્માત્મા કહેવાય છે. જેમ ક્રિયાભેદથી એક જ મનુષ્ય અનેક સજ્ઞા પામે છે છતા સર્વ ક્રિયારહિત તે મનુષ્યમાત્ર છે, જેમ એક આકાશ ઘટાદિ ઉપાધિઓથી ઘટાકાશાદિ સજ્ઞા પામે છે અને ઉપાધિઓથી રહિત શુદ્ધ આકાશમાત્ર છે, તેમ જાણવુ. હે પુત્ર! તારુ સ્વરૂપ સર્વ મનબુદ્ધિ આદિનો અનુભવ કરવાવાળુ, મનાદિકના અતર સ્થિત છે, તેથી જ મનાદિકથી અદષ્ટ છે. જેમ સર્વ સ્વપ્નસૃષ્ટિનો અનુભવ કરવાવાળો સ્વપ્ન દ્રષ્ટા સર્વ સ્વપ્નસૃષ્ટિના અતર સ્થિત છે, તેથી જ સ્વપ્નસૃષ્ટિથી સ્વપ્ન-દ્રષ્ટા અજ્ઞાત, અચિંત્ય રહેતા છતા સર્વનો દ્રષ્ટા છે. હે પુત્ર! તુ ચૈતન્ય સર્વ ધર્મઅધર્મથી એટલે માયા અને તત્કાર્યથી રહિત છે તેથી જ તું શાત છે. તું દ્રષ્ટાનો દ્રષ્ટા કોઈ નથી. તુ ચૈતન્ય અજાગ્રત, અસ્વપ્ન, અનિદ્રિત છે, તેથી જ તું જાગ્રતાદિકનો અભિમાની વિશ્વાદિ પણ નથી. કારણ તેનો દ્રષ્ટા છે જેમ કાષ્ઠમા હસ્તિ આદિ પૂતળીઓનો કાષ્ઠવિશેષ અધિષ્ઠાન પર આધાર છે, કારણ કાષ્ઠથી હસ્તિ આદિ ભિન્ન નથી, તે પ્રમાણે તું ચૈતન્ય આ નામરૂપ આકાશાદિ પૂતળીઓનુ અધિષ્ઠાન છે, કારણ કે અસત્ જડ, દુઃખરૂપ, કલ્પિત દશ્યથી તુ ચૈતન્યનો સ્વભાવ સત્, ચિદ્, આનદ જુદો જ જોવામા આવે છે. અધિષ્ઠાનથી વિષમ[1] સત્તા ભ્રમની જ કહેલી છે. તાત્પર્ય કે અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્માથી જે ભિન્ન ભાસે તે જ ભ્રમનુ રૂપ છે તેથી તુ દલીલ કરીને વિચાર-દ્રષ્ટાનો સ્વભાવ અને દશ્યનો સ્વભાવ જુદોજુદો છે એકમેક કેમ કરે છે? સમ્યકદર્શી થા હે પુત્ર! વાઙ્મનસગોચરરૂપે જે જ્ઞાન થાય છે તે નામરૂપ, જાતિગુણક્રિયાના સબધવાળા પદાર્થોનુ જ જ્ઞાન થાય છે. તે આત્મજ્ઞાન નથી પરતુ મિથ્યા, ભ્રાતિરૂપ જ્ઞાન છે. સમ્યક, અપરોક્ષ, અવાઙ્મનસગોચરરૂપે જે નિજાત્માનુ જ્ઞાન છે, તે જ સમ્યક્ બ્રહ્માત્માનુ જ્ઞાન છે. વાસ્તવમા આ બને વૃત્તિરૂપ જ્ઞાનનો નિજાત્મા દ્રષ્ટા છે, તેથી કથનચિતનથી અગોચર છે જેમ સ્વપ્નનરોના વાઙ્મનસ ગોચર, અવાઙ્મનસગોચર બન્ને જ્ઞાનનો સ્વપ્નદ્રષ્ટા દ્રષ્ટા છે, બન્નેનો વિષય નથી. હે પુત્ર! જેમ શુદ્ધ સ્ફટિકમણિ દૂરસ્થિત રક્તના પ્રતિબિબથી લાલ રગવાળો ભાસતો હોય તેથી તે શુદ્ધ સ્ફટિકમણિને તેવો જાણવો એ ભ્રાતિ છે

૧ સમાન નહિ તેવી

## જાગ્રત્ અને સ્વપ્ન બંને સમાન જ છે

પુત્ર કહે : હે પિતા! સ્વપ્ન અલ્પકાળ સ્થાયી છે. જાગ્રત દીર્ઘકાળ સ્થાયી છે. સ્વપ્નપદાર્થ એક વાર જોયો, પુનઃ તે દેખાતો નથી. જાગ્રતમા જોયેલો પદાર્થ સ્વપ્ન અથવા સુષુપ્તિ થઈ ગયા પછી પણ દેખાય છે તો સ્વપ્ન જાગ્રતને તુલ્ય કેમ કહ્યા છે?

પિતા કહે : હે પુત્ર! રજ્જુ વિષે દીર્ઘકાળ પુરુષને સર્પની પ્રતીતિ થઈ. પુનઃ તે જ રજ્જુ વિષે પુરુષને માળા અથવા જળની લહેર અલ્પ કાળ પ્રતીતિ થઈ. પુનઃ તે જ રજ્જુ વિષે તે પુરુષને પૂર્વવત્ સર્પની પ્રતીતિ, દીર્ઘકાળ માળા, દંડની પ્રતીતિરહિત થાય, તો તું જ વિચાર કે એમાં ભેદ શો? કંઈ નહિ. સ્વપ્નમા પણ સ્વપ્નાંતર થાય છે તો પ્રથમ સ્વપ્નમાં જોયેલા પદાર્થ સ્વપ્નાંતર થઈ ગયા છતા તેવા ને તેવા જ રહે છે અને સ્વપ્નાંતરમા જોયેલા પદાર્થ પ્રથમ સ્વપ્નમાં તેના તે રહેતા નથી એ અનુભવસિદ્ધ છે. હે પુત્ર! સર્વ જાગ્રતાદિ પ્રપંચ તું અધિષ્ઠાનમા સ્વપ્નરજ્જુસર્પવત્ સમાન જ કલ્પિત છે. કિંચિત્ ભેદ નથી.

## આત્મા જ સર્વનો પ્રકાશક છે

હે પુત્ર! જેમ સૂર્ય નેત્રોમા રહ્યોરહ્યો નેત્રને પ્રકાશે છે અને નેત્ર દ્વારા રૂપને પણ પ્રકાશે છે, તે જ પ્રમાણે તું ચૈતન્ય મન, પ્રાણ, દેહ, ઇન્દ્રિયાદિકમા સ્થિત રહ્યોરહ્યો મનઇંદ્રિયાદિને પણ પ્રકાશે છે અને મનઇંદ્રિયાદિ દ્વારા સર્વ જગતના વ્યવહાર સિદ્ધ કરે છે. કારણ કે, તું આત્માથી ભિન્ન સર્વ જડ છે. હે પુત્ર! મન સંકલ્પ દ્વારા ક્રમથી સર્વ પદાર્થો સાથે ચિંતનરૂપ સંબંધ કરે છે અને આ આત્મા મનના પહોંચવાના પહેલા જ મન વિષે તથા નામરૂપ પદાર્થોમા અસ્તિ, ભાતિ, પ્રિયરૂપે પ્રાપ્ત છે. જેમ વાયુના અથવા વાયુથી ચલિત તૃણના અન્ય સ્થાનમા પહોંચવાના પૂર્વે આકાશ વાયુમા તથા સર્વ પદાર્થોમા પ્રાપ્ત છે, જેમ સ્વપ્નમા સ્વપ્નનરોના અન્ય સ્થાને પહોંચવાના પૂર્વે જ સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નનરોને હાજરહજૂર છે, જેમ તરંગ જ્યા જશે ત્યા જળ અગાઉથી જ ગયેલુ હશે, તેમ આ શરીર જ્યાં જશે ત્યા આગળથી જ પંચભૂત હશે.

હે પુત્ર! અંતઃકરણની જે જે વૃત્તિ સ્વપ્ન અથવા તો ઇંદ્રિય દ્વારા ઉત્પન્ન થાય છે, તે તે આત્માના પ્રકાશ વડે પ્રકાશિત થયેલી જ ઉત્પન્ન થાય છે—જેમ અગ્નિ વડે તપાવેલા લોહને કૂટવાથી જેટલી ચિનગારીઓ ઊડે છે, તે સર્વ અગ્નિ વડે પ્રકાશિત જ નીકળે છે, તે રીતે.

## આત્મા એક જ છે

હે પુત્ર! જેમ એક જ સૂર્ય જળનાં અનેક પાત્રોમાં અનેક રૂપે દેખાય છે, પરંતુ વસ્તુતઃ એક જ છે, તેમ આત્મા, તારું સ્વરૂપ, અંતઃકરણાદિ ઉપાધિ વડે અનેકરૂપ જણાતો છતાં વસ્તુતઃ એકરૂપ જ છે. સત્ ચિદ્ આનંદસ્વરૂપ નિજાત્મા જ દુઃખોથી રહિત અપરોક્ષ સુખ, મોક્ષરૂપ છે. અન્ય અનાત્મસંસાર દુઃખરૂપ, બંધ છે. પછી જે ઇચ્છા હોય તે કર.

## જ્ઞાનીને ધ્યાનની કર્તવ્યતા—અકર્તવ્યતા

પુત્ર કહે: જ્ઞાનવાનને પણ ધ્યાન કર્તવ્ય છે કે નહિ?

પિતા કહે: હે પુત્ર! શુદ્ધ દર્પણમાં આપણું મોં જોયું, પછી સુખનું ધ્યાન કરવું જોઈએ કે નહિ? પુનઃ દર્પણમાં જોઈએ તો તે વિલાસમાત્ર છે, કર્તવ્ય નથી. હે પુત્ર! પ્રત્યક્ આત્મા તારું સ્વરૂપ સ્વભાવથી જ બંધમોક્ષાદિ વિકલ્પથી રહિત છે. પરંતુ સમ્યક્ આત્મજ્ઞાનરહિત પુરુષ પોતાનામાં બંધમોક્ષની કલ્પના કરીને પછી તેની નિવૃત્તિપ્રાપ્તિ વાસ્તે અનેક પ્રકારના યત્ન કરતાંકરતાં દુઃખ અનુભવે છે. તે જ રીતે પોતે જ આત્મવિચાર કરી સુખ પામે છે; તેથી પોતે જ સુખદુઃખ કલ્પે છે અને પોતે જ તે શમાવે છે, તો પછી એ જ માલિક છે. આકાશના સ્વરૂપને ન જાણનાર અજ્ઞાની, નીલતા, રજાદિ મલિનતાથી આકાશને મલિન જાણી તેની નિવૃત્તિને વાસ્તે યત્ન કરે, પરંતુ સમ્યક્ આકાશના સ્વરૂપને જાણનાર જ્ઞાની આકાશમાં મલિનતા જોતો નથી તેથી યત્ન જ કરતો નથી.

હે પુત્ર! જેમ પંચ વિષય સર્વ બ્રહ્માદિ લોકમાં એકસરખા છે અને જેમ ષોડશ કલારૂપ સૂક્ષ્મ શરીર સર્વ બ્રહ્માદિથી કીડી પર્યંત સ્થૂલ શરીરમાં એકસરખાં જ છે, તે પ્રમાણે આ મનાદિકનો સાક્ષી આત્મા વિષ્ણુથી કીડી પર્યંત સર્વમાં નિર્વિકાર અસંગ નિર્વિકલ્પ સત્, ચિત્, સુખરૂપ બંધમોક્ષથી રહિત એકસરખો સર્વના હૃદયમાં સ્થિત છે; તેથી ગ્રહણત્યાગ, આવિર્ભાવતિરોભાવ, પોતે પોતાનારૂપ હોવાથી થતા જ નથી.

## પરમ સમાધિ—પરમ પદાર્થ

ચિત્તની એકાગ્રતારૂપ સમાધિ અને ચિત્તના વિક્ષેપરૂપ અસમાધિ, બન્નેના દ્રષ્ટા પોતાને જાણવા, એ જ પરમ સમાધિ છે. હે પુત્ર! મન સહિત પ્રતિબિંબરૂપ જીવને સમાધિ આદિ કરવાનું છે અથવા

નથી કરવાનું. પરંતુ બિબરૂપ સૂર્ય-આત્માને કરવાનુ કઈ નથી એ પ્રત્યક્ષ, સિદ્ધ છે. પ્રતિબિબની સમાધિ એટલે શું ? ચળ-અચળ જળમા સ્થિત છતા પોતાનુ બિબરૂપ જાણવુ તે જ. પ્રતિબિબની અસમાધિ શુ ? પોતાને બિંબથી પૃથક્ જાણવુ. આ જ સમાધિ અસમાધિનુ સ્વરૂપ માલૂમ પડે છે. જો બિબપ્રતિબિબના કર્તવ્ય પોતાના માને તો તે ભ્રાતિ છે. તું બિબભૂત આત્મા ત્યાગનો ત્યાગ કર. વૈરાગ્યનો વૈરાગ્ય કર. સમાધિ-અસમાધિને સિદ્ધ કરવાવાળો, પ્રથમ સ્વત સિદ્ધ, પોતાને જાણવારૂપ જાણ, તેથી જ સુખીવત્ સુખી થાય. એ જ બ્રહ્મરૂપ, અસ્પર્શ યોગરૂપ, સમાધિ છે. તે નિર્વિવાદ, સર્વને સુલભ, અત્યત હિતકર છે. એ જ બ્રહ્મવિદોનુ ધન છે. શાસ્ત્ર વિદ્વાન અને સ્વરૂપ અનુભવના સમ્યક્ વિચારથી સુલભતાથી પ્રાપ્ત થાય છે, અધિકારીઓને.

## આત્મા-અનાત્માનો સ્વભાવ તથા બંધમોક્ષને અર્થે અકર્તવ્યતા

હે પુત્ર ! આત્મા-અનાત્મા બે વસ્તુ છે. તેના ભિન્નભિન્ન સ્વભાવ છે. આત્મા અનાત્મા નથી થતો અને અનાત્મા આત્મા નથી થતો-તમસ અને પ્રકાશવત્. એ બન્નેની મધ્યમા આત્મામા કે અનાત્મામા કોઈ એકમા તારે અહંપ્રત્યય અવશ્ય કરવો પડશે. કારણ ત્રીજી વસ્તુનો અભાવ છે અને કોઈ ને કોઈ પદાર્થ વિષે અહંપ્રત્યય કર્યા વિના મન માનતુ નથી, તેથી તુ સમ્યક્ વિચાર કરીને કહે, એ બેનેમા તુ કોણ છે ? આત્મા કે અનાત્મા ? જો તું આત્મા છે તો કાર્યકારણરૂપ સઘાત આદિ અનાત્મા તથા તેના ધર્મ જન્માદિ, તે તું આત્મા દ્રષ્ટા હોવાથી તને પહોચતા નથી. જો તું અનાત્મા છે તો અનેક યત્નથી પણ જન્માદિ બધન દૂર થઈ શકતા નથી કારણ બનેના સ્વભાવ સ્વત સિદ્ધ છે, તેથી બને રીતે તારે બધમોક્ષની નિવૃત્તિ-પ્રાપ્તિવાસ્તે અનેક સાધનોનુ કર્તવ્ય નિષ્ફળ છે. એ જ રીતે દ્રષ્ટા અને દૃશ્ય વિષે, પ્રેરકપ્રેર્ય વિષે, અસત્સત્ વિષે, જડ-ચૈતન્ય વિષે, સુખ અને દુખ વિષે, પૂર્ણઅપૂર્ણ વિષે, સગીઅસગી વિષે, સ્વાભાવિક નિર્વિકલ્પસવિકલ્પ વિષે, સસારીઅસસારી વિષે, વાઙ્મનસગોચર અવાઙ્મનસગોચર વિષે, નિર્વિકારસવિકાર વિષે, પરમાર્થ શુદ્ધઅશુદ્ધ વિષે, ઈત્યાદિ સર્વ પદાર્થોમા ઘટાવી લેવું. તાત્પર્ય કે પૂર્વોક્ત વિશે પદોમા એક તો અનાત્માદિ કાર્યકારણપ્રપચ દૃશ્ય કોટિનું છે, અને એક આત્માદિ વિશેષણ બ્રહ્માત્મકોટિનું છે. જે અર્થ આત્મા-અનાત્મામા

કર્યો તે જ અન્યમાં પણ સમજી લેવો.

હે પુત્ર! સમ્યક્ વિચારીને કહે, તું હવે પોતાને શું જાણે છે?

પુત્ર કહે: હે પિતા! આત્માઅનાત્માદિ વિચારનો, નિશ્ચય, મનન, ચિંતન, અહંપ્રત્યય કરવો એ સર્વ અંતઃકરણના સ્વભાવ છે. હું ચૈતન્ય તો એ સ્વભાવથી રહિત, મનવાણીથી અવાચ્ય, સ્વયંપ્રકાશરૂપ છું. મારા વિષે જાણવા ન જાણવાપણું છે જ નહિ. હું ચૈતન્યને કિંચિતમાત્ર પણ બંધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ અર્થે કર્તવ્ય નથી. એ જ મારો નિશ્ચય છે.

પિતા કહે: હે પુત્ર! વાઙ્મનસગોચરાદિ વિશેષણ સહિત મનાદિ દશ્યને તથા તેના સંકલ્પાદિ ધર્મોને, દ્રષ્ટા, પોતાનું સ્વરૂપ ન માનીશ.

## કૃષ્ણ અને ઝુલણોત્સવ

### (કૃષ્ણનું ધ્યાન)

ક્ષેત્રજ્ઞ કૃષ્ણ પોતે છે. ક્ષેત્ર દશ્યરૂપ, ક્ષેત્રજ્ઞ કૃષ્ણને ન કરીશ. એ ભક્તિ છતાં અભક્તિ છે. પૂજા પણ અપૂજા છે. સમ્યક્ કૃષ્ણની પૂજા એ જ જાણવી કે ક્ષેત્રક્ષેત્રજ્ઞને જુદાજુદા જાણવા. હે પુત્ર! માયારૂપી પૃથ્વી વિષે, તુલાવિદ્યારૂપ વૃંદાવનમાં, આ સંઘાતરૂપ મંદિર વિષે, અંતઃકરણરૂપ હિંડોળામાં સ્થિત, ક્ષેત્રજ્ઞરૂપ તું કૃષ્ણને, રજતમરૂપ દોરીઓથી, ચિદાભાસયુક્ત અંધકારરૂપ જીવપૂજારી, ઝુલાવવાની માફક ઝુલાવી રહ્યો છે અને તું અનેક દૈવી આસુરી ગુણરૂપ પુષ્પોની સુગંધ લેવા સમાન લઈ રહ્યો છે. અર્થાત્ તેમને પ્રકાશી રહ્યો છે. મન, ચક્ષુ આદિ ઇંદ્રિય રૂપ લોકો તારાં દર્શન કરી પ્રસન્ન થાય છે; એટલે કે પોતપોતાના વિષયમાં ક્ષેત્રજ્ઞ તું કૃષ્ણની સત્તાસ્ફૂર્તિ વડે પ્રવૃત્તિનિવૃત્તિરૂપ વ્યવહાર કરે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વિષયરૂપ ભોગ્ય પદાર્થો, નામરૂપ પ્રપંચરૂપી થાળમાં મૂકી, પૂર્વોક્ત જીવ અથવા માયાવિશિષ્ટ શબલ બ્રહ્મ, ચિદાભાસ સહિત માયારૂપ ઈશ્વર, મહંત, તું કૃષ્ણને સુખદુઃખના અનુભવરૂપ ભોગ ધરે છે; અર્થાત્ તું ચૈતન્ય જ સુખદુઃખાદિનો અનુભવ કરવાવાળો છે. અન્ય જડ નહિ. શરીરની રોમાવલી તારી સમીપ વૃક્ષોના બગીચા જેવી છે. તું જ ક્ષેત્રજ્ઞ કૃષ્ણ અવાઙ્મનસગોચરરૂપે કથનચિંતન કરવાવાળી બ્રહ્મવિદ્યારૂપ બુદ્ધિ રાધા સાથે તથા બુદ્ધિની અનેક વૃત્તિરૂપ ગોપીઓ સાથે પૂર્વોક્ત વૃંદાવનમાં રાસ રમી રહ્યો છે! અર્થાત સર્વનો કર્તા, ભોક્તા, ત્યાગી છતાં અકર્તા, અભોક્તા, અત્યાગી, સ્વમહિમામાં સ્થિત છે! પંચભૂત તારી પૂજાનાં પાત્ર છે. પંચકોશ પૂર્વોક્ત મંદિરનાં દ્વાર છે. અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ સમ્યક્ અપરોક્ષ

નિજાત્મજ્ઞાન મંદિરની પરિક્રમા છે. કારણ પરિક્રમા કરવાથી દેવ વચમાં આવી જાય છે તે પ્રમાણે સત, ચિદ્, આનંદસ્વરૂપથી ભિન્ન, તું બ્રહ્માત્માનું સ્વરૂપ છે નહિ. શ્રુતિસ્મૃતિ વિદ્વાનોના અનુભવમંદિરમાં ઘંટ સમાન છે. સૂર્યચંદ્ર બંને વૃક્ષ સમાન છે. તારાગણ અંતર-બાહ્ય નાના દીપકો સમાન છે. દિનરાત્રિ નગારા જેવા છે. જગતના અત્યંતાભાવરૂપ દૃઢ નિશ્ચય તે મંદિરની શોભા છે. ધર્મ, અર્થ, કામ, મોક્ષ મંદિરના ચાર ખૂણા છે. વિષયોમાં અરતિ મંદિરની કાંતિ છે. પુત્રઈષણા, ધનઈષણા, વિત્તઈષણાના ત્યાગરૂપ મનોનાશ, વાસનાક્ષય અને તત્ત્વજ્ઞાનરૂપી દેવના મસ્તક ઉપર તિલક છે. પોતાના કાર્ય સહિત માયા, અવિદ્યારૂપ મળને ધોવા હું સત, ચિદ્, આનંદ, અસંગ છું, એ નિશ્ચયરૂપ દેવનું સ્નાન છે અને અંતર્ બહિર્ સર્વ નામરૂપ અનાદિ દૃશ્યનો હું સત્, ચિદ્, સુખરૂપ દ્રષ્ટા આત્મા છું, એ નિરંતર બ્રહ્માકાર વૃત્તિરૂપ તુલસી એ (ઠાકોર) દેવ ઉપર ચઢે છે પોતાના સહિત સર્વ હરિરૂપ જાણવા પૂર્વક, સર્વ કાયિક, વાચિક, માનસિક વ્યવહારમાં નિષ્કર્તવ્યતા, ચિંતન એ દેવના આભૂષણ છે. હું પરિચ્છિન્ન નથી. સર્વ તું જ છે, એ તેની નમસ્કારરૂપ સ્તુતિ છે. અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું આત્મામાં નામરૂપ જગત છે જ નહિ એ દૃઢ નિશ્ચય, તુ દેવનું ચરણામૃત છે. હું આત્મા ત્રિગુણાતીત, ગુણોનો સાક્ષી છું એ નિશ્ચય દેવનું પાનબીડું છે. સંસાર રૂપ જડ પૂતળીની ચેષ્ટા કરાવવાવાળો પોતાને જાણ્યો એ જ તારી આરતી છે. મનરૂપી વાયુના સ્ફુરણઅસ્ફુરણકાળે હું ચેતન્ય આકાશવત્ સમ છું, એ જ તારો પંખો ચાલી રહેલો છે! જેમ સૂર્યના કિરણ સૂર્યથી અભિન્ન છે, તેમ નામરૂપ, તુ ચૈતન્યમાં અધ્યસ્ત હોવાથી, તારાથી અભિન્ન છે. એ જ તારા સમીપ ધૂપ છે મન-ઇંદ્રિયનું દમન એ જ મર્દન છે જે આ પ્રકારે ધ્યાન કરે છે, તે આ લોકમાં અથવા બ્રહ્મલોકમાં જ્ઞાન દ્વારા મોક્ષને પ્રાપ્ત થાય છે

## મોક્ષ કોને પ્રાપ્ત થાય છે?

હે પુત્ર! સમ્યક્ આત્મજ્ઞાનીની સર્વ ચેષ્ટાઓ સમાધિરૂપ જ છે, જેમ આ સંઘાતની સર્વ ચેષ્ટા પંચભૂતરૂપ જ છે. આત્મજ્ઞાની મોક્ષની ઇચ્છા ન કરતા છતા મોક્ષને પામે છે, જેમ પક્વ ફળ વૃક્ષ ઉપરથી પડવાની ઇચ્છા ન કરતા છતા બળાત્કારે નીચે પડી જાય છે બ્રહ્માત્માના અજ્ઞાની મોક્ષને માટે લાખો ઇચ્છા કરતા છતા પણ મોક્ષને પામતા નથી, જેમ કૂપમાં પડેલો પુરુષ લાખો વાર કૂદવાથી પણ બહાર નીકળી

શકતો નથી. તેથી સમ્યક્ દેહાભિમાનના ત્યાગપૂર્વક આત્મદર્શી થા.

## સમ્યક્ ત્યાગ

પુત્ર કહે: સમ્યક્ ત્યાગ શું છે?

પિતા કહે: હે પુત્ર! જેમ તરંગ, ભૂષણ, રમકડાંના ભૌતિક પદાર્થમાં, ઘટપટાદિમાં, રજ્જુના સર્પાદિ પદાર્થોમાં અને સ્વપ્નપદાર્થોમાં જળ, સુવર્ણ, સાકર, પંચભૂત, મૃત્તિકા, તંતુ, રજ્જુ અને સ્વપ્નદ્રષ્ટા આદિના સમ્યક્ વિચાર વડે તે તે બુદ્ધિ કરવી અર્થાત્ જળાદિ કારણથી ભિન્ન તરંગાદિ કાર્યોનો મિથ્યાત્વનિર્ણય અથવા અભાવપણાને અથવા તો તેમને જળ વગેરે રૂપ જાણવાં એ જ તરંગાદિનો ત્યાગ છે, તે પ્રમાણે નામરૂપ, કાર્યકારણસંઘાતરૂપ પ્રપંચમાં અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મબુદ્ધિ કરવી અથવા પૂર્વોક્ત આત્માથી ભિન્ન સર્વ નામરૂપને મિથ્યા અથવા અભાવ રૂપ જાણવાં એ જ પ્રપંચનો પરમ ત્યાગ છે. એકને ગ્રહણ કરવું અને અન્યને ત્યાગવું એનું નામ ત્યાગ નથી; કારણ કે જ્યા સુધી શરીર છે ત્યાં સુધી હજારો વાર અનેક પદાર્થોનુ ગ્રહણ અને ત્યાગ થાય છે. કાર્યને કારણરૂપ જાણવું એ જ કાર્યનો પરમ ત્યાગ છે. તે પ્રમાણે આ નામરૂપ પ્રપચનુ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા વિવર્ત ઉપાદાન કારણ છે અને નામરૂપ કલ્પિત છે, તેથી તે આત્મરૂપ જ છે–કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન હોતી નથી–એ નિશ્ચયનુ નામ ત્યાગ છે.

## ત્રણ પ્રકારના નિશ્ચય

હે પુત્ર! પોતાના સહિત સર્વ કાર્યકારણપ્રપચ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ આત્મા જ છે, એ વિધિપક્ષને ગ્રહણ કર અથવા વાઙ્મનસ ગોચર કાર્યકારણસસારમા, હુ સત્, ચિદ્, આનંદરૂપ આત્મા અવાઙ્ મનસગોચર છુ, એ નિષેધપક્ષને ગ્રહણ કર. અથવા વિધિનિષેધ બન્ને મનવાણીના કથનચિંતનરૂપ અનાત્મા હોવાથી દૃશ્ય છે, હુ ચૈતન્ય વિધિનિષેધથી રહિત છુ; મારા વડે જ વિધિનિષેધ સિદ્ધ થાય છે. હુ ચૈતન્ય વિધિનિષેધનો વિષય નથી. વળી વિધિનિષેધ પણ હુ જ છુ– સર્વરૂપ હોવાથી. એ ત્રણે નિશ્ચયોથી ભિન્ન અન્ય કોઈ નિશ્ચય તને ભયના હેતુરૂપ થશે તથા સંસારનુ કારણ બનશે. પછી જે ઇચ્છા હોય તે કર.

## મનુષ્ય માત્ર આત્મતત્ત્વ પામવાના અધિકારી છે

હે પુત્ર! ચારે વર્ણાશ્રમના પુરુષના મળરહિત સફેદ વસ્ત્ર ઉપર જ

રંગ ચઢે છે. મલિન ઉપર ચઢતો નથી, રંગને પક્ષપાત નથી, ગમે તેનું વસ્ત્ર હોય. તે પ્રમાણે શમ, દમ અમાનિત્વાદિ તથા સત્સંભાષણાદિ ધર્માનુષ્ઠાન વડે શુદ્ધ થયેલા અંતઃકરણમાં જ ગુરુશાસ્ત્ર દ્વારા નિજાત્મ બોધ થાય છે; અન્ય કોઈ જાતિ નિજાત્મબોધમાં કારણરૂપ નથી, એ સર્વને અનુભવસિદ્ધ છે.

## સાધન

### (શાસ્ત્રનો અસાધારણ સંકેત)

હે પુત્ર! નિષ્કામ કર્મોના અનુષ્ઠાન વડે શુદ્ધ મન કરીને અને સગુણ અથવા નિર્ગુણ ઉપાસનાથી મનને નિશ્ચળ કર. પશ્ચાત્ જ્ઞાનરૂપી રંગ ચઢશે અન્યથા નહિ ચઢે. અથવા નિરહંકાર સરળ બુદ્ધિ આદિ સાધનથી ગુરુભક્તિ કર. ગુરુસેવાથી પણ શુદ્ધ અંતઃકરણ થયા પછી જ્ઞાનરૂપી રંગ લાગશે. આ શાસ્ત્રનો અસાધારણ સંકેત છે.

## બ્રહ્મ સગુણ છે કે નિર્ગુણ?

પુત્ર કહે: હે પિતા! બ્રહ્મ સગુણ છે કે નિર્ગુણ?

પિતા કહે: હે પુત્ર! એક કાંચીડાની જાત થાય છે. તે એક જીવ વિશેષ છે. તે સ્વાભાવિક અનેક રંગ એક દિવસમાં બદલે છે. તે ન જાણનાર એક નગરનિવાસી પુરુષે વનવાસીને પૂછયુ કે કાંચીડાનો લાલ રંગ હોય છે કે સફેદ? તેણે કહ્યું, લાલ પણ એ જ હોય છે, સફેદ પણ એ જ હોય છે. તે જ પ્રમાણે હે પુત્ર! સત્, ચિદ્, આનંદરૂપ તારું સ્વરૂપ જ સગુણ, નિર્ગુણ બન્નેરૂપ છે, અન્ય નહિ. મૂર્ખ વિવાદ કરે છે. હે પુત્ર! જો ઈશ્વર નિર્ગુણ હોય તો સગુણ માનવાવાળાને દંડ દે અને જો ઈશ્વર સગુણ હોય તો નિર્ગુણ માનવાવાળાને દંડ દે. જો જીવઈશ્વરનો ભેદ હોય તો અભેદવાળાને દંડ દે; જો અભેદ હોય તો ભેદ માનવાવાળાને દંડ થાય. એ જ પ્રમાણે અન્ય વાતોનું જાણી લેવું. તું સત્, ચિદ્, આનંદ, પ્રત્યક્ આત્માથી ભિન્ન સર્વ અસત્, જડ, દુઃખરૂપ, કલ્પિત છે.

## ગુપ્ત સિદ્ધાંત

હે પુત્ર! હુ વાણી વિના કહુ છું! તું શ્રોત્ર વિના શ્રવણ કર! તું જ જીવ ઈશ્વરનો તથા સર્વ જગતનો સિદ્ધ કર્તા છે. તું નહિ હોય તો જીવ, ઈશ્વર, જગતને કોણ જાણે છે? તે સર્વ તારી જ માનસ કલ્પના છે. આજ પર્યંત કોઈએ પણ જીવઈશ્વરનો સાક્ષાત્કાર

કર્યો નથી. યદ્યપિ શાસ્ત્રપ્રમાણથી સાક્ષાત્ વિષ્ણુ આદિ મૂર્તિમાન ઈશ્વર જોવામાં આવ્યા છે, તથાપિ સાક્ષાત્ પંચભૂત અથવા માયારૂપ અન્ય પુરુષોની વ્યક્તિઓના સમાન જ તે વ્યક્તિ અને વ્યવહાર જોવામાં આવ્યા છે. ઈશ્વર છે કે નહિ તે ઈશ્વર જાણે. જો ઈશ્વર જગત રચીને પોતે તેમાં પ્રવેશ પામ્યા છે, તો સર્વ ઈશ્વર જ છે, જો નહિ તો નથી; કારણ કે બુદ્ધિ આદિના સાક્ષી અંતર્યામી, ષડ્ભાવ વિકારરહિત, સત્ સુખ, અવ્યક્ત, નિજ ચૈતન્યભિન્ન સર્વ જીવ ઈશ્વર, મિથ્યા જડ છે. તે ચૈતન્ય તું છે. જો ચૈતન્ય તું ન હોય તો મનાદિ જડના સમાન સ્વરૂપને તું ન જાણે, પરંતુ તું મનાદિકને જાણે છે તેથી તું જ ચૈતન્ય સિદ્ધ થયો, તું જ મનાદિકને સિદ્ધ કરે છે, મનાદિ તને સિદ્ધ કરતાં નથી. તે જ પ્રમાણે સૂર્યાદિ સર્વ પદાર્થોનું જાણી લેવુ. હે પુત્ર! સાંભળી-સાંભળીને તું તારા પોતાના ઉપર ઈશ્વરને કેમ સ્થાપે છે? ચક્રવર્તી રાજા ભ્રમથી પોતાના ઉપર અન્ય રાજા સ્થાપે તો તે ભ્રમ છે, વિચારી જો મનાદિકના સાક્ષી ચૈતન્ય અંતર્વ્યાપક આત્માથી પૃથક્ ઈશ્વર કોઈ વૈકુંઠાદિ દેશમા છે જ નહિ; કારણ કે ઈશ્વર પૂર્ણ છે. મૂર્ખવત્ મિથ્યા દશ્ય પદાર્થોનો આશ્રય ન કર. આ મનાદિ દશ્યનો દ્રષ્ટા તું જ સત્, ચિદ્, આનંદરૂપ આત્મા છે. હે પુત્ર! જો અનેક પુરુષોના મનની કલ્પનારૂપ, દશ્યરૂપ અનેક વૈકુંઠાદિ દેશમાં વિષ્ણુ આદિ ઈશ્વરોની માન્યતા સફળ થશે તો સર્વના અનુભવસિદ્ધ સત્, ચિદ્, આનંદ સાક્ષી આત્મારૂપ ઈશ્વરની માન્યતાનુ તને ફળ કેમ નહિ મળે? અવશ્ય મળશે. કારણ બન્ને ભાવનાં શાસ્ત્ર પ્રતિપાદિત છે. અથવા તો બન્ને ભાવના માયા અથવા અંતઃકરણના પરિણામરૂપ છે. જો સત્ય છે તો બન્ને ભાવના સત્ય છે.. અસત્ય છે તો બન્ને અસત્ય છે. પરંતુ સર્વના અનુભવસિદ્ધ આત્મારૂપ ઈશ્વરનો લોપ પરોક્ષ વાતોથી થતો નથી. બહિર્મુખબુદ્ધિ મુમુક્ષુના મનની નિશ્ચળતા વાસ્તે જે દેશકાલ વસ્તુભેદ સહિત વિષ્ણુ આદિ ઈશ્વરનું કથન કરેલું છે, તેનુ મિથ્યાપણું અથવા સમ્યક્ બોધ જ્ઞાનથી થઈ જાય છે; તેથી તું પોતાના સત્, ચિદ્, આનંદરૂપ આત્માને જ ઈશ્વર જાણ. જો ઈશ્વર માનવામા તને ભય થતો હોય તો ન માન. પરંતુ **'આ મનાદિકનો સાક્ષી સત્, ચિદ્ આનંદરૂપ આત્મા હું છું'** એવી ભાવના કર, જેથી તે રૂપ થાય. જો એમ નહિ જાણે તો અસત્, જડ, દુઃખરૂપ માયા અને તત્કાર્યરૂપ પદાર્થો મધ્યે કોઈનો પણ તુ ઈશ્વર, આત્મારૂપ નિશ્ચય કરીશ. અંતમા તે જ માયા અને

તત્કાર્ય અસત્, જડ, દુ ખસ્વરૂપ થઈ જશે, કારણ કે તેમા વૈકુઠાદિ મા જવાની ભાવના કારણરૂપ છે. પૂર્વોક્ત રીતિએ નિજાત્માને ઈશ્વર જાણવો એ પણ ભાવના જ છે. પછી જે ઇચ્છા હોય તે કર.

## મનને રોકવાનો ઉપાય

પુત્ર કહે: હે પિતા! મનને રોકવાનો ઉપાય કહો, કારણ કે મનને રોકયા વિના દુ ખ થાય છે અને રોકવાથી સુખ થાય છે, એવુ શાસ્ત્રોથી સાભળ્યુ છે.

પિતા કહે: હે પુત્ર! ઘટાકાશ વાયુને રોકવાનો ઉપાય પૂછે અને વાયુ રોકાય ન રોકાય તો સુખદુ ખ માને તથા સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નનરોને મનને રોકવાનો ઉપાય પૂછે તથા રોકાય ન રોકાય તો તેથી હર્ષશોક માને, તેના જેવો આ તારો પ્રશ્ન છે. હે પુત્ર! વાયુ આકાશથી બહાર જાય તો ઘટાકાશ વાયુને રોકે, પરતુ વાયુ આકાશ થી બહાર જતો નથી, આકાશની અદર જ વાયુ રહે છે, કારણ તે આકાશનુ કાર્ય છે હવે આકાશથી બહાર ન જાય તે જ વાયુનો નિરોધ (રોકવું) છે, તે તો સ્વત સિદ્ધ છે, તેથી જ વાયુના રોકા વાથી ન રોકાવાથી આકાશને હાનિલાભ પણ નથી. તે જ પ્રમાણે સ્વપ્નસૃષ્ટિ સ્વપ્નદ્રષ્ટાની અતર્ભૂત છે, તે બહાર ન જવી જોઈએ જો બહાર જાય તો રોકવી જોઈએ, તેથી સ્વપ્નદ્રષ્ટાએ સ્વપ્નસૃષ્ટિને સ્વત સિદ્ધ રોકેલી છે, હવે નવીન રોકવાની નથી, તેમજ સ્વપ્નના મનના રોકાવાથી ન રોકાવાથી સ્વપ્નદ્રષ્ટાને હાનિલાભ પણ નથી આ ને એવા અનેક દૃષ્ટાતો વિચારી પૂર્વોક્ત રીતે ઘટાવી લેવા હે પુત્ર! મનાદિ પ્રપચ સચ્ચિદાનદ રૂપ તું આત્મામા રજ્જુસર્પવત્ કલ્પિત છે. તે સ્વત સિદ્ધ કલ્પિત વસ્તુને, અધિષ્ઠાને રોકી રાખેલી છે. અધિષ્ઠાનથી પૃથક્ કલ્પિત વસ્તુ જઈ શકતી નથી. હે પુત્ર! જેમ તળાવનું જળ સૂર્યના આભાસયુક્ત છે તથા નાળાનુ જળ પણ આભાસવાળુ છે, તેમ ક્યારીનુ જળ પણ સાભાસ જ છે આ બહિર ત્રિપુટીને પુરુષ જોઈએ તો તોડી નાખે, ચાહે બનાવે, ચાહે તેનો ન્યૂનાધિક ભાવ કરે. ત્રિપુટીના સર્વ ન્યૂનાધિક ભાવાભાવને તે જાણે છે એ જડ ત્રિપુટીનો પુરુષ જ માલિક છે એ અનુભવનુ પ્રત્યક્ષ દૃષ્ટાત છે તે પ્રમાણે અતર પ્રમાતા, પ્રમાણ, પ્રમેયાદિ જડ ત્રિપુટીઓનો તું જ તુરીય આત્મા ચૈતન્ય માલિક છે તથા ત્રિપુટીઓના ન્યૂનાધિક ભાવને જાણે છે તેથી ત્રિપુટીનો દ્રષ્ટા તું જ ચૈતન્ય નિર્વિકાર છે હે પુત્ર! તુ પુત્રપણાના તારા અહકારને ત્યાગ હું પિતાપણાના

અહંકારને ત્યાગું છું. હું વાણી વિના કહું છું, તું શ્રોત્ર વિના સાંભળ, અને કહે. પરંતુ એવું કહે જેથી પર કહેવું, સાંભળવું, સૂંઘવું, સ્પર્શ કરવો, જોવું, રસ લેવો, ધ્યાન કરવું, જાણવું વગેરે વ્યવહાર બાકી ન રહે. અથવા સર્વ કહેવું, સાંભળવું, સૂંઘવું, જોવું, સ્પર્શ કરવો, રસ લેવો, ધ્યાન કરવુ, જાણવું વગેરે વ્યવહાર આવી જાય. જેમ પંચભૂતના જ્ઞાનથી સર્વ ભૌતિક પદાર્થ જાણવામાં આવે છે, તે જ પ્રમાણે પચભૂતો સહિત માયા અને તત્કાર્યરૂપ સર્વ પદાર્થ જેને જાણવાથી જાણી શકાય છે, એવું જ જાણવું, સાભળવું જોઈએ તેથી.

## વૃત્રાસુર અને ઇંદ્રની લડાઈ

હે પુત્ર! તું ઇંદ્ર અજ્ઞાનરૂપી વૃત્રાસુરને, વિષ્ણુરૂપ ગુરુની સહાયથી જ્ઞાનરૂપી વજ્ર વડે હનન કરીશ તો નિર્ભય રાજ્ય ભોગવીશ.

## અહલ્યા

હે પુત્ર! અહલ્યારૂપી અવિદ્યાથી તુ ચૈતન્ય સાક્ષી ઇંદ્ર કેમ એકમેક થાય છે? વિદ્વાનોની નિંદાને ગ્રહણ કર. મૂર્ખ ન થા.

## ચંદ્રમાનું બૃહસ્પતિની સ્ત્રીનું હરણ અને તેથી બુધની ઉત્પત્તિ

હે પુત્ર! શમાદિ અનેક દૈવી ગુણરૂપ દેવતા વડે પૂજ્ય, વિવેકરૂપ બૃહસ્પતિની બ્રહ્મવિદ્યારૂપ સ્ત્રી અને સાધનચતુષ્ટય સાધનસંપન્ન પાપરૂપ તમતાથી રહિત અધિકારીરૂપ તું ચદ્રમાના સગમથી બોધરૂપી બુધપુત્ર ઉત્પન્ન થશે, તો બધમોક્ષની નિવૃત્તિપ્રાપ્તિ વાસ્તે સર્વ કર્તવ્યોથી અકર્તવ્ય થઈશ. પછી જેમ ઇચ્છા હોય તેમ કર.

## સહજ સમાધિ

પુત્ર કહે: ચિત્તની એકાગ્રતા વિના આનંદ નથી આવતો, તેથી ચિત્તની એકાગ્રતા કરવી ઠીક છે.

પિતા કહે: હે પુત્ર! ચિત્તની એકાગ્રતા સ્વભાવથી જ પોતાની મેળે થતી રહે છે. તે પ્રમાણે યત્ન વિના જ હરવખત નામરૂપાત્મક સાત્ત્વિક, રાજસ, તામસ પદાર્થોનું અથવા અધ્યાત્મ, આધિભૌતિક, આધિદૈવિક પદાર્થોનું, માયા અને તત્કાર્યરૂપ પદાર્થોનું સ્વાભાવિક જ ચિત્તની એકાગ્રતાપૂર્વક જ જ્ઞાન થતું રહે છે, કારણ કે જ્ઞાનપૂર્વક જ તારી, મારી અને સર્વ જીવોની, ઇષ્ટઅનિષ્ટમા પ્રવૃત્તિનિવૃત્તિ થતી રહે છે. આનંદસ્વરૂપ આત્મા જ સર્વ ઇષ્ટ છે. પદાર્થોનું જ્ઞાન એક ક્ષણ રહે

અથવા બે ક્ષણુ રહે, અથવા ચાર–આઠ કે દશ ક્ષણુ રહી પછી જ બીજા પદાર્થનું જ્ઞાન થાય છે. એ રીતે દર વખતે પદાર્થનું વૃત્તિરૂપ જ્ઞાન અદલબદલ થતું રહે છે. પરંતુ એ નિયમ જોવામા આવે છે કે, કિંચિત્‌માત્ર પણુ એકાગ્રતા વિના પદાર્થનું જ્ઞાન થતું જ નથી. ક્ષણુમાત્ર કે બેચાર ક્ષણુની એકાગ્રબુદ્ધિથી જ પદાર્થનું સમ્યક્ જ્ઞાન થઈ રહે છે. એ આનંદસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ નિજાત્મા છે. અન્ય કોઈ પણુ પદાર્થ નહિ. તે નિજાત્મા સર્વ દેશમાં, સર્વ કાળમા, સર્વ વસ્તુમાં, આકાશની સમાન પૂર્ણુ છે. ગમે તે એક વસ્તુનું, સર્વ કાળમાં સ્વાભાવિક જ્ઞાન બન્યું રહે છે. તેથી એ સિદ્ધ થયુ કે, યત્ન વિના સ્વાભાવિક વૃત્તિજ્ઞાનરૂપ ચિત્તની એકાગ્રતા સિદ્ધ જ છે. વળી તેથી ચિત્તની એકાગ્રતા-નિમિત્તિક આત્મસુખની પ્રકટતા પણુ યત્ન વિના જ સિદ્ધ થઈ; કર્તવ્ય કરવાથી નહિ. એથી કરીને સમ્યક્ આત્મદર્શીને હર વખત નિર્યત્ન સહજસમાધિ કહી છે. એવુ નથી કે ચિત્તની સ્ફુરણુરહિતતા જ સમાધિ છે; તેમ સ્ફુરણુથી પણુ તે નથી. પરંતુ ચિત્તના સ્ફુરણુઅસ્ફુરણુ બંનેમાં પૂર્વોક્ત રીતે સમાધિ જ છે. હે પુત્ર! જો, વાયુના દશે દિશાના સ્ફુરણુ-કાળે આકાશ જ તેનો વિષય અર્થાત્ સંબંધી થાય છે, કારણુ કે આકાશ વ્યાપક છે. તે જ પ્રમાણે મનરૂપ વાયુના દશે દિશ સ્ફુરણુ–અસ્ફુરણુમાં સત, ચિદ્, આનંદરૂપ આત્મા જ વિષય અર્થાત્ સબધી થાય છે, કારણુ કે તે પૂર્ણુ છે. તેથી સર્વ પ્રકારે નિષ્કર્તવ્યરૂપ માળાને ફેરવ્યા કરો. હે પુત્ર! જેમ સમુદ્રની ભરતી હમેશા થતી રહે છે, પરતુ આકાશ તેમાં પોતાને નિષ્કર્તવ્ય, અસંગ, અક્રિય, વિકારરહિત માને છે, તેમ મન-રૂપ વૃત્તિઓના સ્ફુરણુઅસ્ફુરણુરૂપ ભરતીઓટમા તું આકાશરૂપ આત્મા નિષ્કર્તવ્ય છે, એ વાત સર્વને અનુભવસિદ્ધ છે.

### જ્ઞાન–અજ્ઞાન આદિ મનનમાત્ર છે

હે પુત્ર! પૂર્વે જ્યારે તું તને અજ્ઞાની માનતો હતો, ત્યારે સંઘાતના ધર્મ ખાનપાન, લજ્જાદિ જે વ્યવહાર હતા, તેવા જ હમણાં જ્ઞાનકાળમા પણુ છે. કંઈ અદલબદલ નથી થયા. એવું નથી કે પૂર્વે શરીર ઉપર બોજો હતો અને હવે ઊતરી ગયો છે. કોઈ વિલક્ષણુતા થઈ નથી. તેથી વિચારી જો! જ્ઞાનઅજ્ઞાનાદિ કેવળ મનનમાત્ર સિદ્ધ થાય છે. હે પુત્ર! તું ચૈતન્ય જ નિર્ગુણ બ્રહ્માને મતરૂપ મંત્રી વડે કલ્પે છે, તું જ સગુણ બ્રહ્માને અને તેની ભક્તિને કલ્પે છે અને જ્ઞાન, કર્મ, ઉપાસનાની કલ્પના કરી પોતાને અધિકારી અને અન્યને અનધિકારી

કલ્પે છે! તુ જ પાપપુણ્ય, ધર્માધર્મ, બંધમોક્ષ કલ્પે છે તથા સત્‌ અસત્, કર્તવ્યઅકર્તવ્ય, સુખદુઃખ, દૈવીઆસુરી માયા, અવિદ્યા, જીવ, ઈશ્વર, બ્રહ્મ, જડ, અજડ, જીવઈશ્વરનો ભેદઅભેદ કલ્પે છે ઇત્યાદિ સર્વ પદાર્થોની કલ્પના-અકલ્પનાનો તું જ ચૈતન્ય માલિક છે. જો તું ન હોય તો કોણ કોને જાણે? કારણ સત્‌સુખ તું ચૈતન્યથી પૃથક્ સર્વ અસત્, જડ, દુઃખરૂપ છે. હે પુત્ર! જેનીજેની તું કલ્પના કરે છે, પુનઃ જેનેજેને તું જાણે છે તથા ધ્યાન કરે છે, તે તું નથી; કારણ કે જે જે કંઈ જાણવામાં તથા ધ્યાનમાં આવે છે, તેના કરતાં તું ન્યારો છે.

## મોક્ષદાયક જપ

પુત્ર કહેઃ તમે કોણ છો?

પિતા કહેઃ જે તું છે.

પુત્ર કહેઃ તમે આવ્યા ક્યાંથી છો?

પિતા કહેઃ જ્યાંથી તું આવ્યો છે.

જશો ક્યાં? જ્યા તું જઈશ.

કરો છો શું? જે તું કરે છે!

ભોગવો છો શુ? જે તું ભોગવે છે!

તમારા માતાપિતા કોણ છે? જે તારાં માતાપિતા છે. તાત્પર્ય કે જે તારી સામગ્રી છે અને સર્વ જગતની છે, તે જ મારી છે. જો તું બ્રહ્મરૂપ છે તો હું પણ બ્રહ્મરૂપ છું. જો તું જીવ છે તો હું પણ જીવ છુ. જે કંઈ તું જાણે છે તે હુ પણ જાણું છુ. જે અપમાનાદિ અનિષ્ટ તને ભાસે છે તથા માનાદિ ઇષ્ટ ભાસે છે, તે જ અમને ભાસે છે. જે તારા સુખદુઃખના સાધન છે તે જ અમારા છે. શબ્દાદિ વિષય-નો સર્વ પ્રકારે જે અનુભવ તને થાય છે, તે અમનેય થાય છે. જે તારા મનઇંદ્રિયનો સ્વભાવ છે તે જ અમારો છે. કયાં સુધી ગણવા? સર્વરૂપે જે તારા સંઘાતના સ્વભાવ છે, તે જ અમારા સઘાતના સ્વભાવ છે. જો તુ સઘાતનો સાક્ષી છે તો અમે પણ સઘાતના સાક્ષી છીએ. સર્વમા આત્મા સમાન જાણ, તેથી જ 'સર્વ બ્રહ્મ છે' એવું શાસ્ત્ર કહે છે. સર્વ કલ્પનાને છોડીને સમ, નિષ્કર્તવ્યરૂપ જે જપ છે, તે જ જપને જાપ. પૂર્વોક્ત રીતિએ આ જપના અર્થને જે સમ્યક્ જાણે છે તે જ જ્ઞાની છે. જે અર્થને ન જાણીને પણ આ જપને પ્રેમથી જપે છે, તે ઉપાસનારૂપ ભક્તિમાન કહેવાય છે. રામરામવત્ મન-

વાણીથી જે આ જપનું કથનચિંતન કરે છે, તે મનવાણીના શારીરિક કર્મવત્ કહેવાય છે.

હે પુત્ર! પૂર્વોક્ત જ્ઞાનનું ફળ તો અનુભવરૂપ પ્રત્યક્ષ છે. જો રામરામના જપનું, વિષ્ણુ આદિના ધ્યાનરૂપ ઉપાસનાનું, વૈકુંઠાદિની પ્રાપ્તિરૂપ અદૃષ્ટ ફળ શાસ્ત્રોક્ત રીતિએ સત્ય હશે, તો 'હું સત્, ચિદ્, આનંદરૂપ આત્મા, સર્વ મનાદિકનો દ્રષ્ટા, અસંગ ત્રિગુણાતીત છું; હું અવાઙ્મનસગોચર આત્માને સ્વભાવથી જ બંધમોક્ષની પ્રાપ્તિનિવૃત્તિ વાસ્તે કંઈ પણ કર્તવ્ય નથી; અથવા સર્વ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું આત્મા છું તેથી હું બંધમોક્ષના કર્તવ્યથી નિષ્કર્તવ્ય છું'—એ શાસ્ત્રોક્ત નિર્ગુણ ઉપાસનારૂપ જપનું ફળ અવશ્ય થશે. જો ગોળગોળ હશે તો સર્વનું જ હશે, એકનું નહિ. જો પોલ છે તો સર્વમાં પોલ છે. સત્ય છે તો સર્વનું કથનચિંતન સત્ય છે. એવું નથી કે એક શાસ્ત્ર સત્ય છે, અન્ય અસત્ય છે.

હે પુત્ર! આપણાથી અત્યંત ભિન્ન, દૂર, વૈકુંઠાદિમાં રહેલા વિષ્ણુ આદિ ઈશ્વરોની દૃઢ ભાવનારૂપ ભજનથી પ્રાપ્તિ થાય છે, તો આપણાથી અત્યંત અભિન્ન સચ્ચિદાનંદ નિજાત્માની દૃઢ ભાવનારૂપ ભજનથી તદ્રૂપતારૂપ પ્રાપ્તિ કેમ ન થાય? અવશ્ય થવાની. તેથી 'હું સચ્ચિદાનંદ, સર્વ મનાદિકનો સાક્ષી આત્મા છું અથવા મનવાણીના વિષય જાતિ, ગુણ, ક્રિયાવાન પદાર્થો સહિત મનવાણીથી હું અવાઙ્મનસગોચર છતાં પણ અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ હું જ સર્વાત્મા છું અથવા એ વગેરે વિકલ્પોથી રહિત હું નિર્વિકલ્પ છું' એ દૃઢ ભાવનારૂપ ભજનને કર એટલે અગાઉથી જ સ્વતઃ જે રૂપ છે જ છે, તે પુનઃ ભાવનાવશ તે જ રૂપ થશે. જો ઘટાકાશ તથા પ્રતિબિંબ એવી ભાવના કરે કે અમે મહાકાશ અથવા બિંબરૂપ છીએ, તે મહાકાશ તથા બિંબભાવ અગાઉથી જ પ્રાપ્ત છે તો તે રૂપ રહ્યોરહે જ પુનઃ ભ્રાંતિની નિવૃત્તિથી તે જ (મૂળ) રૂપ થાય છે. તે જ કારણથી શાસ્ત્રમાં નિજ સ્વરૂપ આત્મવસ્તુમાં કારણ સહિત સંસારરૂપ દુઃખોની નિવૃત્તિની નિવૃત્તિ[૧] અને પરમાનંદની પ્રાપ્તિ[૨]ની પ્રાપ્તિ કહેલી છે. જેમ ગોળના સ્વાભાવિક સ્વરૂપમાં કટુતાની નિવૃત્તિની નિવૃત્તિ અને મધુરતાની પ્રાપ્તિની પ્રાપ્તિ કહી છે.

૧ સ્વયંસિદ્ધ નિવૃત્તિ જે અપ્રકટ છે તે પ્રકટ થાય છે. ૨ સ્વયંસિદ્ધ પ્રાપ્ત છે તે પ્રાપ્ત થાય છે.

## શાસ્ત્રપ્રતિપાદ્ય કર્મ મોક્ષદાયક છે કે નહિ?

પુત્ર કહે: હે પિતા! કોઈ શાસ્ત્રમાં કર્મોને મોક્ષનુ સાધન કહેલું છે તો કોઈમાં નથી કહ્યું. બન્નેમાં ઠીક કયુ?

પિતા કહે: હે પુત્ર! કર્મ નામ કરવાનુ છે. તે કાયિક, વાચિક, માનસિક સંઘાતનાં કર્મ કરવાથી જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એટલે સુખની પ્રાપ્તિ થાય છે. કઈ જ ન કરવાથી ચારેની અપ્રાપ્તિ રહે છે, એ સર્વને અનુભવસિદ્ધ છે. જેમ ક્ષુધારૂપ દુઃખની નિવૃત્તિ અને તૃપ્તિરૂપ સુખની પ્રાપ્તિ ભોજનકર્મ કરવાથી જ થાય છે, એ વગેરે દષ્ટાંતોથી સમજી લેવું. આ આત્મા–અનાત્માના સમ્યક્ વિચારરૂપ જ્ઞાન મોક્ષનુ સાધન જણાવેલુ છે. તે પણ માનસિક કર્મ છે. શરીરનુ એ જ કર્મ છે અને માનસિક કર્મ નથી, એમ નથી. સઘાત વડે જે કઈ કરીએ તેનું નામ કર્મ છે. તેથી કર્મોથી જ સુખરૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે. વળી સુખરૂપ આત્મા છે. તે આત્માની પણ સઘાતરૂપ કર્મમાં જ ઉપલબ્ધિ (પ્રતીતિ) થાય છે, અન્યત્ર નહિ.

બીજી રીતે કર્મોથી મોક્ષ નથી, એ પણ બરાબર છે, કારણ કે મોક્ષ, સુખરૂપ આત્મા, સઘાતની ચેષ્ટારૂપ કર્મની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશના સાક્ષીરૂપે, સઘાતની ચેષ્ટા પૂર્વથી જ સ્વતઃ સિદ્ધ છે. તેથી કરીને આત્મા, સુખરૂપ મોક્ષ, કર્મો વડે સિદ્ધ નથી થતો એ પણ બરાબર છે.

### કર્તવ્ય

હે પુત્ર! સર્વ શાસ્ત્રમા સ્વપક્ષનુ મડન અને પરપક્ષનું ખડન લખેલુ છે. શી ખબર કયા શાસ્ત્રની વાત સત્ય છે? કોઈની નહિ? કઈ અક્કલ કામ નથી કરી શકતી. તેથી મૃત્યુના સ્મરણપૂર્વક, સર્વસમત સત્સભાષણાદિ સદ્‌ગુણોને પોતાના સામર્થ્ય પ્રમાણે ગ્રહણ કરવા અને અસત્ સભાષણ આદિ અસત્ ગુણોનો ત્યાગ કરવો. ઈશ્વરને સ્વસ્વરૂપરૂપે અથવા ભેદબુદ્ધિ વડે પોતાના વ્યવહારના સમયના અનુકૂળ કાળમા સાચા હૃદયથી ઘડી, બેઘડી, એક વખત, બે વખત, સ્મરવા. તાત્પર્ય કે નિજ શક્તિ પ્રમાણે સગુણ કે નિર્ગુણ ઈશ્વરના ગુરુદત્ત નામોના ઉચ્ચારણ સાથે સ્મરણ કરવુ અથવા ધ્યાન કરવુ અને સચ્ચાઈનો વ્યવહાર કરવો. એટલાથી અકલ્યાણ થાય તો થવા દે. તાત્પર્ય કે ધર્મપૂર્વક આપણો હક્ક કોઈ રીતે ન છોડવો અને અન્યાયપૂર્વક બીજાનો લેવો નહિ.

## ગૃહસ્થ તથા વિરક્તનાં કર્તવ્ય
### અને
## ગૃહસ્થાશ્રમનો મહિમા

હે પુત્ર! પૂર્વોક્ત પ્રકાર જ સર્વ ગૃહસ્થ સજ્જન પુરુષોને ઉભય લોકના સુખનું કારણ છે. આખો દિવસ ભજનમાં રહેવું, એ ગૃહસ્થ-વિમુખ સાધુ પુરુષોનું કામ છે. ગૃહસ્થોનું નથી; કારણ કે હજારો મક્તના માલમલીદા ખાવાવાળા જીવ ગૃહસ્થને આશ્રયે છે. ચોર, ચાર, ઠગ, રાજા, રાજપુરુષ, અભ્યાગત, અને સાધુ હોય છે, પશુ, પક્ષી, જીવ, દેવતા, પુત્રી અને ભગિની, આદિ નિજ સંબંધી હોય છે; બ્રાહ્મણાદિ, ધાડપાડુ, જુલમી, ફકીરફુકરા, લુચ્ચા, જુગારી અને ઉઠાઉગીર હોય છે; તેમ જ ભૂત, પિશાચ, પ્રેત, ડાકિની, ઇદ્રજાલી, ભ્રમાવનાર, કાલવેલી, સ્વાંગી, જૂઠા મંત્રીતંત્રી, રસાયની, વૈદ્ય, વેશ્યા, કાયર ઇત્યાદિ સાધુ-અસાધુ હોય છે. ગૃહસ્થવિમુખ તો સાધુપુરુષોનો આશ્રય જ નથી. સાધુ ઊલટા ગૃહસ્થના આશ્રયે છે. ખેતી, વ્યાપાર, નોકરી, હુન્નરાદિ વ્યવહાર વિના ધન કાંઈ આકાશથી કે નદીમાંથી આવતું નથી, ન તો પૂર્વે આવ્યું છે. ધન વિના કાર્યની સિદ્ધિ નથી થતી. જો ગૃહસ્થ વ્યવહાર ન કરે અને આખો દિવસ ભજન જ કરતો રહે, તો પૂર્વોક્ત જીવોનું અને પોતાનું પાલન શી રીતે થાય? જો વ્યવહાર કરે તો હજારો તરેહનાં હાનિલાભનાં ચિંતનરૂપ દલીલો તથા શરીરવાણીના વ્યાપાર કયાંય થોડા કયાંય ઘણા કરવા જ પડશે. એટલું કરવાથી પણ નિયમ નથી કે નફો થશે કે નુકસાન.

તેથી સમ્યક્ વિચાર કરી જોઈએ તો ગૃહસ્થોનું થોડાક કાળનું પણ સાચા હૃદયનું ઈશ્વરભજન અને તેનો સચ્ચાઈવાળો વ્યવહાર મોક્ષદાયક થશે—હા કોઈ ન્યાયકારી ઈશ્વર હોય તોપણ જો એવો ઈશ્વર ન માનો તો ગૃહસ્થ લાચાર છે. પરલોક કે આ લોકનો ભય દૂર કરવાનો પછી કોઈ ઉપાય છે જ નહિ; કારણ કે સંઘાતના ધર્મ થોડા અથવા ઘણા કામક્રોધાદિ તથા દર્શન, સ્પર્શનાદિ સંઘાતમાં થવાના જ, કારણ તેનું જ શરીર છે. એ પણ ઈશ્વરનો સંકેત છે. શબ્દાદિ ગ્રાહ્ય વિષય સર્વત્ર હાજરાહજૂર છે વળી સ્વસ્વ વિષયની ગ્રાહક શ્રોત્રાદિ ઇંદ્રિયો સર્વત્ર છે જ; તેથી બનેનો સંબંધ અનિવાર્ય છે અને એ પણ ઈશ્વરનો સંકેત છે. તેથી શ્રોત્રાદિ ઇંદ્રિયોની સ્વસ્વ વિષયમાં ધર્મપૂર્વક પ્રવૃત્તિ થવા દેવી એ જ પુરુષાર્થરૂપ તપ ગૃહસ્થને મોક્ષદાયક થશે, અન્યથા

કોઈ પ્રકારે તપ થઈ શકે તેમ નથી. કારણુ જે લોકો છળથી કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, જૂઠ, કપટ વગેરે કરે છે, ઠગાઈ, ચોરી વગેરે કરે છે, ઇદ્રિયોની પોતપોતાના વિષયમાં, અન્યાયથી અથવા જુલમથી નિયમ બહારની નિવૃત્તિ કરે છે અને જે સ્વપરના પ્રાણોનું પીડન કરે છે, તેને જ રાજા શ્રાસન કરે છે; બીજાને નહિ. એવું પણુ નથી કે રાજાની સ્તુતિ કરવાવાળા જુલમીને શિક્ષા ન થાય. પરંતુ જે કાયદા બહાર જુલમ ન કરે અને ચાહે સ્તુતિ કરે કે ન કરે, તેને રાજ્ય તરફથી દંડ નહિ થાય. કાયદાનો ભંગ એ જ જુલમ છે. અથવા કાયદો ન તોડવો એ જ રાજાની સ્તુતિ છે. રાજાની જે ફેરખ્વાહી કરશે તે નેકનામીપૂર્વક અગાઉથી અધિક સુખી થશે. સરકારી પક્ષની કરેલી મહેનત નિષ્ફળ નહિ જાય. વળી એવું પણુ નથી કે જે સજ્જનો ધર્મરૂપ કાયદાપૂર્વક કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકારનું સેવન કરતા હોય અને પોતાની ઇંદ્રિયોને સ્વસ્વ વિષયોમાં પ્રવૃત્તનિવૃત્ત કરતા હોય, ખાન, પાન, પહેરવું, શયન, સવારી વગેરે કરતા હોય, પોતાના ધનને અન્યાયયુક્તિથી હરી જનાર ચોર, ઠગ, દાંભિક પુરુષો પ્રતિ અપ્રીતિરૂપ દ્વેષ ધરતા હોય અને વ્યવહારમાં કોઈના પ્રતિ અભાવ-રૂપી અદયા કરતા હોય તેમ જ દાનતીર્થાદિ ન કરતા હોય, તો રાજા તેને દંડ દેશે! ઊલટું ઉપર પ્રમાણે કરવાવાળા પણુ અન્યાયી જુલમીને જ દંડ થતો દેખ્યો છે, બીજાને નહિ; કારણુ કે રાજા પણુ ઈશ્વર જ છે. આ જ રીતિ પરલોકમાં પણુ ઈશ્વરની હોવાની. જો ઈશ્વર અન્યથા છે તો અન્યાય અને અનીશ્વરતા છે. તો પરલોકમાં સુખી થવાનો માર્ગ નથી; કારણુ કે મનઇદ્રિયાદિ સંઘાતના ગમનાગમન વિના વ્યવહાર થતો નથી. કોઈ ને કોઈ વ્યવહાર વિના ધન પ્રાપ્ત થતું નથી. ધન વિના ગૃહસ્થને સુખ નથી થતું, કારણુ ધન વડે ગૃહ-સ્થનું ચિત્ત સ્થિર રહે છે. સ્થિર ચિત્તમાં કિંચિન્માત્ર પણુ ભજન, મહાફળને આપે છે. જો ઈશ્વર ગૃહસ્થના કિંચિન્માત્ર નિરહંકાર સાચા હૃદયના ભજનને અને સચ્ચાઈભરેલા વ્યવહારને મોક્ષના સાધનરૂપે અંગીકાર ન કરે, તો આ અનંત સંસારનું ખાતું જ ઊડી જાય. એવુ પણુ ક્યાંય લખેલુ જણાતું નથી કે ધર્મપૂર્વક વ્યવહાર કરતાં ગૃહસ્થો નરકમાં જાય છે. પરંતુ અન્યાયી જુલમી જ નરકમાં જાય છે, એ જ લખેલું છે. પૂર્વે પણુ જે ઋષિમુનિ તથા અનેક સદ્‌ગૃહસ્થ થઈ ગયા છે તે શું જોતા, સૂંઘતા નહોતા? સ્પર્શ કરતા નહોતા? રસ લેતા, સાંભળતા, ચાલતા, બોલતા, મળમૂત્ર ત્યાગતા નહોતા?

લેતાદેતા નહોતા ? વ્યવહાર કરતા નહોતા ? શું તેઓ ધનસંપાદન નહોતા કરતા ? તેઓ સર્વ કરતા હતા. શું પુત્રોત્પત્તિ નહોતા કરતા ? શું તેમને સ્ત્રીપુત્રાદિ સંબધીઓ અપ્રિય લાગતાં હતાં ? અથવા શું હાલમાં મનઇદ્રિયોનો પૂર્વ કરતાં સ્વભાવ બદલાઈ ગયો છે ? તે તો બદલાયો નથી. વિષયઇદ્રિયના સંબધથી સુખદુઃખનો અનુભવ શું તેમને થતો નહોતો ? કે શું તે વિલક્ષણ થતો હતો ? એવું નથી. આપણા સમાન જ થતો હશે; કારણ કે વિષય ઇદ્રિયોના સ્વભાવ પૂર્વે અન્યઃ પ્રકારના હતા, તે હવે બદલાઈ ગયા છે, એમ નથી. ઇશ્વરે તેમનો નિયત એક જ સ્વભાવ રાખ્યો છે. તેમાં અન્યથા થતું નથી. એવું પણ નથી કે પૂર્વે ધન આકાશમાંથી યત્ન વિના જ ગૃહસ્થોને મળતું હતું અને હવે વ્યવહાર કરવો પડે છે, જે રીતિ પૂર્વે હતી તે જ હમણા છે. પૂર્વોક્ત સદ્‌ગૃહસ્થ, સદ્‌વ્યવહારને કરતા છતાં સદ્‌ગતિને પામ્યા છે, તો વર્તમાન ગૃહસ્થ પણ પૂર્વોક્ત રીતિ અનુસાર સદ્‌વ્યવહાર કરતા હોય, વિષયઇદ્રિયના સબધથી થતા સુખદુઃખને અનુભવતા હોય, યથાયોગ્ય કાયદા પ્રમાણે નિજનિજ ઇદ્રિયોની સ્વસ્વ વિષયમાં પ્રવૃત્તિનિવૃત્તિ થવા દેતા હોય, ખાનપાન, પહેરવુંઓઢવું, શયન, સવારી આદિ કરતા હોય તથા પોતાને અનુકૂળ સ્ત્રીપુત્ર આદિ મિત્રો વિષે પ્રીતિ રાખતા હોય, પોતાના ધન વગેરેને અન્યાયથી હરનાર ચોર આદિ દાભિક પુરુષો પ્રત્યે અપ્રીતિરૂપ દ્વેષ ધરતા હોય, વ્યવહારમા કોઈનુ સન્માનાદિ ન કરતા હોય તથા દાનતીર્થાદિ ન કરતા હોય, તો તેમને ઇશ્વર દડ દેશે એમ નથી. પૂર્વોક્ત સર્વ કરવાવાળામાથી અન્યાયી જુલમીને જ દડ થશે, અન્યને નહિ. સદાચારીઓની તો નિશ્ચય સદ્‌ગતિ જ થશે, કારણ કે ગૃહસ્થના વ્યવહારમા સત્ય એ મહાન તપ છે. ઇશ્વરને તે પરમ પ્રિય છે. સદ્‌ગતિનુ તે કારણ છે. કઠિન તપશ્ચર્યા તો ગૃહસ્થ-વિમુખ વિરક્તોને જ યોગ્ય છે. વળી તે વિરક્ત પુરુષોની શ્રદ્ધા સહિત સાચા હૃદયથી સેવા કરવાથી જ તેની સર્વ તપશ્ચર્યાનુ ફળ સદ્‌ગૃહસ્થને મળશે. નિદકો તેના પાપના ભાગી થશે. મહાત્માઓ તો બનેથી વિમુક્ત થઈ મોક્ષપદને પામે છે. જુઓ તુબીના ગળામાં પથ્થર બાધ્યો હોય તો તે જળની નીચે રહે છે, કદાચિત્ પથ્થર તૂટી જાય, તો તુબી જળની ઉપર આવી જાય છે.

હે સદ્‌ગૃહસ્થો ! વિશ્વાસ જ મોટી ચીજ છે. જુઓ, મૂઢ ગોવાલણ એક વખત સાભળવા માત્રથી જ રામનામની નૌકા બનાવી નદી

પાર ઊતરતી હતી. તેમા વિશ્વાસ જ કારણ છે. અન્ય સાધન નથી. તેથી આપ લોકોએ વિશ્વાસ જ (શ્રદ્ધા) કરવો યોગ્ય છે પછી જે ઈચ્છા હોય તે કરો.

## અટલ સિદ્ધાંત

હે પુત્ર! સર્વ જીવોના હૃદયદેશથી પૃથક્ સત્, ચિદ્, આનદ ઈશ્વર, કયાય કચેરી લગાવીને બેઠેલો માલૂમ પડતો નથી. જો હોય તો સર્વ સઘાત તેની કચેરી છે, કારણ ઈશ્વર પૂર્ણ છે. જો વૈકુઠાદિ દેશમા જ ઈશ્વર છે એમ કહેશો, તો જે પૂર્ણ, અંતર્યામી, ઈશ્વર કહેલો છે તે ન થયો! તેથી જે કઈ છે, જીવ, ઈશ્વર કે પુરુષ, જે અલ્લા, કે ખુદા છે, તે આ સઘાતમા જ આ બુદ્ધિ આદિનો સાક્ષી, સત્, ચિદ્, આનદ સત્તાવાળો જ સ્પષ્ટ ભાન થાય છે. જો કે ઘટપટાદિના જ્ઞાનથી અથવા ગ્રહણથી આનદનુ પણ ભાન થાય છે, તેથી સઘાતથી પૃથક્ પણ ઈશ્વરની સ્ફૂર્તિ થાય છે એટલી એ સ્ફૂર્તિ સઘાતના સબધપૂર્વક જ થાય છે, અતઃકરણાદિ સઘાતસબધ વિના ઘટાદિમા સ્ફૂર્તિ થતી નથી, તેથી જ્યા મનાદિ સઘાત છે, ત્યા જ જીવ ઈશ્વરાદિની તથા તેના સ્વરૂપ કે તટસ્થ લક્ષણાદિની સ્ફૂર્તિ છે–પૃથક્ નહિ. તેથી સઘાતો વિષે જ ચૈતન્યની અસ્તિ (છે) માત્રની સ્ફૂર્તિ થાય છે. તે ચૈતન્ય જીવ છે કે ઈશ્વર છે કે બને ભાવથી રહિત છે, અથવા સાક્ષી આત્મા છે, પુરુષ છે કે અન્ય છે, ઇત્યાદિ અનેક કલ્પનાઓ થાય છે. પરતુ તે કલ્પનાઓથી હુ સત, ચિદ, આનદ અસ્તિમાત્ર પૃથક્ છુ કારણ કે જેને જેને હું જાણુ છુ, તથા જે જે કલ્પના કરુ છું, તે તે હુ નથી, મારી તો મનાદિ કલ્પના કરી શકતા નથી. તેથી જ હુ સ્વય પ્રકાશ છુ. એ અનુભવ પણ સઘાતના સબધથી છે, પૃથ નહિ. ગમે તે હોય પરતુ પૂર્વોક્ત સર્વ મનાદિનો અસ્તિમાત્ર અનુભવ જ આપણુ સ્વરૂપ છે, હિસાબથી જોઈએ તો પૃથક્ નથી.

ઇતિ પક્ષપાતરહિત અનુભવપ્રકાશનો અષ્ટમ સર્ગ સમાપ્ત

## કિંચિત્ બહિર્ કથાનો સાર

### બ્રહ્માનું પોતાની પુત્રીની પાછળ કામાતુર થઈ દોડવું

મૈત્રેય કહેઃ હે ગુરુ! બ્રહ્મા–પ્રજાપતિ, પોતાની કન્યાની પાછળ કામાતુર થઈને દોડ્યા છે એમ જણાવેલું છે, તે શી રીતે સમજવું?

ગુરુ કહેઃ જડ મન ઇંદ્રિયાદિ નામરૂપ પ્રજાનો જે પતિ અર્થાત્ પ્રેરક હોય તે પ્રજાપતિ છે. એ લક્ષણ સત, સુખરૂપ આત્મામાં જ ઘટે છે. તે વૃત્તિનો બોધ અને એ બોધરૂપ વૃત્તિ આ શાસ્ત્રપ્રમાણથી, પોતાની માયાથી નામરૂપ વૃત્તિ સહિત દશ્ય જાતિને, આ સચ્ચિદાનંદ આત્મા જ ઉત્પન્ન કરે છે. તે આત્મા કામાદિ વૃત્તિ ઉપર આરૂઢ થઈ, ચક્ષુ આદિ ઇંદ્રિય દ્વારા બાહિર જડ ઘટપટાદિ દશ્યરૂપ નિજ કન્યાના પ્રકાશ વાસ્તે દશ્ય સમીપ જાય છે. જુઓ કોઠાથી જળ સહિત સૂર્યનું અથવા આકાશનું પ્રતિબિંબ કેદાર દેશમાં જાય છે. એ જ તે કથાનો અર્થ છે.

### મહાદેવના લિંગનું વધવું

હે ગુરુ! મહાદેવે પાર્વતીને લિંગ ઉપર ચઢાવી લિંગ વિસ્તાર્યું છે, અને વિષ્ણુએ તે લિંગના ચક્ર વડે દ્વાદશ ભાગ કર્યા છે, તે શી રીતે?

ગુરુઃ હે સાધો! આ મનાદિ વ્યષ્ટિ, સમષ્ટિ, સ્થૂળ, સૂક્ષ્મ, જડરૂપ, મિથ્યા, દુઃખરૂપ, નામ જગતને પ્રકાશે અર્થાત્ સત્તા–સ્ફુર્તિ આપે તે સત, ચિત્, સુખરૂપ વસ્તુનું નામ મહાદેવ છે. તેણે નિજ ઉપાધિ માયાથી અસત્, જડ, દુઃખરૂપાત્મક આ સંસારલિંગ ઊભું કર્યું છે અર્થાત્ ઉત્પન્ન કર્યું છે અને માયારૂપ પાર્વતીની યોનિ એટલે કારણમા સ્થાપન કર્યું છે. એટલે કે પૂર્વોક્ત સસારરૂપ લિંગનુ ઉપાદાનકારણ માયા જ છે; તેથી કરીને લિંગ અનંતકોટિ યોજનોથી પણ ગણતાં અગણિત વિસ્તારવાળું છે. જ્ઞાનથી પ્રથમ, પૂર્વોક્ત લિગનો, અવિવેકદષ્ટિ, બુદ્ધિરૂપ ગાઉનો, અત કહેવો એ મિથ્યા ભાષણ છે અને જ્ઞાનથી પ્રથમ લિગ વિવેકદષ્ટિ, બુદ્ધિરૂપી કેતકીને અનંત કહેવી એ

સત્ય ભાષણ છે. તેને વરશાપનો અર્થ આ જાણવો; દેહઅભિમાનપૂર્વક પાપરૂપ મળમાં સન્મુખતા અને પૂર્વોક્ત પુણ્યરૂપ મહાદેવના વિચાર દ્વારા સન્મુખતા.

મુમુક્ષુરૂપ દેવતાઓથી પ્રાર્થિત, વિષ્ણુરૂપ ગુરુએ પૂર્વોક્ત જગદ્રૂપ લિંગના બાર ટુકડા વિચારરૂપ ચક્રથી કર્યા તેનો અર્થ આ છે: પંચ જ્ઞાનેંદ્રિય; પંચ કર્મેંદ્રિય, એક અંતઃકરણ અને એક માયા. એ બાર અધ્યાત્મ. તેના દ્વાદશ સૂર્યાદિ અધિદૈવ અને શબ્દાદિ બાર તેના વિષય તે અધિભૂત: એટલું જ ત્રિપુટીરૂપ સંસારલિંગ છે. જો કે ચૌદ ત્રિપુટી જણાવેલી છે, તોપણ તેને દ્વાદશના અંતર્ભૂત સ્વબુદ્ધિથી સમજી લેવા. અથવા આ તત્ત્વ, અહંકાર, ત્રણ ગુણ, પંચમહાભૂત, તેનું કારણ એક માયા, એક પ્રતિબિંબરૂપ જીવ એ પૂર્વોક્ત સંસારરૂપ લિંગના દ્વાદશ ટુકડા જાણવા. તાત્પર્ય કે, ગુરુએ શિષ્યોને અનેક રીતિએ વિધિપક્ષ અને નિષેધપક્ષની પ્રક્રિયાઓથી નામરૂપ દ્વૈતસંસારનો અત્યંતાભાવ બોધન કરી, શેષ અદ્વૈત મહાદેવને નિજાત્મરૂપ બોધન કર્યો. એ જ બાહિર કથાનો આધ્યાત્મિક અર્થ છે.

## જાલંધરઆખ્યાન

(જાલંધરની સ્ત્રીનું વિષ્ણુ ભગવાને પાતિવ્રત્ય નષ્ટ કરવું)

તે જ પ્રમાણે બ્રહ્માત્માનુ અજ્ઞાન એ જાલધર અસુર છે. કામ-ક્રોધાદિ આસુરી સેના સહિત આ શરીરરૂપી સ્વર્ગનુ તે રાજ્ય કરે છે. સત્ સંભાષણ આદિ દેવતાઓ સહિત, નિજશત્રુ, બ્રહ્માત્મજ્ઞાનરૂપ ઇંદ્રને સ્વર્ગમાંથી કાઢી મેલ્યો છે. દેહમાં આત્માની દૃઢ નિશ્ચયબુદ્ધિરૂપ તેની સ્ત્રી છે. દેવતારૂપ મુમુક્ષુથી પ્રાર્થ્ય ગુરુરૂપ વિષ્ણુએ અજ્ઞાનરૂપ જાલંધરના નાશને માટે પૂર્વોક્ત તેની સ્ત્રીને ઉપદેશ કર્યો અને પૂર્વની મિથ્યાદૃષ્ટિરૂપ પતિવ્રતધર્મને છોડાવી, સત્ય, બ્રહ્માત્મદૃષ્ટિ કરાવી, એ જાલંધરની કથાનો આધ્યાત્મિક અર્થ છે.

## છપ્પન કોટિ યાદવ

તે જ પ્રમાણે છપ્પન કોટિ યાદવ લખેલા છે. તેમાં કોટિનો અર્થ પ્રકાર પણ છે, તેથી છપ્પન ગોત્ર અર્થાત્ પ્રકારના જાદવ હોવાથી છપ્પન કોટિ યાદવ પણ બરાબર છે.

## પ્રત્યેક નંદની નવ–નવ લક્ષ ગાયો

એ રીતે એક–એક નંદની નવ–નવ લક્ષ ગાય જણાવેલી છે, તેવી જ ઉપનંદની પણ કહેલી છે. તેમાં લક્ષનો અર્થ ચિહ્ન છે. કાળી, પીળી વગેરે રંગવાળી, નવ પ્રકારની ગાયો એક જ ઘરમા હોવી કઠિન છે, તે છતા તે નંદોના ઘરમા હતી.

## અક્ષૌહિણી

એવી જ રીતે ચોપટની માફક કિલ્લા જેવો ફોજનો આકાર થાય અથવા નેત્રવત્ કિલ્લા જેવો ફોજનો આકાર થઈ સ્થિત થાય, તેને અક્ષૌહિણી કહે છે. તે તો એક હજાર ફોજનો પણ કિલ્લો થાય છે અને દશ હજારનો પણ થાય છે.

## પદ્મવ્યૂહ

તે પ્રમાણે પદ્મવત્ કિલ્લાના આકારમા લશ્કર ગોઠવાય તેનુ નામ પદ્મવ્યૂહ છે. પછી યથાયોગ્ય ગણતરીનો હિસાબ કરી લેવો. જે ગણતરીથી વિદ્વાનોના અનુભવથી વિરોધ ન આવે તેવું કરી લેવુ.

## રાવણના છપ્પન કોટિ વાજાંવાળા

રાવણના છપ્પનકોટિ વાજા વગાડનાર જણાવેલા છે તે પણ એ જ રીતે છપ્પન પ્રકારના સમજી લેવા.

## યોજન

શાસ્ત્રોમા એવી જ રીતે યોજન ચાર ગાઉનું પણ કહેલુ છે. ચાર હાથનુ અને ચાર ફૂટનુ પણ કહેલુ છે યોગ્યતા પ્રમાણે બધબેસતું કરી લેવુ. કુભકર્ણ વગેરેના શરીર પણ એ જ હિસાબે સમજી લેવા. તાત્પર્ય કે તોલ અને માપના અનેક પ્રકાર, જણસોના દેશદેશને અનુસાર જુદાજુદા સંકેતવાળા ન્યૂનાધિક છે.

## કર્ણનું સવામણ સોનાનું દાન

પૂર્વોક્ત તોલમાપના હિસાબથી જ કર્ણનું સવામણ સોનાનુ દાન પણ સમજી લેવુ.

## તેત્રીસ કોટિ દેવતા

તેત્રીસ કોટિ દેવ કહેલા છે તેમ જ એ પણ શાસ્ત્રમાં ગણાવેલું છે કે તેત્રીસ પ્રકારના પ્રધાન દેવતાઓ છે. અવાંતર અનેક ભેદ છે.

## દ્વારિકામાં ત્રણ કોટિ એંશી લાખ શાળાઓ

દ્વારિકામાં તેવી જ ત્રણ કોટિ અને એંશી લાખ શાળાઓ જણાવી છે. તે પણ ત્રણ પ્રકારની–કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડની અથવા સાધારણ ત્રણ પ્રકારની પ્રધાન શાળાઓ હતી અને અનેક ન્યાયાદિ ભિન્નભિન્ન વિષયનાં પ્રતિપાદક શાસ્ત્રને અનુકૂળ એંશી પ્રકારની શાળાઓ હતી. તે તે શાળાના સ્થાનો વિષે અનુકૂળ ચિહ્નવાળી ધ્વજાપતાકાઓ લાગી રહી હતી અને દ્વારિકાની બહિર્ શાળાઓ જુદી સમજી લેવી, અથવા ન્યૂનાધિક હશે, પરંતુ અનુભવથી તો એમ જ બંધ બેસે છે. પછી તો ઈશ્વર જાણે.

## સુવર્ણમય નગર

દ્વારિકા, લંકા આદિ નગરીઓ તે જ પ્રમાણે સુવર્ણની કહેલી છે. તેમાં પણ ધનાઢ્ય પુરુષોના ગૃહના દરવાજામાં સુવર્ણના ઓપવાળા તાંબાના કળશ રાખેલા હોય છે તથા દેવમંદિરોના શિખર તથા દરવાજા ઉપર કળશ હોય છે અને ક્યાંકક્યાંક ધનાઢ્યોના મકાનોમાં મીનાના કામ થાય છે, તેથી જે જે રાજનગરોમાં પૂર્વોક્ત કળશ આદિ પુષ્કળ હોય, તે સુવર્ણમય કહી શકાય. સાક્ષાત્ સુવર્ણનું તો તે હોઈ શકે નહિ. એ જ વિદ્વાનોના અનુભવમાં બંધ બેસે છે, અન્ય નહિ. ઇતિ.



# ટિપ્પણી

લેખક :
શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા બી એ.

**પૃષ્ઠ ૧૦ પંક્તિ ૧૮. અનેક શાસ્ત્રરીતિ અનુસાર પચીસ, એકસોપચીસ કે સત્તાવીસ પ્રકૃતિરૂપ છું ?'**

મૂળ પ્રકૃતિના ત્રણ ગુણોને પૃથક્ દ્રવ્ય માની સત્તાવીસ જડતત્ત્વ ગણના વૈષ્ણવો કરે છે.

એકસોપચીસ મને લાગે છે કે છવ્વીસને સ્થાને છે. મારા જાણવામાં એકસોપચીસ નથી.

સાંખ્યશાસ્ત્ર અનુસાર : ૧ મૂળ પ્રકૃતિ અથવા પ્રધાન. ૨–૮ મહત્, અહંકાર, પંચતન્માત્રા. ૯ મન. ૧૦–૧૪ પચ ભૂતો ૧૫–૧૯ પંચ જ્ઞાનેદ્રિયો ૨૦–૨૪ પચકર્મેંદ્રિયો મળી ૨૪ જડ પદાર્થો અને પચીસમો પુરુષ મળી ૨૫.

સાંખ્યમિશ્ર વેદાંત અનુસાર છવ્વીસમો મહાપુરુષ અથવા મહાવિષ્ણુ. તેઓ પચ મહાભૂત, પંચ જ્ઞાનેદ્રિય ૫ કર્મેંદ્રિય (૧૦ દેવતા સહિત)+૪ અંત કરણ +૪ તન્માત્રાઓ+૧ માયા એમ ૨૪ જડ તત્ત્વો માને છે.

**પૃષ્ઠ ૧૧ પંક્તિ ૨. સાત વ્યાહૃતિરૂપ ભૂઃ આદિ ઉપરના લોક છું.**

મૂળ એકાક્ષર બીજમંત્ર ભેદાઈ તેના ત્રણથી સાત સુધીના જે ઇષ્ટદેવતાને સવિશેષ ઓળખાવનારાં બીજકો નીકળે તેને વ્યાહૃતિ કહે છે. તે વડે વિશેષે કરીને આપણે ઇષ્ટદેવતાને નજીક બોલાવી શકીએ છીએ, તેથી વ્યાહૃતિ કહેવાય છે. પ્રણવના બીજમાંથી ભૂરાદિ સાત વ્યાહૃતિઓ પ્રણવના અકાર, ઉકાર, મકાર, નાદ, બિંદુ, શક્તિ, શાંત એ સાત કલામાથી જાગે છે, તે લોક અને લોકાધ્યક્ષના વાચક મંત્રો છે.

**પૃષ્ઠ ૧૮ પંક્તિ ૧૪. ઇદં(આ)રૂપ રજ્જુ સર્પાદિકમાં અનુસ્યૂત અર્થાત્ વ્યાપક હોય છે.**

જેમ દોરડીરૂપ સાચા લાંબા પદાર્થમાં આ સાપ છે, આ પાણીનો રેલો છે, વગેરે અનેક પ્રકારના ભ્રમમાં આ શબ્દથી ઓળખાતો સાચો પદાર્થ સત્ય છે અને સાપ, પાણીનો રેલો વગેરે પ્રતીતિઓ બદલાતી હોવાથી મિથ્યા છે, તેમ જગતનુ આધાર સત્ય બ્રહ્મ ખરું છે અને તેમાં દેખાતું જગત ખોટું છે,

**પૃષ્ઠ ૧૮ પંક્તિ ૨૬. જે પ્રત્યક્ષાદિ છ પ્રમાણોથી જાણવામાં આવે છે તે માયારૂપ છે.**

૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન, ૩ શબ્દ, ૪ ઉપમાન, ૫ અર્થાપત્તિ, ૬ અનુપલબ્ધિ એ ૭ પ્રમાણ એટલે સાચા જ્ઞાનના કરણો હોવાથી પ્રમાણ ગણાય છે. કેટલાક તત્ત્વવિચારકો એક પ્રમાણ, કેટલાક બે, કેટલાક ત્રણ, કેટલાક ચાર, કેટલાક પાંચ અને કેટલાક ૭ પ્રમાણો માને છ. વેદાંતના ૭ પ્રમાણનો સ્વીકાર છે.

**પૃષ્ઠ ૨૦ પંક્તિ ૬. (૧) પ્રાણ (૨) શ્રદ્ધા...(૧૬) લોકલોકના વિષય એ સોળ કળાઓ છે.**

(૧) જેના વડે પૂર્ણ વસ્તુ કળાય અથવા સમજાય તે કળા. જેમ ચંદ્રની બીજની કળા વડે ધામામાં રહેલું બિંબ કળાય છે. આપણા સચેતન પુરુષની સોળ કળાઓ અહીં લખી છે તે પ્રશ્નોપનિષદમાંથી લીધી છે. તેમાં ૧ પ્રાણકળા જીવની પ્રધાનરૂપા છે. ૨ શ્રદ્ધાપ્રેરક બુદ્ધિરૂપ છે. ૩–૭ કર્મફળને આપનારા દેહસ્થ પંચભૂતો છે. ૮–૯ ફળ ભોગવવાનાં કરણો છે. ૧૦ ભોગસાધન છે. ૧૧–૧૪ ક્રિયાના રૂપો છે. ૧૫–૧૬ બાહ્ય રહેલા પ્રાણીપદાર્થ છે.

**પૃષ્ઠ ૩૬ પંક્તિ ૧૭. ભ્રાંતિની નિવૃત્તિ કરવાને માટે વેદાંતશાસ્ત્રનું વિચારરૂપ ચિંતન એ જ મુખ્ય સાધન છે.**

સ્વયંપ્રકાશ પદાર્થને આવરણથી જે ઢાંકણ થયુ હોય તે દૂર કરવાથી તે પદાર્થ સ્વયં પ્રકાશતો અનુભવાય છે. તેમાં બીજા પ્રકાશને ઉમેરવો પડતો નથી. તેવા પદાર્થના જ્ઞાનમા અજ્ઞાનના આવરણની નિવૃત્તિ જ બસ છે. બીજી પ્રવૃત્તિની જરૂર રહેતી નથી, એ તાત્પર્ય છે.

**પૃષ્ઠ ૩૮ પંક્તિ ૨૬. તે પદને તો વેદ પણ લજ્જાયમાન થઈને જ કથન કરે છે.**

આપણું દસ્ય પદાર્થોને લગતુ જ્ઞાન આવુ, તેવુ એ રીતે સમજાવી શકીએ છીએ, પરંતુ દૃષ્ટા એટલે આત્માને લગતુ જ્ઞાન–આવુ, તેવુ, તે રૂપ છે–એમ સમજાવી શકતા નથી. પરતુ 'જેવુ કહેવામાં આવે છે તેવુ નહિ' નેતિ નેતિ એવા નિષેધ વડે બાકી રહેલા તત્ત્વરૂપે સમજાવી શકાય છે નેતિ નેતિ શબ્દ વડે બ્રહ્મનુ ભાન કરાવનાર વેદ જાણે લજાય છે.

**પૃષ્ઠ ૪૩ પંક્તિ ૪. આત્માશ્રયદોષ.**

જાણનાર જાણવાના પદાર્થથી જુદો છે, તે કદી એક પદાર્થ હોઈ શકતો નથી ઘટને જાણનાર ચક્ષુરિંદ્રિય ઘટથી જુદી છે તેમ સ્વપ્નનો જોનારો સ્વપ્નથી જુદો છે. પોતે પોતાને દશ્યરૂપે જુએ એ આત્માશ્રયદોષ કહેવાય

**પૃષ્ઠ ૪૩, ૪૪ પંક્તિ ૨૩; ૧૬. અવિદ્યા અથવા અંતઃકરણમાં ચૈતન્યનો આભાસ પડવાથી પણ સ્વપ્નકલ્પિત પદાર્થોનો પ્રકાશ થવો શકય નથી ...... તે જ પ્રમાણે વિદ્વાનોની સમાધિની અવસ્થામાં પણ અંતઃકરણ જો કે ... બળેલા પટની જેમ ઉપાધિરૂપે રહે છે ...... ......** વગેરે.

મૈત્રેયનો અભિપ્રાય એવો છે કે નિર્વિકાર ચૈતન્ય જ ભાવાભાવનો પ્રકાશક છે અવિદ્યા અથવા અંતઃકરણરૂપ ઉપાધિમા પડેલુ આભાસ પોતે જડ હોવાથી પ્રકાશક બની શકે નહિ. આથી સ્વપ્નદ્રષ્ટા જ સ્વપ્નના સર્વ પદાર્થોનો પ્રકાશક છે.

પરાશરનું માનવુ એવુ છે કે પ્રકાશ્ય અને પ્રકાશકભાવ ઉપાધિના સદ્ભાવ

વિના બનતો નથી. નિરુપાધિ ચૈતન્ય પ્રકાશક છે એ વાક્ય જ વિરોધી છે. સ્વપ્ન, સુષુપ્તિમાં પણ સોપાધિક ચૈતન્ય જ પ્રકાશક છે.

**પૃષ્ઠ ૬૨ પંક્તિ ૨૪. પરંતુ જો સત્ ઈશ્વરથી અભિન્ન જગતને સત્ માનશો તો 'સત્‌ની પ્રાપ્તિની ઇચ્છામાત્રથી સંસારનો ત્યાગ કરવો,' એ વેદનું કથન નિષ્ફળ થશે.**

અહીં ઇશાવાસ્ય ઉપનિષદની પહેલી શ્રુતિનો ઉલ્લેખ છે. તેમાં કહ્યું છે કે આ દૃશ્ય જગતને ઈશ્વર વડે વાસ પામેલું જોવું. દૃશ્ય જગતનો જગદ્‌ભાવ મૂકી દેવાથી આત્માનું પાલન થાય છે. દૃશ્ય જગત ખોટું છે અને દ્રષ્ટા ઈશ્વર સત્ છે એ તાત્પર્ય છે.

**પૃષ્ઠ ૭૩ પંક્તિ ૧૮. તે જ પ્રમાણે એકવીસ વાર પુનઃપુનઃ બ્રાહ્મણ વેદભાગમાં અંતર્યામી પરમાત્માનું આત્મારૂપે પરમાત્માનું કથન કરેલું જ છે...**

બૃહદારણ્યક ઉપનિષદમાં આ પ્રકરણને अंतर्यामीब्राह्मण કહે છે તેમાં—

| પૃથ્વી, | જલ, | અગ્નિ, | અંતરિક્ષ, | વાયુ, | દ્યૌઃ, | આદિત્ય, | દિશા, | ચંદ્રતારકો, |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| આકાશ, | તમસ્, | તેજ | | | | | | |
| ૧૦ | ૧૧ | ૧૨ | | | | | | |

એટલા બાર વ્યૂહોમાં અધિદૈવભાવે અંતર્યામી પરમેશ્વર વસે છે અને

| સર્વભૂતો, | પ્રાણ, | વાક્, | ચક્ષુ, | શ્રોત્ર, | મન, | ત્વક્, | વિજ્ઞાન, | અને રેતસ્, |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |

એ નવ અધ્યાત્મભાવોમાં અંતર્યામી ચૈતન્ય વાસ કરી રહે છે. એમ એકંદર એકવીસ ભાગોમાં અંતર્યામી પરમેશ્વરના ચમત્કારો વર્ણવ્યા છે અને તે અંતર્યામી જ આપણો સાચો આત્મા છે એમ જણાવ્યું છે.

**પૃષ્ઠ ૭૬ પંક્તિ ૨૬. લૌકિક પુરુષો પણ...દુઃખ પામે છે. તારી અટલ પદવી કેમ દુઃખરૂપ નહિ થાય?**

આધિકારિક પુરુષો મુક્ત થવા પછી પણ પરમેશ્વરે સ્થાપેલા અધિકારીપદે લોકયાત્રાનું નિર્વહણ કરવા દેહધારી થઈ રહે છે અને બંધનના આભાસને ભોગવે છે. તેવી જવાબદારી આ લોકમાં પણ રાજાએ નિયંત્રિત કરેલા મંત્રીઓને તેમની અનિચ્છા છતાં પણ ભોગવવી પડે છે.

**પૃષ્ઠ ૭૯ પંક્તિ ૩૨. દેહાદિક સર્વ અનાત્મ (જડ) પદાર્થોમાં આત્મબુદ્ધિ...એ ચાર પ્રકારની અવિદ્યા છે, તેનો તું ત્યાગ કર.**

મૂળ અવિદ્યાનાં આ ચાર પરિણામો છે. આને અવિદ્યાનાં ચાર પર્વો અથવા પેરીઓ કહે છે.

**પૃષ્ઠ ૧૫૧ પંક્તિ ૩૦. બંધમોક્ષનું સ્વરૂપ.**

નિદાનનું કહેવાનું તાત્પર્ય એમ છે કે બંધ એટલે દુઃખ અને મોક્ષ એટલે સુખ. દુઃખથી જુદો પદાર્થ બંધ હોય તો તે સુખરૂપ બની જાય અને સુખથી જુદો કોઈ પદાર્થ મોક્ષ હોય તો દુઃખ બની જાય.

ઋષભદેવજી આ ગેરસમજ દૂર કરી કહે છે કે, દુઃખસુખરૂપ બંધમોક્ષ સુખ-દુઃખનો અનુભવ કરનારથી જુદા છે. તે અનુભવ કરનારો સુખદુઃખથી પર છે અને તેથી તે બંધમોક્ષથી પર છે. ખરી રીતે તે નિત્યમુક્ત છે.

**પૃષ્ઠ ૨૦૨ પંક્તિ ૩૧. બે પ્રકારના ભ્રમ : નિરુપાધિક ભ્રમ અને સોપાધિક ભ્રમ.**

ભ્રમ અથવા મિથ્યાજ્ઞાનનાં કારણો દૂર થતાં તે ભ્રમની કોઈ પ્રકારની પ્રતીતિ ન રહે તે નિરુપાધિક ભ્રમ. જેમકે દોરડીમાં સર્પભ્રમ અથવા સ્વમાભ્યાસ.

ભ્રમની કારણસામગ્રી દૂર થયા છતાં એટલે સાચા જ્ઞાનનો ઉદય થયા છતાં ભ્રમની પ્રતીતિ રહે, પરંતુ ભ્રમનાં પરિણામો દુઃખક્લેશ વગેરે ન રહે તે સોપાધિક ભ્રમ. જેમકે ઝાંઝવાનું જળ અથવા જાસુદીના ફૂલ સાથે સંબંધમાં રહેલું સ્ફટિક લાલ રંગનું દેખાય. સંસારભ્રમ બીજા પ્રકારનો છે.

**પૃષ્ઠ ૨૧૯ પંક્તિ ૩૩. ષટ્પ્રમાણોનો તે જ પ્રકાશક છે.**

જુઓ પૃષ્ઠ ૧૮ ઉપરની નોટ.

**પૃષ્ઠ ૨૨૬ પંક્તિ ૯. જેમ બાર સૂર્ય વડે, ત્રણ ચાતુર્માસ સિદ્ધ થાય છે...**

બાર માસના અંગ સૂર્ય બાર અને તેનો સંવત્સર તે અંગી સૂર્ય ગણાય છે.

**પૃષ્ઠ ૨૩૮ પંક્તિ ૨૧. કેમકે સ્વપ્નવાળા(અમારા પિતા)ને તો રોજ મરવાનું ઠર્યું...**

જેને સ્વપ્ન લાગ્યું છે તે સાચો પુરુષ તે સ્વપ્નવાળો (પિતા) તેના સ્વપ્નમાં ઊભો થયેલો સ્વપ્નકાળનો અનુભવ કરનારો સ્વપ્નનર (પુત્ર), તે સ્વપ્નના ઋષિને કહે છે કે બાપ મરી જાય ત્યારે ક્ષૌર કરાવવું. તે પ્રસંગ મારે તો નિત્ય જ ઊભો થાય છે; કારણ કે મારા બાપ તો નિત્ય મરે છે એટલે નિત્ય જાગે છે; તેથી જ્યારે જ્યારે જાગે ત્યારે એકએક રોમ કાઢી નાખીએ છીએ. સારાંશ બન્નેમાં મુદ્દો એ છે કે સ્વપ્નનો અધ્યાસ સ્વપ્નદ્રષ્ટાના સંકલ્પમાં જ સમાયેલો છે.

**પૃષ્ઠ ૨૪૦ પંક્તિ ૨૨. આ કારણથી આ પ્રકરણમાં મહાવાકયોમાં જીવ અને ઈશ્વરના......એ મિથ્યા શ્રમ થશે.**

તત્ત્વમસિ એ મહાવાક્ય છે. એનો અર્થ સરળ શબ્દોમાં એટલો થાય છે કે તે (જગતનું કારણ બ્રહ્મ) તું (દેહમાં જણાતું ચેતન) છુ. આ વાક્યનો

શબ્દાર્થ બંધ બેસે એવો નથી. કારણ જગતનું મૂળ કારણ બ્રહ્મ અથવા પરમેશ્વર જગતની વિચિત્રતાને લીધે સર્વજ્ઞ અને સર્વ શક્તિવાળો હોવો જોઈએ અને દેહમાં પ્રકટ થયેલો જીવ જે 'તું' એ શબ્દ વડે ઓળખાવવામાં આવે છે તે અલ્પજ્ઞ અને પરતંત્ર ઉઘાડો છે. આથી જગતકારણરૂપ સર્વજ્ઞ અને સર્વશક્તિવાળું બ્રહ્મ દેહમાં પ્રકટ થયેલા અલ્પજ્ઞ અને પરતંત્ર જીવ સાથે શી રીતે એક ગણાય? કારણ કે બન્નેમાં વિરોધી ધર્મો છે. તેથી મહાવાક્યનું તાત્પર્ય તેના વાચ્યાર્થથી તો બંધ બેસે તેવું છે નહિ. પરંતુ આ વાક્ય વેદનું છે અને ઉદ્દાલક નામના પિતાએ પોતાના વહાલા પુત્ર શ્વેતકેતુને નવ વાર તાત્ત્વિક જ્ઞાન તરીકે પ્રબોધ્યું છે, તેથી પિતાનું કહેવાનું તાત્પર્ય કાંઈક જુદું જ હોવું જોઈએ એ સહેજ સ્ફુટ થાય એમ છે. આથી આ વાક્યમાં ઈશ્વરચેતનનો જીવચેતન સાથે જે અભેદ 'છું' શબ્દ વડે જણાવવામાં આવે છે તે પદોના વાચ્યાર્થમાં નથી; પરંતુ લક્ષ્યાર્થમાં છે. આથી 'તું' અને 'તે' એ બે પદોનો લક્ષ્યાર્થ શો એ જોવાની જરૂર રહે છે. એ લક્ષ્યાર્થ બન્નેમાં સમાન ચેતનતારૂપ ધર્મ છે એમાં સમાયેલો છે. એ ચેતન સાથે વળગેલી સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તા એ બે ભાગોનો ત્યાગ કરીને ( ભાગત્યાગલક્ષણા વડે ) જે બન્નેમાં સમાનપણે રહેલું ચેતનપણું છે તે એક છે એવું આ મહાવાક્યનું તાત્પર્ય છે. ઉદાહરણ તરીકે : કોઈ દેવદત્ત માણસને ઘણા કાળે આપણે જોઈએ, ત્યારે કહીએ કે 'તે આ દેવદત્ત.' આ વાક્યમાં 'તે' શબ્દ વડે ભૂતકાળનો જોયેલો દેવદત્ત અને 'આ' શબ્દ વડે વર્તમાનમાં જોવાનો દેવદત્ત એ બેમાં ભૂતકાળ અને વર્તમાનકાળને બાદ કરીને દેવદત્ત નામની વ્યક્તિને આપણે ઓળખીએ છીએ; તેવી ઈશ્વરચેતન અને જીવચેતનમાં ચૈતન્યનો અભેદ ઓળખવાનો છે.

**પૃષ્ઠ ૨૪૮ પંક્તિ ૩૨. જો કે નિદ્રારૂપ અવિદ્યા હમણાં પણ છે તોપણ કાર્યરૂપ થવા તત્પર નથી.**

અવિદ્યા પોતે સંસારનાં દુઃખોનું કારણ નથી. તે જ્યારે અહંકાર, રાગ, દ્વેષ અને અભિનિવેશ—એ ચાર પરિણામોમાં અંકુરિત થાય છે, ત્યારે ક્લેશની જનક બને છે. જેમ બાવળનું બીજ બીજાં બીજકો જેવું જ હોય છે, પરંતુ તે જ્યારે વૃક્ષરૂપ બને છે ત્યારે કાંટાના દુઃખને પ્રકટ કરે છે, તેમ અવિદ્યા તે સંસારનું બીજમાત્ર છે.

**પૃષ્ઠ ૨૫૪ પંક્તિ ૬. હું પરમાત્માએ જે ત્રિકાંડરૂપ વેદ રચ્યા છે......અપવાદ ન કરત.**

વેદમાં બ્રહ્મકારણમાંથી જગતકાર્યની ઉત્પત્તિ વર્ણવી છે. તેમાં કાર્યકારણવાદની સાબિતી કરવાનો મુદ્દો નથી, પરંતુ કાર્ય કારણથી અભિન્ન છે એમ સમજાવી કારણની સત્યતા દર્શાવવામાં છે. કાર્ય તે કારણમાં આરોપિત છે અને કાર્ય જે ખરી રીતે આરોપિત છે તેને લોકો સાચું માને છે. તેનો સ્વીકાર માત્ર તે ભ્રમની નિવૃત્તિ અર્થે કરવામાં વેદમાં આવે છે. જેમ રજ્જુ સર્પ જેવો

છે તેવો સ્વીકારી તેની ભ્રમની નિવૃત્તિ કરવામાં આવે છે, તેમ જગતનો ભ્રમ જે કાર્યકારણની ભાવનાથી ઊભો થયો છે, તે ભાવનાની નિવૃત્તિ વડે દૂર કરવાનો વેદનો અભિપ્રાય છે.

**પૃષ્ઠ ૨૭૩ પંક્તિ ૧૫. અંશનો અર્થ શું?**

આત્મદ્રવ્યના બે પ્રકાર નૈયાયિકો માને છે: પરમાત્મા (ઇશ્વર) અને જીવાત્મા. તેમાં ઇશ્વરનો અંશ જીવ હોય તો ઇશ્વર અને જીવ વચ્ચે કાં તો અંગાંગીભાવ-સબંધ હોય કે પિતાપુત્રસંબંધ હોય. બને સંબંધમાં જીવના નિત્યત્વને બાધ આવે છે, કેમકે અંગ અને અંગી, પિતા અને પુત્ર નાશ પામતા જણાય છે.

**પૃષ્ઠ ૨૭૩ પંક્તિ ૨૩. સ્વપ્નપ્રપંચ કયા પરમાણુઓથી થાય છે?... મૂર્ખતા છે.**

બૃહસ્પતિ ન્યાયસિદ્ધાંતને અહીં અન્યાય જાણ્યે-અજાણ્યે કરે છે. ન્યાય-સિદ્ધાંતમાં સ્વપ્નજગતને પરમાણુઓથી રચાયેલું માન્યું જ નથી.

ન્યાયવૈશેષિકવાળાઓ પરમાણુરૂપ પૃથ્વીને નિત્ય માને છે અને દ્વયણુકાદિ ક્રમથી ઉત્પન્ન થનારી પૃથ્વીને કાર્યરૂપ હોવાથી અનિત્ય માને છે. બૃહસ્પતિનુ કહેવુ એવું છે કે આકાશમાં ઉડેલા બાજ મોટી પૃથ્વીના રજકણો આકાશમાં પરમાણુરૂપમાં રહે ત્યારે નિત્ય કહેવા અને મોટી પૃથ્વી સાથે જોડાઈ જાય ત્યારે અનિત્ય કહેવા એ કોઈ રીતે ન્યાયવાળું જણાતુ નથી.

**પૃષ્ઠ ૨૯૭ પંક્તિ ૮. જેમ સુવર્ણ કહે કે આ સર્વ ભૂષણદર્શન મારું જ છે; તો તેમાં દ્વૈતાપત્તિ દોષ નથી...વગેરે.**

અનુભવ કરનાર અનુભવનો જ એક પ્રકાર છે. અને તે 'હુ' ભાવ વડે જુદો હોય એવો ભાન છે સાચી રીતે જુદો નથી. અનુભવ કરવાના વેશમાં તે 'હુ' કહેવાય અને અનુભવના રૂપે 'ચૈતન્ય' કહેવાય. તેથી જાણે સુવર્ણ પોતાને ભૂષણમાં હું છુ એમ અનુભવે તેથી સુવર્ણ અને ભૂષણભાવ વડે દ્વૈત ગણાય નહિ તેમ ચૈતન્ય પોતાને 'હુ' રૂપે ઓળખે તેથી ચૈતન્ય અને હું એ બે સાચી વસ્તુ હોય એમ કદી બનતુ નથી.

**પૃષ્ઠ ૨૯૯ પંક્તિ ૨૨. પ્રાણુવાયુ.**

પ્રાણુ અને આત્મચૈતન્યમા ફેર છે પ્રાણુ દેહ ધારણુ કરાવે છે, પરંતુ તેમાં -પોતાને ઓળખવાનુ-ભાન કરવાનુ સામર્થ્ય નથી. આ સામર્થ્યવાળું તત્ત્વ તે સ્વયપ્રકાશ. પ્રાણ પરપ્રકાશ વડે 'છે' એમ સમજાય છે. જે સ્વયપ્રકાશ તત્ત્વ વડે પ્રાણુ પ્રકાશે છે તે આત્મા

**પૃષ્ઠ ૩૨૪ પંક્તિ ૧૭. સ્વપ્નમાં દ્રષ્ટા જ દ્દશ્યરૂપ થાય છે......સર્વ કાંઈ રામ જ છે, એ વિધિપક્ષ ફળરૂપ છે.**

સ્વપ્નદ્રષ્ટા પોતાના ભીતર સામર્થ્યથી સ્વપ્નના દ્દશ્યરૂપ દેખાય છે. સ્વપ્નદ્દશ્ય

તે દ્રષ્ટા વિના નથી, એ નિષેધપક્ષ. સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નદસ્વરૂપે દેખાય છે, એ વિધિપક્ષ. નિષેધપક્ષ સ્વરૂપની અસંગતા અને નિર્વિકારતા સમજાવવા અર્થે છે. વિધિપક્ષ સ્વરૂપનો ચમત્કાર સમજાવવા અર્થે છે. તેવી રીતે મારાથી રામ જુદા નથી, એ નિષેધપક્ષ અને હું રામ છું, એ વિધિપક્ષ. તેમાં વિધિપક્ષ બળવાન ચમત્કારવાળો હોવાથી ફળરૂપ માન્યો છે.

**પૃષ્ઠ ૩૭૭ પંક્તિ ૨૫. તે સર્વ અત્તા ( ખાનારો ) અર્થાત્ ભોક્તા છે.**

ઉપનિષદમાં આત્માને 'સર્વભક્ષક' (અત્તા–ખાઈ જનારો) એવા વિશેષણથી ઓળખાવ્યો છે. જેમ અગ્નિ સર્વ વસ્તુનો ગ્રાસ કરનાર હોવાથી જાણે મોટો લોભી 'કાલાગ્નિ' કહેવાય છે, તેમ 'આત્મચૈતન્ય સર્વ ચર અને અચર જગતને પોતામય બનાવી દે છે, તેથી તે 'મહાકાલ' એટલે અદ્ભુત ખાનારો–અદ્ભુત લોભી એવા રૂપકથી વર્ણન કરાય છે.

**પૃષ્ઠ ૪૧૨ પંક્તિ ૩. જે મનાદિકનો સાક્ષી છે, તે દેવ છે...... અસંગ રહીને જે પ્રકાશિત કરે છે, તે જ દેવ છે.**

જુઓ પૃષ્ઠ ૨૯૯ ઉપરનું ટિપ્પણ પ્રાણ અને આત્મામાં કેવો તફાવત છે તે ત્યાં દર્શાવ્યું છે. પ્રાણ પ્રધાન છે, આત્મા પ્રભુ અથવા દેવ છે. પ્રભુના પ્રકાશ વડે પ્રધાન મુખ્ય કર્તા ગણાય છે. પ્રાણના એટલે સૂર્યના ઉદયઅસ્તને, અપાનના એટલે ચંદ્રના ઉદયઅસ્તને જે જાણે છે તે આત્મદેવ છે જેમ સમુદ્રના એક મોજાંનો આરંભ અને બીજાનો અંત એ બેના અંતરાલમાં સમુદ્રની એક સમાન પીઠ રહે છે તેવો આત્મા છે. પ્રાણ–અપાન એ લહેરો છે.

**પૃષ્ઠ ૪૨૯ પંક્તિ ૨૫. ब्राह्मणोस्य मुखमासीत् વગેરે.**

શ્રુતિ એમ કહે છે કે બ્રાહ્મણ જાતિ પુરુષ અથવા નારાયણનું મુખ બન્યું. એટલે બ્રાહ્મણ જાતિ મુખ્ય પ્રધાન છે. પુરુષના **મુખમાંથી બ્રાહ્મણ થયા** એવું પંચમી વિભક્તિવાળું વાક્ય નથી અને તેથી બ્રાહ્મણ પુરુષમાંથી ઉત્પન્ન થયો એવો ભાવ નથી.

વિરાટ પુરુષની પુરુષસૂક્તની વર્ણાશ્રમની મુખાદિ અવયવ કલ્પના એ ભાવના મય છે. તે પ્રક્રિયામાં જગતની ઉત્પત્તિનું અથવા આરંભવાદનું તાત્પર્ય નથી.

**પૃષ્ઠ ૮૩૪ પંક્તિ ૧૪. પરશુરામના નિઃક્ષત્રાયણનો અર્થ:**

૧ સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદરહિત—એ ૩ અવાંતર વિચારવાળો એક પ્રકાર.

૨ દેશ, કાળ અને વસ્તુભેદરહિત—એક અવાંતર ભેદવાળો બીજો પ્રકાર.

૩ મન, બુદ્ધિ અને ચિત્તના વ્યાપારનો નિયામક—એક નિયમ્ય ભેદવાળો ત્રીજો પ્રકાર.

૪ સત્, ચિદ્ અને આનંદરૂપ છે—એક સ્વભાવબોધક ચોથો પ્રકાર. આ

ચાર પ્રકારને એકવીસનારના અન્વયવ્યતિરેક સાથે ગુણતાં ૮૪ પ્રકારના ભેદરૂપ શત્રુનું ખંડન થાય છે. તેથી **એકવીસવાર** 'નક્ષત્રી' પૃથ્વી કરી અને ૮૪ લાખ યોનિ તર્યા એવો ભાવ ઉપજાવ્યો છે. ત્યાર પછી નવ વાર અભેદ અનુભવ આપ્યો છે, તે પરશુરામના દાશરથી રામમાં શમવાપણાને સૂચવે છે.

**પૃષ્ઠ ૪૪૫ પંક્તિ ૭. નામરૂપ પ્રપંચરૂપ સાત પદાર્થરૂપ સાત સમુદ્ર છે:**

વૈશેષિક દર્શનના પ્રપંચના સાત પદાર્થનું વર્ગીકરણ અહીં લક્ષમા લીધુ છે. ૧ દ્રવ્ય, ૨ ગુણ, ૩ કર્મ, ૪ સામાન્ય, ૫ વિશેષ, ૬ સમવાય અને ૭ અભાવ. એ સાત પદાર્થો છે અને તે સાત સમુદ્રો છે એમ વર્ણવ્યુ છે.

**પૃષ્ઠ ૪૫૯ પંક્તિ ૮. विश् प्रवेशने पूर्णे।**

विश् ધાતુ પ્રવેશ કરવાના અર્થમાં અને પૂર્ણતાના અર્થમા વપરાય છે. તેથી પ્રવેશ પામવાનો અને પૂર્ણપણાનો સ્વભાવ જેનો છે તે વિષ્ણુ એવી વ્યુત્પત્તિ કરી છે.

**પૃષ્ઠ ૪૬૦ પંક્તિ ૧૦. હે દેવતા! તત્પદના લક્ષ્યરૂપ સત્ ચિદ્ આનંદ લક્ષણવાળો હું બ્રહ્મ તમારા અંતઃકરણ દેશમાં, ત્વંપદનો લક્ષ્યાર્થ મનાદિકના સાક્ષીરૂપે સ્થિત છું.**

તત્ત્વમસિ મહાવાક્યમાં તત્પદ વડે જગતકર્તૃત્વધર્મવાળો ઈશભાવ તે 'તે' પદનો વાચ્યાર્થ અને ત્વંપદ વડે દેહાદિ ઉપાધિને પરવશ પડેલો જીવભાવ તે 'તું' પદનો વાચ્યાર્થ કહેવાય છે. ઈશમાં વસેલુ સચ્ચિદાનંદ બ્રહ્મત્વ અને જીવમાં વસેલુ સચ્ચિદાનંદ બ્રહ્મત્વ એક જ વસ્તુ છે, તે ઉપદેશ છે તુ જીવ ઈશ્વર છુ એ મહાવાક્યનુ તાત્પર્ય વાચ્યાર્થ બાતલ કર્યા પછી શેષ વસ્તુ એક છે એમ જણાવવામા છે. પરોક્ષ પરમેશ્વર અપરોક્ષ આત્મા છે એવો અનુભવ ઉદય કરવાનુ સામર્થ્ય આ મહાવાક્યમાં છે. જેને તે અનુભવ જાગે તે 'વામન' દશામાથી મોટા 'ત્રિવિક્રમ' પદમા આવે છે એ મર્મ છે

**પૃષ્ઠ ૪૬૫ પંક્તિ ૧૧. વેદમાં કહ્યું છે કે કર્મો વડે જ બંધન થાય છે.**

વળી વેદમા એ પણ કહ્યુ છે કે 'ઉપનયન અથવા વિવાહ ઉપરાંત જેટલા દિવસ જીવે ત્યા પર્યંત અગ્નિહોત્ર કર્મ કરતાં જીવવાની ઇચ્છા કરે.'

કર્મ કરવાથી મોક્ષ નથી અને ગૃહસ્થે મરણ પર્યંત અગ્નિહોત્રાદિ વેદ વિહિત કર્મ કરવા એ બન્ને કોટિ વેદ વર્ણવે છે તેથી કર્મત્યાગ કે કર્મયોગ બેમાંથી શુ ખરુ એ પ્રશ્ન છે

**પૃષ્ઠ ૪૭૩ પંક્તિ ૯. વૃત્તિરૂપ જ્ઞાનની વિષયતા-અવિષયતામાં આવરણભંગ-અભંગ જ પ્રયોજનરૂપ છે-વગેરે.**

જ્ઞાનવસ્તુ બે પ્રકારની છે (૧) સ્વરૂપજ્ઞાન જે ખરી રીતે આત્મપદાર્થ

જ છે, (૨) વૃત્તિજ્ઞાન જે ખરી રીતે બુદ્ધિદ્રવ્યનું ચમકતું પરિણામ છે. વેદાંતશાસ્ત્રમાં આત્મપદાર્થથી જુદા ભાસતા સર્વ ભિન્ન પદાર્થો આત્મવસ્તુમાં કલ્પિત સત્તાવાળા છે, જેમ જડવસ્તુવાદીઓ જડ પદાર્થસમૂહને સાચું સ્વીકારે છે, તેમ વેદાંતશાસ્ત્ર સ્વીકારતુ નથી. હવે કલ્પિત પદાર્થોની બે અવસ્થાઓ હોય છે. જેમ રજ્જુમા સર્પના આભાસની અને સર્પના આભાસવિનાની. તેમાં રજ્જુસર્પનો આભાસ આપણને થાય તે વિદિત અવસ્થા; તે ન જણાય તે અવિદિત અવસ્થા આ બને સ્થિતિમા આપણું વૃત્તિજ્ઞાન ખરી રીતે સર્પને સ્પર્શ કરતુ જ નથી, પરતુ રજ્જુનેજ સ્પર્શ કરે છે. રજ્જુને ઢંકાયેલા રૂપમાં રાખી જે સ્ફુરણ થાય તે રજ્જુસર્પનુ **વૃત્તિજ્ઞાન** અને તેનુ જ્ઞાન થયાનુ ભાન થવુ એ **ફલજ્ઞાન.** વૃત્તિજ્ઞાન વડે રજ્જુને લગતુ આવરણ ખમી જાય છે; પરંતુ અધારા વગેરે. દોષને લીધે રજ્જુ સર્પરૂપે ભાસે છે જ્યારે રજ્જુને રજ્જુરૂપે જાણવામા આવે છે. ત્યારે ભ્રમરૂપ વૃત્તિજ્ઞાન શમે છે અને પ્રમારૂપ વૃત્તિજ્ઞાન પ્રકટ થાય છે. અપ્રમા અને પ્રમા, ભ્રમ અને સાચુ જ્ઞાન—બને ખરી રીતે અધિકરણને સ્પર્શ કરે છે. પરંતુ ભ્રમજ્ઞાનમાં અધ્યસ્ત (સર્પ) સ્ફુરે છે, પ્રમાજ્ઞાનમાં અધિષ્ઠાન જ સ્ફુરે છે. આથી સમજાય છે કે કોઈ પણ પદાર્થ વૃત્તિજ્ઞાનના વિષયરૂપ ત્યારે જ બને છે કે જ્યારે તેના અમુક પ્રકારના રૂપના આવરણનો ભંગ થાય છે. જ્યારે તે આવરણનો ભંગ નથી થતો, ત્યારે પદાર્થ અવિદિત ગણાય છે. ભગ થાય છે ત્યારે વિદિત ગણાય છે. આથી આવરણનો ભંગ વિષયતાનો પ્રયોજક છે, આવરણનો અભગ અવિષયતાનો પ્રયોજક છે. હવે આવરણ એ એક જાતનુ અધારું છે. અધારું અધારાને લગતુ હોતુ નથી, પણ પ્રકાશને વળગેલુ હોય છે. આ નિયમથી આત્મપદાર્થ જ અધ્યસ્ત દશામાં અનાત્મવિષયરૂપે જણાય છે અને અનધ્યસ્ત દશામાં અવિષયરૂપ શેષ રહે છે

**પૃષ્ઠ ૪૭૩ પંક્તિ ૨૪. નામરૂપ કાર્યનું વિવર્ત ઉપાદાન, સર્વરૂપ બ્રહ્માત્મા હોવાથી વૃત્તિજ્ઞાનના વિષયરૂપ પરોક્ષ અપરોક્ષ, બ્રહ્માત્મા જ છે. તેથી જ વિદ્વાનને સ્વતઃસિદ્ધ નિત્યસમાધિ અયત્નસિદ્ધ છે, ઇત્યાદિ શ્રુતિ છે.**

વૃત્તિનિરોધરૂપ પ્રયત્નથી થતી સમાધિ વડે આત્મસાક્ષાત્કાર થાય છે, પરંતુ સર્વ અનાત્મપદાર્થોમાં આત્મા જ અનેકરૂપે ભાસે છે. આવો અનુભવ જેને જાગે છે, તેની આત્મસાક્ષાત્કાર કરાવનારી સમાધિ અયત્ન સિદ્ધ છે. જેથી ઝાંઝવાનુ જળ શમાવવામા ઉખર ભૂમિ સાથેની નેત્રવૃત્તિનો સંબધ તોડવાનો પ્રયોગ તે યત્નસિદ્ધ છ અને સાચી સમજણથી તે આભાસ માત્ર છે. અને ખરી રીતે ખારવાળી જમીન છે એવા નિશ્ચયવાળાનુ ઝાંઝવાના જળનું શમન અયત્નસિદ્ધ છે.

સમજણ વિનાના યોગ વડે માત્ર પ્રતીતિ બધ થાય છે, પરંતુ યોગ ખસતાં પ્રતીતિ ઊભી થાય છે. સમજણ વડે યોગ છતાં અધિકરણનું જ ભાન તરતુ રહે

છે. આથી વસ્તુસાક્ષાત્કારમાં જ્ઞાન યોગ કરતા વધારે બળવાન ઉપાય છે. सकृद् विभातो हि एष ब्रह्मलोकः । એ છાંદોગ્ય ઉપનિષદની શ્રુતિનો આધાર લીધો જણાય છે.

**પૃષ્ઠ ૪૭૪ પંક્તિ ૧૦. આત્મા મનાદિ નિયમે કરીને પ્રકાશ્યનો નિયમે કરીને પ્રકાશક તથા નિયામક છે. પ્રકાશ્ય પોતાના પ્રકાશકને જાણતો નથી એ......પ્રસિદ્ધ છે.**

મન આદિ નિયમે કરીને પ્રકાસ્ય જ રહે છે એટલે કે તેઓ કદી પ્રકાશક થતા જ નથી. આત્મા નિયમે કરીને પ્રકાશક છે એટલે કે તે કદી પ્રકાસ્ય બનતો નથી.

**પૃષ્ઠ ૪૭૪ પંક્તિ ૧૬. જે વસ્તુનું મન મનન કરે છે તે તારું સ્વરૂપ નથી...ઇત્યાદિ શ્રુતિ છે.**

જુઓ केनोपनिषद् પ્રથમ ખંડની ૪થી ૮ સુધીની શ્રુતિઓ

**પૃષ્ઠ ૪૭૫ પંક્તિ ૨૦. તું પોતાને બુદ્ધિરૂપ માનીને આત્માને જાણે છે. જો આત્મા કહીશ તો આત્માશ્રયાદિ દોષ આવશે.**

જેમ અગ્નિ પોતાને બાળે છે. એ વાક્ય આત્માશ્રયદોષવાળુ છે. તેમ જ્ઞાનસ્વરૂપ આત્મા પોતાને જાણે છે એ આત્માશ્રયદોષવાળુ બોલવુ છે

**પૃષ્ઠ ૪૭૬ પંક્તિ ૮. સત્, ચિદ્, આનંદરૂપ વસ્તુ પોતે પોતાનો આત્મા જાણ...આ આત્માનું સ્વરૂપ પણ ઉપાધિને લઈને જ કહેલું છે.**

સત્, ચિદ્ અને આનંદરૂપ વસ્તુ આત્મા છે એ આત્માનુ સ્વરૂપબોધક વાક્ય પણ આત્મા તે રીતનો છે એવુ ખરી રીતે વિધાન કરતુ નથી અથવા વાચક બનતુ નથી, પરતુ અસત્, જડ અને દુ:ખરૂપ સર્વ પદાર્થોથી તે જુદો અથવા વિલક્ષણ પદાર્થ છે એટલુ જ તે સૂચવે છે અથવા લક્ષણા કરાવે છે

**પૃષ્ઠ ૪૯૯ પક્તિ ૫. અટલ સિદ્ધાંત**

પરમેશ્વરની બે ભાવનાઓ બધાયેલી છે એક દેહાદિ સઘાતથી બહાર રહી જગતનુ તંત્ર ચલાવનાર—આને તટસ્થ ઇશ્વરવાદ કહે છે બીજી દેહાદિ સઘાત મા ભીતર રહી તે તે ઉપાધિઓના ગુણધર્માનુસાર જગતનુ નિયમ કરનાર—આને અતર્યામી ઇશ્વરવાદ કહે છે દેહાદિથી બહાર ઇશ્વરતત્ત્વનુ સ્વરૂપ સમજાય છે, તે પણ દેહાદિનો આશ્રય લઈને જ સમજાય છે આથી અતર્યામી ઇશ્વરવાદ જ અટલ સિદ્ધાત છે, એ તાત્પર્ય છે.

**પૃષ્ઠ ૫૦૦ પંક્તિ ૨. બ્રહ્માનું પોતાની પુત્રીની પાછળ કામાતુર થઈ દોડવું.**

જુઓ ભાગવત તૃતીય સ્કધ ૧૨મો અધ્યાય. શબ્દ અને સુરતાનો યોગ તે બ્રહ્મા અને સરસ્વતીના રૂપકથી વર્ણવ્યો છે

**પૃષ્ઠ ૫૦૦ પંક્તિ ૧૧. જેમ કોડાથી જલ સહિત સૂર્યનું અથવા આકાશનું પ્રતિબિંબ કેદાર દેશમાં જાય છે.**

કોડાથી=કૂવાના થાળામાંથી. કેદાર દેશમાં=ક્યારડાની જમીનમા.

**પૃ૦ ૫૦૦ પંક્તિ ૧૪. મહાદેવના લિંગનું વધવું.**

શિવપુરાણ અને વાયુપુરાણમાં આખ્યાયિકા છે. જ્યોતિર્લિંગ( જ્ઞાનલિંગ )નો ઉપરનો છેડો જેવા બ્રહ્મા ગયા અને નીચેનો છેડો જેવા વિષ્ણુ ગયા, પણ કોઈ તેનો અંત પામ્યા નહિ. ગરુડે ઊંચે ચઢી કહ્યુ કે મેં શિવલિંગનો છેડો જેયો છે, અને સાક્ષીમાં કેતકી( કેવડા )ના પુષ્પને રજૂ કર્યું. આ ખોટી વાતની સાક્ષી પૂરવાથી કેતકીને શાપ લાગ્યો કે મહાદેવજી તેને સ્વીકારે નહિ અને ગરુડને શાપ થયો કે તેના દેવ જલશાયી થઈ રહે અને તેણે આકાશમાંથી પાણીમાં ડૂબવું પડે. અનુગ્રહ છેવટે થયો કે કેવડાત્રીજને દિવસે કેતકી શિવજી સ્વીકારે અને ગારુડી વિદ્યામાં ગરુડનો મહિમા ગણાય.

**પૃષ્ઠ ૫૦૧ પંક્તિ ૧૭. જાલધરઆખ્યાન.**

પદ્મપુરાણમાં છે.

**પૃષ્ઠ ૫૦૩ પંક્તિ ૨. તેત્રીસ કોટિ દેવતા.**

જુઓ બૃહદારણ્યક ઉ. ૩–૯ બ્રાહ્મણ

| | |
|---|---|
| ૮ આઠ વસુ | અગ્નિ–પૃથ્વી<br>વાયુ–અંતરિક્ષ<br>આદિત્ય–સ્વર્ગ<br>ચંદ્ર–નક્ષત્રો. |
| ૧૧ એકાદશ રુદ્ર | દશ પ્રાણ અને મન |
| ૧૨ દ્વાદશ આદિત્ય | દ્વાદશ માસમાં વહેંચાયેલો સંવત્સર |
| ૧ ઇંદ્ર=પર્જન્ય | |
| ૧ પ્રજાપતિ=યજ્ઞ | |

૩૩

# શબ્દાર્થાનુક્રમણિકા

અકારઉપલક્ષિત=અકારના સંકેતથી સમજાવાતાં.
અકૃત=કોઈથી ઉત્પન્ન થયેલો નહિ એવો.
અકૃત્ય=જેને ક્રિયાનો સ્પર્શ નથી થતો તે.
અચિત્ત=ચિત્તવિનાનો.
અચેત=જડબુદ્ધિ.
અતત્પરતા=તાલાવેલીવિનાની.
અત્તા=ખાનારો; ગ્રાસ કરનારો.
અત્યંતાભાવ=કેવલ અભાવ.
અદૃશ્યમાન=ન દેખાતું.
અધિકરણ=જેના આશ્રયે ધર્મો રહેલા છે તે આધાર.
અધિદેવ=ઇંદ્રિયોને અનુભવ ઉત્પન્ન કરવામાં મદદ આપનારો દેવવર્ગ.
અધિભૂત=અચેતન–બહારના પદાર્થો.
અધો=નીચો.
અધ્યસ્ત=આરોપેલા.
અધ્યાત્મ=પિંડગત, દેહગત.
અધ્યાત્મઉપાધિરૂપ=આત્માને લગતી ઉપાધિરૂપ.
અધ્યારોપ=ભ્રમ; ઊભી કરેલી કલ્પના.
અનગ્નિરૂપ=દાહકતા વગેરે વિનાનો.
અનનુસંધાન=તૂટક સંબંધ.
અનશન=ઉપવાસ.
અનાત્મ=જડ.
અનાહત શબ્દ=સોઽહં ધ્વનિ.
અનિર્વચનીય=કોઈ પણ પ્રકારે વર્ણન ન થઈ શકે તેવું; વાણીથી સમજાવી ન શકાય તેવું.
અનુચર=નોકર.
અનુસંધાન=ધારાવાહી સંબંધ.
અનુસ્યૂત=અંતર રહેલું; વ્યાપક.
અન્વયવ્યતિરેક=એક હોય ત્યાં બીજો હોય જ એ અન્વયવ્યાપ્તિ છે; ધૂમ છે તેથી અગ્નિ હોવો જ જોઈએ એ દૃષ્ટાંત પ્રમાણે. એકના અભાવે બીજાનો અભાવ હોવો જ જોઈએ તે વ્યતિરેકવ્યાપ્તિ છે.
અપરિહાર્ય=નિવારણ ન થઈ શકે તેવો; અનિવાર્ય.
અપરોક્ષ=સાક્ષાત્કાર પામેલા દૃશ્ય હોયા વિના સાક્ષાત્પણાનું ભાન થાય તેવો.
અપવાદ=બાધ.
અપૂર્વ વૃત્તિ=અંતર્ બહિર્વિનાની વૃત્તિ.
અપેક્ષિત=બીજાના ઉપર આધાર રાખનાર.
અમાનિત્વ=નિરભિમાન.
અર્થસંયુક્ત=અર્થવાળો.
અવધિભૂત=અંતરૂપ.
અવાઙ્મનસગોચર=મનવાણીથી જોઈ જાણી શકાય નહિ તેવું.
અવાચ્ય પદ=વાણીથી ન સમજાવાય તેવું; વાણીથી પર.
અવિદ્યાવિશિષ્ટ=અવિદ્યા જેને વળગી છે એવું.
અવેદત્વ=વેદના વાક્ય વડે સમજાય નહિ તેવો.
અવેદ્ય=જ્ઞાનના વિષયરૂપે નહિ થનાર.
અવેદ્યત્વ=જ્ઞાનના વિષયરૂપ ન થાય તેવું.
અવ્યક્ત=અસ્પષ્ટ.
અશુચિ=અપવિત્ર.
અસંભાવના=અવિશ્વાસ.
અસ્મદાદિ=આપણ વગેરે.
અહંગ્રહઉપાસના=ઉપાસ્ય એ હું જ છું એવી દૃઢ ભાવનાવાળી ભક્તિ.
અહંપ્રત્યય=હું છું એ પ્રકારનું જ્ઞાન.
અહંપ્રત્યય કરવો=અહંભાવ ધરવો.
અહંભાવ=હુંપણું.
આકાશજ=આકાશમાં ઊગેલા.

પરિચ્છિન્ન=ભિન્ન; મર્યાદિત.
પરિમાણ=માપ.
પર્યાયરૂપ=એક અર્થવાળા.
પશ્યંતી=ઉચ્ચારની જરૂર વિનાની, પરંતુ વિચારમાં એણી વખતે (અક્રમભાવે) અર્થનું ભાન કરાવનારી વાણી.
પિષ્ટ=ભેજું.
પુરુષચિદાભાસ=જીવચેતન.
પુરુષોત્તમ ચૈતન્ય=પરમેશ્વર ચેતન.
પૂર્વ કે ઉત્તર=પહેલાં કે પછી.
પેષણ=દળવું.
પ્રકાશ્ય=પ્રકાશિત થતો.
પ્રતિજ્ઞા=આશય.
પ્રતીતિ=દેખાવાપણું.
પ્રમાણ=સાચા જ્ઞાનનું સાધન.
પ્રમાતા=સાચા જ્ઞાનને જાણનાર.
પ્રમેય=સાચા જ્ઞાનનો વિષય.
પ્રાતિભાસિક=કોઈ પ્રયોજન સિદ્ધ ન કરે
મધ્યમા=ઉચ્ચારના ક્રમથી ઉદય થયેલી, પરંતુ બોલનાર પોતે જ સમજી શકે એવી વાણી.
મનુષ્યવિગ્રહ=મનુષ્યનું શરીર.
મયૂર=મોર.
માયાવિશિષ્ટ=માયાશક્તિવાળા.
મૃતક=મરેલો.
યત્નસાધ્ય=પ્રયત્ન વડે મેળવાય એવો.
રાગ=પ્રીતિ.
રાજશાર્દૂલ=રાજાઓમાં શ્રેષ્ઠ.
રંજ=દુ.ખ.
લક્ષ્યરૂપ=લક્ષણાથી સમજાય તેવો.
લોકપ્રથા=રૂઢિ.
લોકૈષણા=આ લોક તથા પરલોકનાં " સુખ મેળવવાની વાસના.
લંબિકા=જીભ.
વક્તવ્યરૂપ=બોલવાના વિષયરૂપ.
વ્રજ=વાડો.

આકાશસંચારી=આકાશમાં રમતો.
આચ્છાદિત=ઢંકાયલા.
આત્મઅપરોક્ષ=આત્મસાક્ષાત્કારવાળા.
આત્મનિરૂપણ=આત્મસ્વરૂપનું વર્ણન.
આત્મોપમાદર્શન=આત્મારૂપે જોવા તે.
આત્મોપમાદર્શી=પોતાના આત્માનેબીજાના સ્થાનમાં મૂકીને વિચાર કરનારા.
આધારાધેયભાવ=આશ્રય અને આશ્રયીનો સંબંધ.
આધ્યાત્મિક રોગો=વિકારો.
આપોપું=પોતાપણું.
આપ્તકામ=પૂર્ણકામ.
આવાગમન=જન્મવું, મરવું.
આવૃત્ત=ઢંકાયેલું; વીંટાયેલું.
ઇદં=આ.
કચેરીસ્થાનાપન્ન=કચેરીને ઠેકાણે.
કર્મપર=પ્રવૃત્તિધર્મ સધાવનાર; જેનું તાત્પર્ય ક્રિયામાં છે એવો.
કર્મી=કર્મ કરનારો.
કલ્પિત=કલ્પનાથી ઊભો કરેલો.
કષાયદોષ–રાગદ્વેષ.
કાર્યાધ્યાસ=પોતાને અનાત્મરૂપ માનવાનો ભ્રમ તે કારણાધ્યાસ. એમાંથી છૂટવાના પ્રયત્નોની પરંપરા તે કાર્યાધ્યાસ.
કાલવ્યવધાનરહિત=કાલના અંતરાયવિના; સદાસર્વદા.
કુક્કુર=કૂતરાં.
કુલાલરચિત=કુંભારે બનાવેલા.
કેવલખંડ=ખંડાભિમાની; દેહદેવ.

જનાર્દન=વિષ્ણુ.
જરાયુજ=ઓરમાંથી ઉત્પન્ન થાય તે.
જાતિ=વર્ગ.
તત્પદ=પરમેશ્વરનું પદ.
તત્પર=ઉત્સુક; તાલાવેલીવાળો.
તત્પરતા=ઉત્પન્ન કરવાનો વેગ.
તદ્રૂપલક્ષિત=એનાથી સૂચવાયેલો.
તારતમ્ય=ઓછાવધતાપણું.
તિરોભાવ=લય.
તુલ્ય=સરખા.
તૂષ્ણીં–અતૂષ્ણીં=મૌન–અમૌન.
તૂષ્ણીંભાવ=મૌનભાવ.
ત્રિકાલાબાધ્ય=ત્રણે કાળમાં બાધ ન થાય અર્થાત્ કાયમ રહે તે.
તંત્રતંત્રી સમાન=વસ્ત્ર અને તાંતણા જેવાં.
ત્વંભાવ=તુંપણું.
દર્શન=દૃષ્ટિ; દેખરેખ.
દાર્ષ્ટાંત=દૃષ્ટાંત વડે જે વસ્તુ સમજાવવામાં આવે છે તે.
દાંતિ=દમ; મનનો નિગ્રહ.
દીપકદેહલીન્યાય=ઉંબરામાં મૂકેલો દીવો જેમ બંને ખંડને પ્રકાશ આપે છે, તેમ આત્મા વૃત્તિઓના અસ્ત અને ઉદયના સંધિકાળમા રહી બંને અવસ્થાનો પ્રકાશક અર્થાત્ સિદ્ધ કરનાર–આ ન્યાય થાય છે.
દેહાદિ સંઘાત=શરીર વગેરેનો સમૂહ.
દેહાધ્યાસપૂર્વક=દેહમાં આત્મપણાના ભ્રમવાળી.
દશ્યમાન=દેખાતું.
દશ્યાંતર=દશ્યની ભીતરમાં રહેલો.
દૃષ્ટિમાન=દેખાતો.
દંડ=શિક્ષા.
ધર્મી=ધર્મવાળો.
ધીવર=માછીમાર.
નરશૃંગવત્=માણસના શિંગડા જેવું અસંભવિત; મિથ્યા.
નાદી સૃષ્ટિ=શબ્દબ્રહ્મરૂપા સૃષ્ટિ–જે ધ્વનિમાંથી ચોક્કસ વિચાર ઉત્પન્ન થાય તેવી.
નામી=નામવાળો.
નારાયણવ્યતિરેક=પરમાત્મભાવવિનાનો
નાસાગ્રાંત=નાસિકાનો બહારનો અને અંદરનો છેડો.
નિગુરો=ગુરુના અંકુશ વિનાનો; નુગરો.
નિયતિ=નિર્માણ કરેલો નિયમ
નિયમન કરે છે=અંકુશમાં મૂકે છે; વ્યવસ્થામાં મૂકે છે.
નિયંત્રણ=કબજો.
નિરપેક્ષ=ગરજ વિનાના.
નિરવયવ=અવયવવિનાની.
નિરાશ્રય=કોઈના ઉપર આધાર નહિ રાખનારો.
નિર્ણાયક=નિર્ણય કરનાર
નિર્બીજ=પાયાવિનાનું
નિર્બંધ=બાંધી ન શકાય તેવું; બંધનવિનાનો.
નિવૃત્તિની નિવૃત્તિ=સ્વયંસિદ્ધ નિવૃત્તિ અપ્રકટ છે, તે પ્રકટ થવી.
નિર્વાણ=મોક્ષપદ; વાણી જેમાં નથી તેવો.
નિશ્ચલતા=સ્થિરતા.
ન્યાય=તર્ક.
પર અપર=પરાપર; પર=નામરૂપરહિત; અપર=નામરૂપવાળું.
પરમેષ્ઠીના=પરમેશ્વરના.
પરસંવેદ્ય=પારકાથી અનુભવી શકાય તેવો.
પરા=જેમાં શબ્દ અને અર્થ સંયુક્ત છે, છૂટાં પડ્યાં જ નથી એવી વાણી.

પરિચ્છિન્ન=ભિન્ન; મર્યાદિત.
પરિમાણુ=માપ.
પર્યાયરૂપ=એક અર્થવાળા.
પશ્યંતી=ઉચ્ચારની જરૂર વિનાની, પરંતુ વિચારમાં એકી વખતે (અક્રમભાવે) અર્થનું જ્ઞાન કરાવનારી વાણી.
પિષ્ટ=દળેલું.
પુરુષચિદાભાસ=જીવચેતન.
પુરુષોત્તમ ચૈતન્ય=પરમેશ્વર ચેતન.
પૂર્વ કે ઉત્તર=પહેલા કે પછી.
પેષણુ=દળવુ.
પ્રકાસ્ય=પ્રકાશિત થતો.
પ્રતિષ્ઠા=આશ્રય.
પ્રતીતિ=દેખાવાપણું.
પ્રમાણુ=સાચા જ્ઞાનનું સાધન.
પ્રમાતા=સાચા જ્ઞાનને જાણનાર.
પ્રમેય=સાચા જ્ઞાનનો વિષય.
પ્રાતિભાસિક=કોઈ પ્રયોજન સિદ્ધ ન કરે અને દેખાવ માત્ર હોય તે.
પ્રાપ્તિની પ્રાપ્તિ=સ્વયંસિદ્ધ પ્રાપ્ત છે તેની પ્રાપ્તિ.
પ્રિયદર્શી=જેનું દર્શન કલ્યાણુ ઉત્પન્ન કરનાર છે તેવી.
પ્રેરકપ્રેર્યભાવ=પ્રેરનાર અને પ્રેરાનારો એ બેનો સંબંધ.
ફેન=ફીણુ.
બધિરત્વ=બહેરાપણુ.
બોદ્ધવ્ય=જાણવા યોગ્ય.
ભદ્ર=પુણ્યવાન
ભવિતવ્ય=ભવિષ્યમાં થવાનુ.
ભૂતભૌતિક=પચભૂત અને પચભૂતનાં કાર્યો.
ભૂમા=મોટામાં મોટુ તત્ત્વ.
ભ્રમી=ભ્રમવાળો.

મધ્યમા=ઉચ્ચારના ક્રમથી ઉદય થયેલી, પરંતુ બોલનાર પોતે જ સમજી શકે એવી વાણી.
મનુષ્યવિગ્રહ=મનુષ્યનું શરીર.
મયૂર=મોર.
માયાવિશિષ્ટ=માયાશક્તિવાળા.
મૃતક=મરેલો.
યત્નસાધ્ય=પ્રયત્ન વડે મેળવાય એવો.
રાગ=પ્રીતિ.
રાજશાર્દૂલ=રાજાઓમા શ્રેષ્ઠ.
રંજ=દુ ખ.
લક્ષ્યરૂપ=લક્ષણાથી સમજાય તેવો.
લોકપ્રથા=રૂઢિ.
લોકૈષણા=આ લોક તથા પરલોકનાં સુખ મેળવવાની વાસના.
લબિકા=જીભ.
વક્તવ્યરૂપ=બોલવાના વિષયરૂપ.
વક્ર=વાંકો.
વાચક=બોધક.
વાચ્યરૂપ=શબ્દની વાચકશક્તિથી સમજાય તેવો
વારપાર=જળસ્થળ.
વિકલ્પ=આમ કે તેમ–તેવો મનનો ભાવ.
વિકારશૂન્ય=વિકારવિનાનો.
વિદિતઅવિદિતરૂપતા=જણાવારૂપી વિષયતા અને ન જણાવારૂપી અવિષયતા.
વિદ્યત અવિદ્યત=સદસદ્; હોતા ન હોતા.
વિપર્યય=અવળી; ઊંધી.
વિપ્રલિપ્સા=છેતરવાની ઇચ્છા.
વિલક્ષણુ=જુદા આકારવાળી; ભિન્ન પ્રકારની
વિવેચન=પૃથક્ ભાન, વિવેક.
વિષમ=સમાન નહિ તેવી.

વિજ્ઞાતવેદ્ય=જાણવા યોગ્ય જેણે જાણ્યું છે એવા.
વિજ્ઞાની=આત્મસ્વરૂપને યથાર્થ જાણનારો.
વૃત્તિજ્ઞાન=ચિત્તના અંકુરમાં સ્ફુટ થતું જ્ઞાન.
વેદ ( ચાર )=ઋગ્, યજુસ્, સામ, અથર્વ.
વેદાંત=સાચું જ્ઞાન.
વૈખરી=ઉચ્ચારના ક્રમથી બીજો સાંભળનાર સમજી શકે તેવી સ્પષ્ટ વાણી.
વૈદિક=શાસ્ત્રીય.
વ્યભિચારી=ભેદવાળા.
વ્યાવહારિક=સંસારનાં પ્રયોજન સિદ્ધ કરે એવાં.
વ્યાહૃતિ=મંત્રદેવતાના સંક્ષેપમાં રૂપ, ગુણ અને કર્મ જણાવનાર બીજાક્ષરો.
શિશુમારચક્ર=સપ્તર્ષિની પાસેનું નક્ષત્રમંડળ.
શૂકર=ભૂંડ.
શુક્તિ=છીપ.
શુચિ=પવિત્ર.
ષટ્શાસ્ત્ર=ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા.
ષડ્અંગ (વેદનાં )=વ્યાકરણ, શિક્ષા, કલ્પ, નિરુક્ત, જ્યોતિષ, છંદ.
ષડ્ભાવવિકારો=હોવું ( અસ્તિ ), ઉત્પન્ન થવું, વધવું, રૂપાંતર થવું, ક્ષય અને નાશ.
સકરણસમૂહપ્રપંચ=ઇંદ્રિયોવાળો સમૂહ-સંઘાત અર્થાત્ દેહ, તેનો પ્રપંચ અર્થાત્ વિસ્તાર.
સચિત્ત=ચિત્તવાળો.
સમ=સમાન આકારવાળી; સરખા પ્રકારની.
સમષ્ટિ હિરણ્યગર્ભ=સમગ્ર બ્રહ્માંડનો અભિમાની બ્રહ્મા.
સમ્યક્=સારી રીતે.
સાક્ષ્યસાક્ષીભાવ=જોનાર અને જોવાના પદાર્થોના સંબંધ.
સાપેક્ષક=અપેક્ષા રાખનાર.
સાવયવ=અવયવવાળી.
સંકોચન=સંકેલી લેવું તે.
સંઘાત=એકત્ર વર્તનાર સમૂહ.
સંસક્તિમાન=પ્રીતિવાળો.
સંજ્ઞા=ઇશારો.
સાંકેતિક=આધિકારિક. અમુક પ્રયોજન સિદ્ધ કરવા માટે નિર્માણ થયેલું તે.
સ્થાનાપન્ન કરે છે=સામું સ્થાન આપે છે.
સ્થૂલારુંધતીન્યાય=પાસેના મોટા પદાર્થને બતાવી ખરી રીતે સાચો ઝીણો પદાર્થ બતાવવાનો ન્યાય; જેમકે સપ્તર્ષિ મંડળના મોટા તારા મારફત સાચો ઝીણો અરુંધતીનો તારો દેખાડવામાં આવે તેમ.
સ્વરૂપજ્ઞાન=ચૈતન્યનો સ્વયંપ્રકાશ.
સ્વપ્નવર્તી=સ્વપ્નમાં વર્તતો.
સ્વસંવેદ્ય=જાતે અનુભવી શકાય તેવો.
સ્વામ=સ્વપ્નના.
સ્વેદજ=પરસેવાથી ઉત્પન્ન થાય છે તે.
હાસ્યાસ્પદ=હસવા યોગ્ય.
હેયોપાદેયરૂપ=ત્યજવા અથવા મેળવવા યોગ્ય.
હેયોપાદેયબુદ્ધિરહિત=ત્યજવું અને મેળવવું એવી બુદ્ધિ વિના

સ્વામી રામતીર્થ-ઉપદેશો ( ૧ ) ૩–૦
ઉપદેશસારસંગ્રહ ... ... ૧–૮
સર્વ વેદાંત-સિદ્ધાંતસારસંગ્રહ ૧–૪
સમયસાર નાટક ... ... ૪–૦
ભક્તિયોગ (૮મો)... ... ૨–૦

### શ્રીમદ્ શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનના ગ્રંથો

મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો ૧–૦
શતશ્લોકી ને બીજાં ચાર રત્નો ૦–૧૨
સ્તોત્રસંગ્રહ ... ... ૦–૧૦
વિવેકચૂડામણિ ... ... ૦–૧૨

### ધર્મકથા-પ્રાર્થના

શ્રીપુરુષોત્તમમાસમાહાત્મ્ય ... ૨–૦
જપ અને નામસ્મરણ ... ૧–૪
ધાર્યંડીપાઠ ... ... ૧–૪
નિત્યપાઠ ... ... ... ૦–૧૨
સત્યનારાયણની કથા ... ૦–૧૦
સૂર્યકાન્ત .. ... ... ૨–૦
તુકારામગાથા (બે ગ્રંથો) ... ૬–૦
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (૨) .. ૨–૦
આખ્યાનમાળા–બે ભાગ ... ૬–૦
સંતની વાતો ... ... ૧–૮
સતગુરુનો પરિચય ... ૨–૦

### ૨૫૦ પઢિયારનાં ભક્તિરસથી ભરપૂર ૭ પુસ્તકો

સ્વર્ગનું વિમાન ... ... ૨–૦
સ્વર્ગની કૂંચી ... ... ૨–૦
સ્વર્ગનો ખજાનો ... ... ૨–૦
સ્વર્ગનો પ્રકાશ ... ... ૨–૦
સ્વર્ગનો આનંદ ... ... ૨–૦
સ્વર્ગની સીડી ... ... ૨–૦
સાચું સ્વર્ગ ... ... ૨–૦

## उत्साह–चेतनाप्रेरक ग्रंथो

कैलासदर्शन ... ... ૨-૮
આગળ ધસો ... ... ૩-૦
સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને
  વિચારોના ચમત્કાર ... ૨-૦
સાહિત્યપ્રવેશિકા ... ... ૨-૮
સ્વામી અખંડાનંદજીના પત્રો ૧-૪
ટેકેવતો ... ... ... ૧-૪
આત્મનિરીક્ષણ અને સંકલ્પ ૧-૦
ગુજરાતની ગજલો ... ૧-૦
શુભસંગ્રહ (૨)... ... ૩-૦
શુભસંગ્રહ (૯)... ... ૩-૦
ખેતીનાં મૂળ તત્ત્વો-૧ ... ૧-૪
,, ,, ,, -૨ ... ૧-૦
,, ,, ,, -૩ ... ૧-૮
,, ,, ,, -૪ ... ૧-૧૨
હિંદુસ્તાની સંગીત ... ૦-૮

## जीवनचरित्रो

ચૈતન્ય મહાપ્રભુ (ત્રણ ગ્રંથોમાં) ૮-૦
સ્વામી રામતીર્થ ... ૩-૮
સ્વામી વિવેકાનંદ... ... ૪-૦
સંત તુકારામ ... ... ૩-૦
શ્રી રમણ મહર્ષિ ... ૨-૦
મહર્ષિ દયાનંદ ... ... ૧-૮
હંસ મહારાજ ... ... ૨-૮
સામ્યયોગી વિનોબા ... ૧-૮
સ્વામી આત્માનંદ સરસ્વતી ૧-૮
ભિક્ષુ અખંડાનંદ .. ... ૩-૦
આદર્શ ચરિત્રસંગ્રહ (૨) ... ૩-૦
ભક્તચરિત્ર ... ... ૨-૮
સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદ ૧-૬
બૂકર ટી. વૉશિંગ્ટન ... ૧-૮
સ્વામીશ્રી નિત્યાનંદ ... ૦-૮
શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશય ૧-૦
યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ... ૦-૮

## आरोग्य–वैदक

સુશ્રુત આયુર્વેદ (બે ગ્રંથોમાં) ૧૫-૦
અષ્ટાંગહૃદય-વાગ્ભટ્ટ .. ૧૨-૦
વનસ્પતિવર્ણન ... ... ૨૦-૦
,, (ઉત્તમ બાંધણી) ... ૦-૦
વનસ્પતિવર્ણનપ્રવેશ ... ૨-૦
રસતંત્રસાર ને સિદ્ધપ્રયોગસંગ્રહ ૧૦-૦
આર્યભિષક્ અથવા હિંદુસ્તા-
  નનો વૈદરાજ ... .. ૬-૦
આરોગ્યની કૂંચી ... ... ૨-૮
ઘરઘરનો વૈદ્ય ... ... ૧-૮
વૈદક સંબંધી વિચારો
  (ભાગ બીજો) .. ... ૧-૧૨
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ૦-૧૨
ઝેર ઉતારવાના તાત્કાલિક
  ઉપાયો ... ... ૦-૧૦
ખોરાકના ગુણદોષ.. ... ૦-૧૨
આયુર્વેદ યોગશતક . ૦-૧૨

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૩ | છેલ્લી | સાક્ષી, પ્રકાશ, | સાક્ષી, પ્રકાશક |
| ૪૪ | ૬ | આવૃત્તિ | આવૃત્ત |
| ૧૨૮ | ૨૦ | હું તને એવું કહું છું. જેના | હું તને એવું કહું છું, જેમાં |
| ૧૬૪ | ૨૦ | પ્રથમ સાધુ | ગરીબ સાધુ |
| ૧૭૫ | ૭ | સુષુપ્તિ, મૂર્ચ્છાવત્ | સુષુપ્ત મૂર્ચ્છાવત |
| ૧૮૮ | ૧૪ | જીવ તથા ઇશ્વરને અનેક માનવારૂપ | જીવ તથા ઇશ્વરનો અભેદ માનવારૂપ |
| ૧૯૯ | ૧૨ | મૂળને અપ્રાપ્ત કર્યું છે. | મૂળને અપ્રાપ્ત રહ્યો છે. |
| ૨૦૮ | ૪ | એવા જગતના ધર્મરૂપ | એવા મનના ધર્મરૂપ |
| ૨૩૨ | ૨૯ | નિષેધને દુર્વાસા વિષે | તેને વિષે અને દુર્વાસના વિષે |
| ૨૩૭ | ૧૯ | સ્વપ્નદૃષ્ટિની ઉત્પત્તિ | સ્વપ્નસૃષ્ટિની ઉત્પત્તિ |
| ૨૬૬ | ૨૧ | વિશુદ્ધઘન | વિશુદ્ધાનંદ |
| ૨૮૪ | ૨૦ | થાય છે | થયું છે |
| ૩૪૮ | છેલ્લી | નારાયણને તેં ભુલાવ્યા | નારાયણને તું ભૂલ્યો છે |
| ૩૫૩ | ૭ | અંત્યતાભાવ જાણે છે | અંત્યતાભાવ જાણ્યો છે |
| ૩૫૮ | ૨૧ | સ્વપ્નદૃષ્ટાવત્ સ્વરૂપ | સ્વપ્નદૃષ્ટાવત્ સર્વરૂપ |
| ૩૬૦ | ૧૬ | તું ચૈત્રન્ય દૃષ્ટાનું છે | તું ચૈતન્ય દૃષ્ટાનું દૃશ્ય છે |
| ૩૬૧ | ૨૫ | પ્રાપ્તિના | પ્રાપ્તના |
| ૩૬૩ | ૧૫ | પ્રાપ્ત | પાપી |
| ૩૬૮ | ૨૫ | તું અંતર બહાર નિદાઘ | અંતર બહાર નિદાઘ |
| ૩૬૯ | ૧૧ | તે ન જોયો | તને જોયો |
| ૩૭૭ | ૬ | ક્રોધરૂપ દેહીનો | ક્રોધરૂપ દેહનો |
| ૩૮૦ | ૧૦ | સદ્રૂપ | રુદ્રરૂપ |
| ૩૮૬ | ૨૩ | ભરાવાને | ભગવાને |
| ૩૯૭ | ૧૨ | છું હું. | છું. |
| ૪૧૨ | ૧૭ | ગમનાગમનના આરંભને | ગમનના આરંભને |
| ૪૨૪ | ૧૫ | ચતુષ્ટઅંત કરણ | ચતુષ્ટય અંતઃકરણ |
| ૪૨૭ | ૭ | કાર્યકારણભાવવાળા | કાર્યકારણભાવવાળો |
| ૪૨૭ | ૭ | દૃશ્ય પ્રપંચમાં | દૃશ્યપ્રપંચ |
| ૪૨૭ | ૨૧ | રાજા કરશે. | રાજા દરશે. |
| ૪૩૫ | ૪ | દેશનિવાસી થવા | દેશનિવાસી અથવા |
| ૪૪૨ | ૯ | ત્રિપયત્શી | વિષમદર્શી |
| ૪૫૫ | ૩ | દ્રષ્ટાના | દ્રષ્ટા |

*

# ઉપયોગી ગ્રંથો

## ધર્મગ્રંથો

મહાભારત-ભાષાંતર
(સાત ગ્રંથોમાં) ... ૫૨-૦
યોગવાસિષ્ઠ મહારામાયણ ... ૧૪-૦
શ્રીશિવમહાપુરાણ ૧-૨, ... ૧૨-૦
તુલસીકૃત રામાયણ ૧-૨, ... ૧૦-૦
વાલ્મીકિ રામાયણ ૧-૨, ... ૧૨-૦
શ્રીમદ્ ભાગવત ૧-૨, ... ૧૦-૦
ભગવતી (દેવી) ભાગવત ... ૬-૦
ગિરધરકૃત રામાયણ ... ૪-૮
શાંતિપર્વ-મહાભારતનું ... ૮-૮
એકનાથી ભાગવત-એકાદશ
સ્કંધ-ભાગવતનો ... ૫-૦
શ્રીરામચરિતમાનસ-મૂળ . ૨-૦
ધમ્મપદ ... ... ૧-૦
તુલસીસતસઈ ... ... ૧-૮

### ઉપનિષદો (૧૧૨)

એકાદશ ઉપનિષદ ... ૩-૦
બૃહદારણ્યક ઉપનિષદ ... ૨-૦
સો ઉપનિષદો ... ... ૫-૦

### ભગવદ્ગીતાઓ

ભગવદ્ગીતા-પુરુષાર્થબોધિની-
બે ગ્રંથો . ૧૨-૮
શ્રીમદ્ ભગવદ્ગીતા-
શાંકરભાષ્ય ... ૪-૦
શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા ૪-૮
ભગવદ્ગીતા-નીલકંઠી ... ૩-૦
પંચરત્નગીતા-ભાષાંતર સાથે ૨-૦
શ્રીમદ્ ભગવદ્ગીતા ... ૦-૧૨
જ્ઞાનસત્રગીતા ... ... ૧-૪
શ્રીમદ્ ભગવદ્ગીતા (ગુટકો) ૦-૮
પંચરત્નગીતા-મૂળમૂળ ... ૦-૮

### નીતિગ્રંથો

બળવાન બનો ... ... ૦-૧૨
વિદુરનીતિ ... ... ૧-૦
મનુસ્મૃતિ ... ... ૪-૮
અંતર નિરીક્ષણ ... ... ૧-૦
પ્રભુમય જીવનનું રહસ્ય ... ૧-૦
પ્રભુમય જીવન ... ... ૦-૧૨
સુબોધરત્નાકર ... ... ૧-૮
મોક્ષમાળા ... ... ૧-૪

### વેદાંત-તત્ત્વજ્ઞાન

આપણો ધર્મ .. ... ૨-૦
વેદાંત-રસબિંદુ ... ... ૦-૧૨
મનુષ્યધર્મ ... ... ૨-૦
શ્રી વેદાંતમાર્ગદર્શિની ... ૧-૮
સનાતનધર્મ .. ... ૧-૦
મહાવાક્યરત્નાવલી ... ૦-૧૨
વિચારસાગર . ... ૩-૦
આત્મસાક્ષાત્કારની કસોટી... ૧-૪
પંચીકરણ .. ... ૨-૦
સ્વરૂપવિચાર . ... ૦-૧૦
અષ્ટાવક્રગીતા ... ... ૦-૮
અવધૂતગીતા ... ... ૧-૪

| | |
|---|---|
| સ્વામી રામતીર્થ-ઉપદેશો (૧) | ૩–૦ |
| ઉપદેશસારસંગ્રહ ... ... | ૧–૮ |
| સર્વ વેદાંત-સિદ્ધાંતસારસંગ્રહ | ૧–૪ |
| સમયસાર નાટક ... ... | ૩–૦ |
| ભક્તિયોગ (૮મો) ... | ૨–૦ |

શ્રીમદ્ શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનના ગ્રંથો

| | |
|---|---|
| મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો | ૧–૦ |
| શતશ્લોકી ને બીજાં ચાર રત્નો | ૦–૧૨ |
| સ્તોત્રસંગ્રહ ... ... | ૦–૧૦ |
| વિવેકચૂડામણિ ... ... | ૦–૧૨ |

ધર્મકથા-આખ્યાન

| | |
|---|---|
| શ્રીપુરુષોત્તમમાસમાહાત્મ્ય .. | ૨–૦ |
| જપ અને નામસ્મરણ ... | ૧–૬ |
| પ્રાચંડીપાઠ ... ... | ૧–૪ |
| નિત્યપાઠ ... ... ... | ૦–૧૨ |
| સત્યનારાયણની કથા ... | ૦–૧૦ |
| સુર્યકાન્ત .. ... ... | ૨–૦ |
| તુકારામગાથા (બે ગ્રંથો) ... | ૬–૦ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (૨) .. | ૨–૦ |
| આખ્યાનમાળા-બે ભાગ ... | ૬–૦ |
| સતની વાતો ... ... | ૧–૮ |
| સતયુરુનો પરિચય ... | ૨–૦ |

૨૪૦ પહિયારનાં ભક્તિરસથી ભરપૂર ૭ પુસ્તકો

| | |
|---|---|
| સ્વર્ગનું વિમાન ... ... | ૨–૦ |
| સ્વર્ગની કૂચી ... ... | ૨–૦ |
| સ્વર્ગના ખજાનો ... ... | ૨–૦ |
| સ્વર્ગનો પ્રકાશ .. ... | ૨–૦ |
| સ્વર્ગનો આનંદ ... ... | ૨–૦ |
| સ્વર્ગની સીડી ... ... | ૨–૦ |
| સાચું સ્વર્ગ ... ... | ૨–૦ |

## उत्साह-चेतनाप्रेरक ग्रंथो

| | |
|---|---|
| કૈલાસદર્શન ... ... | ૨–૮ |
| આગળ ધસો ... ... | ૩–૦ |
| સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર ... | ૬–૦ |
| સાહિત્યપ્રવેશિકા .. ... | ૨–૮ |
| સ્વામી અખંડાનંદજીના પત્રો | ૧–૪ |
| કહેવતો ... ... ... | ૧–૪ |
| આત્મનિરીક્ષણ અને સંકલ્પ | ૧–૦ |
| ગુજરાતની ગજલો ... | ૧–૦ |
| શુભસંગ્રહ (૨)... ... | ૩–૦ |
| શુભસંગ્રહ (૯)··· ... | ૩–૦ |
| ખેતીનાં મૂળ તત્ત્વો–૧ ... | ૧–૪ |
| ,, ,, ,, –૨ ... | ૧–૦ |
| ,, ,, ,, –૩ ... | ૧–૮ |
| ,, ,, ,, –૪ ... | ૧–૧૨ |
| હિંદુસ્તાની સંગીત ... | ૦–૮ |

## जीवनचरित्रो

| | |
|---|---|
| ચૈતન્ય મહાપ્રભુ (ત્રણ ગ્રંથોમાં) | ૮–૦ |
| સ્વામી રામતીર્થ ... | ૩–૮ |
| સ્વામી વિવેકાનંદ ... | ૪–૦ |
| સંત તુકારામ ... ... | ૩–૦ |
| શ્રી રમણ મહર્ષિ ... | ૨–૦ |
| મહર્ષિ દયાનંદ ... ... | ૧–૮ |
| હંસ મહારાજ ... ... | ૨–૮ |
| સામ્યયોગી વિનોબા ... | ૧–૮ |
| સ્વામી આત્માનંદ સરસ્વતી | ૧–૮ |
| ભિક્ષુ અખંડાનંદ .. ... | ૩–૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ (૭)... | ૩–૦ |
| ભક્તચરિત ... .. | ૨–૮ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદ | ૧–૬ |
| બૂકર ટી. વૉશિંગ્ટન ... | ૧–૮ |
| સ્વામીશ્રી નિત્યાનંદ ... | ૦–૮ |
| શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશય | ૧–૦ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ... | ૦–૮ |

## સ્ત્રી-બાળોપયોગી